શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાળા–ગ્રન્થાંક ૫૫.

શ્રી શિવશર્મસૂરિકૃત કર્મપ્રકૃતિ મુળ તથા

[illegible]

# કર્મપ્રકૃતિ ટીકાનું ભાષાંતર.

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી મહારાજના સદુપદેશથી

બાઇ આધાર શા. ગોરધનભાઇ હીરાભાઇની વીધવા

રે. અગુઠણ ( ડભોઇ ) ની આર્થીક સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ.

હા. વકીલ મોહનલાલ હીમચંદ, પાદરા.

ભાષાંતરકર્તા.

પંડિત ચંદુલાલ નાનચંદ, શીનોર.

સંવત ૧૯૭૬ ] [ ઇ. સન ૧૯૨૦

કિંમત રૂ. ૩-૦-૦

આ પુસ્તક મળવાનું ઠેકાણું-
વકીલ મોહનલાલ હીમચંદ
મુ. પાદરા ( ગુજરાત ).



વડોદરા—શિયાપુરા, લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીગ પ્રેસમાં વિઠ્ઠલદાસ
આશારામ ઠક્કરે શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ માટે
તા. ૧-૯-૨૦ મીએ છાપ્યું.



# નિવેદન.

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાળાના પંચાવનમા મણકા તરીકે આ ગ્રન્થ બહાર પાડતાં ઘણો આનંદ થાય છે.

શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી મહારાજના સદુપદેશથી કર્મોનું તેમજ અપવર્તના, ઉદ્વર્તના, સંક્રમણ વિગેરેનું સ્વરૂપ કેટલેક અંશે સમજાયાથી એમ લાગ્યું કે દરેક આત્માર્થી મનુષ્યે કર્મપ્રકૃતિ ગ્રંથ અવશ્ય વાંચવા વિચારવા યોગ્ય છે, પરંતુ મુળ ગ્રંથ અને તેની ટીકા બન્ને સંસ્કૃત ભાષામાં હોવાથી ઘણાં મનુષ્યો તેનો લાભ લેઇ શકે નહીં; તેથી જો તેનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરાવી બહાર પાડ્યું હોય તો ઘણો લાભ થાય. આ વિચાર મેં મારા પરમોપકારી ગુરૂ-મહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીને નિવેદન કરતાં તેઓશ્રીએ મારા વિચારને પુષ્ટિ આપી પોતાથી બનતી સહાય આપવા ખુશી જણાવી. શીનોર નિવાસી પંડિત ચંદુલાલ નાનચંદ પાસે ગુજરાતી ભાષાંતર કરાવવાની ગોઠવણ કરી આપી. પરંતુ આવો મોટો ગ્રંથ હાલની સખ્ત મોંઘવારીના વખતમાં કોઇની દ્રવ્ય સહાય વગર બહાર પાડી શકાય તેમ ન હોવાથી આ હકીકત મારા સહ અધ્યાત્મી મિત્રો શા. માણેકલાલ વરજીવનદાસ, શા. છગનલાલ લક્ષ્મીચંદ (વડુ) તા. શા. પ્રેમચંદ દલસુખભાઇને જણાવતાં તેમણે આ કાર્યને અનુમોદન આપી ગામ અંગુઠણ ( ડભોઇ ) નાં બાઇ આધાર શા. ગોરધનભાઇ હીરાચંદનાં વિધવા પત્ની તરફથી રૂ. ૧૪૦૦) ની મદદ તેજ ગામના શેઠ છોટાલાલ મોહનલાલ દ્વારા મેળવી આપી અને ભાષાંતર તૈયાર થએ છપાવવાનું કાર્ય શરૂ કર્યું. દરમીયાન મારા મિત્ર વકીલ નંદલાલ લલ્લુભાઇને આ સર્વ હકીકત જણાવતાં તેમને આ વિષયપર ખાસ પ્રેમ હોવાથી ઘણોજ આનંદ થયો અને તેમણે આ વાત પોતાનાં પુજ્ય માતુશ્રીને જણાવી. તેઓએ જ્ઞાન પંચમીનું

તપ કરેલું તેના ઉદ્યાપનને નિમીત્ત કોઇ ઉજમણા પ્રસંગે એકાદ છોડ ભરાવવા વિચાર રાખ્યો હતો પણ આ કાર્યમાં વિશેષ લાભ જાણી આ ગ્રંથ માટે રૂ. ૨૧૦) તેમણે આપ્યા; તેથી તેમનો આ સ્થળે આભાર માનુ છું.

આ ગ્રંથ છપાવવાની શરૂઆત વખત તેની માત્ર ત્રણસો નકલો છપાવવા વિચાર રાખેલો ને તે પ્રમાણે પચીસ ફોર્મ છપાઇ ગએલાં. તે પછી કેટલાક શુભેચ્છકો તરફથી વધુ નકલ કઢાવવા આગ્રહપૂર્વક સૂચના થવાથી તૈયાર થએલાં પચીસ ફૉર્મની બીજી બસો નકલો ફરી છપાવી લેઇ આખા ગ્રંથની પાંચસો નકલો છપાવી છે.

હાલમાં કાગળ, છપાઇ, બંધાઇ વિગેરેના ભાવ હદ બહાર વધી ગયેલા હોવાથી પુરતી સંભાળ રાખવા છતાં પણ દર નકલ દીઠ-રૂ. ૫) પાંચનો ખર્ચ આવેલો છે. પરંતુ અધ્યાત્મજ્ઞાનના તથા દ્રવ્યાનુયોગના સારા ગ્રંથો અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી છપાવી પડતર અગર તેથી પણ ઓછી કિંમતે તેનો ફેલાવો કરવા શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી મહારાજનો હમેશનો ઉપદેશ હોવાથી આ ગ્રંથની પડતરથી પણ ઓછી કીંમત રૂ.૩–૦–૦ રાખેલી છે, તો આવા ઉત્તમ ગ્રંથનો લાભ ઘણા આત્માર્થી જનો લેઇ આત્મહીત સાધશે એવી આશા છે.

આ ગ્રંથની કિંમત કેટલી રાખવી તેનો વિચાર ચાલતાં વડોદરા નિવાસી વકીલ છોટાલાલ ઝવેરભાઇ સુતરીયા બી. એ. એલ. એલ. બી. એમણે ઓછી કિંમત રાખવા સુચના કરી. તેમ કરવા માટે પોતે રૂ. ૫૦) પચાસ મદદ તરીકે આપ્યા છે. તેમની આ ઉદારતા માટે તેમનો ઉપકાર માનું છુ. તેમજ વડોદરાના રા. રા. હરીલાલ રતનચંદની પ્રેરણાથી અમદાવાદ–લુણસાવાડાના શેઠ દોલતરામ કાલીદાસે રૂ. ૭૦) મદદ તરીકે આપ્યા છે તેથી તેમનો પણ ઉપકાર થયો છે.

અધ્યાત્મજ્ઞાન પ્ર૦ મંડળ અધ્યાત્મજ્ઞાનનાં તથા દ્રવ્યાનુયોગનાં પુસ્તકો છપાવી સસ્તી કિંમતે બહાર પાડી સમાજસેવા બજાવે છે અને તેના તેવા સત્કાર્યમાં સખી ગૃહસ્થો સ્હાય કરશે તો તેથી પણ વધારે ઉપયોગી સેવા બજાવશે, તેમજ કોઇ સજ્જનને પૂર્ણ અગર અપૂર્ણ મદદ આપી કોઇ ગ્રંથ છપાવવો હશે તો તે કાર્યમાં મંડળ પોતાથી બનતી દરેક સ્હાય આપશે.

આ ગ્રંથ માટે મદદ તરીકે મળેલી રકમ તથા વેચાણથી ઉપજેલી રકમમાંથી ખર્ચ જતાં કાંઇ રકમ વધશે તો તેનો ઉપયોગ બીજો ગ્રંથ છપાવવાના કામમાંજ થશે.

છેવટે આ અતિ ઉપયોગી ગ્રંથ વાંચવા–મનન કરવા પુનઃ ભલામણ કરી બાઇ આધાર વિગેરે મદદ આપનારનો તથા અમોને વારંવાર આવા સત્કાર્યમાં પ્રેરનાર અને પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી અંતઃકરણથી સ્હાય કરનાર પુજ્ય ગુરૂવર્ય શ્રીમદ્બુદ્ધિસાગરસૂરિજી મહારાજનો ઉપકાર માની આ ટુંક નિવેદન પૂર્ણ કરૂં છું. ॐ અર્હં શાન્તિઃ ૩

સંવત ૧૯૭૯ ના પ્રથમ
શ્રાવણ શુકલ ૫
મુ. પાદરા.

વકીલ મોહનલાલ હીમચંદ.

## શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી

### શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રન્થમાળામાં પ્રગટ થએલા ગ્રન્થો.

| | પૃષ્ઠ | |
|---|---|---|
| ૧. ૐ ભજન સંગ્રહ ભાગ ૧ લો. | ૨૦૦ | ૦-૮-૦ |
| × ૧. અધ્યાત્મક વ્યાખ્યાનમાળા. | ૨૦૬ | ૦-૪-૦ |
| × ૨. ભજનસંગ્રહ ભાગ ૨ જો. | ૩૩૬ | ૦-૮-૦ |
| × ૩. ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૨૧૫ | ૦-૮-૦ |
| × ૪. સમાધિ શતકમ્. | ૩૪૦ | ૦-૮-૦ |
| ૫. અનુભવ પચ્ચિશી. | ૨૪૮ | ૦-૮-૦ |
| ૬. આત્મપ્રદીપ. | ૩૧૫ | ૦-૮-૦ |
| ૭. ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦-૮-૦ |
| ૮. પરમાત્મદર્શન. | ૪૩૨ | ૦-૧૨-૦ |
| ૯. પરમાત્મજ્યોતિ. | ૫૦૦ | ૦-૧૨-૦ |
| ×૧૦. તત્ત્વબિંદુ. | ૨૩૦ | ૦-૪-૦ |
| ×૧૧. ગુણાનુરાગ. ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦-૧-૦ |
| ×૧૨-૧૩. ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા. | ૧૯૦ | ૦-૬-૦ |
| ×૧૪. તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી ) | ૬૪ | ૦-૧-૦ |
| ૧૫. અધ્યાત્મ ભજનસંગ્રહ. | ૧૯૦ | ૦-૬-૦ |
| ૧૬. ગુરૂબોધ. | ૧૭૨ | ૦-૪-૦ |
| ×૧૭. તત્ત્વજ્ઞાનદીપિકા. | ૧૨૪ | ૦-૬-૦ |
| ૧૮. ગહુંલીસંગ્રહ. ભા. ૧ | ૧૧૨ | ૦-૩-૦ |
| ×૧૯-૨૦. શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી) | ૪૦-૪૦ | ૦-૧-૦ |
| ×૨૧. ભજન પદ સંગ્રહ ભાગ ૬ ઠો. | ૨૦૮ | ૦-૧૨-૦ |
| ૨૨. વચનામૃત. | ૩૦૮ | ૦-૧૪-૦ |
| ૨૩. યોગદીપક. | ૨૬૮ | ૦-૧૪-૦ |
| ૨૪. જૈન ઐતિહાસિક રાસમાળા. | ૪૦૮ | ૧-૦-૦ |
| ૨૫. આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થ સહિત. | ૮૦૮ | ૨-૦-૦ |
| ૨૬. અધ્યાત્મ શાન્તિ. ( આવૃત્તિ બીજી ) | ૧૩૨ | ૦-૩-૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૫૬ | ૦-૮-૦ |
| ×૨૮. જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦-૨-૦ |

| | | |
|---|---|---|
| ×૨૯. કુમારપાલ ચરિત્ર ( હિંદી ). | ૨૮૭ | ૦—૬—૦ |
| ૩૦. થી ૩૪. સુખસાગર ગુરૂગીતા. | ૩૦૦ | ૦—૪—૦ |
| ૩૫. ષડ્દ્રવ્ય વિચાર. | ૨૪૦ | ૦—૪—૦ |
| ×૩૬. વિજાપુર વૃત્તાંત. | ૯૦ | ૦—૪—૦ |
| ×૩૭. સાબરમતી કાવ્ય. | ૧૯૬ | ૦—૬—૦ |
| ૩૮. પ્રતિજ્ઞા પાલન. | ૧૧૦ | ૦—૫—૦ |
| ૩૯—૪૦—૪૧. જૈનગચ્છમત પ્રબંધ. સંઘપ્રગતિ. જૈનગીતા. | | ૧—૦—૦ |
| ૪૨. જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ. | | ૧—૦—૦ |
| ૪૩. મિત્રમૈત્રી. | | ૦—૮—૦ |
| ×૪૪. શિષ્યોપનિષદ્. | | ૦—૨—૦ |
| ૪૫. જૈનોપનિષદ્. | ૪૮ | ૦—૨—૦ |
| ૪૬—૪૭. ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્રસદ્દુપદેશ. ભાગ ૧ લો. | ૯૭૬ | ૩—૦—૦ |
| ૪૮. ભજનસંગ્રહ ભાગ ૮ | ૯૦૪ | ૩—૦—૦ |
| ૪૯. શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨—૦—૦ |
| ૫૦. કર્મયોગ. | ૧૦૧૨ | ૩—૦—૦ |
| ૫૧. આત્મતત્ત્વદર્શન. | ૧૧૨ | ૦—૮—૦ |
| ૫૨. ભારત સહકાર શિક્ષણ. | ૧૬૮ | ૦ ૧૦-૦ |
| ૫૩. શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩—૮—૦ |
| ૫૪. ગહુલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦—૪—૦ |

× આ નીશાની વાળા ગ્રંથો સીલકમાં નથી.

પુસ્તક મળવાનાં સ્થળ.

મુંબઇ, પાયધુણી. બુકસેલર મેઘજી હીરજી.

„ ચંપાગલી. લલ્લુભાઇ કરમચંદ દલાલ.

પુના, વેતાલપેઠ. શેઠ વિરચંદભાઇ કૃષ્ણાજી.

પાદરા, વકીલ મોહનલાલ હીમચંદ.

नमः श्री सर्वज्ञाय.

जैनाचार्य श्रीमद्बुद्धिसागरेभ्यो नमः

# प्रस्तावना.

આ જગતમાં શ્રીસર્વજ્ઞોએ ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશાસ્તિકાય-પુદ્ગલ-અને જીવ એ પાંચ[1] મૂળ પદાર્થો દેખ્યા છે. તેમાં ધર્મા૦-અધર્મા૦-ને આકાશા૦ એકેક પિંડ રૂપ એકેક પદાર્થ છે, અને પુદ્ગલ તથા જીવ એ બે એકેક પિંડરૂપ અનંતઅનંત પદાર્થ છે, અર્થાત્ પુદ્ગલ પદાર્થ અનંત છે, અને જીવ પણ અનંત છે, ત્યાં પુદ્ગલ પદાર્થો ઔદારિકાદિ અનેક પ્રકારના કહ્યા છે, તેમાંએક કાર્મણવર્ગણા નામના ભેદવાળા પુદ્ગલપિંડો જીવના સંબંધમાં આવી જીવના મૂળ સ્વરૂપમાં ઘણો ફેરફાર કરવાના સ્વભાવવાળા છે, માટે કાર્મણ વર્ગણા જાતના જે પુદ્ગલપિંડો આત્મપિંડમાં અગ્નિ લોહવત્ મળી જઇ આત્માની મૂળ દશામાં ફેરફાર કરે તે કાર્મણ વર્ગણા જાતના પુદ્ગલોને (જીવના સંબંધથી) શ્રી સર્વજ્ઞોએ કર્મ તરીકે ઓળખાવેલ છે. એ કાર્મણવર્ગણા જાતના પુદ્ગલપિંડો પંચાસ્તિકાયમય લોકાકાશમાં સર્વત્ર વ્યાપ્ત છે, માટે ગમે તે સ્થળે રહેલો આત્મા કાર્મણવર્ગણા ગ્રહણ કરી. તેને કર્મ સ્વરૂપ કરી શકે છે. પુનઃ અનંતજ્ઞાનાદિ ગુણવાળો આત્મા કયા સાધનથી કર્મ ગ્રહણ કરી શકે ? એ પ્રશ્નનો ઉત્તર એટલોજ છે કે આત્મા સલેશ્યવીર્ય રૂપ યોગ વડે કર્મ ગ્રહણ કરે છે, વળી જે કાર્મણવર્ગણા જીવ ગ્રહણ કરે છે તે ગ્રહણ સમય પહેલાં અન્યસ્વરૂપે હોય છે, ને ગ્રહણ સમયેજ તે વર્ગણા કર્મસ્વરૂપે બની જાય છે, એ પ્રમાણે જીવો

---

૧ સિદ્ધાન્તોમાં કાળ એ ઔપચારિક પદાર્થ ગણેલ હોવાથી અત્રે કાળને વાસ્તવિક પદાર્થરૂપે ગ્રહણ કર્યો નથી.

અનાદિકાળથી સલેશ્યવીર્યરૂપ યોગવડે પ્રતિસમય કર્મ ગ્રહણ કર્યે જાય છે માટે તેવા જીવો સંસારી જીવ કહેવાય છે, અને કર્મસંબંધથી સર્વથા મુકત થયેલા, અને પુનઃ કોઇ કાળે પણ કર્મગ્રહણ નહિં કરનાર જીવો મુકત આત્મા અથવા સિદ્ધ કહેવાય છે. આત્માની મૂળ દશા અનંતજ્ઞાન—અનંતદર્શન—અનંતચારિત્ર—અનંતવીર્ય—અને અનંત ઉપયોગમય છે છતાં કર્મના સંબંધથી મદિરાવડે ઉન્મત થયેલા મનુષ્યવત્ વિવિધ પ્રકારની વિભાવિક ચેષ્ટાઓ કરે છે, વિવિધ પ્રકારનાં રૂપ ધારણ કરી અનાદિકાળથી ભવભ્રમણ કરે છે, એ પ્રમાણે શ્રીસર્વજ્ઞાએ સાક્ષાત્ અનુભવેલું અને દેખેલું અને કહેલું હોવાથી જીવોને સદ્ગતિ દુર્ગતિ આપનાર કર્મ છે, પરન્તુ અમુક ઇશ્વરાત્મા છે એમ મનાય નહિં. વળી બુદ્ધિથી વિચારીયે તો અનંત જીવો જ્ઞાનાદિ ગુણમાં એક સરખા છતાં પણ કોઇ રાજા, કોઇ રંક, કોઇ ઉંચ, કોઇ નીચ, કોઇ મહદ્ધિક કોઇ અલ્પર્ધિક, કોઇ બળવાન કોઇ નિર્બળ, કોઇ બુદ્ધિશાળી કોઇ મૂર્ખ ઇત્યાદિ તફાવત હોવાનું કંઇપણ કારણ હોવું જોઇએ, અને તે કારણ કર્મ છે એમ શ્રી સર્વજ્ઞાએ પોતાના જ્ઞાનમાં દેખેલું છે, કેટલાંએક અન્ય દર્શનો જીવોની અને જગત્ની વિચિત્રતામાં ઇશ્વરેચ્છાને કારણરૂપ માનીને કહે છે કે ઇશ્વરે પૃથ્વી—જળ—અગ્નિ—વાયુ—આકાશ—વનસ્પતિ—જીવ ઇત્યાદિ અનેક પદાર્થો પોતાની લીલા દર્શાવવાને બનાવ્યા, વૃક્ષનું એક પાંદડું પણ ઇશ્વરની પ્રેરણા વા ઇચ્છા વિના હાલતું નથી, જીવોને સ્વર્ગ—નરક—સુખ—દુખ ઇત્યાદિ આપનાર એક ન્યાયી ઇશ્વર છે, એક ઘડો પણ કુંભાર વિના બનતો નથી તો આવડું મોટું જગત્ તે ઇશ્વર વિના કેમ બને ? ઇત્યાદિ રીતે અન્ય દર્શનીયો જગત્વિચિત્રતાનું કારણ ઇશ્વર માને છે, પણ જૈન—અને બૌધ એ બે દર્શનો અતિ સ્પષ્ટ રીતે કુદરતનેજ કારણરૂપ માને છે, કારણકે ધર્માસ્તિકાયાદિ ૫ પદાર્થો અનાદિકાળથી સ્વતઃસિદ્ધ (કોઇએ પણ નહિ બનાવેલા એવા) છે, તેમાં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય અરૂપી છે, અને તે બેનું અસ્તિત્વ અન્ય દર્શનોમાં પ્રગટ રીતે કહ્યું નથી પણ આકાશ—પુદ્ગલ—ને જીવ એ ત્રણનું અસ્તિત્વ અનેક

દર્શનોમાં કહેલું પ્રસિદ્ધ છે, અને કર્મ એ પુદ્ગલ પરિણામ છે, વળી જડ અને રૂપી એવા પુદ્ગલ પરિણામી કર્મમાં અરૂપી એવા જીવોનું મૂળ સ્વરૂપ ફેરફાર કરવાની શકિત કેવી રીતે હોય ? એ શંકાના સમાધાનમાં પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે કે જડ અને રૂપી એવી મદિરામાં અરૂપી એવી બુદ્ધિને વિકલ કરવાની શકિત કેમ છે ? જડ એવા વિષમાં અરૂપી આત્માને વ્યાકુળ બનાવવાની શકિત કેમ છે ? ઇત્યાદિ અનેક જડ પદાર્થો અરૂપી અને ચેતનાવંત આત્માની અવસ્થામાં ફેરફાર કરવાની શકિતવાળા પ્રત્યક્ષ દેખાય છે, તેવી રીતે કર્મપુદ્ગલો રૂપી અને જડ છતાં પણ અરૂપી અને ચૈતન્યવંત આત્માના જ્ઞાનાદિ મૂળ સ્વરૂપમાં ફેરફાર કરી શકે એ વાત બુદ્ધિગમ્ય પણ છે, એ પ્રમાણે જીવોની વિચિત્રતામાં પુદ્ગલ પરિણામી કર્મ એ કારણરૂપ છે, અને જગત્‌નાં બીજાં સર્વ દ્રશ્યો પણ પુદ્ગલ પરિણામથી ઉત્પન્ન થયેલાં છે, અર્થાત્ જગત્‌માં જે કંઇ દૃષ્ટિગોચર ફેરફારો થાય છે તે પુદ્ગલના ૧૦ પ્રકારના પરિણામથીજ છે, જેમકે કાષ્ટ બળીને રાખ થઇ વા ધૂમાડો થયો તો કાષ્ટ—રાખ—ને ધૂમાડો એ ત્રણે રૂપાન્તરને પ્રાપ્ત થયેલાં પુદ્ગલજ છે, એ પ્રમાણે બીજાં પણ અનેક પ્રકારનાં જે રૂપાન્તરો વારંવાર પલટાતાં દેખાય છે તે સર્વ પુદ્ગલ પદાર્થનો કુદ્રતી નિયમ (=૧૦ પ્રકારનો પરિણામ) છે, માટે જીવોની વિચિત્રતામાં અને તે સિવાયના દ્રશ્ય પદાર્થોની વિચિત્રતામાં પુદ્ગલ પરિણામ એજ કારણિક છે, પણ આકાશમાં અમુકસ્થાને વા સર્વત્ર વ્યાપ્ત એવા ઇશ્વર પરમાત્મા આ સર્વ જગચ્ચક્ર ચલાવે છે એમ માનવું તે ઇશ્વરપણામાં અત્યંત ખામી જણાવનારૂં છે. નિરંજન નિરાકાર કૃતાર્થ સ્વરૂપરમણી અખંડાનંદી એવા ઇશ્વર પરમાત્માને આ અનેક ઉપાધિમય જગચ્ચક્ર ચલાવવાની આવી જબરી ઉપાધિ ઉભી કરવાનું શું પ્રયોજન હોય ! એજ વિચારવું મુશ્કેલ છે, માટે સર્વજ્ઞોએ જગત્ વિચિત્રતામાં ઇશ્વર પરમાત્માને કારણરૂપ માનેલ નથી પણ કુદરતનેજ કારણ રૂપ માનેલ છે, વળી એ કુદ્રતનેજ ઇશ્વર તરીકે ઓળખવામાં આવે તો જગતકર્ત્તા ઇશ્વર માનવામાં વાંધો નથી.

એ કર્મ કેટલા કાળથી બનેલું છે, ને કર્મ જીવોને ક્યારથી વળગ્યું, ને કર્મ કોણે બનાવ્યું ? એ સંબંધમાં જાણવાનું એજ છે કે પુદ્ગલ પદાર્થ જેમ અનાદિકાળનો છે, તેમ પુદ્ગલપરિણામરૂપ કર્મ પણ પ્રવાહે અનાદિકાળનું છે, વળી જીવોને કર્મ અનાદિ કાળથી વળગેલ છે, પણ અમુક કાળે જીવોને કર્મ વળગ્યું એમ જો માનીયે તો તે પહેલાં સર્વ જીવો કર્મરહિત સિદ્ધસ્વરૂપ હોવા જોઇએ, તો સિદ્ધ સ્વરૂપ એવા નિર્મલ જીવોને કર્મ વળગવાનું કારણ શું ? વળી જો સિદ્ધ સ્વરૂપ એવા નિર્મલ જીવોને પણ વિના કારણે કર્મ વળગે તો કોઇપણ જીવને સિદ્ધપણું પ્રાપ્ત થાય નહિં, ને તકરાર ખાતર માની લઇએ કે સિદ્ધપણું પ્રાપ્ત થાય તો તે ઘણો કાળ ટકે નહિ, એ પ્રમાણે અનેક વિરોધ હોવાથી જીવને કર્મ અનાદિકાળનું લાગેલું છે, તથા કર્મને કોઇએ બનાવ્યું નથી; કારણ કે પુદ્ગલ પદાર્થને કોઇએ બનાવ્યો નથી પણ અનાદિસિદ્ધ છે તો પુદ્ગલ પરિણામ રૂપ કર્મ પણ અનાદિ સિદ્ધજ છે. ઇત્યાદિ કર્મનું અને જીવનું સવિસ્તર વર્ણન જૈનદર્શનમાં જેટલું વર્ણવેલું છે તેટલું અન્ય દર્શનમાં વર્ણવેલું નથી, તે વર્તમાનકાળમાં દરેક દર્શનનું ઘણું સાહિત્ય છપાવાથી પ્રત્યક્ષ માલુમ પડે છે,

વળી જીવસંબંધ છોડયાબાદ કર્મપરમાણુઓની શું અવસ્થા થાય ? તે સંબંધમાં જાણવાનું કે જીવ સંબંધ છોડયા બાદ કેટલાએક કર્મ પરમાણુઓ છુટા થઇ જઇ પુદ્ગલ પરમાણુરૂપ રહે છે, કેટલાએક દ્વિપ્રદેશી આદિ સ્કંધોરૂપે રહે છે, ને કેટલાએક ઔદારિકાદિ કોઇ પણ સ્કંધરૂપે પરિણમે છે, એ પ્રમાણે અનેક રૂપે પરિણમવા યોગ્ય હોય છે, પણ જીવ સંબંધ છોડયા બાદ કાર્મણ વર્ગણારૂપેજ રહે એવો નિયમ નથી.

ચાલુ ગ્રંથ આઠ કરણો ઉદય અને સત્તા એ ૧૦ પ્રકરણના સંબંધનોજ છે તો પણ તે કરણો કર્મ સંબંધિ હોવાથી પ્રથમ કર્મનું સ્વરૂપ સમજવું જોઇએ, તે સ્વરૂપ પ્રત્યેક કર્મના અર્થપૂર્વક

વિસ્તારથી કર્મ ગ્રંથાદિ ગ્રંથોમાં આવેલું છે, અને આ કર્મપ્રકૃતિ નામના ગ્રંથમાં તો આત્માના વિભાવિક યોગબળથી કર્મપુદ્ગલોપર પ્રવર્તતાં બંધન–સંક્રમણાદિ આઠ જાતના સંસ્કારોનું વિશેષ વિવેચન પરમોપકારી શ્રી શિવશર્મસૂરિશ્રીએ અગ્રાયણી[1] નામના પૂર્વમાંથી ઉદ્ધરીને પ્રાકૃત મૂળ ગાથાઓના રૂપમાં કરેલું છે, અને તેનો અર્થ પરમપૂજ્યશ્રી મલયગિરિજી મહારાજે સંસ્કૃત ટીકાના રૂપમાં વિશેષ સ્ફુટ કર્યો છે. પુનઃ આઠ કરણોનું વિવેચન શ્રી પંચસંગ્રહ ગ્રંથમાં પણ શ્રી ચંદ્રમહત્તરાચાર્યજીએ પ્રાકૃત ગાથાના રૂપમાં કરેલ છે, અને તેની લઘુ ટીકા પ્રાયઃ પોતેજ સંસ્કૃતના રૂપમાં રચેલી છે, અને મોટી ટીકા શ્રી મલયગિરિજી મહારાજે રચી છે, પુનઃ શ્રી શિવશર્માચાર્યકૃત કર્મપ્રકૃતિ ગ્રંથની ટીકા શ્રીમદ્ ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજે પણ રચી છે, ને તેમાં પ્રથમ પીઠિકામાં કર્મ પ્રકૃતિયોના અર્થ અને ધ્રુવબંધિન્યાદિ અનેક પ્રકારો વર્ણવેલા છે, તથા ગ્રન્થને અન્તે સત્તાના પ્રસંગમાં બંધ–ઉદય–ઉદીરણા ને સત્તા સંબંધિ ભૂયસ્કારસહિત આખા સપ્તતિકા ગ્રંથના ભાવાર્થનો સમાવેશ કરી ક્ષપક શ્રેણિનું ને કેવલિ સમુદ્ઘાતનું પણ વિશેષ સ્વરૂપ દર્શાવ્યું છે, અને કરણોના અર્થમાં કોઇ કોઇ સ્થાને કંઇક વિશેષતા દર્શાવી છે. બાકીનો ઘણોખરો અર્થ શ્રી મલયગિરિજી તથા ઉપાધ્યાયજીનો બન્નેનો એક સરખી પંક્તિરૂપે ઉતરી આવ્યો છે. જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિશ્રીએ જ્યારે મને કર્મપ્રકૃતિનો અર્થ લખવા માટે ઉપદેશ કર્યો તે વખતે ફક્ત મલયગિરિજીકૃત ટીકાવાળી કર્મપ્રકૃતિ છપાયલી હતી જેથી તે અવસરે તેજ ટીકાપરથી અર્થ લખવાનો પ્રારંભ કર્યો અને લગભગ એક વર્ષે અર્થ લખાઇ રહ્યા બાદ શ્રી ઉપાધ્યાયજીકૃત ટીકાવાળી કર્મપ્રકૃતિ છપાઇ

---

૧ શ્રી દૃષ્ટિવાદ સૂત્ર નામના બારમા અંગમાં ૧૪ પૂર્વની અંદર બીજા અગ્રાયણી પૂર્વની અંદર પાંચમી વસ્તુ ૨૦ પ્રાભૃત પ્રમાણ છે, તેમાં ૨૪ દ્વારવાળું कर्मप्रकृति નામનું ચોથું પ્રાભૃત છે તેમાંથી આ પ્રકરણનો ઉદ્ધાર કર્યો છે.

બહાર પેડી જેથી આ ગ્રંથમાં શ્રી મલયગિરિજીકૃત ટીકાનો ભાવાર્થ ઉતાર્યો છે અને સ્ફુટનોટમાં ક્વચિત્ કોઇ સ્થાને શ્રી ઉપા૦ કૃત ટીકાનો આશ્રય લીધો છે. તથા શ્રી શિવશર્મસૂરિકૃત કર્મપ્રકૃતિની ચૂર્ણી પણ પ્રાકૃત ભાષામાં લગભગ ૭૦૦૦ શ્લોક પ્રમાણની છે.

આ કર્મપ્રકૃતિના અતિ દુર્ગમ્ય ભાવને પણ શ્રી મલયગિરિજી મહારાજે આવી સાદી અને સરળ સંસ્કૃત ભાષામાં ઉતારવાથી તેઓશ્રીની ઉપકાર દૃષ્ટિનો સાક્ષાત્ અનુભવ થાય છે, અને મારા જેવા મતિમંદને પણ આવા કઠિન વિષયના ગ્રંથનો અર્થ લખવામાં ખરો ઉપકાર શ્રી મલયગિરિજી મહારાજે વાપરેલી ભાષાની સરળતાનો છે.

ચાલું ગ્રંથમાં જે મુખ્ય વિષયો આવેલા છે તે મુખ્ય વિષયોનું કિંચિત્ દિગ્દર્શન વાંચકવર્ગને પ્રથમ અહિંજ જણાવું છું તે આ પ્રમાણે—

૧ **बंधनकरण**—આ કરણમાં આત્માની પુદ્ગલજન્ય શકિતનું સવિસ્તર વર્ણન છે, તેમાં આત્માની પૌદ્ગલિક શકિતના ભેદ—તે શકિતથી કાર્મણ પરમાણુઓનું ગ્રહણ કેવા પ્રકારે થાય છે—ગ્રહણ કરેલા કાર્મણ પરમાણુઓમાંથી કેટલા કેટલા પરમાણુઓને કયા કયા કર્મપણે વ્યવસ્થાપે છે, તેમાં કેવા કેવા પ્રકારના સ્વભાવો ઉત્પન્ન થાય છે; તે સ્વભાવોવાળા કર્મ પરમાણુઓ કેટલા કાળ સુધી આત્માની સાથે સંબંધવાળા રહે છે, તેઓ કેટલે કાળે કેવા પ્રકારે ફળ આપે છે, ઇત્યાદિ રીતે આત્માની પૌદ્ગલિક શકિતનું અને તે પૌદ્ગલિક શકિતથી થતા કાર્મણ પરમાણુઓના સંબંધનું સવિસ્તર વર્ણન આપેલ છે.

૨ **संक्रम करण**—આ કરણના વર્ણનમાં આત્માની પૌદગલિક શકિતથી આત્મા સાથે બંધાયલા કયા કર્મ પરમાણુઓનો સ્વભાવ કયા કર્મરૂપે પલટાઇ જાય છે, કયા કર્મની કેટલી સ્થિતિ કયા પ્રકારે અન્ય કર્મરૂપે પલટાઇ જાયછે, પ્રથમ અમુક ફળ આપવાને નિર્માણ

થયેલું કયું કર્મ તે ફળ નહિં આપતાં અન્યકર્મરૂપે થઈ અન્ય ફળ કેવી રીતે આપે છે? કયા કર્મના કેટલા કેટલા પરમાણુઓ કઇ કઇ વ્યવસ્થાએ કેટલી કેટલી સંખ્યાએ અન્ય કર્મ સ્વરૂપે પલટાઇ જાય છે એ ૪ વાત સંબંધિ સવિસ્તર વર્ણન આપેલું છે.

૩ उद्वर्त्तनाकरण—આ કરણના વર્ણનમાં પ્રથમ આત્માના સંબંધમાં આવતી વખતે અમુક કર્મ જેટલો કાળ આત્માના સંબંધમાં રહેવા સરજાયલું હતું, તે કર્મ પ્રથમ નિર્ણિત કાળથી અધિક કાળવાળું કેવી રીતે થાય છે, અને પ્રથમ જે કર્મ જેટલા પ્રમાણમાં ફળ આપવા સરજાયલું તે કર્મ તેનાથી અધિક તીવ્ર ફળ આપનારૂં કેવા પ્રકારે થાય છે, એ પ્રમાણે અલ્પકાળ અને અલ્પ ફળવાળાં કર્મોનો દીર્ઘકાળ ને તીવ્ર ફળ કઇ વ્યવસ્થાએ વૃદ્ધિ પામે છે એ બે વાતનું સવિસ્તર બ્યાન આપેલું છે.

૪ अपवर्त्तनाकरण—આ કરણના વર્ણનમાં પ્રથમ આત્માના સંબંધમાં આવતી વખતે અમુક કર્મ જેટલો કાળ આત્માના સંબંધમાં રહેવા સરજાયલું હતું તે કર્મ પ્રથમ નિર્ણિતકાળથી અલ્પકાળવાળું કેવી રીતે થાય છે, અને પ્રથમ જે કર્મ જેટલા પ્રમાણમાં તીવ્ર ફળ આપવા સરજાયલું હતું તે કર્મ તેનાથી અલ્પ (=મંદ) ફળ આપનારૂં કેવા પ્રકારે થાય છે, એ પ્રમાણે કર્મનો દીર્ઘકાળ અને તીવ્ર ફળ કઇ વ્યવસ્થાએ વિનાશ પામે છે તે બે વાતનું સવિસ્તર બ્યાન આપેલું છે.

૫ उदीरणा करण—આ કરણના વર્ણનમાં એકજ સમયે બંધાયલી પણ અનુક્રમે ઉદયમાં આવતી કર્મલતા (=એકજ સમયે બંધાયલા કર્મ પરમાણુઓની અનુક્રમે ઉદયમાં આવવા યોગ્ય સ્થિતિ પંક્તિ તે લતા કહેવાય તે) માં જે કર્મપરમાણુઓ દીર્ઘકાળે ઉદયમાં આવવા યોગ્ય છે તે કર્મપરમાણુઓને કઈ વ્યવસ્થાએ ઉદયાવલિકા સ્વરૂપ કરે જેથી શીઘ્ર ઉદયમાં આવે તે સંબંધિ પ્રકૃત્યાદિ ૪ ભેદે સવિસ્તર બ્યાન આપેલું છે.

૬. ઉપશમના કરણ—જે મોહનીય કર્મ પ્રથમ બંધાઇ ચૂક્યું છે તે અથવા જે મોહનીય કર્મનો ઉદય પ્રથમ શરૂ થઇ ચૂકયો છે તે બન્નેનો અનુક્રમે નવો ઉદય અથવા ચાલુ ઉદય કઇ રીતે અટકી શકે અને તે સાથે ઉદીરણા–નિધત્તિ ને નિકાચના પણ કઇ રીતે અટકી શકે? એવો સંસ્કાર મોહનીયના કર્મ પરમાણુઓમાં ઉપજાવવો તે સર્વોપશમના, તેની સવિસ્તર વ્યવસ્થા આ કરણમાં વર્ણવેલી છે. આ સર્વોપશમના રૂપ સંસ્કાર મોહનીયના કર્મપરમાણુઓમાંજ ઉત્પન્ન થાય છે, અને દેશોપશમના રૂપ સંસ્કાર તો મોહનીયમાં અને શેષ સર્વ કર્મના પરમાણુઓમાં ઉત્પન્ન થાય છે. અહિં સર્વોપશમના અને દેશોપશમનામાં તફાવત શું છે? તે કહેવાય છે કે—૩ દર્શનમોહનીય સિવાય ૨૫ ચારિત્ર મોહનીયના કર્મપરમાણુઓમાં ઉદય અને બંધ–ઉદીરણાદિ કોઇપણ કરણ પ્રવર્તતું નથી, અને ૩ દર્શનમોહનીયમાં ઉદ્વર્ત્તના–અપવર્ત્તના–ને સંક્રમ એ ૩ કરણજ પ્રવર્તે છે. શેષ ઉદય તથા ઉદીરણા–બંધ વિગેરે કોઇ પણ કરણ પ્રવર્તી શકતું નથી, એટલે એમાંનો કોઇપણ સંસ્કાર ઉપજાવી શકાતો નથી, એ સર્વોપશમના કરણનું લક્ષણ છે, અને દેશોપશાન્ત થયેલાં કર્મપુદ્ગલોમાં ઉદ્વર્ત્તના–અપવર્ત્તના–ને સંક્રમ એ ત્રણ પ્રવર્તે છે પણ ઉદીરણાદિ કોઇ કરણ પ્રવર્તે નહિં છતાં ઉદય તો પ્રવર્તે, કારણકે ઉદય એ કરણ નથી. પુનઃ સર્વોપશાન્તતા અમુક કર્મના સર્વ પરમાણુઓમાં હોય છે, અને દેશોપશમના તો વિવક્ષિત કર્મની પ્રાયઃ કેટલીક લતાઓમાં ને તે લતાઓના પ્રાયઃ સર્વ વા કેટલાએક પરમાણુઓમાં સંભવે છે, તથા સર્વોપશમના આત્માના વિશુદ્ધ પરિણામની વૃદ્ધિએ થાય છે, અને દેશોપશમનામાં પરિણામવૃદ્ધિ કારણિક નથી તથા દેશોપશમન ક્રિયા જીવને અનાદિ કાળથી અપૂર્વકરણ પર્યન્ત ચાલુ રહે છે, ને સર્વોપશમનક્રિયા તો અન્તર્મુહૂર્ત માત્ર ચાલુ રહે છે, ઇત્યાદિ અનેક તફાવત તે તે પ્રકરણના વર્ણનથી જાણવા.

એ પ્રમાણે બન્ને પ્રકારની ઉપશમના પણ પ્રકૃત્યાદિ ચાર ભેદે સવિસ્તર વર્ણવી છે.

૭ निधत्ति करण—કર્મ પરમાણુઓમાં એવો સંસ્કાર ઉપજાવવો કે જેથી તે કર્મ પરમાણુઓમાં ઉદ્વર્ત્તના કે અપવર્ત્તના સિવાય બીજું કાંઇ ન બની શકે. તે સંબંધિ કિંચિત્ વર્ણન કર્યું છે, દેશોપશાન્ત પરમાણુઓમાં સંક્રમ ચાલુ હોય છે, અને નિધત્ત પરમાણુઓમાં સંક્રમ પણ પ્રવર્તતો નથી, માત્ર ઉદ્વર્ત્તના—અપવર્તનાજ પ્રવર્તે છે એ તફાવત છે, પુનઃ ઉદયનો નિષેધ પણ નિધત્તમાં હોઇ શકે નહિં.

૮ निकाचना करण—કર્મ પરમાણુઓમાં એવો સંસ્કાર ઉપજાવવો કે જેથી તે પરમાણુઓમાં કોઇ પણ કરણ ન પ્રવર્તિ શકે, અર્થાત્ ન તો તે કર્મનો સ્વભાવ પલટાવી શકાય, ન તો તે કર્મની સ્થિતિ કે રસ ઘટાડી વધારી શકાય, પરન્તુ જે સ્વરૂપે કર્મ પરમાણુઓ નિકાચિત થયાં છે તે કર્મ પરમાણુઓ તેજ સ્વરૂપે જીવને અવશ્ય ફળ આપે એવો સંસ્કાર કર્મ પરમાણુઓમાં ઉત્પન્ન કરવાની તથાવિધ પરિણામ યુક્ત આત્માની પૌદ્ગલિક શકિત તે નિકાચના કરણ. તેનું પ્રકૃત્યાદિ ૪ ભેદે અતિ અલ્પ વર્ણન કરેલું છે.

અહિં બંધન કરણથી નિકાચના કરણ સુધીમાં સર્વત્ર करण એટલે આત્માની પૌદ્ગલિક શકિતને કારણ રૂપ કહી છે, અર્થાત્ એ પ્રમાણે આત્માનું પૌદ્ગલિક વીર્ય ૮ પ્રકારનું કહ્યું છે, પરન્તુ તે વીર્ય શુભાશુભ પરિણામ પૂર્વક પણ અંગીકાર કરવું. એ પ્રમાણે એ આઠે करण કહ્યાં છે.

૯ उदय—કર્મ પરમાણુઓનો અબાધા કાળ (અનુદયકાળ) પૂર્ણ થયા બાદ કયા કયા જીવોને કયું કયું કર્મ કઇ કઇ વ્યવસ્થાએ ઉદયમાં આવી કઇ કઇ જાતનું ફળ આપે તે સંબંધિ પ્રકૃત્યાદિ ૪ ભેદે સવિસ્તર વ્યાખ્યાન આપેલું છે, આ ઉદય તે આત્મવીર્ય પૂર્વક નહિં હોવાથી કરણ કહેવાય નહિં.

૧૦ સત્તા—આત્માના સંબંધમાં આવેલા કર્મ પરમાણુઓ જ્યાં સુધી આત્માથી વિછુટી અલગ થાય નહિં, ત્યાં સુધી અથવા અન્ય કર્મ સ્વરૂપે પલટાય નહિં ત્યાં સુધી તે કર્મની સત્તા કહેવાય, તે સત્તા સંબંધિ પ્રકૃત્યાદિ ચાર ભેદે સવિસ્તર વર્ણન આપેલું છે.

એ પ્રમાણે આ ગ્રંથમાં ૧૦ પ્રકરણોનું વર્ણન છે.

કર્મ પ્રકૃતિ કર્તા શ્રી શિવશર્મસૂરિ શ્રીનું અલ્પ પણ જીવન ચરિત્ર ઉપલબ્ધ નહિં થવાથી તેઓશ્રી કયા વખતે આ પૃથ્વિને પોતાના પવિત્ર ચરણવડે પાવન કરતા હતા ઇત્યાદિ કહી શકાતું નથી.

કર્મપ્રકૃતિનો અર્થ લખવામાં દ્રષ્ટિદોષ વિગેરેથી જે અશુદ્ધ લખાયું હોય, અથવા પ્રુફ સુધારવા છતાં જે ભૂલ કાયમ રહી ગઇ છે, તેવી ભૂલો ફોર્મ તૈયાર થયા પછી પણ સામાન્ય રીતે તપાસીને શુદ્ધિપત્રકમાં દાખલ કરેલ છે છતાં રહી ગયેલી અક્ષર અશુદ્ધિની ભૂલ અથવા અક્ષર—શબ્દ—કે વાક્ય રહી ગયેલ હોય તેવી અથવા તો મતિદોષથી ભાવાર્થ પલટાયો હોય તેવી કોઇક ભૂલ જો માલૂમ પડે તો સુજ્ઞવર્ગે સુધારી વાંચવી.

આ પ્રકરણના અર્થમાં કોઇ ભાવાર્થ પલટાયો હોય તો તે સંબંધિ હું મિથ્યાદુષ્કૃત દઉં છું.

સંસ્કૃત વાક્યને આધારે તદન શબ્દાર્થ લખતાં કેટલીક વખતે ગુજરાતી ભાષામાં સમજાય તેવું વાક્ય બની શકતું નથી, માટે તેવે ઘણે સ્થળે શબ્દનો આધાર છોડી દઈ ભાવાર્થ રૂપે ગુજરાતી ભાષાનું વાક્ય ગોઠવેલું છે જેથી તેવા સ્થળોને માટે "શબ્દાર્થ છોડી નવો અર્થ લખ્યો છે" ઇત્યાદિ વાંચક વર્ગના ઉપાલંભને પાત્ર હું હોઇ શકું નહિં.

તથા આ ગ્રંથમાં નહિં દર્શાવેલ એવી ૩૫ મા પાનથી योग संबंधि संक्षिप्त विगत—૮૪ મા પાનથી स्नेह स्पर्धकत्रिकनी

સંક્ષિપ્ત વિગત તથા ૧૩૬ મા પાનથી ષટ્સ્થાન સ્થાપના ૨૩૫ મા પાનથી અનુકૃષ્ટિ સંબંધિ સૂચના તથા સ્થાપનાઓ ઇત્યાદિ કોઇ કોઇ વિષય ફ્રુટનોટમાં દાખલ કરવો યોગ્ય નહિ ધારી ટીકાર્થ સાથેજ જોડી દીધો છે.

તથા કેટલેક સ્થાને ગાથાની ટીકા ટુંકમાં છે અથવા ટીકામાં થી સમજી શકાય એવી છે તે તે ગાથાનો મૂળ અર્થ જુદો નહિ લખતાં " ગાથાર્થ:—ટીકાર્થાનુસારે. " એમ લખેલું છે.

જેઓની કૃપાવડે આ અતિ ઉપયોગી ગ્રંથ પ્રગટ થવા પામ્યો છે તે जैनाचार्य श्रीमद् बुद्धिसागरजी सूरीश्वरનો પરમ ઉપકાર અત્યંત સ્મરણ અને અનુકરણ કરવા યોગ્ય છે.

આ ગ્રંથમાં ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના કરણની ફ્રુટનોટ શ્રીમદ્ પન્યાસજી દાનવિજયજી મહારાજના શિષ્ય મુનિમહારાજ શ્રી પ્રેમવિજયજીએ તપાસી મને નિઃશંક કરવામાં અને પ્રસંગે પ્રસંગે કેટલીક વાતનો યથાયોગ્ય ખુલાસો સમજાવવામાં કરેલા ઉપકાર માટે હું તેઓશ્રીનો આભારી છું.

સર્વ સુજ્ઞજનો મારી ભુલચૂક સુધારી વાંચશે અને પ્રેમબુદ્ધિએ મને જણાવશે તો હું તેવા સુજ્ઞ વાંચકોનો ઉપકાર વિસરીશ નહિ એટલું કહી હું વિરામ પામું છું.

ली० भृगुकच्छ (भरुच) निवासि श्रेष्ठिवर्य श्रीमदनुपचंद्रस्य
विद्यार्थी चंदुलाल नानचंद मु. सिनोर.
हाल अमदावाद.

# विषयोनी अनुक्रमणिका.

# स्थापनाओनी अनुक्रमणिका.

संक्रम करणे.



उदीरणा करणे.



उपशमना करणे.



सत्ताप्रकरणे.

# शुद्धिपत्रकम्.

## સૂચના.

૪૭૪ પાને ૧૧ થી ૧૪ લીટીની સ્ફુટનોટમાં સ્તિબુકસંક્રમે સંક્રમતી પ્રકૃતિ પરપ્રકૃતિનો વ્યપદેશ નથી પામતી એમ કહ્યું છે તે તેમ નથી, કારણ કે પંચસંગ્રહમાં પરપ્રકૃતિ વ્યપદેશ પામે એમ વાંચવામાં આવ્યું છે.

૧૬૯ પાને ષટ્સ્થાનકના આંકડાઓને અન્તે જે ૨* છપાયો છે તે પ્રેસ દોષથી છે માટે તે સ્થાને ૦* ( શૂન્ય ) જાણવું.

૧૭૫ પાને ૪×૪×૪×૪×૪=૧૦૨૪ એ રીતે રાશિ અભ્યાસ કર્યો છે. પણ તે શાસ્ત્રીય પદ્ધતિ નથી. શાસ્ત્રીય પદ્ધતિએ તો ૪×૪×૪×૪=૨૫૬ એ રીતે રાશિઅભ્યાસ થાય છે પણ ત્યાંના ગણિતમાં તફાવત નથી.

બીજી અશુદ્ધિ શુદ્ધિની સમજ આ નીચે આપેલા શુદ્ધિપત્રકથી જાણવી.

| पृष्ठ | लीटी | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ( પ્રસ્તા૦ )૨ | ૧ | કર્યે | કુર્યે |
| ૩ | ૧૯ | सीहन्ति | सीदन्ति |
| ૬ | ૭ | त्ति | त्तिं |
| ૭ | ૨૪ | विग्घ | विग्ध |
| ૧૧ | ૧૩ | पंचेसं | पएसं |
| ૧૬ | ૨ | ( અનંતરોપનિધા પ્ર૦ પછી ) | પરંપરોપનિધા પ્રરૂ૦ |
| ૨૧ | ૧૬ | પરૂપણા | પ્રરૂપણા |
| ૨૯ | — | ૪ થા નંબરની સ્ફુટનોટ નથી તે હવે ધ્યાનમાં નથી. | |
| ૩૬ | ૧૩ | સ્પર્ધકોતૃષ્ટ | સ્પર્ધકોત્કૃષ્ટ |
| ૩૯ | — | યવાકૃતિ ને ડમરૂકાકૃતિના માપ ઉપર આધાર ન રાખતાં આકાર માત્ર જાણવો. | |

| पृष्ठ | लीटी | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ૪૧ | ૯ | અલ્પરકંધોને | અલ્પસ્કંધોને |
| ૪૪ | ૧૬ | આહારણ | આહરણ |
| ૪૮ | ૨૬ | ઉશ્વાલ | ઉચ્છ્વાસ |
| ૫૪ | ૨૦ | અન્તિમવર્ગણાગત | સર્વવર્ગણાગત |
| ૫૮ | ૬ | गुणणिष्फण्ण | गुणणिप्फण्ण |
| ૭૦ | ૨૩ | વગણાઓ | વર્ગણાઓ |
| ૮૩ | ૧ | अंतरठाणइ | अंतरठाणाइ |
| ૮૬ | ૧૪ | અવાંધિક | સવાંધિક |
| ૯૦ | ૭ | પ્રવેશ | પ્રદેશ |
| ૯૬ | ૨૭ | યુગલરૂપને | યુગલરૂપ અને |
| ૧૧૨ | ૨૬ | દક્ષિકથી | દલિકથી |
| ૧૧૪ | ૧૨ | स्वप्रत्ययंतः | स्वप्रत्ययतः |
| ૧૧૪ | ૨૨ | મિથ્યાત્વીતે | મિથ્યાત્વીને |
| ૧૧૪ | ૨૨ | પામતા | પામતાં |
| ૧૨૨ | ૬ | ગૃહણ | ગ્રહણ |
| ૧૨૩ | ૩ | સ્થાને | સ્થાનો |
| ૧૨૬ | ૧૭ | કહેવી | કહેવાં |
| ૧૩૨ | ૧૦ | કલ્પનાઓ | કલ્પનાઓ |
| ૧૩૪ | ૧૯ | અનુનાગ | અનુભાગ |
| ૧૬૯ | ૨૫ | ૨* | ૦* |
| ૧૭૦ | ૧–૧૮ | ષટસ્થાનક | ષટ્સ્થાનક |
| ૧૭૧ | — | ,, | ,, |
| ૧૭૨ | ૧–૪ | અઘસ્તન | અધસ્તન |
| ૧૭૨ | ૪ | પૂવલી | પૂર્વલી |
| ૧૭૨ | ૨૫ | કંડકવર્ગદ્વયાધકકંડક | કંડકવર્ગદ્વયાધિક |
| ૧૭૩ | ૬ | અઘસીન | અધસ્તન |
| ૧૭૪ | ૪ | અનંનભાગા– | અનંતભાગા– |
| ૧૭૪ | ૬ | કંકણપ્રમાણ | કંડકપ્રમાણ |
| ૧૭૭ | ૨૫ | સ્પર્ધકાપેક્ષાએ | સ્પર્ધકાપેક્ષાએ |
| ૧૮૫ | ૨૪ | અન્યણા | અન્યથા |

| પૃષ્ઠ | લીટી | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ૧૮૬ | ૧૬ | तह्म | तहय |
| ૧૯૦ | ૨૭ | અંતરાળમાંના | અંતરાલમાંના |
| ૨૦૩ | ૧ | ષર્તતા | વર્તતા |
| ૨૦૬ | ૮ | पगइ्णं | पगईणं |
| ૨૦૬ | ૧૫ | નર્કાયુ | નરકાયુ |
| ૨૦૬ | ૧૮ | નર્કદ્વિક | નરકદ્વિક |
| ૨૦૭ | ૧ | ઉધોત | ઉદ્યોત |
| ૨૧૦ | ૭ | बिइयस्सं | बिइयस्स |
| ૬૧૦ | ૮ | अणुकट्ठि | अणुकट्ठी |
| ૨૧૨ | ૧૮ | अनुक्रष्टनी | अनुकृष्टिनी |
| ૨૨૦ | ૧૩ | णुकट्ठी | अणुकट्ठी |
| ૨૩૦ | ૨૭ | નારકજીવનાં | નારકજીવના |
| ૨૩૧ | ૧૭ | પુંવ | પૂર્વ |
| ૨૩૨ | ૨૫ | તિયગાનુપૂર્વી | તિર્યગાનુપૂર્વી |
| ૨૩૨ | ૨૭ | ત્રસનામન | ત્રસનામના |
| ૨૬૨ | છેલ્લી | નિષેકાળ | નિષેકકાળ |
| ૨૭૨ | ૨૦ | બંધ | બંધપ્રારંભ |
| ૨૭૪ | ૨૦ | સમમાંસ | સમમાંશ |
| ૨૮૫ | ૧૦ | विसेसहाण | विसेसहीणं |
| ૨૮૫ | ૧૨ | સમયાં | સમયમાં |
| ૨૯૩ | છેલ્લી | સયયોની | સમયોની |
| ૩૦૮ | ૧૧ | અનાંતર | અનન્તર |
| ૩૩૬ | ૧૮ | ૨૦ | ૨૭ |
| ૩૬૩ | ૧-૫ | ૯૧ | ૮૯ |
| ૩૭૨ | ૧૬ | ૦૨ | ૮૨ |
| ૩૭૨ | છેલ્લી લીટીમાં " સ્થાવર " અધિક વાંચવું. | | |
| ૩૭૩ | ૧૩ | उव्वटिया | उव्वट्टिया |
| ૩૭૬ | ૧૦ | પ્રકૃતિયોની | પ્રકૃતિયોનો |
| ૩૯૫ | ગાથા | तासि | तासिं |
| ૩૯૭ | ૧ | अनुक्रमसंक्रम | अनुभागसंक्रम |

| પૃષ્ઠ | લીટી | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ૪૦૯ | ગાથા | थाणइ | धायइ |
| ૪:૨ | ૩ | ધાઇને | બંધાઇને, |
| ૪૨૪ | ૧૫ | ગુણુસ્થાવર્તી | ગુણુસ્થાનવર્તી |
| ૪૩૪ | ૧ | ( તત્પ્રકૃતિ રૂપ ) | ( પર પ્રકૃતિ રૂપે ) |
| ૪૩૪ | ૧૧ થી ૧૪ લીટીમાં ભાવાર્થ પલટાયો છે માટે સૂચના વાંચો | | |
| ૪૩૫ | ૧ | સંક્રમકરણુના | પ્રદેશસંક્રમના |
| ૪૪૧ | ૧૫ | વિષય | વિષમ |
| ૪૪૯ | ૩ | પ્રાયોટ્ય | પ્રાયોગ્ય |
| ૪૫૪ | ૬ | चउरुवसमित्त | चउरुवसमित्तु |
| ૪૫૭ | પૃષ્ઠ નંબર | ૪૫ | ૪૫૭ |
| ૪૭૪ | ૧૫ | અન્તમુહૂર્તે | અન્તર્મુહૂર્ત્ત |
| ૪૭૪ | ૧૬ | જઘન્યા— | જઘન્યા— |
| ૪૭૪ | ૧૭ | અબાધાતીત્થાની | અબાધાતીત્થાપનાની |
| ૪૮૦ | ૯ | आपवत्तना | अपवत्तना |
| ૪૮૨ | ૧૭ | अइत्थवण | अइत्थवणा |
| ૪૮૨ | ૧૭ | बधावलिया | बंधावलिया |
| ૪૮૨ | ૧૮ | उव्वटे | उव्वट्टे |
| ૪૮૫ | ૭ | ઉભ્ણુ | ઉણુ |
| ૪૮૬ | ૧૦ | હીન૨ | હીનરૂ |
| ૪૮૬ | ૧૧ | સમયાધિક૧ | સમયાધિકરૂ |
| ૪૯૪ | ૨૧ | વજીને | વર્જીને |
| ૪૯૫ | ૧૮ | બંધસ્થિતિની | બંધ્યસ્થિતિની |
| ૪૯૮ | ગાથા | दंचन्ह | पंचन्ह |
| ૫૦૧ | ૪ | दोपहं | दोण्हं |
| ૫૦૨ | ૩ | तनुकिट्टि | तणुकिट्टि |
| ૫૦૨ | ૪ | સૂક્ષ્મસરાથી | સૂક્ષ્મસંપરાથી |
| ૫૦૨ | ૧૪ | ગતિંમાં | ગતિમાં |
| ૫૦૨ | ૨૧ | पर्यात्पा | पर्याप्ता |
| ૫૧૦ | ૧૦ | શરીરષાળા | શરીરવાળા |
| ૫૨૦ | ૨૨ | વજીર્પ૦ | વર્જ્યર્પ૦ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધમ્ | શુદ્ધમ્ |
|---|---|---|---|
| ૫૩૬ | ૧૩ | गुण | क्षीण |
| ૫૩૬ | ૧૩ | गुणाध्याने | गुणस्थाने |
| ૫૩૬ | ૧૩ | ઉદી | ઉદીરણા |
| ૫૩૭ | ૧૬ | માટે | મતે |
| ૫૪૨ | ગાથા | दिस्सए | दिज्जए |
| ૫૪૩ | ૧૫ | लळण | लक्षण |
| ૫૪૪ | ૨ | બધ | બંધ |
| ૫૪૫ | ૨૨ | अवादि | अनादि |
| ૫૪૫ | ૨૨ | ध्रुवाध्रव | ध्रुवाध्रुव |
| ૫૫૯ | ૧૧ | તિર્યગ્તિની | તિર્યગ્ગતિની |
| ૫૬૫ | ૧૩ | संपप्पा | संपप्प |
| ૫૬૬ | ૨૦ | અન્ય | અન્યત્ર |
| ૫૭૨ | ૨૩ | આધક | આધિક |
| ૫૭૩ | ૭ | सुठु | सुट्ठु |
| ૫૭૬ | ૧૨ | આદા૦૭ | ઔદા૦૭ |
| ૫૭૬ | ૧૩ | અગુરૂ | ગુરૂ૫૦ |
| ૫૭૬ | ૧૪ | — | દુર્ભગચતુષ્ક (અધિકવાંચવું) |
| ૫૭૬ | ૧૬ | ૫૩ | ૫૬ |
| ૫૭૬ | ૧૭ | पुवुत्ता | पुव्वुत्ता |
| ૫૭૬ | ૧૭ | पुव्वुत्त | पुव्वुत्ता |
| ૫૭૬ | ૧૭–૧૮ | " પૂર્વે કહેલી તિર્યગ્ મનુષ્યથી વ્યતિરિક્ત પ્રકૃતિયોની " એ વાક્યને બદલે " પૂર્વે કહેલી પ્રકૃતિયોની પણ તિર્યગ્મનુષ્યથી વ્યતિરિક્ત " એ વાક્ય વાંચવું | |
| ૫૮૮ | ૬ | સમ્યાકત્વમેહનીયની | સમ્યક્ત્વમોહનીયની |
| ૫૮૯ | ગાથા | दोपहं | दोण्हं |
| ૫૯૩ | ૧૬ | नाउस्सय | आउस्सय |
| ૫૯૪ | ૧ | દુરગ્નિ | દુરભિ |
| ૫૯૫ | ૧૭ | અનુત્કૃત્ટ | અનુત્કૃષ્ટ |
| ૬૦૨ | ૬ | આદેશા | આદેશ |
| ૬૦૩ | ૧૨ | — | તૈજસ ૭ (અધિક વાંચવું) |

| પૃષ્ઠ | લીટી | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ૬૦૮ | ૨૪ | વિશુદ્ધ | વિશુદ્ધિ |
| ૬૧૪ | ૯ | ૯૧ મા | ૯૨ મા |
| ૬૧૪ | ૧૦ | ૯૨ | ૯૨ ( ન જોઇએ ) |
| ૬૧૪ | ૧૩ | ૧૦૦નીઉ૦અ૦થી. | ૧૦૦ ની ઉ૦ અ. |
| ૬૧૬ | ૧૩ | અન્ય | અન્ત્ય |
| ૬૧૭ | ૧ | ટીકાથ: | ટીકાર્થ: |
| ૬૪૦ | ૧૧ | ડદહીણું | ઉદહીણું |
| ૬૪૩ | ૩ | દોદ | દોઢ |
| ૬૬૯ | ૮ | પતિપન્ન | પ્રતિપન્ન |
| ૬૭૧ | ૧૧ | કારણો | કરણો |
| ૬૭૫ | ૪ | पविभता | पविभत्ता |
| ૬૭૫ | ૧૭ | संकमणइं | संकमणाइं |
| ૬૮૨ | ૧૯ | गुणसढि | गुणसेढि |
| ૬૮૨ | ૨૦ | सकमणे | संकमणे |
| ૬૮૯ | ૯ | અધ્રવ | અધ્રુવ |
| ૬૯૬ | ૧૦ | निद्दादुगस्स | निद्दादुगस्स |
| ૭૦૩ | ૬ | मइसलं | मइसमं |
| ૭૦૬ | ૭ | एऊणु | णाऊणु |
| ૭૦૭ | ૧૦ | પર્યાપ્તિ | પર્યાપ્ત |
| ૭૦૯ | ૨૦ | प्रकरणस्य | उदयप्रकरणस्य |
| ૭૨૧ | ૨ | अट्ठय | अट्ठय |
| ૭૨૨ | ૫ | નિમિત | નિમિત્તક |
| ૭૨૫ | પૃષ્ઠનંબર | ૬૨૫ | ૭૨૫ |
| ૭૨૫ | ૨૧ | — | ઉપઘાત (અધિક વાંચવું) |
| ૭૨૬ | ૭ | નિદ્રા | નિદ્રા ૫ |
| ૭૩૦ | ૫ | સંજ્વ૦—લોભ— | સંજ્વ૦લોભ— |
| ૭૩૪ | ૯ | સંજ્વ૦— | સંજ્વ૦૪— |
| ૭૩૪ | ૧૬ | સમ્ય૦— | સમ્ય૦ની તથા |
| ૭૩૪ | ૨૦ | सुयसम्मत्तस्स | सुयसमत्तस्स |
| ૭૩૬ | ૨૪ | રસાઘાત | રસઘાત |
| ૭૩૮ | ૪ | તા | તથા |
| ૭૫૯ | ઉપાન્ત્ય | સ્થિતિથાં | સ્થિતિમાં |

ॐ अर्हं

श्री शिवशर्माचार्य कृत

# कर्मप्रकृतिमूळ

तथा

## श्री मलयगिरि कृत कर्मप्रकृति टीकानुं भाषांतर,

---

श्री वीतरागाय नमः

टीकाकार श्री मलयगिरिजी कृत मंगलाचरणादि.

प्रणम्य कर्मद्रुमचक्रनेमिं, नमत्सुराधीशमरिष्टनेमिम् ।
कर्मप्रकृत्याः कियतां पदानां, सुखायबोधाय करोमि टीकाम् ॥

અર્થ:—કર્મરૂપ વૃક્ષના સમૂહનો વિચ્છેદ (વિનાશ) કરવામાં ચક્રધારા (સુદર્શનાદિ ચક્રની ધાર) સમાન અને ઇંદ્રો પણ જેને નમસ્કાર કરે છે એવા શ્રી અરિષ્ટનેમિ[1] ભગવંતને નમસ્કાર કરીને સુખપૂર્વક જ્ઞાન થવાને અર્થે કર્મપ્રકૃતિ ગ્રંથના કેટલાએક પદોની વિશેષ વ્યાખ્યા કરૂં છું.

अयं गुणश्चूर्णिकृतः समग्रो, यदस्मदादि वेदतीह किंचित् ।
उपाधिसंपर्कवशाद्विशेषो, लोकेऽपि दृष्टः स्फटिकोपलस्य ॥

---

૧ શ્રી મલયગિરિજી મહારાજે શ્રી નેમિનાથ ભગવંતની સ્તુતિ કરી તેનું કારણ એ છે કે જે ગામમાં ટીકા રચી તે ગામમાં શ્રી નેમિનાથ ભગવંતનુ મુખ્ય જીનાલય હોવું જોઇએ, કારણ કે રચના સ્થાનમાં રહેલા ભગવતની સ્તુતિ (મંગલાચરણ) ઘણે સ્થળે દૃષ્ટિગોચર થાય છે.

અર્થ:—આ પ્રકરણના સંબંધમાં હું અથવા બીજા આચાર્યો જે કંઇક અર્થ કહે છે તે આ સર્વ ગુણ શ્રી ચૂર્ણિકાર[1] મહારાજનો જ છે–( અર્થાત્ આ ટીકા પૂર્વરચિત કર્મપ્રકૃતિ ચૂર્ણિને અનુસારે રચું છું. ) ઉપાધિ સંબંધના વશ થકી લોકમાં પણ સ્ફટિક મણિ વિશેષતા વાળો દેખાયલો છે ( અર્થાત્ મારામાં ટીકાર્થ કથનરૂપ જે વિશેષતા પ્રાપ્ત થઇ છે તે શ્રી ચૂર્ણિકાર કથિત અર્થરૂપ ગુણના–પક્ષે વિચિત્ર વર્ણી સૂત્રના–સંબંધથી જ. )

અત્રે શિષ્ટ પુરૂષો કોઇ પણ કાર્યને વિષે પ્રવર્તમાન થતાં ઇષ્ટ દેવતાને નમસ્કાર કરવા પૂર્વક જ પ્રવર્તે છે અને આ આચાર્ય શિષ્ટ નથી એમ નથી ( અર્થાત્ આ આચાર્ય શિષ્ઠ પુરૂષ જ છે ) તે કારણે શિષ્ટ પુરૂષોના સિદ્ધાંતનું પરિપાલન કરવાને અર્થે (અર્થાત શિષ્ટ પુરૂષોએ કોઇ પણ કાર્યમાં પ્રવર્તતા પહેલાં ઇષ્ટદેવને નમસ્કાર કરવા રૂપ મંગલાચરણ અવશ્ય કરવું જોઇએ એ નિયમ પાળવાને અર્થે ) તથા કલ્યાણકારી કાર્યો ઘણા વિઘ્નવાળાં હોય છે; યતઃ

श्रेयांसि बहु विघ्नानि, भवंति महतामपि ।
अश्रेयसि प्रवृत्तानां, क्वापि यान्ति विनायकाः ॥

અર્થ:—મહાપુરૂષોને પણ શ્રેય કાર્યોમાં ઘણાં વિઘ્નો થાય છે અને અશ્રેય કાર્યમાં પ્રવર્તમાન થયેલા પુરૂષોના વિનાયકો[2] ( વિઘ્નકર્તા દેવગણ ) ક્યાંય પણ ચાલ્યા જાય છે.

અને આ પ્રકરણ સમ્યગ્ જ્ઞાનનો હેતુભૂત હોવાથી શ્રેયરૂપ છે માટે આ કલ્યાણકારી કાર્યમાં વિઘ્ન ન થાય તે કારણે વિઘ્નકર્તા દેવગણની શાંતિને અર્થે જ ઇષ્ટદેવને નમસ્કાર કરવાની જરૂર છે

૧ શ્રી કર્મપ્રકૃતિ ગ્રંથની ચૂર્ણિ પણ છે.

૨ વિઘ્ન ઉત્પન્ન કરવું અને વિનાશ કરવો એ બે કાર્યમાં જે દેવગણનું સ્વામિત્વપણું વર્તે છે, તે દેવગણ વિનાયક કહેવાય છે.

તથા બુદ્ધિમાન પુરૂષો પ્રયોજનાદિ વિના કોઈ પણ કાર્યને વિષે પ્રવર્તતા નથી માટે વિચારશીલ પુરૂષોની આ કાર્યમાં પ્રવૃત્તિ થાય તેવા હેતુએ પ્રથમ પ્રયોજનાદિકને પ્રતિપાદન કરતાં આ આચાર્ય આ પ્રમાણે કહે છે. ( અર્થાત્ વક્ષ્યમાણ ગાથાવડે પ્રયોજનાદિ કહેવાય છે. )

આ ગાથાના મૂળ ગ્રંથકાર મંગલાચરણ તથા અભિધેય વિષયનું પ્રતિપાદન કરે છે.

## મૂળગાથા ૧ લી.

**सिद्धं सिद्धत्थसुयं, वंदिय निद्धोयसव्वकम्ममलं ।**
**कम्मट्ठगस्सकरणट्ठ, मुदय संताणि वोच्छामि ॥१॥**

ગાથાર્થ—સિદ્ધિપદને પામેલા અને સર્વ કર્મરૂપી મળને દૂર કર્યો છે જેમણે એવા શ્રી સિદ્ધાર્થ રાજાના પુત્રને ( શ્રી મહાવીર સ્વામીને ) નમસ્કાર કરીને, આઠકર્મનાં આઠકરણ–ઉદય અને સત્તાં એ ત્રણ વસ્તુ ( વિષય ) કહીશ.

ટીકાર્થઃ—આ ગાથાના પૂર્વાર્ધમાં ઇષ્ટ દેવતાને નમસ્કાર કર્યો છે. અને ઉત્તરાર્ધમાં [1]પ્રયોજનાદિ દર્શાવેલ છે. ત્યાં પૂર્વે બાંધેલું એવું આઠ પ્રકારનું કર્મ જેણે ભસ્મીભૂત કર્યું છે તે सिद्ध કહેવાય છે. અહિં सिद्ध એ પદની નિષ્પત્તિ ( શબ્દસિદ્ધિ ) પૃષોદરાદિ શબ્દોના સરખી છે. જેમ ब्रुवन्तः નો આદિવર્ણ ब्रु ને सीदन्ति નો આદિવર્ણ सी એ બે મલીને ब्रुसी (=જેમાં બોલતા છતા બેસે છે તે.......) એવો શબ્દ થયો તેમ सितं ( =બાંધેલું ) નો આદિવર્ણ सि અને ध्मातं ( =ભસ્મીભૂત કરેલ ) નો આદિવર્ણ ध् એ બે મલીને सिध् થઈ અન્ય નિયમથી सिद्ध એવો શબ્દ થયો તે સિદ્ધને વંદન કરીને–અહિં वंदिय=વાંદીને એ ક્રિયાનો સંબંધ છે.

[1] ઉત્તરાર્ધમાં વ્યક્તપણે પ્રયોજનાદિ દર્શાવેલ નથી પરંતુ અર્થાપત્તિથીજ ટીકાકાર કથિત પ્રયોજનાદિ ગ્રહણ કરવા યોગ્ય છે.

હવે 'સિદ્ધ' એવા વિશેષણથી જે વંદના કરી તે સિદ્ધ તો વિદ્યાસિદ્ધ મંત્રસિદ્ધ, રસસિદ્ધ, વિગેરે અનેક પ્રકારના નામસિદ્ધો હોય છે. કારણ કે વિદ્યાસિદ્ધાદિ પુરૂષો લોકને વિષે સિદ્ધ એવા નામથીજ પ્રસિદ્ધ છે, માટે તેવા નામ સિદ્ધોને વંદના ન થાય તેવા હેતુથી યથોક્ત અર્થને ( સિદ્ધ પદના યથાર્થ અર્થને ) સૂચવનાર એવું બીજું વિશેષણ કહે છે.

निद्धोयसव्वकम्ममलं=निर्धौत सर्व कर्म मलं આ વાક્યમાં निर्धौत પદમાં नि એ ઉપસર્ગ પદ नितराम् એટલે અત્યંત અથવા અપુનર્ભાવ ( પુનઃ ઉત્પન્ન ન થાય ) વાચક છે. માટે नि એટલે પુનઃ ઉત્પન્ન ન થાય તેવી રીતે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર તપરૂપ જલના પ્રભાવ વડે सर्व એટલે આઠ પ્રકારના कर्म मलः કર્મરૂપી મલને ( જીવને મલીન કરવામાં હેતુરૂપ હોવાથી આઠ કર્મને મલ રૂપ કહેલ છે તે મલને ) દૂર કરેલ છે જેણે તે निर्धौत सर्व कर्म मलः કહેવાય. આ વિશેષણ વડે આત્મા અનાદિકાળનો શુદ્ધજ છે તેથી આત્માને કર્મ લાગતાં નથી એવા પ્રકારના સાંખ્ય મતના પ્રવાદ પ્રત્યે પણ આક્ષેપ તથા તેનો નિષેધ થયેલો જાણવો.

અથવા सिद्धं એ વિશેષ્ય અને सिद्धत्थसुयं એ વિશેષણ તરીકે ગ્રહણ કરીએ તો सिद्ध=સિદ્ધ થયું છે अथ्थ=પ્રયોજન જેનાથી ( સંસાર સમુદ્રથી નિસ્તાર પમાડેલ હોવાથી ) એવું सुयं=શ્રુતજ્ઞાન જેને હતું તે સિદ્ધને ( वंदिय ઇતિશેષઃ )—આ વિશેષણ વડે સંસાર સમુદ્રથી તારવામાં શ્રુતજ્ઞાનનું સંપૂર્ણ સામર્થ્ય દર્શાવ્યું—અથવા सिद्धार्थाः=સિદ્ધ થયેલાં છે પ્રયોજન જેમનાં ( મોક્ષ પ્રાપ્તિ થવાથી ) એવા પુત્રવત્ ગણધરાદિ શિષ્યો જેને હતા તે શ્રી સિદ્ધાર્થસુત શ્રી મહાવીરસ્વામી કે જે સિદ્ધપદને પામ્યા છે તેને ( वंदिय ઇતિ અધ્યાહાર ) આ અર્થવડે શ્રી ભગવંતની સંતતિ ( શિષ્યપરિવાર ) પણ મહા ફલાતિશયવાળી હતી એમ નિવેદન કર્યું છે. આ કારણથીજ ભગવાન બુદ્ધિવંત પુરૂષોને પ્રણામ કરવા યોગ્ય છે. એવા

પ્રકારના શ્રી વીરભગવંતને વંદનારૂપ મંગલાચરણ કરીને શું કરવાનું છે, તે કહે છે કે બંધ સંક્રમાદિકના કારણભૂત આઠકરણ તથા ઉદય અને સત્તા એ ત્રણ વસ્તુનું પ્રતિપાદન કરીશ. ત્યાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ કર્મ છે એ આઠ કર્મનું સ્વરૂપ અન્યત્ર પંચસંગ્રહાદિ ગ્રંથોમાં વિસ્તારથી કહેલું છે. માટે અત્રે પુનઃ વિસ્તાર નહિ કરાય. કેવલ તે ગ્રંથોથીજ જાણવા યોગ્ય છે.

તે કર્મના બંધ સંક્રમાદિકના કારણરૂપ વીર્ય વિશેષરૂપ જે આઠકરણ તે કરણાષ્ટક

તથા [1]યથાયોગ્ય સ્થિતિ સહિત બંધાયેલા એવા કર્મપુદ્ગલોનો અબાધાકાલના ક્ષય વડે અથવા અપવર્તનાદિકરણ વિશેષથી ઉદયસમયને પ્રાપ્ત થતાં જે અનુભવ થાય તે ઉદય.

તથા બંધ સંક્રમાદિકે કરીને પ્રાપ્ત થયો છે [2]આત્મલાભ તે જેને એવાં તેજ કર્મપુદ્ગલોનો [3]નિર્જરા અને સંક્રમકૃત સ્વરૂપ વિનાશનો અભાવ હોતે છતે જે સદ્‌ભાવ તે સત્તા—

અત્ર કરણાષ્ટક, ઉદય, અને સત્તા એ ત્રણ અભિધેય છે. તથા તેનું જે જ્ઞાન તે શ્રોતાઓનું (વાચકવર્ગનું) અનંતર [4] પ્રયોજન છે પુનઃ પરોપકૃતિ (પરોપકાર) એ ગ્રંથકર્તા આચાર્યનું અનંતર પ્રયોજન છે. તથા શ્રોતાવર્ગ અને આચાર્ય એ બન્નેનું મોક્ષપ્રાપ્તિ એ પરંપર [5]પ્રયોજન છે. સબંધ તે ઉપાયોપેય રૂપ છે તે આ

---

૧ સ્વસ્વબંધ યોગ્ય. ૨ તત્ તત્ કર્મસ્વરૂપ લાભ.

૩ ભાવાર્થ એ છે કે બંધાયલી એવી કોઇપણ કર્મ પ્રકૃતી જ્યાં સુધી નિર્જરે નહિ અથવા સંક્રમકરણ વડે અન્ય પકૃતિરૂપે પરિણમે નહિ ત્યાં સુધી તે પ્રકૃત્તિની સત્તા કહેવાય–બધ્યમાન સમયથી નિર્જરા અથવા પ્રકૃત્યંતરનયન સંક્રમ સમય સુધીના સર્વ સમયોમાં તે પ્રકૃતિની સત્તા કહેવાય.

૪ શીઘ્ર લાભ. ૫ અંત્યફલ.

પ્રમાણેઃ—વચન રૂપને પ્રાપ્ત થયેલું જે આ પ્રકરણ તે ઉપાય છે અને આ પ્રકરણનું જે જ્ઞાન તે ઉપેય છે. ઇતિ[1] અનુબંધ.

હવે જેવો ઉદ્દેશ[2] તેવો નિર્દેશ એ ન્યાયથી આઠ કરણનું સ્વરૂપ કહે છે.

મૂળ ગાથા ૨ જી.

**बंधण संकमणु व्वट्टणाय अववट्टणा उदीरणया ।**
**उवसामणा निहत्ती, निकायणा च ति करणाइं ॥२॥**

**ગાથાર્થ**:—બંધનકરણ, સંક્રમણકરણ, ઉદ્વર્ત્તનાકરણ, અપવર્ત્તનાકરણ, ઉદીરણાકરણ, ઉપશામનાકરણ, નિધત્તિકરણ, નિકાચનાકરણ એ આઠ જ કરણ છે.

**ટીકાર્થ**:—અત્ર ગાથાના અંતમાં करण શબ્દ કહેલો હોવાથી બંધનાદિ આઠ પદને સમાનાધિકરણ[3]પણું હોવાથી करण એ શબ્દ બંધનાદિ પ્રત્યેક પદની સાથે સંયુક્ત કરવો તે એ રીતેઃ—બંધનકરણ, સંક્રમકરણ[4] ઇત્યાદિ.

---

૧ અધિકારી, વિષય, સંબંધ ને પ્રયોજન એ ચાર અનુબંધમાં અને અત્રે અધિકારિ વિના ૩ અનુબંધની વિવક્ષા ટીકાકાર મહારાજે કરી છે ત્યાં ચતુર્થ અધિકારી અનુબંધમાં, કર્મપ્રકૃતિ પ્રકરણના જીજ્ઞાસુ જીવો અધિકારી જાણવા. ઇતિ અનુબંધ ચતુષ્ટય.

૨ જે ક્રમથી પદાર્થ પ્રતિપાદન કરવાનું કહ્યું હોય તે ક્રમે જ પદાર્થનું પ્રતિપાદન કરવું તેનું નામ " જેવો ઉદ્દેશ તેવો નિર્દેશ " કહેવાય છે અથવા સામાન્યતઃ નામ માત્ર કથન છે તે ઉદ્દેશ ને વિશેષ કથન તે નિર્દેશ. सामान्याभिधानलक्षणः प्रथममुद्देशः ततस्तस्यैव विशेषाभिधानरूपोनिर्देशः ઇતિ વિશેષાવશ્યકે સામાયકદ્વાર કથન પ્રસંગે.

૩ કરણ એ શબ્દરૂપ આધારનો બંધનાદિ આઠે પદ આધેય હોવાથી.

૪ સર્વત્ર संक्रम करण એવો પાઠ છે, પરંતુ આ સ્થળે संक्रम करण એવો પાઠ પણ સમાનાર્થવાચક છે.

હવે એ આઠકરણના પ્રથમ સંબંધમાં બંધાદિકનો[1] અર્થ કહે છે.

બંધ—જીવ પ્રદેશોની સાથે કર્મપુદ્ગલોનો લોહગોલક વ્યાપ્તઅગ્નિવત્ જે પરસ્પર સંબંધ થવો તે બંધ.

સંક્રમ—અન્ય કર્મરૂપે રહેલ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશને અન્ય કર્મરૂપે પરિણમાવવા તે સંક્રમ.

ઉદ્વર્તના:—કર્મના સ્થિતિ–રસમાં વૃદ્ધિ કરવી તે ઉદ્વર્તના.

અપવર્ત્તના—કર્મના સ્થિતિ રસને અલ્પ કરવા તે અપવર્ત્તના.

ઉદીરણા—ઉદયકાલને નહિ પ્રાપ્ત થયેલ કર્મપુદ્ગલોનો ઉદયાવલિકામાં પ્રવેશ થવો તે ઉદીરણા.

ઉપશામના—ઉદય[2], ઉદીરણા, નિધત્તિ ને નિકાચના એ ચાર કરણ ન પ્રવર્તી શકે એવી અવસ્થામાં કર્મને સ્થાપવું તે ઉપશામના.

નિધત્તિ—ઉદ્વર્તના ને અપવર્તના સિવાયનાં ૬ કરણો ન પ્રવર્તી શકે એવી અવસ્થામાં કર્મને સ્થાપવું તે નિધત્તિ.

નિકાચના—આઠકરણમાંથી[3] કોઇ પણ કરણ ન પ્રવર્તિ શકે એવી અવસ્થામાં કર્મને સ્થાપવું તે નિકાચના.

એ પૂર્વોક્ત સ્વરૂપવાળા બંધ–સંક્રમાદિકના કારણભૂત જે

---

૧ બંધનાદિ કરણથી થતાં કાર્યનો–બંધ એ કાર્ય છે ને બંધન એ કારણ છે એ પ્રમાણે આઠે સ્થાનકે જાણવું.

૨ ઉદય એ કરણ નથી, માટે કરણ પદનું સમાનાધિકરણત્વ ઉદીરણાદિ ૩ શબ્દને છે.

૩ અપૂર્વકરણ ગુણસ્થાને જે નિકાચિત કર્મ કરણસાધ્ય છે તે તથા વિધ નિકાચનાધ્યવસાયબદ્ધ કર્મ જાણવું. આ વ્યાખ્યા શ્રી અધ્યાત્મ મત પરીક્ષામાં પ્રગટ છે.

જીવ વીર્ય વિશેષો તે બન્ધન, સંક્રમણ ઇત્યાદિ કહેવાય છે- ( તથા પ્રકારની વ્યુત્પત્તિ હોવાથી ) તે આ પ્રમાણે:—

**બંધનકરણ**—જે વીર્ય વિશેષ વડે કરીને આઠ પ્રકારનું કર્મ બંધાય તે.

**સંક્રમણકરણ**—જે વીર્ય વિશેષ વડે અન્ય પ્રકૃત્યાદિ ચતુષ્ક ને અન્ય પ્રકૃત્યાદિચતુષ્ક રૂપે પરિણમાવાય તે.

**ઉદ્વર્ત્તનાકરણ**—જે વીર્ય વિશેષ રૂપ પરિણતિ વડે કરીને કર્મના સ્થિતિરસમાં વૃદ્ધિ પમાડાય તે.

**અપવર્ત્તનાકરણ**—જે વીર્ય વિશેષ પરિણતિ વડે કર્મનો સ્થિતિ-રસ અલ્પ કરાય તે.

**ઉદીરણાકરણ**—જે વીર્યવિશેષપરિણતિવડે ઉદયકાલને નહિ પ્રાપ્ત થયેલા દલિકને ઉદીરાય=ઉદયાવલિકામાં પ્રવેશ કરવાય તે.

**ઉપશામના**—જે વીર્યવિશેષપરિણતિવડે કર્મ ઉદય, ઉદીરણા, નિધત્તિ અને નિકાચનાકરણને અસાધ્ય ( અયોગ્ય ) થાય તે.

**નિધત્તિ**—જે વિર્ય વિશેષ પરિણતિવડે કર્મ ઉદ્વર્ત્તના-અપવર્ત્તના સિવાયનાં ૬ કરણને અયોગ્ય કરાય તે ( પૃષોદરાદિ ગણનો હોવાથી નિધત્તિ એવો શબ્દ નિષ્પન્ન થયો છે ).

**નિકાચના**—निकाचना એ શબ્દમાં कच ધાતુ બંધન અર્થમાં છે. ને नि ઉપસર્ગ નિતરામ્=અત્યંત વાચક છે માટે તથા વિધ સંક્લિષ્ટ અધ્યવસાયમાં પરિણમેલા જીવને કર્મ જે સ્વયમેવ અતિગાઢ બંધને પામે છે ( અહિં સુધીમાં निकच्यते રૂપ બને છે ને એ રૂપથી निकाचना એવો શબ્દ બનતો નથી પણ निकचना બને છે માટે निकाचना શબ્દ બનાવવાને અર્થે પ્રેરક કર્મણીરૂપ કરવાને કહે છે ) ને તથા વિધ અનુકૂલતાવડે ( અધ્યવસાય પ્રવૃત્તિરૂપ

અનુકૂલતાવડે ) સહિત હોવાથી જીવજ તેમાં પ્રવર્ત્યે છતે પ્રયોક્તૃવ્યાપારેણિઞ્ એ શ્રી. મલયગિરિજીકૃત શબ્દાનુશાસનના છઠ્ઠા અધ્યાયનું પાંચમું સૂત્ર લાગતાં निकाच्यते જે વીર્ય વિશેષ પરિણતિએ કરીને જીવવડે કર્મ અવશ્ય ભોગ્યપણે વ્યવસ્થપાય તે निकाचना ( અત્રે निकाच्यते પરથી निकाचना શબ્દ થયો જાણવો. )

અથવા બંધન અર્થમાં પ્રવર્તતો कच ધાતુ ચોરાદિ ગણનો પણ છે. ( માટે ૧૦ મા ગણના શબ્દવત્ કર્મણિ પ્રયોગ णिञ् પ્રત્યય લગાડયા વિના પણ બની શકે. ) માટે જે વીર્ય વિશેષ પરિણતિવડે કર્મ અવશ્ય ભોગ્યપણે બંધાય તે જીવવીર્ય પરિણતિનું નામ નિકાચના છે. ગાથામાં ચકાર સમુચ્ચય અર્થમાં છે, ને त्ति એ પદ સમાપ્તિ સૂચક છે. અર્થાત્ એટલાં જ કરણ છે પણ અધિક નથી.

આ કરણો જીવના વીર્ય વિશેષરૂપ છે માટે પ્રથમ વીર્યની પ્રરૂપણા કરે છે.

## મૂળ ગાથા ૩ જી.

**विरियंतराय देस, रकएण सवरकएण जा लद्धी ।**
**अभिसंधिज मियरं वा, तत्तो विरियं सलेसस्स ॥३॥**

ગાથાર્થ:—વીર્યાંતરાય કર્મના દેશક્ષયથી અથવા સર્વ-ક્ષયથી વીર્યલબ્ધિ ઉત્પન્ન થાય છે. તેમાં પણ સલેશ્ય જીવની વીર્યલબ્ધિ અભિસંધિજ ને અનભિસંધિજ એમ બે પ્રકારની હોય છે.

ટીકાર્થ:—જીવોને વીર્યાંતરાયકર્મના દેશક્ષય[1] અથવા સર્વક્ષયવડે[2] વીર્યલબ્ધિ ઉત્પન્ન થાય છે. ત્યાં ક્ષાયોપશમિક વીર્ય છદ્મસ્થ[3] જીવોને હોય છે અને ક્ષાયિકવીર્ય કેવલીને[4] હોય છે તથા તે વીર્યલબ્ધિથી ઉપજતું વીર્ય સલેશ્યજીવને[5] અને અલેશ્યજીવને[6]

૧ ક્ષયોપશમ. ૨ ક્ષાયિકભાવ. ૩ અસર્વજ્ઞ. ૪ સર્વજ્ઞ. ૫ ૭ લેશ્યામાંની કોઇ પણ લેશ્યાવાળા જીવને. ૬ લેશ્યા રહીત જીવને.

પણ હોય છે. આ સ્થાને માત્ર સલેશ્ય વીર્યનો અધિકાર હોવાથી તે જ વર્ણવાય છે. अभिसंधिजमियरंचा तत्ता विरियं सलेसस्स= તેથી તે ક્ષાયિક ને ક્ષાયોપશમિક વીર્યલબ્ધિમાંથી સલેશ્ય જીવનું વીર્ય અભિસંધિજ ને અનભિસંધિજ એમ બે બે પ્રકારનું હોય છે.




( ઇતિ વીર્ય ભેદ સ્થાપના. )

તેમાં જે બુદ્ધિપૂર્વક ધાવન[2] વલ્ગનાદિ ક્રિયામાં જોડાય તે અભિસંધિજ વીર્ય અને ઇચ્છાપ્રવૃત્તિના અભાવે પણ જે વીર્ય ક્રિયાઓમાં જોડાયેલું હોય તે અનભિસંધિજ વીર્ય કહેવાય. જે ભુક્ત[3] આહારને ધાતુ મલ રૂપે પરિણમાવવામાં અથવા એકેંદ્રિયાદિ અસંજ્ઞિ જીવોની તત્ તત્ ક્રિયામાં કારણભૂત જે વીર્ય તે અનભિસંધિજ વીર્ય છે. આ અભિસંધિજ અથવા અનભિસંધિજ

૧ કાર્યભેદે અથવા સ્વામિ ભેદે વીર્યના ભેદ હોય છે. તેમા કાર્યભેદે કરીને ભેદવાળું વીર્ય એક જીવને એક સમયમા અનેક પ્રકારનું હોય છે. ને સ્વામિભેદે ભેદવાળું વીર્ય એક જીવને એક સમયમા એક પ્રકારનું હોય છે ને અનેક જીવની અપેક્ષાએ અનેક પ્રકારનું હોય છે. ૨ દોડવું, વળગવું વગેરે. ૩ ખાધેલા.

વીર્ય અવશ્ય યથાયોગ્ય[1] સૂક્ષ્મબાદર[2] પરિસ્પન્દ રૂપ ક્રિયા સહિત છે, જે યોગ કહેવાય છે તે પણ એજ[3] વીર્ય છે—આ વીર્યનાં એકાર્થવાચક નામ આ પ્રમાણે છે.

जोगो विरियं थामो, उच्छाह परिक्कमो तहा चिट्ठा ।
सत्ती सामत्थं चिय, जोगस्स हवंति पज्जाया ॥

અર્થ:—યોગ, વીર્ય, સ્થામ (બળ), ઉત્સાહ, પરાક્રમ તથા ચેષ્ટા, શક્તિ, સામર્થ્ય, એ આઠ યોગના પર્યાય શબ્દ છે.

હવે આ યોગનું જ પરિણામાદિ હેતુપણું, ભેદ અને જીવ પ્રદેશોમાં વિષમપણે રહેવાનું કારણ એ ત્રણ વસ્તુને પ્રતિપાદન કરવાની ઇચ્છાવાળા આચાર્ય આ પ્રમાણે કહે છે.

મૂળ ગાથા ૪ થી.

परिणामा लंबण गहण, साहणं तेण लद्धनामतिगं ।
कज्जाऽभासन्नोन्न—प्पवेसविसमीकयपवेसं ॥ ४ ॥

ગાથાર્થ:—પરિણામ, આલંબન ને ગ્રહણ એ ત્રણ ક્રિયામાં સાધનરૂપ (હેતુરૂપ) અને તે કારણે મનયોગ, વચનયોગ ને કાયયોગ એ ત્રણ નામને પ્રાપ્ત કરેલ છે જેણે, તથા કાર્યાભ્યાસ અને જીવપ્રદેશોના અન્યોન્ય પ્રવેશ વડે કરીને વિષમ કર્યા છે, જીવ પ્રદેશો જેણે એવો (ત્રણ વિશેષણ વાળો) યોગ છે.

ટીકાર્થ:—પરિણમન=પરિણામ પમાડવું તે પરિણામ, અવલંબન કરાય તે આલંબન અને ગ્રહણ કરવું તે ગ્રહણ એ ત્રણેનું સાધન (જેના વડે સધાય તે સાધન એ વ્યુત્પત્તિથી) તે યોગ એવા નામવાળું વીર્ય વિશેષ જ છે. તે આ પ્રમાણે:—

૧ સ્વ સ્વસામર્થ્યાનુસારે. ૨ પ્રવૃત્તિરૂપ. ૩ સલેશ્ય વીર્ય જ અથવા પરિસ્પન્દાત્મકવીર્ય જ.

તે યોગ સંજ્ઞક વીર્ય વિશેષ વડે ઔદારિકાદિ દેહ પ્રાયોગ્ય પુદ્ગલોને પ્રથમ ગ્રહણ કરે છે–ગ્રહણ કરીને ઔદારિકાદિ દેહરૂપે પરિણમાવે છે.

તથા ઉશ્વાસ, ભાષા ને મનોયોગ્ય પુદ્ગલોને પ્રથમ ગ્રહણ કરે છે, ગ્રહણ કરીને ઉશ્વાસાદિ રૂપપણે પરિણમાવે છે, પરિણમાવીને તેને વિસર્જન કરવામાં ( છોડવામાં ) હેતુભૂત સામર્થ્ય વિશેષને ઉત્પન્ન કરવાને અર્થે તે ઉશ્વાસાદિ પુદ્ગલોને અવલંબે છે, જેમ[1] મંદશકિતવાળો કોઈક પુરૂષ નગરમાં પરિભ્રમણ કરવાને અર્થે યષ્ટિકાનું આલંબન લે છે ( તેમ ઉશ્વાસાદિ પુદ્ગલોના નિસર્ગ માટે આલંબન રૂપ પ્રયત્નની અવશ્ય જરૂર છે ) ત્યાર પછી તે ઉશ્વાસાદિ પુદ્ગલોના આલંબનથી ઉત્પન્ન થયેલા સામર્થ્ય વડે તે તે ઉશ્વાસાદિ પુદ્ગલોને વિસર્જે છે. ( ત્યાગ કરે છે ) માટે પરિણામ, આલંબન ને ગ્રહણ એ ત્રણમાં[2] યોગ રૂપ વીર્ય એજ હેતુ=સાધન છે. ( ઇતિ પરિણામાદિ હેતુતા ).

---

૧ આ દૃષ્ટાતનો ઉપનય આ પ્રમાણે છેઃ—જેમ મંદ શકિતવાળો પુરૂષ પ્રથમ લાકડીનો ટેકો કરે ને તે ટેકાથી ઉત્પન્ન થયેલા સામર્થ્ય વડે પગ ઉપાડી આગળ પગલું ભરે એ રીતે વારંવાર લાકડીને ટેકે ટેકે આગળ આગળ પગલા ભરતો જાય. તેમ ઉશ્વાસ પુદ્ગલને વારંવાર અવલંબન કરી વિસર્જન કરે. એ અવલંબનરૂપ પ્રયત્નથી જ વિસર્જન શક્તિ પ્રાપ્ત થાય છે.

અથવા બિલાડી જેમ શીકા તરફ કુદકો મારવાને પ્રથમ જે અંગ સંકોચ કરે છે, તે અંગ સંકોચરૂપ પ્રયત્નથી પ્રાપ્ત થયેલા સામર્થ્ય વડે જ શીકા તરફ કુદકો મારવાની શક્તિ પેદા થાય છે. અત્રે બિલાડીને જેમ અંગ સંકોચ એ આલંબન છે, તેમ ઉશ્વાસાદિ પુદ્ગલોને વિસર્જન કરવામા તથાવિધ પ્રયત્ન રૂપ આલંબન અવશ્ય હોય છે. (ઇતિ પંચસંગ્રહેપિ)

અથવા પણછપર ચઢાવેલું બાણ આગળ ફેંકવાને માટે જેમ પ્રથમ પાછળ ખેંચવું પડે છે ને એ પશ્ચાદાકર્ષણરૂપ પ્રયત્નથી જ જેમ બાણમાં જે અગ્રગમન રૂપ શક્તિ પેદા થાય છે તેમ જ ઉશ્વાસાદિ વિસર્જનમા જાણવું.

૨ દેહ પુદ્ગલોને ઉશ્વાસાદિવત્ વિસર્જનનો અભાવ હોવાથી ગ્રહણને

એ પ્રમાણે મન વચન ને કાયાના અવષ્ટંભથી ઉત્પન્ન થયેલા તે યોગસંજ્ઞક વીર્ય વડે યોગનાં મનયોગ, વચનયોગ, ને કાયયોગ એ ત્રણ નામ નિષ્પન્ન થયેલાં છે; ત્યાં કરણભૂત[1] એવા મન વડે જે યોગ પ્રવર્તે તે મનોયોગ, વચન વડે જે યોગ પ્રવર્તે તે વચન યોગ અને કાયાવડે જે યોગ પ્રવર્તે તે કાયયોગ. ( ઇતિ ભેદાઃ )

એ પૂર્વોક્ત કથન તો એ પ્રમાણે સંભવે, પરંતુ જીવના સર્વ પ્રદેશોમાં ક્ષાયોપશમિકયાદિ લબ્ધિ તુલ્ય હોતે પણ એકજ જીવના કેટલાએક પ્રદેશોમાં અધિક, કેટલાએક પ્રદેશોમાં હીન ને કેટલાએક પ્રદેશોમાં હીનતર એ પ્રમાણે વીર્યનું વિષમપણું ઉપલબ્ધ થાય છે તેનું શું કારણ ? તે કહે છે.

આત્મા જે પદાર્થ પ્રત્યે ચેષ્ટા[2] કરે તે પદાર્થને કાર્ય કહે છે તે કાર્યનું ( પદાર્થનું ) અભ્યાસ એટલે નજીકપણું–તથા જીવના સર્વ પ્રદેશોનો પરસ્પર પ્રવેશ એટલે શૃંખલાવયવવત્[3] પરસ્પર જે સંબંધ વિશેષ, એ બે કારણથી જે જીવવીર્યવડે આત્મપ્રદેશો વિષમ થયેલા છે એટલે અધિક અલ્પ અલ્પતરાદિ સદ્ભાવથી વિસંસ્થુલ

પરિણામ એ બે જ ક્રિયા હોય, ને ઉશ્વાસાદિમાં ગ્રહણ, પરિણમન, આલંબન ને વિસર્જન એ ચાર ક્રિયા પ્રવર્તે છે, પરંતુ વિસર્જન ક્રિયાને આલંબનમાં અંતર્ગત વા સહકાર્ય ગણીને ભિન્ન નહિ લેખવવાથી યોગને સામાન્યતઃ ૩ ક્રિયાનું સાધન કહેલ છે.

૧ જીવ એ કર્તા, મન એ કરણ, ને વીર્ય પ્રવૃત્તિ એ ક્રિયા છે માટે અત્રે મનને કરણભૂત એવું વિશેષણ આપ્યું છે. એ વિશેષણ વચન–કાયાને પણ લાગુ પડી શકે.

૨ વીર્ય પ્રવર્તાવે. ૩ સાંકળમાં કડીઓ જેમ પરસ્પર પ્રવેશ કરીને રહી છે તેમ આ દૃષ્ટાંત પરસ્પર ભીન્ન નહિ પડવારૂપ સંબંધની અપેક્ષાએ છે; પરંતુ આંકડા કે કડીઓ જેમ એક દેશથી પરસ્પર સ્પર્શ સંબંધ રૂપ રહેલી છે તેમ આત્મપ્રદેશો રહ્યા નથી.

થયેલા (વિષમ થયેલા) છે તે જીવવીર્ય तत्कार्याभ्यासान्यो-ऽन्यप्रवेशविषमीकृतप्रदेशं (એવા વિશેષણવાળું છે).

ભાવાર્થ આ પ્રમાણે છેઃ—હસ્તાદિક અવયવોમાં રહેલા જે આત્મપ્રદેશો ઉપાડવા યોગ્ય એવા ઘટાદિક પદાર્થની નિકટ હોય તે આત્મ પ્રદેશોને ઘટાદિ ઉપાડવામાં અધિક ચેષ્ટા હોય, તેથી દૂરવર્તિ જે ખભાદિકમાં રહેલા આત્મપ્રદેશો તેને હીન ચેષ્ટા હોય, અને તેથી પણ અતિ દૂરવર્તિ પાદાદિક ગત આત્મપ્રદેશોને અત્યંત અલ્પ ચેષ્ટા હોય, એ સર્વ અનુભવ સિદ્ધ છે.

વળી પણ ઠેકાદિકનો ઘા થયે છતે જો કે સમકાલે સર્વ પ્રદેશોમાં વેદના ઉત્પન્ન થાય છે તો પણ જે આત્મપ્રદેશો અભિઘાતક દ્રવ્યની નજીકમાં છે તે આત્મપ્રદેશોને અતિ તીવ્ર વેદના હોય અને શેષ આત્મપ્રદેશોને મંદ, મંદતર, મંદતમાદિ અનેક ભેદે વેદના હોય છે.

તેમ અત્રે પણ જીવ પ્રદેશોમાં કાર્ય દ્રવ્યની સમીપતાને લઈને ઉપજતું જે પરિસ્પન્દાત્મક[1] વીર્ય તે કંઇક પ્રદેશોમાં અધિક ને કંઇક પ્રદેશોમાં હીન હીનતર ઇત્યાદિ ભેદે હોય છે.

એ પ્રમાણે એક જીવના સર્વ આત્મપ્રદેશોમાં વીર્યનું હીનાધિકપણું તે જીવ પ્રદેશોનો પરસ્પર શ્રૃંખલાવયવવત્ સંબંધ હોવાથી જ થાય છે. અન્યથા નહિ. તે આ પ્રમાણે—તે શ્રૃંખલાવયવોનો

૧ સલેશ્ય વીર્ય ૩ પ્રકારે હોય છે તે આ પ્રમાણેઃ—૧ આવૃત વીર્ય=કર્મ વડે અવરાયલું વીર્ય—૨ લબ્ધિવીર્ય=વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ વા ક્ષયથી પ્રગટ થયેલું વીર્ય—૩ પરિસ્પન્દ વીર્ય=લબ્ધિ વીર્યમાંથી જેટલું વીર્ય મન વચન ને કાયયોગ દ્વારા પ્રવર્તે તે. અત્રે વીર્યનું હીનાધિકપણું તે પરિસ્પન્દ વીર્યની અપેક્ષાએ જાણવું, અને લબ્ધિ વીર્ય તો સર્વ આત્મપ્રદેશે એકસરખું જ હોય છે. અત્રે વીર્યના હીનાધિકપણાની વિવક્ષા ઘણી છે તે પ્રસંગે કહેવા યોગ્ય છે.

પરસ્પર સંબંધ વિશેષ હોવાથી જ એક અવયવ ચલાયમાન થતાં બીજા પણ અવયવો ચલાયમાન થાય છે પરંતુ તફાવત એજ કે કંઇક અવયવો અલ્પ ને કંઇક અવયવો અલ્પતર ચલાયમાન થાય; સંબંધ વિશેષના અભાવે તો એક અવયવ ચલાયમાન થયે બીજા અવયવનું ચલાયમાનપણું અવશ્યભાવે ન હોય. જેમ ગાય અને પુરૂષ એ બેને સંબંધ વિશેષનો અભાવ હોવાથી ગાય ચલાયમાન થતાં પુરૂષનું પણ ચલપણું અવશ્યભાવે કેમ હોય? માટે કાર્યદ્રવ્યનો અભ્યાસ અને જીવ પ્રદેશોનો પરસ્પર સંબંધ એ બે કારણથી જ કંઇક જીવ પ્રદેશોમાં અધિક વીર્ય ને કંઇક પ્રદેશોમાં અલ્પ–અલ્પતર એ પ્રમાણે વીર્યનું વિષમપણે ઉપજવું વિરોધવાળું નથી. (ઇતિ જીવપ્રદેશે વીર્ય વિષમાવસ્થાન હેતુ).

એ પ્રમાણે વીર્યનું પ્રતિપાદન કરીને હવે એજ[1] વીર્યનું જઘન્યપણું, અજઘન્યપણું[2], ઉત્કૃષ્ટપણું ને અનુત્કૃષ્ટપણું જણાવવાને પ્રરૂપણા કરવાની ઇચ્છાવાળા આચાર્યશ્રી આ પ્રમાણે અર્થાધિકાર[3] કહે છે.

ગાથા ૫ મી.

**अविभाग वग्ग फड्डग, अंतर ठाणं अणंतरोवणिहा।**
**जोगे परंपरा वुड्ढि, समय जीवप्प बहु गंच ॥५॥**

ગાથાર્થઃ—યોગ સંબંધી પ્રકરણમાં અવિભાગ પ્રરૂપણા,

૧- પરિસ્પંદ.

૨ સર્વાલ્પ વીર્ય તે જઘન્ય, જઘન્ય વીર્યથી એકાદિ અંશ અધિક યાવત્ ઉત્કૃષ્ટ સુધીના સર્વ વીર્યવિભાગો અજઘન્ય–સર્વોત્કૃષ્ટ વીર્ય તે ઉત્કૃષ્ટ–ઉત્કૃષ્ટ વીર્યથી એકાદિ અંશ હીન જઘન્ય સુધીના સર્વ વીર્ય વિભાગો અનુત્કૃષ્ટ (ઉત્કૃષ્ટ વિભાગ પણ, અજઘન્ય અને જઘન્ય વીર્ય પણ અનુત્કૃષ્ટ કહેવાય).

૩ અનુયોગદ્વાર.

વર્ગણા પ્રરૂપણા, સ્પર્ધક પ્રરૂપણા, અંતર પ્રરૂપણા, સ્થાન પ્રરૂપણા, અનંતરોપનિધા પ્રરૂપણા, વૃદ્ધિ પ્રરૂપણા, સમય પ્રરૂપણા અને જીવાલ્પબહુત્વ પ્રરૂપણા એ પ્રમાણે ૧૦ અર્થાધિકાર કહેવાશે.

**ટીકાર્થ:**—યોગના વર્ણનમાં અવિભાગ પ્રરૂપણાદિ ૧૦ અર્થાધિકાર છે. તેમાં બુદ્ધિરૂપ શસ્ત્ર વડે જે વીર્યાંશનો વિભાગ ન કરી શકાય તે વીર્યાંશ અવિભાગ કહેવાય છે. તાત્પર્ય એ છે કે અત્રે જીવનું વીર્ય બુદ્ધિરૂપ શસ્ત્રથી છેદાતાં છેદાતાં જ્યારે વિભાગ ન આપે ત્યારે તે અંત્યનો અંશ અવિભાગ કહેવાય. તે વીર્યાવિભાગ જીવના એકેક પ્રદેશમાં જેટલા સંભવે છે તેટલા કહે છે.

મૂળ ગાથા ૬ ઠ્ઠી.

**पन्ना छेयण छिन्ना, लोगासंखेज्जगप्पएससमा ।**
**अविभागा एक्केक्के, होंति पएसे जहन्नेणं ॥ ६ ॥**

**ગાથાર્થ:**—સર્વજ્ઞની બુદ્ધિરૂપ શસ્ત્ર વડે છેદાયા છતા જે વીર્યાવિભાગો થયા તે એકેક જીવ પ્રદેશે વીચારતાં જઘન્યથી પણ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ હોય છે. અને ઉત્કૃષ્ટથી પણ જીવના પ્રત્યેક પ્રદેશે અસંખ્યલોકપ્રદેશ પ્રમાણ વીર્યાવિભાગો હોય છે પરંતુ પ્રથમ કહેલા જઘન્યપદના વીર્યાવિભાગોથી આ ઉત્કૃષ્ટ પદના વીર્યાવિભાગો અસંખ્યગુણા જાણવા.

**ટીકાર્થ:**—ગાથાર્થવત્ ( ઇતિ અવિભાગ પ્રરૂપણા ) એ પ્રમાણે અવિભાગ પ્રરૂપણા કહીને હવે વર્ગણા પ્રરૂપણા કહે છે.

મૂળ ગાથા ૭ મી.

**जेसिं पएसाण समा, अविभागा सव्वतो य थोवतमा ।**
**ते वग्गणा जहन्ना, अविभागहिया परंपरओ ॥७॥**

**ગાથાર્થ:**—જે જીવપ્રદેશોના વીર્યાવિભાગો તુલ્ય સંખ્યાવાળા હોય અને બીજા જીવપ્રદેશોમાં રહેલા વીર્યાવિભાગોની અપેક્ષાએ થોડા હોય તે જીવપ્રદેશોની પ્રથમ જઘન્યવર્ગણા કહેવાય. તદનંતર એકેક વીર્યાવિભાગે અધિક એવી બીજી ત્રીજી વિગેરે આગળની વર્ગણાઓ થાય.

**ટીકાર્થ:**—જે જીવપ્રદેશોના વીર્યાવિભાગો તુલ્ય સંખ્યાવાળા હોય, અને બીજા સર્વ પ્રદેશગત વીર્યાવિભાગોની અપેક્ષાએ અતિ અલ્પ હોય, તે ઘનીકૃત[1] લોકના અસંખ્યતમભાગવર્તિ અસંખ્ય પ્રતર ગત અસંખ્ય આકાશપ્રદેશરાશી પ્રમાણ જીવ પ્રદેશોના સમુદાયની પ્રથમ વર્ગણા હોય ને તે અલ્પ સંખ્યાવાળા વીર્યાવિભાગયુક્ત હોવાથી જઘન્યવર્ગણા છે.

अविभागाधिक्कापरंपरतः એટલે તેથી આગળની વર્ગણાએ એકેક વીર્યાવિભાગે કરીને અધિક કહેવી. તે આ પ્રમાણે:—ઘનીકૃત લોકાસંખ્યતમ ભાગવર્તિ અસંખ્યપ્રતર પ્રદેશરાશિ પ્રમાણ જે બીજા જીવપ્રદેશો જઘન્યવર્ગણાથી એક વીર્યાવિભાગે અધિક છે, તે જીવપ્રદેશોનો સમુદાય તે બીજી વર્ગણા કહેવાય. તેથી આગળ બે વીર્યાવિભાગે કરીને અધિક ઉકત સંખ્યાક જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજી વર્ગણા, તેથી આગળ ત્રણ વીર્યાવિભાગાધિક તેટલીજ સંખ્યાવાળા જીવ પ્રદેશોનો સમુદાય તે ચોથી વર્ગણા કહેવાય. એ પ્રમાણે એકેક વીર્યાવિભાગ વૃદ્ધિએ વધતા તેટલા તેટલાજ જીવ પ્રદેશોના સમુદાય રૂપ અસંખ્ય વર્ગણાઓ કહેવી.

( ઇતિ વર્ગણા પ્રરૂપણા. )

---

૧ પુરૂષાકૃતિવાળા લોકને બુદ્ધિવડે ઘન કરતાં ૭ રાજદીર્ઘ, ૭ રાજ વિષ્કંભે ને ૭ રાજ ઉંચો એવો ઘનલોક થાય તેમા એક પ્રદેશપ્રમાણ જાડાઇવાળા ને ૭ રાજ લાંબાં પ્હોળા અસંખ્ય પ્રતર હોય ( અબરખના પડની પેઠે પટલવત્ ) ને પ્રત્યેક પ્રતરમા ૧ પ્રદેશ પ્રમાણ જાડી અને ૭ રાજ દીર્ઘ

હવે તે વર્ગણાઓ કેટલી છે તેનું નિરૂપણ કરવાને અર્થે સ્પર્ધક પ્રરૂપણા કહે છે.

## મૂળ ગાથા ૮ મી.

**सेढिअसंखिअमित्ता, फड्डग मेत्तो अणंतरा नत्थि**
**जाव असंखालोगा, तोबीयाई य पुव्वसमा ॥८॥**

ગાથાર્થઃ—શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ વર્ગણાઓનું એક સ્પર્ધક હોય, ને અહિંથી આગળ યાવત્ અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલી અનંતર વર્ગણાવાળા જીવપ્રદેશો નથી, તદનંતર દ્વિતીયાદિક સ્પર્ધકની દ્વિતીયાદિ વર્ગણાઓ પ્રથમ સ્પર્ધકની વર્ગ-ણાઓ સરખી કહેવી.

ટીકાર્થઃ—અહિં ઘનીકૃત લોકની એકેક પ્રદેશ પંક્તિરૂપ જે શ્રેણિ તેના અસંખ્યાતમે ભાગે જેટલા આકાશ પ્રદેશો તેટલી પૂર્વોક્ત સ્વરૂપવાળી વર્ગણાઓના સમુદાયનું પ્રથમ સ્પર્ધક થાય. સ્પર્ધક એટલે જેને વિષે વર્ગણાઓ ઉત્તરોત્તર[1] વૃદ્ધિ[2] વડે કરીને સ્પર્ધા કરે તે સ્પર્ધક કહેવાય.

એ પ્રમાણે સ્પર્ધક પ્રરૂપણા કરીને હવે અન્તર પ્રરૂપણા કહે છે. एत्तो अणंतरानत्थि—અહિંથી એટલે પ્રથમ સ્પર્ધકગત અંત્ય વર્ગ-ણાથી આગળ અનંતર વર્ગણાવાળા જીવપ્રદેશો નથી, અર્થાત્ અહિંથી આગળ એકેક વીર્યાવિભાગ વૃદ્ધિ વડે નિરંતરપણે વધતા એવા જીવપ્રદેશો નથી, પરંતુ સાન્તર જીવપ્રદેશો છે તે આ પ્રમાણેઃ—

---

એવી અસંખ્ય સૂચી શ્રેણિઓ (સોયના આકારે લાંબી) હોય તેવી શ્રેણિઓ અત્રે જાણવી.

૧ એક પછી એક. ૨ એકોત્તર વૃદ્ધિ વડે.

પ્રથમ વર્ગણાથી આગળ એક વીર્યાવિભાગાધિક જીવપ્રદેશનો સમુદાય તે બીજી વર્ગણા—એ વીર્યાવિભાગાધિક જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજી વર્ગણા, એ પ્રમાણે શ્રેણિના અસંખ્યાતમે ભાગે જેટલી વર્ગણાઓ છે તેટલી (અસંખ્ય) વર્ગણાઓ થાય ત્યાં સુધી કહેવું, અને એ વર્ગણાઓનો સમુદાય તે બીજું સ્પર્ધક.

ત્યાંથી આગળ પુનઃ એકવીર્યાવિભાગાધિક જીવપ્રદેશો ન હોય, તેમજ બે ત્રણ યાવત્ સંખ્યાત વીર્યાવિભાગાધિક જીવપ્રદેશો પણ ન હોય, પરંતુ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અસંખ્ય વીર્યાવિભાગાધિક જીવપ્રદેશો હોય છે, તેથી એ જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા. ત્યાંથી આગળ એકેક વીર્યાવિભાગની વૃદ્ધિએ દ્વિતીયાદિ વર્ગણાઓ જ્યાં સુધી શ્રેણ્યસંખ્યેય ભાગ પ્રદેશ પ્રમાણ થાય ત્યાં સુધી કહેવી, અને એ વર્ગણાઓનો સમુદાય તે ત્રીજું સ્પર્ધક છે. એ પ્રમાણે અસંખ્ય સ્પર્ધકો કહેવાં.

( ઇતિ અન્તર સહિત સ્પર્ધક પ્રરૂપણા )

એ પ્રમાણે સ્પર્ધક પ્રરૂપણા કરીને હવે સ્થાનપ્રરૂપણા કહે છે.

## મૂળ ગાથા ૯ મી.

**सेढिअसंखिमेत्ताइं, फड्डगाइं जहन्नयं ठाणं**
**फड्डगपरिवुड्ढिअओ, अंगुलभागो असंखतमो ॥९॥**

ગાથાર્થઃ—શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્ધકોનો સમુદાય તે જઘન્ય યોગસ્થાન છે, અને આગળનાં ( દ્વિતીયાદિ ) સર્વ યોગસ્થાનોમાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલાં સ્પર્ધકો અધિક અધિક હોય છે.

**ટીકાર્થઃ**—અત્ર પૂર્વોક્ત શ્રેણ્યસંખ્યેય[1] ભાગ પ્રમાણ સ્પર્ધકોનો સમૂહ તે જઘન્ય યોગસ્થાન છે. આ યોગસ્થાન પરભવના[2] પ્રથમ સમયમાં વર્તતા અને સર્વાલ્પ વીર્યવાળા એવા સૂક્ષ્મ નિગોદ જીવને હોય છે તેથી અધિક વીર્યવાળા અન્ય[3] જીવના જે સર્વાલ્પ વીર્યવાળા જીવપ્રદેશોનો સમુદાય તે ( બીજા યોગસ્થાનના પ્રથમ સ્પર્ધકની ) પ્રથમ વર્ગણા, તેથી એકવીર્યાવિભાગાધિક જીવપ્રદેશોના સમુદાયની બીજી વર્ગણા, બે વીર્યાવિભાગાધિક જીવપ્રદેશોના સમુદાયની ત્રીજી વર્ગણા, અને ત્રણ વીર્યાવિભાગાધિક જીવપ્રદેશોના સમુદાયની ચોથી વર્ગણા. એ રીતે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી શ્રેણ્યસંખ્યેય ભાગ પ્રમાણ વર્ગણાઓ થાય. એ શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ વર્ગણાઓનો સમુદાય તે ( દ્વિતીય યોગસ્થાનનું ) પ્રથમ સ્પર્ધક, એ પ્રમાણે પ્રથમ યોગસ્થાનમાં દર્શાવેલા પ્રકાર વડે દ્વિતીયાદિ સ્પર્ધકો પણ કહેવાં તે પણ ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી શ્રેણ્યસંખ્યેય ભાગ પ્રમાણ સ્પર્ધકો થાય. એ સ્પર્ધકોનો સમુદાય તે બીજું યોગસ્થાન.

તેથી અધિક[4] વીર્યવાળા અન્ય[5] જીવને પૂર્વદર્શિત પ્રકારવડે ત્રીજું યોગસ્થાન કહેવું એ પ્રમાણે ઉત્તરોત્તર અધિક અધિક વીર્યવાળા અન્ય અન્ય જીવની અપેક્ષાએ યોગસ્થાનો પણ ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી સર્વોત્કૃષ્ટ[6] યોગસ્થાન આવે.

અત્રે બીજા યોગસ્થાનના પ્રથમ સ્પર્ધકની પ્રથમ વર્ગણાના જીવપ્રદેશો પ્રથમ યોગસ્થાનના અંત્યસ્પર્ધકની અંતિમ વર્ગણાના વીર્યાવિભાગોથી અસંખ્ય ગુણ વીર્યાવિભાગે કરીને અધિક છે,

---

૧ એક પ્રાદેશિક સૂચી શ્રેણિના અસંખ્યાતમે ભાગ જેટલા આકાશ પ્રદેશ તેટલા ઇતિ સર્વત્ર.

૨ નિગોદ ભવના=સૂક્ષ્મ સાધારણ વનસ્પતિભવના.

૩ સૂક્ષ્મ નિગોદના.

૪ પૂર્વ યોગસ્થાન ગત વીર્યાપેક્ષાએ અધિક ઉર્દ્ધ્વ અને યોગસ્થાન ગત વીર્યાપેક્ષાએ હીન. ૫ સૂક્ષ્મનિગોદ જીવને. ૬ અંતિમ.

તેમજ ત્રીજા યોગસ્થાનમાં પણ પ્રથમ સ્પર્ધકની પ્રથમ વર્ગણાના જીવપ્રદેશો દ્વિતીય યોગસ્થાનના અંત્ય સ્પર્ધકની અંતિમ વર્ગણાના વીર્યાવિભાગોથી અસંખ્ય ગુણ વીર્યાવિભાગે કરીને અધિક છે[1]. એ પ્રમાણે સર્વ યોગસ્થાનોમાં જાણવું.

જો એમ પૂછતા હો કે તે સર્વ યોગસ્થાનો કેટલાં છે? તો કહીએ છીએ કે સર્વ યોગસ્થાનો પણ શ્રેણ્યસંખ્યેય ભાગ પ્રમાણ જ છે. અત્રે પ્રશ્ન એ છે કે જીવો અનંત હોવાથી અને પ્રત્યેક જીવમાં એકેક યોગસ્થાનની પ્રાપ્તિ હોવાથી યોગસ્થાનો પણ અનંત હોઇ શકે છે. તો યોગસ્થાનો શ્રેણ્યસંખ્યેય ભાગ પ્રમાણજ છે એમ કેવી રીતે કહેવાય?

ઉત્તરઃ—[2]એમાં કોઇ વિરોધ નથી. કારણ કે સરખા એવા એકેક યોગસ્થાનમાં સ્થાવર જીવો અનંત વર્તતા હોય છે, તેથી સર્વ જીવોની અપેક્ષાએ પણ સર્વ યોગસ્થાનો શ્રી સર્વજ્ઞની બુદ્ધિ વડે વિચારતાં યથોક્ત પ્રમાણવાળાં જ પ્રાપ્ત થાય છે. ન્યૂન પણ નહિ ને અધિક પણ નહિ.

( ઇતિસ્થાન પરૂપણા. )

૧ અથવા પ્રથમ યોગસ્થાનની છેલ્લી વર્ગણામાં રહેલ વીર્યાવિભાગોથી અસંખ્ય ગુણ વીર્યાવિભાગવાળા બીજા યોગસ્થાનની પહેલી વર્ગણાના જીવ પ્રદેશો છે અને બીજા યોગસ્થાનની સર્વાંત્ય વર્ગણા ગત વીર્યાવિભાગોથી અસંખ્ય ગુણ વીર્યાવિભાગવાળા તૃતીય યોગસ્થાનગત સર્વાદ્ય વર્ગણાવાળા જીવપ્રદેશો છે. ( ઇતિ એકાર્થિકા વ્યાખ્યા. ) એ પ્રમાણે સર્વ યોગસ્થાનોમાં જાણવું.

૨ સ્થાવર પ્રાયોગ્ય અસંખ્ય યોગસ્થાનોમાં પ્રત્યેક યોગસ્થાને અનંત અથવા અસંખ્ય જીવો વર્તતા હોય છે. અને ત્રસ પ્રાયોગ્ય યોગસ્થાનોમાં પ્રતિ યોગસ્થાને અસંખ્ય અથવા સંખ્ય જીવો વર્તે છે, ને કદાચિત્ કોઇ યોગસ્થાન ( ત્રસ પ્રાયોગ્ય ) શૂન્ય પણ હોય છે. એ પ્રમાણે એક યોગસ્થાને અનેક જીવોને વર્તવાપણું હોવાથી શ્રેણ્યસંખ્યેય ભાગ માત્ર યોગસ્થાનો અનંતજીવોમાં પામી શકાય છે.

હવે અનંતરોપનિધા પ્રરૂપણાનો અવસર છે ત્યાં ઉપનિધાન= માર્ગણ, અન્વેષણ, તે ઉપનિધા કહેવાય. ધાતુઓના અનેક અર્થ હોવાથી ઉપનિધાન એ શબ્દનો અર્થ માર્ગણ[1] ( અન્વેષણ–કથન ) એવો થાય છે ને અનંતર=એટલે અનુક્રમ એ બે પદ મળીને અનંતરોપનિધા એટલે અનંતર ( પૂર્વાનંતર ) યોગસ્થાનની અપેક્ષાએ ઉત્તર[2] યોગસ્થાનનું સ્પર્ધકના સંબંધમાં જે કંઇ અન્વેષણ કરવું તે અનંતરોપનિધા પ્રરૂપણા કહેવાય તે કહે છે.

અહિં પ્રથમ યોગસ્થાનની અપેક્ષાએ દ્વિતીયાદી યોગસ્થાનોમાં પ્રત્યેકે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા સ્પર્ધકની વૃદ્ધિ હોય અર્થાત્ એક અંગુલ માત્ર ક્ષેત્રના અસંખ્યાતમે ભાગે જેટલા આકાશ-પ્રદેશ હોય, તેટલા પ્રમાણનાં સ્પર્ધકો પૂર્વ પૂર્વ યોગસ્થાનગત સ્પર્ધકોની અપેક્ષાએ આગળ આગળના યોગસ્થાનમાં અધિક અધિક હોય છે, એ તાત્પર્ય છે.

જો એમ પૂછતા હો કે આગળનાં દ્વિતીયાદિ યોગસ્થાનોમાં પૂર્વનાં પ્રથમાદિ યોગસ્થાનથી અધિક અધિક સ્પર્ધકો હોય છે તે કેવી રીતે સમજાય ? તે કહીએ છીએ કે—અત્રે પ્રથમ યોગસ્થાન ગત વર્ગણાઓની અપેક્ષાએ દ્વિતીય યોગસ્થાનગત વર્ગણાઓ મૂળથીજ હીન હીનતર જીવ પ્રદેશોવાળી હોય છે. ( કારણ કે અધિક અધિક વીર્યવાળા જીવપ્રદેશો ઓછા ઓછા હોવાથી ) તેથી અત્રે ઘણી વિચિત્ર વર્ગણાઓના સંભવથી પૂર્વોક્ત સ્પર્ધકબાહુલ્ય ઉપજી શકે છે. એજ પ્રમાણે ઉત્તરોત્તર યોગસ્થાનોમાં પૂર્વ પૂર્વ યોગસ્થાન ગત સ્પર્ધકોથી સ્પર્ધકોનું અધિકાધિકપણું વિચારવું[3].

( ઇતિ અનંતરોપનિધા પ્રરૂપણા. )

---

૧ માર્ગણ શબ્દનો અર્થ જો કે શોધવું એવો થાય છે પરંતુ આ સ્થાને કહેવું એવા અર્થમા છે.

૨ આગળના યોગસ્થાનનું.

૩ સર્વ જીવોના પ્રદેશની સંખ્યા તુલ્ય છે છતાં જો વીર્યાવિભાગની

એ પ્રમાણે અનંતરોપનિધા પ્રરૂપણા કહીને હવે પરંપરોપનિધા કહેવાનો અવસર છે, ત્યાં [1]પરંપરાથી જે ઉપનિધા એટલે માર્ગણુ તે પરંપરોપનિધા તેની પ્રરૂપણા કરવાની ઇચ્છાવાળા આચાર્યશ્રી આ પ્રમાણે કહે છે.

## મૂળ ગાથા ૧૦ મી.

**सेढिअसंखियभागं, गंतुं गंतुं हवंति दुगुणाइं**
**पल्लासंखियभागो, नाणागुण हाणि ठाणाणि ॥१०॥**

ગાથાર્થ:—પ્રથમ યોગસ્થાનથી આરંભીને શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ યોગસ્થાનોને અતિક્રમીને જતાં જતાં જે જે યોગસ્થાન આવે તે યોગસ્થાનમાં દ્વિગુણ દ્વિગુણ સ્પર્ધકો હોય તેમજ ઉત્કૃષ્ટ યોગસ્થાનથી પાછળ હઠતાં દ્વિગુણ દ્વિગુણ હાનિસ્થાનો હોય, તે દ્વિગુણ વૃદ્ધિ અને દ્વિગુણ હાનિવાળાં યોગસ્થાનો તે સર્વ પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ હોય.

ટીકાર્થ:—પ્રથમ યોગસ્થાનથી આરંભીને શ્રેણિના અસંખ્યાતમે ભાગે જેટલા આકાશ પ્રદેશ તેટલાં યોગસ્થાન જઇને એટલે અતિક્રમી અતિક્રમીને જે જે આગળનું યોગસ્થાન આવે તે તે યોગસ્થાનમાં પૂર્વયોગસ્થાનની[2] અપેક્ષાએ સ્પર્ધકો બમણાં બમણાં થાય, તાત્પર્ય એ છે કે પ્રથમ યોગસ્થાનમાં જેટલાં

વૃદ્ધિએ જીવપ્રદેશો હીન હીન સંખ્યાવાળા થતા જાય તો સર્વ પ્રદેશોની સંખ્યા અંતરવર્ગણાની અધિકતાથીજ પૂરાય, અને અંતરવર્ગણાની અધિકતાએ સ્પર્ધકોની અધિકતા અવશ્ય હોય છે કારણ કે સ્પર્ધકોની ઉત્પત્તિ અંતરવર્ગણાનેજ આધીન છે. માટે અંતર સ્પર્ધકો" (અંતરવર્ગણાના સમુદાય રૂપ) તથા યોગસ્પર્ધકો અધિક વીર્યવાળા જીવમા અધિકજ હોય.

૧ અંતરાલમાં કેટલાંએક યોગસ્થાન છોડીને અંતરે અંતરે

૨ શ્રેણ્યસંખ્યેય ભાગ પ્રમાણ યોગસ્થાનથી પાછલના (પૂર્વના) યોગસ્થાનની.

સ્પર્ધકો છે તેની અપેક્ષાએ શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ યોગસ્થાનો ઉલ્લંઘીને આગળના અનંતર યોગસ્થાનમાં બમણાં સ્પર્ધક થાય. પુનઃ પણ તે[1] યોગસ્થાનથી શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ યોગસ્થાનો ઉલ્લંઘીને જે યોગસ્થાન આવે તેમાં પણ બમણાં[2] સ્પર્ધકો હોય છે એ પ્રમાણે પુનઃ પુનઃ ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી અંતિમ યોગસ્થાન આવે.

પુનઃ પૂર્વ પૂર્વ યોગસ્થાનની અપેક્ષાએ દ્વિગુણ દ્વિગુણ સ્પર્ધકવાળાં યોગસ્થાનો કેટલાં હોય તે કહે છે–पल्लासंखियभागो ઇતિ= સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમના અસંખ્યાતમે ભાગે જેટલા સમયો તેટલાં દ્વિગુણવૃદ્ધિસ્પર્ધકવાળાં યોગસ્થાનો હોય પુનઃ नागागुणहाणि ठाणाणि ઇતિ=અનેક પ્રકારનાં જે ગુણ હાનિસ્થાન એટલે દ્વિગુણહાનિ સ્પર્ધક વાળાં યોગસ્થાનો તે પણ પલ્યોપમાસંખ્યેય ભાગવર્તિ સમય પ્રમાણ હોય છે તે આ પ્રમાણેઃ–સર્વોત્કૃષ્ટ યોગસ્થાનથી આરંભીને નીચે નીચે ઉતરતાં જ્યારે શ્રેણ્યસંખ્યેય ભાગપ્રમાણ યોગસ્થાનો ઉલ્લંઘન થાય ત્યારે નીચેના અનંતર યોગસ્થાનને વિષે અંતિમ ( સર્વોત્કૃષ્ટ ) યોગસ્થાન ગત સ્પર્ધકની અપેક્ષાએ અર્ધાં સ્પર્ધકોની પ્રાપ્તિ થાય છે. ત્યાંથી પુનઃ પણ તેટલાં યોગસ્થાનો અતિક્રાંત થયે છતે નીચેના અનંતર યોગસ્થાનને વિષે અર્ધ[3] સ્પર્ધકો થાય, એ પદ્ધતિને અનુસારે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી જઘન્ય યોગસ્થાન આવે. એ પ્રમાણે દ્વિગુણહાનિ સ્થાનો તે દ્વિગુણ વૃદ્ધિસ્થાન જેટલાં જ છે. વળી જે આ દ્વિગુણવૃદ્ધિસ્થાનો અથવા દ્વિગુણ હાનિસ્થાનો તે સર્વથી અલ્પ છે.[4] પુનઃ એક દ્વિગુણ

૧ જેમા બમણા સ્પર્ધક કહ્યા તે યોગસ્થાનથી.

૨ જેમા પ્રથમ બમણા સ્પર્ધક થયાં છે તે યોગસ્થાનગત સ્પર્ધકોથી બમણા પરંતુ પ્રથમ યોગસ્થાન ગત સ્પર્ધકોથી ચાર ગણા.

૩ પ્રથમ દ્વિગુણહાનિ યોગસ્થાનગત સ્પર્ધકોથી અર્ધ, પરંતુ અંતિમ યોગસ્થાન ગત સ્પર્ધકની અપેક્ષાએ ચોથા ભાગે.

૪ પલ્યોપમાસંખ્યેય ભાગવર્તિ સમય પ્રમાણ માત્ર હોવાથી.

વૃદ્ધિ વા દ્વિગુણ હાનિસ્થાનના અંતરમાં[1] જે યોગસ્થાનો છે તે અસંખ્ય[2] ગુણાં છે.

એ પ્રમાણે પરંપરોપનિધા પ્રરૂપણા કરીને હવે વૃદ્ધિ પ્રરૂપણા કહીએ છીએ.

## મૂળ ગાથા ૧૧ મી.

**वुड्ढी हाणि चउक्कं, तम्हाकालोत्थ अंतिमह्णीणं**
**अंतोमुहुत्तमावलि, असंखभागो य सेसाणं ॥११॥**

ગાથાર્થઃ—યોગસ્થાનોની હાનિવૃદ્ધિ ચાર ચાર પ્રકારની છે તેથી અત્રે તે વૃદ્ધિ હાનિઓનો કાળ આ પ્રમાણે છેઃ-અંત્યની વૃદ્ધિ ને હાનિ એ બેનો કાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે ને શેષ ત્રણ વૃદ્ધિ હાનિનો કાળ આવલિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

ટીકાર્થઃ—વીર્યાન્તરાય કર્મનો ક્ષયોપશમ કોઇ વખતે કંઇ પ્રકારનો ને કોઇ વખતે કંઇ પ્રકારનો થાય છે તેથી તન્નિબંધનભૂત[3] એવાં યોગસ્થાનો પણ કદાચિત્ પ્રવર્ધમાન ને કદાચિત્ હીયમાન હોય છે ત્યાં વૃદ્ધિ ચાર પ્રકારની છે તે આ રીતેઃ—અસંખ્યભાગવૃદ્ધિ, સંખ્યાત ભાગવૃદ્ધિ, સંખ્યગુણવૃદ્ધિ ને અસંખ્યગુણવૃદ્ધિ. એ પ્રમાણે હાનિ પણ ચાર પ્રકારની છે તે આ પ્રમાણેઃ—અસંખ્ય ભાગ હાનિ, સંખ્ય ભાગ હાનિ, સંખ્ય ગુણ હાનિ, અસંખ્ય ગુણ હાનિ. ઇતિ-જેથી એ

૧ બે દ્વિગુણ વૃદ્ધિ વા હાનિસ્થાનના ગર્ભ ભાગમાં અથવા એક વૃદ્ધિ વા હાનિસ્થાનથી દ્વિતીય વૃદ્ધિ વા હાનિસ્થાન સુધીમાં પંક્તિબદ્ધ જેટલાં યોગસ્થાન છે તેમાં.

૨ પ્રત્યેક દ્વિગુણ વૃદ્ધિ વા હાનિસ્થાનના અંતરમા અસંખ્ય અસંખ્ય હોવાથી.

૩ તે વીર્યાંતરાયનો વિચિત્ર ક્ષયોપશમ કારણભૂત છે જેમાં એવાં યોગસ્થાનો.

પ્રમાણે ચાર વૃદ્ધિ હાનિ પ્રવર્તે છે તેથી અત્રે પ્રત્યેક વૃદ્ધિ હાનિનો નિયત કાળ પણ કહેવો જોઇએ. ત્યાં અંતિમ વૃદ્ધિ હાનિનો, નિયત કાળ પણ કહેવો જોઇએ. ત્યાં અંતિમ વૃદ્ધિ હાનિ જે અસંખ્ય ગુણ વૃદ્ધિ, ને અસંખ્ય ગુણ હાનિ એ બેનો પ્રત્યેકનો અંતર્મુહુર્ત કાળ છે, અને શેષ જે પ્રથમની ૩ વૃદ્ધિ ને ૩ હાનિ તેનો કાળ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણનો છે. તાત્પર્ય આ છે કે:—તથાવિધ [1]ક્ષયોપશમ વડે વિવક્ષિત યોગસ્થાનથી પ્રતિસમય અસંખ્ય ગુણવૃદ્ધિવાળા યોગસ્થાનમાં જીવ જે વર્તે તે અસંખ્ય ગુણ વૃદ્ધિ, પુનઃ જે ક્ષયોપશમના મંદ મંદતરાદિ ભાવવડે પ્રતિસમય અસંખ્ય ગુણહીનતા વાળા અન્ય અન્ય યોગસ્થાને વર્તે તે અસંખ્યેય ગુણહાનિ કહેવાય, પુનઃ તે અસંખ્ય ગુણવૃદ્ધિ અને હાનિ નિરતંરપણે ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત કાળ સુધી પ્રવર્તે, અને પ્રથમની ત્રણવૃદ્ધિ વા હાનિ ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ સુધી નિરંતર પ્રવર્તે. પુનઃ જઘન્યથી ચારે પ્રકારની વૃદ્ધિ વા હાનિ એક અથવા બેસમય સુધી પ્રવર્તે.

( ઇતિ વૃદ્ધિ પ્રરૂપણા. )

વૃદ્ધિ હાનિનો કાળ એ પ્રમાણે હોય પરંતુ પૂર્વોક્ત વૃદ્ધિ હાનિ વિના તેજ યોગસ્થાનોમાં અવસ્થિતપણે જીવ કેટલાકાળ સુધી રહે એ પ્રશ્નનો અવકાશ હોવાથી આશંકા કરીને હવે સમય પ્રરૂપણા કહે છે.

## મૂળગાથા ૧૨ મી.

**चउराइजावट्ठग–मित्तो जाव दुगं ति समयाणं ।**
**पज्जत्तज हन्नाओ, जावुक्कोसं ति उक्कोसो ॥ १२ ॥**

ગાથાર્થઃ—પર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જઘન્ય યોગસ્થાનથી

૧ વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ વડે.

સર્વોત્કૃષ્ટ યોગસ્થાન સુધીનાં યોગસ્થાનોનો ઉત્કૃષ્ટ અવસ્થિતકાળ ચારથી આઠ સમય સુધી, અને આઠથી ઉતરતાં યાવત્ બે સમય સુધીનો છે.

ટીકાર્થ:—જે વૃદ્ધિની આદિ ચારથી આરંભીને હોય તે અવસ્થિતકાલ નીયામક સમયોની ચતુરાદિ વૃદ્ધિ કહેવાય. તે વળી ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ૮ સમય આવે. અહિંથી આગળ પુનઃ સમયોની હાનિ કહેવી તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી બે સમય આવે. તે ચતુરાદિ વૃદ્ધિ પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદના જઘન્ય યોગસ્થાનથી પ્રારંભીને આઠ સમય સુધી કહેવી. ત્યાંથી આગળ હાનિ કહેવી તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ યોગસ્થાન આવે. એ ઉત્કૃષ્ટ અવસ્થિત કાળ કહ્યો. એનો ભાવાર્થ આ પ્રમાણે છે:—

સર્વાલ્પવીર્યવંત પર્યાપ્ત[1] સૂક્ષ્મનિગોદજીવના જઘન્ય યોગસ્થાનથી આરંભીને શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ જે યોગસ્થાનો તે ઉત્કૃષ્ટથી ચાર સમય સુધી અવસ્થિત રહે છે. ત્યાંથી આગળનાં શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ યોગસ્થાનો ઉત્કૃષ્ટથી પાંચ સમય સુધી, તેથી આગળનાં તેટલાંજ યોગસ્થાનો છ સમય સુધી, તેથી આગળનાં તેટલાંજ યોગસ્થાનો સાત સમય સુધી, તેથી આગળનાં તેટલાં યોગસ્થાન આઠ સમય સુધી—તેથી આગળનાં તેટલાં યોગસ્થાન સાત સમય સુધી, તેથી આગળનાં તેટલાં યોગસ્થાન પાંચ સમય સુધી, તેથી આગળનાં તેટલાં યોગસ્થાન ૪ સમય સુધી, તેથી આગળનાં તેટલાં યોગસ્થાન ૩ સમય સુધી ને તેથી આગળનાં શ્રેણ્યસંખ્યેયભાગ પ્રમાણ અંતિમ યોગસ્થાનો બે સમય સુધી અવસ્થિત[2] રહે છે.

૧ સર્વ જીવોને અપર્યાપ્ત અવસ્થામાં (કરણ અપર્યાપ્તાવસ્થામા) યોગની અવશ્ય વૃદ્ધિ હોય છે. માટે ચતુરાદિ સમય પ્રરૂપણા પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદના જઘન્ય યોગસ્થાનથી કહી.

૨ એક જીવને તેજ યોગસ્થાન એટલા કાળ સુધી નિરંતર વર્તે છે

એ પ્રમાણે યોગસ્થાનોમાં જીવોનો ઉત્કૃષ્ટ અવસ્થાન કાળ કહીને હવે જઘન્ય અવસ્થાન કાળ કહે છે.

## મૂળગાથા ૧૩ મી.

**एगसमयं जहन्नं, ठाणाणप्पाणि अट्ठसमयाणि ।**
**उभओ असंखगुणियाणि, समयसोऊणठाणाणि॥१३॥**

ગાથાર્થ:—સર્વ યોગસ્થાનોનો જઘન્ય અવસ્થાનકાળ એક સમય માત્ર છે, અષ્ટસામયિક યોગસ્થાનો અલ્પ છે, અને ઉભય પાર્શ્વવર્ત્તિ એકેક સમય હીન યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે.

ટીકાર્થ:—પૂર્વોક્ત સ્વરૂપવાળાં સર્વ યોગસ્થાનોનું જઘન્યથી એક સમય માત્ર અવસ્થાન છે. વળી પણ જે અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદ યોગ્ય અસંખ્ય યોગસ્થાનો કે જેનો પૂર્વે કાળનિયમ દર્શાવ્યો નથી તે યોગસ્થાનોની જઘન્યથી અથવા ઉત્કૃષ્ટથી પણ એક સમયની જ સ્થીતિ છે, કારણ કે સર્વ અપર્યાપ્ત[1] જીવો અપર્યાપ્ત અવસ્થામાં વર્તતા છતા પ્રતિ સમય અસંખ્યગુણ યોગવૃદ્ધિએ વધે છે, તેથી તે યોગસ્થાનોનું અવસ્થાન એક સમયસુધી જ હોય છે.

( ઇતિ સમય પ્રરૂપણા )

એ પ્રમાણે સમયપ્રરૂપણા કરીને હવે એ ચતુઃસામયિકાદિ યોગસ્થાનોનું અલ્પબહુત્વ કહે છે.

અષ્ટ[2]સામયિક યોગસ્થાનો અલ્પ છે; કારણ કે શેષ સપ્ત

---

અથવા તે યોગસ્થાને જીવ એટલા કાળ સુધી ટકી શકે છે તે પછી અવશ્ય યોગાંતર થાય

૧ કરણ અપર્યાપ્ત જીવો.

૨ આઠ સમયની સ્થિતિવાળાં તે અષ્ટસામયિક. ઇતિ સર્વત્ર.

સામયિકાદિ યોગસ્થાનોની અપેક્ષાએ અતિ અલ્પ છે માટે–તે અષ્ટ સામયિક યોગસ્થાનોથી પૂર્વોત્તરરૂપ[1] ઉભયપાર્શ્વવર્ત્તિ સપ્તસામયિક યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે, કારણ[2] કે સ્થિતિ અલ્પ છે માટે, ને એ સપ્તસામયિક યોગસ્થાનો બન્ને બાજુનાં પરસ્પર તુલ્ય સંખ્યાવાળાં છે. તેથી પણ ઉભયપાર્શ્વવર્ત્તિ છસામયિક યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, તેથી પણ ઉભય પાર્શ્વવર્તિ પંચસામયિક યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, તેથી પણ ઉભયપાર્શ્વવર્તિ ચતુઃસામયિક યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તેથી પણ ત્રિસામયિક[3] યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે, તેથી પણ દ્વિસામયિક યોગસ્થાનો અસંખ્ય ગુણાં છે.

समयसोऊणठाणाणि ઇતિ=સમયશઃ એટલે અષ્ટ સામયિક યોગસ્થાનોથી એકેક સમય ન્યૂન સ્થિતિવાળાં જે અષ્ટ સામયિક યોગસ્થાનોથી વ્યતિરિક્ત[4] એવાં સપ્ત સામયિકાદિ યોગસ્થાનો તેનું અલ્પબહુત્વ કહ્યું.

એ પ્રમાણે ચતુઃ સામયિકાદિકે યોગસ્થાનોનું અલ્પ બહુત્વ

૧ યવમધ્યરૂપ અષ્ટસામયિક યોગસ્થાનોથી પૂર્વભાગવર્તિ અને અગ્રભાગવર્તિ એ બન્ને પ્રકારનાં સપ્તસામયિક યોગસ્થાનો તે “ પૂર્વોત્તર રૂપ ઉભયપાર્શ્વવર્તિ સપ્તસામયિક યોગસ્થાનો ” કહેવાય. ઇતિ સર્વત્ર.

૨ અધિક સ્થિતિવાળાં યોગસ્થાનો અલ્પ હોય ને ન્યૂન સ્થિતિવાળાં યોગસ્થાનો અધિક હોય એ નિયમ હોવાથી.

૩ યોગસ્થાનોની સ્થિતિના યવનો પૂર્વભાગ ચાર સમય સુધીનો છે, ને ઉત્તરભાગ બે સમય સુધીનો છે, તેથી ચાર સમય સુધીની સ્થિતિઓ ઉભય પાર્શ્વવર્તિ છે ને ત્રણ તથા બે સમયની સ્થિતિ માત્ર એક ઉત્તર પાર્શ્વવર્તિ જ છે, માટે એ બે સ્થિતિમા ઉ૦ પા૦ વર્ત્તિપણું તથા સ્વસ્થાને તુલ્યપણું કહ્યું નથી.

કહ્યું અને હવે તે યોગસ્થાનોમાં વર્તતા સૂક્ષ્મ એકેંદ્રિયાદિ ૧૪ જીવ ભેદમાં જઘન્યોત્કૃષ્ટ યોગનું અલ્પબહુત્વ કહે છે.

મૂળ ગાથા ૧૪ મી.

**सव्वत्थोवो जोगो, साहारण सुहुमपढमसमयम्मि**
**बायरबियतियचउरमण, सन्नपज्जत्तगजहन्नो ॥१४॥**

ગાથાર્થ:—સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ જીવને પ્રથમ સમયે સર્વથી જઘન્ય ( અલ્પ ) યોગ હોય, અને બાદર એકેંદ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અસંજ્ઞિ પંચેંદ્રિય અને સંજ્ઞિ પંચેંદ્રિય એ સાત અપર્યાપ્ત જીવનો અનુક્રમે અસંખ્યગુણો યોગ હોય.

ટીકાર્થ:—અહિં " અસંખ્ય ગુણ " એ શબ્દ વારંવાર આવે છે તેનો આગળની ગાથામાંથી સંબંધ કરેલો છે. સૂક્ષ્મલબ્ધિ અપર્યાપ્ત સાધારણ વનસ્પતિજીવનો ભવના પ્રથમ સમયે વર્તતાનો જે જઘન્યયોગ તે સર્વથી અલ્પ છે, તેથી ભવપ્રથમસમયે વર્તતા લબ્ધિ અપર્યાપ્તા બાદર એકેંદ્રિયનો જઘન્યયોગ અસંખ્ય ગુણો છે, તેથી ભવપ્રથમસમયે વર્તતા લબ્ધિઅપર્યાપ્તા દ્વીન્દ્રિય જીવનો જઘન્ય યોગ અસંખ્ય ગુણો હોય, તેથી ભવપ્રથમસમયે વર્તતા લબ્ધિ અપર્યાપ્તા ત્રીન્દ્રિય જીવનો જઘન્યયોગ અસંખ્યગુણો, તેથી ભવ પ્રથમ સમયે વર્તતા લબ્ધિ અપર્યાપ્તા ચતુરિન્દ્રિય જીવનો જઘન્ય યોગ અસંખ્ય ગુણો, તેથી ભવપ્રથમસમયે વર્તતા લબ્ધિ અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેંદ્રિયનો જઘન્યયોગ અસંખ્ય ગુણો, તેથી ભવપ્રથમ સમયે વર્તતા લબ્ધિઅપર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિયનો જઘન્યયોગ અસંખ્ય ગુણો હોય છે.

મૂળ ગાથા ૧૫ મી.

**आइ दुगुक्कोसोसिं, पज्जत्तजहन्नगेयरे य कमा**
**उक्कोस जहन्नियरो, असमत्तियरे असंखगुणो ॥१५॥**

ગાથાર્થ:—તેથી પ્રથમના બે જીવભેદનો[1] ઉત્કૃષ્ટયોગ તથા એજ બે પર્યાપ્તાનો જઘન્ય અને ઉત્કૃષ્ટયોગ તથા શેષ[2] અપર્યાપ્ત જીવોનો ઉત્કૃષ્ટયોગ તથા તેજ પર્યાપ્તા જીવોનો જઘન્ય ને ઉત્કૃષ્ટયોગ અનુક્રમે અસંખ્યગુણો છે.

ટીકાર્થ:—અપર્યાપ્ત સૂક્ષ્મ અને બાદર એકેંદ્રિય રૂપ જે પ્રથમના બે જીવભેદ તેનો ઉત્કૃષ્ટયોગ અનુક્રમે અસંખ્યગુણો કથનીય છે, તે આ પ્રમાણેઃ—લબ્ધિ અપર્યાપ્તક સંજ્ઞિ પંચેંદ્રિયના જઘન્યયોગથી લબ્ધિઅપર્યાપ્તક સૂક્ષ્મનિગોદનો[3] ઉત્કૃષ્ટ યોગ અસંખ્ય ગુણો, તેથી પણ લબ્ધિઅપર્યાપ્ત બાદર એકેંદ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો. **सि पज्जत्तजहन्नगेयरेयकमा** એટલે એ સૂક્ષ્મ અને બાદર એકેંદ્રિય પર્યાપ્ત બે જીવભેદનો જઘન્ય અને ઇતર=ઉત્કૃષ્ટ યોગ તે અનુક્રમે અસંખ્યગુણો કહેવો. તે આ પ્રમાણેઃ— લ૦ અપ૦ બા૦ એકેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગથી પર્યાપ્ત સૂક્ષ્મનિગોદનો જઘન્ય યોગ અસંખ્યગુણો, તેથી પણ પર્યાપ્ત બાદર એકેંદ્રિયનો જઘન્ય યોગ અસંખ્યગુણો, તેથી પર્યાપ્ત સૂક્ષ્મનિગોદનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી પર્યાપ્ત બાદર એકેંદ્રિયનો ઉત્કૃષ્ટ અસંખ્યગુણો.

**उक्कोसजहन्नियरो असमत्तियरे असंखगुणो** ઇતિ.

**असमत्त**=અપર્યાપ્ત જે દ્વીન્દ્રિયાદિ તેને વિષે **उक्कोस**=ઉત્કૃષ્ટ યોગ અને **इयरे**=ઇતર જે પર્યાપ્ત દ્વીન્દ્રિયાદિ તેને વિષે **जहन्न**= જઘન્ય તથા **इयरो**=ઉત્કૃષ્ટ યોગ અનુક્રમે અસંખ્ય ગુણો કહેવો તે આ પ્રમાણેઃ—

પ૦ બા૦ એકેંદ્રિયના ઉત્કૃષ્ટ યોગથી લ૦ અપ૦ દ્વીન્દ્રિયનો

1 સૂક્ષ્મ સાધારણ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય.

2 દ્વીન્દ્રિયાદિ પાંચ.

3 સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ તેજ સૂક્ષ્મ નિગોદ કહેવાય છે.

ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી લ૦ અપ૦ ત્રીન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી લ૦ અપ૦ ચતુરિન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી લ૦ અપ૦ અસંજ્ઞિ પંચેંદ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી લ૦ અપ૦ સંજ્ઞિ પંચેંદ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી પ૦ દ્વીન્દ્રિયનો જઘન્ય યોગ અસંખ્યગુણો, તેથી પ૦ ત્રીન્દ્રિયનો જઘ૦ યોગ અસંખ્યગુણો, તેથી પ૦ ચતુરિન્દ્રિયનો જઘ૦ યોગ અસંખ્યગુણો, તેથી પ૦ અસંજ્ઞિ પંચેંદ્રિયનો જઘ૦ યોગ અસંખ્યગુણો, તેથી પ૦ સંજ્ઞિ પંચેંદ્રિયનો જઘન્ય યોગ અસંખ્યગુણો, તેથી પ૦ દ્વીન્દ્રિયનો ઉ૦ યોગ અસંખ્યગુણો, તેથી પ૦ ત્રીન્દ્રિયનો ઉ૦ યોગ અસંખ્યગુણો, તેથી પ૦ ચતુરિન્દ્રિયનો ઉ૦ યોગ અસંખ્ય ગુણો, અત્રે 'પર્યાપ્ત' શબ્દથી સર્વત્ર કરણ પર્યાપ્તા જાણવા.

### મૂળગાથા ૧૬ મી.

**अमणाणुत्तरगेविज्ज, भोगभूमिगयतइयतणुगेसुं ।**
**कमसो असंखगुणीओ, सेसेसु य जोगु उक्कोसा ॥१६॥**

ગાથાર્થ:—અસંજ્ઞિ, અનુત્તર, ગ્રૈવેયક, અકર્મભૂમિગત મનુષ્યતિર્યંચ, તૃતીય દેહધારી એ સર્વમાં અનુક્રમે અસંખ્યગુણ યોગ હોય, એ સિવાય શેષ ચતુર્ગતિક જીવોમાં ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો હોય.

ટીકાર્થ:—अमणत्ति=અમના ઇતિ=એટલે અસંજ્ઞિમાં યોગ કહેવો તે આ પ્રમાણે:—પ૦ ચતુરિંદ્રિયના ઉત્કૃષ્ટ યોગથી પર્યાપ્તક અસંજ્ઞિ પંચેંદ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થનાર દેવોનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણો, તેથી ગ્રૈવેયક દેવોને ઉ૦ યોગ અસંખ્યગુણો, તેથી યુગલિક તિર્યંચ મનુષ્યોનો ઉ૦ યોગ અસંખ્યગુણો, તેથી પણ આહારક શરીરીનો

ઉ० યોગ અસંખ્યગુણો, તેથી શેષ દેવ, નારક, તિર્યંચ, મનુષ્યોનો ઉ० યોગ અસંખ્યગુણો. અસંખ્યેય ગુણાકાર તે સર્વત્ર સૂક્ષ્મક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય રાશિપ્રમાણ જાણવો. ગાથામાં તઇયતણુગેહું એટલે તૃતિયાતનુ=ત્રીજી દેહ આહારક જાણવી. ( ૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક, ૪ તૈજસ, ૫ કાર્મણ એ અનુક્રમથી )

## જીવભેદે જઘન્યોત્કૃષ્ટ યોગના અલ્પબહુત્વની સ્થાપના.

| | | | |
|---|---|---|---|
| ૧ | લ० અપ० સૂક્ષ્મ નિગોદનો | જઘન્યયોગ | અલ્પ |
| ૨ | ,, ,, બાદર એકેંદ્રિયનો | ,, | તેથી અસંખ્યગુણ |
| ૩ | ,, ,, દ્વીન્દ્રિયનો | ,, | ,, |
| ૪ | ,, ,, ત્રીન્દ્રિયનો | ,, | ,, |
| ૫ | ,, ,, ચતુરિંદ્રિયનો | ,, | ,, |
| ૬ | ,, ,, અસંજ્ઞિ પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૭ | ,, ,, સંજ્ઞિ પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૮ | ,, ,, સૂક્ષ્મ નિગોદનો | ઉત્કૃષ્ટ યોગ | ,, |
| ૯ | ,, ,, બાદર નિગોદનો | ,, | ,, |
| ૧૦ | પર્યા० સૂક્ષ્મ નિગોદનો | જઘન્ય યોગ | ,, |
| ૧૧ | ,, બાદર એકેંદ્રિયનો | ,, | ,, |
| ૧૨ | ,, સૂક્ષ્મ નિગોદનો | ઉત્કૃષ્ટ યોગ | ,, |
| ૧૩ | ,, બાદર એકેંદ્રિયનો | ,, | ,, |
| ૧૪ | લ० અપ० દ્વીન્દ્રિયનો | ઉત્કૃષ્ટ યોગ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૫ | ,, ,, ત્રીન્દ્રિયનો | ઉત્કૃષ્ટ યોગ | અસંખ્ય ગુણો |
| ૧૬ | ,, ,, ચતુરિંદ્રિયનો | ,, | ,, |
| ૧૭ | ,, ,, અસંજ્ઞિ પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૧૮ | ,, ,, સંજ્ઞિ-પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૧૯ | પર્યા૦ દ્વિન્દ્રિયનો | જઘન્ય યોગ | ,, |
| ૨૦ | ,, ત્રીન્દ્રિયનો | ,, | ,, |
| ૨૧ | ,, ચતુરિન્દ્રિયનો | ,, | ,, |
| ૨૨ | ,, અંસજ્ઞિ પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૨૩ | ,, સંજ્ઞિ પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૨૪ | ,, દ્વીન્દ્રિયનો | ઉત્કૃષ્ટ યોગ | ,, |
| ૨૫ | ,, ત્રીન્દ્રિયનો | ,, | ,, |
| ૨૬ | ,, ચતુરિંદ્રિયનો | ,, | ,, |
| ૨૭ | ,, અસંજ્ઞિ પંચેંદ્રિયનો | ,, | ,, |
| ૨૮ | ,, અનુત્તર દેવનો | ,, | ,, |
| ૨૯ | ,, ગ્રૈવેયક દેવનો | ,, | ,, |
| ૩૦ | ,, યુગલિક તિ૦ મ૦ નો | ,, | ,, |
| ૩૧ | ,, આહારક શરીરીનો | ,, | ,, |
| ૩૨ | ,, શેષ દેવોનો | ,, | ,, |
| ૩૩ | ,, શેષ નારકોનો | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ,, શેષ તિર્યંચોનો | ઉત્કૃષ્ટ યોગ | અસંખ્યગુણો |
| ૩૫ | ,, શેષ મનુષ્યોનો | ,, | ,, |

ઇતિ જીવભેદે જઘન્યોત્કૃષ્ટ યોગસ્થાનોના અલ્પ બહુત્વની સ્થાપનાનો યંત્ર.

## ॥ योग संबंधि संक्षेप विगत ॥

યોગ=જીવનું સલેશ્ય વીર્ય.

યોગ સંબંધિ પ્રરૂપણામાં ૧૦ અનુયોગનાં નામ:—

૧ અવિભાગ પ્રરૂ૦ ૬ અનંતરોપનિધા પ્રરૂ૦
૨ વર્ગણા પ્રરૂ૦ ૭ પરંપરોપનિધા પ્રરૂ૦
૩ સ્પર્ધક પ્રરૂ૦ ૮ વૃદ્ધિ પ્રરૂ૦
૪ અન્તર પ્રરૂ૦ ૯ સમય પ્રરૂ૦
૫ સ્થાન પ્રરૂ૦ ૧૦ જીવાલ્પબહુત્વ પ્રરૂ૦

## ૧ અવિભાગ પ્રરૂપણા.

સર્વોત્કૃષ્ટ યોગને સર્વજ્ઞબુદ્ધિરૂપ શસ્ત્રવડે છેદીછેદીને નિર્વિભાજ્ય ભાગ કરીએ તો અસંખ્યલોકપ્રદેશપ્રમાણ ભાગ થાય, તેવા નિર્વિભાજ્ય ભાગને યોગાવિભાગ અથવા વીર્યાવિભાગ કહેવામાં આવે છે.

સર્વજઘન્યવીર્યવાળા સૂક્ષ્મલબ્ધિઅપર્યાપ્તભવપ્રથમ સમયવર્તિ નિગોદીયા જીવને જઘન્યમાં જઘન્ય પણ પ્રત્યેક આત્મપ્રદેશે અસંખ્યલોકપ્રદેશપ્રમાણવીર્યાવિભાગની પ્રાપ્તિ હોય. ને ઉત્કૃષ્ટ યોગવર્તિ જીવને પણ પ્રત્યેક આત્મપ્રદેશે વધુમાં વધુ ( ઉત્કૃષ્ટ પદે ) અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ વીર્યાવિભાગની પ્રાપ્તિ હોય.

અહિં જઘન્યપદીય અસંખ્યલોકપ્રદેશથી ઉત્કૃષ્ટપદીય અસંખ્ય લોકપ્રદેશ અસંખ્યગુણ જાણવા.

## ૨ વર્ગણા પ્રરૂપણા.

વર્ગણા પ્રારંભ—અસંખ્યલોકપ્રદેશપ્રમાણ વીર્યાવિભાગથી.

પ્રતિવર્ગણાએવીર્યાવિભાગ—અનુક્રમે અધિકાધિક અસંખ્ય લોકપ્રદેશપ્રમાણ.

પ્રતિવર્ગણામાં જીવપ્રદેશ—ઘનલોકાસંખ્યભાગવર્તિ અસંખ્યપ્રતરપ્રદેશપ્રમાણ.

## ૩ સ્પર્ધકપ્રરૂપણા.

પ્રતિસ્પર્ધકે વર્ગણા—શ્રેણ્યસંખ્યતમભાગ પ્રમાણ.

## ૪ સ્થાનપ્રરૂપણા.

પ્રતિસ્થાને સ્પર્ધક—શ્રેણ્યસંખ્યતમભાગ પ્રમાણ.

સર્વ યોગસ્થાન— „ „

## ૫ અન્તરપ્રરૂપણા.

અન્તરવર્ગણાપ્રારંભ—યોગસ્પર્ધકોત્કૃષ્ટવર્ગણા અગ્રે એક વીર્યાવિભાગાધિકથી.

અન્તરસ્પર્ધકમાં વર્ગણા—અસંખ્યલોકપ્રદેશ પ્રમાણ.

એક યોગસ્થાનમાં અન્તરસ્પર્ધક—યોગસ્પર્ધકતુલ્ય.

## ૬ અનન્તરોપનિધાપ્રરૂપણા.

પૂર્વ યોગસ્થાનથી પર યોગસ્થાનમાં અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્ધકો અધિક છે.

## ૭ પરંપરોપનિધા પ્રરૂપણા.

શ્રેણ્યસંખ્યભાગાતિક્રમે—દ્વિગુણ દ્વિગુણ સ્પર્ધક.

દ્વિગુણવૃદ્ધિયોગસ્થાન—સૂક્ષ્માદ્ધાપલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ.

દ્વિગુણહાનિ સ્થાન— „ „ „

અપાંતરાલવર્તિ યોગસ્થાન—દ્વિગુણવૃદ્ધિ વા હાનિસ્થાનથી અસંખ્યગુણ.

## ૮ વૃદ્ધિપ્રરૂપણા.

જીવને યોગસ્થાનની વૃદ્ધિ હાનિ થાય છે તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ અસંખ્યભાગાધિક<br>૨ સંખ્યભાગાધિક<br>૩ સંખ્યગુણાધિક | આ ૩ વૃદ્ધિમાંની કોઈ પણ એક વૃદ્ધિમાં એકજીવ ઉત્કૃષ્ટથી આવલીના અસંખ્યાતમા ભાગ સુધી વર્તે. |

૪ અસંખ્યગુણાધિક—અંતર્મુહૂર્ત સુધી એક જીવમાં વર્તે.

( ઇતિવૃદ્ધિ )

| | |
|---|---|
| ૧ અસંખ્યભાગ હીન<br>૨ સંખ્યભાગ હીન<br>૩ સંખ્યગુણ હીન | આ ૩ હાનિમાંની કોઇ પણ એક હાનિમાં એકજીવ ઉત્કૃષ્ટથી આવલિના અસંખ્યાતમા ભાગ સુધી વર્તે. |

૪ અસંખ્યગુણ હીન—આ હાનિ એક જીવમાં ઉત્કૃષ્ટથી એક અંતર્મુહૂર્ત સુધી વર્તે.

( ઇતિહાનિ )

## ૯ સમય પ્રરૂપણા.

પર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જઘન્ય યોગસ્થાનથી સંજ્ઞિપંચેન્દ્રિયના સર્વોત્કૃષ્ટ યોગસ્થાન પર્યન્તનાં સર્વ યોગસ્થાનોને નંબરવાર સ્થાપન કરીએ, ત્યાં પ્રથમ[1] યોગસ્થાનથી શ્રેણિના અસંખ્યાતમા ભાગ સુધીનાં યોગસ્થાનો ઉત્કૃષ્ટથી ચાર સમયની સ્થિતિવાળાં છે. ત્યાંથી આગળનાં તેટલાં યોગસ્થાન ઉત્કૃષ્ટથી પાંચ સમયની સ્થિતિવાળાં છે. એ પ્રમાણે આગળ આગળનાં પૂર્વોક્તસંખ્યાપ્રમાણ યોગસ્થાનો અનુક્રમે ૬–૭–૮–૭–૬–૫–૪–૩–ને ૨ સમયની સ્થિતિવાળાં છે. એ કારણથી સર્વ[2] જઘન્યથી સર્વોત્કૃષ્ટ યોગસ્થાન સુધીનાં સર્વ યોગ-

૧ પર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જઘન્યયોગ્યસ્થાનથી.
૨ પર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જઘન્યયોગસ્થાનથી.

સ્થાનોના ૧૨ વિભાગ પડે છે. તેનાં નામાદિકની સ્થાપના તથા યવાદિ સ્થાપના આ પ્રમાણે:—

| | વિભાગનું નામ | યોગસ્થાનની સંખ્યા | સમય સ્થિતિ ૬૦—૭૦ | વિભાગમાં અલ્પ બહુત્વ |
|---|---|---|---|---|
| ૧ | એક સામયિક | શ્રેણ્યસંખ્યેય ભાગપ્રમાણ | ૧—૧ | ૧ |
| ૨ | ચતુઃ સામયિક | ,, | ૪—,, | સર્વાધિક |
| ૩ | પંચ સામયિક | ,, | ૫—,, | અસંખ્યગુણહીન |
| ૪ | ષટ્ સામયિક | ,, | ૬—,, | ,, |
| ૫ | સપ્ત સામયિક | ,, | ૭—,, | ,, |
| ૬ | અષ્ટ સામયિક | ,, | ૮—,, | ,, |
| ૭ | સપ્ત સામયિક | ,, | ૭—,, | અસંખ્યગુણ |
| ૮ | ષટ્ સામયિક | ,, | ૬—,, | ,, |
| ૯ | પંચ સામયિક | ,, | ૫—,, | ,, |
| ૧૦ | ચતુઃ સામયિક | ,, | ૪—,, | ,, |
| ૧૧ | ત્રિ સામયિક | ,, | ૩—,, | ,, |
| ૧૨ | દ્વિ સામયિક | ,, | ૨—,, | ,, |

૧ કર્મપ્રકૃતિ ગ્રંથે પ્રથમ વિભાગ સંબંધી અલ્પબહુત્વ દર્શાવેલું નહિ હોવાથી મેં પણ અત્રે દર્શાવ્યું નથી–પુનઃ આ અલ્પબહુત્વ જુદી રીતે દર્શાવ્યું છે. ને શ્રી ગ્રંથકારે દર્શાવેલ અલ્પબહુત્વ ડમરૂકાકૃતિની સ્થાપનાથી દર્શાવાશે.

( ઇતિ યોગસ્થાનની સામયિક વિભાગ સ્થાપના )

આ. ૧૨ વિભાગાત્મક યોગસ્થાનો સમયાવસ્થાનની હીનાધિકતાની અપેક્ષાએ યવાકૃતિ રૂપ થાય છે. તે યવાકૃતિ આ પ્રમાણેઃ—




આ યોગસ્થિતિયવની સમજ આ પ્રમાણેઃ—

યવનો મધ્યભાગ જેમ સ્થૂલ (મોટો) હોય છે તેમ યોગરૂપ યવનો મધ્ય વિભાગ આઠસમય જેવડી મોટી સ્થિતિવાળો છે—ને યવની પૂર્વોત્તરરૂપ બન્ને બાજુઓ જેમ હીનહીન છે તેમ યોગરૂપ યવના અષ્ટસમયાત્મક મધ્યવિભાગથી સપ્તસામયિકાદિ પૂર્વોત્તરપાર્શ્વ વિભાગો અનુક્રમે હીનહીન સ્થિતિવાળા છે.

સ્થાપનામાં ૧–૪–૫ વિગેરે ઉર્ધ્વાધો બિંદુઓ સમયસ્થિતિદર્શક છે—ને તિર્યગ્બિંદુઓ તે યોગસ્થાન વિભાગની શ્રેણિ જાણવી. યોગસ્થાનોના ૧૧ વિભાગનું અલ્પબહુત્વ ડમરૂકની આકૃતિએ છે.

તે ડમરૂકની આકૃતિ આ પ્રમાણેઃ—



આ આકૃતિની સમજ આ પ્રમાણે છે:—

જેમ ડમરૂકનો મધ્યભાગ અતિ અલ્પ ( સાંકડો ) હોય છે તેમ આ યોગરૂપ ડમરૂકના મધ્યવિભાગરૂપ અષ્ટસામયિક યોગસ્થાનો અલ્પ છે. ને ડમરૂકના પૂર્વોત્તર બન્ને ભાગ જેમ ચઢતા ચઢતા હોય છે તેમ આ યોગરૂપ ડમરૂકના પૂર્વોત્તરપાર્શ્વરૂપ સપ્તસામયિકાદિ વિભાગો અસંખ્યગુણ અસંખ્યગુણ અધિકઅધિક છે, ને બન્ને બાજુનાં સપ્તસામયિક યોગસ્થાનો પરસ્પર સમસંખ્યાવાળાં છે. એ રીતે બન્ને બાજુના યાવત્ ચતુઃસામયિક યોગસ્થાન વિભાગ સુધીના સર્વ વિભાગ પરસ્પર તુલ્ય છે. તેથી ઉત્તરપાર્શ્વવર્તિ ત્રિસામયિક ને દ્વિસામયિક યોગસ્થાનો અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ છે.

શ્રી ગ્રંથકારે ૧ સામયિકરૂપ પ્રથમ વિભાગનું અલ્પબહુત્વ દર્શાવ્યું નથી માટે અત્રે ૧૨ વિભાગને સ્થાને ૧૧ વિભાગ જ ગ્રહણ કર્યા છે. પરંતુ હીનસ્થિતિવાળાં યોગસ્થાન અધિક હોય એ નિયમથી એક સામયિક યોગસ્થાનો સર્વથી અધિક સંભવે છે. પછી શ્રી બહુશ્રુત કહે તે સત્ય.

( ઇતિ સમય પ્રરૂપણા. )

## ૧૦ જીવાલ્પબહુત્વ પ્રરૂપણા.

આ અલ્પબહુત્વ ટીકાર્થમાં યંત્રરૂપે દાખલ કરેલ છે ત્યાંથી જોવું.

તથા ઔદારિકાદિ વર્ગણાનું વર્ણન ને યંત્રટીકાર્થથી જાણવું.

એ પ્રમાણે સવિસ્તર યોગપ્રરૂપણા કરીને હવે એ યોગવડે જે કરે છે તે કહે છેઃ—

## મૂળગાથા ૧૭ મી.

जोगेहिं तयणुरूवं, परिणमइ गिन्हिऊण पंचतणू।
पाउग्गे वालंबइ, भासाणु मणत्तणे खंधे ॥१७॥

ગાથાર્થ:—[ જીવ ] યોગવડે, તદનુસારે પાંચ શરીર પ્રાયોગ્ય પુદ્ગલસ્કંધોને ગ્રહણ કરીને પાંચ શરીરપણે પરિણમાવે તથા ભાષા, ઉશ્વાસ ને મનપ્રાયોગ્યસ્કંધોને તદનુરૂપે અવલંબે.

ટીકાર્થ:—પૂર્વોક્ત સ્વરૂપવાળા યોગવડે જીવ તત્પ્રાયોગ્ય પુદ્ગલસ્કંધોને યથાયોગ ગ્રહણ કરીને પાંચ શરીરપણે પરિણમાવે અર્થાત્ પાંચ શરીરપણે પરિણમાવે. પુનઃ તે પુદ્ગલોને કેવા પ્રકારે ગ્રહણ કરે ? એમ જો પૂછતા હો તો કહે છે કે તદનુરૂપં=યોગને અનુરૂપે. તે આ પ્રમાણે—જઘન્યયોગે વર્તતો જીવ અલ્પસ્કંધોને ગ્રહણ કરે, મધ્યમયોગે વર્તતો મધ્યમ સ્કંધોને અને ઉત્કૃષ્ટયોગે વર્તતો જીવ ઘણા સ્કંધોને ગ્રહણ કરે. ગ્રંથાંતરે પણ કહ્યું છે કે:—

जोगणुरूवं जीवा, परिणामंतीह गिन्हिउं दलियं ॥

અર્થ:—અહિં જીવો યોગને અનુસારે દલિકને ગ્રહણ કરીને પરિણમાવે છે. અથવા तदनुरूपं માં तत् શબ્દવડે પાંચ શરીરનો સંબંધ લઇએ તો तदनुरूप=પંચ શરીરાનુરૂપ એટલે પાંચ શરીર પ્રાયોગ્ય[1]પણે પુદ્ગલસ્કંધોને ગ્રહણ કરે એવો પણ અર્થ[2] થાય.

તથા ભાષા, શ્વાસોચ્છ્વાસ ને મનોયોગ્ય પુદ્ગલોને પ્રથમ ગ્રહણ કરે, ગ્રહણ કરીને ભાષાદિપણે પરિણમાવે, પરિણમાવીને તન્નિસર્ગ હેતુ સામર્થ્યવિશેષને ઉત્પન્ન કરવાને અર્થે તે પુદ્ગલસ્કંધોને અવલંબે, તદનંતર તે આલંબનથી ઉત્પન્ન થયું છે, સામર્થ્ય વિશેષ જેને એવો થયો છતો ( તે પુદ્ગલસ્કંધોને ) વિસર્જે, અન્યથા નહિ, તે આ પ્રમાણે:—

જેમ બિલાડો પોતાના અંગને ઉર્ધ્વ ફેંકવાને અર્થે પ્રથમ

૧ તત્ શરીરપણે પરિણમવાની યોગ્યતાવાળા.

૨ પ્રથમનો અર્થ પુદ્ગલોનું હીનાધિકગ્રહણપણું દર્શાવે છે અને બીજો અર્થ ગ્રહણ થતા પુદ્ગલોમા ભાવિ સંબંધી યોગ્યતા દર્શાવે છે.

સંકોચના મિષથી અવલંબે છે, તદનંતર તેના આલંબનથી ઉત્પન્ન થયેલા સામર્થ્યવાળો થયો છતો તે અંગોને ઉર્ધ્વ ફેંકે છે, અન્યથા ફેંકી શકતો નથી. ( કારણ કે ) સંસારી જીવોનું વીર્ય દ્રવ્યના નિમિત્તથી જ ઉત્પન્ન થાય છે, એ વચન પ્રમાણ હોવાથી અહીં પણ તેમજ વિચારવું.

અત્રે પ્રશ્ન એ છે કે જીવ યોગવડે તદનુરૂપ પુદ્ગલોને ગ્રહણ કરે છે ને અવલંબે છે એમ કહ્યું. ત્યાં કયા પુદ્ગલો ગ્રહણ કરવામાં યોગ્ય ને કયા પુદ્ગલો ગ્રહણ કરવામાં અયોગ્ય છે. (એ પ્રમાણે શિષ્યના પ્રશ્નનો અવકાશ હોવાથી આશંકા કરીને) ગ્રહણ પ્રાયોગ્ય ને અગ્રહણ પ્રાયોગ્ય પુદ્ગલ વર્ગણાઓ કહે છે.

### મૂળ ગાથા ૧૮–૧૯–૨૦

परमाणु संखऽसंखाऽ, णंतपएसा अभव्वणंतगुणा
सिद्धाणणंतभागो, आहारगवग्गणा तितणू ॥१८॥
[1]अग्गहणंतरियाउ, तेयग भासा मणे य कम्मेय
धुव अधुव अच्चित्ता, सुन्नाचउ अंतरेसुप्पिं ॥१९॥
पत्तेगत्तणुसु बायर, सुहुमनिगोए तहा महाखंधे
गुणनिप्पन्नसनामो, असंखभागंगुलवगाहो ॥२०॥

ગાથાર્થ—પરમાણુ વર્ગણા, સંખ્યાતાણુક વર્ગણા, અસંખ્યાતાણુક વર્ગણા ને અનંતાણુક વર્ગણા, એ સર્વ વર્ગણાઓ જીવને

---

૧ ઔદારિક, વૈક્રિય, ને આહારક એ ત્રણ વર્ગણાને અંતરાલે અગ્રહણ વર્ગણાઓનો વિસંવાદ હોવાથી अग्गहणंतरियाउ એ સૂત્ર પૂર્વોક્ત ત્રણ વર્ગણાને અતિક્રમીને રાખેલું છે. યથા आहारसरीरिंदियपज्जत्ती आणपाण भासमणे સૂત્રવત્ ઇતિ ચૂર્ણિકૃતાદય:

અગ્રહણ પ્રાયોગ્ય છે અને, અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમાભાગપ્રમાણ પ્રદેશોની વર્ગણા તે ( જીવને ) ત્રણ શરીરપણે ગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા છે. ૧૮

તથા અગ્રહણ વર્ગણાએ કરીને અંતરિત તૈજસ, ભાષા, ઉશ્વાસ, મન, અને કાર્મણ વર્ગણા છે, તદનંતર ધ્રુવાચિત્ત ને અધ્રુવાચિત્ત વર્ગણા છે, તદનંતર ચાર શૂન્ય વર્ગણાઓ છે, તે ચાર શૂન્ય વર્ગણાના અંતરાલમાં ને ઉપર ॥ ૧૯ ॥

પ્રત્યેકશરીરિ, બાદરનિગોદ, સૂક્ષ્મનિગોદ, તથા મહાસ્કંધ એ ચાર વર્ગણાઓ છે. એ પ્રત્યેક વર્ગણાઓ ગુણ નિષ્પન્ન નામવાળી છે. ને પ્રત્યેક વર્ગણાનો અવગાહ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલો છે. ॥ ૨૦ ॥

**ટીકાર્થ**:—એકેક પરમાણુરૂપ, તથા સંખ્યાત પરમાણુના સમુદાયરૂપ અસંખ્યાત પરમાણુના સમુદાયરૂપ અને અનંત પરમાણુના સમુદાયરૂપ વર્ગણા હોય છે, ત્યાં એકેક પરમાણુઓ તે પરમાણુ વર્ગણા. અહિં " વર્ગણા " શબ્દ સમુદાયવાચક છે તેથી એકેક પરમાણુને વિષે જે વર્ગણા શબ્દ કહ્યો છે તે અનેક[1] પર્યાયના આરોપની અપેક્ષાએ જાણવો. જો પુનઃ **परमाणूनाम्वर्गणा परमाणुवर्गणा**=પરમાણુઓની વર્ગણા ( પરમાણુનો સમુદાય ) તે પરમાણુ વર્ગણા એવી વ્યુત્પત્તિ કરીએ તો જગત્માં જેટલા પરમાણુઓ છે તેટલા સર્વ પરમાણુનો સમુદાય તે પરમાણુ વર્ગણા એમ પ્રાપ્ત થાય, ને તેમ હોતે છતે **असंख भागंगुलवगाही**=વર્ગણાની અવગાહના

૧ પરમાણુ સ્વતઃ એક હોવાથી પરમાણુમાં સમુદાયીપણાનો અભાવ છે માટે સમુદાય વાચક વર્ગણા શબ્દને પરમાણુ સાથે સંયુક્ત કરવો અનુચિત છે તો " પરમાણુ વર્ગણા " એમ કહેવું કેમ ઘટે ? આ શંકાના ઉત્તરમાં જણાવ્યું છે કે પરમાણુમાં અનેક પ્રયોગોનો સંપાત (જેમા અનેક પર્યાયો આવિર્ભાવ થઇ શકે તેવી યોગ્યતાનો સદ્ભાવ) હોવાથી વર્ગણા શબ્દ પરમાણુ

અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી હોય. એ સૂત્ર વિરોધવાળું થાય, કારણ કે એકેક પરમાણુઓ સર્વલોકમાં રહેલા હોવાથી. ( અવગાહના સર્વલોક પ્રમાણ થાય. ઇતિ શેષઃ )

તથા બે પરમાણુનો સમુદાય તે દ્વિપ્રદેશસ્કંધવર્ગણા, ત્રણ પરમાણુનો સમુદાય તે ત્રિપ્રદેશસ્કંધવર્ગણા, ચાર પરમાણુનો સમુદાય તે ચતુઃપ્રદેશસ્કંધવર્ગણા એવી રીતે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી સંખ્યાતવર્ગણાઓ થાય. તથા અસંખ્યાત પરમાણુના સમુદાયરૂપ અસંખ્ય[1] વર્ગણાઓ કહેવી, કારણ કે અસંખ્યાતના અસંખ્ય ભેદ છે. ત્યાંથી આગળ અનંતપરમાણુના સમુદાયરૂપ અનંતવર્ગણાઓ કહેવી, કારણ કે અનંતના અનંતભેદ છે.

મૂળથી આરંભીને એ સર્વ વર્ગણાઓ અલ્પ પરમાણુવાળી અને સ્થૂલ પરિણામી હોવાથી જીવને અગ્રહણ પ્રાયોગ્ય, અને અનંતાનંત પરમાણુવાળી કેટલીક વર્ગણાઓ ગ્રહણપ્રાયોગ્ય, ને કંઇક અગ્રહણપ્રાયોગ્ય છે. ત્યાં અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમે ભાગે જેટલા પરમાણુ તેના સમુદાયવાળા જે સ્કંધો તે આહારવર્ગણ ઇતિ=આહારણ કરવું તે આહાર અથવા ગ્રહણ કહેવાય અને आहार एव आहारकः એ વ્યુત્પત્તિથી ગ્રહણ તેજ આહારકને તત્પ્રાયોગ્યવર્ગણા તે આહારક વર્ગણા એટલે ગ્રહણપ્રાયોગ્યવર્ગણા હોય છે.

---

સાથે સંયુક્ત કરી "પરમાણુ વર્ગણા" કહી શકાય આ ભાવાર્થને શ્રી યશોવિજય વાચકવર તો એમ કહે છે; કે वर्गणायोग्यत्वमादाय—પરમાણુમાં વર્ગણાપણે પરિણામવાની યોગ્યતા હોવાથી તે યોગ્યતાને ગ્રહણ કરીને " પરમાણુ વર્ગણા " એમ કહી શકાય. શ્રી દેવેંદ્રસૂરિવર્ય તો એકજ પરમાણુને પરમાણુ વર્ગણા કહેતા નથી પરંતુ સર્વ પરમાણુના સમુદાયમાં વર્ગણા શબ્દ કહે છે માટે ત્યા આ પ્રશ્નનો અવકાશ ન હોય.

૧ એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ અસંખ્ય વર્ગણા, પરંતુ તજ્જાતીયરૂપ વર્ગણા અસંખ્ય નહિં, તજ્જાતીયરૂપ સમાન વર્ગણા અનંત છે.

એ વર્ગણાઓ ગ્રહણ પ્રાયોગ્ય કહી, તો કયા[1] વિષયને અંગે ગ્રહણ પ્રાયોગ્ય છે તે કહે છે તિતણૂઇતિ—ઔદારિક વૈક્રિય ને આહારક એ ત્રણ શરીરના વિષયમાં પૂર્વોક્ત વર્ગણાઓ ગ્રહણપ્રાયોગ્ય છે, પુનઃ એ ગ્રહણપ્રાયોગ્યવર્ગણાઓ પણ અગ્રહણપ્રાયોગ્ય વર્ગણાઓ વડે અંતરિત ( આંતરાવાળી ) છે તે આ પ્રમાણેઃ—

અભવ્યથી અનંતગુણ અને સિદ્ધથી અનંતમા ભાગ જેટલા પરમાણુઓના સમુદાયરૂપ જે વર્ગણા ઔદારિક શરીરને નિષ્પન્ન કરવા માટે ગ્રહણ પ્રાયોગ્ય છે તે જઘન્ય વર્ગણા કહેવાય. તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ બીજી ગ્રહણપ્રાયોગ્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ ત્રીજી ગ્રહણપ્રાયોગ્યવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઔદારિકશરીરગ્રહણપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા થાય, જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા વિશેષાધિક છે, તે વિશેષ પણ તેજ[2] જઘન્યવર્ગણાના અનંતમા ભાગ જેટલો છે.

તથા ઔદારિક શરીર ગ્રહણપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણા તે અગ્રહણપ્રાયોગ્યજઘન્યવર્ગણા, તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ બીજી અગ્રહણપ્રાયોગ્ય વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ અગ્રહણપ્રાયોગ્યવર્ગણા થાય. જઘન્ય અગ્રહણપ્રાયોગ્યવર્ગણાથી ઉત્કૃષ્ટઅગ્રહણપ્રાયોગ્યવર્ગણા[3] અનંતગુણી છે, ને ગુણાકાર તે અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમા ભાગપ્રમાણ જાણવો.[4] ઔદારિકની અપેક્ષાએ ઘણાં

૧ કયા શરીરને યોગ્ય ગ્રહણ પ્રાયોગ્ય છે ? ઇતિ પ્રશ્નઃ

૨ તેજ—તે ઔદારિક પ્રાયોગ્યજ. ઇતિ અર્થતઃ સર્વત્ર.

૩ જઘન્ય વર્ગણામાં જેટલા પરમાણુ છે તેથી ઉત્કૃષ્ટ વર્ગણા સ્કંધમાં અનંતગુણ પરમાણુ છે. ઇતિ સર્વત્ર.

૪ જઘન્યવર્ગણાગત અનંત પરમાણુને અભવ્યથી અનંતગુણા પરમાણુ વડે ગુણતાં જેટલા પરમાણુ થાય તેટલા પરમાણુ ઉત્કૃષ્ટ વર્ગણામાં છે. ઇતિ સર્વત્ર.

પરમાણુઓવડે નિષ્પન્ન હોવાથી અને સૂક્ષ્મ પરિણામીપણું હોવાથી એ વર્ગણાઓ ઔદારિક પ્રત્યે અગ્રહણપ્રાયોગ્ય છે–વૈક્રિયની અપેક્ષાએ એ વર્ગણાઓમાં અલ્પ પરમાણુપણું અને સ્થૂલ પરિણામીપણું હોવાથી એ વર્ગણાઓ વૈક્રિયદેહપ્રત્યે પણ અગ્રહણપ્રાયોગ્ય જ છે. એ પ્રમાણે [1]આગળ કહેવાતી અગ્રહણપ્રાયોગ્ય વર્ગણાના સંબંધમાં પણ વિચારવું.

તથા અગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જે વર્ગણા તે વૈક્રિયશરીરપ્રાયોગ્યજઘન્યવર્ગણા, તેથી બે પરમાણ્વધિક સ્કંધરૂપ વર્ગણા તે વૈક્રિયશરીર પ્રાયોગ્ય બીજી વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણ્વધિક સ્કંધરૂપ વૈક્રિય શરીરના સંબંધમાં ગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી વૈક્રિયગ્રહણપ્રાયોગ્યઉત્કૃષ્ટવર્ગણા થાય. વૈક્રિયપ્રાયોગ્યજઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા વિશેષાધિક છે. ને વિશેષ પણ તેજ જઘન્ય વર્ગણાના અનંતમા ભાગ પ્રમાણ છે.

તથા વૈક્રિય શરીર પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક પરમાણ્વધિક સ્કંધરૂપ જઘન્ય અગ્રહણપ્રાયોગ્યવર્ગણા, તેથી બે પરમાણ્વધિક સ્કંધરૂપ બીજી અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા એ પ્રમાણે એકેક પરમાણ્વધિક સ્કંધરૂપ અગ્રહણપ્રાયોગ્યવર્ગણા ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા થાય. જઘન્ય અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા અનંત ગુણી છે. ગુણાકાર [2]પૂર્વવત્.

તે ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જે વર્ગણા તે આહારક શરીર પ્રાયોગ્ય જઘન્ય વર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ આહારક શરીર ગ્રહણ પ્રાયોગ્ય

૧ કાર્મણ વર્ગણાથી પૂર્વની અગ્રહણપ્રાયોગ્યવર્ગણા સુધી.

૨ અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમા ભાગ જેટલો.

વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી આહારકશરીર ગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણા થાય. જઘન્યગ્રહણપ્રાયોગ્યવર્ગણાથી ઉત્કૃષ્ટ ગ્રહણપ્રાયોગ્યવર્ગણા વિશેષાધિક છે, અને વિશેષ તેજ જઘન્ય વર્ગણાના અનંતમા ભાગ જેટલો છે.

આહારકપ્રાયોગ્યઉત્કૃષ્ટવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કન્ધ રૂપ જે અગ્રહણપ્રાયોગ્યવર્ગણા તે જઘન્ય, તેથી એક પરમાણુ અધિક સ્કન્ધરૂપ અગ્રહણપ્રાયોગ્ય બીજી વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ અગ્રહણપ્રાયોગ્યવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટઅગ્રહણપ્રાયોગ્યવર્ગણા થાય. જઘન્યઅગ્રહણપ્રાયોગ્યથી ઉત્કૃષ્ટઅગ્રહણપ્રાયોગ્યવર્ગણા અનંતગુણી છે. ગુણાકાર પૂર્વવત્

અહિં ચૂર્ણિકાર વિગેરે ઔદારિક–વૈક્રિય–આહારક શરીર ગ્રહણપ્રાયોગ્યવર્ગણાને અંતરાલે અગ્રહણવર્ગણાઓ સ્વીકારતા નથી પરંતુ શ્રી જીનભદ્રગણિક્ષમાશ્રમણ વિગેરે પૂર્વાચાર્યોએ સ્વિકારેલી હોવાથી તેમના અભિપ્રાયથી અત્રે પણ અગ્રહણવર્ગણાઓ પ્રતિપાદન કરી.

આહારક શરીરનેઅગ્રહણપ્રાયોગ્યઉત્કૃષ્ટવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ તૈજસ શરીર પ્રાયોગ્યજઘન્યવર્ગણા છે, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ તૈજસશરીર પ્રાયોગ્ય દ્વિતીય વર્ગણા, તેથી ત્રણ પરમાણુ અધિક સ્કંધરૂપ તૈજસ શરીર પ્રાયોગ્ય તૃતીય વર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ તૈજસ શરીર પ્રાયોગ્યવર્ગણા ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી તૈજસ પ્રાયોગ્યઉત્કૃષ્ટવર્ગણા થાય. જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટવર્ગણા વિશેષાધિક છે, ને વિશેષ તેજ જઘન્યવર્ગણાના અનંતમા ભાગ જેટલો છે.

તૈજસ શરીર પ્રાયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણાથી એક પરમાણુ અધિક

સ્કંધરૂપ જઘન્યઅગ્રહણ પ્રાયોગ્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ દ્વિતીયઅગ્રહણ પ્રાયોગ્યવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ અગ્રહણ પ્રાયોગ્યવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્યવર્ગણા થાય. જઘન્યઅગ્રહણ પ્રાયોગ્યથી ઉત્કૃષ્ટઅગ્રહણ પ્રાયોગ્યવર્ગણા અનંતગુણી છે ગુણાકાર પૂર્વવત્

અગ્રહણપ્રાયોગ્યઉત્કૃષ્ટવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ ભાષાપ્રાયોગ્ય જઘન્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ ભાષાપ્રાયોગ્ય દ્વિતીયવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ભાષાપ્રાયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણા થાય. જઘન્યભાષાપ્રાયોગ્યવર્ગણાથી ઉત્કૃષ્ટ ભાષા પ્રાયોગ્યવર્ગણા વિશેષાધિક છે, ને વિશેષ તેજ જઘન્યવર્ગણાના અનંતમા ભાગ જેટલો છે.

ભાષાપ્રાયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ અગ્રહણપ્રાયોગ્ય જઘન્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક અગ્રહણ પ્રાયોગ્ય દ્વિતીયવર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ અગ્રહણ પ્રાયોગ્યવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ અગ્રહણવર્ગણા અનંત ગુણ છે. ગુણાકાર પૂર્વવત્

ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્યવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધ રૂપ જઘન્યઉશ્વાસયોગ્યવર્ગણા છે, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ ઉશ્વાસયોગ્ય દ્વિતીયવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધ રૂપ શ્વાસોશ્વાસપ્રાયોગ્ય વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ ઉશ્વાસપ્રાયોગ્યવર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટવર્ગણા વિશેષાધિક છે. ને વિશેષ તેજ જઘન્યવર્ગણાનો અનંતમો ભાગ છે.

ઉશ્વાસપ્રાયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધ-

રૂપ જઘન્ય અગ્રહણપ્રાયોગ્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક દ્વિતીય અગ્રહણપ્રાયોગ્યવર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ અગ્રહણ-પ્રાયોગ્ય વર્ગણા થાય, જઘન્યથી ઉત્કૃષ્ટ અગ્રહણવર્ગણા અનંત-ગુણ છે. ગુણાકાર પૂર્વવત્.

તે ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્યવર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય મનઃપ્રાયોગ્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધ-રૂપ દ્વિતીય મનઃપ્રાયોગ્યવર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ મનઃપ્રાયોગ્યવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ મનઃપ્રાયોગ્યવર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટવર્ગણા વિશેષા-ધિક છે, ને વિશેષ તેજ જઘન્યવર્ગણાનો અનંતમો ભાગ છે. અહિં જીવો જે પુદ્ગલદ્રવ્યોને સત્યાદિ મનોરૂપપણે પરિણમાવી આલંબીને વિસર્જે છે તે મનઃપ્રાયોગ્ય વર્ગણા.

તે ઉત્કૃષ્ટ મનઃ પ્રાયોગ્ય વર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા, તેથી બે પરમાણુ અધિક દ્વિતીય અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણા પ્રાયોગ્ય થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણા અનંત-ગુણી છે. ગુણાકાર પૂર્વવત્.

તે ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ પ્રથમ જઘન્ય કર્મપ્રાયોગ્ય વર્ગણા. અહિં જીવો જે પુદ્ગલ દ્રવ્યોને જ્ઞાનાવરણાદિરૂપપણે પરિણમાવે છે તે કર્મપ્રાયોગ્ય વર્ગણા. તેથી બે પરમાણુ અધિકસ્કંધરૂપ દ્વિતીય કર્મપ્રાયોગ્ય વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ કર્મપ્રાયોગ્ય વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ કર્મપ્રાયોગ્ય વર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ વર્ગણા વિશેષાધિક છે, ને વિશેષ તેજ જઘન્ય વર્ગણાનો અનંતમો ભાગ છે.

ગાથામાં[1] भासा मणे य એ પ્રમાણે य=च કાર અત્રે અનુક્ત સમુચ્ચયાર્થવાળો હોવાથી ભાષાવર્ગણાનંતર અગ્રહણ વર્ગણાંતરિત એવી ઉશ્વાસ વર્ગણા જાણવી, કે જે પ્રથમ કહેવાઇ ગઇ છે.

તથા ગાથામાં कम्मे य એમાં च શબ્દ સમુચ્ચયાર્થવાળો છે. હવે ઔદારિક વર્ગણાઓના વર્ણાદિ કહેવાય છે. ત્યાં ઔદારિક શરીર પ્રાયોગ્યવર્ગણાઓ અનંતાનંત પરમાણુવાળી–પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, ને આઠ સ્પર્શયુક્ત છે. એ પ્રમાણે વૈક્રિય ને આહારક વર્ગણાઓ પણ જાણવી. તૈજસ વર્ગણાઓ પાંચ વર્ણ–બે ગંધ, પાંચ રસ, ને ચાર સ્પર્શ, એ ૧૬[2] ગુણ યુક્ત છે. ત્યાં મૃદુ લઘુ એ બે અવસ્થિત સ્પર્શ છે, અને બીજા બે સ્પર્શ સ્નિગ્ધ–ઉષ્ણ, સ્નિગ્ધ–શિત, રૂક્ષ–ઉષ્ણ, અથવા રૂક્ષ–શીત હોય. એ પ્રમાણે ભાષા–શ્વાસ–મનોવર્ગણા ને કાર્મણ વર્ગણાઓ પણ જાણવી.

તથા ઔદારિક વર્ગણા[3] સર્વથી અલ્પ પ્રદેશોવાળી છે. તેથી વૈક્રિયપ્રાયોગ્ય વર્ગણાઓ[4] અનંતગુણ પ્રદેશોવાળી છે. તેથી આહારક

૧ મૂળ ગાથામા શ્વાસોશ્વાસ વર્ગણાનું નામ દર્શાવ્યું નથી. માટે ટીકાકાર મહારાજ કહે છે કે य કારપદને અનુક્તસમુચ્ચયાર્થરૂપ એટલે નહિ કહેલા અર્થને ગ્રહણ કરવાવાળો ગણીને શ્વાસોશ્વાસ વર્ગણા મૂળ ગ્રંથકારે સૂચવી છે.

૨ એક પરમાણુમાં ૧ વર્ણ, ૧ ગંધ, ૧ રસ, ને ૨ સ્પર્શ એ ૫ ગુણ એક સમયમાં (સમકાલે) વ્યક્તભાવે વર્તે છે, ને યોગ્યતાભાવે ૫ વર્ણ ૨ ગધ ૫ રસ ને ૮ સ્પર્શ એ ૧૬ ગુણ છે. એક સ્કંધમાં અનેક વર્ણાદિ ગુણવાળા ભિન્ન ભિન્ન પરમાણુઓ હોવાથી જ સ્કંધમા ૧૬ અથવા ૨૦ ગુણ હોઇ શકે. પરંતુ ધ્યાનમા રાખવા યોગ્ય છે કે કર્કશાદિ સ્પર્શ પરમાણુમાં કોઇ પણ સમયે પરિવર્તનાથી પણ વ્યક્તભાવે ન હોય. એ સ્પર્શો ફક્ત તથાવિધ બાદર સ્કંધોમાં જ હોય, ને તે સ્પર્શ સ્કંધપરિણામી જ જાણવા.

૩ શેષ વૈક્રિયાદિ વર્ગણાઓથી.

૪ ગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણાગત પ્રદેશરાશીથી અનંતગુણ અગ્ર-

વર્ગણા અનંતગુણ પ્રદેશવાળી છે. તેથી તૈજસ વર્ગણા અનંતગુણ પ્રદેશવાળી છે. એ પ્રમાણે ભાષા, ઉશ્વાસ, મન ને કાર્મણ વર્ગણાઓ પણ અનુક્રમે અનંતગુણ અનંતગુણ પ્રદેશોવાળી કહેવી.

ધ્રુવ અધ્રુવ ઇત્યાદિ=કર્મ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી અનંતર ધ્રુવાચિત્ત દ્રવ્યવર્ગણા, તેથી અનંતર અધ્રુવાચિત્ત વર્ગણા, તેથી આગળ સુન્નાચઉ ઇતિ=ચાર ધ્રુવશૂન્યવર્ગણાઓ છે, ને એ ચાર ધ્રુવશૂન્યવર્ગણાના અંતરાલમાં ને ઉપર અનુક્રમે પ્રત્યેકશરીર-વર્ગણા-બાદરનિગોદવર્ગણા-સૂક્ષ્મનિગોદવર્ગણા-ને ઉપર મહાસ્કંધ વર્ગણા છે, તે આ પ્રમાણે-પ્રથમ ધ્રુવશૂન્યવર્ગણાની ઉપર પ્રત્યેક શરીરવર્ગણા, દ્વિતીય ધ્રુવશૂન્યવર્ગણાની ઉપર બાદરનિગોદ વર્ગણા, ત્રીજી ધ્રુવશૂન્યવર્ગણાની ઉપર સૂક્ષ્મનિગોદ વર્ગણા, તથા ચતુર્થ ધ્રુવશૂન્યવર્ગણાની ઉપર મહાસ્કંધવર્ગણા છે.

ત્યાં કર્મપ્રાયોગ્યઉત્કૃષ્ટવર્ગણાથી આગળ એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્યધ્રુવાચિત્તદ્રવ્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધ રૂપ દ્વિતીય ધ્રુવાચિત્તદ્રવ્યવર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ ધ્રુવાચિત્તદ્રવ્યવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ ધ્રુવાચિત્તદ્રવ્યવર્ગણા થાય. ધ્રુવાચિત્ત દ્રવ્યવર્ગણા તે કહેવાય કે જે લોકને વિષે સર્વદા પ્રાપ્ત હોય તે આ પ્રમાણે—અનંતધ્રુવા-ચિત્તદ્રવ્યવર્ગણાઓમાંથી કોઇ વર્ગણા ઉત્પન્ન થાય છે તો કોઇ વિનાશ પામે છે. એ રીતે સર્વ વર્ગણાઓનો ઉત્પત્તિ વિનાશભાવ ચાલુ છે, પરંતુ કોઇ પણ કાળે આ લોક એ વર્ગણાઓવડે રહીત થવાનો નથી. પુનઃ એ વર્ગણાઓ જીવો વડે કદાપિ પણ ગ્રહવાય નહિ તેથી અચિત્તપણું જાણવું.

[1]જીવના સંબંધે ઔદારિકાદિ શરીરવત્ સચિત્તપણું પણ

હણ વર્ગણાઓ અંતરે અંતરે હોવાથી ઔદારિક વર્ગણાની અપેક્ષાએ વૈક્રિય વર્ગણામાં અનંતગુણ પ્રદેશ હોય. ઇતિ સર્વત્ર.

૧ જેમ ઔદારિક શરીરને જીવના સંબંધથી પણ કથંચિત્ ( સર્વથા

કથંચિત્ હોય છે. જઘન્ય ધ્રુવાચિત્ત વર્ગણાથી ઉત્કૃષ્ટ ધ્રુવાચિત્ત વર્ગણા અનંતગુણી છે. ગુણાકાર સર્વ જીવરાશીથી અનંતગુણરાશિ પ્રમાણ જાણવો.

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્યઅધ્રુવાચિત્તદ્રવ્ય વર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ દ્વિતીય અધ્રુવાચિત્તદ્રવ્ય વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટઅધ્રુવાચિત્તદ્રવ્ય વર્ગણા થાય. અધ્રુવાચિત્તદ્રવ્યવર્ગણા તે કહેવાય કે જેમાંની કોઇ વર્ગણાઓ કદાચિત્ લોકને વિષે હોય ને કદાચિત્ ન હોય. આથી એ વર્ગણાઓને [1]સાન્તર નિરન્તરા પણ કહેવાય છે. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા અનંતગુણ છે.ગુણાકાર સર્વ જીવથી અનંતગુણ રાશિ પ્રમાણ.

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય [2]પ્રથમ ધ્રુવ શૂન્યવર્ગણા, બે પરમાણુ અધિક સ્કંધરૂપ દ્વિતીય પ્રથમ ધ્રુવશૂન્ય વર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ પ્રથમ ધ્રુવશૂન્ય વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ પ્રથમ ધ્રુવશૂન્ય વર્ગણા થાય. ધ્રુવશૂન્યવર્ગણા તે કહેવાય કે જે વર્ગણાઓ કોઇપણ કાળે લોકમાં ઉપલબ્ધ ન હોય; ફક્ત ઉપરની વર્ગણાઓનું બાહુલ્ય

---

નહિ ) સચિત્તપણું હોય છે, પરંતુ સર્વથા સચિત્તપણું નહિ, તેમ આ વર્ગણાઓને પણ જો જીવનો સંબંધ હોય તો કથંચિત્ સચિત્તપણું કહેવાય પરંતુ જીવનો સંબંધ જ નહિ તો કથંચિત્ સચિત્તપણું તે પણ કેમ સંભવે અર્થાત્ જીવ સંબંધાભાવે આ વર્ગણાઓ સર્વદા અચિત્તજ છે.

૧ આ વર્ગણાઓમા જે એકોત્તરવૃદ્ધિની પ્રાપ્તિ તે કોઇ કોઈ કાળે ત્રુટી જાય છે. તેથી વર્ગણાગત એકોત્તરવૃદ્ધિના અનુક્રમમા અન્તર પડી જાય છે. ત્યારે એ વર્ગણાઓ સાન્તરપણે પ્રાપ્ત હોય છે.

૨ અહિં પ્રથમ શબ્દ ઉત્તરવર્ગણાની અપેક્ષાએ નહિ પરંતુ મૂળવર્ગણાપેક્ષાએ જાણવો, તેમજ દ્વિતીય ઇત્યાદિ શબ્દ આગળ મૂળ ધ્રુવશૂન્યવર્ગણા માટેજ જાણવો.

જણાવવાને અર્થેજ પ્રરૂપણા માત્ર કરાય છે. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા અનંતગુણ છે ને ગુણાકાર સર્વ જીવથી અનંતગુણ રાશિ પ્રમાણ જાણવો.

તેથી એક પરમાણુઅધિકસ્કંધરૂપ જઘન્ય પ્રત્યેકશરીરિદ્રવ્યવર્ગણા. તેથી બે પરમાણુઅધિક સ્કંધરૂપ દ્વિતીય પ્રત્યેકશરીરિદ્રવ્યવર્ગણા. એ પ્રમાણે એકૈક પરમાણુઅધિક સ્કંધરૂપવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ પ્રત્યેકશરીરિદ્રવ્યવર્ગણા થાય. હવે આ પ્રત્યેક શરીરિદ્રવ્યવર્ગણા કઇ ? તે કહીએ છીએ—પ્રત્યેક શરીરિજીવોના [1]યથાસંભવ ઔદારિકાદિ શરીર નામકર્મને વિષે પ્રત્યેકમાં [2]વિશ્રસા પરિણામથી એકઠા થયેલા જે સર્વજીવથી અનંતગુણા પુદ્ગલો તે પ્રત્યેક શરીરિદ્રવ્યવર્ગણા કહેવાય. જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટવર્ગણા અસંખ્યગુણી જાણવી, ને ગુણાકાર સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જાણવો. જો એમ પૂછતા હો કે તે કેવી રીતે સમજાય ? તો કહીએ છીએ કે—અત્રે જોગાપયડિપએસં એ વચનથી સર્વ પણ કર્મપ્રદેશનો ઉપચય[3] અર્થાત્ સમૂહ યોગથીજ થાય છે, તેથી જઘન્ય યોગ વર્તતે છતે જઘન્ય કર્મપ્રદેશોપચય થાય, ને ઉત્કૃષ્ટયોગે ઉત્કૃષ્ટ પ્રદેશોપચય થાયે, ને જઘન્ય[4]યોગસ્થાનથી ઉત્કૃષ્ટ યોગસ્થાન ( પ્રત્યેક શરીરીનું ) સૂક્ષ્મ-

---

૧ જે જીવને જેટલા શરીર નામકર્મનો બંધાદિ સંભવે તેટલા શરીર નામકર્મને વિષે.

૨ સ્વ સ્વભાવથી.

૩ અત્રે ઉપચય તે હીનાધિક સંખ્યાવાળા પ્રદેશોનો સમુદાય.

૪ પ્રથમ યોગસ્થાનથી દ્વિતીય યોગસ્થાન અસંખ્યલોકપ્રદેશપ્રમાણ વિશેષાધિક છે. દ્વિતીય યોગસ્થાનથી તૃતીય યોગસ્થાન પણ તેટલુંજ વિશેષાધિક છે. એ વક્તવ્યના પ્રથમ અર્થાંતરથી દર્શાવેલી છે, તે પ્રમાણે સર્વ યોગસ્થાનો અનુક્રમે અસંખ્યવિશેષત્વયુક્ત છે, તો એક પ્રત્યેક શરીરિજીવપ્રાયોગ્ય જઘન્ય યોગસ્થાનથી પ્રત્યેક શરીરિપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ યોગસ્થાન સૂક્ષ્મક્ષેત્રપલ્યાસંખ્યેયં ભાગ પ્રમાણ સંભવે. આં અસંખ્યવિશેષગુણપણું વીર્ય સંબંધી છે, પરંતુ સ્પર્દ્ધક સંબંધી નહિ. તથા શંકા

ક્ષેત્રપલ્યોપમાસંખ્યેય ભાગ પ્રમાણ ગુણાકારવાળું હોય છે તેથી અધિક નહિ. તેથી જઘન્ય કર્મપ્રદેશોપચયથી ઉત્કૃષ્ટ પ્રદેશોપચય સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમાસંખ્ય ભાગ ગુણાકારવાળોજ પ્રાપ્ત થાય પરંતુ અધિક નહિ, અને પ્રત્યેક શરીરિદ્રવ્યવર્ગણા પણ તદાશ્રિત હોવાથી જઘન્ય પ્રત્યેકશરીરિદ્રવ્યવર્ગણાથી ઉત્કૃષ્ટ પ્રત્યેક શરીરિદ્રવ્યવર્ગણા પણ સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમાસંખ્યેય ભાગ ગુણાકાર જેટલીજ હોય.

તેથી અનંતર એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય દ્વિતીય[1] ધ્રુવશૂન્યવર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ બીજી દ્વિતીય ધ્રુવશૂન્યવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ દ્વિતીય ધ્રુવશૂન્યવર્ગણા ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ દ્વિતીય ધ્રુવશૂન્યવર્ગણા થાય. જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા અસંખ્યાત ગુણી છે. ને ગુણાકાર [2]અસંખ્ય લોક પ્રદેશ પ્રમાણ જાણવો.

---

થાય કે યોગસ્થાન ગત અંતરો અસંખ્યેયલોકદેશપ્રમાણ છે, તેથી પૂર્વ યોગસ્થાનથી પર યોગસ્થાન અસંખ્યલોકપ્રદેશના ગુણાકાર જેટલું છે, ને એ પ્રમાણે પ્રત્યેક શરીરિના પ્રથમ યોગસ્થાનથી પ્ર૦ શ૦ નું બીજું યોગસ્થાન અસંખ્યલોક ( પ્રદેશ ) ગુણ છે, તો પ્ર૦ શ૦ નું ઉત્કૃષ્ટ યોગસ્થાન તે પોતાના જઘન્ય યોગસ્થાનથી સૂ૦ ક્ષે૦ પલ્યો૦ ના અસંખ્યાતમા ભાગ જેટલુંજ કેમ હોય ? અહિં સમજવાનું એ છે કે અન્તરો અસંખ્યલોક વર્ગણાત્મક હોવાથી પરંપર યોગસ્થાનો અસંખ્યલોકગુણાકારે ન સંભવે, કારણ કે પ્રથમ યોગસ્થાનગત અંતિમવર્ગણાગત વીર્યાવિભાગોથી દ્વીતીય યોગસ્થાનની સર્વ જઘન્યવર્ગણા વા સર્વોત્કૃષ્ટવર્ગણા અસંખ્યલોકપ્રદેશપ્રમાણ અધિક સંભવે, પરન્તુ અસંખ્યલોકપ્રદેશગુણ ન સંભવે તેથી એક યોગસ્થાનથી બીજું યોગસ્થાન અસંખ્યલોકપ્રદેશપ્રમાણ વિશેષાધિક છે. ( પરંતુ અસંખ્યલોકગુણકારે નથી. ) માટે પ્ર૦ શ૦ નું ઉ૦ યોગસ્થાન સ્વજઘન્યથી સૂ૦ ક્ષે૦ પ૦ ના અસંખ્યાતમા ભાગ ગુણાકાર જેટલું કહ્યું તે ઘટી શકે છે. ( આ વ્યાખ્યા ગણિત સમજનારને સુગમ છે. )

૧ ચાર ધ્રુવશૂન્ય વર્ગણામાંની બીજી.

૨ અસંખ્ય લોકાકાશના પ્રદેશપ્રમાણ.

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્યબાદરનિગોદ વર્ગણા, તેથી બે પરમાણુ અધિક દ્વિતીય બાદરનિગોદવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ બાદરનિગોદવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ બાદરનિગોદવર્ગણા થાય. હવે આ બાદરનિગોદવર્ગણા કઇ ? તે કહીએ છીએ–બાદરનિગોદ જીવોના ઔદારિક, તૈજસ, ને કાર્મણ એ ત્રણ નામકર્મને વિષે પ્રત્યેકે સર્વ જીવથી અનંતગુણા જે પુદ્ગલો વિશ્રસા પરિણામ વડે એકત્ર થઇ મલે છે ( એટલે નિગોદીયા જીવના એ ત્રણ શરીરને આશ્રિત થઇને રહે છે પરંતુ નિગોદીયો જીવ ગ્રહણ કરતો નથી. ) તે બાદરનિગોદવર્ગણા કહેવાય. તથા કંઇક બાદરનિગોદજીવોને જો કે અલ્પકાળ સુધી વૈક્રિય[1] ને આહારક શરીર નામકર્મ પણ ( અપર્યાપ્તાવસ્થામાં ) સત્તામાં સંભવે છે તો પણ પ્રથમ[2] સમયથી જ તે બે નામકર્મની ઉદ્વલના[3] થતી હોવાથી અત્યંત અસાર છે માટે અત્રે તે બે દેહનામકર્મની વિવક્ષા કરી નથી. જઘન્ય બાદર નિગોદવર્ગણાથી ઉત્કૃષ્ટ બાદરનિગોદવર્ગણા અસંખ્યાત ગુણી છે. તે ગુણાકાર સૂક્ષ્મક્ષેત્રપલ્યાસંખ્યભાગ પ્રમાણ જાણવો. અહિં[4]

---

૧ જે જીવો પ્રથમ વૈક્રિય નામકર્મનો બંધ કરીને મરણ પામી બાદર સાધારણ વનસ્પતિકાયપણે ઉત્પન્ન થાય, તે જીવોને બાદરનિગોદ ભવમાં પણ વૈક્રિય નામકર્મની સત્તા હોય. તેમજ જે અપ્રમત્ત મુનિએ અપ્રમત્ત ગુણસ્થાને આહારક નામકર્મનો બંધ કર્યો હોય ને પુનઃ પ્રમાદના વશ થકી સાતમા ગુણસ્થાનથી પડતાં યાવત્ પ્રથમ ગુણસ્થાને આવી કાળ કરીને બાદરનિગોદમાં ઉત્પન્ન થાય તો બાદરનિગોદ જીવમાં પણ ( અપર્યાપ્તાવસ્થામાં ) આહારક કર્મની સત્તા સંભવે.

૨ આહારક સપ્તકની ઉદ્વલના વાસ્તવિક રીતે અવિરતિપણાના પ્રથમ સમયથી હોય છે પરંતુ ઉદ્વલનકાળ પલ્યોપમાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ હોવાથી બાદર નિગોદમાં પણ ભવ પ્રથમ સમયથી ઉદ્વલના પ્રતિપન્ન ભાવની અપેક્ષાએ હોય છે.

૩ વક્ષ્યમાણ સંક્રમકરણ વિશેષ:

૪ ગુણાકાર સંબંધમાં.

યુક્તિ પ્રત્યેક શરીરિદ્રવ્યવર્ગણામાં જે રીતે કહી છે તે પ્રમાણે જ વિચારવી.[1]

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય તૃતિયધ્રુવશૂન્ય-વર્ગણા, તેથી બે પરમાણુ અધિક સ્કંધરૂપ બીજી તૃતિયધ્રુવશૂન્ય-વર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ તૃતિયધ્રુવશૂન્યવર્ગણા થાય. જઘન્ય તૃતિયધ્રુવશૂન્યવર્ગણાથી ઉત્કૃષ્ટ તૃતિયધ્રુવશૂન્યવર્ગણા અસંખ્યાત ગુણી છે. તે ગુણાકાર આ પ્રમાણે—અંગુલમાત્ર ક્ષેત્રમાં રહેલા આકાશ પ્રદેશની રાશીનો આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ વર્ગમૂલ કરતાં તેમાં જે અંતિમ વર્ગમૂલરૂપ જેટલા આકાશપ્રદેશો થાય તેના પણ અસંખ્યાતમા ભાગ જેટલા આકાશ-પ્રદેશના રાશિપ્રમાણ અત્રે ગુણક રાશિ જાણવો.

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય સૂક્ષ્મનિગોદવ-ર્ગણા, બે પરમાણુ અધિક સ્કંધરૂપ દ્વિતીય સૂક્ષ્મનિગોદવર્ગણા. એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ સૂક્ષ્મનિગોદવર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ સૂક્ષ્મનિગોદવર્ગણા થાય. આ સૂક્ષ્મનિગોદવર્ગણા પણ અર્થથી બાદરનિગોદવર્ગણાવત્ જાણવી. જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટવર્ગણા અસંખ્યગુણી છે તે ગુણકરાશિ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ જાણવો, કારણ કે સૂક્ષ્મનિગોદ જીવોના જઘન્યયોગસ્થાનથી ઉત્કૃષ્ટ યોગસ્થાન આવ-

૧ બાદરનિગોદ પ્રાયોગ્ય જઘન્ય યોગસ્થાનથી બાદરનિગોદ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ યોગસ્થાન ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના ગુણાકાર જેટલું છે. તેથી જઘન્યશરીર નામકર્મ પ્રદેશરાશિથી ઉત્કૃષ્ટ શરીર નામકર્મ પ્રદેશરાશિ ક્ષેત્રપલ્યોપમાસંખ્યેય ભાગ ગુણાકાર જેટલી જ છે. પરંતુ વિશેષ એ છે કે પ્રત્યેક શરીરિ પ્રાયોગ્ય યોગસ્થાનોથી બાદરનિગોદ પ્રાયોગ્ય યોગસ્થાનો અલ્પ હોવાથી પ્રત્યેક શરીરિ પ્રાયોગ્ય ગુણકરાશિથી બાદરનિગોદ પ્રાયોગ્ય ગુણકરાશિ પણ અલ્પ જાણવો.

લિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ગુણાકારવાળું છે, અધિક નહિ, તથા કર્મપ્રદેશોપચય વૃદ્ધિ યોગને આધીન છે, ને કર્મપ્રદેશોપચય વૃદ્ધિને આધીન સૂક્ષ્મનિગોદવર્ગણા છે તે હેતુથી.

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્ય ચતુર્થ ધ્રુવશૂન્ય-વર્ગણા, બે પરમાણુ અધિક સ્કંધરૂપ દ્વિતીય ચતુર્થ ધ્રુવશૂન્યવર્ગણા, એ પ્રમાણે એકેક પરમાણુ અધિક સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ ચતુર્થ ધ્રુવશૂન્યવર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટવર્ગણા અસંખ્યાતગુણી છે, ગુણકરાશિ [1]પ્રતરના સંખ્યેય ભાગવર્તિ અસંખ્ય શ્રેણી પ્રદેશ પ્રમાણ જાણવો.

તેથી એક પરમાણુ અધિક સ્કંધરૂપ જઘન્યમહાસ્કંધવર્ગણા, બે પરમાણુઅધિકસ્કંધરૂપ દ્વિતીયમહાસ્કંધવર્ગણા એ પ્રમાણે એકેક પરમાણુઅધિકસ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટમહાસ્કંધવર્ગણા થાય. [2]મહાસ્કંધવર્ગણા તે છે કે જે પુદ્ગલ-સ્કંધો વિશ્રસાપરિણામવડે [3]ટંકકૂટપર્વતાદિને આશ્રિત રહેલા છે. જઘન્યમહાસ્કંધવર્ગણાથી ઉત્કૃષ્ટસ્કંધવર્ગણા અસંખ્યગુણી છે, તેને

---

૧ ઘનીકૃત લોકના એકપ્રતરના અસંખ્યાતમે ભાગે અસખ્ય સૂચી-શ્રેણી છે તેના પ્રદેશરાશિ પ્રમાણ

૨ આ વર્ગણાથી પૂર્વની પ્રત્યેક શરીરિ વિગેરે વર્ગણાઓ જે ઔદા-રિક નામકર્માદિ કર્મસ્કંધને આશ્રિત છે તે કર્મસ્કંધોની અપેક્ષાએ આ વર્ગણા કૂટ પર્વતાદિ જેવા મ્હોટા સ્કંધોને આશ્રિત હોવાથી આ વર્ગણાનું નામ મહાસ્કંધવર્ગણા—અથવા કોઇ કાળે આ વર્ગણામાંની કોઇ પણ એક વર્ગણાના, ( રૂપ ) એક સ્કંધમાંથી વિશ્રસા પરિણામ વડે પ્રથમ સમયે ઉર્ધ્વાધોલોકાંતદીર્ઘ દંડ, બીજે સમયે કપાટ, ત્રીજે સમયે મંથન, ચતુર્થ સમયે અંતરપૂર્તિ, પંચમ સમયે અંતરસંહાર, ષષ્ઠ સમયે મંથનસંહાર, સાતમે સમયે કપાટ સંહાર ને આઠમે સમયે સ્વભાવસ્થ થાય છે. એ પ્રમાણે ચૌદરાજપ્રમાણ અચિત્ત મહાસ્કંધ પણે પરિણમતી હોવાથી આ વર્ગણાનું નામ મહાસ્કંધવર્ગણા.

૩ ટંક=ક્ષુદ્રગિરિ. કૂટ=શીખર. પર્વત=બૃહદ્ગિરિ.

ગુણકરાશિ [1]પલ્યોપમના અખ્યાતમા ભાગ પ્રમાણ છે. જ્યારે જગતમાં ત્રસજીવો અધિક હોય છે, ત્યારે આ મહાસ્કંધવર્ગણાઓ અલ્પ હોય છે. ને ત્રસજીવો અલ્પ હોય છે, ત્યારે મહાસ્કંધવર્ગણાઓ અધિક હોય છે. [2]એ વસ્તુ સ્વભાવજ છે.

આ પરમાણુવર્ગણાથી પ્રારંભીને યાવત્ મહાસ્કંધવર્ગણા સુધીની સર્વે વર્ગણાઓ **ગુણાણિપ્ફણ્ણસનામ** એટલે ગુણે કરીને પ્રાપ્ત થયું છે સ્વનામ તે જેને એવી ગુણનિષ્પન્નસ્વનામવાળી છે (અર્થાત્ એ સર્વે વર્ગણાઓનાં નામ ગુણસંજ્ઞકછે.) તે આ પ્રમાણે—[3]એકેક (છુટા) પરમાણુઓ તે પરમાણુવર્ગણાઓ, બે બે પરમાણુની

---

૧ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ઇતિ અનુવૃત્તિઃ

૨ ત્રસજીવની અધિકતાએ મહાસ્કંધવર્ગણાનું અલ્પત્વ, ને ત્રસજીવની અલ્પતાએ મહાસ્કંધવર્ગણાનું અધિકપણું, એમાં અનાદિ જગતસ્થિતિ એજ હેતુ છે. અથવા એવોજ કુદરતી નિયમ છે. ઇતિ તાત્પર્ય.

૩ કર્મપ્રકૃતિ તથા પંચસંગ્રહે પણ પરમાણુવર્ગણાના અર્થમાં સર્વ પરમાણુને ભિન્ન ભિન્ન વર્ગણા શબ્દ સંયુક્ત કર્યો છે. એજ પ્રમાણે દ્વિપરમાણુ આદિ સર્વ વર્ગણા કહી છે. જેથી તાત્પર્ય એ નીકળે છે કે પરમાણુરૂપવર્ગણા અનંત છે. દ્વિપરમાણુરૂપવર્ગણાઓ પણ અનંત છે, ઇત્યાદિ. પરંતુ કર્મગ્રંથમાં તો સર્વ પરમાણુના સંગ્રહ અર્થમાં પરમાણુ વર્ગણા કહી છે. સર્વ દ્વિપરમાણુસ્કંધોના સંગ્રહમાં દ્વિપરમાણુવર્ગણા કહીછે અર્થાત્ પરમાણુવર્ગણા એક છે પણ અનંત નહિ. દ્વિપરમાણુવર્ગણા એક ને સ્કંધ અનંત, ત્રિપરમાણુરૂપવર્ગણા એકજ પરંતુ સ્કંધ અનંત આ પ્રમાણે કહેલું છે. આ વક્તવ્યતામાં તફાવત એજ કે કર્મગ્રંથ ટીકાકાર મહારાજ દ્વિપરમાણુરૂપ અનંત સ્કંધોને એકજ દ્વિપરમાણુવર્ગણા કહે છે, ત્યારે શ્રી મલયગિરિજી મહારાજ દ્વિપરમાણુરૂપ અનંત સ્કંધો.તે દ્વિપરમાણુરૂપ અનંત વર્ગણાઓ કહેવાય એમ કહે છે, આ અર્થમાં સ્કંધ ને વર્ગણા એ બે શબ્દમાં વિશેષતાનો અભાવ થાય છે, કારણ કે જે દ્વિપરમાણુરૂપ એક સ્કંધ તેજ દ્વિપરમાણુરૂપ એક વર્ગણા થાય છે. આ સંબંધી અધિક ચર્ચા અત્રે

( દ્વયણુકસ્કંધની ) વર્ગણાઓ તે દ્વિપરમાણુવર્ગણા એ પ્રમાણે ના-

ઉચિત નથી. તત્ત્વ શ્રીબહુશ્રુતગમ્ય. તથા અપેક્ષાપૂર્વક વિચારતાં બન્ને વાત અવિરોધિ સમજાય છે. વિચારવા યોગ્ય માત્ર એ વાતજ છે તે આ પ્રમાણે—શ્રી મલયગિરિજી મહારાજના કથનમાં સ્કંધ અને વર્ગણાની અવિશેષતા અને શ્રી દેવેન્દ્રસૂરિવર્યના કથનમાં સ્કંધ અને વર્ગણામાં વિશેષતા રહે છે.

પુનઃ શ્રી વિશેષાવશ્યક મહાભાષ્યે.

**इह सजातीयसमुदायोवर्गणा, समूहो, वर्गः, राशिः, इति- पर्यायाः ततश्च समस्त लोकाकाशप्रदेशवर्तिनामेकैकपरमाणूनां समुदायएकावर्गणा ततः समस्तलोकवर्तिनां द्विप्रदेशिकस्कंधानां द्वितीयावर्गणा. ततः समस्तानामपि त्रिप्रदेशिकस्कधानां तृतीया वर्गणा, चतुष्प्रदेशिकानां चतुर्थी. पंचप्रदेशिक स्कंधानां पंचमी इत्यादि.**

અહિં વર્ગણા શબ્દ સજાતીય સમુદાયની અપેક્ષાએ કહેલો હોવાથી સર્વ પરમાણુઓનો સંગ્રહ પરમાણુ નામવાળી એકજ વર્ગણામાં થાય છે, ને દ્વિપરમાણુરૂપ એકજ વર્ગણામાં સર્વે દ્વીપ્રદેશિકસ્કંધોનો સંગ્રહ થાય છે—એ સર્વ વર્ણન કર્મગ્રંથને અનુસરતું છે. તથા જે સ્વરૂપ કંઇક ભિન્નતાવાળું છે. તે આ પ્રમાણે—

પરમાણુથી પ્રારંભીને યાવત્ અનંતપ્રદેશિસ્કંધ સુધીની અનંતવર્ગણાઓ ઔદારિકદેહને અગ્રહણપ્રાયોગ્ય છે, તદનંતર એકેક પરમાણુઅધિકસ્કંધવાળી અનંતવર્ગણાઓ ઔદારિકદેહગ્રહણપ્રાયોગ્ય છે. તદનંતર એકેક પરમાણુ અધિકસ્કંધવાળી અનંતવર્ગણાઓ પુનઃ ઔદારિકદેહને અગ્રહણપ્રાયોગ્ય છે. તદનંતર એકેક પરમાણુઅધિક સ્કંધવાળી અનંતવર્ગણાઓ વૈક્રિયદેહને અગ્રહણ પ્રાયોગ્ય છે તદનંતર એકેક પરમાણુ અધિકસ્કંધવાળી અનંતવર્ગણાઓ વૈક્રિયદેહને ગ્રહણપ્રાયોગ્ય છે. તદનંતર એકેક પરમાણુઅધિકસ્કંધરૂપ અનંતવર્ગણાઓ પુનઃ વૈક્રિયને અગ્રહણપ્રાયોગ્ય છે. એ પ્રમાણે જીવને

આની સાર્થકતા સ્પષ્ટ સમજાય છે.

ગ્રહણપ્રાયોગ્ય આઠે વર્ગણાઓને ત્રણ ત્રણ રૂપથી કહેતાં ૨૪ વર્ગણા થાય. તે આ પ્રમાણે :—

| | |
|---|---|
| ૧ ઔદારિક અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૩ ભાષા અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૨ ઔદારિક ગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૪ ભાષા ગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૩ ઔદારિક અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૫ ભાષા અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૪ વૈક્રિય અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૬ ઉશ્વાસ અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૫ વૈક્રિય ગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૭ ઉશ્વાસ ગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૬ વૈક્રિય અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૮ ઉશ્વાસ અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૭ આહારક અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૧૯ મન અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૮ આહારક ગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૨૦ મન ગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૯ આહારક અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૨૧ મન અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૧૦ તૈજસ અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૨૨ કાર્મણ અગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૧૧ તૈજસ ગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૨૩ કાર્મણ ગ્રહણપ્રાયોગ્ય વ૦ |
| ૧૨ તૈજસ અગ્રહણપ્રાયોગ્ય વ૦ | ૨૪ કાર્મણ અગ્રહણપ્રાયોગ્ય વ૦ |

અહિ બે ગ્રહણવર્ગણાના મધ્યમાં વસ્તુતઃ એકજ અગ્રહણ વર્ગણાઓ છે. પરંતુ એકજ અગ્રહણવર્ગણાનો જે અર્ધભાગ જે દેહની સમીપમાં આવ્યો, તે દેહના નામની વિવક્ષાએ એકજ અગ્રહણવર્ગણાને બે બે નામથી પ્રરૂપી છે. તથા—

| | |
|---|---|
| ૨૫ પ્રથમ ધ્રુવવર્ગણા | ૩૦ દ્વિતીય ધ્રુવાનંતરવર્ગણા. |
| ૨૬ અધ્રુવવર્ગણા | ૩૧ તૃતીય ધ્રુવાનંતરવર્ગણા |
| ૨૭ શૂન્યાન્તર વર્ગણા | ૩૨ ચતુર્થ ધ્રુવાનંતરવર્ગણા |
| ૨૮ અશૂન્યાન્તર વર્ગણા | ૩૩ ઔદારિક તનુવર્ગણા |
| ૨૯ પ્રથમ ધ્રુવાનંતરવર્ગણા | ૩૪ વૈક્રિય તનુવર્ગણા |

તથા असंखभागंगुलवगाहो ઇતિ=સર્વે[1] વર્ગણાઓનો અવગાહ ( ક્ષેત્રરોધન ) અંગુલના અંખ્યાતમા ભાગ પ્રમાણ છે. સર્વોત્કૃષ્ટ મહાસ્કંધ વર્ગણાપર્યંત સર્વ[2] વર્ગણાઓ પ્રદેશની અપેક્ષાએ અનુક્રમે મ્હોટી મ્હોટી છે, ને એ પ્રમાણે અનુક્રમે મ્હોટી મ્હોટી થતાં પણ પ્રત્યેક[3] વર્ગણામાંની એકેક વર્ગણા અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ક્ષેત્રાવગાહવાળીજ વર્તે છે. જો વળી એ પ્રત્યેક[4] વર્ગણાઓમાં સમુદાયની[5] અપેક્ષાએ ક્ષેત્રાવગાહની વિવક્ષા કરીએ તો પરમાણુથી આરંભીને સર્વોત્કૃષ્ટ મહાસ્કંધવર્ગણા સુધીની સર્વ[6]

| | |
|---|---|
| ૩૫ આહારક તનુવર્ગણા | ૩૭ મિશ્ર સ્કંધ |
| ૩૬ તૈજસ તનુવર્ગણા | ૩૮ અચિત્ત મહાસ્કંધ |

એ પ્રમાણે વર્ગણા પ્રરૂપણા ભિન્ન પ્રકારની છે.

૧ આ પ્રકરણને અંગે " વર્ગણા " એ નામના ૩ વિશેષ છે તે આ પ્રમાણે—

મૂળવર્ગણા—તે ઔદારિક, વૈક્રિય, આહારક ઇત્યાદિ નામવાળી ૨૬ વર્ગણા.

ઉત્તરવર્ગણા—તે પ્રત્યેક મૂળ વર્ગણાંતર્ગત એકેક પરમાણુ અધિક રૂપ અનંત વર્ગણા કે જે સર્વ એકેક મૂળ વર્ગણા યોગ્ય છે, ને તે સર્વ એકેક સ્કંધરૂપ છે.

વર્ગણા—પ્રત્યેક ઉત્તર વર્ગણાંતર્ગતસમ પ્રદેશોવાળા સર્વ સ્કંધો. અત્રે " સર્વ વર્ગણાઓનો અવગાહ " એટલે પ્રત્યેક ઉત્તર વર્ગણાઓનો અવગાહ.

૨ સર્વ ઉત્તર વર્ગણાઓ.

૩ પ્રત્યેક મૂળવર્ગણામાંની એકેક ઉત્તરવર્ગણા યથોક્તાવગાહે છે તો સમાન વર્ગણાઓ યથોક્તાવગાહવાળી હોય જ ઇતિ સુગમ્ય.

૪ પ્રત્યેક ઉત્તરવર્ગણાઓમાં.

૫ સર્વ સમાન વર્ગણાની અપેક્ષાએ.

૬ સર્વપણ ઉત્તરવર્ગણાઓ ( નતુ મુળવર્ગણા વક્તવ્યતા )

પણુવર્ગણાઓ પ્રત્યેક અનંતાનંત છે, ને સમુચ્ચયાપેક્ષાએ સર્વ-લોકાકાશ[1] પ્રમાણ અવગાહવાળી છે. તથા કાર્મણવર્ગણાથી[2] પ્રારંભી પશ્ચાત્ યાવત્ ઔદારિક પ્રાયોગ્યવર્ગણા સુધી ક્ષેત્રાવગાહ અનુક્રમે અસંખ્યગુણ કહેવો. તે આ પ્રમાણે—કાર્મણવર્ગણાવગાહ ક્ષેત્રથી મનોવર્ગણાવગાહ ક્ષેત્ર પ્રદેશથી[3] અસંખ્યગુણ, તેથી ઉશ્વાસવર્ગણા-વગાહ ક્ષેત્ર પ્રદેશથી અસંખ્યગુણ છે. ઇત્યાદિ.[4]

---

૧ પ્રત્યેક ઉત્તરવર્ગણાની સર્વે સમાન વર્ગણાઓ સર્વ લોકમાં સદા અવસ્થિત હોવાથી.

૨ કર્મપ્રાયોગ્ય મૂળવર્ગણામાંની કોઇપણ એક ઉત્તરવર્ગણાપેક્ષાએ ઔદારિક મૂળવર્ગણામાંની કોઇપણ એક ઉત્તરવર્ગણાનો ક્ષેત્રાવગાહ અસંખ્ય ગુણ છે. ઇતિ સર્વત્ર.

૩ આકાશ પ્રદેશની અપેક્ષાએ અસંખ્યગુણ છે. (દ્રવ્યાપેક્ષયા ગુણા ભાવઃ ૨૫૯.)

૪ એ પ્રમાણે અવગાહનાનું અસંખ્યગુણત્વ ઔદારિક વર્ગણા સુધી પશ્ચાનુપૂર્વીએ છે ને પૂર્વાનુપૂર્વીએ તો ઔદારિક વર્ગણાથી વૈક્રિય વર્ગણાનું અવગાહક્ષેત્ર અસંખ્યગુણહીન, તેથી આહારક વર્ગણાનું અવગાહક્ષેત્ર અસંખ્યગુણહીન. એ પ્રમાણે કાર્મણવર્ગણા પર્યંત જાણવું. તેથી આગળની વર્ગણાઓમાં ગુણ વા હીનપણાનો અનુક્રમ નથી પરન્તુ અનિયમિતપણે અવગાહ તો અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણજ જાણવો.

## પુદ્ગલવર્ગણાયંત્રકમ્ ( કર્મપ્રકૃત્યનુસારે ).

| અનુક્રમ નંબર. | વર્ગણાઓનાં નામ. | ઉત્તર વર્ગણાઓ (કેટલી ઉત્તર વર્ગણાઓ) | પૂર્વ મૂળવર્ગણાની ઉત્તર વર્ગણાઓથી કેટલી ઉત્તરવર્ગણા અધિક છે ? | સ્વજઘન્યવર્ગણાથી સ્વઉત્કૃષ્ટવર્ગણા કેટલા પ્રદેશ વડે અધિક છે ? | ગુણકરાશિ. (સ્વજઘ૦ વર્ગણાથી સ્વોત્કૃષ્ટવર્ગણામાં ) | જીવને ગ્રહણ અગ્રહણપ્રાયોગ્ય | લોકમાં વિદ્યમાન—અવિદ્યમાન. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અગ્રહણ | અનંત | | અનંતગુણ | અભવ્યથીઅનંતગુણ | અગ્રહણપ્રા૦ | વિદ્યમાન |
| ૨ | ઔદારિક | ,,[1] | અનંતમાભાગે—સર્વથી અલ્પ | અનંતમાભાગે વિશેષાધિક | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૩ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |
| ૪ | વૈક્રિય | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૫ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |

૧ સ્વજઘન્ય વર્ગણાગત પ્રદેશરાશિના અનંતમાભાગ પ્રમાણ એટલી ઔદારિકની ઉત્તરવર્ગણાઓ છે. એ પ્રમાણે સર્વ વર્ગણા માટે જાણવું. પરંતુ ભાગપ્રમાણનેસ્થાને જ્યાં ગુણપ્રમાણ હોય ત્યાં ગુણપ્રમાણ અધિક જાણવી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૬ | આહારક | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૭ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |
| ૮ | તૈજસ | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૯ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |
| ૧૦ | ભાષા | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૧૧ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |
| ૧૨ | ઉશ્વાસ | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૧૩ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |
| ૧૪ | મન | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૧૫ | અગ્રહણ | ,, | અનંતગુણ | અનંતગુણ | ,, | અગ્રહણપ્રા૦ | ,, |
| ૧૬ | કાર્મણ | ,, | અનંતમાભાગે | અનંતમાભાગેવિ૦ | | ગ્રહણપ્રા૦ | ,, |
| ૧૭ | ધ્રુવાચિત્ત | ,, | અનંતગુણ: | અનંતગુણ | સર્વજીવથી અનંતગુણ | અગ્રહણપ્રા૦ | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | અધ્રુવાચિત્ત વ૦ (સાન્તરનિરંતરા) | અનંત | અનંતગુણ | અનંતગુણ | સર્વજીવથી અનંતગુણ | અગ્રહણ૦ | વિદ્યમાન—અવિદ્યમાન-દેશતઃ[2] |
| ૧૯ | ધ્રુવશૂન્ય વ૦ | ,, | ,, | ,, | ,, | ,, | અવિદ્યમાન |
| ૨૦ | પ્રત્યેકશરીરિ વ૦ | ,,[1] | અસંખ્યગુણ | અસંખ્યગુણ | સૂ૦ ક્ષે૦ પલ્યો૦ અસં૦ ભાગ | ,, | વિદ્યમાન |
| ૨૧ | ધ્રુવશૂન્ય વ૦ | ,, | ,, | ,, | અસંખ્યલોક પ્રદેશ. | ,, | અવિદ્યમાન |
| ૨૨ | બાદરનિગોદ વ૦ | ,, | ,, | ,, | સૂ૦ ક્ષે૦ પ૦ અસં૦ ભાગ. | ,, | વિદ્યમાન |
| ૨૩ | ધ્રુવશૂન્ય વ૦ | ,, | ,, | ,, | અંગુલક્ષેત્રાતિમવર્ગમૂળનો અસં૦ ભા. | ,, | અવિદ્યમાન |
| ૨૪ | સૂક્ષ્મનિગોદ વ૦ | ,, | ,, | ,, | આવલ્યસંખ્યેયભાગ | ,, | વિદ્યમાન |
| ૨૫ | ધ્રુવશૂન્ય વ૦ | ,, | ,, | ,, | અસંખ્યશ્રેણિ (એકપ્રતરના અસંખ્યાતમા ભાગની). | ,, | અવિદ્યમાન |
| ૨૬ | (અચિત્ત) મહાસ્કંધ વ૦ | ,, | ,, | ,, | સૂ૦ ક્ષે૦ પલ્યો૦ અસં૦ ભાગ. | ,, | વિદ્યમાન |

૧ પ્ર૦ શરીરિ જ૦ વર્ગણાથી પ્ર૦ શરીરિ ઉ૦ વર્ગણા અસંખ્યગુણ હોતે પણ ઉત્તરવર્ગણાઓ અનંતજ હોય, કારણ કે જઘન્યવર્ગણાગતરાશિ અનંત છે. અથવા જઘન્યવર્ગણાગત પ્રદેશરાશિથી ઉત્કૃષ્ટ વર્ગણામાં જેટલા પ્રદેશો અધિક હોય તેટલીજ વર્ગણાઓ પણ હોય.

૨ ઉત્તરવર્ગણાઓમાંથી કંઇક વર્ગણાનો કોઇક વખતે અભાવ હોય છે તે અવસરે વિદ્યમાના વિદ્યમાન, ને કોઇ વખતે સર્વ વર્ગણાઓ વિદ્યમાન હોય તે અપેક્ષાએ વિદ્યમાન, ને મૂળવર્ગણાપેક્ષાએ તો સદાકાળ વિદ્યમાનજ છે.

અવતરણ—અત્રે યોગવડે તદનુરૂપ પુદ્ગલસ્કંધોને ગ્રહણ કરીને શરીરાદિ રૂપપણે પરિણમાવે છે એમ કહ્યું, ત્યાં તે પુદ્ગલસ્કંધોને જીવ શું પોતાના અલ્પ પ્રદેશવડે ગ્રહણ કરે ? અથવા સર્વપ્રદેશો વડે ગ્રહણ કરે ? એ પ્રશ્નનો અવકાશ હોવાથી આશંકા કરીને હવે તેનો ઉત્તર આપવાને આ પ્રમાણે કહે છે.

## મૂળ ગાથા ૨૧ મી.

**एगमवि गहणदव्वं, सव्वप्पणयाए जीवदेसम्मि ॥**
**सव्वप्पणयासव्व–त्थवावि सव्वे गहणखंधे ॥ २१ ॥**

**ગાથાર્થ:**—એક જીવપ્રદેશાવગાહિત એક ગ્રહણપ્રાયોગ્યદ્રવ્યને જીવ સર્વપ્રદેશોવડે ગ્રહણ કરે છે, અને સર્વજીવપ્રદેશાવગાહિત સર્વગ્રહણપ્રાયોગ્યસ્કંધોને પણ જીવ સર્વપ્રદેશોવડેજ ગ્રહણ કરે છે.

**ટીકાર્થ:**—અહિં જીવ સ્વપ્રદેશોમાં અવગાહી રહેલા દલિકને ગ્રહણ કરે છે, પરંતુ અનંતર પરંપરાવગાઢ દલિકને ગ્રહણ કરી શકે નહિ. ત્યાં [1]'એક આત્મપ્રદેશે અવગાહેલું' જે ગ્રહણપ્રાયોગ્ય એક પણ દલિક તેને सव्वप्पणयाए इति=સર્વ આત્મપ્રદેશોવડેજ ગ્રહણ કરે, એ ભાવાર્થ છે. કારણ કે સર્વપણ જીવપ્રદેશોનો શૃંખલાવયવવત્ સંબંધ વિશેષ છે તે આ પ્રમાણે—[2]સ્વક્ષેત્રમાં અવગાહ કરી રહેલા ગ્રહણપ્રાયોગ્યદ્રવ્યને ગ્રહણ કરવાને માટે એકજ જીવપ્રદેશ વ્યાપારિત

૧ સ્વરૂપતઃ ગ્રહણપ્રાયોગ્યદ્રવ્ય અસંખ્યાત્મપ્રદેશાવગાહી છે. પરંતુ તે અસંખ્યમાંથી કોઇ પણ એક પ્રદેશની વિવક્ષા કરવી. અથવા ગ્રહણપ્રાયોગ્ય દ્રવ્ય જેટલી અવગાહનામાં રહેલ આત્મપ્રદેશસમૂહ પણ એક પ્રદેશરૂપ વિવિક્ષા પામે છે. **एगपएसोगाढं** ઇતિવચનાત્.

૨ આત્મપ્રદેશો જે આકાશપ્રદેશોમાં અવગાહ્યા છે તેજ આકાશપ્રદેશોમાં ( પંચમ કર્મગ્રંથે ).

થયે છતે [1]અનંતર પરંપરાવડે તે દ્રવ્ય ગ્રહણ કરવાને માટે સર્વપણ આત્મપ્રદેશો પ્રયત્નશીલ થાય છે. જેમ કોઇ બાહ્ય ઘટાદિ પદાર્થને હસ્તના અગ્રભાગ વડે ગ્રહણ કરતાં મણિબંધ, કોણી, ખભાદિ અવયવો તે ઘટાદિને ગ્રહણ કરવાને માટે અનંતર પરંપરાપણે પ્રયત્નવાન્ થાય છે, તેમ सव्वत्थवावि=સર્વ પ્રદેશોમાં અવગાહેલા જે ગ્રહણ પ્રાયોગ્યસ્કંધો તે ગ્રહણપ્રાયોગ્ય સર્વ સ્કંધોને જીવ, સર્વ આત્મપ્રદેશો વડે ગ્રહણ કરે છે, કારણ કે પ્રત્યેક સ્કંધને ગ્રહણ કરવામાં સર્વજીવ પ્રદેશોનું અનંતર પરંપરાપણે વ્યાપ્રિયમાણપણું છે. (इतियोग प्ररुपणा)

## ॥ अथ स्नेह प्ररुपणा ॥

અહિં પુદ્ગલદ્રવ્યોનો પરસ્પર સંબંધ સ્નેહથી થાય છે, તેથી સ્નેહપ્રરૂપણા અવશ્ય કરવા યોગ્ય છે. તે સ્નેહપ્રરૂપણા ત્રણ પ્રકારે છે, તે આ પ્રમાણે—૧ સ્નેહપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા, ૨ નામપ્રત્યય સ્પર્ધક પ્રરૂપણા, ૩ પ્રયોગપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા. ત્યાં સ્નેહપ્રત્યય એટલે સ્નેહનિમિત્તસ્પર્ધકની પ્રરૂપણા તે [2]સ્નેહપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા, તથા શરીરબંધનનામકર્મના ઉદયથી પરસ્પર બંધાયલા શરીર પુદ્ગલોના સ્નેહની અપેક્ષાએ ( સ્નેહ સંબંધી ) જે સ્પર્ધકપ્રરૂપણા કરવી તે નામ પ્રત્યયસ્પર્ધકપ્રરૂપણા, શબ્દાર્થ આ પ્રમાણે છે કે— નામપ્રત્યયની એટલે બંધનનામનિમિત્તની અર્થાત્ બંધનનામનિમિત્ત શરીરપ્રદેશસ્પર્ધકની પ્રરૂપણા તે [3]નામપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા. તથા પ્રકૃષ્ટયોગ (ઉત્કૃષ્ટયોગ) તે પ્રયોગ તેના નિમિત્તવડે ગ્રહણ કરેલા જે પુદ્ગલો તેના સ્નેહને અધિકરીને જે સ્પર્ધકપ્રરૂપણા કરવી તે [4]પ્રયોગપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા. ત્યાં પ્રથમ સ્નેહપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા કહે છે.

૧ એક પછી એક આત્મપ્રદેશોના સંબંધ વડે.

૨ લોકવર્તિ પ્રથમ અગ્રાહ્યપુદ્ગલ દ્રવ્યોમાં સ્નિગ્ધપણાની તરતમતા કહેવી તે સ્ને૦પ્ર૦પ્રરૂપણા.

૩ પાંચશરીરપણે પરિણમતા પુદ્ગલોમાં સ્નિગ્ધપણાની તરતમતા કહેવી તે ના૦પ્ર૦પ્રરૂપણા.

૪ ઉત્કૃષ્ટયોગે ગ્રહણ થતાં પુદ્ગલોમાં સ્નિગ્ધતાની તરતમતા કહેવી તે યોગ પ્ર૦પ્રરૂપણા.

## મૂળ ગાથા ૨૨ મી.

**नेहप्पच्चय फड्डग मेगं, अविभागवग्गणाणंता ॥**
**हस्सेण बहू बद्धा, असंखलोगे दुगुणहीणा ॥२२॥**

ગાથાર્થ:—સ્નેહપ્રત્યયસ્પર્ધક એકજ છે, ને તેની અવિભાગ વર્ગણાઓ અનંત છે. તથા અલ્પસ્નેહયુક્ત પુદ્ગલો ઘણાં છે, ને અસંખ્યલોકપ્રમાણવર્ગણાને અતિક્રમતાં જે જે વર્ગણા આવે તેમાં દ્વિગુણહીન દ્વિગુણહીન પુદ્ગલો હોય છે.

ટીકાર્થ:—એકેક સ્નેહાવિભાગવૃદ્ધિયુક્ત પુદ્ગલવર્ગણાઓના સમુદાયરૂપ સ્નેહનિમિત્તસ્પર્ધક[1] તે સ્નેહપ્રત્યયસ્પર્ધક એકજ છે; અને તે સ્પર્ધકમાં અવિભાગવર્ગણા એટલે એકેક સ્નેહાવિભાગાધિક પરમાણુ સમુદાયરૂપવર્ગણાઓ અનંત જાણવી. ત્યાં અલ્પ સ્નેહયુક્ત પુદ્ગલો ઘણા હોય, અને અર્થાંતરે ઘણા સ્નેહયુક્ત પુદ્ગલો અલ્પ હોય છે. તથા **असंखलोगेदुगुणहीणा** ઇતિ=અર્થાત્ પ્રથમ વર્ગણાથી આગળ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ વર્ગણાઓ અતિક્રમીને જે અનંતરવર્ગણા આવે, તે વર્ગણાઓમાં પ્રથમ વર્ગણાગત પુદ્ગલરાશિ અપેક્ષાએ દ્વિગુણહીન[2] પુદ્ગલો હોય છે. પુનઃ પણ ત્યાંથી અસંખ્ય લોકપ્રમાણ વર્ગણાઓ અતિક્રમીને જે અનંતરવર્ગણા આવે તેમાં દ્વિગુણહીન[3] પુદ્ગલો હોય છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી વક્ષ્યમાણ સંખ્યેયભાગહાનિગત અંતિમ વર્ગણા પ્રાપ્ત થાય, અહિં ભાવાર્થ આ પ્રમાણે છે—

---

૧ જે સ્પર્ધક પ્રરૂપણામાં માત્ર સ્નેહ એજ નિમિત્તભૂત છે તે સ્નેહ પ્રત્યયસ્પર્ધક.

૨ દ્વિગુણહીન=અર્ધ.

૩ પ્રથમ દ્વિગુણહીનવર્ગણાની અપેક્ષાએ દ્વિગુણહીન પુદ્ગલ હોય, પરંતુ સર્વાધિ વર્ગણાપેક્ષાએ ચતુર્ગુણહીન ( ચોથા ભાગનાં ) પુદ્ગલ હોય છે.

અત્રે જે સર્વોત્કૃષ્ટ સ્નેહ હોય તેને શ્રી સર્વજ્ઞની બુદ્ધિરૂપ શસ્ત્રવડે છેદીએ, ને છેદી છેદીને કરેલા નિર્વિભાગ ભાગોને અલગ અલગ સ્થાપન કરીએ–ત્યાં લોકમાં જે કોઇ પરમાણુઓ સ્નેહના એક અવિભાગયુક્ત હોય તે પરમાણુઓના સમુદાયરૂપ પ્રથમ એક સ્નેહાવિભાગવર્ગણા, પુનઃ જે કોઇ પરમાણુઓ બે સ્નેહાવિભાગયુક્ત હોય તે બીજી દ્વિસ્નેહાવિભાગવર્ગણા, એ પ્રમાણે ત્રણ સ્નેહાવિભાગયુકત પુદ્ગલનો[1] સમુદાય તે ત્રીજી ત્રિસ્નેહાવિભાગવર્ગણા, એ પ્રમાણે, સંખ્યાતસ્નેહાવિભાગયુકત પુદ્ગલ સમુદાયની સંખ્યાતવર્ગણાઓ, અસંખ્યસ્નેહાવિભાગયુકત પુદ્ગલોની અસંખ્ય વર્ગણાઓ, ને અનંતસ્નેહાવિભાગયુકત પુદ્ગલોની અનંત વર્ગણાઓ કહેવી.

અત્રે પ્રરૂપણા ૨ પ્રકારની છે. તે આ પ્રમાણે–અનંતરોપનિધાપ્રરૂપણા–પરંપરોપનિધા પ્રરૂપણા. ત્યાં પ્રથમ અનંતરોપનિધાપ્રરૂપણા કરાય છે.

## ॥ अथ स्नेहप्र० स्पर्धकनी अनंतरोपनिधा प्ररूपणा ॥

એક સ્નેહાવિભાગયુકત પુદ્ગલ સમુદાયરૂપ પ્રથમવર્ગણામાં જેટલાં પુદ્ગલો છે, તેથી દ્વિસ્નેહાવિભાગયુકત પુદ્ગલ સમુદાયરૂપ દ્વિતીય વર્ગણાને વિષે અસંખ્યેયભાગહીન પુદ્ગલો છે. તેથી પણ તૃતીયવર્ગણામાં અસંખ્યેયભાગહીન પુદ્ગલો છે. એ પ્રમાણે પ્રત્યેક વર્ગણામાં અસંખ્યભાગહીન પુદ્ગલો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી અનંતવર્ગણા વ્યતિક્રાન્ત થાય. તેથી અનંતરવર્ગણામાં પૂર્વવર્ગણાગત પુદ્ગલોથી સંખ્યેયભાગહીન પુદ્ગલો હોય છે, તેથી અનંતર વર્ગણામાં

૧ આ પ્રકરણમા જ્યા જ્યા પુદ્ગલ શબ્દ આવે ત્યાં પરમાણુ અથવા પ્રદેશનુંજ ગ્રહણ કરવું પરંતુ સ્કંધનું ગ્રહણ ન કરવું; કારણ કે સ્નેહાદિ પર્યાયની વક્તવ્યતા એકેક પ્રદેશ વા પરમાણુને અંગે હોઇ શકે છે, ને પરમાણુ એજ વસ્તુતઃ પુદ્ગલપદાર્થ છે, ને સ્કંધાદિ તો પરમાણુ પુદ્ગલના પર્યાય છે. માટે સ્નેહાવિભાગાદિવિવક્ષા પુદ્ગલ દ્રવ્યરૂપ પરમાણુને અંગેજ સંભવે છે.

પણ સંખ્યેયભાગહીન પુદ્ગલો હોય છે. એ પ્રમાણે સંખ્યેયભાગહીન વર્ગણાઓ પણ અનંત કહેવી. તેથી અનંતર વર્ગણામાં પૂર્વવર્ગણાગત પુદ્ગલોથી સંખ્યેયગુણહીન પુદ્ગલો હોય છે, તેથી અનંતર વર્ગણામાં પણ સંખ્યેયગુણહીન પુદ્ગલો હોય છે, એ પ્રમાણે સંખ્યેયગુણહીન વર્ગણાઓ પણ અનંત કહેવી. તેથી અનંતરવર્ગણામાં પૂર્વવર્ગણાગત પુદ્ગલની અપેક્ષાએ અસંખ્યગુણહીન પુદ્ગલો હોય છે. તેથી અનંતર વર્ગણામાં પણ અસંખ્યગુણહીન પુદ્ગલો હોય છે. એ પ્રમાણે સંખ્યેયગુણહીન વર્ગણાઓ પણ અનંત કહેવી. તેથી અનંતર વર્ગણામાં પૂર્વ વર્ગણાગત પુદ્ગલની અપેક્ષાએ અસંખ્ય ગુણહીન પુદ્ગલો હોય છે. તેથી અનંતર વર્ગણામાં પણ અસંખ્ય ગુણહીન પુદ્ગલો હોય છે. એ રીતે અસંખ્ય ગુણહીનત્વ પણ અનંત વર્ગણાઓ સુધી કહેવું. તેથી અનંતર વર્ગણાને વિષે પૂર્વ વર્ગણાથી અનંત ગુણહીન પુદ્ગલો હોય છે. તેથી અનંતર વર્ગણામાં પણ અનંત ગુણહીન પુદ્ગલો હોય, ને એ પ્રમાણે અનંત ગુણહીન વર્ગણાઓ પણ યાવત્ [1]સર્વોત્કૃષ્ટ વર્ગણા સુધી અનંત કહેવી. એ પ્રમાણે [2]અનંતરોપનિધા પ્રરૂપણા કરીને હવે પરંપરોપનિધાપ્રરૂપણા કહીએ છીએ. ( ઇતિ સ્નેહ સ્પર્ધકસ્યાનંતરોપનિધાપ્રરૂપણા. )

---

૧ અહિં સર્વોત્કૃષ્ટતા સ્નેહાવિભાગની અપેક્ષાએ છે—પુદ્ગલાપેક્ષાએ સર્વજઘન્યપણું છે.

૨ અહિં ભાવાર્થ એ છે કે સ્નેહસ્પર્ધકની સર્વે વર્ગણાઓ ૫ વિભાગમાં વહેંચાયલી છે. તે પ્રત્યેક વિભાગ પણ અનંત અનંત વર્ગણાત્મક છે. ત્યાં પ્રથમ વિભાગની અનંત વર્ગણાઓ અનુક્રમે પૂર્વ પૂર્વ વર્ગણાઓથી અસંખ્યભાગહીન પુદ્ગલોવાળી છે. બીજા વિભાગની વર્ગણાઓ સંખ્યેયભાગહીન અનુક્રમે છે. ત્રીજા વિભાગની અનંત વર્ગણાઓ અનુક્રમે સંખ્યગુણહીન પુદ્ગલોવાળી છે ઇત્યાદિ. એનો વિપરીતક્રમ સ્વતઃ વિચારી લેવો. અથવા એ વિભાગ અને વર્ગણાઓની પ્રરૂપણા આનુપૂર્વીની પરિપાટીએ યાવત્ સર્વોત્કૃષ્ટ વર્ગણા સુધી કહેવી, તે અનંતરોપનિધા પ્રરૂપણા.

## ॥ अथ स्नेहप्र० स्पर्धकनी परंपरोपनिधाप्ररुपणा ॥

સ્નેહસ્પર્ધકની પ્રથમ વર્ગણાથી આગળ અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણવર્ગણાઓ વ્યતિક્રમીને આગળ જે બીજી વર્ગણા આવે, તે વર્ગણાઓમાં પ્રથમ વર્ગણાગત પુદ્ગલરાશિની અપેક્ષાએ દ્વિગુણ-હીન અર્થાત્ અર્ધ પુદ્ગલ હોય છે, ત્યાંથી પુનઃ પણ અસંખ્યલોક-પ્રદેશપ્રમાણવર્ગણા અતિક્રમીને આગળ જે અનંતરવર્ગણા આવે, તેમાં પણ અર્ધ પુદ્ગલો હોય છે. એ રીતે વારંવાર ત્યાં સુધી જાણવું કે જ્યાં સુધી અસંખ્યેયભાગહાનિગત અંતિમવર્ગણા આવે.[૧]

ત્યાંથી આગળ સંખ્યાતી[૨] સંખ્યાતભાગહાનિગતવર્ગણાઓને અતિક્રમીને આગળની અનંતરવર્ગણાને વિષે અસંખ્યેયભાગહાનિ-ગત અંતિમવર્ગણાગત પુદ્ગલરાશિની અપેક્ષાએ અર્ધ પુદ્ગલો

૧ આ પ્રરૂપણા પ્રથમ માત્ર દિગ્દર્શનરૂપેજ કહેલી છે, અને અત્રેજ હાનીપ્રરૂપણાસ્થાનનો પ્રસંગ હોવાથી સ્થાનાશૂન્યાર્થે પુનઃ પ્રરૂપણા દર્શાવી છે.

૨ અસંખ્યભાગહાનિવર્ગણાઓમાં અસંખ્યલોકપ્રમાણવર્ગણા અતિ-ક્રમ્યાથી દ્વિગુણહાનિ પ્રાપ્ત થાય છે, ને અત્રે સંખ્યભાગહાનિ વર્ગણાઓમાં સંખ્યાતીવર્ગણાઓજ માત્ર અતિક્રમતાં દ્વિગુણહીનતા થાય છે તે કેમ ? એ પ્રશ્નના ઉત્તરમાં જાણવું જોઇએ કે અસંખ્યેયભાગ કરતાં સંખ્યેયભાગનો રાશિ ઘણો મોટો છે, જેમકે કલ્પના તરીકે ૫ એ સંખ્યાતરાશિ છે, ને ૨૫ એ અસંખ્યરાશિ છે. હવે ૧૦૦૦૦૦ (એકલાખ) ની રકમને સંખ્યેયરૂપ ૫ થી ભાગ આપતાં ૨૦,૦૦૦ ( વીસહજાર ) થાય, અને અસંખ્યેયરૂપ ૨૫ થી ભાગ આપતાં ૪,૦૦૦ ( ચારહજાર ) થાય. એમાં ૪૦૦૦ એ અસંખ્યેયભાગ રાશિથી સંખ્યેયભાગ રાશિ ૨૦,૦૦૦ ઘણો મોટો છે. હવે આ વર્ગણાના સંબંધમાં વિચારીએ તો અસંખ્યેયભાગહીન વર્ગણાઓમાં પ્રત્યેક વર્ગણાએ ૪,૦૦૦–૪,૦૦૦ પુદ્ગલોનો રાશિ તુટે છે ને સંખ્યેયભાગ હીનવર્ગણાઓમાં પ્રત્યેક વર્ગણાએ વીસ વીસ હજાર=( ૨૦,૦૦૦–૨૦,૦૦૦) પુદ્ગલોનો રાશિ તુટે છે. માટે સંખ્યેયભાગહીનવર્ગણાઓમાં પુદ્ગલોનો મોટો મોટો રાશિ તુટવાથી પુદ્ગલોનું દ્વિગુણહીનપણું=અર્ધપણું અલ્પવર્ગ-ણાતિક્રમે થઇ જાય છે.

થાય—ત્યાંથી પુનઃ પણ સંખ્યાતીતવર્ગણાઓ અતિક્રમીને અનંતર વર્ગણામાં અર્ધ પુદ્ગલ થાય. એ રીતે વારંવાર ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી સંખ્યેયભાગહાનિગત અંતિમવર્ગણા આવે.

તથા [1]ઉપરની [2]ત્રણ હાનિઓમાં [3]આ પરંપરોપનિધા સંભવે નહિ. કારણ કે પ્રથમ (પહેલી) સંખ્યેયગુણહાનિવર્ગણામાંજ સંખ્યેયભાગહાનિગત અંતિમવર્ગણાની અપેક્ષાએ સંખ્યેયગુણહીન પુદ્ગલો છે. ને સંખ્યેયગુણહીન તે જઘન્યથી પણ ત્રિગુણહીન વા ચતુર્ગુણહીન ગ્રહણ કરાય છે. પરંતુ દ્વિગુણહીન નહિ, કારણ કે સંખ્યેય પ્રાયઃ સર્વત્ર પણ [4]અજઘન્યોત્કૃષ્ટરૂપ ત્રણ વિગેરેજ ગ્રહણ કરાય છે. પરંતુ બે નહિ. તેમ સર્વોત્કૃષ્ટ પણ નહિ. શ્રી અનુયોગદ્વાર સૂત્રની ચૂર્ણિમાં કહ્યું છે કે—

सिद्धंते य जत्थ जत्थ संखेज्जग्गहणं तत्थ तत्थ अजहन्नमणु
क्कोसयं दट्ठव्वं ઇતિ.

અર્થ:—સિદ્ધાંતને વિષે જ્યાં જ્યાં સંખ્યેયનું ગ્રહણ કર્યું છે, ત્યાં ત્યાં અજઘન્યોત્કૃષ્ટરૂપ સંખ્યેય જાણવું.

તેથી [5]આ વર્ગણાથી આગળની વર્ગણાઓમાં દ્વિગુણહીનપણું પ્રાપ્ત થતું નથી, પરંતુ ત્રિગુણ, ચતુર્ગુણહીનપણું પ્રાપ્ત થાય છે. એ

---

૧ સંખ્યગુણહાનિ, અસંખ્યગુણહાનિ ને અનંતગુણહાનિ એ.

૨ ટીકામાં उपरितनीषु चतसृषु એવો પાઠ છે પરંતુ તે વિચારવા યોગ્ય છે. કારણ કે उपरितनीषु तिसृषु પાઠ હોય તોજ સંબંધ મલતો આવે એમ છે. (શ્રી પંચસંગ્રહે तिसृषु પાઠ છે.)

૩ આ=દ્વિગુણહાનિરૂપ પરંપરોપનિધા.

૪ અજઘન્યોત્કૃષ્ટ=જઘન્યસંખ્યાત બે નહિ, ને ઉત્કૃષ્ટસંખ્યાત જે એકઉણુ સર્વ સરસવરાશિ તે પણ નહિ પરંતુ બેથી ઉપર ત્રણ વિગેરે યાવત્ એકઉણુ સર્વ સરસવરાશિ સુધીની સર્વ સંખ્યાઓ "અજઘન્યોત્કૃષ્ટ સંખ્યાત" સંજ્ઞા પામે.

૫ સંખ્યેયભાગહાનિગત અંતિમવર્ગણાથી.

હેતુથી આગલી વર્ગણાઓમાં આ દ્વિગુણહાનિ પરંપરોપનિધા સંભવતી નથી[1].

હવે આગળ દ્વિગુણહાનિનો અભાવ હોવાથી દ્વિગુણહાનિ પરંપરોપનિધા સિવાય બીજે પ્રકારે પરંપરોપનિધા કહેવાય છે.

અસંખ્યેયભાગહાનિમાં પહેલી ને છેલ્લી વર્ગણાના અપાંતરાલે પ્રથમ વર્ગણાની અપેક્ષાએ કંઇક વર્ગણાઓ અસંખ્યભાગહીન કંઇક વર્ગણાઓ સંખ્યેયભાગહીન, કંઇક વર્ગણાઓ સંખ્યેયગુણહીન, કંઇક વર્ગણાઓ અસંખ્યેયગુણહીન, ને કંઇક વર્ગણાઓ અનંતગુણહીન છે. [2]એ પ્રમાણે અસંખ્યેયભાગહાનિમાં પ્રથમ વર્ગણાપેક્ષાએ પાંચે હાનિયો સંભવે છે.—સંખ્યેયભાગહાનિમાં પુનઃ [3]અસંખ્યેયભાગહાનિ વિના ૪ હાનિઓ સંભવે છે, તે આ પ્રમાણે—સંખ્યેયભાગહાનિગત પ્રથમાન્તિમવર્ગણાને અપાંતરાલે

૧ કહેવાનો ભાવાર્થ એવો છે કે સંખ્યેયભાગહાનિગત અંતિમવર્ગણાથી આગળની પ્રથમવર્ગણામાંજ ત્રિગુણાદિહીન (સંખ્યગુણહીન) પુદ્ગલો છે (પરંતુ દ્વિગુણહીન પુદ્ગલો નથી) તો દ્વિગુણહાનિરૂપ પરંપરોપનિધા કેમ સંભવે ?

૨ કંઇક વર્ગણાઓ અસંખ્યભાગહીન, સંખ્યભાગહીન, સંખ્યેયગુણહીન, અસંખ્યગુણહીન ને અનંતગુણહીન છે તે જાણવાની રીત આ પ્રમાણે—

પ્રથમ વર્ગણાપેક્ષાએ દ્વિતીય તૃતીયાદિ અસંખ્યવર્ગણાઓ અસંખ્યેયભાગહીન છે. ત્યાંથી આગલ પ્રથમ દ્વિગુણહીન વર્ગણા સુધીની વર્ગણાઓ સંખ્યેયભાગહીન છે. પ્રથમ દ્વિગુણહીનવર્ગણાનંતરવર્ગણાથી પ્રારંભીને સંખ્યાતીવર્ગણાઓ સંખ્યેયગુણહીન, ત્યાંથી આગળ અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ વર્ગણાઓ અસંખ્યેયગુણહીન છે. ત્યાંથી આગળની અનંતગુણહીન છે. ઇતિ

૩ મૂળથીજ અસંખ્યભાગહાનિનો અભાવ છે તો આગળ અસંખ્યેયભાગહાનિ કેમ સંભવે ? એ પ્રમાણે આગળ પણ જાણવું.

પ્રથમ વર્ગણાની અપેક્ષાએ કંઇક વર્ગણાઓ સંખ્યેયભાગહીન, કંઇક સંખ્યેયગુણહીન કંઇક અસંખ્યેયગુણહીન, ને કંઇક વર્ગણાઓ અનંતગુણહીન હોય છે.

સંખ્યેયગુણહાનિને વિષે પુનઃ અસંખ્યેયભાગહાનિ, ને સંખ્યેયભાગહાનિ સિવાયની ૩ હાનિઓ સંભવે છે. તે આ પ્રમાણે- સંખ્યેયગુણહાનિગત પ્રથમાંતિમવર્ગણાને અપાંતરાલે પ્રથમ વર્ગણાની અપેક્ષાએ કંઇક વર્ગણાઓ સંખ્યેયગુણહીન, કંઇક અસંખ્યેયગુણહીન ને કંઇક અનંતગુણહીન હોય છે.[1]

એ રીતે [2]બે પ્રકારે પરંપરોપનિધાપ્રરૂપણા કરીને હવે પાંચ હાનિમાં વર્ગણાઓનું અલ્પબહુત્વ કહેવાય છે.

ત્યાં અસંખ્યભાગહાનિને વિષે વર્ગણાઓ અલ્પ છે, તેથી સંખ્યેયભાગહાનિને વિષે અનંતગુણવર્ગણાઓ છે, તેથી સંખ્યેયગુણહાનિને વિષે અનંતગુણવર્ગણાઓ છે, તેથી અસંખ્યેયગુણહાનિને વિષે અનંતગુણવર્ગણાઓ છે, તેથી અનંતગુણહાનિને વિષે અનંતગુણવર્ગણાઓ છે.

તથા અનંતગુણહાનિમાં પુદ્ગલો સર્વથી [3]અલ્પ છે, તેથી

---

૧ શેષ ૪ હાનિઓમા અંતર્ગતહાનિઓ ઉપરોક્ત રીતીને અનુસારે સ્વયં વિચારવી.

૨ મૂળ હાનિપંચક અને ઉત્તર હાનિપંચક એ બે પ્રકારે.

૩ અનંતગુણહાનિમાં અનંતગુણ જેવા મોટા મોટા ભાગ તુટવાથી અહિં " અનંતગુણ " માં " ગુણ " શબ્દથી અનંત પુદ્ગલરાશિ પ્રમાણ એક ભાગ તેવા અનંત ભાગ સમજવા. પરંતુ ગુણ શબ્દથી ગુણાકાર જેવડો ભાગ ન જાણવો. પુનઃ અનંતગુણરૂપ ભાગ તે સર્વ ભાગ કરતાં બૃહત્ પ્રમાણવાળોજ હોય છે. તથા સર્વત્ર જ્યાં જ્યાં હાનિનો પ્રસંગ આવે ત્યા ત્યાં ગુણ શબ્દથી ભાગ પ્રમાણજ જાણવું. પરંતુ ગુણાકાર રૂપ નહિં. તથા જ્યાં વૃદ્ધિનો પ્રસંગ આવે ત્યાંજ ગુણ શબ્દથી ગુણાકાર જાણવો. એ સમયપરિભાષાનો વિસ્તાર લોકપ્રકાશથી જાણવો.

અસંખ્યેયગુણહાનિમાં પુદ્ગલો [1]અનંતગુણ છે, તેથી સંખ્યેયગુણ હાનિમાં પુદ્ગલો અનંતગુણ છે, તેથી સંખ્યેયભાગહાનિમાં પુદ્ગલો અનંતગુણ છે, ને તેથી અસંખ્યેયભાગહાનિમાં પુદ્ગલો અનંત ગુણ છે. ( એ પ્રમાણે સ્નેહપ્રત્યયસ્પર્ધક સવિસ્તરપણે કહ્યું. )

इति स्नेहप्रत्ययस्पर्धक प्ररूपणा

હવે નામપ્રત્યય ને પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધક પ્રરૂપણા કરવાની ઇચ્છાવાળા આચાર્યશ્રી આ પ્રમાણે કહે છે.

## મૂળ ગાથા ૨૩ મી.

**नामप्पओगपच्चयगेसुवि नेया अनंतगुणणाए ॥**
**धणिया देसगुणा सिं-जहन्न जेट्ठे सगे कट्टु ॥२३॥**

ગાથાર્થ:—આ સ્નેહપ્રત્યય, નામપ્રત્યય અને પ્રયોગપ્રત્યય સ્પર્ધકને વિષે આપ આપણી જઘન્ય અને ઉત્કૃષ્ટવર્ગણાને પૃથક્ પૃથક્ સ્થાપીને તેને વિષે સંગ્રહિત કરેલા સકલપુદ્ગલગત સ્નેહાવિભાગો અનંતગુણ અનંતગુણપણે અનુક્રમે છએવર્ગણામાં કહેવા.

ટીકાર્થ:—અત્રે નામપ્રત્યયસ્પર્દ્ધક પ્રરૂપણાને વિષે ૬ અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ અવિભાગ પ્રરૂપણા. | ૨ વર્ગણા પ્રરૂપણા. |
| ૩ સ્પર્ધક પ્રરૂપણા. | ૪ અન્તર પ્રરૂપણા. |
| ૫ વર્ગણાપુદ્ગલસ્નેહાવિભાગ સકલસમુદાય પ્રરૂપણા. | ૬ સ્થાન પ્રરૂપણા. |

૧ અનંત પુદ્ગલ રાશિથી અસંખ્યેય પુદ્ગલનો રાશી અલ્પ હોવાથી હાનિ અલ્પ હોય તેથી પુદ્ગલો અધિક હોય.

ત્યાં પ્રથમ અવિભાગપ્રરૂપણા કહેવાય છે.

ઔદારિકાદિ પાંચ શરીરપ્રાયોગ્ય પરમાણુઓનો જે રસ તેને શ્રી સર્વજ્ઞની બુદ્ધિરૂપ શસ્ત્ર વડે છેદીએ, અને છેદી છેદીને નિર્વિભાગ ભાગો કરીએ. તે નિર્વિભાગ ભાગો ગુણપરમાણુ અથવા ભાવપરમાણુ પણ કહેવાય. એ અવિભાગપ્રરૂપણા કહી. ( इति अविभागरूपणा )

ત્યાં એક સ્નેહાવિભાગયુક્ત પુદ્ગલો શરીરને યોગ્ય હોતા નથી. અર્થાત્ ઔદારિકૌદારિકબન્ધનાદિ[1] ૧૫ બંધનમાંથી કોઇ પણ બંધનને વિષયીભૂત થતા નથી એ ભાવાર્થ છે. તથા બે સ્નેહાવિભાગયુક્ત પણ નહિ, ત્રણ સ્નેહાવિભાગયુક્ત પણ નહિ, યાવત્ સંખ્યેયસ્નેહાવિભાગયુક્ત નહિ, અસંખ્યેયસ્નેહાવિભાગયુક્ત નહિ, તેમજ યાવત્ અનંત સ્નેહાવિભાગયુક્ત પુદ્ગલો પણ કોઇ બન્ધનને વિષયીભૂત થતાં નથી. પરંતુ સર્વજીવથી અનંતગુણ પ્રમાણ અનંતાનંત સ્નેહાવિભાગયુક્ત પુદ્ગલો બન્ધનને વિષયીભૂત થાય છે. માટે અનંતાનંત[2] સ્નેહાવિભાગયુક્ત પુદ્ગલોના સમુદાયરૂપ ( નામ પ્રત્યય સ્પર્ધકની ) સર્વજઘન્ય પ્રથમ[3] વર્ગણા છે. ( इति वर्गणापरूपणा )

---

૧ ઔદારિકાદિ ૫ શરીરમાંના કોઇપણ શરીરપણે પરિણમતા નથી.

૨ તાત્પર્ય એ છે કે સર્વ જીવથી અનંતગુણ સ્નેહાવિભાગયુક્ત પરમાણુ (સ્વરૂપતઃ પ્રદેશ વ્યપદેશભાક્, પરંતુ સ્કંધાતિરિક્ત કેવલ પરમાણુ નહિ.) દેહપણે પરિણમવા યોગ્ય છે. અથવા દેહપણે પરિણમતા પુદ્ગલસ્કંધોના પ્રત્યેક પ્રદેશમા જઘન્યથી જઘન્ય પણ સર્વ જીવથી અનંતગુણ સ્નેહાવિભાગો અવશ્ય હોય છે. એ જઘન્યસ્નેહાવિભાગયુક્ત જેટલા પરમાણુઓ છે તે સર્વનો સમુદાય તે પ્રથમ વર્ગણા ( આ પ્રરૂપણામાં પરમાણુ અથવા પુદ્ગલ એવા શબ્દોથી સર્વત્ર તત્પ્રાયોગ્ય સ્કંધાતરવર્તિ પ્રદેશ જાણવા, પરંતુ છુટા પરમાણુ અથવા દ્વયણુકાદિસ્કંધ ન જાણવા. એ વાત અવિસ્મરણાર્થે પુનઃ કહી છે. )

૩ પંચસંગ્રહમાં ઔદારિકૌદારિકબન્ધનયોગ્ય પ્રથમવર્ગણા કહી છે.

તેથી એક સ્નેહાવિભાગાધિક પુદ્ગલનો સમુદાય તે બીજી વર્ગણા, તેથી બે સ્નેહાવિભાગાધિક પુદ્ગલોનો સમુદાય તે ત્રીજી વર્ગણા. એ રીતે નિરંતર એકેક સ્નેહાવિભાગાધિક વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમા ભાગ જેટલી વર્ગણાઓ થાય. એ અનંત વર્ગણાઓનો સમુદાય તે એક સ્પર્ધક.

તેથી એક સ્નેહાવિભાગાધિક પરમાણુઓ પ્રાપ્યમાણ નથી. તથા બે, ત્રણ, સંખ્યેય, અસંખ્યેય, ને યાવત્ અનંત સ્નેહાવિભાગાધિક પરમાણુઓ પણ (પ્રાપ્યમાણ) નથી. પરંતુ સર્વજીવથી અનંત ગુણસ્નેહાવિભાગાધિક પરમાણુઓ (પ્રાપ્યમાણ) છે. તેથી તેવા પરમાણુઓનો સમુદાય તે દ્વિતીય સ્પર્ધકની પ્રથમવર્ગણા. જો એમ પૂછતા હો કે તે વર્ગણામાં સ્નેહા વિભાગ કેટલા છે? તો કહીએ છીએ કે પ્રથમ સ્પર્ધકગત પ્રથમ વર્ગણામાં જેટલા સ્નેહાવિભાગ છે તેટલા (તેથી) બમણા સ્નેહાવિભાગ દ્વિતીય સ્પર્ધકની પ્રથમ વર્ગણાને વિષે છે. તેથી એક સ્નેહાવિભાગાધિક પરમાણુઓના સમુદાયરૂપ બીજી વર્ગણા, તેથી બે સ્નેહાવિભાગાધિક પરમાણુઓના સમુદાયરૂપ ત્રીજી વર્ગણા, એ રીતે નિરંતર એકેક સ્નેહાવિભાગની વૃદ્ધિપૂર્વક વર્ગણાઓ અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમા ભાગ જેટલી થાય ત્યાં સુધી કહેવી. આ અનંતવર્ગણાઓનો સમુદાય તે બીજું સ્પર્ધક.

ત્યાંથી પુનઃ પણ આગળ એક સ્નેહાવિભાગાધિક પરમાણુઓ નથી. તથા બે, ત્રણ, સંખ્યાત, અસંખ્યાત, યાવત્, અનંત સ્નેહાવિભાગાધિક પરમાણુઓ પણ નથી. પરંતુ સર્વજીવથી અનંતગુણ અનંતાનંત સ્નેહાવિભાગાધિક પરમાણુઓ હોય છે, તેથી તેનો સમુદાય તે ત્રીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા. આ વર્ગણામાં સ્નેહાવિભાગ કેટલા હોય? તે કહીએ છીએ કે પ્રથમ સ્પર્ધકની પ્રથમ વર્ગણા ગત સ્નેહાવિભાગોથી ત્રિગુણા સ્નેહાવિભાગ છે. તેથી એક સ્નેહાવિ-

ભાગાધિક પરમાણુના સમુદાયરૂપ બીજી વર્ગણા, બે સ્નેહાવિભાગાધિક પરમાણુના સમુદાયરૂપ ત્રીજી વર્ગણા, એ રીતે નિરંતર એકેક સ્નેહાવિભાગ વૃદ્ધિપૂર્વક અભવ્યથી અનંતગુણ અથવા સર્વજીવથી અનંતમાભાગ સુધી અનંત વર્ગણાઓ કહેવી. એ વર્ગણાઓનો સમુદાય તે ત્રીજું સ્પર્ધક.

ત્યાંથી પુનઃ પણ આગળ એક સ્નેહાવિભાગાધિક પુદ્ગલો નથી, તેમજ બે, ત્રણ, સંખ્યેય, અસંખ્યેય, યાવત્ અનંતસ્નેહાવિભાગાધિક પુદ્ગલો પણ નથી, પરંતુ સર્વજીવથી અનંતગુણ પ્રમાણ અનંતાનંત સ્નેહાવિભાગાધિક પરમાણુઓ હોય છે. તેથી તેનો સમુ- સમુદાય તે ચતુર્થ સ્પર્ધકની પ્રથમ વર્ગણા. આ વર્ગણામાં પ્રથમ સ્પર્ધકગત પ્રથમ વર્ગણાના સ્નેહાવિભાગોથી ચારગુણા સ્નેહાવિભાગો છે. એ પ્રમાણે જેટલામું સ્પર્ધક ચિંતવવું હોય, યથા પાંચમું, દસમું, વીસમું, હજારમું, લાખમું તેટલી સંખ્યાથી પ્રથમ સ્પર્ધકની પ્રથમ વર્ગણાના સ્નેહાવિભાગોને ગુણીએ, તેટલી તેટલી સંખ્યાના સ્નેહાવિભાગો તે તે સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં હોય એમ જાણવું.[1]

તે સ્પર્ધકો કેટલાં થાય? તો કહીએ છીએ કે અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમાભાગ પ્રમાણ. (इति स्पर्धक प्ररूपणा)

પુનઃ અંતર કેટલાં થાય? તો કહીએ છીએ કે એકહીનસર્વ સ્પર્ધક પ્રમાણ. તે આ પ્રમાણે—ચારમાં ત્રણજ[2] અંતર હોય છે, પણ ન્યૂનાધિક નહિ, તેમ અત્રે પણ વિચારવું.

---

૧ યથા પ્રથમ સ્પર્દ્ધક ગત પ્રથમ વર્ગણામાં ૧૦૦ સ્નેહાવિભાગ છે, તો પાંચમા સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં ૫૦૦, દસમા સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં ૧૦૦૦, વીસમા સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં ૨૦૦૦, હજારમા સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં ૧,૦૦,૦૦૦, ને લાખમા સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં ૧,૦૦,૦૦,૦૦૦.

૨ યથા ચાર ભીંતિના ત્રણ અંતરભાગ=ગર્ભભાગ હોય તેમ.

તથા વર્ગણાઓને વિષે અનંતરવૃદ્ધિ બે છે–પ્રથમ એકેકાવિભાગ વૃદ્ધિ, અને બીજી અનંતાનંતાવિભાગવૃદ્ધિ. ત્યાં સ્પર્ધકગત વર્ગણાઓમાં અનુક્રમે એકેકાવિભાગવૃદ્ધિ છે, ને પૂર્વસ્પર્ધકગત અંતિમ વર્ગણાની અપેક્ષાએ ઉત્તર સ્પર્ધકની પ્રથમ વર્ગણામાં અનંતાનંત અવિભાગવૃદ્ધિ છે. પુનઃ પરંપર વૃદ્ધિ તો પ્રથમસ્પર્ધકગત પ્રથમ વર્ગણાની અપેક્ષાએ છએ પ્રકારની જાણવી, તે આ પ્રમાણે–[1]અનંતભાગવૃદ્ધિ—અસંખ્યેયભાગવૃદ્ધિ—સંખ્યેયભાગવૃદ્ધિ—સંખ્યેયગુણવૃદ્ધિ–અસંખ્યેયગુણવૃદ્ધિ–ને અનંતગુણવૃદ્ધિ. એ પ્રમાણે વર્ગણા પ્રરૂ૦–સ્પર્ધકપ્રરૂ૦–ને અન્તરપ્રરૂપણા કરી. (इति अन्तर प्ररूपणा)

હવે વર્ગણાગત પુદ્ગલસ્નેહાવિભાગસમુદાય પ્રરૂપણા કરાય છે, ત્યાં પ્રથમશરીરસ્થાનની પ્રથમવર્ગણાને વિષે સ્નેહાવિભાગો અલ્પ છે, તેથી બીજા શરીરસ્થાનની પ્રથમ વર્ગણાને વિષે [2]અનંતગુણસ્નેહાવિભાગ છે, તેથી ત્રીજા શરીરસ્થાનની પ્રથમવર્ગણાને વિષે અનંતગુણસ્નેહાવિભાગ છે. એ પ્રમાણે ઉત્તરોત્તર અનુક્રમે સર્વે શરીરસ્થાનોની પ્રથમવર્ગણામાં અનંતગુણપણું કહેવું. શરીર સ્થાનો વક્ષ્યમાણ ( આગળ કહેવાશે તેટલા ) [3]સ્પર્ધક પ્રમાણયુક્ત જાણવાં.

હવે તે તે બંધનને યોગ્ય એવા શરીર પરમાણુઓનું અલ્પબહુત્વ કહેવાય છે. ત્યાં ઔદારિકૌદારિક બંધનયોગ્ય પુદ્ગલો અલ્પ છે, તેથી ઔદારિકતૈજસબંધનયોગ્ય અનંતગુણા, તેથી ઔદારિક

૧ અહિં પ્રત્યેક વૃદ્ધિ અનંતવર્ગણાઓ સુધી પમાય છે.

૨ પ્રથમસ્થાનની પ્રથમવર્ગણા તથા બીજાસ્થાનની પ્રથમવર્ગણા એ બેના અંતરાલમાં સર્વજીવાનંતગુણઅવિભાગયુક્ત અન્તરસ્થાન પ્રાપ્ત હોવાથી.

૩ પ્રથમ દેહસ્થાન અભવ્યાનંતગુણ સ્પર્ધકયુક્ત છે, તેથી દ્વિતીયાદિ સ્થાનો ષટ્ સ્થાનકની પરિપાટીએ અનંતભાગાધિકાદિસ્પર્ધકોયુક્ત છે, જે આગળ કહેવામાં આવશે.

કાર્મણબંધનયોગ્ય અનંતગુણ, તેથી ઔદારિકતૈજસકાર્મણબંધન યોગ્ય પુદ્ગલો અનંતગુણ, તથા વૈક્રિયવૈક્રિયબંધન યોગ્ય પુદ્ગલો સર્વથી અલ્પ છે, તેથી વૈક્રિયતૈજસબંધનયોગ્ય પુદ્ગલો અનંતગુણ છે. તેથી વૈક્રિયકાર્મણબંધન યોગ્ય પુદ્ગલો અનંતગુણ છે. તથા આહારકબંધનયોગ્ય પુદ્ગલો સર્વથી (પોતાના ચાર બંધનની અપેક્ષાએ) અલ્પ છે, તેથી આહારકતૈજસબંધન યોગ્ય અનંતગુણ, તેથી આહારકકાર્મણબંધનયોગ્ય અનંતગુણ, તેથી પણ તૈજસ તૈજસબંધન યોગ્ય પુદ્ગલો અનંતગુણ, તેથી તૈજસકાર્મણબંધન યોગ્ય પુદ્ગલો અનંતગુણ, ને તેથી પણ કાર્મણકાર્મણબંધનયોગ્ય પુદ્ગલો અનંતગુણ છે.

હવે સ્થાનપ્રરૂપણાનો અવસર હોવાથી સ્થાનપ્રરૂપણા કહેવાય છે.

ત્યાં [1]પ્રથમ સ્પર્ધકથી પ્રારંભીને અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમાભાગ પ્રમાણ અનંતસ્પર્ધકોયુક્ત પ્રથમ શરીર પ્રાયોગ્ય [2]સ્થાન થાય છે, તેથી અનંતભાગાધિક તેટલાંજ સ્પર્ધકવડે શરીરપ્રાયોગ્ય દ્વિતીયસ્થાન થાય છે. પુનઃ અનંતભાગાધિક તેટલાંજ સ્પર્ધકોવડે તૃતીયશરીરપ્રાયોગ્યસ્થાન થાય છે. એ રીતે નિરંતર પૂર્વ પૂર્વસ્થાનથી ઉત્તરોત્તર અનંતભાગવૃદ્ધિયુક્ત શરીરસ્થાનો [3]અંગુલના અસંખ્યાતમાભાગ પ્રમાણ કહેવાં, એ સ્થાનોનો સમુદાય તે એક [4]કંડક કહેવાય છે.

---

૧ પૂર્વોક્ત સ્નેહસંબંધી નામપ્રત્યયસ્પર્ધકોમાંના પ્રથમરસસ્પર્ધકથી.

૨ સર્વ જઘન્ય સ્નેહયુક્ત એકજ દેહમાં જે દેહપુદ્ગલો છે તે સર્વમા એક સરખો સ્નેહ નથી. પરંતુ ભિન્નભિન્ન પ્રકારનો સ્નેહ છે, ને તે ભિન્નતા પણ અનંત પ્રકારની છે, ને તે અનંત પ્રકારની ભિન્નતાવાળા સ્નેહાવિભાગ યુક્ત પુદ્ગલોના સમુદાયરૂપ એક દેહસ્થાન કહેવાય. ઇતિ ભાવાર્થ.

૩ અંગુલમાત્ર ક્ષેત્રના અસંખ્યાતમાભાગમા જેટલા આકાશ પ્રદેશ તેટલા પ્રમાણનાં.

૪ કંડક એ અંગુલના અસંખ્યાતમાભાગ પ્રમાણ અસંખ્યદર્શક સંજ્ઞાશબ્દ જૈનપરિભાષાએ જાણવો જે આગળ કહેવાશે.

આ કંડકથી ઉપરનું જે શરીરસ્થાન, તે પ્રથમ કંડકગત અંતિમ શરીરસ્થાનની અપેક્ષાએ અસંખ્યેયભાગવૃદ્ધિવાળું છે. તેથી આગળનાં બીજાં અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણનાં શરીર સ્થાનો તે સર્વ અનુક્રમે અનંતભાગાધિક જાણવાં. આ ( અસંખ્યસ્પર્ધકની અપેક્ષાએ અનંતભાગ અધિક જાણવાં ). આ અસંખ્યસ્પર્ધકનો સમુદાય તે દ્વિતિયકંડક.

તે દ્વિતિયકંડકથી ઉપર જે અન્ય શરીરસ્થાન તે પુનઃ દ્વિતીય કંડકગત અંતિમસ્થાનની અપેક્ષાએ અસંખ્યેયભાગ અધિક છે. ત્યાથી પુનઃ પણ આગળનાં અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણ અન્યશરીરસ્થાનો તે સર્વ અનુક્રમે અનંતભાગ અધિક જાણવાં, આ સર્વ સ્થાનોનો સમુદાય તે તૃતીયકંડક.

તેથી આગળ પુનઃ પણ એક શરીરસ્થાન અસંખ્યેભાગાધિકને તેથી આગળ પુનઃ કંડક પ્રમાણ શરીરસ્થાનો અનંતભાગાધિક જાણવાં એ પ્રમાણે અસંખ્યભાગાધિક એકેક દેહસ્થાને કરીને અંતરિત અનંત ભાગાધિક કંડકો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી અંતરાંતરવર્તિ અસંખ્યેયભાગાધિક દેહસ્થાનો પણ એક કંડક પ્રમાણ થાય.

અંગુલ માત્ર ક્ષેત્રના અસંખ્યાતમાભાગવર્તિ અસંખ્ય આકાશ પ્રદેશાત્મક રાશિપ્રમાણરૂપ જે સંખ્યા, તે સિદ્ધાંતસંજ્ઞાએ [1]કંડક કહેવાય છે.

ત્યાંથી આગળ કંડક માત્ર શરીરસ્થાનો અનુક્રમે અનંતભાગાધિક કહેવાં, તેથી આગળ એક સંખ્યેયભાગાધિક સ્થાન કહેવું, ત્યાંથી આગળ મૂળથી આરંભીને જેટલાં સ્થાન પૂર્વે અતિક્રમ્યાં છે ( કહી ગયા છીએ ) તેટલાં સ્થાન તેવીજ રીતે કહીને પુનઃ પણ એક સંખ્યેયભાગાધિક સ્થાન કહેવું. એ પ્રમાણે [2]વક્ષ્યમાણક્રમપૂર્વક

---

૧ કંડક સંખ્યા સર્વત્ર નિયમિત સંખ્યાદર્શક નથી. અધિકાર વિશેષથી હીનાધિક સંખ્યા પણ હોય છે.

૨ અનંતભાગ વૃધ્યાદિ.

છ સ્થાનવૃદ્ધિએ શરીરસ્થાનો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી [1]અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ થાય.

ઇતિ સ્થાનપ્રરૂપણાસહ નામપ્રત્યયસ્પર્ધકપ્રરૂપણાપિ.

॥ अथ प्रयोग प्रत्यय स्पर्धक प्ररूपणा ॥

પ્રયોગ એટલે યોગ તેના સ્થાનનીવૃદ્ધિ વડે ( અર્થાત્ યોગ સ્થાનની વૃદ્ધિવડે ) કેવલ યોગ પ્રત્યયથીજ બંધાતા એવા [2][3]કર્મ પરમાણુને વિષે જે રસ સ્પર્ધકની રીતીએ વૃદ્ધિ પામે છે તે પ્રયોગ પ્રત્યય સ્પર્ધક કહેવાય છે. કહ્યું છે કે—

होइ पओगो जोगो, तट्ठाणविवड्ढणाए जोउरसो ॥
परिवढ्ढईजीवे, पओगफड्डं तयं बेंति ॥ १ ॥

( ઉક્તાર્થો )

તે પ્રયોગપ્રત્યયસ્પર્ધક પ્રરૂપણા ૫ અનુયોગદ્વારવડે થાય છે, તે ૫ અનુયોગ આ પ્રમાણે—૧ અવિભાગ પ્રરૂપણા—૨ વર્ગણા પ્રરૂપણા—૩ સ્પર્ધક પ્રરૂપણા—૪ અન્તર પ્રરૂપણા—અને ૫ સ્થાન પ્રરૂપણા. એ પાંચે અનુયોગદ્વાર જે રીતે નામ પ્રત્યય સ્પર્ધકને વિષે પૂર્વે કહ્યાં છે તે રીતે અત્રે પણ જાણવાં.

તથા અત્રે પ્રથમસ્થાનગત પ્રથમવર્ગણામાં સર્વ પુદ્ગલ સ્નેહાવિભાગ અલ્પ છે, તેથી દ્વિતીયસ્થાનગત પ્રથમવર્ગણામાં અનંતગુણ અનંતગુણ, તેથી પણ તૃતિયસ્થાનગત પ્રથમવર્ગણામાં અનંતગુણ, એ પ્રમાણે અંતિમ સ્થાન સુધી જાણવું. તથા વળી પ્રયોગપ્રત્યયસ્પર્ધક અધિક રીતે અન્યત્રપણ કહ્યું છે કે—

---

૧ અત્રે છ સ્થાન વૃદ્ધિ પણ અસંખ્ય સંભવે.

૨ એ ભાવાર્થ શ્રી બહુ શ્રુતથી જાણવો.

૩ અહિં યોગ પ્રત્યયથી ગ્રહણ થતા ઔદારિકાદિ પરમાણુ નહિં કહેતાં માત્ર કર્મ પરમાણુનું ગ્રહણ કરવાનું કારણ શ્રી બહુ શ્રુતથી વિચારવું.

आविभाग वग्ग फड्डग, अंतरठाणइएत्थजहपुव्वि ॥
ठाणाई वग्गाणाओ, अणंतगुणणाए गच्छंति ॥ १ ॥

અર્થ:—આ પ્રયોગ પ્રત્યય સ્પર્ધકમાં અવિભાગપ્રરૂ૦-વર્ગણાપ્રરૂ૦-સ્પર્ધકપ્રરૂ૦-અંતરપ્રરૂ૦-સ્થાનાદિપ્રરૂ૦ પૂર્વે કહી તેમ જાણવી. અને પ્રત્યેક પ્રયોગપ્રત્યયસ્થાનની પ્રથમ વર્ગણાઓ અનંતગુણ અનંતગુણ વૃદ્ધિ પામે છે. અહિં ठाणाइ એ પ્રથમ શબ્દમાં આદિપદથી કંડકાદિનું ગ્રહણ કરવું.

હવે સમુદાયપણે ત્રણે સ્પર્ધકમાં અલ્પ બહુત્વ કહેવાય છે. સ્નેહ પ્રત્યય સ્પર્ધકની જઘન્ય વર્ગણાને વિષે સકલ પુદ્ગલગત સ્નેહાવિભાગ સર્વથી અલ્પ છે, તેથી તેજ સ્નેહપ્રત્યયસ્પર્ધકની ઉત્કૃષ્ટ વર્ગણામાં અનંતગુણ રસાવિભાગ છે, તેથી નામ પ્રત્યય સ્પર્ધકની જઘન્ય વર્ગણામાં અનંતગુણ સ્નેહાવિભાગ છે, તેથી તેજ નામપ્રત્ય સ્પર્ધકની ઉત્કૃષ્ટ વર્ગણામાં અનંતગુણ સ્નેહાવિભાગ છે, તેથી પણ પ્રયોગ પ્રત્યેય સ્પર્ધકની જઘન્ય વર્ગણામાં અનંતગુણ સ્નેહાવિભાગ છે, તેથી પણ તેજ પ્રયોગપ્રત્યયસ્પર્ધકની ઉત્કૃષ્ટ વર્ગણામાં અનંતગુણ સ્નેહાવિભાગ છે કહ્યું છે કે—

तिन्हंपि फड्डगाणं, जहन्नउक्कोसगाकमाठविउं
णेयाणंतगुणाओ, उ वग्गणाणेफड्डाओ ॥ १ ॥

અર્થ:—ત્રણે સ્પર્ધકની જઘન્ય તથા ઉત્કૃષ્ટ વર્ગણાઓને અનુક્રમે સ્થાપીને તે વર્ગણાઓ સ્નેહ પ્રત્યય સ્પર્ધકથી અનંતગુણ જાણવી.[૧]

હવે ગાથાર્થ કહેવાય છે. નામપ્રત્યય ને પ્રયોગપ્રત્યય સ્પર્ધકને વિષે પણ અવિભાગવર્ગણાદિ અનુયોગ પૂર્વવત્ જાણવા તે આ પ્રમાણે-સ્નેહપ્રત્યયસ્પર્ધકવત્ અત્રે પણ એકેક સ્નેહાવિ-

૧ આ ત્રણ મૂળ સ્પર્ધકમાં અલ્પબહુત્વ કેવી રીતે ઘટી શકે છે તે શ્રી બહુ શ્રુતથી જાણવું.

ભાગધિક પરમાણુ વર્ગણાઓ અનંત જાણવી. તથા અલ્પ સ્નેહયુક્ત પુદ્‌ગલો અલ્પ અલ્પતર જાણવા. પુનઃ જે असंखलोगे दुगुणहीणा એ ભાવનો અસંભવ હોવાથી અત્રે તેનો સંબંધ ન લેવો. [1]સ્નેહ પ્રત્યય સ્પર્ધકમાં પણ તે યથાસંભવ અલ્પકાળ સુધીજ કહે છે પરંતુ સર્વત્ર કહેલ નથી.[2] તથા सिं ઇતિ=એ ત્રણે સ્પર્ધકોની પ્રત્યેકની આપ આપણી જઘન્ય અને ઉત્કૃષ્ટ વર્ગણાને બુદ્ધિવડે ભિન્ને ભિન્ન સ્થાપીને અનુક્રમે તે વર્ગણાઓને વિષે घणिया देसगुण દેશગુણા=નિર્વિભાગ ભાગરૂપ જે સકલ પુદ્‌ગલત સ્નેહાવિભાગો તેને घणिया સંગ્રહિત કરતાં-સમુદાયરૂપે એકઠા કરતાં તે અવિભાગો છ એ વર્ગણામાં અનુક્રમે અનંતગુગ્રુ અનંતગુણપણે જાણવા. એ પ્રમાણે પુદ્‌ગલોને પરસ્પર સંબંધ કરવામાં હેતુભૂત સ્નેહની પ્રરૂપણા કરી.

( इति स्नेह स्पर्धकत्रय प्ररुपणा )

॥ अथ स्नेहस्पर्द्धकत्रिकनी संक्षेप विगत ॥

સ્પર્ધક સંખ્યા—૧

વર્ગણા પ્રારંભ—૧ સ્નેહાવિભાગથી

સર્વ વર્ગણા—અનંત

અનંતરોપનિધા—નંબરવાર સ્થાપન કરેલી વર્ગણાઓમાં પૂર્વ વર્ગણાની અપેક્ષાએ પર વર્ગણામાં પરમાણુઓનું જે હીનાધિકપણું કહેવું તે અનંતરોપનિધા આ પ્રમાણે—

સ્ને૦ પ્ર૦ સ્પ૦ ની પ્રથમની અનંત વર્ગણાઓ-અસંખ્યેયભાગહીન

---

૧ સ્નેહ પ્રત્યય સ્પર્ધકના અંતિમ ત્રિભાગથીજ પુદ્‌ગલોમાં અનંતગુણ હાનિનો પ્રારંભ થયેલો છે તેજ અનંતગુણ હાનિ અત્રે પણ ચાલુ હોવાથી શેષ હાનિના અભાવે દ્વિગુણ હાનિનો સંભવ પ્રયોગ પ્રત્યય સ્પર્ધકમાં કેમ સંભવે ? માત્ર અનંતગુણહાનિ સંભવે. ઇતિહેતુ. ( ચં. નાં. )

૨ સ્નેહ પ્રત્યય સ્પર્ધકમાં પણ જે દ્વિગુણહાનિ તે અસંખ્યેય ભાગ હાનિરૂપ પ્રથમ વિભાગ સુધીજ કહી છે, પરંતુ તેથી આગળ સંખ્યેય ભાગ હાનિ ઇત્યાદિ ૪ હાનિરૂપ ૪ વિભાગમાં દ્વિગુણહાનિ કહી નથી. ઇતિ તાત્પર્ય.

સ્ને૦ પ્ર૦ સ્પ૦ ની પ્રથમની અનંત વર્ગણાઓ—સંખ્યેયભાગહીન
" તદનંતર " સંખ્યેયગુણહીન
" તદનંતર " અસંખ્યેયગુણહીન
" તદનંતર " અનંતગુણહીન

એ પ્રમાણે સ્નેહપ્રત્યયસ્પર્ધકની અનંતવર્ગણાઓ ૫ વિભાગમાં વહેંચાયલી છે.

૧ અસંખ્યેયભાગહીનવિભાગ.
૨ સંખ્યેયભાગહીનવિભાગ.
૩ સંખ્યેયગુણહીનવિભાગ.
૪ અસંખ્યેયગુણહીનવિભાગ.
૫ અનંતગુણહીનવિભાગ.

એ ૫ વિભાગમાં પરંપરોપનિધા કહેવાય છે.

પરંપરોપનિધા=પૂર્વ વર્ગણાની અપેક્ષાએ વચમાં કંઇક વર્ગણાઓ છોડીને આગળની એક વર્ગણામાં પરમાણુઓ સંબંધી જે હીનાધિકપણું કહેવું તે પરંપરોપનિધા. તે આ પ્રમાણે—

અસંખ્યેયભાગહાનિ વિભાગમાં—અસંખ્યલોકાતિક્રમે—દ્વિગુણહીન
સંખ્યેયભાગહાનિ વિભાગમાં " "

| | |
|---|---|
| સંખ્યેયગુણહાનિ વિ૦<br>અસંખ્યેયગુણહાનિ વિ૦<br>અનંતગુણહાનિ વિ૦ | આ ત્રણ વિભાગમાં પ્રથમથીજ ત્રિગુણાદિ હીનપણું હોવાથી દ્વિગુણહાનિનો અભાવ છે. |

એ પૂર્વોક્ત દ્વિગુણહાનિરૂપ પરંપરોપનિધા સર્વ વિભાગમાં અપ્રાપ્ય હોવાથી હવે બીજી રીતે પરંપરોપનિધા કહેવાય છે. તે આ પ્રમાણે—

| | |
|---|---|
| અસંખ્યેયભાગહાનિ વિભાગમાં પ્રથમ વર્ગણાપેક્ષાએ કંઇક વર્ગણાઓ. | અસંખ્યેયભાગહીન<br>સંખ્યેયભાગહીન<br>સંખ્યેયગુણહીન<br>અસંખ્યેયગુણહીન<br>અનંતગુણહીન છે. |

| | | |
|---|---|---|
| સંખ્યેયભાગહીન વિભાગમાં પ્રથમ વર્ગણાપેક્ષાએ કંઇક વર્ગણાઓ. | } | સંખ્યેયભાગહીન.<br>સંખ્યેયગુણહીન.<br>અસંખ્યેયગુણહીન.<br>અનંતગુણહીન. |
| સંખ્યેયગુણહાનિ વિભાગમાં પ્રથમ વર્ગણાપેક્ષાએ કંઇક વર્ગણાઓ. | } | સંખ્યેયગુણહીન.<br>અસંખ્યેયગુણહીન.<br>અનંતગુણહીન. |
| અસંખ્યેયગુણહાનિ વિભાગમાં પ્રથમ વર્ગણાપેક્ષાએ કંઇક વર્ગણાઓ. | } | અસંખ્યેયગુણહીન.<br>અનંતગુણહીન. |
| અનંતગુણહીન વિભાગમાં પ્રથમ વર્ગણાપેક્ષાએ સર્વ વર્ગણાઓ. | } | [1]અનંતગુણહીન. |

## ૫ વિભાગમાં અલ્પબહુત્વ કહે છે.

| વિભાગમાં. | વર્ગણા. | પરમાણુ. |
|---|---|---|
| અસંખ્યેયભાગહાનિ— | અલ્પ ( અનંત ) | —અલ્પાધિક |
| સંખ્યેયભાગહાનિ — | અનંતગુણ | —અનંતમે ભાગે |
| સંખ્યેયગુણહાનિ — | ,, | — ,, |
| અસંખ્યેયગુણહાનિ — | ,, | — ,, |
| અનંતગુણહાનિ — | ,, | — ,, |

## નામ પ્રત્યય સ્પર્ધકનો સાર.

વર્ગણા પ્રારંભ—સર્વ જીવાનંત ગુણ સ્નેહાવિભાગથી.

---

૧ અનંતગુણહાનિ વિભાગમાં અનંતરોપનિધાએ અનંતગુણ હીનપણું છે, ને પરંપરોપનિધાએ પણ અનંતગુણહીનપણું છે. તો એ બેમાં વિશેષ શું ? તે સંબંધી એમ સંભવે છે કે અનંતરોપનિધા વિષયિક અનંતગુણથી પરંપરોપનિધા વિષયિક અનંતગુણ, ઘણું મોટું ગ્રહણ કરીને પરંપરોપનિધા અવિરોધપણે કહી શકાય છે.

પ્રતિસ્પર્ધકે વર્ગણા—અભવ્યથી અનંતગુણ.

અન્તર વર્ગણા—સર્વજીવથી અનંતગુણ.

| | |
|---|---|
| પ્રથમ સ્પર્ધકની પ્રથમ વર્ગણાના સ્નેહાવિભાગોથી<br>દ્વિતીયાદિ સ્પર્ધકગત પ્રથમ વર્ગણાના સ્નેહાવિ૦ | જેટલામું સ્પર્ધક તેટલાગુણ. |

એક સ્થાનમાં અનન્તર સ્પર્ધકો—એક સ્થાનાંતરવર્તિ સર્વ સ્પર્ધકોથી ૧ હીન.

પ્રથમ સ્થાનમાં સર્વ સ્પર્ધક—અભવ્યથી અનંત ગુણ.

દ્વિતીયાદિ સ્થાનમાં સર્વ સ્પર્ધક—ષટ્સ્થાન પરિપાટીએ અનંત ભાગાધિકાદિ.

| | |
|---|---|
| વર્ગણાઓમાં અનંતર વૃદ્ધિ—સ્નેહાવિભાગા પેક્ષાએ ( એક સ્પર્ધકે ) | સર્વ જીવાનંતગુણ અવિભાગ રૂપ ( પ્રતિસ્પર્ધકે પ્રથમ વર્ગણામાં. )<br>એકેકા વિભાગરૂપ ( પ્રતિસ્પર્ધકે દ્વિતીયાદિ વર્ગણામાં. ) |

| | |
|---|---|
| વર્ગણાઓમાં પરંપર વૃદ્ધિ સ્નેહાવિભાગની અપેક્ષાએ. ( એક સ્પર્ધકે ) | અનંતભાગવૃદ્ધિ.<br>અસંખ્યભાગવૃદ્ધિ.<br>સંખ્યભાગવૃદ્ધિ.<br>સંખ્યગુણવૃદ્ધિ.<br>અસંખ્યગુણ વૃદ્ધિ.<br>અનંતગુણવૃદ્ધિ. |

| | |
|---|---|
| પૂર્વ દેહસ્થાનની પ્રથમ વર્ગણાપેક્ષાએ પર દેહસ્થાનની પ્રથમ વર્ગણાના સ્નેહાવિભાગ. | અનંતગુણ. |

દેહસ્થાનોનો પ્રથમ અનુક્રમ—ષટ્સ્થાન પરિપાટીએ અનેક કંડક પ્રમાણ.

| | | | |
|---|---|---|---|
| અનંત ભાગાધિક દેહસ્થાનોની | સંખ્યા. | | વક્ષ્યમાણ અનુભાગ બંધસ્થાન સંખ્યાવત્. |
| અસંખ્યભાગાધિક | ,, | ,, | |
| સંખ્ય ભાગાધિક | ,, | ,, | |
| સંખ્ય ગુણાધિક | ,, | ,, | |
| અસંખ્યગુણાધિક | ,, | ,, | |
| અનંત ગુણાધિક | ,, | ,, | |

સર્વ ષટ્સ્થાન વૃદ્ધિ—અસંખ્ય.

સર્વ દેહસ્થાન—અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ.

### ૧૫ બંધન યોગ્ય પુદ્ગલોનું અલ્પબહુત્વ.

૧ ઔદારિકૌદારિક બંધન યોગ્ય—સર્વાલ્પ.
૨ ઔદારિક તૈજસબંધન યોગ્ય—અનંત ગુણ.
૩ ઔદારિક કાર્મણ બંધન યોગ્ય. ,,
૪ ઔદારિક તૈજસ કાર્મણ બંધન યોગ્ય ,,

૧ વૈક્રિય વૈક્રિય બંધન યોગ્ય. સર્વાલ્પ
૨ વૈક્રિય તૈજસ બંધન યોગ્ય. ,,
૩ વૈક્રિય કાર્મણ બંધન યોગ્ય. ,,
૪ વૈક્રિય તૈજસ કાર્મણ બંધન યોગ્ય. ,,

૧ આહારક આહારક બંધન યોગ્ય—સર્વાલ્પ.
૨ આહારક તૈજસ બંધન યોગ્ય—અનંત ગુણ.
૩ આહારક કાર્મણ બંધન યોગ્ય. ,,
૪ આહારક તૈજસ કાર્મણ બંધન યોગ્ય. ,,
૫ તૈજસ તૈજસ બંધન યોગ્ય. ,,
૬ તૈજસ કાર્મણ બંધન યોગ્ય. ,,
૭ કાર્મણ કાર્મણ બંધન યોગ્ય. ,,

## પ્રયોગ પ્રત્યય સ્પર્ધકનો સાર.

અવિભાગાદિક સર્વ પ્રરૂપણા—નામ પ્રત્યય સ્પર્ધકવત્.

। પ્રયો૦ પ્ર૦ સ્થાનની વર્ગણામાં સ્નેહાવિ૦નું અલ્પબહુત્વ. ।

પૂર્વસ્થાનની પ્રથમ વર્ગણાના સર્વ પુદ્ગલગત સ્નેહાવિભાગની અપેક્ષાએ પરસ્થાનની પ્રથમ વર્ગણાના સર્વ પુદ્ગલગત સ્નેહાવિભાગ અનંતગુણ.

## ત્રણ મૂલ સ્નેહ પ્રત્યયસ્પર્ધકમાં અલ્પબહુત્વ.

| | | | | |
|---|---|---|---|---|
| સ્ને. પ્ર. સ્પ.ની સર્વાદ્ય વર્ગણાગત | સર્વ | પુદ્ગલ | સ્નેહાવિભાગ— | સર્વાલ્પ[1] ( અનંત ). |
| ,, સર્વાંતિમ | ,, | ,, | ,,— | અનંત ગુણ. |
| નામ પ્ર. સ્પ.ની સર્વાદ્ય | ,, | ,, | ,, | ,, |
| ,, સર્વાંતિમ | ,, | ,, | ,, | ,, |
| પ્ર૦ પ્ર૦ સ્પ૦ની સર્વાદ્ય | ,, | ,, | ,, | ,, |
| ,, સર્વાંતિમ | ,, | ,, | ,, | ,, |

## ॥ अथ प्रकृत्यादि चतुष्क भावना ॥

હવે જીવના બંધનકરણરૂપ વીર્ય વિશેષના સામર્થ્યથી બંધાતાં કર્મ પુદ્ગલોનો પ્રકૃતિ, સ્થિતિ, રસ, ને પ્રદેશ, એ ચાર વિભાગનો વિચાર અલ્પ મતિવંત જીવોને સુખપૂર્વક સમજવા માટે મોદકના દૃષ્ટાંતવડે કહેવાય છે—જેમ વાયુને વિનાશ કરનાર એવા કોઇક દ્રવ્યથી નિપજેલો લાડુ તે સ્વભાવેજ વાયુને ઉપશમાવે છે, પિત્તવિનાશક દ્રવ્યથી નિપજેલો લાડુ સ્વભાવે જ પિત્તને ઉપશમાવે છે, ને કફ વિનાશક દ્રવ્યથી નિપજેલો લાડુ સ્વભાવેજ કફને ઉપશમાવે છે. એ પ્રમાણે મોદકનો જે પિત્તોપશમકાદિ સ્વભાવ તે મોદકની

૧ स्तोका:—એ બહુ વચનનો પ્રયોગ હોવાથી એક સ્નેહાવિભાગ યુક્ત સર્વ પરમાણુના સ્નેહાવિભાગનું ગ્રહણ સંભવે છે,,,ઇતિસર્વત્ર.

[1]પ્રકૃતિ કહેવાય છે. તથા તેમાંના કોઇક મોદકની સ્થિતિ ૧ દીવસ, કોઇકની ૨ દિવસ, ને કોઇકની યાવત્ માસાદિક સ્થિતિ હોય છે તે મોદકની સ્થિતિ કહેવાય છે. તથા તેમાંના કોઇક મોદકમાં સ્નિગ્ધ મધુરાદિરસ [2]એકસ્થાની હોય છે ને કોઇકમાં દ્વિસ્થાની ઇત્યાદિ હોય છે. તે મોદકનો રસ કહેવાય છે. તથા તેજ મોદકના કણિક્કાદિ-રૂપ પ્રદેશો કોઇકના એક [3]પસલી પ્રમાણ, કોઇકના બે પસલી પ્રમાણ ઇત્યાદિ હોય છે તે મોદકના પ્રદેશ કહેવાય છે. તેમ કર્મ પણ કોઇક જ્ઞાનગુણને આવરે છે, કોઇક દર્શનગુણને આવરે છે, કોઇક સુખદુઃખને ઉત્પન્ન કરે છે, ને કોઇક મોહ ઉત્પન્ન કરે છે, એવા સ્વરૂપવાળી તે કર્મની પ્રકૃતિ કહેવાય છે. તથા તે જ કર્મની કોઇકની ૩૦ કોડાકોડી ને કોઇકની ૭૦ કોડાકોડી સાગર કાળ પ્રમાણ જે સ્થિતિ તે કર્મની સ્થિતિ કહેવાય છે, તથા રસ પણ કોઇક કર્મનો એક સ્થાની, ને કોઇક કર્મનો દ્વિસ્થાની ઇત્યાદિ હોય છે, તથા પ્રદેશો કોઇક કર્મના અધિક હોયછે, અને કોઇક કર્મના અધિકતર હોય છે.

ઇતિ પ્રસંગે પ્રકૃત્યાદિચતુષ્કભાવના.

હવે પ્રકૃતિ ભેદથીજ કર્મના મૂળભેદ અથવા ઉત્તર ભેદરૂપ વિભાગ થઇ શકે છે, અન્યથા નહિ. એ પ્રમાણે નિવેદન કરીને કહે છે તે આ પ્રમાણે–

મૂળ ગાથા ૨૪ મી.

**मूलुत्तरपगईणं, अणुभागविसेसओ हवइ भेओ**
**अविसेसियरसपगइओ, पगईबंधो मुणेयव्वो ॥२४॥**

---

૧ એ સ્વરૂપ આગળ કહેવાશે.

૨ કાષાયિક કર્મની અપેક્ષાએ સ્થિતિ, અનુભાગ, ને પ્રદેશ એ ત્રણનો સમુદાય તે પ્રકૃતિ–ઇત્યપિ ( આ લક્ષણ ૧૦ ગુણસ્થાન સુધી બંધાતા કર્મમાં જ ઘટે. )

૩ ખોબો, પોસ, ઇતિ ગુર્જર ભાષા.

ગાથાર્થ:—મૂળ અથવા ઉત્તર પ્રકૃતિના ભેદ, અનુભાગ (સ્વભાવ) ભેદને લઇને થાય છે. પુનઃ અહિં પ્રકૃતિબંધ તે અવિવક્ષિત રસ પ્રકૃત્યાદિરૂપ જાણવો.

ટીકાર્થ:—અહિં 'પ્રકૃતિ' એ શબ્દનો 'ભેદ' એવો પણ અર્થ થાય છે. ભાષ્યમાં પણ કહ્યું છે કે अहवा पयडी भेओ ઇતિ. તેથી મૂળ અને ઉત્તર પ્રકૃતિનો એટલે કર્મના મૂળ અને ઉત્તર ભેદનો ભેદ અનુભાગ વિશેષથી અર્થાત્ જ્ઞાનાવારકત્વાદિ સ્વભાવ વિશેષથી હોય છે. અન્યથા નહિ. અત્રે અનુભાગ શબ્દનો 'સ્વભાવ' એવો અર્થ સમજવો. કર્મપ્રકૃતિચૂર્ણિમાં કહ્યું છે કે अनुभागोत्ति सहावो ઇતિ. અહિં બંધનકરણના વર્ણનમાં પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ ને પ્રદેશબંધ એ પ્રત્યેકના ઉપર, વિસ્તારથી વિવેચન કરવાનું છે, ને પ્રત્યેક કર્મમાં પ્રકૃતિબંધાદિ ચારે ભાવ એક સાથે રહેલા છે તો પ્રત્યેકનું ભિન્ન વર્ણન કેમ થઇ શકે એવી શંકા દૂર કરવાને અર્થે પ્રકૃતિબંધને તથા ગાથામાં કહેલા उ = तु શબ્દ વડે ઉપલક્ષણથી બીજા સ્થિતિબંધાદિકને............સ્પષ્ટ કરતાં કહે છે કે—

अविसेसियरसपगइओ=અવિશેષિત અર્થાત્ અવિવક્ષિત રસ પ્રકૃતિ એટલે રસ–સ્નેહ–અનુભાગ આ ત્રણે એકાર્થવાચક છે તે રસ, અને તેનો પ્રકૃતિ એટલે સ્વભાવ, તેની વિવક્ષારહિત તથા ઉપલક્ષણથી જેને વિષે સ્થિતિ અને પ્રદેશની પણ વિવક્ષા નહિ તે અવિવક્ષિત રસ પ્રકૃતિરૂપ પ્રકૃતિબંધ જાણવો. પુનઃ तु શબ્દ અધિકાર્થસૂચક હોવાથી અવિવક્ષિત રસપ્રકૃતિપ્રદેશરૂપ સ્થિતિબંધ જાણવો. તથા અવિવક્ષિત પ્રકૃતિ સ્થિતિ પ્રદેશરૂપ રસબંધ જાણવો. અને અવિવક્ષિત પ્રકૃતિ સ્થિતિ રસરૂપ પ્રદેશબંધ જાણવો.[1]

---

૧ પ્રત્યેક કર્મપ્રકૃતિ જો કે પ્રકૃતિ–સ્થિતિ,–રસ–ને પ્રદેશ સહિત છે પરંતુ જ્યારે વિવક્ષિત પ્રકૃતિના પ્રકૃતિબંધનું વર્ણન કહેવામાં આવે છે ત્યારે શેષ સ્થિતિ, રસ ને પ્રદેશ એ ત્રણ અંગની અવિવક્ષા (તત્સ્વરૂપકથના ભાવ) જાણવી. તેમજ સ્થિતિબંધનું વર્ણન ચાલતા શેષ પ્રકૃત્યાદિની અવિ-

તથા પ્રકૃતિબંધના અધિકારે જેટલી પ્રકૃતિઓ બંધાય છે, તથા પ્રકૃતિ બંધના સ્વામિ, એ સર્વ શતક નામના ગ્રંથથી જાણવું. પ્રકૃતિબંધ ને પ્રદેશબંધ, યોગથી હોય છે, કહ્યું છે કે—जोगा पयडियएसं ઇતિ. ત્યાં પ્રકૃતિબંધ કહ્યો.[1] ને હવે પ્રદેશબંધ કહેવાનો અવસર પ્રાપ્ત થયો છે તે કહેવાય છે. ત્યાં આઠે કર્મનો સમકાલે બંધ કરનાર જીવે વિચિત્ર[2] ગર્ભ એવા એકજ અધ્યવસાયવડે જે દલિક ગ્રહણ કરે તેના આઠ ભાગ થાય છે, સાત કર્મ બાંધનાર જીવને સાત ભાગ, છ કર્મ બાંધનાર જીવને છ ભાગ, ને એક કર્મ બાંધનાર જીવને એકજ ભાગ થાય છે.

હવે એકાધ્યવસાયે ગ્રહણ કરેલા કર્મના અનંતસ્કંધો બંધાતી ઉત્તર પ્રકૃતિમાં કેવી રીતે વહેંચાય તે દર્શાવે છે.

---

વક્ષા, રસબંધના વર્ણનમા શેષ પ્રકૃત્યાદિ ૩ અંગની અવિવક્ષા, ને પ્રદેશબંધના વર્ણનમાં શેષ પ્રકૃતિ, સ્થિતિ, રસરૂપ ૩ અંગની અવિવક્ષા જાણવી. એ પ્રમાણે એક પ્રકૃતિના ૪ અંગમાથી કોઇ પણ એક અગનું કથન ચાલતું હોય તે અવસરે શેષ ૩ અંગની અવિવક્ષા અથવા ઉપેક્ષા જાણવી. ઇતિભાવઃ

૧ શતકાનુસારે જાણવાની ભલામણરૂપ કહ્યો.

૨ એક સરખા સ્વરૂપવાળા એકજ અધ્યવસાયમાં વિચિત્રતા કેમ સંભવે? એ પ્રશ્નના ઉત્તરમા જાણવાનું કે અધ્યવસાય જો કે એકજ છે. ને એક સ્વરૂપવાળો છે પરંતુ તેનાથી ગ્રહણ થતાં પુદ્ગલો કંઇક જ્ઞાનાવરણપણે પરિણમવાયોગ્ય છે, તેમ કંઇક દર્શનાવરણપણે પરિણમવાયોગ્ય છે. એ પ્રમાણે વધુમાં વધુ ૮ પ્રકૃતિરૂપે પરિણમે છે. એટલે એકાધ્યવસાયગૃહિતદલિકમા જુદા જુદા ૮ સ્વભાવ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે એકજ કારણથી કાર્યમા અનેક વિચિત્રતા ઉત્પન્ન થાય છે તે કારણ પણ વિચિત્રતા ગર્ભ કહેવાય, તેમ કારણરૂપ એક અધ્યવસાય પણ વિચિત્ર ગર્ભ કહેવાય. જેમ એક સ્વરૂપવાળા એવા એક બીજથી વિચિત્ર પ્રકૃત્યાદિવાળા વિચિત્ર અવયવો ઉત્પન્ન થાય છે તદ્વત્—અથવા એક ભોજનનો કોળીઓ ઉદરમા પ્રવેશ્યા બાદ સાત ધાતુપણે પરિણમે છે તદ્વત્ અત્ર જાણવું.

## મૂળ ગાથા ૨૫ મી.

जं सव्वघाइपत्तं, सगकम्मपएसणंतमो भागो ॥
आवरणाण चउद्धा, तिहा य अह पंचहा विग्घे ॥२५॥

ગાથાર્થ:—સર્વઘાતિ પ્રકૃતિને પ્રાપ્ત થયેલ જે કર્મદલ તે સ્વકર્મપ્રદેશના અનંતમા ભાગ જેટલું છે. ને શેષ કર્મદલ જ્ઞાનાવરણીયમાં ૪ ભાગે, ને દર્શનાવરણીયમાં ૩ ભાગે વહેંચાય. તથા અંતરાય કર્મના મૂળ ભાગમાં આવેલું કર્મદલ પાંચ પ્રકારે વહેંચાય.

ટીકાર્થ:—જે કર્મદલિક સર્વઘાતિ પ્રાપ્તછે એટલે કેવલજ્ઞાનાવરણીયાદિ સર્વઘાતિ પ્રકૃતિઓને પ્રાપ્ત થયેલું છે, તે સ્વકર્મ પ્રદેશના અનંતમા ભાગ જેટલું છે, અર્થાત્ જ્ઞાનાવરણાદિ મૂલ પ્રકૃતિને જે મૂળ ભાગ આવેલો છે, તેના અનંતમા ભાગ જેટલું છે, એ ભાવાર્થ છે–એમ કહેવામાં હેતુ શું છે? તે કહીએ છીએ–અહિં આઠે મૂળકર્મના ભાગમાં આવેલા કર્મદલિકને વિષે પ્રત્યેકમાં જે અતિસ્નિગ્ધ પરમાણુઓ તે અલ્પ છે. પુનઃ તે અતિસ્નિગ્ધ પરમાણુઓ મૂળ પ્રકૃતિના ભાગથી અનંતમા ભાગ પ્રમાણ છે, અને તેજ સર્વઘાતિ પ્રકૃતિપણે પરિણમવાયોગ્ય છે, એ હેતુથી જે સર્વઘાતિદલિક છે તે સ્વમૂળ પ્રકૃતિ પ્રદેશના અનંતમા ભાગ જેટલું કહેલ છે.

તે અનંતમો ભાગ બાદ કરતાં બાકી રહેલું જે કર્મદલ તે સર્વઘાતિ પ્રકૃતિથી વ્યતિરિક્ત, ને તે અવસરે બંધાતી એવી મૂલકર્મની અવાંતર ભેદરૂપ ઉત્તર પ્રકૃતિઓમાં વ્હેંચાઇ જાય છે. તે આ પ્રમાણે–જ્ઞાનાવરણ ને દર્શનાવરણકર્મમાં પ્રત્યેકમાં સર્વઘાતિ યોગ્ય અનંતમો ભાગ બાદ કરતાં બાકી રહેલા કર્મદલના અનુક્રમે ચાર અને ત્રણ ભાગ કરીએ, અને ચાર તથા ત્રણ ભાગ કરીને શેષ દેશઘાતિ પ્રકૃતિને આપીએ. તથા અંતરાય કર્મને વિષે જે મૂલ ભાગ આવે તે સમગ્ર મૂલ ભાગના ૫ ભાગ કરીને દાનાન્તરાયાદિ પાંચ

ઉત્તર પ્રકૃતિને આપીએ. અહિં ભાવાર્થ એ છે કે-જ્ઞાનાવરણીય કર્મની[1] સ્થિતિને અનુસારે જ્ઞાનાવરણી કર્મને જે મૂલ ભાગ પ્રાપ્ત થાય છે, તેનો અનંતમો ભાગ કેવલ જ્ઞાનાવરણીયને આપીએ, ને શેષ કર્મદલના ચાર ભાગ કરીએ, તેમાંનો અકેક ભાગ મતિજ્ઞાનાવરણ-શ્રુતજ્ઞાનાવરણ-અવધિજ્ઞાનાવરણ-ને મનઃપર્યવજ્ઞાનાવરણ એ ચાર ઉત્તર પ્રકૃતિને આપીએ, દર્શનાવરણ કર્મની સ્થિતિને અનુસારે દર્શનાવરણીય કર્મને જે મૂળ ભાગ પ્રાપ્ત થાય તેના અનંતમા ભાગ જેટલા કર્મદલના ૬ વિભાગ કરીને એક વિભાગ સર્વઘાતિ કેવલદર્શનાવરણને અને ૫ વિભાગ નિદ્રાપંચકને (જીવ) આપે છે; શેષ કર્મદલના ત્રણ વિભાગ કરીને તે ચક્ષુ-અચક્ષુ-ને અવધિ દર્શનાવરણને આપે છે. પુનઃ અંતરાય કર્મને જે મૂલ ભાગ પ્રાપ્ત થાય છે તે સમગ્ર ભાગના ૫ વિભાગ કરીને દાનાંતરાયાદિ ઉત્તર પ્રકૃતિને આપે છે. અહિં સર્વઘાતિ પ્રકૃતિનો અભાવ હોવાથી અનંતમો ભાગ પડતો નથી.

## મૂળ ગાથા ૨૬ મી.

**मोहे दुहाचउद्धा, य पंचहा वावि बज्झमाणीणं ॥**
**वेयणियाउयगोएसु, बज्झमाणीण भागोसिं ॥२६॥**

ગાથાર્થઃ—મોહનીય કર્મને વિષે શેષ મૂલ ભાગના બે, ચાર, ને પાંચ ભાગ બંધાતી પ્રકૃતીને મલે છે. અને વેદનીય, આયુ, નામ ને ગોત્ર એ ચાર કર્મનો પ્રત્યેકનો સમગ્ર મૂલ ભાગ બંધાતી એકેક પ્રકૃતિને પ્રાપ્ત થાય છે.

૧ જે કર્મની અધિક સ્થિતિ હોય તે કર્મને ઘણા પ્રદેશો પ્રાપ્ત થાય છે, ને તે હીન સ્થિતિવાળા કર્મને અલ્પ પ્રદેશો પ્રાપ્ત થાય છે, એ સામાન્ય નિયમ છે. પરંતુ વેદનીય કર્મને સર્વ કર્મથી પણ અધિક પ્રદેશ પ્રાપ્તિ હોય છે એ અપવાદ છે. પુનઃ આ નિયમ મૂલ પ્રકૃતિને માટે સંભવે છે.

ટીકાર્થ:—મોહનીય કર્મને વિષે સ્થિતિને અનુસારે જે મૂળ ભાગ પ્રાપ્ત થાય છે, તેનો સર્વઘાતિયોગ્ય અનંતમો ભાગ બે વિભાગે કરીને અર્ધ ભાગ દર્શનમોહને, અને અર્ધ ભાગ ચારીત્રમોહને આપીયે. તેમાં દર્શનમોહ સંબંધી સમગ્ર અર્ધ ભાગ મિથ્યાત્વ મોહનીયને પ્રાપ્ત થાય છે, ને ચારિત્રમોહ સંબંધી અર્ધ ભાગના ૧૨ વિભાગ કરીને તે બારે ભાગ પ્રથમના બાર કષાયોને આપીયે. તથા અનંતમો ભાગ જતાં શેષ રહેલા કર્મદલના બે વિભાગ કરીને એક ભાગ કષાયમોહનીયને અને બીજો ભાગ નોકષાય મોહનીયને આપીયે. ત્યાં કષાય મોહનીયને પ્રાપ્ત થયેલા ભાગના પુનઃ ચાર વિભાગ કરીને તે ચારે વિભાગ સંજ્વલનના ૪ કષાયને વહેંચીયે. પુનઃ નોકષાય સંબંધી કર્મ દલના ૫ ભાગ કરીને અનુક્રમે ૩ વેદમાંથી કોઇ પણ એક બધ્યમાન વેદને, તથા હાસ્યરતિયુગલ, ને અરતિશોકયુગલ એ બે યુગલમાંથી બધ્યમાન એક યુગલને અને ભય તથા જુગુપ્સાને આપીયે. બીજી પ્રકૃતીઓનો બંધ નહિ હોવાથી અન્ય પ્રકૃતિને ભાગ ન હોય. તથા નવ નોકષાયનો બંધ સમકાલે હોય નહિ પરંતુ પૂર્વોક્ત પાંચનોકષાયજ સમકાલે બંધાય છે. તથા વેદનીય, આયુ, ને ગોત્રને વિષે જે મૂલભાગ પ્રાપ્ત થાય તે તેઓનીજ બધ્યમાન એકેક પ્રકૃતિને આપીયે. કારણ કે આ ત્રણ કર્મમાં સમકાલે બે પ્રકૃતિના બંધનો અભાવ છે.

## મૂળ ગાથા ૨૭ મી.

पिंडपगईसु बज्झंतिगाण, वन्नरसगंधफासाणं ॥
सव्वासिं संघाए, तणुम्मि य तिगे चउक्के वा ॥२७॥

ગાથાર્થ:—નામકર્મને પ્રાપ્ત થયેલો મૂલ ભાગ પિંડ પ્રકૃતિઓમાં બંધાતી પ્રકૃતિને, વર્ણ, ગંધ, રસ, ને સ્પર્શ એ ચારમાં સર્વ ઉત્તર ભેદને, અને સંઘાત તથા શરીરને ત્રણ અથવા ચાર ભાગે વહેંચાય છે.

**ટીકાર્થ**:—પિંડપ્રકૃતિઓ એટલે નામપ્રકૃતિઓ.[1] કર્મપ્રકૃતિ-ચૂર્ણિકારે કહ્યું છે કે पिंडपगइओ नामपगइओत्ति. તેને વિષે બધ્યમાન કોઇ પણ એક ગતિ, જાતિ, શરીર, બંધન, સંઘાતન, સંસ્થાન, અંગોપાંગ, આનુપૂર્વિ, તથા[2] વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉશ્વાસ, નિર્માણ, તીર્થંકર[3] તથા આતપ, ઉદ્યોત, સુખગતિ ને કુખગતિ, ત્રસ વા સ્થાવર, બાદર વા સૂક્ષ્મ, પર્યાપ્ત વા અપર્યાપ્ત, પ્રત્યેક વા સાધારણ, સ્થિર વા અસ્થિર, શુભ વા અશુભ, સુસ્વર વા દુસ્વર, સૌભાગ્ય વા દૌભાગ્ય, આદેય વા અનાદેય, યશ વા અયશ, એ જુગલોમાં એકેક પ્રકૃતિને નામ કર્મનો મૂલ ભાગ વહેં-ચીને આપવો. અત્રે કંઇક વિશેષ કહે છે—વર્ણ, ગન્ધ, રસ ને સ્પર્શ એ ચાર મૂલ પ્રકૃતિના ભાગમાં જે દલિક પ્રાપ્ત થાય તે સર્વમાંથી તેઓનીજ ઉત્તર પ્રકૃતિને તે દલિક વહેંચી આપવું, તે આ પ્રમાણે—વર્ણનામકર્મના ભાગમાં જે દલિક પ્રાપ્ત થાય તેના ૫ ભાગ કરીને શુકલાદિ ઉત્તર ભેદને વહેંચી આપવા. એ પ્રમાણે ગંધ, રસ ને સ્પર્શ નામકર્મના પણ જેના જેટલા ઉત્તર ભેદ તેટલા તે મૂલ ભાગના ભાગ કરીને, તેટલા ઉત્તર ભેદને વહેંચી આપવા. તથા સંઘાતન અને શરીર નામ કર્મમાં પ્રત્યેકને જે દલિક ભાગમાં આવે, તેના ત્રણ અથવા ચાર ભાગ કરીને ત્રણ અથવા ચાર સંઘાતન વા શરીરને આપવા. ત્યાં ઔદારિક, તૈજસ, કાર્મણ અથવા વૈક્રિય તૈજસ કાર્મણ એ ત્રણ શરીર વા સંઘાતનને સમકાલે બાંધતાં ત્રણ ભાગ કરવા અને વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણરૂપ ચાર શરીર વા સંઘાતનને બાંધતાં ચાર ભાગ કરવા.

---

૧ પિંડ પ્રકૃતિઓ નામ કર્મમાજ વિવક્ષિત હોવાથી પિંડ પ્રકૃતિનો અર્થ નામ પ્રકૃતિ થાય. પરંતુ પિંડ શબ્દનો અર્થ નામ નહિ.

૨ વર્ણાદિ પ્રકૃતિઓ સર્વભેદે બંધાય છે; માટે પ્રથમના દેશબંધથી ભીન્ન કહી.

૩ આ પ્રકૃતિઓ સર્વ યુગલરૂપને એકજ પ્રકૃતિના બંધવાળી હોવાથી પૂર્વોક્ત એ સમુદાયથી અલગ કહી.

## મૂળ ગાથા ૨૮ મી.

**सत्तेक्कार विगप्पा, बंधणनामाण मूलपगईणं**
**उत्तरसगपगईण य, अप्पबहुत्ताविसेसो सिं ॥२८॥**

ગાથાર્થ:—બંધન નામકર્મની મૂલપ્રકૃતિના ૭ અથવા ૧૧ વિકલ્પ કરીયે-અને હવે એ મૂળ પ્રકૃતિઓમાં આપ આપણી ઉત્તર પ્રકૃતિઓના અલ્પબહુત્વનો વિશેષ કહેવાય છે.

ટીકાર્થ—બન્ધનનામકર્મરૂપ મૂલ પ્રકૃતિના ભાગમાં આવેલું જે દલિક તેના ૭ અથવા ૧૧ ભાગ કરીએ, ત્યાં ઔદારિકૌદારિક-ઔદારિકતૈજસ—ઔદારિકકાર્મણ—ઔદારિકતૈજસ-કાર્મણ-તૈજસતૈજસ-તૈજસકાર્મણ-ને કાર્મણકાર્મણરૂપ, અથવા [1]વૈક્રિયચતુષ્ક, તૈજસત્રિક, રૂપ સાત બન્ધન બાંધતાં સાત ભાગ, અને [2]વૈક્રિયચતુષ્ક, આહારકચતુષ્ક, તૈજસત્રિકરૂપ અગિઆર બંધન બાંધતાં અગિઆર ભાગ આપીયે. શેષ પ્રકૃતિઓના ભાગમાં જે દલિક આવ્યું હોય, તેના પુનઃ ભાગ પડે નહિ, કારણ કે સમકાલે બે ત્રણાદિ ઉત્તરભેદના બંધનો અભાવ છે. માટે તે પ્રકૃતિઓનું તેજ પરિપૂર્ણ દલિક, સ્વભાગનું થાય છે.

અહિં એકજ અધ્યવસાયવડે ગ્રહણ કરેલા [3]દલિકના પરમાણુઓના વિભાગ કરીને મૂલપ્રકૃતિ અને ઉત્તર પ્રકૃતિને દીધા, પરંતુ જઘન્યપદે વા ઉત્કૃષ્ટપદે કઇ પ્રકૃતિને કેટલો ભાગ મલે ? તે નહિ

---

૧ વૈક્રિયવૈક્રિય-વૈક્રિયતૈજસ-વૈક્રિયકાર્મણ-વૈક્રિયતૈજસકાર્મણ એ વૈક્રિયચતુષ્ક કહેવાય, તથા તૈજસતૈજસ-તૈજસકાર્મણ-ને કાર્મણકાર્મણ એ તૈજસત્રિક કહેવાય.

૨ આહારકચતુષ્ક પણ વૈક્રિયચતુષ્કવત્.

૩ અત્રે "દલિકના પરમાણુ" કહેવાથી "કર્મસ્કંધ સંબંધી પ્રદેશોના" એવો અર્થ સર્વત્ર ગ્રહણ કરવો.

માલૂમ પડવાથી વિશેષ જાણવાને અર્થે કહે છે. આ મૂલ પ્રકૃતિઓનો અને એઓનીજ ઉત્તર પ્રકૃતિઓના ભાગનો પરસ્પર વિશેષ અન્ય-ગ્રંથમાં કહેલા અલ્પબહુત્વથી જાણવો. ત્યાં મૂળપ્રકૃતિઓનું અલ્પ-બહુત્વ દર્શાવાય છે.

અહિં કર્મને[1] સ્થિતિ અનુસારે ભાગ પ્રાપ્ત થાય છે, જે કર્મની સ્થિતિ અધિક હોય તેને અધિક, ને જે કર્મની સ્થિતિ અલ્પ હોય તેને અલ્પ ભાગ પ્રાપ્ત થાય છે. ત્યાં આયુષ્કર્મનો ભાગ સર્વથી અલ્પ છે, કારણ કે આયુષ્યની વધુમાં વધુ સ્થિતિ પણ ૩૩ સાગ-રોપમમાત્ર હોવાથી બીજાં સર્વ કર્મોથી અલ્પ સ્થિતિજ છે. તેથી નામ અને ગોત્રકર્મનો ભાગ અધિક છે, કારણ કે એ બે કર્મની સ્થિતિ ૨૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. ને એ બે કર્મની પરસ્પર તુલ્ય છે. તેથી પણ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, ને અંતરાય કર્મનો ભાગ અધિક છે. કારણ કે એ ત્રણ કર્મની સ્થિતિ ૩૦ કોડા-કોડી સાગરોપમ પ્રમાણ છે. ને પરસ્પર તુલ્ય સ્થિતિ હોવાથી ભાગ પણ પરસ્પર તુલ્ય છે. તેથી પણ મોહનીય કર્મનો ભાગ અધિક છે. કારણ કે મોહનીયની સ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. વેદનીય કર્મની સ્થિતિ જો કે જ્ઞાનાવરણાદિ કર્મ સરખી છે. તો પણ એ વેદનીય કર્મનો ભાગ સર્વ કર્મથી અધિક છે. કારણ કે પ્રદેશની અધિકતા વિના અતિ સ્પષ્ટ રીતે સુખ દુઃખનો અનુભવ થઇ શકે

---

૧ સ્થિતિને અનુસારે ભાગની પ્રાપ્તિ મૂલપ્રકૃતિને અંગે સંભવે છે. ને ઉત્તર પ્રકૃતિઓમાં હીનાધિક ભાગની પ્રાપ્તિમા કવચિત્ સ્નેહ, કવચિત્ ઉત્કૃષ્ટપદપણું ને કવચિત્ જઘન્યપદપણારૂપ હેતુઓ સંભવે છે. ત્યા ઉત્કૃષ્ટપદ ને જઘન્યપદની વક્તવ્યતા જે પ્રકૃતિઓમા ભિન્ન ભિન્ન દેખાય છે, ત્યાં ઉત્કૃષ્ટ-પદને જઘન્યપદરૂપ સયોગોની પ્રાપ્તિ એજ હેતુ છે. ને જ્યાં સમવક્તવ્યતા દેખાય છે ત્યા સ્નેહની વિષમતારૂપ હેતુ સંભવે છે. યથા નિદ્રાપંચકમાં તત્પદ સંયોગરૂ હેતુ ને જ્ઞાનાવરણીયપંચકમાં સ્નેહવિષમતા હેતુ સંભવે છે. પરંતુ માત્ર રસ કે સ્થિતિની વિષમતાએ ઉત્તર પ્રકૃતિઓની ભાગપ્રાપ્તિનું વિષમપણું સંભવે નહિ.

નહિ. હવે આઠે કર્મમાં આપ આપણી ઉત્તર પ્રકૃતિઓને વિષે ઉત્કૃષ્ટપદ[1] ને જઘન્યપદથી[2] અલ્પબહુત્વ કહેવાય છે.

## ॥ अथ उत्कृष्टपदे प्रदेशाग्राल्पबहुत्व ॥

ઉત્કૃષ્ટપદે કેવલ જ્ઞાનાવરણનો પ્રદેશસમૂહ સર્વથી અલ્પ છે. તેથી મનઃ પર્યવજ્ઞાનાવરણનો પ્રદેશસમૂહ અનંતગુણ છે. તેથી અવધિ જ્ઞાનાવરણનો પ્રદેશ સમૂહ વિશેષાધિક છે–તેથી શ્રુતજ્ઞાનાવરણનો પ્રદેશસમૂહ વિશેષાધિક છે–ને તેથી મતિજ્ઞાનાવરણનો પ્રદેશ સમૂહ વિશેષાધિક છે.

તથા દર્શનાવરણકર્મને વિષે ઉત્કૃષ્ટ પદે પ્રચલાનો પ્રદેશ સમૂહ સર્વથી અલ્પ છે, તેથી નિદ્રાનો વિશેષાધિક, તેથી પ્રચલા પ્રચલાનો વિશેષાધિક, તેથી નિદ્રાનિદ્રાનો વિશેષાધિક, તેથી સ્ત્યાનર્ધિનો વિશેષાધિક, તેથી કેવલ દર્શનાવરણીયનો વિશેષાધિક, તેથી અવધિ દર્શનાવરણનો અનંતગુણ, તેથી અચક્ષુદર્શનાવરણનો વિશેષાધિક, ને તેથી ચક્ષુદર્શનાવરણનો પ્રદેશસમૂહ વિશેષાધિક છે.

તથા વેદનીય કર્મને વિષે ઉત્કૃષ્ટપદે અશાતાવેદનીયનો પ્રદેશસમૂહ સર્વથી અલ્પ છે, તેથી શાતાવેદનીયનો પ્રદેશસમૂહ વિશેષાધિક છે.

તથા મોહનીય કર્મને વિષે ઉત્કૃષ્ટપદે અપ્રત્યાખ્યાનાવરણમાનનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ છે, તેથી અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધનો વિશેષા૦, તેથી અપ્રત્યાખ્યાનાવરણ માયાનો વિશેષા૦, તેથી અપ્રત્યાખ્યાનાવરણ લોભનો વિશેષા૦, તેથી પ્રત્યાખ્યાનાવરણમાનનો વિ૦, તેથી પ્રત્યાખ્યાનાવરણ માયાનો વિ૦, તેથી પ્રત્યાખ્યાનાવરણ લોભનો વિ૦, તેથી અનંતાનુબંધિમાનનો વિ૦, તેથી અનંતાનુબંધિ ક્રોધનો વિ૦, તેથી અનંતાનુબંધિ માયાનો વિ૦, તેથી અનંતાનુબંધિ લોભનો વિ૦, તેથી મિથ્યાત્વના વિ૦, તેથી જુગુપ્સાનો

૧–૨ એનું લક્ષણ આગળ શ્રી. ટીકાકાર મહારાજ કહેશે.

અનંતગુણં, તેથી ભયનો વિ૦, તેથી હાસ્યશોકનો વિ૦, સ્વસ્થાને પરસ્પરતુલ્ય, તેથી રતિ અરતિનો વિ૦, સ્વસ્થાને પરસ્પરતુલ્ય, તેથી, સ્ત્રિવેદ, નપુંસકવેદનો વિ૦, સ્વસ્થાને પરસ્પરતુલ્ય, તેથી સંજવલન ક્રોધનો વિશેષા૦, તેથી સંજવલનમાયાનો વિ૦, તેથી પુરૂષવેદનો વિ૦, તેથી સંજવલન માયાનો વિ૦, તેથી સંજવલન લોભનો અસંખ્યગુણં.

તથા [1]ચાર આયુષ્યકર્મને વિષે ઉત્કૃષ્ટપદે ચારે આયુષ્યકર્મનો પ્રદેશાગ્ર પરસ્પ તુલ્ય છે.

તથા નામકર્મમાં ગતિનામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે દેવગતિ ને નર્કગતિનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી મનુષ્યગતિનો વિશેષાધિક, ને તેથી તિર્યંચગતિનો પ્રદેશાગ્ર વિશેષાધિક–તથા જાતિને વિષે ઉત્કૃષ્ટપદે દ્રીન્દ્રિયાદિ ચાર જાતિનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેથી એકેંદ્રિય જાતિનો પ્રદેશાગ્ર વિશેષાધિક. તથા શરીર નામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે આહારક શરીરનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી વૈક્રિયનો વિશેષાધિક, તેથી ઔદારિકનો વિશેષાધિક, તેથી તૈજસનો વિશેષાધિક, ને તેથી કાર્મણશરીરનામકર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક. એ પ્રમાણે સંઘાતન નામકર્મમાં પણ જાણવું. તથા બંધનનામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે આહારકઆહારકબંધન નામકર્મનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી આહારકતૈજસનો વિ૦ તથી આહારક કાર્મણના વિ૦ તેથી આહારક તૈજસકાર્મણનો વિ૦,

૧ ચાર આયુષ્યમા પ્રદેશાગ્ર પરસ્પરતુલ્ય હોતે પણ સ્થિતિની વિષમતા વિરોધવાળી સભવે નહિ, કારણ કે સ્થિતિની વિષમતાનું ફળ ઉદય અવસરે છે, તે એવી રીતે એકજ ઉત્કૃષ્ટયોગે ગ્રહીત દેવનર્કાયુનાં પુદ્ગલો ઉદય અવસરે નિષેક રચનામાં શેષ બે આયુથી અલ્પ હોય ને નરતિર્યગાયુનાં પુદ્ગલો નિષેક રચનામા ઘણુજ વધારે હોય. એ રીતે તુલ્ય પુદ્ગલોમા સ્થિતિની વિષમતાનો નિરોધ મટે છે. પુનઃ સ્થિતિ અને સ્નેહને આ સ્થાનને અનુસરે એવો અત્યંત સંબંધ નથી, તથા પંચમ કર્મગ્રંથની ટીકામાં જઘન્યપદ વક્તવ્યતા પ્રમાણે અત્રે પણ અલ્પબહુત્વ દર્શાવ્યું છે.

તેથી વૈક્રિયવૈક્રિય બંધન નામકર્મનો વિ૦, તેથી વૈક્રિયતૈજસનો પ્રદેશાગ્ર વિ૦, તેથી વૈક્રિયકાર્મણનો પ્રદેશાગ્ર વિ૦, તેથી વૈક્રિય તૈજસકાર્મણનો પ્રદેશાગ્ર વિ૦, તેથી ઔદારિકઔદારિકબંધન નામકર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તેથી ઔદારિકતૈજસ બંધનનો પ્રદેશાગ્ર વિ૦, તેથી ઔદારિકતૈજસકાર્મણ બંધનનો પ્રદેશાગ્ર વિ૦, તેથી તૈજસતૈજસ બંધનનો વિ૦, તેથી તૈજસકાર્મણ બંધનનો વિ૦, ને તેથી કાર્મણકાર્મણ બંધન નામકર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક. તથા સંસ્થાન નામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે ચાર મધ્ય સંસ્થાનોનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેથી સમચતુરસ્ત્ર સંસ્થાનનો પ્રદેશાગ્ર વિ૦, ને તેથી હુંડક સંસ્થાનનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તથા અંગોપાંગ નામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે આહારક અંગોપાંગ નામકર્મનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી વૈક્રિયાંગોપાંગનો પ્રદેશાગ્ર વિ૦, તેથી ઔદારિકાંગોપાંગ નામકર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તથા સંઘયણ નામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે પ્રથમનાં પાંચ સંઘયણનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, ને પરસ્પર તુલ્ય, તેથી સેવાર્ત્ત સંઘયણનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તથા વર્ણ નામકર્મને વિષે ઉત્કૃષ્ટ પદે કૃષ્ણવર્ણનામનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી નીલ, રક્ત, હારિદ્ર, ને શુકલ વર્ણનામને વિષે અનુક્રમે વિશેષાધિક પ્રદેશાગ્ર કહેવો. તથા ગંધનામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે સુરભિ ગંધ નામનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી દુરભિગંધ નામનો પ્રદેશાગ્ર વિશેષાધિક—તથા રસનામકર્મને વિષે ઉત્કૃષ્ટપદે કટુરસ નામકર્મનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી તિકત, કષાય, આમ્લ, ને મધુર રસ નામકર્મનો પ્રદેશાગ્ર અનુક્રમે વિશેષાધિક છે. તથા સ્પર્શનામકર્મમાં ઉત્કૃષ્ટપદે કર્કશ ને ગુરૂ સ્પર્શનામકર્મનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, ને પરસ્પર-તુલ્ય, તેથી મૃદુ ને લઘુ, રૂક્ષ ને શીત, તથા સ્નિગ્ધ ને ઉષ્ણ એ ૩ યુગલસ્પર્શનામકર્મનો પ્રદેશાગ્ર અનુક્રમે વિશેષાધિક, ને પરસ્પર તુલ્ય કહેવો. તથા આનુપૂર્વી નામકર્મમા ઉત્કૃષ્ટપદે દેવાનુપૂર્વી ને નરકાનુપૂર્વીનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, ને પરસ્પરતુલ્ય, તેથી નરાનુપૂર્વીનો વિ૦, ને તેથી તિર્યંચાનુપૂર્વીનો પ્રદેશાગ્ર વિશેષાધિક.

[1]તથા ઉત્કૃષ્ટ પદે ત્રસનામ કર્મનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી સ્થાવર નામનો પ્રદેશાગ્ર વિશેષાધિક–તથા ઉત્કૃષ્ટપદે પર્યાપ્ત નામકર્મનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી અપર્યાપ્ત નામકર્મનો વિશેષાધિક, એ પ્રમાણે સ્થિર ને અસ્થિર, શુભ ને અશુભ, સુભગ ને દુર્ભગ, આદેય ને અનાદેય, સૂક્ષ્મ ને બાદર, પ્રત્યેક ને સાધારણ, એ ૬ યુગલમાં પણ જાણવું–તથા અયશ નામકર્મનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી યશ નામનો પ્રદેશાગ્ર સંખ્યાતગુણ છે. શેષ, [2]આતપ ઉદ્યોત, સુખગતિ, કુખગતિ, સુસ્વર ને દુઃસ્વરનો પ્રદેશાગ્ર પરસ્પર તુલ્ય છે. નિર્માણ, ઉચ્છવાસ, પરાઘાત, ઉપઘાત, અગુરૂલઘુ, ને જીનનામકર્મ એ ૬ પ્રકૃતિમાં અલ્પબહુત્વ નથી, કારણ કે આ અલ્પબહુત્વ સજાતીય પ્રકૃતિમાં અપેક્ષાએ છે. યથા કૃષ્ણાદિ વર્ણનામનો શેષવર્ણ નામની અપેક્ષાએ પ્રદેશાગ્ર હીનાધિક છે. અથવા સુભગ દુર્ભગવત્ પ્રતિપક્ષ

---

૧ અહિં પંચમ કર્મગ્રંથ ટીકાનું વક્તવ્ય કંઇક ભિન્ન પ્રકારે છે તે આ પ્રમાણે—

વિહાયોગતિનામકર્મમાં ઉત્કૃષ્ટપદે શુભ વિહાયોગતિનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ છે. તેથી અશુભવિહાયોગતિનો પ્રદેશાગ્ર વિશેષાધિક છે. તથા ઉત્કૃષ્ટપદે ત્રસનામકર્મનો પ્રદેશાગ્ર અલ્પ છે. તેથી સ્થાવર નામનો પ્રદેશાગ્ર વિશેષાધિક છે. તથા એ પ્રમાણેજ બાદર ને સૂક્ષ્મ, પર્યાપ્ત ને અપર્યાપ્ત, પ્રત્યેક ને સાધારણ, સ્થિર ને અસ્થિર, શુભ ને અશુભ, સુભગ ને દુર્ભગ, સુસ્વર ને દુઃસ્વર, આદેય ને અનાદેય, યશ ને અયશ, એ ૯ જુગલમાં પ્રત્યેકમા વિશેષાધિક ( ભિન્ન ભિન્ન ) કહેવું ( પરંતુ એક જુગલની સાથે બીજા જુગલનો સંબંધ જોડીને ન કહેવું, ) તથા આતપ ને ઉદ્યોતનામકર્મમાં ઉત્કૃષ્ટપદે પ્રદેશાગ્ર સર્વથી અલ્પ છે, ને પરસ્પર તુલ્ય છે. ( અહિં અલ્પત્વ કોની અપેક્ષાએ ? તે વિચારવા યોગ્ય છે. )

આ વક્તવ્યમાં યશ અને અયશના અનુક્રમનો તથા સંખ્યગુણપણાની અવક્તવ્યતાનો વિશેષ છે; તેમજ જુગલ વિગેરેમાં જે ભિન્નતા તે સ્વતઃ વિચારવી.

૨ અહિં આતપાદિ ૬ પ્રકૃતિયોમાં યુગલ વિવક્ષા ટીકાકાર મહારાજે પ્રગટ રીતે કરી નથી. પરંતુ શ્રી દેવેંદ્ર સૂરિકૃત શતક ટીકાને અનુસારે ૩ યુગલ પૂર્વક ભિન્ન વિવક્ષા કરવામાં વિરોધ સંભવતો નથી.

પ્રકૃતિની અપેક્ષાએ પણ અલ્પબહુત્વ હોય છે. અને આ ૬ પ્રકૃતિઓ તો આપણી [1] અભિન્ન મૂલપિંડ પ્રકૃતિના અભાવે પરસ્પર સજાતીય નથી. તથા સમકાલે બંધ થતો હોવાથી પ્રતિપક્ષી પણ નથી. માટે એ ૬ પ્રકૃતિમાં સજાતીયત્વ ને પ્રતિપક્ષત્વનો અભાવ હોવાથી અલ્પબહુત્વનો પણ અભાવ છે.

તથા ગોત્રકર્મમાં ઉત્કૃષ્ટપદે નીચ ગોત્રનો પ્રદેશાગ્ર અલ્પ, ને તેથી ઉચ્ચગોત્રનો પ્રદેશાગ્ર વિશેષાધિક છે.

તથા અંતરાયકર્મમાં ઉત્કૃષ્ટપદે દાનાન્તરાયકર્મનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ, તેથી લાભાન્તરાય કર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તેથી ભોગાન્તરાય કર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તેથી ઉપભોગાન્તરાયકર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક, ને તેથી વીર્યાન્તરાયકર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક. એ પ્રમાણે ઉત્કૃષ્ટપદે સર્વ ઉત્તરપ્રકૃતિઓના પ્રદેશાગ્રનું અલ્પ બહુત્વ કહ્યું.

ઇતિ ઉત્કૃષ્ટપદે પ્રદેશાગ્રાલ્પ બહુત્વ.

॥ अथ जघन्यपदे प्रदेशाग्राल्पबहुत्वं ॥

જ્ઞાનાવરણીયકર્મમાં જઘન્યપદે કેવલજ્ઞાનાવરણીયનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી પ્રચલાનો વિ૦, તેથી નિદ્રા નિદ્રાનો વિ૦, તેથી પ્રચલા પ્રચલાનો વિ૦, તેથી થિણદ્ધીનો વિ૦, તેથી કેવલદર્શનાવરણીયાદિ ચારનો પ્રદેશાગ્ર ઉત્કૃષ્ટપદવત્ કહેવો.

મોહનીયકર્મને વિષે જઘન્યપદે અપ્રત્યાખ્યાનાવરણમાનનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માયા, લોભ, તથા

---

૧ જે ઉત્તર પ્રકૃતિયોની સર્વની મૂલ ( પિંડ ) પ્રકૃતિ એકજ હોય તે ઉત્તર પ્રકૃતિઓ પરસ્પર સજાતીય પ્રકૃતિઓ કહેવાય છે, યથા કૃષ્ણ—નીલાદિ ૫ પ્રકૃતિઓમી 'વર્ણ' એ એકજ મૂલ પ્રકૃતિ છે; તો કૃષ્ણ નીલાદિ ૫ પ્રકૃતિઓ પરસ્પર સમજાતીય પ્રકૃતિઓ કહેવાય, તે તેવી આ નિર્માણાદિ ૬ પ્રકૃતિઓ સજાતીય નથી. ઇતિભાવ.

પ્રત્યાખ્યાનાવરણ માન, ક્રોધ, માયા ને લોભ એ ૭ પદને વિષે પ્રદેશાગ્ર અનુક્રમે વિશેષાધિક કહેવો, તેથી મિથ્યાત્વનો પ્રદેશાગ્ર વિશે૦, તેથી જુગુપ્સાનો અનંતગુણ, તેથી ભયનો વિ૦, તેથી હાસ્ય શોકનો વિ૦, ને પરસ્પરતુલ્ય, તેથી રતિ અરતિનો વિ૦, ને પરસ્પર તુલ્ય, તેથી કોઇ પણ એક વેદનો પ્રદેશાગ્ર વિ૦, તેથી સંજ્વલન માન, ક્રોધ, માયા ને લોભનો પ્રદેશાગ્ર અનુક્રમે વિશેષાધિક છે.

તથા આયુકર્મમાં જઘન્યપદે તિર્યંગાયુ, મનુષ્યાયુષ્યનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી દેવાયુ, નારકાયુનો પ્રદેશાગ્ર અસંખ્ય ગુણ.[1]

તથા નામકર્મને વિષે ગતિ નામકર્મમાં જઘન્યપદે તિર્યગ્ ગતિનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી અનુક્રમે મનુષ્યગતિ, દેવગતિ ને નરકગતિનો પ્રદેશાગ્ર વિશેષાધિક કહેવો, તથા જાતિનામકર્મને વિષે જઘન્યપદે પ્રદેશાગ્ર ઉત્કૃષ્ટપદવત્ કહેવો, તથા શરીરનામકર્મને વિષે જઘન્યપદે ઔદારિકશરીરનામકર્મનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી તૈજસ શરીરનો પ્રદેશાગ્ર વિશેષાધિક, તેથી કાર્મણશરીરનો પ્રદેશાગ્ર વિ૦, તેથી વૈક્રિય શરીર નામકર્મનો પ્રદેશાગ્ર અસંખ્યગુણ, તેથી આહારકશરીરનામનો પ્રદેશાગ્ર વિશેષાધિક, એ પ્રમાણે સંઘાતન નામકર્મમાં પણ કહેવું. તથા ઉપાંગનામકર્મમાં જઘન્યપદે ઔદારિક ઉપાંગનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી વૈક્રિયઉપાંગ ને આહારક ઉપાંગનો અનુક્રમે અસંખ્યગુણ જાણવો. તથા આનુપૂર્વિનામકર્મમાં જઘન્ય પદે નરકાનુપૂર્વી ને દેવાનુપૂર્વીનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી મનુષ્યાનુપૂર્વીનો તથા તિર્યંગાનુપૂર્વીનો પ્રદેશાગ્ર અનુક્રમે વિશેષાધિક છે. તથા જઘન્યપદે ત્રસનામકર્મનો પ્રદેશાગ્ર અલ્પ, તેથી સ્થાવરનામ કર્મનો પ્રદેશાગ્ર વિશેષાધિક, એ પ્રમાણે બાદર ને સૂક્ષ્મ, પર્યાપ્ત ને અપર્યાપ્ત, પ્રત્યેક ને સાધારણ, એ ત્રણ યુગલમાં પણ પ્રદેશાગ્રનું અલ્પબહુત્વ કહેવું. શેષ નામ પ્રકૃતિયોને વિષે [2]અલ્પબહુત્વ નથી.

તથા શાતા, અશાતા વેદનીય અને ઉંચ નીચ ગોત્રને પણ

૧ અહિં પરસ્પર તુલ્યતા કહી નથી, તોપણ પરસ્પર તુલ્યતા સંભવે.
૨ જઘન્યપદ સંબંધી અલ્પબહુત્વ નથી ઇતિ.

અલ્પબહુત્વ નથી. અને અંતરાયકર્મમાં જઘન્યપદ સંબંધી અલ્પબહુત્વ ઉત્કૃષ્ટપદવત્ કહેવું.

અત્રે જીવ જ્યારે ઉત્કૃષ્ટ યોગમાં વર્તતો હોય છે, તથા અલ્પ મૂલ પ્રકૃતિનો ને અલ્પ ઉત્તર પ્રકૃતિઓનો બંધક હોયછે, તથા જ્યારે સંક્રમ અવસરે [1]અન્ય પ્રકૃતિઓના દલિકનો ઉત્કૃષ્ટપ્રદેશ સંક્રમ હોય છે, તે અવસરે ઉત્કૃષ્ટપ્રદેશાગ્રનો સંભવ હોય છે; તે આ પ્રમાણે-ઉત્કૃષ્ટ યોગને વિષે વર્તતો જીવ [2]ઉત્કૃષ્ટપ્રદેશોનું ગ્રહણ કરે, તથા જ્યારે મૂલ અને ઉત્તર પ્રકૃતિઓનો અલ્પબંધક હોય, ત્યારે શેષ અબધ્યમાન પ્રકૃતિના ભાગનું દલિક પણ તે અલ્પ પ્રકૃતિઓને પ્રાપ્ત થાય, તથા અન્ય પ્રકૃતિ દલિકના ઉત્કૃષ્ટ સંક્રમને અવસરે વિવક્ષિત બધ્યમાન પ્રકૃતિઓને વિષે ઘણા કર્મપ્રદેશોનો પ્રવેશ થાય છે, માટે એ કારણો છતે ઉત્કૃષ્ટપ્રદેશાગ્રનો સંભવ હોય[3] છે. ને જીથી વિપરીત કારણો છતે જઘન્યપ્રદેશાગ્રનો સંભવ હોય છે.

---

૧ વિવક્ષિત પ્રકૃતિમાં અન્યપ્રકૃતિનાં ઘણાં દલિક સંક્રમે તે અવસરે.

૨ ઉત્કૃષ્ટયોગે બહુ પ્રદેશોપચિત અલ્પ સ્કંધો, ને અલ્પ પ્રદેશોપચિત ઘણા સ્કંધો ગ્રહણ કરે એમ સંભવે છે.

૩ જીવ જ્યારે જઘન્યયોગમાં વર્તતો હોય, તથા ઘણી મૂલ ને ઉત્તર પ્રકૃતિ બંધક હોય, તથા અન્ય પ્રકૃતિ દલિકનો જઘન્યપ્રદેશ સંક્રમ હોય તે અવસરે જઘન્યપ્રદેશાગ્રનો સંભવ હોય.

## મૂળ પ્રકૃતિમાં કર્મદલનો વિભાગ.

| | |
|---|---|
| આયુષ્કર્મને વિષે | અલ્પ ( તોપણ અનંત ) |
| નામે } ગોત્રે } | તેથી વિશેષાધિક |
| જ્ઞાનાવરણીયે } દર્શનાવરણીયે } અંતરાયે } | " " |

| | |
|---|---|
| મોહનીયે | ,, ,, |
| વેદનીયે | ,, ,, |

॥ અથ ઉત્તર પ્રકૃતિઓને વિષે ઉત્કૃષ્ટ તથા જઘન્યપદે વિભાગ રચના. ॥

## જ્ઞાનાવરણીય કર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે. | | જઘન્યપદે. |
|---|---|---|
| કેવલ જ્ઞા૦ | અલ્પ | ઉત્કૃષ્ટપદવત્. |
| મન:પર્યવ જ્ઞા૦ | તેથી અનંતગુણ | |
| અવધિ જ્ઞા૦ | વિ૦ | |
| શ્રુત જ્ઞા૦ | ,, | |
| મતિ જ્ઞા૦ | ,, | |

## દર્શનાવરણીય કર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે. | | જઘન્યપરે. | |
|---|---|---|---|
| પ્રચલા | અલ્પ | નિદ્રા | અલ્પ |
| નિદ્રા | વિ૦ | પ્રચલા | વિ૦ |
| પ્રચ૦પ્રચ૦ | ,, | નિદ્રાનિદ્રા | ,, |
| નિદ્રાનિદ્રા | ,, | પ્રચ૦ પ્રચ૦ | ,, |
| સ્ત્યાનર્દ્ધિ | ,, | સ્ત્યાનર્દ્ધિ | ,, |
| કેવલ દ૦ | ,, | કેવલ દ૦ | ,, |
| અવધિ દ૦ | ,, | અવધિ દ૦ | ,, |
| અચક્ષુ દ૦ | ,, | અચક્ષુ દ૦ | ,, |
| ચક્ષુ દ૦ | ,, | ચક્ષુ દ૦ | ,, |

## વેદનીય કર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે. | | જઘન્યપદે. |
|---|---|---|
| અશાતા | અલ્પ. | + |
| શાતા | વિ૦ | |

## મોહનીય કર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે. | | | જઘન્યપદે. |
|---|---|---|---|
| અપ્રત્યા૦ | માન | અલ્પ | અલ્પ |
| ,, | ક્રોધ | વિ૦ | વિ૦ |
| ,, | માયા | ,, | ,, |
| ,, | લોભ | ,, | ,, |
| પ્રત્યા૦ | માન | ,, | ,, |
| ,, | ક્રોધ | ,, | ,, |
| ,, | માયા | ,, | ,, |
| ,, | લોભ | ,, | ,, |
| અનં૦ | માન | ,, | + |
| ,, | ક્રોધ | ,, | + |
| ,, | માયા | ,, | + |
| ,, | લોભ | ,, | + |
| મિથ્યાત્વ | | ,, | ,, |
| જુગુપ્સા | | ,, | ,, |
| ભય | | ,, | ,, |
| હાસ્ય–શોક | | ,, | ,, |
| રતિ–અરતિ | | ,, | ,, |
| સ્ત્રિ–નપું૦ | | ,, | અન્યતરવેદ ,, |
| સંજ્વ૦ | ક્રોધ | ,, | સંજ્વલ૦ માન,, |
| ,, | માન | ,, | ,, ક્રોધ ,, |
| પુંવેદ | | ,, | ,, માયા,, |
| સંજ્વ૦ | માયા | ,, | ,, લોભ,, |
| ,, | લોભ | અસંખ્યગુણ. | |

## આયુઃકર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે. | | જઘન્યપદે. | |
|---|---|---|---|
| દેવાયુ<br>નર્કાયુ<br>તિર્યગાયુ<br>નરાયુ | પરસ્પર તુલ્ય | તિર્યગાયુ<br>નરાયુ | અલ્પ |
| | | દેવાયુ<br>નર્કાયુ | વિ૦ |

## નામ કર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે. | | જઘન્યપદે. | |
|---|---|---|---|
| દેવગતિ<br>નર્કગતિ | અલ્પ | તિર્યગ્ગહિ | અલ્પ |
| | | નરગતિ | વિ૦ |
| નરગતિ | વિ૦ | દેવગતિ | અસંખ્ય ગુણ |
| તિર્યગ્ગતિ | ,, | નર્કગતિ | ,, |
| દ્વીન્દ્રિય<br>ત્રીન્દ્રિય<br>ચતુરિંદ્રિય<br>પચેંદ્રિય | અલ્પ | ઉત્કૃષ્ટ પદવત્ | |
| એકેંદ્રિય | વિ૦ | | |
| આહા૦ શ૦ | અલ્પ | ઔદા૦ શ૦ | અલ્પ |
| વૈક્રિ૦ શ૦ | વિ૦ | તૈજ૦ શ૦ | વિ૦ |
| ઔદા૦ શ૦ | ,, | કાર્મ૦ શ૦ | ,, |
| તૈજ૦ શ૦ | ,, | વૈક્રિ૦ શ૦ | અસંખ્ય ગુણ |
| કાર્મ૦ શ૦ | ,, | આહા૦ શ૦ | ,, |
| આહા૦ સંઘાતનનો | અલ્પ | ઔદા૦ સં૦ | અલ્પ |
| વૈક્રિ૦ સં૦ | વિ૦ | તૈજ૦ સં૦ | વિ૦ |
| ઔદા૦ સં૦ | ,, | કાર્મ૦ સં૦ | ,, |
| તૈજ૦ સં૦ | ,, | વૈક્રિ૦ સં૦ | અસંખ્યગુણ |
| કાર્મ૦ સં૦ | ,, | આહા૦ સં૦ | ,, |
| આ૦ આ૦ બં૦ | અલ્પ | | |
| આ૦ તૈ૦ બં૦ | વિશેષા૦ | | |
| આ૦ કા૦ બં૦ | ,, | | |
| આ૦ તૈ૦ કા૦ બં૦ | ,, | | |
| વૈ૦ વૈ૦ બં૦ | ,, | | |
| વૈ૦ તૈ૦ બં૦ | ,, | | |
| વૈ૦ કા૦ બં૦ | ,, | | |
| વૈ૦ તૈ૦ કા૦ બં૦ | ,, | | |

| | | | |
|---|---|---|---|
| ઔ૦ ઔ૦ બં૦ | ,, | | |
| ઔ૦ તૈ૦ બં૦ | ,, | | |
| ઔ૦ કા૦ બં૦ | ,, | | |
| ઔ૦ તૈ૦ કા૦ બં૦ | ,, | | |
| તૈ૦ તૈ૦ બં૦ | ,, | | |
| તૈ૦ કા૦ બં૦ | ,, | | |
| કા૦ કા૦ બં૦ | ,, | | |
| ન્યગ્રોધ } | | | |
| સાદિ } | અલ્પ | | + |
| વામન } | | | |
| કુબ્જ } | | | |
| સમચ૦ | વિ૦ | | |
| હુંડક | ,, | | |
| આહા૦ ઉ૦ | અલ્પ | ઔદા૦ ઉ૦ | અલ્પ |
| વૈક્રિ. ઉ૦ | વિ૦ | વૈક્રિ૦ ઉ૦ | અસંખ્ય |
| ઔદા૦ ઉ૦ | ,, | આહા૦ ઉ૦ | ,, |
| વ૦ ઋ૦ ના૦ } | | | |
| ઋ૦ ના૦ } | | | |
| ના૦ } | અલ્પ | | + |
| અર્ધ ના૦ } | | | |
| કિલિકા } | | | |
| સેવાર્ત | વિ૦ | | |
| કૃષ્ણ | અલ્પ | | |
| નીલ | વિ૦ | | |
| રક્ત | ,, | | + |
| પીત | ,, | | |
| શ્વેત | ,, | | |
| સુરભિ | અલ્પ | | + |
| દુરભિ | વિ૦ | | |

| | | |
|---|---|---|
| કટુ | અલ્પ | |
| તિક્ત | વિ૦ | + |
| કષાય | ” | |
| અમ્લ | ” | |
| મધુર | ” | |
| ખર, ગુરૂ | અલ્પ | |
| મૃદુ, લઘુ | વિ૦ | + |
| રૂક્ષ, શીત | ” | |
| સ્નિગ્ધ, ઉષ્ણ | ” | |
| દેવાનુપૂર્વી, નરકાનુપૂર્વી | અલ્પ | |
| નરાનુપૂર્વી | વિ૦ | ઉત્કૃષ્ટ પદવત્ |
| તિર્યગાનુપૂર્વી | ” | |
| ત્રસ | અલ્પ | |
| સ્થાવર | વિ૦ | ઉત્કૃષ્ટ પદવત્ |
| પર્યાપ્ત | અલ્પ | |
| અપર્યાપ્ત | વિ૦ | |
| સ્થિર | અલ્પ | + |
| અસ્થિર | વિ૦ | |
| શુભ | અલ્પ | + |
| અશુભ | વિ૦ | |
| સુભગ | અલ્પ | + |
| દુર્ભગ | વિ૦ | |
| આદેય | અલ્પ | + |
| અનાદેય | વિ૦ | |

| | | |
|---|---|---|
| સૂક્ષ્મ | અલ્પ | + |
| બાદર | વિ૦ | |
| પ્રત્યેક | અલ્પ | + |
| સાધારણ | વિ૦ | |
| અયશ | અલ્પ | + |
| યશ | સંખ્યેયગુણ | |
| આતપ<br>ઉદ્યોત<br>સુખગતિ<br>કુખગતિ<br>સુસ્વર<br>દુસ્વર | પરસ્પર તુલ્ય | + |
| નિર્માણ<br>ઉચ્છવાસ<br>ઉપઘાત<br>પરાઘાત<br>અગુરૂલઘુ<br>જીનનામ | અલ્પ બહુત્વ નથી. | + |

## ગોત્રકર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે | | જઘન્યપદે. |
|---|---|---|
| નીચગોત્ર | અલ્પ | |
| ઉચ્ચગોત્ર | વિ. | + |

## અંતરાય કર્મને વિષે.

| ઉત્કૃષ્ટપદે | | જઘન્યપદે. |
|---|---|---|
| દાના૦ | અલ્પ | |
| લાભા૦ | વિ૦ | |
| ભોગા૦ | ,, | + |
| ઉપાભો૦ | ,, | |
| વીર્યા૦ | ,, | |

એ પ્રમાણે પ્રકૃતિબંધ તથા પ્રદેશબંધ કહ્યા, અને હવે સ્થિતિબંધ તથા રસબંધની પ્રરૂપણાનો અવસર છે. ત્યાં વક્તવ્ય ઘણું હોવાથી પ્રથમ રસબંધની પ્રરૂપણા કરાય છે, તેમાં ૧૪ અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ અવિભાગ પ્રરૂપણા | ૮ અધસ્તન સ્થાન પ્ર૦ |
| ૨ વર્ગણા પ્રરૂપણા | ૯ વૃદ્ધિ પ્રરૂપણા |
| ૩ સ્પર્ધક પ્રરૂપણા | ૧૦ સમય પ્રરૂપણા |
| ૪ અન્તર પ્રરૂપણા | ૧૧ યવમધ્ય પ્રરૂપણા |
| ૫ સ્થાન પ્રરૂપણા | ૧૨ ઓજોયુગ્મ પ્રરૂપણા |
| ૬ કંડક પ્રરૂપણા | ૧૩ પર્યવસાન પ્રરૂપણા |
| ૭ ષટ્સ્થાન પ્રરૂપણા | ૧૪ અલ્પબહુત્વ પ્રરૂપણા. |

પંચમ કર્મગ્રન્થ ટીકાને વિષે જે વિશેષ છે તે આ પ્રમાણે.

| ઉત્કૃષ્ટપદે | | જઘન્યપદે. |
|---|---|---|
| બાદર | અલ્પ | + |
| સૂક્ષ્મ | વિ૦ | + |
| સુસ્વર | અલ્પ | + |
| દુસ્વર | વિ૦ | + |
| આદેય | અલ્પ | |
| અનાદેય | વિ૦ | + |
| યશ | અલ્પ | |
| અયશ | વિ૦ | + |
| આતપ, ઉદ્યોત } | અલ્પ | + |

આ યંત્રમાં } આ ચિન્હ ચિન્હાંતર વર્તિ સર્વ પ્રકૃતિમાં પરસ્પર તુલ્યપણું દર્શાવે છે. વિ૦=વિશેષાધિક. તથા વિશેષા૦, સંખ્યે૦ ગુ૦, અસં૦ ગુ૦, ને અનંતગુણ એ સર્વમાં " પૂર્વોક્ત પ્રકૃતિગતદક્ષિકથી " એ અધ્યાહાર જાણવો. તથા જ્યાં બે પ્રકૃતિનું ભેગું અલ્પબ૦ કહ્યું હોય ત્યાં પણ તે બે પ્રકૃતિયોમાં પરસ્પર તુલ્ય દલ વિભાગ જાણવો.

+ આ ચિન્હ જઘન્યપદ સંબંધિ અલ્પબહુત્વનો અભાવ દર્શાવે છે.

## મૂળ ગાથા ૨૯ મી.

**गहणसमयम्मि जीवो, उप्पाएई गुणे सपच्चयओ ॥**
**सव्वजियाणंतगुणे, कम्मपएसेसु सव्वेसु ॥ २९ ॥**

**ગાથાર્થ:**—જીવ સ્વ પ્રત્યયથી સર્વ કર્મપ્રદેશોને વિષે ગ્રહણ સમયે સર્વ જીવથી અનંતગુણ રસાવિભાગોને ઉત્પન્ન કરે છે.

**ટીકાર્થ:**—અહિં અનુભાગનું કારણ[1] કાષાયિક અધ્યવસાયો છે. કહ્યું છે કે "ठिइ अणुभागं कसायओ कुणइ" અર્થાત્ જીવ કષાયવડે સ્થિતિ અને રસને ઉત્પન્ન કરે છે. તે શુભ અને અશુભ બે પ્રકારના કાષાયિક અધ્યવસાયો છે, ત્યાં શુભ અધ્યવસાયોવડે કર્મ પુદ્ગલોમાં દુગ્ધશર્કરા સમાન આલ્હાદજનક રસ ઉત્પન્ન કરે છે, ને અશુભ અધ્યવસાયોવડે લિંબ-ઘોષાતકી સરખા અનિષ્ટ રસને ઉત્પન્ન કરે છે. તે શુભ અથવા અશુભ અધ્યવસાયો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. તેમાં પણ શુભ અધ્યવસાયો વિશેષાધિક જાણવા તે આ પ્રમાણે—અનુક્રમે સ્થાપન કરેલા જે અધ્યવસાયોને સંકલેશવર્તિ જીવ જેવા અનુક્રમથી નીચે નીચે ઉતરતો પ્રાપ્ત કરે છે, તેવાજ અનુક્રમથી તેજ અધ્યવસાયોને વિશુદ્ધિમાં વર્તતો જીવ ઉર્ધ્વ ઉર્ધ્વ ચઢતાં પ્રાપ્ત કરે છે. તેથી જેમ મહેલ પરથી ઉતરતાં જેટલાં પગથીઆં ઉતરવાં પડે છે તેટલાં પગથીઆં મહેલ પર ચઢતા મનુષ્યને ચઢવાં પડે છે. તેમ અહિં પણ સંકલેશવર્તિ જીવના જેટલા અશુભ

---

૧ જે અધ્યવસાયમાં કષાય કારણભૂત છે તે કાષાયિક અધ્યવસાય. અહિં અશુભ અધ્યવસાય તો પ્રગટ રીતે કષાય જન્ય છે. ને શુભ અધ્યવસાય એ જો કે કષાયની હીનતાથી છે, તોપણ કષાયાનુગત હોવાથી કાષાયિક છે. પુનઃ અકાષાયિક અધ્યવસાયો રસનું કારણ નહિ હોવાથી અત્રે તેની અવિવક્ષા છે. અહિં કષાય શબ્દથી કષાયનો ઉદય જાણવો પરંતુ સત્તા નહિ.

અધ્યવસાયો તેટલા વિશુદ્ધ જીવના પણ શુભઅધ્યવસાયો છે.[1] કહ્યું છે કે.

( આર્યા. )

**क्रमशः स्थितासु काषा–यिकीषु जीवस्य भावपरिणतिषु ॥**
**अवपतनोत्पतनाद्धा, संक्लेशाद्धाविशोध्यद्धे ॥ १ ॥**

અર્થઃ—ક્રમપૂર્વક સ્થાપન કરેલી જીવની ભાવપરિણતિઓને વિષે જે પતનકાળ તે સંકલેશાદ્ધા, ને ઉત્પતન ( ચઢવાનો ) કાળ તે વિશોધિઅદ્ધા કહેવાય. માત્ર ક્ષપકશ્રેણિવંત જીવ જે અધ્યવસાયોમાં વર્તતો ક્ષપકશ્રેણિએ ચઢે છે, તે અધ્યવસાયોથી પુનઃ પડતો નથી, કારણ કે એ અધ્યવસાયોથી જીવને પ્રતિપાત થવાનો અભાવ છે, એથી તે અધ્યવસાયો અધિક છે, માટે તે અપ્રતિપાતિ અધ્યવસાયોની અપેક્ષાએ શુભ [2]અધ્યવસાયો વિશેષાધિક છે, ત્યાં स्वप्रत्ययतः એટલે સ્વ આત્મસંબંધિ, અને અનુભાગબંધ પ્રત્યે કારણભૂત એવા શુભ વા અશુભ કોઈપણ એક અધ્યવસાયવડે જીવ ગ્રહણ સમયે એટલે કર્મપ્રાયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાના સમયે, સર્વ કર્મપ્રદેશોમાં અર્થાત્ એકેક કર્મપરમાણુને વિષે સર્વ જીવથી અનંતગુણ અકથિત સ્વરૂપવાળા ગુણાન્ રસાવિભાગોને ઉત્પન્ન કરે છે. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે—કર્મ પરમાણુઓ પૂર્વે જ્યારે કર્મપ્રાયોગ્ય વર્ગણા રૂપે રહેલા હોય છે, તે અવસરે તથાવિધ રસવાળા નથી હોતા; પરંતુ

---

૧ અહિં જે અધ્યવસાયો અશુભ છે તેજ અધ્યવસાયો ચઢતા જીવની અપેક્ષાઓ શુભ છે. પરંતુ અશુભથી શુભ અધ્યવસાયો અન્ય નથી, યથા મિથ્યાત્વીને જે મતિઅજ્ઞાન તેજ સમ્યકત્વ પામતા મતિજ્ઞાનરૂપ થાય છે તદ્વત્

૨ અશુભ અધ્યવસાયોથી શુભ કાષાયિક અધ્યવસાયો વિશેષાધિક છે, તેમજ શુભ અકાષાયિક અધ્યવસાયસહિત કરતાં પણ શુભ અધ્યવસાયો વિશેષાધિકજ થાય.

[1]પ્રાયઃ નીરસ અને એક સ્વરૂપ હોય છે. પુનઃ જીવ જ્યારે તે કર્મ-પ્રાયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે, તે વખતે ગ્રહણ સમયેજ કાષાયિક અધ્યવસાયવડે તે કર્મપુદ્ગલો સર્વ જીવથી અનંતગુણ રસા-વિભાગવાળા થઇ જાય છે, અને જ્ઞાનાવરણત્વાદિ વિચિત્ર સ્વભાવો પણ ગ્રહણ સમયેજ ઉત્પન્ન થાય છે. કારણ કે જીવ અને પુદ્ગલોની શક્તિઓ અચિંત્ય છે, ને એ શક્તિઓ માનવા યોગ્ય નથી તેમ નથી. કારણ કે તેવી વિચિત્ર શક્તિયો પ્રત્યક્ષ દેખાય છે, જેમકે શુષ્ક, તૃણ વિગેરે પરમાણુઓ અત્યંત નીરસ છે, તોપણ ગવાદિ પશુઓ ગ્રહણ કરીને તથા પ્રકારના ક્ષીરાદિ રસરૂપે અને સાત ધાતુરૂપે પરિણ-માવે છે.[2]

---

૧ અનંતર સમયે ( ઉત્તર સમયે ) જે રસ ઉત્પન્ન થવાનો છે તે રસની યોગ્યતા પૂર્વ સમયમાં ઉત્પન્ન થયેલી હોવાથી રસની યોગ્યતાના અસ્તિત્વને લઇને પ્રાયઃ શબ્દ સંભવે છે.

૨ કેટલાએકનું માનવું એવું છે કે રસ ( કર્મનો રસ ) તે પુદ્ગલોનો સ્નેહ વિશેષ છે. તેની વિશેષ પ્રતીતિ આ પ્રમાણે છે—

૧ કર્મરસના વર્ણન પ્રસંગે ઘણે સ્થાને સ્નેહ શબ્દ આવે છે, અને સ્નેહસ્પર્ધકના વર્ણન પ્રસંગે ઘણીવાર રસ શબ્દ આવે છે. એ પ્રમાણે પરસ્પર શબ્દસાધર્મ્યથી અનુમાન થાય છે કે સ્નેહ અને અનુભાગ ( કર્મરસ ) ને અતિ નિકટનો સંબંધ હોવો જોઇએ, ને તેથી કર્મરસને સ્નેહવિશેષ કહેવાનું કારણ મલે છે.

૨ " કર્મની ચિક્કણતા તે રસ " એ અર્થ ઘણીવાર આવે છે ને ચિક્કણતા તે સ્નેહજ છે, માટે કર્મનો રસ તે સ્નેહ વિશેષ છે.

૩ પ્રકૃત્યાદિ ચારને મોદકના દ્રષ્ટાંતે કહેતાં પરસ્પરસયોજક ઘૃતરૂપ સ્નેહને રસ કહ્યો છે, તેથી પણ સમજાય છે કે મોદકમાં જેમ કણિકક સંયોજક ઘૃત એ રસ છે, તેમ કર્મમાં કર્માણુસયોજક સ્નેહ એ રસ છે.

॥ ग्रंथलेखकनुं मन्तव्य ॥

કર્મ પુદ્ગલોનો સ્નેહ અને અનુભાગરૂપ રસ એ બે એક નથી પરંતુ ભિન્ન છે. તે ભિન્નતા આ પ્રમાણે—

કાર્યભેદઃ—કર્મસ્કંધોને પરસ્પર જોડવા એ સ્નેહનું કાર્ય છે—અને જીવને તદ્નુરૂપ ( જે કર્મનો જે સ્વભાવ છે તે સ્વભાવરૂપે ) તીવ્ર મંદાદિ

અત્રે પ્રશ્ન એ છે કે જીવ સર્વ કર્મપરમાણુઓને વિષે તુલ્ય

શુભાશુભ અનુભવ આપવો એ અનુભાગનું કાર્ય છે, એ પ્રમાણે કાર્યભેદે સ્નેહ અને અનુભાગ એ બે ભિન્ન છે.

વસ્તુભેદઃ—સ્નેહ એ કર્માણુઓમાં રહેલો સ્નિગ્ધ સ્પર્શ છે. ( સર્વ સ્નેહાવિભાગો અણુસંયોજક નથી પરંતુ દ્વયગુણાધિકાદિ વિશિષ્ટ પરિણામે પરિણમેલ અવિભાગોજ અણુસંયોજક છે. ) ને અનુભાગ તે તદનુરૂપ અનુભવની તીવ્ર મંદતા છે, અથવા તદનુરૂપ તીવ્રમંદાદિ અનુભવ છે. એ પ્રમાણે વસ્તુભેદે પણ સ્નેહ અને અનુભાગ એ બે ભિન્ન છે.

કારણભેદઃ—કર્મસ્કંધોમાં સ્નેહનું કારણ સ્નિગ્ધસ્પર્શરૂપ પુદ્ગલ પરિણામ છે. અને અનુભાગની ઉત્પત્તિમાં જીવના કાષાયિક અધ્યવસાય એજ કારણરૂપ છે. એ પ્રમાણે કારણભેદે પણ સ્નેહ ને અનુભાગ એ બે ભિન્ન છે.

પૂર્વાપરોત્પત્તિભેદઃ—કર્મ અથવા કાર્મણદેહરૂપ પુદ્ગલોના સ્નેહાવિભાગો કર્મપરિણામથી પૂર્વે ( એટલે પુદ્ગલો તત્કર્મયોગ્ય કાર્મણ વર્ગણાપણે પરિણમે તે પહેલાં ) ઉત્પન્ન થયેલા હોય છે. અને અનુભાગની ઉત્પત્તિ કર્મપરિણામ સમયેજ ( કર્મપ્રાયોગ્ય પુદ્ગલ પ્રથમ અકર્મરૂપ અથવા કાર્મણ વર્ગણારૂપ હોય છે ને તે જ્યારે કર્મપણે પરિણમે એટલે જીવના સંબંધમાં આવે ત્યારેજ ) થાય છે, એ પ્રમાણે પૂર્વાપરોત્પત્તિ ભેદે પણ સ્નેહ અને અનુભાગ, એ બે ભિન્ન છે.

પર્યાયભેદઃ—સ્નેહ, રસ એ સ્નેહના પર્યાય છે. અને અનુભાગ, રસ, સ્નેહ, અનુભાવ, અનુભવ, તીવ્રમંદતા એ અનુભાગના પર્યાય છે.

પ્રરૂપણાભેદઃ—સ્નેહની પ્રરૂપણા સ્નેહ પ્રત્યય, નામ પ્રત્યય ને પ્રયોગ પ્રત્યયરૂપે કરેલી છે. અને અનુભાગની પ્રરૂપણા શુભ–અશુભ–ઘાતી–અઘાતી એક સ્થાન, દ્વિસ્થાનાદિરૂપે કરેલી છે, એ પ્રમાણે પણ સ્નેહ ને અનુભાગ એ બે ભિન્ન છે.

પૂર્વપક્ષઃ—માત્ર સ્નેહ એજ અનુભાગ છે એમ અમો કહેતા નથી, પરંતુ કાર્મણ વર્ગણાના અણુઓ જે સમયે કર્મપણે પરિણમે છે, તે સમયે તે કાર્મણઅણુના સ્નિગ્ધસ્પર્શમાં અર્થાત્ સ્નેહમા એક એવા પ્રકારનો નવો સંસ્કાર અથવા નવું સામર્થ્ય ઉપજે છે કે જે સંસ્કાર વા સામર્થ્યથી જીવને તદનુરૂપ તીવ્ર મંદાદિ અનુભવ પ્રાપ્ત થાય, એ પ્રમાણે કર્મપરિણામ

રસાવિભાગોને ઉત્પન્ન કરે છે કે હીનાધિક ? તો કહીએ છીએ કે.

---

સમયેજ તથાવિધ સંસ્કારપરિણત જે સ્નેહાવિભાગો ( અથવા સ્નેહ ) તેજ કર્મનો અનુભાગ રસ સંભવે છે, માટે અનુભાગ તે સ્નેહ વિશેષ છે.

ઉત્તરઃ—તીવ્રમંદાદિ અનુભવ આપવારૂપ સંસ્કાર પુદ્‌ગલના સ્નિગ્ધ સ્પર્શમાં ઉત્પન્ન થાય છે તે કેવી રીતે માની શકાય ? જો કહો કે ઘણે સ્થાને સ્નેહના સંબંધમાં રસ શબ્દ આવે છે, ને રસને પ્રસંગે સ્નેહ શબ્દ આવે છે, એ શબ્દ સાધર્મ્યથી અનુમાન થાય છે કે કર્મના સ્નેહ અને રસને અતિ નિકટનો સંબંધ હોવો જોઇએ, ને તેથી કર્મરસને સ્નેહ વિશેષ કહેવાનું કારણ મળે છે. તો એ સંબંધમાં એટલુંજ જાણવું બસ છે કે સ્નેહના વર્ણનમાં જ્યા જ્યાં રસ શબ્દ આવે, ત્યા તે રસ શબ્દ સ્નેહનોજ વાચક છે, પરંતુ અનુભાગવાચક નહિ. તથા કર્મરસના સંબંધમાં જ્યાં જ્યાં સ્નેહ શબ્દ આવે, ત્યાં તે સ્નેહ શબ્દને કર્મરસનો વાચક જાણવો. પરંતુ સ્નિગ્ધસ્પર્શવાચક નહિ. જો શબ્દના સાધર્મ્યપણાથીજ અનુભાગને સ્નેહ વિશેષ કહેવામાં આવે તો કર્માણુગત તિક્ત મધુરાદિ રસને વક્ષ્યમાણ મતાનુસારે કર્મરસ માનવો વધુ ઇષ્ટ થશે. માટે તીવ્ર મંદાદિ અનુભવરૂપ કર્મરસ, ને અણુસંયોજક સ્નિગ્ધ સ્પર્શરૂપ સ્નેહ, એ બેને એકરૂપ અથવા આધારાધેય માનવું વાસ્તવિક નથી. પરંતુ જેમ દુગ્ધના પૌષ્ટિક ગુણની જે તીવ્રમંદતા તે સર્વ દુગ્ધને અંગે છે, પણ દુગ્ધના સ્નિગ્ધ સ્પર્શરૂપ સ્નેહમાં કે મધુરરસમાં પૌષ્ટિક ગુણની તીવ્રમંદતા રહેલી છે એમ કહી શકાય નહિ, તેમ કર્માનુભવની તીવ્રમંદતા કર્મસ્કંધના સર્વ અણુઓને આશ્રિત છે, પરંતુ કર્મસ્કંધના સ્નિગ્ધસ્પર્શ કે તિક્તાદિ રસને આશ્રિત કહેવાય નહિ. માટે કર્માનુભાગને સ્નેહવિશેષ અથવા રસવિશેષ માનવો ઉચિત નથી. પુનઃ અનુકૃષ્ટિ વર્ણન પ્રસંગે કર્માનુભાગને “ તીવ્રમંદતા ” શબ્દથીજ વર્ણવશે. પુનઃ સ્નેહના અવિભાગ, વર્ગણા, સ્પર્ધકાદિ નામ પ્રત્યયાદિરૂપે જુદા કહ્યા છે, ને કર્માનુભાગના અવિભાગ, વર્ગણા, સ્પર્ધકાદિને ઘાતિ, અઘાતિ, એકસ્થાન દ્વિસ્થાનાદિરૂપે જુદા કહ્યા છે. તેથી સંભવે છે કે અનુભાગ તે સ્નેહવિશેષ અથવા વક્ષ્યમાણ મતાનુસારે તિક્તાદિ રસ વિશેષ નહિ.

૨—તથા કર્મની ચિકણતા તે રસ કહેવાય; ઇત્યાદિ અર્થ દ્રષ્ટાંતરૂપ છે. જેમ “ આ પુરૂષ એવો ચીકણો છે કે એક પાઇ પણ છોડી શકતો

હીનાધિક રસાવિભાગોને ઉત્પન્ન કરે છે, તે આ પ્રમાણે—કંઇક પરમાણુઓમાં અતિ અલ્પ તો પણ જઘન્યથી સર્વ જીવાનંતગુણ રસાવિભાગને ઉત્પન્ન કરે છે, ને કંઇક પરમાણુઓમાં તેથી અધિક ને કંઇક પરમાણુઓમાં તેથી પણ અધિક રસાવિભાગોને ઉત્પન્ન કરે છે, પરંતુ કયા પરમાણુઓમાં કેટલો રસ ઉત્પન્ન કરે તેનું નિરૂપણ કરવાને અર્થે વર્ગણાદિપ્રરૂપણા કહે છે.

( ઇતિ રસાવિભાગ પ્રરૂપણા. )

---

નથી ” એ કથનથી પુરૂષમાં સ્નિગ્ધસ્પર્શનું બાહુલ્ય નહિ, પરંતુ કંજુસાઇનું બાહુલ્યજ સમજાય છે. તેમ કર્મની ચિકણતા તે સ્નિગ્ધસ્પર્શનું બાહુલ્ય નહિ, પણ તદનુરૂપ અનુભવની તીવ્ર મંદતાજ સમજવી.

૩—તથા મોદકના દ્રષ્ટાંતમા પરસ્પર સંયોજક ઘૃતરૂપસ્નેહને રસ કહ્યો છે, તે પણ કર્માનુભવની તીવ્રતા સૂચવવાનેજ કહ્યો છે. પરંતુ કર્માણુઓને સંયોજન કરવાની અપેક્ષાએ કહ્યો નથી. માટે કર્મનો અનુભાગ તે સ્નેહવિશેપ અથવા રસવિશેપ હોઇ શકે નહિ.

પુનઃ કોઇક કહે છે કે કર્માણુમા રહેલા કટુતિક્તાદિ ૫ રસપર્યાય તેજ કર્મનો રસ કહેવાય. ને જે કર્મસ્કંધોમાં તિક્તાદિ અશુભરસયુક્ત પરમાણુઓ ( ઘણા ) હોય તે અશુભ કર્મ, ને જે કર્મસ્કંધોમાં મધુરાદિ શુભરસયુક્ત ઘણા પરમાણુઓ હોય તે શુભકર્મ કહેવાય. અર્થાત્ અશુભ કર્મના અણુઓમા કટુ તિક્ત રસ (વધુ) હોય છે, ને શુભકર્મના અણુઓમાં મધુરાદિ રસ (વધુ) હોય છે. તથા સર્વઘાતી, દેશઘાતી, એક સ્થાન, દ્વિસ્થાનાદિ અનુભાગપ્રરૂપણા તે આ તિક્તાદિ ૫ રસનીજ છે, તથા જીવને અશુભ વિપાક આપવાનું સામર્થ્ય તિક્તાદિ અશુભ રસમાં, ને શુભ વિપાક આપવાનું સામર્થ્ય મધુરાદિ શુભ રસમાં છે, અને એજ કારણથી અશુભ કર્મ વિપાકમાં નિંબઘોપાતકીના કટુ રસનું, ને શુભકર્મના વિપાકમા ક્ષીરખંડાદિના મધુર રસનુંજ દ્રષ્ટાંત આપેલુ છે.

આ કથન અતિ અસમંજસ હોવાથી એ પર વધુ ઉલ્લેખ કરવો અનુચિત છે ( ને કંઇક દિગ્દર્શન પ્રથમ દર્શાવ્યું છે ) માટે સુજ્ઞબંધુએ સ્વતઃ શ્રી બહુ શ્રુતની સહાયથી વિચારવું.

( આ ગ્રન્થમા શ્રી બહુશ્રુત દૃષ્ટિએ કંઇક અન્યથાપણું હોય તો મને અનેકવાર મિથ્યાદુષ્કૃત હો. )

## મૂળ ગાથા ૩૦ મી.

**सव्वप्पगुणा ते पढ-मवग्गणा सेसिया विसेसूणा॥**
**अविभागुत्तरियाओ, सिद्धाण मणंत भागसमा॥३०॥**

ગાથાર્થ:—સર્વથી અલ્પ રસાવિભાગયુકત કર્મ પરમાણુઓની પ્રથમ વર્ગણા, તેમાં કર્મ પરમાણુઓ ઘણા છે, ને શેષ વર્ગણાઓના કર્માણુઓ વિશેષ વિશેષહીન છે. તેવી એકેક રસાવિભાગાધિક વર્ગણાઓ પણ સર્વ સિદ્ધથી અનંતમાભાગપ્રમાણ છે.

ટીકાર્થ—[૧]જે પરમાણુઓ અન્ય સર્વ પરમાણુની અપેક્ષાએ અલ્પરસાવિભાગયુકત હોય, તે પરમાણુઓનો સમુદાય પ્રથમવર્ગણા, તેમાં કર્મ પરમાણુઓ અત્યંત (ઘણા) હોય, ને શેષ વર્ગણાઓ કર્મ પરમાણુની અપેક્ષાએ વિશેષહીન હીન હોય તે આ પ્રમાણે—

પ્રથમ વર્ગણાપેક્ષાએ દ્વિતીય વર્ગણામાં વિશેષહીન કર્મ-પરમાણુઓ છે. તેથી પણ ત્રીજી વર્ગણામાં વિશેષહીન છે. એ પ્રમાણે સર્વોત્કૃષ્ટ વર્ગણા સુધી કહેવું, પુનઃ એ સર્વ વર્ગણાઓ કેવી છે તે કહે છે. अविभागुत्तरियाओ ઇતિ—અવિભાગોત્તરા એટલે એકેક અવિભાગે અધિક છે તે આ પ્રમાણે—પ્રથમ વર્ગણાગત પરમાણુઓની અપેક્ષાએ એક રસાવિભાગાધિક જે પરમાણુઓનો સમુદાય (તે સમુદાયજ) તે બીજી વર્ગણા, તેથી એકરસાવિભાગાધિક પરમાણુઓનો સમુદાય તે ત્રીજી વર્ગણા, એ પ્રમાણે એકેક અવિભાગની વૃદ્ધિએ

૧ એક કર્મસ્કંધમા સર્વ પરમાણુઓ એક સરખા રસવાળા હોય નહિ માટે પ્રથમ અનુભાગવર્ગણામા અનંત સ્કંધોમાથી પ્રત્યેક સ્કંધગત કેટલા એક પ્રદેશોનું ગ્રહણ કરવું. એ પ્રમાણે પ્રત્યેક અનુભાગવર્ગણા અનેક સ્કંધગત અલ્પ પ્રદેશના વિષયવાળી જાણવી.

અભવ્યથી અનંતગુણ અથવા સર્વ સિદ્ધથી અનંતમાભાગપ્રમાણ વર્ગણાઓ કહેવી.

( ઇતિ વર્ગણા પ્રરૂપણા ).

એ પ્રમાણેવર્ગણા પ્રરૂપણા કરીને હવે સ્પર્ધકપ્રરૂપણા કરાય છે.

## મૂળ ગાથા ૩૧ મી.

**फड्डग मणंतगुणियं, सव्वजिएहिं पि अंतरं एवं ॥**
**सेसाणि वग्गणाणं, समाणि ठाणं पढममित्तो ॥३१॥**

ગાથાર્થ—અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમા ભાગ પ્રમાણ વર્ગણાઓ મલીને પ્રથમ સ્પર્ધક થાય છે, અને તદનંતર સર્વ જીવથી અનંતગુણ વર્ગણાઓનું અંતર પડે, એ પ્રમાણે શેષ સ્પર્ધકો તથા અંતરો યથોક્ત વર્ગણાપ્રમાણ થાય ત્યારે માત્ર પ્રથમ સ્થાન થાય.

ટીકાર્થ—અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમાભાગપ્રમાણ અનંતવર્ગણાનો સમુદાય તે એક સ્પર્ધક કહેવાય. એ સ્પર્ધકપરૂપણા કહીને હવે અન્તરપ્રરૂપણા કરાય છે.

( ઇતિ સ્પર્ધકપ્રરૂપણા. )

[1]અહિંથી આગળ એક રસાવિભાગાધિક પરમાણુઓ નથી, તેમજ બે, ત્રણ, સંખ્યાત, અસંખ્યાત, યાવત્ અનંત રસાવિભાગાધિક પરમાણુઓ પણ નથી, પરંતુ સર્વ જીવથી અનંતગુણ જેટલા અનંતાનંત રસાવિભાગાધિક પરમાણુઓ છે. તેથી તેનો સમુદાય તે દ્વિતીય સ્પર્ધકની પ્રથમ [2]વર્ગણા, તેથી એક રસાવિભાગાધિક પરમાણુનો સમુદાય તે બીજી વર્ગણા, તેથી બે રસાવિભાગાધિક પરમાણુનો

૧. પ્રથમ સ્પર્ધકગત અંતિમ વર્ગણાના રસાવિભાગોથી.
૨. સ્વજાતીય સમુદાય તે વર્ગણા.

સમુદાય તે ત્રીજી વર્ગણા, એ પ્રમાણે એકેક રસાવિભાગવૃદ્ધિએ અભવ્યથી અનંતગુણ અથવા સર્વસિદ્ધથી અનંતમાભાગપ્રમાણ અનંતવર્ગણાઓ કહેવી. આ અનંતવર્ગણાનો સમુદાય તે બીજું [1]સ્પર્ધક. ત્યાંથી આગળ પુનઃ પણ એક રસાવિભાગાધિક પરમાણુઓ નથી, તેમજ બે, ત્રણ, સંખ્યાત, અસંખ્યાત, યાવત્ અનંત રસાવિભાગાધિક પરમાણુઓ પણ નથી, પરંતુ સર્વ જીવથી અનંતગુણ જેટલા અનંતરસાવિભાગાધિક પરમાણુઓ છે. તેથી તેનો સમુદાય તે ત્રીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા, ત્યાંથી પુનઃ પણ આગળ અનુક્રમે એકેક રસાવિભાગની વૃદ્ધિએ અભવ્યથી અનંતગુણ, અથવા સર્વસિદ્ધના અનંતમાભાગપ્રમાણ અનંતવર્ગણાઓ કહેવી. એ અનંતવર્ગણાનો સમુદાય તે ત્રીજું સ્પર્ધક. એ પ્રમાણે સ્પર્ધકો પણ અભવ્યથી અનંતગુણ, અથવા સર્વસિદ્ધના અનંતમાભાગપ્રમાણ કહેવાં. એ અનંત સ્પર્ધકોનો સમુદાય તે એક અનુભાગબંધ [2]સ્થાન કહેવાય. પુનઃ કહે છે કે अणंतगुणियंसव्वजिएहिंपि ઇત્યાદિ–અર્થાત્ [3]પ્રથમસ્પર્ધકગત અંતિમવર્ગણાથી દ્વિતીયસ્પર્ધકગત પ્રથમ વર્ગણાનું અંતર પણ સર્વ જીવથી [4]અનંતગુણ જાણવું.

ઇતિ [5]અન્તરપ્રરૂપણા.

---

૧ વર્ગણાનો સમુદાય તે સ્પર્ધક.

૨ સ્પર્ધકોનો સમુદાય તે સ્થાન.

૩ અહિં " પ્રથમ " શબ્દ પૂર્વસ્પર્ધકનો વાચક પણ અર્થતઃ સંભવે, જેથી સર્વ સ્પર્ધકોનું ગ્રહણ થાય, અથવા " અનંતગુણ જાણવું " એ વાક્યથી આગળ " શેષસ્પર્ધકોમાં પણ એ પ્રમાણે પૂર્વસ્પર્ધકની અંતિમ વર્ગણાથી પરસ્પર્ધકની પ્રથમવર્ગણાનું અંતર સર્વ જીવથી અનંતગુણ જાણવું " એ વાક્ય અધ્યાહારથી ગ્રહણ કરવું.

૪ પૂર્વસ્પર્ધકની અંતિમવર્ગણામાં જેટલા રસાવિભાગ છે, તેથી પરસ્પર્ધકની પ્રથમવર્ગણામાં સર્વજીવથી અનંતગુણ અધિક રસાવિભાગ છે ( ઇતિઉદ્દેશતઃ ) તથા પૂર્વરસાવિભાગથી અનંતગુણ રસાવિભાગ પણ છે, એ પ્રમાણે બન્ને રીતે અનંતગુણપણું છે.

૫ જો કે અન્તરપ્રરૂપણા અહિં સમાપ્ત થતી નથી ને આગળના

એ પ્રમાણે શેષ સ્પર્ધકો ને અન્તરો પણ યથોક્ત પ્રમાણ જાણવાં. ને તે એક સ્પર્ધકગતવર્ગણા જેટલાં અર્થાત્ અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધથી અનંતમાભાગપ્રમાણ સ્પર્ધકો તે એક અનુભાગબંધસ્થાન, અથવા પ્રથમ અનુભાગબંધસ્થાન, અથવા સર્વ જઘન્યઅનુભાગબંધસ્થાન જાણવું. અનુભાગબંધસ્થાન એટલે એક કાષાયિક અધ્યવસાયવડે ગ્રહણ કરેલા કર્મપરમાણુઓના રસસ્પર્ધક સમુદાયનું પરિમાણ.[1]

---

સર્વસ્પર્ધકોમાં પ્રાપ્ત થાય છે, પરંતુ અંતર જાણવાની રીતિ અત્રે સમાપ્ત થાય છે, તે અપેક્ષાએ અન્તરપ્રરૂપણા પણ સમાપ્ત થઇ કહેવાય. ઇતિ સ્પર્ધકાદિ પ્રરૂપણામાં પણ જાણવું.

૧ જીવ કાષાયિક અધ્યવસાયવડે વિવક્ષિત સમયે પ્રત્યેક આત્મપ્રદેશે અનંતાનંત કર્મસ્કંધોને ગ્રહણ કરે છે, તે ગ્રહણ કરેલા અનંત સ્કંધોમાંના પ્રત્યેક સ્કંધો અનંતાનંત પ્રદેશોપચિત છે. ને એકેક કર્મપ્રદેશે સર્વ જીવથી અનંતગુણ અનંતગુણ રસાવિભાગ છે. પરંતુ વિવક્ષિત સમયમાં ગ્રહણ થયેલા તે સર્વ કર્મપ્રદેશોમાં જે રસાવિભાગો છે, તે સરખી સંખ્યાવાળા નથી, પરતુ હીનાધિક સંખ્યાવાળા રસાવિભાગો છે. એ હીનાધિકપણું કેવી રીતે છે તે ટીકાકાર મહારાજે ટીકામા વર્ગણા ને સ્પર્ધકની સ્થિતિએ સવિસ્તર કહ્યું છે. પુનઃ કોઇ પણ એકજ આત્મપ્રદેશસંબદ્ધ એકજ કર્મસ્કંધવર્તિ સર્વ પ્રદેશો પણ સમરસાવિભાગયુક્ત નથી, એ રીતે સર્વ કર્મસ્કંધમાં જાણવું. એ પ્રમાણે એકજ સમયમા ગ્રહણ થયેલા કર્મ પુદ્ગલોમાં રસાવિભાગોની જેટલી હીનાધિકતા હોય છે, તે સર્વ હીનાધિકપણાનો સમુદાય તે એક અનુભાગબંધસ્થાન કહેવાય. અથવા એક જીવે એકજ સમયમાં ગ્રહણ કરેલા પુદ્ગલોમાં રસાવિભાગોની હીનાધિકતાનો જે સમુદાય તે એક અનુભાગબંધસ્થાન. કોઇ પણ એક સમયે જીવને એક વર્ગણા કે એક સ્પર્ધકરૂપ રસની પ્રાપ્તિ હોયજ નહિ; પરંતુ એક સમયમા અનેક વર્ગણા ને અનેક સ્પર્ધકરૂપ એક સ્થાન જેટલોજ રસ પ્રાપ્ત થાય છે. પુનઃ કદાચ શંકા થાય કે—એકજ અધ્યવસાય વડે એકજ સમયમાં ગ્રહણ કરેલા પુદ્ગલો સર્વ એક સરખા રસવાળા નહિ થતા ભિન્ન ભિન્ન રસ વાળા કેમ થાય છે? તે સંબંધમાં જાણવું જોઇએ કે, એકજ અધ્યવ-

એ પ્રમાણે સ્થાનપ્રરૂપણા કરીને હવે કંડકપ્રરૂપણા કહે છે. પુનઃ પણ મૂળથી આરંભીને સર્વ સ્થાનો તે રીતેજ કહીને પુનઃ એક અનંતગુણાધિક સ્થાન કહેવું. એ પ્રમાણે અનંતગુણાધિક સ્થાને પણ એક કંડકપ્રમાણ થાય ત્યાં સુધી કહેવાં.

## મૂળ ગાથા ૩૨ મી.

**एत्तो अंतरतुल्लं, अंतरमणंतभागुत्तरंबिइयमेवं ॥**
**अंगुलअसंखभागो, अणंतभागुत्तरंकंडं ॥ ३२ ॥**

ગાથાર્થઃ—આ પ્રથમસ્થાનથી દ્વિતીયસ્થાનના અપાંતરાલે પૂર્વોકત અન્તરસ્પર્ધક જેટલું અન્તર છે. તથા બીજું અનુભાગબંધસ્થાન તે પ્રથમ સ્થાનની અપેક્ષાએ અનંતભાગઅધિક છે. એ પ્રમાણે અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણ અનુભાગસ્થાનો તે અનંતભાગવૃદ્ધિનું પ્રથમ કંડક છે.

ટીકાર્થઃ—આ પ્રથમ સ્થાનથી પ્રારંભીને દ્વિતીય સ્થાન સુધીમાં પૂર્વોકત અન્તરસ્પર્ધક જેટલું અંતર છે. અર્થાત્ જેમ પ્રથમ સ્પર્ધકગત અંતિમવર્ગણાથી દ્વિતીય સ્પર્ધકની પ્રથમ વર્ગણાનું અન્તર સર્વ જીવથી અનંતગુણ કહ્યું છે. તેમ અહિં પણ પ્રથમ સ્થાનના અન્તિમસ્પર્ધકની અન્તિમવર્ગણાથી દ્વિતીય સ્થાનના પ્રથમ સ્પર્ધકની પ્રથમ વર્ગણાનું અન્તર સર્વ જીવથી અનંતગુણ જાણવું. પુનઃ તે બીજું અનુભાગસ્થાન સ્પર્ધકની અપેક્ષાએ અનંતભાગ અધિક છે, અર્થાત્ પ્રથમ અનુભાગસ્થાનમાં જેટલાં સ્પર્ધકો છે તેથી અનંતભાગ અધિક સ્પર્ધકો દ્વિતીય અનુભાગસ્થાનમાં છે, એ

---

સાય વડે ગ્રહણ થતા સર્વ પરમાણુઓમાં એક સરખી યોગ્યતાનો અભાવ છે, જેથી ગ્રહણ સમયે હીનાધિકરસપણે પરિણમે છે. એ વિચિત્ર રસ પરિણમન યોગ્યતાવાળા પુદ્ગલોને ગ્રહણ કરવાથી તે અનુભાગ.ધ્યવસાય પણ વિચિત્રગર્ભ કહેવાય. ( કારણેકાર્યોપચારાત્ )

પ્રમાણે પ્રદર્શિત પ્રકારે અક્રમે અનંતભાગ અધિક અનુભાગ-સ્થાનો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી અંગુલના અસંખ્યાતમાભાગ પ્રમાણ અનુભાગસ્થાનો થાય. એ અનુભાગસ્થાનોનો સમુદાય તે એક કંડક કહેવાય, અને એ કંડક अणंतभागुत्तरं એટલે અનંતભાગ અધિકસ્થાનના સમુદાયરૂપ હોવાથી અનંતભાગાધિક કંડક કહેવાય છે.

ઇતિ કંડકપ્રરૂપણા.

## ॥ अथ षट्स्थान प्ररुपणा ॥

તે પ્રથમ કંડકથી આગળ જે અન્ય અનુભાગસ્થાન છે તે સ્પર્ધકની અપેક્ષાએ અસંખ્યભાગ અધિક છે. તેથી આગળ કંડક પ્રમાણ અનુભાગબંધસ્થાનો અનુક્રમે અનંતભાગ અધિક છે. તેથી આગળ પુનઃ પણ એક અનુભાગબંધસ્થાન અસંખ્યભાગ અધિક છે, ત્યાંથી આગળ પુનઃ પણ એક કંડક પ્રમાણ અનુભાગસ્થાનો અનંત ભાગ અધિક છે, ત્યાંથી આગળ પુનઃ પણ એક અનુભાગસ્થાન અસંખ્યભાગ અધિક, એ પ્રમાણે અસંખ્યભાગાધિક અનુભાગ સ્થાનો વડે અંતરિત અનંતભાગાધિક કંડકો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી અસંખ્યભાગાધિક સ્થાનો પણ એક કંડકપ્રમાણ થાય.

कंडक તે સિદ્ધાંત સંજ્ઞાએ અંગુલના અસંખ્યાતમાભાગમાં જેટલા આકાશપ્રદેશ તેટલી સંખ્યા જાણવી.

તે અંતિમ અસંખ્યભાગાધિકસ્થાનથી આગળ અનુક્રમે કંડક પ્રમાણ અનુભાગસ્થાનો અનંતભાગાધિક કહેવાં, ત્યાંથી આગળ પુનઃ એક સંખ્યેયભાગાધિક અનુભાગસ્થાન કહેવું–ત્યાંથી આગળ મૂલથી પ્રારંભીને જેટલાં અનુભાગસ્થાનો પૂર્વે અતિક્રમ્યાં છે તે સર્વ તેવીજ રીતે પુનઃ કહીને પુનઃ પણ એક સંખ્યભાગાધિક સ્થાન કહેવું. એ પ્રમાણે સંખ્યેયભાગાધિકસ્થાનો પણ એક કંડક પ્રમાણ થાય ત્યાં સુધી કહેવું.

ત્યાંથી આગળ પુનઃ પણ પૂર્વોક્ત ક્રમ પૂર્વક સંખ્યભાગાધિક સ્થાનને ઠેકાણે એક સંખ્યેયગુણાધિક અનુભાગસ્થાન કહેવું. ત્યાંથી આગળ પુનઃ પણ મૂળથી આરંભીને જેટલાં અનુભાગસ્થાનો જે રીતે વ્યતિક્રાન્ત થયાં છે તેટલાં સર્વ અનુભાગસ્થાનો તે પ્રમાણેજ કહેવાં. ત્યાંથી આગળ પુનઃ પણ એક સંખ્યેયગુણાધિકસ્થાન કહેવું. ત્યાંથી આગળ પુનઃ પણ મૂલથી આરંભીને જેટલાં સ્થાનો વ્યતિક્રાંત થયાં છે તેટલાં સ્થાનો તેવીજ રીતે કહેવાં, ત્યાંથી આગળ પુનઃ પણ એક સંખ્યગુણાધિક સ્થાન કહેવું. એ પ્રમાણે આ સંખ્યેયગુણાધિક અનુભાગોસ્થાનો પણ કંડકપ્રમાણ થાય ત્યાં સુધી કહેવાં.

ત્યાંથી આગળ પૂર્વોક્ત અનુક્રમપૂર્વક પુનઃ સંખ્યેયગુણાધિક-સ્થાન પ્રસંગે અસંખ્યેયગુણાધિકસ્થાન કહેવું. ત્યાંથી આગળ પુનઃ પણ મૂલથી આરંભીને જેટલાં સ્થાનો જે રીતે પૂર્વે કહી ગયા છીએ તેટલાં સ્થાનો તેવી રીતેજ કહેવાં. ત્યાંથી આગળ પુનઃ પણ એક અસંખ્યેયગુણાધિકસ્થાન કહેવું. ત્યાંથી આગળ પુનઃ પણ મૂલથી આરંભીને જેટલાં સ્થાનો જે રીતે અતિક્રાન્ત થયાં છે તેટલાં સ્થાનો તે રીતેજ કહેવાં. ત્યાંથી આગળ પુનઃ પણ એક અનુભાગ બન્ધસ્થાન અસંખ્યેયગુણાધિક કહેવું. આ પરિપાટીએજ અસંખ્ય-ગુણાધિક અનુભાગસ્થાનો પણ કંડકપ્રમાણ કહેવાં.

ત્યાંથી આગળ પુનઃ પણ પૂર્વ પરિપાટીએ અસંખ્યગુણાધિક સ્થાન કહેવાનો પ્રસંગ આવે ત્યાં એક અનંતગુણાધિકસ્થાન કહેવું. ત્યાંથી આગળ પુનઃ પણ મૂલથી પ્રારંભીને સર્વ સ્થાનો તેવી રીતેજ કહીને પુનઃ એક અનંતગુણાધિકસ્થાન કહેવું. ત્યાંથી આગળ પુનઃ પણ મૂળથી આરંભીને સર્વસ્થાનો તે રીતેજ કહીને પુનઃ એક અનંત ગુણાધિકસ્થાન કહેવું. એ પ્રમાણે અનંત ગુણાધિકસ્થાનો પણ એક કંડક પ્રમાણ થાય ત્યાં સુધી કહેવું.

અનુભાગ બંધસ્થાનોમાં ષટ્સ્થાનની પરિપાટી શ્રી ટીકાકાર મહારાજે ટીકામાં દર્શાવી તે હવે સૂત્રને અનુસરીને કહેવાય છે.

## મૂળ ગાથા ૩૩ મી.

एगं असंखभागे–णंतभागुत्तरंपुणोकंडं ॥
एवं असंखभागु–त्तराणि जा पुव्वतुल्लाणि ॥ ३३ ॥

ગાથાર્થઃ—તે પ્રથમ કંડકથી આગળ અસંખ્યેયભાગાધિક એક અનુભાગબંધસ્થાન જાણવું, ત્યાંથી આગળ પુનઃ પણ અનંતભાગાધિક સ્થાનનું એક કંડક કહેવું, એ પ્રમાણે અસંખ્યેયભાગાધિક સ્થાનો પણ પૂર્વતુલ્ય એટલે યાવત્ કંડક પ્રમાણ કહેવાં.

ટીકાર્થઃ—તે પ્રથમ કંડકથી આગળ એક અસંખ્યેયભાગાધિક અનુભાગબંધસ્થાન જાણવું. અર્થાત્ પૂર્વસ્થાનગત સ્પર્ધક સંખ્યાની અપેક્ષાએ અસંખ્યાતમાભાગે અધિક સ્પર્ધકવાળું જાણવું, ત્યાંથી આગળ પુનઃ પણ अनंतभागोत्तरंकंडं એટલે અનુક્રમે એક કંડક પ્રમાણ અનંતભાગાધિકસ્થાનો જાણવાં, ત્યાંથી આગળ પુનઃ પણ એક અસંખ્યેયભાગાધિકસ્થાન, એ પ્રમાણે અનન્તભાગાધિક કંડકોવડે અંતરિત અસંખ્યેયભાગાધિકસ્થાનો પણ એક યાવત્ પૂર્વતુલ્ય એટલે કંડકપ્રમાણ થાય ત્યાં સુધી કહેવી. ત્યાંથી આગળ પુનઃ પણ એક કંડકપ્રમાણ અનંતભાગાધિકસ્થાનો કહીને ત્યાંથી આગળ પુનઃ પણ अनंतभागोत्तरंकंडं એટલે અનુક્રમે એક કંડક પ્રમાણ અનંતભાગાધિકસ્થાનો જાણવાં, ત્યાંથી આગળ પુનઃ પણ એક અસંખ્યેયભાગાધિકસ્થાન. એ પ્રમાણે અનન્તભાગાધિક કંડકોવડે અંતરિત અસંખ્યેયભાગાધિકસ્થાનો પણ યાવત્ પૂર્વતુલ્ય એટલે કંડકપ્રમાણ થાય ત્યાં સુધી કહેવાં. ત્યાંથી આગળ પુનઃપણ એક કંડકપ્રમાણ અનંતભાગાધિકસ્થાનો કહીને ત્યાંથી આગળ એક સંખ્યેયભાગાધિકસ્થાન કહેવું.

## મૂળ ગાથા ૩૪ મી.

**एगं संखेज्जुत्तर, मेत्तो तीयाण तित्थिया बीयं ॥**
**ताण वि पढमसमाइं, संखेज्जगुणोत्तरं एक्कं ॥३४॥**

ગાથાર્થ:—તે પ્રથમ સંખ્યેયભાગાધિકસ્થાનથી આગળ મૂલથી આરંભીને જેટલા અનુભાગબંધસ્થાનો પૂર્વે અતિક્રમ્યાં છે તેટલાં અનુભાગસ્થાનો તે રીતેજ અતિક્રમીને બીજું સંખ્યેયભાગાધિક કહેવું. તે સંખ્યેયભાગાધિકસ્થાનો પણ પૂર્વોક્ત પરિપાટીએ પ્રથમ પ્રદર્શિત [1]કંડકપ્રમાણ થાય ત્યાં સુધી કહેવાં. ત્યાંથી આગળ પૂર્વોક્ત પરિપાટીએ સંખ્યેયભાગાધિકસ્થાન કહેવાનો પ્રસંગ આવે ત્યાં એક સંખ્યેયગુણાધિકસ્થાન કહેવું.

ટીકાર્થ:—ગાથાર્થવત્

## મૂળ ગાથા ૩૫ મી.

**एत्तो [illegible] अ[illegible]त्थियाणि बिइयमवि ताण पढमस्स॥**
**तुल्लाणसंखगु[illegible]यं, एक्कं तीयाण एक्कस्स ॥३५॥**

ગાથાર્થ:—एत्तो=તે સંખ્યેયગુણાધિક અનુભાગબંધસ્થાનથી આગળ तीयाणि=પૂર્વાતીત સર્વસ્થાનોને अइच्छियाणि=અતિક્રમીને बिइयमवि=બીજું સંખ્યેયગુણાધિક સ્થાનકહેવું. એ રીતે ताणि=તે સંખ્યેયગુણાધિકસ્થાનો પણ पढमस्स=પ્રથમ અનંતભાગાધિકસ્થાન तुल्लाण=પ્રમાણ કહેવાં, ત્યાંથી આગળ एक्कं=એક ऽसंखगुणियं=અસંખ્યગુણાધિકસ્થાન કહેવું. ત્યાંથી આગળ तीयाण=પૂર્વાતીત સર્વસ્થાનો કહેવાં. ત્યાંથી આગળ પુનઃ પણ एक्कस्स=એક અસંખ્યેયગુણાધિક સ્થાન કહેવું.

---

૧ પ્રથમ કંડકપ્રમાણ=અનંતભાગાધિક કંડકપ્રમાણ.

ટીકાર્થઃ—આ સંખ્યેયગુણાધિક અનુભાગબંધસ્થાનથી આગળ પૂર્વે જેટલાં અનુભાગબંધસ્થાનો મૂલથી આરંભીને અતિક્રમ્યાં છે, તેટલાં અતિક્રમીને બીજું સંખ્યેયગુણાધિકસ્થાન કહેવું. તે સંખ્યેયગુણાધિકસ્થાનો પણ ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી પ્રથમ અનંતભાગાધિકસ્થાનના કંડક તુલ્ય થાય. ત્યાંથી આગળ પુનઃ પૂર્વોક્ત પરિપાટીએ જ્યાં સંખ્યેયગુણાધિકસ્થાન કહેવાનો પ્રસંગ આવે, ત્યાં એક અસંખ્યગુણાધિક સ્થાન કહેવું. ત્યાંથી આગળ મૂલથી આરંભીને જેટલાં સ્થાનો પૂર્વે અતિક્રમ્યાં છે તેટલાં અનુભાગ સ્થાનો પુનઃ અતિક્રમીને બીજું અસંખ્યગુણાધિકસ્થાન કહેવું.

## મૂળ ગાથા ૩૬ મી.

**बिइयं ताणिसमाइं, पढमस्साणंतगुणियमेगंतो**
**तीयाण इत्थियाणं, ताणवि पढमस्स तुल्लाइं ॥३६॥**

ગાથાર્થઃ—बिइयं=દ્વિતીય ताणि=તે અસંખ્યેયગુણાધિક સ્થાનો પણ पढमस्स समाइं=પ્રથમ કંડક તુલ્ય કહેવાં. ત્યાંથી આગળ एगं=એક अणंत गुणियं=અનંતગુણાધિકસ્થાન કહેવું. तो=ત્યાંથી આગળ तीयाण=પૂર્વોતીત સ્થાનોને इत्थियाणं=અતિક્રમીને ताणवि= તે અનંતગુણાધિકસ્થાનો પણ पढमस्स=પ્રથમ કંડક तुल्लाइं=તુલ્ય કહેવાં.

ટીકાર્થઃ—તે અસંખ્યગુણાધિકસ્થાનો પણ મૂલ ભૂત પ્રથમ અનંતભાગાધિક કંડકપ્રમાણ થાય છે, ત્યાંથી આગળ પુનઃ પણ પૂર્વોક્ત પરિપાટીએ જ્યાં અસંખ્યેયગુણાધિકસ્થાન કહેવાનો પ્રસંગ આવે ત્યાં એક અનંતગુણાધિકસ્થાન કહેવું, ત્યાંથી આગળ મૂલથી આરંભીને જેટલાં અનુભાગબંધસ્થાનો વ્યતિક્રાન્ત થયાં તેટલાં સ્થાનોને પુનઃ પણ તેવીજ રીતે અતિક્રમીને બીજું અનંતગુણાધિકસ્થાન કહેવું. એ પ્રમાણે તે અનંતગુણાધિકસ્થાનો પણ

યાવત્ પ્રથમ અનંતભાગાધિક કંડક તુલ્ય જાણવાં, ત્યાંથી આગળ પુનઃ [1]પંચકવૃદ્ધિ કહેવી.

શંકા—ત્યાંથી આગળ એટલે પંચકવૃદ્ધિથી આગળ પુનઃ પણ એક અનંતગુણાધિકસ્થાન ઉપજે કે નહિ?

ઉત્તર—પંચકવૃદ્ધિથી આગળ અનંતગુણાધિક અનુભાગસ્થાન ન ઉપજે કારણ કે પંચકવૃદ્ધિને અંતે ષટ્સ્થાનની સમાપ્તિ થાય છે.

આ ષટ્સ્થાનકને વિષે અનંતભાગ અસંખ્યભાગાદિ વૃદ્ધિ કહી; ત્યાં કેટલા પ્રમાણવાળા અનંત વા અસંખ્યાતમાભાગાદિકની વૃદ્ધિ કરવી તે કહે છે.

### મૂળ ગાથા ૩૭ મી.

**सव्वजियाणमसंखेज्जलोग, संखेज्जगस्स जेट्ठस्स ॥**
**भागोतिसुगुणणातिसु, छट्ठाणमसंखिया लोगा॥३७॥**

ગાથાર્થઃ—સર્વજીવ પ્રમાણ અસંખ્યેયલોકાકાશ પ્રદેશ પ્રમાણને ઉત્કૃષ્ટ સંખ્યાતરાશિ પ્રમાણથી ત્રણને વિષે ગુણાકાર જાણવો–તથા એ ષટ્સ્થાનકો પણ અસંખ્યલોકપ્રદેશ પ્રમાણ છે.

ટીકાર્થઃ—પ્રથમની ૩ વૃદ્ધિને વિષે અનંત, અસંખ્ય, ને સંખ્યાતનો ભાગ તે અનુક્રમે સર્વજીવ, અસંખ્યલોકાકાશપ્રદેશ, ને ઉત્કૃષ્ટસંખ્યાતનો જાણવો. અને ઉત્તરની (આગળની) ૩ વૃદ્ધિમાં પણ ગુણાકાર એ પ્રમાણનોજ જાણવો. ભાવાર્થ એ છે કે–

[1] પૂર્વોક્ત ષટ્સ્થાનકની પરિપાટીએ. અનંતભાગવૃદ્ધિ, અસંખ્યભાગ વૃદ્ધિ, સંખ્યભાગવૃદ્ધિ, સંખ્યગુણવૃદ્ધિ, ને અસંખ્યગુણવૃદ્ધિ એ પાંચ વૃદ્ધિ. ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી (કંડથી ઉપર) અનંતગુણવૃદ્ધિ કહેવાતું સ્થાન આવે. (પરંતુ તે સ્થાને અનંતગુણવૃદ્ધિ કહેવી નહિ.) ઇતિ.

17

ગાથાર્થ:—અનન્તગુણ વૃદ્ધિ સ્થાનોને આદિમાં રાખીને પશ્ચાનુપૂર્વીએ અનંતરાનંતર વૃદ્ધિમાં અસંખ્યગુણ અલ્પબહુત્વ કહેવું. અને ઇતર પરંપરોપનિધામાં અનન્તરોપનિધાથી વિપરીત ક્રમ જાણવો, અને સંખ્યગુણવૃદ્ધિ તથા સંખ્યભાગવૃદ્ધિમાં સંખ્ય-ગુણરૂપ અલ્પબહુત્વ કહેવું.

ટીકાર્થ:—અહિં અલ્પબહુત્વ પ્રરૂપણા બે પ્રકારે છે, ૧ અનંતરોપનિધા ને ૨ જી પરંપરોપનિધા, ત્યાં એક ષટ્સ્થાનકમાં [1]અન્તિમસ્થાનથી આરંભીને પશ્ચાનુપૂર્વીએ અનંતરોપનિધા પ્રરૂપણા કરાય છે. અનંન્તગુણ વૃદ્ધિનાં સ્થાનોને આદિમાં રાખીને શેષ સ્થાનો અસંખ્યગુણ અસંખ્યગુણ કહેવાં તે આ પ્રમાણે—અનન્તગુણ વૃદ્ધિ સ્થાનો સર્વથી અલ્પ છે. કારણ કે તે માત્ર કંડક પ્રમાણજ છે. તેથી અસંખ્યગુણ વૃદ્ધિ સ્થાનો અસંખ્યગુણ છે. એમાં ગુણકાર કેટલો? તો કહીએ છીએ કે કંડક પ્રમાણથી ગુણાકાર કરી એક કંડકનો પક્ષેપ કરે તેટલો [2]ગુણક રાશિ છે. ( અહિં ગુણક રાશિ તો માત્ર કંડક પ્રમાણજ છે ). જો એમ પૂછતા હો કે તે કેવી રીતે જણાય? તો કહીએ છીએ કે અહિં એકેક અનંતગુણાધિક સ્થાનથી પૂર્વે પૂર્વે કંડકકંડક પ્રમાણ અસંખ્યગુણવૃદ્ધિ સ્થાનો છે તે કારણથી કંડક રાશિ જેટલો ગુણક રાશિ છે. પુનઃ અનન્તગુણવૃદ્ધિ કંડકથી ઉપર કંડકમાત્ર અસંખ્યગુણવૃદ્ધિસ્થાનો છે, પરંતુ અનન્તગુણવૃદ્ધિ-સ્થાન નથી. તેથી તે ઉપરનું એક કંડક વિશેષાધિક જાણવું, તે અસંખ્યગુણાધિકસ્થાનોથી સંખ્યેયગુણાધિકસ્થાનો અસંખ્યગુણ છે, તેથી પણ સંખ્યેયભાગાધિકસ્થાનો અસંખ્યગુણ છે, તેથી પણ અસં-ખ્યભાગાધિકસ્થાનો અસંખ્યગુણ છે, તેથી પણ અનન્તભાગાધિક-સ્થાનો અસંખ્યગુણ છે. ગુણાકાર સર્વત્ર કંડકપ્રમાણ જાણવો, ને ઉપર એક કંડક અધિક જાણવું. તે આ પ્રમાણે:—

૧ આ સ્થાને મૂળ ૬ વૃદ્ધિના અપેક્ષા હોવાથી અન્તિમસ્થાન એટલે છઠું અનન્તગુણવૃદ્ધિરૂપસ્થાન જાણવું પરંતુ સર્વાંતિમ જે અનન્તભાગાધિક સ્થાન છે તે નહિ.

૨ " ગુણક " એ શબ્દથી અહિં " ગુણાકાર અર્થ જાણવો. "

એકેક અસંખ્યગુણાધિક સ્થાનથી પૂર્વે સંખ્યેયગુણાધિક સ્થાનો કંડક કંડક માત્ર પ્રાપ્ત થાય છે, તે કારણે કંડકથી ગુણાકાર કરવો, ને અસંખ્ય ગુણાધિકસ્થાનના કંડકથી ઉપર એક કંડક પ્રમાણ સંખ્યેયગુણાધિક સ્થાનો પ્રાપ્ત થાય છે, ને તદનંતર અસંખ્યેયગુણાધિક નહિ પણ અનન્તગુણાધિક સ્થાનજ પ્રાપ્ત થાય છે; ને અહિં જે સંખ્યેયગુણાધિક સ્થાનોનો વિચાર ચાલે છે તે પ્રથમ અનન્તગુણાધિકસ્થાનથી પૂર્વે અસખ્યગુણાકધિસ્થાનની અપેક્ષાએ છે, પરંતુ તેથી ( પ્રથમાનંતગુણાધિકસ્થાનથી ) આગળનાં ( સંખ્યેય ગુણાધિક ) સ્થાનોના વિચારનો પ્રસંગ નથી. તે કારણે ( કંડક ગુણાકારથી ) ઉપર એક કંડકનો અધિક પ્રક્ષેપ થાય છે. એ પ્રમાણે સંખ્યેયભાગાધિકસ્થાનોના અસંખ્ય ગુણાકારનો વિચાર પણ એ રીતેજ જાણવો. એ પ્રમાણે અનન્તરોપનિધાએ અલ્પબહુત્વની પ્રરૂપણા કરીને હવે પરંપરોપનિધાની રીતીએ તે અલ્પબહુત્વ પ્રરૂપણા કરતાં કહે છે કે—

**તિવ્વવરીય મિયરઓ** ઇતિ એટલે ઇતર અર્થાત્ પરંપરોપનિધામાંજ અનંતરોપનિધોક્ત ક્રમથી વિપરિત વિવક્ષા જાણવી. ( ને તેથીજ ) અહિં અલ્પબહુત્વનો પ્રારંભ આદિમ ( એટલે ૬ માંની પ્હેલી ) વૃદ્ધિથી કરવો. તે આ પ્રમાણે–અન્તભાગાધિકસ્થાનો સર્વથી અલ્પ છે. કારણ કે પ્રથમ અનુભાગસ્થાનથી આરંભીને અનન્તભાગાધિકસ્થાનો ૧ કંડક માત્રજ પ્રાપ્ત થાય છે, પરંતુ અધિક નહિ. તેથી અસંખ્યભાગાધિક સ્થાનો અસંખ્યગુણ છે, તે કેવી રીતે? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–અનન્તભાગાધિક કંડકથી ઉપરનું પ્રથમ અસંખ્યેયભાગાધિકસ્થાન જો પાશ્ચાત્ય કંડકના (પૂર્વ કંડકના) અન્તિમસ્થાનની અપેક્ષાએ અસંખ્યભાગ વડે અધિક છે તો તેથી ઉપરનું (પ્હેલું) અનન્તભાગાધિકસ્થાન તેની ( પૂર્વ કંડકાંતિમસ્થાનની ) અપેક્ષાએ અવશ્ય અસંખ્યભાગાધિક થાય, ને એ અનન્તભાગવૃદ્ધિસ્થાન ( માં અનંતભાગાધિકપણું ) તે પ્રથમ અસંખ્યેયભાગાધિકસ્થાનની અપેક્ષાએ છે ( પરંતુ ) અનન્ત ભાગાધિક

કંડક સંબંધિ અન્તિમસ્થાનની અપેક્ષાએ તો ( તે અનંતભાગાધિક-સ્થાન ) અસંખ્યભાગાધિકજ છે. તેથી ઉપર ઉપરના ( અનન્તભાગાધિક ) સ્થાનો વિશેષ વિશેષથી અસંખ્યભાગાધિક ત્યાં સુધી જાણવાં કે જ્યાં સુધી સંખ્યેયભાગાધિક સ્થાનક પ્રાપ્ત ન ન થાય. તેથી એ પ્રમાણે જે પ્રથમ અસંખ્યેયભાગાધિકસ્થાનથી પ્રારંભીને પ્રથમ સંખ્યેય ભાગાધિક સ્થાનથી પૂર્વે અંતરાલમાં જેટલાં[1] સ્થાનો, તે સર્વે પણ અસંખ્યભાગાધિકજ કહેવાય.

તે કારણથીજ અનન્તભાગાધિક સ્થાનોથી અસંખ્યેયભાધિક સ્થાનો અસંખ્યગુણ છે ને તેથી પણ સંખ્યેયભાગાધિક સ્થાનો સંખ્યાતગુણ છે. તે કેવી રીતે સમજાય ? એમ જો કહેતા હો તો કહીએ છીએ કે–પ્રથમ સંખ્યેયભાગાધિક સ્થાનમાં જે સંખ્યેયભાગાધિકપણું છે તે પૂર્વના અનન્તર [2]સ્થાનની અપેક્ષાએ છે, તો જો પ્રથમ સંખ્યયભાગાધિક સ્થાનમાંજ સંખ્યતભાગ વૃદ્ધિ પ્રાપ્ત થઈ તો તે પ્રથમ સ્થાનથી ઉત્તરવર્તિ ( આગળના ) અનન્તભાગાધિકને અસંખ્યેયભાગાધિકસ્થાનોની અવશ્ય અસંખ્ય ભાગવૃદ્ધિ થાય, કારણ કે અનન્તભાગવૃદ્ધિ અથવા અસંખ્યભાગવૃદ્ધિ પૂર્વ પૂર્વના અનન્તર સ્થાનની અપેક્ષાએ છે, ને પ્રથમ સંખ્યેયભાગવૃદ્ધિથી પૂર્વનું જે [3]અનન્તરસ્થાન છે તેની અપેક્ષાએ [4] સર્વે પણ સ્થાનો ( એટલે ) અનન્તભાગાધિક અથવા અસંખ્યભાગાધિક સ્થાનો તે અનુક્રમે વિશેષ વિશેષપણે સંખ્યેયભાગાધિકથાય છે. ને એ પ્રમાણે વિશેષ વિશેષતર અસંખ્યભાગ વૃદ્ધિ પણ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી [5]મૂળરૂપ બીજું સંખ્યેયભાગાધિકસ્થાન ન આવે. કારણ કે

---

૧ અંકસ્થાપનાનુસારે ૧૯ અનુભાગસ્થાનો.

૨ અંતન્તભાગાધિકસ્થાનની અપેક્ષાએ છે.

૩ અનન્તભાગાધિક સ્થાન છે તેની અપેક્ષાએ.

૪ અંકસ્થાપનાનુસારે ૨૫ અનુભાગસ્થાનો ( પહેલા ત્રગડા અને બીજા ત્રગડાની અંતરાળમાંનાં. )

૫ અંકસ્થાપનાનુસારે પ્રથમ સંખ્યભાગરૂપ પહેલા ત્રગડાથી પ્રારંભીને

બીજું મૂળ સંખ્યેયભાગાધિકસ્થાન તે સાધિક બે સંખ્યેયભાગે કરીને અધિક જાણવું, ત્રીજું સાધિક ત્રણ સંખ્યેયભાગે કરીને અધિક, ને ચોથું સાધિક ચાર સંખ્યેયભાગે કરીને અધિક જાણવું, એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી અન્તરે રહેલાં મૂળ સંખ્યેયભાગ વૃદ્ધિસ્થાનો ઉત્કૃષ્ટ સંખ્યાત પ્રમાણ થાય.

એ સર્વ ( મૂળ સંખ્યેયભાગસ્થાનો ) અને એકેક મૂળ સ્થાનના અન્તર અન્તરમાં જેટલાં (અન્ય) સ્થાનો છે, તે સર્વમાં એક સર્વાંતિમ સ્થાન સિવાયનાં સર્વે પણ સ્થાનો સંખ્યેયભાગ વૃદ્ધિવાળાં જાણવાં, કારણ કે એ [1]ઉત્કૃષ્ટ સંખ્યાતમું અસંખ્યભાગ વૃદ્ધિસ્થાન સંખ્યેયગુણ થાય છે. અર્થાત દ્વિગુણ થાય છે. માટે એ અંતિમસ્થાન સંખ્યેયભાગ વૃદ્ધિની ગણત્રીમાંથી ત્યાગ કરાય છે. તથા અહિં જેટલાં અસંખ્યેયભાગાધિકસ્થાનો પૂર્વે કહ્યા તે સર્વ

---

પ્હેલા ચોગડાથી પૂર્વનાં ૧૦૦ સ્થાનો, તે ( પ્હેલાં ત્રગડાની પૂર્વના એકડા રૂપ અનંતભાગાધિક; પરંતુ પ્રસ્તુત પ્રરૂપણામાં અસંખ્યભાગાધિક સ્થાનથી) સંખ્યાતભાગ અધિક છે. ને ૪ ત્રગડારૂપ ૪ સ્થાનો મૌલ સંખ્યેયભાગાધિક જાણવાં ધ્રતિભાવઃ

૧ કહેવાનો ભાવાર્થ એવો છે કે પ્રથમ સંખ્યેયભાગાધિકસ્થાનથી પૂર્વના અનંતર જે અનંતભાગાધિકસ્થાન ( ષટ્સ્થાનકવક્તવ્યતાપેક્ષાએ પરંતુ પ્રસ્તુત અધિકારાપેક્ષાએ નહિ ) તેથી આગળનાં પ્રથમ સંખ્યભાગ વૃદ્ધિસ્થાનથી યાવત્ અન્તરાન્તરવર્તિ એકોનસર્વોત્કૃષ્ટ સંખ્યાતપ્રમાણ સંખ્યેયભાગ વૃદ્ધિઓમાં એકેક સંખ્યાતમોભાગ વધતો જતો હોવાથી ઉત્કૃષ્ટ સંખ્યાતમી સંખ્યેયભાગવૃદ્ધિમાં બીજો સંપૂર્ણ સંખ્યાતરાશિ વધી જતાં દ્વિગુણ વૃદ્ધિ થઇ જાય છે. જેમકે ૧૦૦ એ ઉત્કૃષ્ટ સંખ્યાતરાશિ છે, ને ૧૦૦૦ અનુભાગસ્થાન છે, તથા ૪ એ સંખ્યાતમો ભાગ છે. ને પ્રથમ સ્થાન સુધી સંખ્યાતભાગવૃદ્ધિ ચાલુ રહે પરંતુ ૧૦૦ મે સ્થાને તો ૨૦૦૦ સ્પર્ધક થતાં દ્વિગુણ વૃદ્ધિજ થાય. માટે ઉત્કૃષ્ટ સંખ્યાતમારૂપ સર્વાન્તિમસ્થાનનો સંખ્યેયભાગની ગણત્રીમાંથી ત્યાગ કરાય છે.

અન્તરાન્તરભાવી સંખ્યેયભાગાધિકસ્થાનોના એકેક અન્તરમાં પ્રાપ્ત થાય છે. અને તે અન્તરાન્તરભાવિ મૂળ સંખ્યેયભાગ વૃદ્ધિવાળાં સ્થાનો પ્રસ્તુત અધિકારમાં ઉત્કૃષ્ટ સંખ્યાત જેટલાં ગ્રહણ કરાય છે. માત્ર તેજ એક સર્વાંતિમ સંખ્યેયભાગાધિકસ્થાનનોજ ત્યાગ કરાય છે તેથી કરીને અસંખ્યભાગાધિકસ્થાનોથી સંખ્યેયભાગાધિકસ્થાનો સંખ્યાતગુણ હોય છે.

તેથી પણ સંખ્યેયગુણાધિકસ્થાનો સંખ્યાતગુણ છે. તે કેવી રીતે ? એમ પૂછતા હો તો કહીએ છીએ કે–પ્રથમ સંખ્યેયભાગાધિકસ્થાનથી પૂર્વાનંતરસ્થાનની અપેક્ષાએ ઉત્તરવર્તિ આંતરામાં રહેલાં ઉત્કૃષ્ટસંખ્યાત પ્રમાણ મૂળ સંખ્યેયભાગાધિકસ્થાનોને આતક્રમીને જે અંતિમસ્થાન આવે, તે સાધિકદ્વિગુણ પ્રાપ્ત થાય છે. ત્યાંથી પુનઃ પણ તેટલાં સ્થાનો અતિક્રમતાં સાધિક ત્રિગુણસ્થાન આવે. એ પ્રમાણે ચતુર્ગુણસ્થાન પણ આવે ને એ રીતે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી ઉત્કૃષ્ટસંખ્યાતગુણસ્થાન આવે.

ત્યાંથી આગળ પુનઃ પણ ઉત્કૃષ્ટ સંખ્યાતપ્રમાણ સ્થાનો અતિક્રમીને અન્તે જે એક ગુણાધિકસ્થાન આવે તે જઘન્ય અસંખ્યેયગુણ થાય છે. તે કારણથીજ સંખ્યેયભાગાધિક સ્થાનોથી સંખ્યેયગુણાધિક સ્થાનો સંખ્યેયગુણજ થાય છે. તેજ વાત ગાથાથી કહે છે કે संखेज्जरकेसु संखगुणं ઇતિ=સંખ્યેયનામવાળા એટલે સંખ્યેય ભાગવૃદ્ધિ ને સંખ્યેયગુણવૃદ્ધિ રૂપ સ્થાનોમાં સંખ્યાતગુણપ્રમાણ સંખ્યેયગુણતા કહેવી.

તે સંખ્યેયગુણવૃદ્ધિસ્થાનોથી પણ અસંખ્યેયગુણવૃદ્ધિસ્થાનો અસંખ્યગુણ છે. તે કેવી રીતે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–અહિં જે પૂર્વોક્ત અનંતર જઘન્યાસંખ્યેયગુણસ્થાનથી આગળનાં અનંતભાગાધિક, અસંખ્યેયભાગાધિક, સંખ્યેયભાગાધિક, સંખ્યેયગુણાધિક, ને અસંખ્યેયગુણાધિકસ્થાનો સર્વે પણ અસંખ્ય-

ગુણુ છે, તે કારણુથી સંખ્યેયગુણાધિક સ્થાનોથી અસંખ્યેય ગુણાધિકસ્થાનો અસંખ્યગુણાં છે.

તેથી પણ અનંતગુણવૃદ્ધિસ્થાનો અસંખ્યગુણુ છે તે કેવી રીતે? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે—અહિં પ્રથમ અનંતગુણાધિકસ્થાનથી આરંભીને જ્યાં સુધી ષટ્સ્થાનકની પરિસમાપ્તિ થાય ત્યાં સુધીનાં સર્વે પણ સ્થાનો અનન્તગુણાધિક છે તે આ પ્રમાણે—જો પ્રથમ અનંતગુણાધિકસ્થાન પૂર્વના અનંતર સ્થાનની અપેક્ષાએ અનંતગુણુ થયેલું છે, તો ઉત્તરવર્તિ અનંતભાગાધિકાદિ (૬ એ સ્થાનો) તેની અપેક્ષાએ અવશ્ય અનંતગુણાધિક થાય છે, પુનઃ જેટલાં સ્થાનો પ્રથમ અતિક્રમ્યાં છે તેટલાં સ્થાન અન્તરે અન્તરે રહેલાં અનંતગુણાધિક સ્થાનોના પ્રત્યેક અન્તરમાં પ્રાપ્ત થાય છે ને તે અન્તરો કંડક પ્રમાણ છે, તેથી પૂર્વોક્ત અસંખ્યેયગુણાધિક સ્થાનોથી અનન્તગુણાધિકસ્થાનો અસંખ્યગુણ થાય છે.

એ પ્રમાણે અલ્પબહુત્વપ્રરૂપણા કરી, ને તે કરવાંથી અનુભાગ બન્ધસ્થાનો પણ કહ્યાં, અને હવે એ બન્ધસ્થાનોમાં જીવ નિષ્પાદપણે જે રીતે વર્તે છે તે પ્રરૂપણા કરવા યોગ્ય છે તેમાં આઠ અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ પ્રતિસ્થાને જીવપ્રમાણપ્રરૂપણા | ૫ વૃદ્ધિપ્રરૂપણા |
| ૨ અન્તરસ્થાનપ્રરૂપણા | ૬ યવમધ્યપ્રરૂપણા |
| ૩ નિરન્તરસ્થાનપ્રરૂપણા | ૭ સ્પર્શનાપ્રરૂપણા |
| ૪ નાનાજીવકાલપ્રમાણપ્રરૂપણા | ૮ અલ્પબહુત્વપ્રરૂપણા |

એ આઠ અનુયોગમાં પ્રથમ એકેક સ્થાને નાના જીવ પ્રમાણ પ્રરૂપણા કરાય છે.

### મૂળ ગાથા ૪૪ મી.

थावरजीवा ऽणंता, एक्केक्के तसजिया असंखेज्जा
लोगासिमसंखेज्जा, अंतरमह थावरेनत्थि ॥ ४४ ॥

ગાથાર્થઃ—એકેક અધ્યવસાયસ્થાને સ્થાવર જીવો અનંત વર્તે છે ને ત્રસ જીવો અસંખ્ય વર્તે છે. પુનઃ ત્રસજીવપ્રાયોગ્ય અધ્યવસાયસ્થાનોમાં અસંખ્યલોકપ્રમાણ અંતર રહે છે, ને સ્થાવરજીવોમાં અનુભાગાધ્યવસાયનું અંતર નથી.

**ટીકાર્થઃ**—સ્થાવરજીવોને બંધપ્રાયોગ્ય અનુભાગસ્થાનોમાં પ્રત્યેક સ્થાનમાં અનન્ત સ્થાવરજીવો બંધકપણે વર્તે છે, અને ત્રસ પ્રાયોગ્યસ્થાનોમાંના એકેક સ્થાનમાં ત્રસ જીવો જઘન્યથી એક વા બે ને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલા અસંખ્યાત વર્તે છે.

( ઇતિ પ્રતિસ્થાને જીવપ્રમાણપ્રરૂપણા )

હવે [1]અન્તરસ્થાનપ્રરૂપણા કહે છે તે આ પ્રમાણે—लोगासंख इत्यादि એટલે ત્રસજીવોને અસંખ્ય લોકાકાશપ્રમાણ અનુભાગસ્થાનોનું અંતર છે અર્થાત્ એટલાં અનુભાગસ્થાનો બંધાતાં નથી. એનું તાત્પર્ય આ પ્રમાણે છે—ત્રસપ્રાયોગ્ય જે અનુભાગબંધસ્થાનો ત્રસજીવને બંધ પ્રત્યે પ્રાપ્ત થતાં નથી તે જઘન્યપદે એક વા બે ને ઉત્કૃષ્ટપદે અસંખ્યલોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. અને સ્થાવર પ્રાયોગ્ય સ્થાનોમાં અન્તર પડતું નથી, કારણ કે સ્થાવર પ્રાયોગ્ય સર્વે સ્થાનો સદાકાળ સ્થાવર જીવો વડે બધ્યમાન પ્રાપ્ત થાય છે. તે કેવી રીતે જણાય ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે અહિં સ્થાવર જીવો અનંત છે, ને સ્થાવરોને બંધ પ્રાયોગ્યસ્થાનો પુનઃ અસંખ્યાત જ છે તેથી અન્તર પ્રાપ્ત થતું નથી.

( ઇતિ અન્તરસ્થાનપ્રરૂપણા )

---

૧ નંબરવાર ( પંક્તિબદ્ધ ) સ્થાપન કરેલા અધ્યવસાયોમા ( પંક્તિમથી ) જે અંતર પડે તે પણ પંક્તિબદ્ધ અંતર ગ્રહણ કરવું પરંતુ છૂટક છૂટક બંધશૂન્યસ્થાનના સમુદાયની અપેક્ષાએ આ અન્તરપ્રરૂપણા ન જાણવી. યથા ০০০০০০০০০০০০০০০০০০ ০০০০০০০০ આ સ્થાપનામા જે પાતળા શૂન્ય છે તે બંધશૂન્યસ્થાનદર્શક એટલે અન્તરરૂપ છે.

હવે નિરન્તરસ્થાનપ્રરૂપણા કહેવાય છે.

## મૂળ ગાથા ૪૫ મી.

**आवलिअसंखभागो, तसा निरंतर अहेग ठाणंमि**
**नाणाजीवाएवइ, कालंएगिंदियानिच्चं ॥ ४५ ॥**

**ગાથાર્થ**:—ત્રસ જીવોવડે નિરન્તર બધ્યમાન સ્થાનો આવલિકાના અસંખ્યાતભાગ પ્રમાણ છે, અને નાના ત્રસ જીવોની અપેક્ષાએ એક સ્થાનમાં બંધકાળ પણ એટલોજ છે, અને સ્થાવર પ્રાયોગ્ય એકેક અનુભાગસ્થાનમાં એકેંદ્રિયજીવ નિત્ય એટલે સર્વકાળ બંધકપણે વર્તે છે.

**ટીકાર્થ**:—અહિં तसा શબ્દમાં તૃતિયા વિભક્તિના અર્થમાં પ્રથમાવિભક્તિ આવી છે ( માટે અર્થ તૃતિયાને અનુસરતો કરવો ). માટે ( ત્રસપ્રાયોગ્યસ્થાનો ) ત્રસ જીવોવડે બધ્યમાન સ્થાનો નિરન્તર ( કેટલાં છે તે કહેવાં ) તાત્પર્ય એ છે કે-ત્રસ જીવો વડે નિરન્તર[1] બધ્યમાન અનુભાગસ્થાનો જઘન્યથી એક બે વા ત્રણ અને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણ છે. તે કેમ રીતે જણાય ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે-ત્રસ જીવો અલ્પ છે, ને પુનઃ ત્રસ પ્રાયોગ્ય સ્થાનો અસંખ્ય છે, તેથી ત્રસ જીવો વડે સર્વ સ્થાનો અનુક્રમે નિરન્તર બધ્યમાનપણે પ્રાપ્ત થતાં નથી, પરંતુ ઉત્કૃષ્ટથી પણ આવલિકાના અસંખ્યાતમાભાગ માત્રજ બધ્યમાનપણે પ્રાપ્ત થાય છે. ( ઇતિ નિરન્તરસ્થાન પ્રરૂપણા ).

---

૧ આ "નિરંતર" એ શબ્દ કાળદર્શક નથી, પરંતુ બધ્યમાનસ્થાનોનું અનંતરાનંતરપણું દર્શાવે છે તે આં પ્રમાણે-કોઇ એક સમયમા અસત્કલ્પનાએ આ ૪૦ ○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○○ અધ્યવસાય સ્થાનરૂપ પંક્તિમાથી ૯ બૃહત્શૂન્યરૂપ અનંતરાનંતર ( નિરંતર ) વર્તિ અધ્યવસાયસ્થાનો તે 'ઉત્કૃષ્ટથી' નિરંતર બધ્યમાન જાણવાં.

હવે નાનાજીવકાલ પ્રરૂપણા કહે છે.

अहेगठाणम्मि ઈત્યાદિ–અર્થાત્ અનેક જીવોવડે બધ્યમાન એકેક અનુભાગસ્થાન કેટલા કાળ સુધી અવિરહિત પ્રાપ્ત થાય ? એ પ્રશ્ન થયે છતે ઉત્તર–( અપાય છે કે ) અનેક ત્રસ જીવો ત્રસપ્રાયોગ્ય એકેક અનુભાગ બન્ધસ્થાનમાં જઘન્યથી ૧ સમય ને ઉત્કૃષ્ટથી एवइकालं=એટલોજ કાળ અર્થાત્ પૂર્વે કહ્યા પ્રમાણે આવલિકાના અસંખ્યાતમાભાગ જેટલા કાળ સુધી નિરન્તર બંધકપણે પ્રાપ્ત હોય છે. તદનંતર અવશ્ય તે સ્થાન બંધશૂન્ય થાય છે એ ભાવાર્થ છે. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે–એકેક ત્રસ પ્રાયોગ્યાનુભાગ બન્ધસ્થાન બીજા બીજા ત્રસજીવોવડે નિરંતર બધ્યમાન હોય તો જઘન્યથી એક વા બે સમય સુધી, અને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમાભાગ જેટલા કાળ સુધી નિરન્તર બધ્યમાનપણે હોય છે.

एगिंदियानिच्चं કતિ=સ્થાવર પ્રાયોગ્ય એકેક અનુભાગબન્ધ સ્થાને નાનાવિધ એકેંદ્રિયજીવો નિત્ય અર્થાત્ બંધકપણે સર્વકાળ અવિરહિત પ્રાપ્ત થાય છે. તે એકેંદ્રિય પ્રાયોગ્ય સ્થાન કદાચિત્ કાળે પણ બંધશૂન્ય થતું નથી અહિં પણ તાત્પર્ય એજ છે કે— સ્થાવર પ્રાયોગ્ય એકેક અનુભાગસ્થાન અન્ય અન્ય સ્થાવર જીવોવડે નિરન્તરપણે સદાકાળ બંધાતું રહે છે, પરંતુ કોઈ પણ કાળે બંધ શૂન્ય થતું નથી.

એ પ્રમાણે નાના જીવોની અપેક્ષાએ કાળ પ્રરૂપણા કરીને હવે વૃદ્ધિ પ્રરૂપણાનો પ્રસંગ હોવાથી તે કહેવાય છે. ત્યાં ૨ અનુયોગ છે તે આ પ્રમાણે ૧ અનંતરોપનિધા ૨ પરંપરોપનિધા એ બેમાંથી પ્રથમ અનન્તરોપનિધા પ્રરૂપણા કહે છે.

### મૂળ ગાથા ૪૬ મી.

थोवा जहन्नठाणे, जा जवमज्झं विसेसओअहिया
एत्तो हीणा उक्को–सगंतिजीवा अणंतरओ ॥ ४६ ॥

ગાથાર્થ:—જઘન્યાનુભાગબન્ધસ્થાનમાં વર્તતા સર્વ જીવો તે અલ્પ છે, તેથી બીજા અનુભાગસ્થાનમાં વર્તતા જીવો વિશેષાધિક છે, તેથી પણ ત્રીજા અનુભાગસ્થાનમાં વર્તતા જીવો વિશેષાધિક છે, એ પ્રમાણે સર્વમધ્યઅષ્ટ સામયિકાનુભાગસ્થાન સુધી કહેવું. અહિંથી આગળ પુનઃ અનંતર અનંતરપણે ( અનુક્રમે ) વિશેષહીન વિશેષહીન કહેવાં તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ દ્વિસામયિકસ્થાન આવે.

ટીકાર્થ:—ગાથાર્થવત્ ( ઇતિ અનંતરોપનિધા પ્રરૂપણા )

હવે ( અનુભાગસ્થાનોમાં વર્તમાન જીવોની હાનિ વૃદ્ધિ ) પરંપરોપનિધાવડે કહે છે.

## મૂળગાથા ૪૭ મી.

गंतूण मसंखेज्जे, लोगे दुगुणाणि जाव जवमज्झं
एत्तो य दुगुणहीणा, एवं उक्कोसगं जाव ॥ ४७ ॥

ગાથાર્થ:—અસંખ્યલોકપ્રમાણુસ્થાનો વારવાર અતિક્રમતાં અનંતર અનંતરસ્થાનમાં યાવત્ યવમધ્ય સુધી દ્વિગુણ દ્વિગુણ જીવો થાય, અને ત્યાંથી આગળ ઉત્કૃષ્ટ અનુભાગસ્થાન સુધી યથોક્તસ્થાનાતિક્રમે દ્વિગુણહાનિ દ્વિગુણહાનિ પ્રાપ્ત થાય.

ટીકાર્થ:—[1]જઘન્યાનુભાગસ્થાને જેટલા જીવો બન્ધકપણે

૧ આ હાનિવૃદ્ધિની પરિપાટી પ્રથમ અનુભાગસ્થાનથી પ્રારંભીને કહી છે, પરંતુ બીજી રીતે યવમધ્ય અનુભાગસ્થાનથી પ્રારંભીને પણ કહેવાય તે આ પ્રમાણે—યવમધ્યાનુભાગસ્થાનમાં બંધકપણે વર્તતા જીવોથી ઉભયપાર્શ્વે અસંખ્યલોકપ્રમાણુસ્થાનો અતિક્રમીને જે અનંતર સ્થાન આવે તે સ્થાનમાં બંધકપણે વર્તતા જીવો દ્વિગુણહીન હોય. એ પ્રમાણે વારંવાર ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી પૂર્વ પાર્શ્વે જઘન્યાનુભાગ સ્થાન પ્રાપ્ત થાય, ને ઉત્તર પાર્શ્વે સર્વોત્કૃષ્ટ અનુભાગસ્થાન પ્રાપ્ત થાય.

પ્રાપ્ત થાય, તેથી જઘન્યાનુભાગસ્થાનથી આરંભીને યાવત્ અસંખ્ય-લોક પ્રમાણસ્થાનો અતિક્રમ્યે જે અનુભાગસ્થાન આવે તેમાં બન્ધકપણે વર્તતાજીવો[1] દ્વિગુણ એટલે બમણા હોય છે. ત્યાંથી આગળ પુનઃ પણ તેટલાં સ્થાનો અતિક્રમતાં અનંતર જે સ્થાન આવે તેમાં બન્ધકપણે વર્તતા જીવો દ્વિગુણ થાય. એ પ્રમાણે દ્વિગુણ વૃદ્ધિ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી યવનો મધ્યભાગ આવે. ત્યાંથી અસંખ્ય-લોકપ્રમાણસ્થાનો અતિક્રમતાં જે સ્થાન આવે તેમાં યવમધ્યાનુ-ભાગસ્થાન બંધક જીવોથી દ્વિગુણહીન જીવો હોય. ત્યાંથી આગળ પુનઃ પણ તેટલાં સ્થાનો અતિક્રમતાં જે સ્થાન આવે તેમાં બન્ધકપણે વર્તતા જીવો દ્વિગુણહીન હોય છે, એ પ્રમાણે દ્વિગુણહાનિ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી [2]સ્વસ્વપ્રાયોગ્ય સર્વોત્કૃષ્ટ અનુભાગસ્થાન આવે.

( હવે એ દ્વિગુણવૃદ્ધિહાનિરૂપ અનુભાગસ્થાનો કેટલાં છે ? તે કહે છે. )

### મૂળ ગાથા ૪૮ મી.

**नाणंतराणि आवलिय, असंखभागो तसेसु इयरेसुं**
**एगंतरा असंखिय–गुणाइं ठाणंतराइं तु ॥ ४८ ॥**

ગાથાર્થઃ—ત્રસકાયજીવોમાં આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ( વૃદ્ધિ હાનિને અપાંતરાલે રહેલાં ) અન્તરો પ્રાપ્ય-

---

૧ ટીકામા **द्विगुण वृद्धा भवंति** એ પાઠમા વૃદ્ધા શબ્દ સાધિક વાચક નથી. અર્થાત્ " દ્વિગુણ અધિક " એવો અર્થ કરવાને માટે વૃદ્ધા શબ્દ નથી. પરંતુ પૂર્વસ્થાનાઅપેક્ષાએ " દ્વિગુણ જેટલા અધિક " જીવો સૂચ-વવાને માટે છે.

૨ અહિં **स्वस्वप्रायोग्य** કહેવાથી એમ સંભવે છે કે યવમધ્યાનુ-ભાગથી ઉત્તરવર્તિ અષ્ટસામયિકાદિ ૭ વિભાગના અન્તિમ અન્તિમ સ્થાનો હશે.

માણુ છે, ને સ્થાવર જીવોમાં એક અન્તરથી ( અન્તરવર્તિ સ્થાનોથી ) અસંખ્યગુણુ અન્તરો પ્રાપ્યમાણુ છે.

**ટીકાર્થઃ**—णाणंतराणि=નાનાન્તરાણિ એટલે નાના પ્રકારનાં દ્વિગુણવૃદ્ધિ ને દ્વિગુણહાનિ એ બેના અન્તરાલરૂપ જે ( અનુભાગ સ્થાનોનો સમુદાયોરૂપ ) અન્તરો તે ત્રસકાયજીવોમાં આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણુ પ્રાપ્યમાણુ હોય છે.[1] અહિં પ્રશ્ન એ છે કે ત્રસજીવોવડે નિરંતર બધ્યમાન સ્થાનોજ માત્ર આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણુ છે એમ [2]પૂર્વે કહ્યું છે, તો ત્રસજીવોમાં આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણુ અન્તરો પ્રાપ્યમાણુ કેમ હોય ? પૂર્વોક્ત રીતીએ તો એક પણુ અન્તરની પ્રાપ્તિ ત્રસજીવોમાં નહોય.[3] અહિં ઉત્તર એજ છે કે—એમાં કોઈ વિરોધ નથી. કારણુ કે પૂર્વે જે આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણુ સ્થાનોની પ્રાપ્તિ ( ત્રસજીવોમાં ) કહી તે નિરન્તર બંધપણાની અપેક્ષાએ કહી, ને અહિં તો ( ત્રસજીવોને બંધયોગ્ય સ્થાનોની અપેક્ષા છે તેથી ) જો કે આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણુ સ્થાનોથી બીજાં સ્થાનો જો કે વર્તમાન સમયમાં બંધાતાં નથી, પરંતુ કોઇ કોઇ સમયે તે સ્થાનો ત્રસ જીવોમાં બંધાય છે, ને ઉત્કૃષ્ટપદે તેમાં

---

૧ બે દ્વિગુણ વૃદ્ધિ વા બે દ્વિગુણ હાનિનાં જે જે અન્તરાલ તે અન્તર કહેવાય છે. તે એકેક અન્તરમાં અસંખ્યલોકપ્રમાણુ અનુભાગસ્થાનો છે, તેવાં આવલિના અસંખ્યાતમાભાગ પ્રમાણ અન્તરોમા જેટલા અનુભાગસ્થાનો છે તે સર્વ ત્રસજીવપ્રાયોગ્ય છે. ઇતિભાવઃ

૨ પૂર્વે એટલે ૪૫ મી ગાથામાં.

૩ અર્થાત્ ૪૫ મી ગાથાને અનુસારે ત્રસજીવોમાં અનુભાગસ્થાનની પ્રાપ્તિ ગણીએ તો એક પણુ અન્તરની પ્રાપ્તિ ન હોય કારણ કે એક અન્તરમાં અનુભાગસ્થાનો તો અસંખ્યલોકપ્રમાણુ છે ને ૪૫, મી ગાથામાં તો ત્રસજીવમાં આવલિના અસંખ્યાતમાભાગપ્રમાણુજ અનુભાગસ્થાનો કહ્યા છે માટે.

તેમાં જીવોનું વિશેષાધિકપણું હોય છે, માટે યથોક્ત પ્રમાણ અનુભાગ સ્થાનો ( અન્તરો ) ની પ્રાપ્તિ ત્રસજીવોમાં વિરોધવાળી સંભવતી નથી.

તથા સ્થાવર જીવોમાં ત્રસકાય પ્રાયોગ્ય એક અન્તરથી અસંખ્યેયગુણ નાનારૂપ અન્તરો પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે— ત્રસકાયિક જીવોના બે દ્વિગુણવૃદ્ધિ અથવા બે દ્વિગુણહાનિના એક અન્તરમાં જેટલાં અનુભાગ સ્થાનો છે તેથી અસંખ્યગુણ અન્તરોની પ્રાપ્તિ સ્થાવરકાય જીવોમાં છે.

અહિં ત્રસજીવપ્રાયોગ્ય દ્વિગુણ વૃદ્ધિ હાનિનાં અન્તરો સર્વથી અલ્પ છે, તેથી એક દ્વિગુણ વૃદ્ધિ વા હાનિના અંતરાલમાં રહેલાં અનુભાગસ્થાનો અસંખ્યગુણ છે, એ વિવક્ષા ત્રસપ્રાયોગ્ય કહી—સ્થાવર જીવો સંબંધિ અનુભાગ સ્થાનની વિવક્ષા આ પ્રમાણે—બે દ્વિગુણવૃદ્ધિ વા દ્વિગુણ હાનિના એક અન્તરમાં રહેલાં અનુભાગસ્થાનો સર્વથી અલ્પ છે, ને તેથી દ્વિગુણ વૃદ્ધિ વા હાનિનાં અન્તરો પુનઃ અસંખ્યગુણ છે.

( ઇતિ વૃદ્ધિ પ્રરૂપણા )

હવે યવમધ્ય પ્રરૂપણા કરાય છે તે આ પ્રમાણે—યવમધ્ય રૂપ અષ્ટસામયિક અનુભાગસ્થાનો શેષ સ્થાનોની અપેક્ષાએ અસંખ્યાતમાભાગ માત્ર છે, તથા યવમધ્યથી પૂર્વનાં સ્થાનો અલ્પ છે ને તેથી યવમધ્યથી ઉપરનાં સ્થાનો અસંખ્યગુણ છે. કહ્યું છે કે—

जवमज्झे ठाणाइं, असंखभागो उ सेसठाणाणं
हेट्ठम्मि होंति थोवा, उवरिम्मि असंखगुणियाणि ॥ १ ॥

( પંચસંગ્રહે ) ગતાર્થા.

( ઇતિ યવમધ્ય પ્રરૂપણા )

હવે સ્પર્શના પ્રરૂપણા કહે છે.

મૂળગાથા ૪૯—૫૦—૫૧ મી.

फासणकालो तीए, थोवो उक्कोसगे जहन्ने उ
होइ असंखेज्जगुणो, उ कंडगे तत्तिओ चेव ॥४९॥

जवमज्झ कंडगोवरि, हेट्ठो जवमज्झओ असंखगुणो
कमसो जवमज्झुवरिं, कंडगहेट्ठा य तावइओ ॥५०॥

जवमज्झुवरि विसेसो, कंडगहेट्ठा य सव्वहिं चेव ॥
जीवप्पाबहु मेवं, अज्झवसाणेसु जाणेज्जा ॥५१॥

ગાથાર્થઃ—અતીતકાળમાં ( એક જીવની અપેક્ષાએ ) ઉત્કૃષ્ટ ( દ્વિસામસામયિક સ્થાનોમાં ) સ્પર્શના કાળ સર્વથી અલ્પ છે, તેથી જઘન્ય (પૂર્વ ચતુઃ સામયિક) સ્થાનોમાં સ્પર્શનાકાળ અસંખ્યગુણ છે.તેથી કંડકમાં ( એટલે ઉત્તર ચતુઃ સામયિક ) સ્થાનોમાં સ્પર્શના કાળ નિશ્ચય તુલ્ય છે. ॥ ૪૯ ॥

તેથી યવમધ્ય ( રૂપ અષ્ટ સામયિક ) સ્થાનોમાં તથા કંડકથી ઉપરનાં ( ઉત્તર ત્રિસામયિક ) સ્થાનોમાં તથા યવમધ્યથી પૂર્વે ( પૂર્વ સપ્તષટ્પંચ સામયિક ) સ્થાનોમાં અનુક્રમે સ્પર્શના કાળ અસંખ્યગુણ છે. તેથી કંડકપૂર્વે રહેલાં ને યવમધ્યથી ઉત્તરનાં ( ઉત્તર સપ્તષટ્ પંચસામયિક ) સ્થાનોમાં સ્પર્શનાકાળ તુલ્ય છે. ॥ ૫૦ ॥

તેથી યવમધ્યોત્તરવર્તિ ( સપ્ત સામયિકાદિ સર્વ ) સ્થાનોમાં સ્પર્શનાકાળ વિશેષાધિક, તેથી કંડક પૂર્વેનાં નિશ્ચય સર્વ ( ઉત્તર ત્રિસામયિકથી પૂર્વ ચતુઃસામયિક સુધીનાં ) સ્થાનોમાં (એક જીવનો)

સ્પર્શનાકાળ વિશેષાધિક. એ પ્રમાણે અધ્યવસાયસ્થાનોમાં પણ જીવોનું અલ્પબહુત્વ જાણવું. ॥ ૫૧ ॥

ટીકાર્થઃ—અતીતકાળમાં એક જીવનો ઉત્કૃષ્ટ એટલે દ્વિ સામયિક અનુભાગસ્થાનોમાં સ્પર્શનાકાળ સર્વથી અલ્પ છે. અર્થાત્ અતીતકાળમાં પરિભ્રમણ કરતા એવા એક જીવે દ્વિસામયિકાનુભાગ સ્થાનો અતિ અલ્પકાળ સુધી સ્પર્શ્યાં છે. પુનઃ જઘન્ય એટલે પૂર્વ ચતુઃસામયિકાનુભાગસ્થાનો અતીતકાળમાં જે એક જીવે સ્પર્શ્યાં છે તેનો કાળ અસંખ્યાતગુણો છે. તેથી કંડકમાં એટલે ઉત્તરવર્તિ ચતુઃસામયિકાનુભાગસ્થાનોમાં એક જીવનો સ્પર્શનાકાળ તુલ્ય અર્થાત્ પૂર્વ ચતુઃસામયિકસ્થાન સ્પર્શનાકાળ જેટલો છે. તેથી યવમધ્યમાં એટલે અષ્ટસામયિકાનુભાગસ્થાનોમાં સ્પર્શનાકાળ અસંખ્યગુણ છે. તેથી કંડકોત્તરવર્તિ એટલે ઉત્તર ચતુઃ સામયિક સ્થાનોથી ઉપરનાં ત્રિસામયિકસ્થાનોમાં સ્પર્શનાકાળ અસંખ્યગુણ છે. તેથી યવમધ્યપૂર્વે પંચસામયિક, ષટ્સામયિક, ને સપ્ત સામયિક સ્થાનોમાં સ્પર્શનાકાળ અસંખ્યગુણ છે, ને પરસ્પર તુલ્ય છે. તેથી અનુક્રમે યવમધ્યોત્તર કંડકથી એટલે ઉત્તરવર્તિ ચતુઃ સામયિક સ્થાનોથી પૂર્વનાં પંચ, ષટ્, સપ્ત સામયિકસ્થાનોનો સ્પર્શનાકાળ પણ યવમધ્યપૂર્વવર્તિ પંચ, ષટ્, સપ્ત સામયિક સ્થાન સ્પર્શનાકાળ જેટલો છે, તેથી યવમધ્યોત્તરવર્તિ દ્વિસામયિક પર્યંતનાં સર્વ સ્થાનોનો સ્પર્શનાકાળ વિશેષાધિક છે, તેથી કંડક પૂર્વનાં એટલે ઉત્તરવર્તિ ચતુઃસામયિક સ્થાનોથી જઘન્યચતુઃસામયિક સુધીનાં સર્વે સ્થાનોનો સ્પર્શનાકાળ વિશેષાધિક છે; તેથી પણ સર્વ સ્થાનોનો સ્પર્શનાકાળ વિશેષાધિક છે. એ પ્રમાણે સ્પર્શના પ્રરૂપણા કરીને હવે અલ્પબહુત્વ પ્રરૂપણા કહે છે.

( ઇતિ સ્પર્શનાકાળ પ્રરૂપણા. )

જીવપ્પાબહુ ઇત્યાદિ—જેમ સ્પર્શનાકાળનું અલ્પબહુત્વ કહ્યું

તેવી રીતે અનુભાગબન્ધસ્થાનના નિમિત્તભૂત અધ્યવસાયોમાં વર્તતા જીવોનું અલ્પબહુત્વ પણ કહેવું. તે આ પ્રમાણે—

દ્વિસામયિકાનુભાગબન્ધસ્થાનના નિમિત્તભૂત એવા ઉત્કૃષ્ટ અધ્યવસાયોમાં વર્તતા જીવો સર્વથી અલ્પ છે, તેથી જઘન્ય ચતુઃસામયિકસ્થાનનિબન્ધનભૂત જઘન્ય અધ્યવસાયોમાં વર્તતા જીવો અસંખ્યગુણ છે, અને ઉત્તરવર્તિ ચતુઃસામયિકસ્થાન નિબન્ધનરૂપ અધ્યવસાયોમાં વર્તતા જીવો પણ તેટલાજ છે. તેથી પણ અષ્ટ સામયિક નિબન્ધનભૂત અધ્યવસાયોમાં વર્તતા સર્વ જીવો અસંખ્યગુણ છે. તેથી પણ પૂર્વના પંચ ષટ્ સપ્ત સામયિક નિબન્ધનભૂત અધ્યવસાયોમાં વર્તતા સર્વ જીવો અસંખ્યગુણ છે. તથા ઉપરિતન પંચ ષટ્ સપ્ત સામયિક નિબન્ધનભૂત અધ્યવસાયોમાં જીવો પણ તેટલાજ છે, તેથી પણ યવમધ્યોત્તરવર્તિ સર્વસ્થાનનિબન્ધનભૂત અધ્યવસાયોમાં વર્તતા સર્વ જીવ વિશેષાધિક, તેથી પણ ઉત્તરવર્તિ ચતુઃસામયિકથી જઘન્યચતુઃસામયિક પર્યંત સર્વસ્થાનના નિબન્ધન ભૂત અધ્યવસાયોમાં વર્તતા સર્વ જીવો વિશેષાધિક છે, ને તેથી પણ સર્વ અનુભાગસ્થાનનિબન્ધનભૂત અધ્યવસાયોમાં વર્તતા સર્વ જીવો વિશેષાધિક છે ( ઇતિ જીવાલ્પ બહુત્વ ).

એ પ્રમાણે અનુભાગબંધસ્થાનોમાં અને તેના હેતુભૂત એવા અધ્યવસાયોમાં જે રીતે જીવો વર્તે છે તે રીતે પ્રરૂપણા કરીને હવે અનેક જીવોની અપેક્ષાએ એકેક સ્થિતિસ્થાનાધ્યવસાયમાં- કેટલાં કેટલાં અનુભાગબન્ધાધ્યવસાયોની પ્રાપ્તિ હોય તેનું નિરૂપણ કરવાને અર્થે કહે છે.

મૂળ ગાથા ૫૨ મી.

**एक्केक्कम्मि कसायोदयम्मि लोगा असंखिया होंति**
**ठिइबंधट्ठाणेसु वि, अज्झवसाणाण ठाणाणि ॥५२॥**

ગાથાર્થ:—સ્થિતિસ્થાન નિબન્ધનભૂત એકેક કષાયોદયમાં અસંખ્યલોકપ્રમાણ અધ્યવસાયસ્થાનો છે, ને સર્વ સ્થિતિબન્ધ સ્થાનોમાં પણ પ્રત્યેકે અસંખ્યલોકપ્રમાણ અધ્યવસાયસ્થાનો છે.

ટીકાર્થ:—નાના જીવોની અપેક્ષાએ સ્થિતિસ્થાનના કારણભૂત એકેક કષાયોદયમાં કૃષ્ણાદિલેશ્યા પરિણામ વિશેષ રૂપ ( " કષાયોદય સહિત જે કૃષ્ણાદિલેશ્યારૂપ પરિણામ વિશેષ તેજ અનુભાગબન્ધમાં હેતુભૂત છે " ઇતિ વચનાત્ ) અનુભાગબન્ધાધ્યવસાય સ્થાનો અસંખ્ય લોકપ્રમાણ છે. તથા જઘન્ય સ્થિતિથી પ્રારંભીને ઉત્કૃષ્ટ સ્થિતિ સુધીના જેટલા સમયો તેટલાં સ્થિતિસ્થાનો છે. તે આ પ્રમાણે—સર્વ જઘન્ય સ્થિતિ એ પ્રથમ સ્થિતિસ્થાન, તેથી એક સમય અધિક સ્થિતિ તે બીજું સ્થિતિસ્થાન, તેથી એક સમયાધિક સ્થિતિ તે ત્રીજું સ્થિતિસ્થાન. એ પ્રમાણે એકેક સમયની વૃદ્ધિ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી કહેવી, ને એ રીતે અસંખ્ય સ્થિતિસ્થાનો થાય છે, તે અસંખ્યેયસ્થિતિબન્ધસ્થાનોમાંના પ્રત્યેક સ્થિતિ બન્ધસ્થાને તીવ્રતીવ્રતર મન્દમન્દતરાદિ કષાયોદયરૂપ અધ્યવસાય સ્થાનો અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ છે.

( એ પ્રમાણે પ્રત્યેક સ્થિતિબન્ધસ્થાને અધ્યવસાયસ્થાનો કહીને ) હવે એ અનુભાગાધ્યવસાયસ્થાનોની વૃદ્ધિમાર્ગણા કહેવાય છે તે બે પ્રકારે—૧ અનન્તરોપનિધાવૃદ્ધિ ને—૨ જી પરંપરોપનિધા વૃદ્ધિ ત્યાં પ્રથમ અનન્તરોપનિધાની રીતીએ વૃદ્ધિમાર્ગણા કરતાં આ પ્રમાણે કહે છે.

## મૂળ ગાથા ૫૩ મી.

**थोवाणि कसाउदये, अज्झवसाणाणि सव्वडहरम्मि**
**बिइयाइ विसेसहिया-णि जाव उक्कोसगं ठाणं ॥५३॥**

ગાથાર્થ:—સવ્વડહરમ્મિ=સર્વ જઘન્ય કષાયોદયમાં એટલે

સ્થિતિબન્ધ હેતુમાં કૃષ્ણાદિલેશ્યા પરિણામરૂપ અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનો અલ્પ છે, તેથી દ્વિતીયાદિ સ્થિતિબન્ધ હેતુભૂત કષાયોદયોમાં અનુક્રમે વિશેષાધિક અધ્યવસાયસ્થાનો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી ઉત્કૃષ્ટસ્થિતિબન્ધસ્થાન પ્રાપ્ત થાય. અર્થાત્ દ્વિતીય કષાયોદયમાં વિશેષાધિક, તેથી તૃતિય કષાયોદયમાં વિશેષાધિક, તેથી પણ ચતુર્થ કષાયોદયમાં વિશેષાધિક, એવી રીતે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી ઉત્કૃષ્ટકષાયોદયરૂપ સ્થિતિબન્ધાધ્યવસાય સ્થાન આવે.

**ટીકાર્થ:**—ગાથાર્થવત (ઇતિ અનન્તરોપનિધા વૃદ્ધિમાર્ગણા) હવે પરંપરોપનિધાએ વૃદ્ધિમાર્ગણા કહે છે. તે આ પ્રમાણે—

## મૂળ ગાથા ૫૪ મી.

**गंतूणमसंखेज्जे, लोगे दुगुणाणि जाव उक्कोसं**
**आवलिअसंखभागो, नाणागुणवुड्ढिठाणाणि ॥५४॥**

**ગાથાર્થ:**—પ્રથમ કષાયોદયથી આરંભીને અસંખ્યલોક પ્રમાણ અતિક્રમતાંજ અનંતર કષાયોદય આવે તેમાં અનુભાગ અધ્યવસાયસ્થાનો દ્વિગુણ હોય, એ પ્રમાણે ઉત્કૃષ્ટકષાયોદય આવે ત્યાં સુધી કહેવું, ને એ પરંપરોપનિધામાં જે નાના ગુણવૃદ્ધિ અને નાના ગુણહાનિ તે આવલિકાના અસંખ્યાતમાભાગપ્રમાણ છે.

**ટીકાર્થ:**—જઘન્યકષાયોદયથી પ્રારંભીને અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાનોને અતિક્રમીને આગળ જે સ્થિતિ બન્ધાધ્યવસાયસ્થાન આવે તેમાં જઘન્યસ્થિતિબન્ધપ્રાયોગ્ય અનુભાગાધ્યવસાયોથી દ્વિગુણ અનુભાગાધ્યવસાયસ્થાનો હોય છે. પુનઃ પણ ત્યાંથી યથોક્તપ્રમાણ સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનો ઉલ્લંઘીને આગળના સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનમાં દ્વિગુણ અનુભાગાધ્યવસાયો હોય. એ પ્રમાણે વારંવાર ત્યાં સુધી કહેવું કે જ્યાં

સુધી ઉત્કૃષ્ટસ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન પ્રાપ્ત થાય. પુનઃ અન્તરે અન્તરે જે નાના પ્રકારનાં દ્વિગુણ વૃદ્ધિ અને હાનિનાં સ્થાનો છે તે કેટલાં છે? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે—આવલિકાના અસંખ્યાતમાભાગે જેટલા સમય છે તેટલાં દ્વિગુણ વૃદ્ધિ હાનિ સ્થાનો છે.

(હવે પૂર્વોક્ત વૃદ્ધિપ્રરૂપણાનું પ્રકૃતિઓમાં અવતરણ કરે છે.)

## મૂળ ગાથા ૫૫ મી.

**सव्वासुभपगईणं सुभपगईणं विवज्जयं जाण**
**ठिइबंधट्ठाणेसु वि आउगवज्जाण पगडीणं ॥५५॥**

ગાથાર્થઃ—પૂર્વોક્ત વૃદ્ધિ પ્રરૂપણા અશુભ પ્રકૃતિઓની અપેક્ષાએ કહી છે અને શુભ પ્રકૃતિઓની વૃદ્ધિપ્રરૂપણા એથી વિપરીત રીતે જાણવી. તથા આયુ સિવાયની શુભાશુભ પ્રકૃતિઓના સ્થિતિબન્ધસ્થાનોમાં પણ વૃદ્ધિપ્રરૂપણા કષાયોદયવત્ જાણવી.

ટીકાર્થઃ—૫ જ્ઞાનાવરણ–૫ દર્શનાવરણ–૧ અશાતા–૧ મિથ્યાત્વ–૧૬ કષાય,–૯ નોકષાય,–૧ નર્કાયુ,–પંચેંદ્રિય જાતિવિના ૪ જાતિ–૫ અન્તિમ સંસ્થાન પંચક–૫ અન્તિમ સંહાયણ પંચક–૧ કૃષ્ણવર્ણ–૧ નીલવર્ણ–૧ દુરભિગન્ધ–૧ તિક્તરસ–૧ કટુરસ ૪ કર્કશ, ગુરૂ, રૂક્ષ, શીત, સ્પર્શ–૨ નર્કદ્વિક–૨ તિર્યગ્‌દ્વિક–૧ કુખગતિ–૧ ઉપઘાત–૧૦ સ્થાવરદશક–૧ નીચગોત્ર–૫ અન્તરાય એ ૮૭ અશુભ પ્રકૃતિઓમાં અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનોની વૃદ્ધિમાર્ગણા પૂર્વોક્ત રીતે જાણવી.

તથા–સુભપગઈણં ઇત્યાદિ=શાતા–નરાયુ–તિર્યગાયુ–દેવાયુ–દેવગતિ–મનુષ્યગતિ–પન્ચેંદ્રિયજાતિ–૫ શરીર–૫ સંઘાતન–૧૫ બન્ધન–સમચતુરસ્ત્ર–૩ ઉપાંગ–વજ્રર્ષભનારાચ–૧૧ શુભવર્ણાદિ–

દેવાનુપૂર્વી-નરાનુપૂર્વી-પરાઘાત-અગુરૂલઘુ-ઉશ્વાસ-આતપ-ઉદ્યોત સુખગતિ-૧૦ ત્રસદશક-નિર્માણ-જીન-ઉચ્ચગોત્ર એ ૬૯ પ્રકૃતિ, એમાં અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનોની વૃદ્ધિ માર્ગણા વિપરીત રીતે જાણવી તે આ પ્રમાણે—

સર્વોત્કૃષ્ટકષાયોદયે અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનો સર્વથી અલ્પ છે. તેથી ઉપાન્ત્ય કષાયોદયમાં વિશેષાધિક અનુભાગબન્ધાધ્યવસાયો છે, તેથી તૃતિયાંતિમકષાયોદયમાં અનુભાગાધ્યવસાયો વિશેષાધિક છે. તેથી ચતુરાંતિમ કષાયોદયમાં અનુભાગાધ્યવસાયો વિશેષાધિક છે. એ પ્રમાણે સર્વજઘન્ય કષાયોદયસ્થાન સુધી કહેવું. ( ઇતિ શુભપ્રકૃત્યનન્તરોપનિધાવૃદ્ધિ. )

હવે શુભ પ્રકૃતિમાં અનુભાગાધ્યવસાયોની પરંપરોપનિધાની રીતીએ વૃદ્ધિ પ્રરૂપણા કહેવાય છે તે આ પ્રમાણે—

ઉત્કૃષ્ટ કષાયોદયસ્થાનથી આરંભીને અસંખ્યલોકપ્રમાણ પૂર્વવર્તિ કષાયોદયસ્થાનોને અતિક્રમીને જે અનંતર કષાયોદય સ્થાન આવે તેમાં અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનો, ઉત્કૃષ્ટકષાયોદય સ્થાન સંબંધિ અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનોથી દ્વિગુણ થાય. ત્યાંથી આગળ પુનઃ પણ તેટલાંજ કષાયોદયસ્થાનો અતિક્રમતાં જે અનંતર કષાયોદય સ્થાન આવે તેમાં અનુભાગ બન્ધાધ્યવસાય સ્થાનો દ્વિગુણ થાય. એ પ્રમાણે વારંવાર ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી જઘન્ય કષાયોદયસ્થાન આવે. પુનઃ આંતરે આંતરે જે નાના પ્રકારનાં દ્વિગુણ વૃદ્ધિ હાનિનાં સ્થાનો તે પણ આવલિકાના અસંખ્યાતમાભાગે જેટલા સમય તેટલા પ્રમાણનાં છે. એમાં શુભ તથા અશુભ પ્રકૃતિનાં આવલિકાના અસંખ્યાતમાભાગના સમયપ્રમાણ જે અન્તરાન્તરવર્તિ દ્વિગુણવૃદ્ધિસ્થાનો તે અલ્પ છે, ને તેથી એક દ્વિગુણ વૃદ્ધિને અન્તરે રહેલાં કષાયોદયસ્થાનો અસંખ્યગુણ છે.

( ઇતિ સ્થિતિ બન્ધાધ્યવસાયોમાં અનુભાગબન્ધાધ્યવસાય પ્રરૂપણા. )

હવે સ્થિતિબન્ધસ્થાનોમાં અનુભાગબંધની પ્રરૂપણા કરાય છે. તે આ પ્રમાણે—

આયુ સિવાયની સર્વ પ્રકૃતિઓના સ્થિતિબન્ધસ્થાનોમાં ( કષાયોદયમાં અનુભાગાધ્યવસાયસ્થાનવત્ ) અનુભાગબન્ધસ્થાન કહેવાં તે આ પ્રમાણે—ત્યાં પૂર્વોક્ત આયુ સિવાયની સર્વ અશુભ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિમાં અનુભાગબન્ધસ્થાનો અસંખ્યલોક પ્રમાણ છે તે સર્વથી અલ્પ છે. તેથી દ્વિતીય સ્થિતિબન્ધમાં અનુભાગબન્ધસ્થાનો વિશેષાધિક છે, તેથી તૃતિય સ્થિતિબન્ધમાં અનુભાગબન્ધસ્થાનો વિશેષાધિક છે. એ રીતે ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સુધી કહેવું—તથા પૂર્વોક્ત આયુ સિવાયની શુભ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિમાં અનુભાગબન્ધસ્થાનો અસંખ્યલોક પ્રમાણ છે, તેથી ઉપાંત્ય સ્થિતિબન્ધમાં અનુભાગસ્થાનો વિશેષાધિક છે, તેથી દ્વિસમયોન સ્થિતિબન્ધમાં અનુભાગસ્થાનો વિશેષાધિક છે, તેથી પણ ત્રિસમયોન સ્થિતિબન્ધમાં અનુભાગસ્થાનો વિશેષાધિક છે, એ પ્રમાણે સર્વ જઘન્યસ્થિતિ સુધી કહેવું.

એ પ્રમાણે અનન્તરોપનિધા વૃદ્ધિપ્રરૂપણા કરીને હવે પરંપરોપનિધા વૃદ્ધિપ્રરૂપણા કરે છે.

## મૂળ ગાથા ૫૬ મી.

**पल्लाऽसंखियभागं, गंतुं दुगुणाणि आउगाणं तु**
**थोवाणि पढमबन्धे ठिइयाइ असंखगुणियाणि ॥५६॥**

ગાથાર્થ:—પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણ સ્થિતિબન્ધસ્થાનોને અતિક્રમતાં અનંતર જે જે સ્થિતિબંધસ્થાન આવે તેમાં દ્વિગુણ દ્વિગુણ અનુભાગસ્થાનો થાય. તથા આયુષ્યના પ્રથમ સ્થિતિબન્ધમાં અનુભાગસ્થાનો અલ્પ હોય ને તદનંતર દ્વિતીયાદિ સ્થિતિસ્થાનોમાં અસંખ્યગુણ અસંખ્યગુણ અનુભાગસ્થાનો હોય.

**ટીકાર્થ**:—પૂર્વોકત આયુષ્ય સિવાયની અશુભ પ્રકૃતિઓના જઘન્ય સ્થિતિબન્ધથી પ્રારંભીને પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણુ સ્થિતિસ્થાનોને અતિક્રમતાં જે અનંતર સ્થિતિસ્થાન આવે તેમાં અનુભાગબન્ધસ્થાનો પ્રથમસ્થિતિબન્ધગતાનુભાગસ્થાનોથી દ્વિગુણુ થાય. ત્યાંથી આગળ પુનઃ પણુ તેટલાં સ્થાનો અતિક્રમીને આગળના સ્થિતિસ્થાનમાં અનુભાગસ્થાનો દ્વિગુણુ થાય. એ રીતે વારંવાર ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન આવે.

તથા પૂર્વોકત આયુષ્ય સિવાયની શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનથી પ્રારંભીને પશ્ચાત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિસ્થાનોને ઉલ્લંઘીને જે અનંતર સ્થિતિસ્થાન આવે તેમાં અનુભાગસ્થાનો ઉત્કૃષ્ટસ્થિતિસ્થાનુભાગસ્થાનોથી દ્વિગુણુ થાય. પુનઃ ત્યાંથી પણુ પશ્ચાત્ પલ્યોપમાસંખ્યતમભાગ પ્રમાણુ સ્થિતિસ્થાનોને ઉલ્લંઘીને અનંતર સ્થિતિસ્થાનમાં અનુભાગ સ્થાનો દ્વિગુણુ થાય. એ રીતે વારંવાર ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી જઘન્ય સ્થિતિસ્થાન આવે. એ શુભ તથા અશુભ પ્રકૃતિઓનાં દ્વિગુણુ વૃદ્ધિસ્થાનો આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયરાશિ પ્રમાણુ થાય.

તથા દ્વિગુણુ વૃદ્ધિસ્થાનો સર્વથી અલ્પ છે, કારણુ કે આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણુ માત્ર છે, તેથી દ્વિગુણુ વૃદ્ધિના એક અન્તરાલમાં સ્થિતિસ્થાનો અસંખ્યગુણુ છે, કારણુ કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયરાશિ પ્રમાણુ એક અન્તરાલમાં સ્થિતિસ્થાનો છે.

તથા ચારે પણુ આયુષ્યની સર્વજઘન્યસ્થિતિમાં અનુભાગસ્થાનો અલ્પ છે, તેથી એકસમયાધિક સ્થિતિબન્ધમાં અનુભાગસ્થાનો અસંખ્યગુણુ છે, તેથી પણુ દ્વિસમયાધિક સ્થિતિબન્ધમાં અનુભાગબન્ધસ્થાનો અસંખ્યગુણુ છે, એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સુધી કહેવું.

હવે અનુભાગ બન્ધસ્થાનોની તીવ્રમંદતા જાણવાને અર્થે અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ કહેવાની ઇચ્છાવાળા આચાર્યશ્રી આ પ્રમાણે કહે છે.

## મૂળ ગાથા ૫૭-૫૮ મી.

**घाईण मसुभवन्न र–स गंध फासे जहन्नठिइबंधे**
**जाणज्झवसाणाइं, तदेगदेसो य अन्नाणि ॥५७॥**
**पल्लासंखियभागो, जावं बिइयस्स होइ बिइयम्मि**
**आ उक्कस्सा एवं, उवघाए वा वि अणुकड्ढि ॥५८॥**

**ગાથાર્થઃ**—ઘાતિની પ્રકૃતિઓ, તથા અશુભવર્ણ ગંધ રસ સ્પર્શ એ ૫૪ પ્રકૃતિઓના જઘન્ય સ્થિતિબન્ધમાં જે અનુભાગ બન્ધાધ્યવસાયસ્થાનો છે તેનો એક દેશ અને અન્ય પણ અનુભાગાધ્યવસાયસ્થાનો દ્વિતીય સ્થિતિબન્ધમાં જાણવાં. ૫૭.

એ પ્રમાણે પ્રથમ સ્થિતિબન્ધની અનુકૃષ્ટિ પલ્યોપમા સંખ્યભાગ પ્રમાણ સ્થિતિસ્થાનો વ્યતિક્રાન્ત થયે સમાપ્ત થાય, ને દ્વિતીય સ્થિતિબન્ધની અનુકૃષ્ટિ, પ્રથમ સ્થિતિની અનુકૃષ્ટિ જ્યાં સમાપ્ત થઈ છે ત્યાંથી અનંતર બીજા સ્થિતિબન્ધે સંપૂર્ણ થાય. એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સુધી કહેવું, તથા ઉપઘાતમાં પણ એ ઘાતિની પ્રકૃતિ પ્રમાણે અનુકૃષ્ટિ કહેવી.

**ટીકાર્થઃ**—અહિં સ્થિતિની વૃદ્ધિમાં જે અનુકૃષ્ટિ કહેવાશે તે [1]પ્રાયઃ ગ્રન્થિ દેશે વર્તતા અભવ્ય જીવના જઘન્ય સ્થિતિ બન્ધથી પ્રારંભીને કહેવી.

શાતાવેદનીય-મનુષ્યદ્વિક-દેવદ્વિક-તિર્યગ્દ્વિક-પન્ચેંદ્રિય જા-

---

૧ કંઇક પ્રકૃતિઓની અનુકૃષ્ટી અભવ્યના જઘન્યસ્થિતિબન્ધથી અર્વાક્ ( હીનતર સ્થિતિબન્ધથી ) પ્રારંભાય છે, માટે પ્રાયઃ શબ્દ રાખ્યો છે.

તિ-ત્રસ-બાદર-પર્યાપ્ત-પ્રત્યેક-સમચતુરસ્ર-વજ્રર્ષભનારાચ-સુખગતિ-સ્થિર-શુભ-સૌભાગ્ય-સુસ્વર-આદેય-યશ-ઉચ્ચગોત્ર-એ પ્રકૃતિઓના પણ અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબન્ધાદિક અનુસરવા. ત્યાં ૫ જ્ઞાનાવરણ-૯ દર્શનાવરણ-૧ મિથ્યાત્વ-૧૬ કષાય-૯ નોકષાય-૫ અન્તરાય-એ ૪૫ ઘાતિકર્મની તથા અશુભવર્ણ-રસ-ગન્ધ ને સ્પર્શની ( ગાથામાં फासे એ સપ્તમી વિભક્તિના પ્રયોગમાં છે પરંતુ અર્થમાં ષષ્ઠી ગ્રહણ કરવી) એટલે કૃષ્ણ-નીલ-દુરભિગન્ધ-તિક્ત-કટુક-ગુરૂ-કર્કશ-રૂક્ષ ને શીત એ ૯ અશુભવર્ણાદિ મળી ૫૪ પ્રકૃતિઓના જઘન્ય સ્થિતિ બન્ધમાં જે અનુભાગ બન્ધાધ્યવસાયસ્થાનો છે તેનો એક દેશ ભાગ તથા બીજાં અનુભાગાધ્યવસાયસ્થાનો પણ દ્વિતીય સ્થિતિબન્ધને વિષે પ્રાપ્ત થાય છે. એમાં તાત્પર્ય આ પ્રમાણે છે-( એ ૫૪ પ્રકૃતિના ) જઘન્ય સ્થિતિબન્ધના પ્રારંભમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે, તેમાંનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વે પણ અનુભાગાધ્યવસાયસ્થાનો દ્વિતીય સ્થિતિબન્ધના પ્રારંભમાં પ્રાપ્ત થાય છે, અને [1]તે સિવાય બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો પ્રાપ્ત થાય છે. તથા દ્વિતીય સ્થિતિબન્ધ પ્રારંભે જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો અસંખ્યાતમો ભાગવર્જીને શેષ સર્વે પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તથા બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તૃતિય સ્થિતિબન્ધમાં વર્તે છે.

તૃતિય સ્થિતિબન્ધમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેના એક અસંખ્યાતમાભાગ સિવાયનાં સર્વ અનુભાગાધ્યવસાયસ્થાનો ને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો ચતુર્થ સ્થિતિબન્ધમાં હોય છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિઓ વ્યતિક્રાન્ત થાય. અહિં જઘન્ય સ્થિતિબંધ સંબંધી અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત

૧ પ્રથમ સ્થિતિબન્ધગત સર્વ અનુભાગાધ્યવસાયસ્થાનોમાંનું કોઇ પણ અનુભાગાધ્યવસાયસ્થાન ન હોય, પરંતુ તેથી વ્યતિરિક્ત બીજાં અનુભાગાધ્યવસાયસ્થાન હોય.

થાય છે, તેથી અનંતર બીજા સ્થિતિબન્ધમાં દ્વિતીય સ્થિતિ સંબંધિ અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તેથીજ કહે છે કે बिइयस्स होइ बिइयम्मि એટલે દ્વિતીય સ્થિતિબન્ધ સંબંધિ અનુભાગાધ્યવસાયોની અનુકૃષ્ટિ, ત્યાંથી દ્વિતીય સ્થિતિબન્ધે એટલે પ્રથમ સ્થિતિ સંબંધી અનુભાગાધ્યવસાયોની અનુકૃષ્ટિ જે સ્થિતિબન્ધે સમાપ્ત થઇ છે તે સ્થિતિબંધથી બીજા અનંતર સ્થિતિબંધમાં સમાપ્ત થાય. તથા તૃતિય સ્થિતિબન્ધ સંબંધિ અનુભાગાધ્યવસાય સ્થાનોની અનુકૃષ્ટિ તેથી અનંતર તૃતિયસ્થિતિબન્ધે સમાપ્ત થાય. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી આપ આપણી ઉત્કૃષ્ટ સ્થિતિ આવે. તેજ વાત કહે છે કે आउक्कस्सा एवं અર્થાત્ એ પ્રકારે ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સુધી જાણવું.

તથા ઉપઘાત નામકર્મમાં પણ તે પ્રમાણેજ અનુકૃષ્ટિ કહેવી કે જે પ્રમાણે ઘાતિપ્રકૃતિઓની કહી. [1]અનુકૃષ્ટિ એટલે અનુકર્ષણ અથવા અનુવર્તન એ ત્રણે એકાર્થવાચક શબ્દો છે.

---

૧ અનુકૃષ્ટિ એટલે અનુ=પશ્ચાત્‌થી કૃષ્ટિ=કર્ષવું, ખેંચવુ અર્થાત્ પાશ્ચાત્યસ્થિતિબન્ધગત અનુભાગાધ્યવસાયસ્થાનોને આગળ આગળના સ્થિતિબન્ધમાં ખેંચવા, પ્રરૂપવા.

પ્રકૃતિઓમા અનુકૃષ્ટની સમાપ્ત સ્થાપના આ પ્રમાણે.




આ અનુકૃષ્ટિની સ્થાપનાઓનું વિશેષ સ્વરૂપ મત્કૃત સ્થાપનાનુસારે સમજવું.

આ સ્થાપનામાં ૧૦—સમયાત્મક અભ. પ્રાયો. જઘ. સ્થિતિસ્થાન છે. ૧૧ સમયાત્મક દ્વિતિય સ્થિતિસ્થાન છે. ઇત્યાદિ. તથા ૧૦ સમયાત્મક પ્રથમ સ્થિતિસ્થાનથી ઉંહેલી લીટી રૂપ અનુકૃષ્ટિ ૧૬ સમયાત્મક સ્થિતિસ્થાન સુધી આવીને બિંદુરૂપે સમાપ્ત થઇ ગઇ જાણવી. ઇતિ સર્વત્ર.

## મૂળ ગાથા ૫૯-૬૦ મી.

परघा उज्जो उस्सा–सायव धुवनाम तणु उवंगाणं
पडिलोमा सायस्स उ, उक्कोसे जाणि समऊणे॥५९॥
ताणि य अन्नाणेवं, ठिइबंधो जा जहन्नगमसाए
हेट्ठु ज्जोयसमेवं, परित्तमाणीण उ सुभाणं ॥६०॥

ગાથાર્થઃ—પરાઘાત, ઉદ્યોત, ઉચ્છ્વાસ, આતપ, નામની ધ્રુવ પ્રકૃતિ ૧૩, તથા ૫ શરીર, ૩ ઉપાંગ, ૧૫ બન્ધન, ૫ સંઘાતન એ ૪૫ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ પ્રતિલોમ એટલે પશ્ચાનુપૂર્વીએ કહેવી, તથા શાતાવેદનીયની અનુકૃષ્ટિ ઉત્કૃષ્ટ સ્થિતિથી પાશ્ચાત્ય સ્થિતિઓમાં "તે સર્વ અને અન્ય અનુભાગાધ્ય૦ સ્થાનો" એ પ્રમાણે કહેવી ૫૯

એ પ્રમાણે અશાતાના જઘન્ય સ્થિતિબન્ધ સુધી "તે સર્વ અને અન્ય" (એ પ્રમાણે શાતાની અનુકૃષ્ટિ) કહીને તેથી પૂર્વ (પાશ્ચાત્ય) સ્થિતિઓમાં ઉદ્યોતવત્ (શાતાની) અનુકૃષ્ટિ કહેવી. તથા એ શાતાની અનુકૃષ્ટિને અનુરૂપ (=તુલ્ય) સર્વ પરાવર્તમાન શુભ અનુકૃષ્ટિ કહેવી. ૬૦

**ટીકાર્થઃ**—પરાઘાત, ઉદ્યોત, ઉચ્છ્વાસ, આતપ તથા શુભ વર્ણાદિ ૧૧, અગુરુલઘુ, ને નિર્માણ, એ ૧૩ નામકર્મની ધ્રુવપ્રકૃતિ, તથા ગાથામાં તનુ માત્ર કહેવાથી પણ શરીર, સંઘાતન, ને બન્ધન ગ્રહણ કરતાં ૫ શરીર, ૫ સંઘાતન, ૧૫ બન્ધન, ૩ ઉપાંગ એ ૪૫ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ પશ્ચાનુપૂર્વીએ કહેવી. તે આ પ્રમાણે—

એ ૪૫ પ્રકૃતિના ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધે જે અનુભાગાધ્યવસાય સ્થાનો છે તેનો એક અસંખ્યાતમો ભાગવર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાય સ્થાનો એક સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધમાં (ઉપાન્ત્ય સ્થિતિબન્ધે) પ્રાપ્ત થાય છે, ઉપાન્ત્ય સ્થિતિબન્ધે જે અનુભાગાધ્યવસાય સ્થાનો છે તેના એક અસંખ્યાતમાં

ભાગ સિવાયનાં સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાય સ્થાનો તૃતિયાન્તિમ સ્થિતિબન્ધમાં પ્રાપ્ત થાય છે. એ રીતે ત્યાંસુધી કહેવું કે જયાં સુધી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિઓ પશ્ચાનુપૂર્વીએ વ્યતિક્રાન્ત થાય. [1]અહીં ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સંબંધિ અનુભાગાધ્યવસાય સ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તેથી અનંતર પ્રશ્ચાત્ સ્થિતિબન્ધે ઉપાન્ત્ય સ્થિતિ બન્ધ સંબન્ધિ અનુભાગાધ્યવસાય સ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય, તેથી અનંતર પ્રશ્ચાત્ સ્થિતિબન્ધમાં તૃતિયાન્તિમ સ્થિતિબંધસંબંધિ અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જયાં સુધી એ ૪૫ પ્રકૃતિઓની આપ આપણી જઘન્ય સ્થિતિ આવે.

સાયસ્સ ઈત્યાદિ=શાતાવેદનીયના ઉત્કૃષ્ટ સ્થિતિ બન્ધે જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે. તે એક સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિ બન્ધમાં સર્વ છે ને બીજાં પણ છે, તથા સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિ બન્ધે (ઉપાન્ત્ય સ્થિતિબન્ધે) જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તે દ્વિસમયોન ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધમાં સર્વ છે ને બીજાં પણ છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી [2] અસાતાનો જઘન્ય સ્થિતિબન્ધ આવે. તાત્પર્ય એ છે કે અશાતાની[3] જેટલી સ્થિતિઓ જઘન્યાનુભાગબન્ધપ્રાયોગ્ય છે ને શાતાની સાથે [4]પરાવર્તિ પરા-

---

૧ પલ્યોપમાસંખ્યતમ ભાગ પ્રમાણની સ્થિતિઓમાંથી અન્તિમ સ્થિતિબન્ધમાં.

૨ અશાતાનાં અભવ્યસંબંધી જઘન્યાનુભાગ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધથી શાતાની અનુકૃષ્ટિ કહેવાનો પ્રારંભ કરીને અશાતાના જઘન્યાનુભાગબન્ધ પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબન્ધ સુધી કહીને અનુકૃષ્ટિનો અનુક્રમ ફેરવવો. આની વધુ સમજ માટે શ્રી. પંચસંગ્રહ કથિત અનુકૃષ્ટિની સ્થાપનાથી જાણવા યોગ્ય છે.

૩ શત પૃથકત્વ સાગરોપમ પ્રમાણ.

૪ શાતાનાબન્ધથી ઉતરીને અશાતા બાંધે ને અશાતાના બન્ધથી ઉતરી, શાતા, બાંધે.

વર્તિને બંધાય છે. તેટલા પ્રમાણનાં શાતા વેદનીયનાં સ્થિતિબંધ સ્થાનોમાં " તે સર્વ અને અન્ય (બીજાં પણ) " એ અનુક્રમ કહેવો. અને [1]તેથી પણ [2]પાશ્ચાત્ય સ્થિતિસ્થાનોમાં ઉદ્યોત નામકર્મની અનુકૃષ્ટિ પ્રમાણે કહેવું. તે આ પ્રમાણે—અશાતાના જઘન્ય સ્થિબન્ધથી પશ્ચાતના સ્થિતિસ્થાને જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેમાંના કંઇક ઉપરના ( આગલના-ઉર્ધ્વના ) સ્થિતિબન્ધ સંબંધિનાં છે ને કંઇક બીજાં પણ છે. તેથી પણ પાશ્ચાત્ય સ્થિતિબન્ધમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેમાંનાં કંઇક ઉપરના સ્થિતિબંધ સંબંધિનાં છે ને કંઇક બીજાં પણ છે. આ અનુક્રમ પશ્ચાત્ પશ્ચાત્ સ્થિતિ સ્થાનોમાં ત્યાં સુધી કહેવો કે જ્યાં સુધી પલ્યોપમાસંખ્યતમ ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનો વ્યતિક્રાન્ત થાય. ત્યાં અસાતાના [3]જઘન્ય સ્થિતિબન્ધ તુલ્ય સ્થિતિ સ્થાનો સંબંધિ અનુભાગાધ્યવસાય સ્થાનોની અનુકૃષ્ટિ પૂર્ણ થાય છે. તાત્પર્ય એ છે કે—અશાતાના જઘન્ય સ્થિતિબન્ધ તુલ્ય સ્થિતિબન્ધ સ્થાનો સંબંધિ અનુભાગાધ્યવસાય સ્થાનોનો અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ પશ્ચાત્ પશ્ચાતના એકેક સ્થિતિસ્થાને ન્યૂન ન્યૂન થતો હોવાથી પલ્યોપમા સંખ્યતમભાગ પ્રમાણ સ્થિતિઓ વ્યતિક્રાન્ત થયે છતે સર્વથા સમાપ્ત થઇ જાય છે. તેથી અશાતાના જઘન્ય બન્ધ તુલ્ય સ્થિતિસ્થાનથી પાશ્ચાત્ય સ્થિતિસ્થાન સંબંધિ અનુભાગાધ્યવસાય સ્થાનોની અનુકૃષ્ટિ પલ્યોપમાસંખ્યભાગ પ્રમાણથી નીચેની સ્થિતિમાં સમાપ્ત થાય છે. એ પ્રમાણે શાતાની જઘન્ય સ્થિતિ સુધી કહેવું.

एवं परित्तमाणीण ॥ सुभाणं=અર્થાત્ જેમ શાતાવેદનીયની અનુકૃષ્ટિ કહી, તેમ મનુષ્યદ્વિક, દેવદ્વિક, પંચેન્દ્રિયજાતિ, સમચતુરસ્ર,

---

૧ અસાતાના જઘન્યાનુભાગ પ્રાયોગ્ય સ્થિતિબંધથી પશ્ચાત્.

૨ આ શાતા અશાતાની અનુકૃષ્ટિમાં પાશ્ચાત્ય શબ્દથી નીચેનું સ્થિતિસ્થાન જાણવું.

૩ જઘન્ય સ્થિતિ બન્ધ તુલ્ય એટલે જઘન્યાનુભાગ પ્રાયોગ્ય જેટલાં સ્થિતિસ્થાનો છે તેટલા પ્રમાણ.

વજ્રર્ષભનારાચ, સુખગતિ, સ્થિર, શુભ, સૌભાગ્ય સુસ્વર, આદેય, યશ, ઉચ્ચગોત્ર, એ સર્વ ૧૫ પરાવર્તમાન શુભ પ્રકૃતિઓની સ્વનામ ગ્રહણ પૂર્વક અનુકૃષ્ટિ કહેવી.

હવે અશાતાવેદનીયની અનુકૃષ્ટિ કહે છે—

## મૂળ ગાથા ૬૧ મી.

**जाणि असायजहन्ने–उदहि पुहुत्तंति ताणि अन्नाणि**
**आवरण समुप्पेवं–परित्तमाणोण मसुभाणं ॥ ६१ ॥**

**ગાથાર્થ**:—અશાતાના જઘન્ય સ્થિતિબન્ધથી શતપૃથક્ત્વ સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ સ્થાનો સુધી " તે સર્વ અને અન્ય " એ અનુક્રમથી અનુકૃષ્ટિ જાણવી, અને તેથી ઉપરની સ્થિતિઓમાં જ્ઞાનાવરણવત્ અનુકૃષ્ટિ જાણવી. તથા જેમ અશાતાની અનુકૃષ્ટિ છે તેવીજ રીતે સર્વપરાવર્તમાન અશુભ પ્રકૃતિઓની પણ અનુકૃષ્ટિ જાણવી.

**ટીકાર્થ**:—અશાતાના જઘન્ય સ્થિતિબન્ધમાં જે અનુભાગઅધ્યવસાયસ્થાનો છે, તે સર્વ અનુભાગાધ્યવસાયસ્થાનો એક સમય અધિક સ્થિતિબન્ધમાં પણ છે ને તેથી બીજાં પણ છે. તથા દ્વિતીય સ્થિતિબન્ધે જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તે સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તૃતિયસ્થિતિબન્ધમાં છે. એ પ્રમાણે [1]શત પૃથક્ત્વ ( સેંકડો ) સાગરોપમ પ્રમાણ સ્થિતિ સ્થાનો સુધી કહેવું. ( અથવા શાતાવેદનીયની જેટલી સ્થિતિઓમાં અનુકૃષ્ટિનો " તે સર્વ અને અન્ય " એ અનુક્રમ કહ્યો તેટલી અશાતા વેદનીયની

---

૧ આ સ્થાને " પૃથક્ત્વ " શબ્દ ૨૦૦ થી ૯૦૦ સુધીનીજ સંજ્ઞાવાળો હોય એમ સંપૂર્ણ સમજાતુ નથી, પરંતુ બહુત્વ વાચક ગણીને " ઘણા સેંકડો સાગરોપમ " એવા અર્થમા સંભવે છે. ( સર્વથા નિર્ણય બહુશ્રુતગમ્ય )

સ્થિતિઓમાં પણ જઘન્યસ્થિતિથી આરંભીને "તે સર્વ અને અન્ય" એવા ક્રમે અનુકૃષ્ટિ કહેવી. ને એટલીજ સ્થિતિઓ શાતાથી પરાવર્તિ પરાવર્તિને બંધાય છે, અને પરાવૃત્તિ કરતો જીવ પ્રાયઃ મન્દ પરિણામી હોવાથી એ સ્થિતિયોમાં જઘન્યાનુભાગબન્ધનો સંભવ છે. ને અહિંથી આગળના સ્થિતિબન્ધમાં તો માત્ર અશાતાવેદનીય એકજ બાંધી શકે છે ને તે પણ તીવ્ર પરિણામે બાંધે છે માટે જઘન્યાનુભાગબન્ધનો સંભવ આગળની સ્થિતિમાં નથી. તથા **आवरण समुप्पेवं**=તેથી ઉપરની સ્થિતિયોમાં અનુકૃષ્ટિનો ક્રમ જ્ઞાનાવરણાદિવત્ [1]તદેકદેશ અને અન્ય એ પ્રમાણે કહેવો. તે આ પ્રમાણે— અશાતાના જઘન્યાનુભાગબન્ધપ્રાયોગ્ય સ્થિતિયોમાંની જે અન્ત્યસ્થિતિ તે સ્થિતિબન્ધના આરંભમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો એક દેશભાગ, તથા બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી ઉપરના સ્થિતિબન્ધ આરંભમાં વર્તે છે, તેથી ઉપરના સ્થિતિબન્ધમાં પાશ્ચાત્ય સ્થિતિસ્થાન સંબંધિ અનુભાગાધ્યવસાયસ્થાનોનો એક દેશ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો વર્તે છે. એ પ્રમાણે પલ્યોપમાસંખ્યતમભાગ પ્રમાણસ્થિતિઓ સુધી કહેવું. અહિં જઘન્યાનુભાગબન્ધપ્રાયોગ્ય અન્તિમ સ્થિતિ સંબંધિ અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્તિ પામે છે. તેથી પણ ઉપરના સ્થિતિબન્ધમાં જઘન્યાનુભાગબન્ધ પ્રાયોગ્ય દ્વિતીયસ્થિતિબન્ધ સંબંધિ અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્ત થાય છે. એ રીતે અશાતાની ઉત્કૃષ્ટસ્થિતિ સુધી કહેવું. તથા **एवं परित्तमाणीण मसुभाणं**=નરકદ્વિક—જાતિ ચતુષ્ક—અન્તિમ ૫ સંઘયણ—૫ સંસ્થાન—કુખગતિ—ને સ્થાવરદશક, એ ૨૭ પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ સ્વસ્વનામ ગ્રહણપૂર્વક અશાતાવેદનીયવત્ કહેવી.

---

૧ તદેકદેશ એટલે તે અનુભાગાધ્યવસાયસ્થાનોમાંથી એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અનુભાગાધ્યવસાયસ્થાનો.

હવે તિર્યગ્દ્વિક અને નીચ ગોત્રની અનુકૃષ્ટિ કહે છે.

મૂળ ગાથા ૬૨-૬૩ મી.

**से काले सम्मत्तं, पडिवज्जं तस्स सत्तम खिईए**
**जो ठिइवंधो हस्सो, इत्तो आवरण तुल्लो य ॥६२॥**
**जा अभविय पाउग्गा, उप्पि मसाय समसाउ आजेट्ठा**
**एसा तिरियगतिदुगे–नीयागोए अ अणुकट्ठी ॥६३॥**

**ગાથાર્થ**:—અનંતર સમયે સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર સપ્તમ નરક પૃથ્વીના જીવને જે જઘન્યસ્થિતિબન્ધ હોય, તે સ્થિતિબન્ધથી આરંભીને જ્ઞાનાવરણાદિ તુલ્ય સ્થિતિબન્ધ સુધી અનુકૃષ્ટિ કહેવી. અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબન્ધ સુધી જ્ઞાનાવરણાદિવત્ અનુકૃષ્ટિ કહેવી, તેથી ઉપર ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સુધીની અનુકૃષ્ટિ અશાતાવેદનીયવત્ કહેવી. આ રીતે તિર્યગ્દ્વિક તથા નીચ ગોત્રની અનુકૃષ્ટિ જાણવી. ॥ ૬૨ ॥ ૬૩ ॥

**ટીકાર્થ**:—से काले=અનન્તર સમયમાં સમ્યક્ત્વ પામનાર સાતમી પૃથ્વિના નારક જીવને જે જઘન્યસ્થિતિબન્ધ હોય છે. તે સ્થિતિબંધથી ઉર્ધ્વને અનંતરસ્થિતિબન્ધ અનુકૃષ્ટિની અપેક્ષાએ આવરણ તુલ્ય જાણવો.[1] તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબન્ધ આવે. ત્યાં તિર્યંચગતિની અનુકૃષ્ટિ આ પ્રમાણે છે—

અનંતર સમયમાં સમ્યક્ત્વ પામનાર સપ્તમ નરકપૃથ્વીગત

---

૧. અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબન્ધ સુધીના સર્વ સ્થિતિબન્ધો અનુકૃષ્ટિની અપેક્ષાએ આવરણ તુલ્ય છે અર્થાત્ તેટલાં સ્થિતિસ્થાનોની અનુકૃષ્ટિ આવરણ તુલ્ય છે. ઇતિભાવ.

નારક જીવના જઘન્યસ્થિતિબંધ તુલ્ય તિર્યંચગતિના સ્થિતિ સ્થાનમાં જે અનુભાગબન્ધાધ્યવસાયસ્થાનો છે, તેનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજા પણ અનુભાગાધ્યવસાયસ્થાનો દ્વિતીય સ્થિતિબન્ધ પ્રારંભે વર્તે છે, તથા દ્વિતીય સ્થિતિબન્ધે જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તૃતિય સ્થિતિબન્ધમાં વર્તે છે. એ રીતે પલ્યોપમાસંખ્યતમ ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનો સુધી કહેવું. અહિં જઘન્યસ્થિતિસ્થાન સંબંધિ અનુભાગાધ્યવસાય સ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્ત થાય છે. તેથી ઉપરના સ્થિતિસ્થાનમાં દ્વિતીયસ્થિતિગતાનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્ત થાય છે. તેથી પણ ઉપરના સ્થિતિબન્ધમાં તૃતિય સ્થિતિસ્થાનગતાનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્ત થાય છે એ રીતે અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિ બન્ધ સુધી કહેવું.

उप्पिं असाय समया उ आजेट्ठा=તે અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબન્ધથી ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ સુધીની અનુકૃષ્ટિ અશાતાવેદનીયવત્ કહેવી તે આ પ્રમાણે—

અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબન્ધમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તે સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી ઉપરની સ્થિતિમાં હોય છે. આ ઉપરની સ્થિતિમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તે સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી ઉપરની ( એટલે તૃતિય ) સ્થિતિમાં હોય છે. એ પ્રમાણે શતપૃથકત્વ સાગરોપમ ( સેંકડો સાગરોપમ ) સુધી કહેવું. આ સ્થિતિયો પ્રાયઃ અભવ્ય પ્રાયોગ્ય જઘન્યાનુભાગબન્ધ વિષયિક છે. ને આ ( તિર્યંચગતિ ) તે મનુષ્ય ગતિ સાથે પરાવર્તિ પરાવર્તિને બંધાય છે. ને પરાવૃત્તબન્ધમાં પ્રાયઃ મન્દ પરિણામ થાય છે, તેથી એ સ્થિતિયો જઘન્યાનુભાગબંધ યુકત સંભવે છે.

એ સ્થિતિઓમાંની અન્તિમસ્થિતિમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી ઉપરની સ્થિતિમાં વર્તે છે, આ ઉપરની સ્થિતિમાં પણ જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી ઉપરની સ્થિતિમાં વર્તે છે. એ પ્રમાણે પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ સ્થિતિસ્થાનો સુધી કહેવું. અહિં જઘન્યાનુભાગબન્ધ પ્રાયોગ્ય અન્તિમસ્થિતિસ્થાનગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્તિને પામે છે, તેથી ઉપરના સ્થિતિસ્થાનમાં જઘન્યાનુભાગબન્ધ પ્રાયોગ્ય સ્થિતિસ્થાનથી દ્વિતીયસ્થિતિસ્થાનગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ પરિસમાપ્તિને પામે છે. એ રીતે ઉત્કૃષ્ટસ્થિતિ પર્યન્ત કહેવું.

एसा तिरियगतिदुगे नीयागोए य णुकड्ढी એટલે આ પૂર્વોક્ત અનુકૃષ્ટિ તિર્યંચદ્વિક અને નીચગોત્ર એ ૩ પ્રકૃતિને અંગે જાણવી. ત્યાં જે રીતે તિર્યંચગતિની અનુકૃષ્ટિ કહી તે રીતેજ તિર્યંચાનુપૂર્વીની અનુકૃષ્ટિ અને નીચગોત્રની અનુકૃષ્ટિ સ્વતઃ જાણી લેવી.

હવે ત્રસાદિચતુષ્કની અનુકૃષ્ટિ કહે છે.

મૂળ ગાથા ૬૪ મી.

**तस बायर पज्जत्तग, पत्ते (य) गाण परघाय तुल्ला उ**
**जा वट्ठारसकोडा–कोडी हेट्ठा य साएणं ॥ ६४ ॥**

ગાથાર્થઃ—ત્રસ, બાદર, પર્યાપ્ત, ને પ્રત્યેક, એ ૪ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ પરાઘાતવત્ ૧૮ કોડાકોડી સાગરોપમ નીચે બાકી રહે ત્યાં સુધી કહેવી, ને તેથી નીચેની સ્થિતિઓમાં શાતાવત્ અનુકૃષ્ટિ કહેવી.

ટીકાર્થઃ—ત્રસ, બાદર, પર્યાપ્ત, ને પ્રત્યેક નામકર્મની અનુ-

કૃષ્ટિ પરાઘાતવત્ જાણવી. ને તે ઉપરની સ્થિતિથી આરંભીને નીચે નીચે ઉતરતાં યાવત્ ૧૮ કોડાકોડી સાગરોપમના સમય રાશિપ્રમાણ સ્થિતિસ્થાનો નીચે બાકી રહે ત્યાં સુધી પરાઘાતવત્ અનુકૃષ્ટિ કહેવી, ને તેથી નીચેની સ્થિતિયોની અનુકૃષ્ટિ શાતાવેદનીયવત્ કહેવી. ત્યાં ત્રસનામકર્મની અનુકૃષ્ટિ આ પ્રમાણે—

ત્રસનામકર્મના ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાને જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો એક સમય ન્યૂન સ્થિતિસ્થાનમાં વર્તે છે, એક સમયોન સ્થિતિસ્થાનમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેનો એક અસંખ્યાતમોભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો દ્વિસમયન્યૂનસ્થિતિસ્થાનમાં વર્તે છે. એ પ્રમાણે પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણસ્થિતિસ્થાનો સુધી કહેવું. અહિં ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ ગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થઇ. તેથી નીચેના સ્થિતિસ્થાનમાં એક સમયોન સ્થિતિગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થઇ. તેથી પણ નીચેના સ્થિતિસ્થાનમાં દ્વિસમયોન સ્થિતિસ્થાનગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થઇ. એ રીતે નીચે ઉતરતાં ઉતરતાં યાવત્ અઢાર કોડાકોડી સાગરોપમ રહે ત્યાં સુધી [1]કહેવું. તે અઢાર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિસ્થાનોમાંના અન્તિમ સ્થિતિસ્થાનમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તે સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી (અઢાર કોડાકોડી સાગરમાં) [2]નીચેના સ્થિતિસ્થાનમાં વર્તે છે તથા એ નીચેના સ્થિતિસ્થાનમાં પણ જે અનુભાધ્યવસાયસ્થાનો છે તે સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો તેથી-પણ નીચેના સ્થિતિસ્થાનમાં વર્તે છે. એ પ્રમાણે અભવ્ય પ્રાયોગ્ય

૧ અર્થાત્ ૨ સાગરોપમ સુધી પરાઘાતવત્ ને ૧૮ સાગરોપમ સુધી શાતાવત્ અનુકૃષ્ટિ કહેવી.

૨ ૧૮ કો૦ કો૦ ના સમયોનોત્કૃષ્ટ સ્થિ૦ સ્થાનમાં.

જઘન્યાનુબન્ધ વિષયવાળી સ્થાવર નામકર્મની સ્થિતિયો જેટલાં સ્થિતિસ્થાનો વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવું. તેથી અનંતર નીચેના સ્થિતિસ્થાનમાં પૂર્વ સ્થિતિસ્થાનગત અનુભાગાધ્યવસાયસ્થાનોનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો વર્તે છે. તેથી પણ અનંતર નીચેના સ્થિતિસ્થાનમાં પૂર્વ સ્થિતિસ્થાનગત અનુભાગાધ્યવસાયસ્થાનોનો એક અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ સર્વ અને બીજાં પણ અનુભાગાધ્યવસાયસ્થાનો વર્તે છે. એ પ્રમાણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુસ્થિતિસ્થાનો સુધી કહેવું. અહિં (અભવ્ય પ્રાયોગ્ય) જઘન્યાનુભાગબન્ધ પ્રાયોગ્ય સ્થાવર નામકર્મની સ્થિતિયો પ્રમાણ સ્થાપન કરેલ સ્થિતિસ્થાનોમાંના પ્રથમ સ્થિતિસ્થાનમાં જે અનુભાગાધ્યવસાયસ્થાનો છે તેની અનુકૃષ્ટિ સમાપ્ત થઇ. તેથી નીચેના સ્થિતિસ્થાનમાં દ્વિતીય સ્થિતિસ્થાન (સ્થાવર સંબંધિ) ગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થઈ. આ રીતીએ જઘન્યસ્થિતિસ્થાન સુધી કહેવું. એ પ્રમાણે બાદર, પર્યાપ્ત ને પ્રત્યેક નામકર્મની અનુકૃષ્ટિ પણ કહેવી.

(હવે તિર્થંકર નામકર્મની અનુકૃષ્ટિ તથા અનુભાગની તીવ્ર મન્દતા કહેવાય છે.)

મૂળ ગાથા ૬૫ મી.

**तणुतुल्ला तित्थयरे–अणुकड्ढी तिव्व मंदया एत्तो**
**सव्वपगईण नेया–जहन्नयाई अणंतगुणा ॥ ६५ ॥**

ગાથાર્થઃ—તિર્થંકર નામકર્મની અનુકૃષ્ટિ શરીરનામ કર્મવત્ જાણવી. અને હવે તીવ્રમન્દતા કહેવાય છે, ત્યાં સર્વ પ્રકૃતિયોની જઘન્યાદિ સ્થિતિયોમાં અનન્તગુણ અનુભાગ હોય છે.

ટીકાર્થઃ—તિર્થંકર નામકર્મમાં અનુકૃષ્ટિની વિવક્ષા પૂર્વે

જેમ શરીર નામકર્મમાં કહી તેમ જાણવી. હવે અહિંથી આગળ અનુભાગની તીવ્ર મન્દતા કહેવાય છે.

ત્યાં સર્વ પ્રકૃતિઓની આપ આપણા [1]જઘન્યાનુભાગબંધથી પ્રારંભીને ઉત્કૃષ્ટ અનુભાગબન્ધ સુધી પ્રત્યેક સ્થિતિબન્ધે સ્થિતિબન્ધે અનન્તગુણુ તીવ્ર મન્દતા અર્થાત્ અનુક્રમે અનન્તગુણુ અનુભાગ કહેવો એ ભાવાર્થ છે. ત્યાં પણ અશુભ પ્રકૃતિઓના જઘન્ય-સ્થિતિસ્થાનથી આરંભીને અનુક્રમે ઉર્ધ્વમુખે અનન્તગુણુ અનુભાગ કહેવો. અને શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનથી પ્રારંભીને અધોમુખે જઘન્યસ્થિતિ સુધી અનન્તગુણુ અનુભાગ કહેવો. આ તીવ્ર મન્દત્વ સામાન્યપણે કહીને હવે વિશેષપણે કહે છે.

૪૫ ઘાતિ પ્રકૃતિ, અશુભવર્ણાદિ ૯, ને ઉપઘાત એ ૫૫ પ્રકૃતિયોની જઘન્ય સ્થિતિમાં જઘન્યાનુભાગ સર્વથી અલ્પ છે, તેથી દ્વિતીય સ્થિતિમાં જઘન્યાનુભાગ અનન્તગુણુ છે, તેથી પણ તૃતિય સ્થિતિમાં જઘન્યાનુભાગ અનન્તગુણુ છે, એ રીતે યાવત્ નિવર્તન કંડક સુધી કહેવું. નિવર્તન કંડક એટલે જ્યાં જઘન્ય સ્થિતિગત અનુભાગાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે ત્યાં સુધીની મૂળથી આરંભીને સર્વ સ્થિતિયો પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણની છે. ( એ સ્થિતિઓનો સમુદાય તે નિવર્તન કંડક કહેવાય. )

### મૂળ ગાથા ૬૬ મી.

**निव्वत्तणाओ एक्किक्कस्स हेट्ठोवरिं तु जेट्ठियरे**
**चरमठिईणुक्कोसो, परित्तमाणीण उ विसेसो ॥६६॥**

---

૧ જઘન્ય સ્થિતિ બન્ધથી પ્રારંભીને ઉત્કૃષ્ટ સ્થિતિ બન્ધ સુધી પ્રત્યેક સ્થિતિબન્ધે સ્થિતિબન્ધે અનન્તગુણુ અનન્તગુણુ અનુભાગ કહેવો. એ ભાવાર્થ છે. છતાં “ જઘન્યાનુ ભાગબન્ધથી પ્રારંભીને ઉત્કૃષ્ટ અનુ-ભાગબન્ધ સુધી ” એવો પાઠ છે તે સામાન્ય કથન રૂપ ને વિશેષથી તો તીવ્રમંદતાની પ્રરૂપણા પ્રમાણે ભીન્ન પણ છે.

(અર્વાક્) ત્રીજેભવે તીર્થંકર નામકર્મ બાંધે તો પછી તીર્થંકર નામકર્મની જઘન્યસ્થિતિ અન્તઃકોડાકોડીસાગરોપમ કેમ ઘટે ?

ઉત્તર—અભિપ્રાયને નહિ જાણવાથી એ કહેવું અયુકત છે. बज्झइ तं तु ઇત્યાદિ જે કહ્યું તે તો નિકાચિત નામકર્મની અપેક્ષાએ છે. અન્યથા તો ત્રીજા ભવથી પ્હેલાં પણ જીનનામકર્મ બંધાય છે. શ્રીવિશેષણવતી ગ્રંથમાં કહ્યું છે કે

कोडाकोडीअयरोवमाण तित्थयरनाम कम्मठिई
बज्झइ य तं अणंतर–भवम्मि तइयम्मि निद्दिट्ठं ॥ १ ॥

અર્થ:—કોડાકોડી (અન્તઃકોડાકોડી) સાગરોપમપ્રમાણ તીર્થંકર નામકર્મની જે સ્થિતિ તે અનંતર (=પાછલા) ત્રીજાભવમાં બંધાય છે તો તે વાત પરસ્પર કેમ મળે ? (આ પ્રશ્નવાચકગાથા છે.)

जं बज्झइ त्ति भणियं, तत्थ निकाइज्जइ त्ति नियमोऽयं
तदवंझफलं नियमा, भयणा अनिकाइयावथ्थे ॥ २ ॥

અર્થ:—અનંતર તૃતીય ભવે बज्झइ=બાંધે એમ જે કહ્યું તે બંધના અર્થમાં નહિ પણ तत्थ=તે તૃતિયભવમાં निकाइज्जइ એટલે નિકાચિત કરે એવો નિયમ છે; એ અર્થમાં ગ્રહણ કરવું, અને નિકાચિત કર્યાથી તે નિશ્ચયતઃ અવંધ્યફલરૂપ એટલે અવશ્ય વિપાક આપનાર થાય છે. અને અનિકાચિતાવસ્થામાં જે જીનનામકર્મ છે તેના ફળનો નિયમ નથી. (આ વિશેષણવતીમાં કહેલો ઉત્તર કહ્યો.)

પુનઃ પ્રશ્નઃ—જો તીર્થંકરનામની જઘન્યસ્થિતિ પણ અન્તઃ કોડાકોડીસાગરોપ્રમાણ છે તો તેટલી સ્થિતિ તિર્યંચના ભવભ્રમણ સિવાય પુરી શકાય નહિ. તેથી તિર્યંચગતિમાં પણ તીર્થંકર નામકર્મની સત્તાવાળો જીવ કંઇક કાળ સુધી પ્રાપ્ત થઇ શકે, ને જો તેમ

હોય તો સિદ્ધાંતથી વિરોધ આવે છે, કારણ કે સિદ્ધાંતે તિર્યંચગતિમાં જીનનાકર્મની સત્તાનો નિષેધ કર્યો છે.

ઉત્તરઃ—તિર્યંચગતિમાં તીર્થંકર નામકર્મની સત્તા કહેવામાં કંઇ દોષ નથી, અને તિર્યંચગતિમાં જે તીર્થંકર નામકર્મની અસત્તા કહી છે. તે નિકાચિત જીનનામની અપેક્ષાએ છે. કહ્યું છે કે—

जमिह निकाइय तित्थं, तिरियभवे तं निसेहियं संतं
इयरम्मि नत्थि दोसो, उवट्टोवट्टणासज्झे ॥ १ ॥

આ ગાથાની અક્ષરગમનિકા ( વ્યાખ્યા ) આ પ્રમાણે છે—અહિં સિદ્ધાંતમાં જે જીનનામકર્મને નિકાચિત કર્યું, એટલે અવશ્ય ભોગ્યપણે વ્યવસ્થાપ્યું છે તે જીનનામકર્મની સત્તા તિર્યંચગતિમાં નિષેધી છે. પરંતુ બીજું જે અનિકાચિત એટલે ઉદ્વર્તના અપવર્તના કરણને સાધ્ય જે જીનનામકર્મ છે તેની સત્તા તિર્યંચગતિમાં હોય તો પણ કોઇ દોષ દેખાતો નથી[1]. અહિં પણ અબાધા અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. તે અબાધાકાળ વ્યતીત થયે દલિક રચનાનો સંભવ હોવાથી પ્રદેશોદયનો અવશ્ય સદ્ભાવ છે ( રસોદય તો ૧૩ મે ગુણસ્થાનેજ હોય છે )[2].

પૂર્વે જે પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ કહી તે સિવાયની શેષ પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ દર્શાવે છે.

---

૧ અનિકાચિત જીનનામની સત્તા તિર્યંચગતિમાં હોય પરંતુ નિકાચિત જીનનામની સત્તા તિર્યંચગતિમાં ન હોય, તથા જીનનામનો બંધ તો માત્ર મનુષ્યગતિમાંજ હોય. ઇતિભાવ

૨ જીનનામના પ્રદેશોદયથી ઐશ્વર્યતાદિકની પ્રાપ્તિ થાય. તથા પંચ સંગ્રહમાં જીનનામનો જઘન્યસ્થિતિબંધ ૧૦૦૦૦ વર્ષ પ્રમાણ કહ્યો છે, તે અપૂર્વકરણના છઠ્ઠાભાગની અપેક્ષાએ કહેલો સંભવે છે.

## મૂળ ગાથા ૭૯ મી.

**वग्गुक्कोसठिईणं, मिच्छत्तुक्कोसगेण जं लद्धं**
**सेसाणं तु जहन्नो, पल्लासंखेज्जगेणूणो ॥ ७९ ॥**

**ગાથાર્થ**:—સ્વવર્ગની ઉત્કૃષ્ટસ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ-સ્થિતિ વડે ભાગ આપતાં જે પ્રાપ્ત થાય તેમાંથી પલ્યોપમનો અ-સંખ્યાતમોભાગ હીન કરતાં જે સ્થિતિ રહે તેટલો શેષ પ્રકૃતિયોનો જઘન્યસ્થિતિબંધ જાણવો.

**ટીકાર્થ**:—અહિં જ્ઞાનાવરણ પ્રકૃતિનો સમુદાય તે જ્ઞાનાવર-ણીયવર્ગ, દર્શનાવરણ પ્રકૃતિનો સમુદાય તે દર્શનાવરણીયવર્ગ, વેદ-નીય પ્રકૃતિયોનો સમુદાય તે વેદનીયવર્ગ, દર્શન મોહનીય પ્રકૃતિ-ઓનો સમુદાય તે દર્શનમોહનીયવર્ગ, ચારિત્ર મોહનીય પ્રકૃતિયોનો સમુદાય તે ચારિત્રમોહનીયવર્ગ, નોકષાય મોહનીય પ્રકૃતિનો સમુદાય તે નોકષાય મોહનીય વર્ગ, નામ પ્રકૃતિયોનો સમુદાય તે નામ વર્ગ, ગોત્રપ્રકૃતિનો સમુદાય તે ગોત્રવર્ગ, ને અન્તરાય પ્રકૃતિયોનો સમુદાય તે અન્તરાય વર્ગ કહેવાય છે. એ વર્ગોની આપ આપણી જે ૩૦ કોડાકોડી વિગેરે સ્થિતિ, તેને મિથ્યાત્વની ઉત્કૃષ્ટસ્થિતિ ૭૦ કોડાકોડીસાગરોપમવડે ભાગ આપતાં જે પ્રાપ્ત થાય, તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતાં જે સ્થિતિ રહે, તેટલું પૂર્વોક્તપ્રકૃતિયોથી શેષપ્રકૃતિયોનું જઘન્યસ્થિતિપ્રમાણ જાણવું. તે આ પ્રમાણે—

દર્શનાવરણીય ને વેદનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગર છે, તેને મિથ્યાત્વની ૭૦ કોડાકોડી સાગર સ્થિતિ વડે ભાગ આપતાં [1]શૂન્યથી શૂન્યનો નાશ થાય એ ભાગાકારના નિયમને અનુ-

૧. અપૂર્ણાંક ગણિતની રીતથી શૂન્યાપવર્તનાપૂર્વક ભાગાકાર નીચે

સારે સાતભાગ જેવા ૩ ભાગ અર્થાત્ ૩/૭ સાગરોપમ પ્રાપ્ત થાય. તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતાં દેશૂણ ૩/૭ સાગરોપમ પ્રમાણ નિદ્રાપંચક ને અશાતાવેદનીયની જઘન્યસ્થિતિ જાણવી. એ પ્રમાણે મિથ્યાત્વના સાતીયા સાત ભાગ એટલે ૧ સાગરોપમ (દેશૂણ) પ્રમાણ જ૦ સ્થિતિ છે. સંજ્વલન વિના ૧૨ કષાયોની દેશૂણ ૪/૭ સાગરોપમ પ્રમાણ જ૦ સ્થિતિ છે. નોકષાય, નામ, અને ગોત્રની આપ આપણી ૨૦ કોડાકોડી સાગર પ્રમાણ ૩૦ સ્થિતિને મિથ્યાત્વની ૭૦ કોડાકોડી પ્રમાણ સ્થિતિ વડે ભાગ આપી પલ્યોપમાસંખ્યતમભાગ હીન કરતાં દેશૂણ ૨/૭ સાગરોપમ પ્રમાણ સ્થિતિ પુરૂષવેદ વિના ૮ નોકષાય તથા દેવદ્વિક–નરકદ્વિક–વૈક્રિયદ્વિક–આહારકદ્વિક–યશ, ને જીનનામ એ ૧૦ સિવાયની શેષ સર્વ નામકર્મની પ્રકૃતિયોની તથા નીચગોત્રની જઘન્યસ્થિતિ છે.

વૈક્રિય છક્કની એટલે દેવદ્વિક, નરકદ્વિક, ને વૈક્રિયદ્વિક એ ૬ પ્રકૃતિયોની જઘન્યસ્થિતિ ૨/૭ સાગરને ૨૦૦૦ થી ગુણાકાર કરી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હીન કરે તેટલી છે, અર્થાત્ ૨૮૫ ૫/૭ સાગરોપમ છે. કારણકે એ વૈક્રિયછક્કના જઘન્ય સ્થિતિબન્ધક અસંજ્ઞિપંચેન્દ્રિય જીવો છે, ને તે જીવો આ વૈક્રિયછક્કની જ૦ સ્થિતિ એટલીજ બાંધે છે પરંતુ ન્યૂન બાંધે નહિં.

---

પ્રમાણે છે. ( ÷ ૩૦/૭૦; ૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦/૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ = ઉપરના ૧૫ શૂન્યો નીચેના ૧૫ શૂન્યો સહિત નાશ પામતાં ૩/૭ = ત્રણ સપ્તમાંસ એટલે ૧ સાગરોપમના ૭ ભાગ કરે તેવા ત્રણ ભાગ. ) આ રીતે સર્વત્ર જાણવું.

## ॥ उत्तर प्रकृतियोना स्थितिबंध, अने अबाधानी स्थापना ॥

| પ્રકૃતિયોની | ઉ૦ સ્થિ૦ સાગરોપમ | ઉત્કૃષ્ટ અબાધા | જઘન્ય સ્થિતિ | જઘન્ય અબાધા |
|---|---|---|---|---|
| જ્ઞાનાવ૦ ૫ | ૩૦ કો૦ કો૦ | ૩૦૦ વર્ષ | અન્તર્મુહૂર્ત | અન્તર્મુ૦ |
| દર્શનાવ૦ ૯ | ,, | ,, | ,, | ,, |
| વિઘ્ન ૫ | ,, | ,, | ,, | ,, |
| અશાતા ૧ | ,, | ,, | દેશૂણ ૩/૭ સાગર | ,, |
| સૂક્ષ્માદિ ૪ | ૧૮ કો૦ કો૦ | ૧૮૦૦વર્ષ | દેશૂણ ૯/૩૫ સાગર | ,, |
| વિકલેદ્રિ૦ ૩ | ૧૮ કો૦ કો૦ | ,, | ,, | ,, |
| સમચ૦ | ૧૦ કો૦ કો૦ | ૧૦૦૦ | ૧/૭ | ,, |
| વજ્રર્ષભના૦ | ,, | ,, | ,, | ,, |
| મૃદુ–લઘુ | ,, | ,, | ,, | ,, |
| સ્નિગ્ધ–ઉષ્ણ | ,, | ,, | ,, | ,, |
| સુરભિગન્ધ | ,, | ,, | ,, | ,, |
| શ્વેત–મધુર | ,, | ,, | ,, | ,, |
| સુખગતિ | ,, | ,, | ,, | ,, |
| સ્થિર | ,, | ,, | ,, | ,, |
| શુભાદિ ૫ | ,, | ,, | ,, | ,, |
| હાસ્ય–રતિ | ,, | ,, | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| દેવદ્વિક | ૧૦ કો૦ કો૦ | ૧૦૦૦ | દેશ૦ ૨૮૫ $\frac{૫}{૭}$ સાગર | ,, |
| ઉચ્ચગોત્ર | ,, | ,, | ૮ મુહૂર્ત | ,, |
| યશઃકીર્ત્તિ | ,, | ,, | ,, | ,, |
| નિદ્રાપંચક | ૩૦ કો૦ કો૦ | ૩૦૦૦ | દેશણુ $\frac{૩}{૭}$ સાગર | ,, |
| ન્યગ્રો૦-રૂષભ | ૧૨ કો૦ કો૦ | ૧૨૦૦ | દેશણુ $\frac{૬}{૩૫}$ સાગર | ,, |
| સાદિ-નારાચ | ૧૪ કો૦ કો૦ | ૧૪૦૦ | ,, $\frac{૧}{૫}$ ,, | ,, |
| કુબ્જ-અર્ધનારા૦ | ૧૬ કો૦ કો૦ | ૧૬૦૦ | ,, $\frac{૮}{૩૫}$ ,, | ,, |
| વામન-કિલિકા | ૧૮ કો૦ કો૦ | ૧૮૦૦ | ,, $\frac{૯}{૩૫}$ ,, | ,, |
| હુંડક-છેવટ્ટુ | ૨૦ કો૦ કો૦ | ૨૦૦૦ | ,, $\frac{૨}{૭}$ ,, | ,, |
| હારિદ્ર-આમ્લ | ૧૨॥ ,, | ૧૨૫૦ | ,, $\frac{૫}{૨૮}$ ,, | ,, |
| રકત-કષાય | ૧૫ ,, | ૧૫૦૦ | ,, $\frac{૩}{૧૪}$ ,, | ,, |
| નરદ્વિક | ,, | ,, | ,, | ,, |
| સ્ત્રીવેદ | ,, | ,, | ,, | ,, |
| શાતા | ,, | ,, | ૧૨ મુહૂર્ત | ,, |
| પુંવેદ | ૧૦ કો૦ કો૦ | ૧૦૦૦વર્ષ | ૮ વર્ષ | ,, |
| નીલ-કટુ | ૧૭॥ ,, | ૧૭૫૦ ,, | ૦૧ સાગર | ,, |
| મિથ્યાત્વ | ૭૦ ,, | ૭૦૦૦ | દેશણુ ૧ સાગર | ,, |
| ભય-કુચ્છા | ૨૦ ,, | ૨૦૦૦વર્ષ | દેશણુ $\frac{૨}{૭}$ સાગર | ,, |
| શોક-અરતિ | ,, | ,, | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| તિર્યગ્દ્વિક | ૨૦ કો૦ કો૦ | ૨૦૦૦ | દેશઊણુ હૈ સાગર | " |
| ઔદા૦ દ્વિક | " | " | " | " |
| નીચગોત્ર | " | " | " | " |
| તૈજસ-કાર્મણ | " | " | , | " |
| અસ્થિરછક્ક | " | " | " | " |
| ત્રસ ચતુષ્ક | " | " | " | " |
| સ્થાવર | " | " | " | " |
| એકેંદ્રિય | " | " | " | " |
| પંચેંદ્રિય | " | " | " | " |
| નપું૦ વેદ | " | " | " | " |
| કુખગતિ | " | " | " | " |
| ઉશ્વાસચતુષ્ક | " | " | " | " |
| ગુરૂ-કર્કશ | " | " | " | " |
| રૂક્ષ-શીત | " | " | " | " |
| દુરભિ-કૃષ્ણ | " | " | " | " |
| તિક્ત-અગુ૦ | " | " | " | " |
| નિર્મા-ઉપઘા૦ | " | " | " | " |
| વૈ૦૨ નરકદ્વિક | " | " | ", ૨૮૫ર્ફુ સાગર | " |
| આહા૦ ૨ | અંતઃકો૦કો૦ | અન્તર્મુ૦ | સંખ્યગુણુંહીન અન્તઃ કો૦ કો૦ | " |

| | | | | |
|---|---|---|---|---|
| જીનનામ | " | " | " વા ૧૦૦૦૦વર્ષ | " |
| ૧૨ કષાય | ૪૦ કો૦ કો૦ | ૪૦૦૦વર્ષ | દેશઊણુ $\frac{૪}{૭}$ સાગર | " |
| સંજવલન ક્રોધ | " | " | ૨ માસ | " |
| " માન | " | " | ૧ માસ | " |
| " માયા | " | " | ૦॥ માસ | " |
| " લોભ | " | " | અન્તર્મુહૂર્ત | " |
| દેવાયુ | ૩૩ સાગર | પૂ૦ક્રો૦ વર્ષનો ત્રીજો ભાગ | ૧૦,૦૦૦ વર્ષ | " |
| નરકાયુ | " | " | " | " |
| નરાયુ | ૩ પલ્યોપમ | " | અન્તર્મુહૂર્ત | " |
| તિર્યંગાયુ | " | " | " | " |

કહ્યું છે કે—

विउव्वछक्के तं सहस–ताडियं जं असन्निणो तेसिं
पलियासंखंसूणं, ठिइ अबाहूणिय निसेगो ॥ १ ॥

આ ગાથાની વ્યાખ્યા—" वग्गुक्कोसठिईणं–मिच्छत्तुक्कोसियाए " એ કરણથી ( ગણિતની રીતીથી ) જે પ્રાપ્ત થાય, તેને ૧૦૦૦ થી ગુણાકાર કરીને તદનંતર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હીન કરતાં જે જવાબ આવે, તેટલું પૂર્વોક્ત સ્વરૂપવાળા વૈક્રિયછક્કમાં જઘન્ય સ્થિતિનું પ્રમાણ જાણવું. હવે એ રીતે સ્થિતિ લાવવાનું પ્રયોજન કહે છે–જે કારણે તે વૈક્રિયાદિ ૬ પ્રકૃતિયોની જઘન્યસ્થિતિના બંધક

અસંજ્ઞિપંચેન્દ્રિય જીવોજ છે, ને તે જઘન્યસ્થિતિ પૂર્વોક્ત પ્રમાણની જ બાંધે છે. પરંતુ ન્યૂન બાંધે નહિ. તથા એ ૬ પ્રકૃતિયોની અબાધા અન્તર્મુહૂર્ત પ્રમાણ, અને અબાધાકાળહીન કર્મનો અનુભવકાળ છે.

હવે [1]एकेन्द्रियादिकने जघन्योत्कृष्ट स्थितिबन्ध કહે છે.

મૂળ ગાથા ૮૦-૮૧ મી.

एसे गिंदिय डहरो, सव्वासिं ऊण संजुओ जेट्ठो
पणवीसा पन्नासा, सयं सहस्सं च गुणकारो ॥८०॥

कमसो विगल असन्नीण, पल्लस्संखेज्जभागहा इयरो
विरए देसजइदुगे, सम्मचउक्के य संखगुणो ॥८१॥

॥ युग्मम् ॥

ગાથાર્થ:—एस એટલે આ ૭૯ મી ગાથામાં કહેલા ગણિતવાળો સ્થિતિબંધ એકેન્દ્રિય જીવોને જઘન્યથી જાણવો. અને જે સ્થિતિ ન્યૂન કરાય છે તે સ્થિતિને [2]પુનઃ સંયુક્ત કરતાં જે સ્થિતિ પ્રાપ્ત થાય તેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ જાણવો. તેથી ૨૫ ગુણો, ૫૦ ગુણો, ૧૦૦ ગુણો, ને ૧૦૦૦ ગુણો ॥ ૮૦ ॥ ( સંબંધ ૮૧ મી ગાથા સાથે ).

---

૧ સર્વ પ્રકૃતિયોનો જઘન્ય સ્થિતિબન્ધ કહેવાના અધિકારમાં એકેંદ્રિયાદિકનો જ૦ ઉ૦ સ્થિતિબંધ કહેવાથી ચાલુ પ્રકરણમાં વિષયાંતર કેમ થયો ? એ શંકાના ઉત્તરમાં જાણવાનું કે ચાલુ પ્રકરણમાં વિષયાંતર થયો નથી, પરંતુ એકેંદ્રિયાદિકનો જઘન્યોત્કૃષ્ટ સ્થિ૦બંધ કહેવામાંજ પ્રકૃતિયોનો જ૦ સ્થિતિબંધ અંતર્ગતપણે કહેવાતો જાય છે, અને પ્રસંગે એકેંદ્રિયાદિ જીવોનો સ્થિ૦બંધ પણ વિશેષપણે કહેવાતો જાય છે.

૨ પુન સંયુક્ત કરતાં ૩/૭ વગેરેથી અધિક નહિ પણ પૂર્ણ ૩/૭ વિગેરે,

અનુક્રમે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિંદ્રિય, ને અસંજ્ઞિપંચેન્દ્રિયનો ઉ૦ સ્થિ૦બંધ જાણવો. ને તેથી પલ્યોપમનોસંખ્યાતમોભાગ હીન જઘન્ય સ્થિતિબંધ જાણવો. તથા સંયતનો ૧, દેશવિરતિના ૨, ને સમ્યકત્વ સંબંધિ ૪ સ્થિતિબંધ તે અનુક્રમે સંખ્યગુણ છે.

ટીકાર્થ:—વૈક્રિયછક્ક, આહારક, ને જીનનામ વિના શેષ સર્વ પ્રકૃતિયોનોપૂર્વોકત વગ્ગુક્કોસ ઇત્યાદિ લક્ષણવાળો સ્થિતિબન્ધ એકેન્દ્રિયજીવોનેજ જઘન્યથી જાણવો. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, ને અન્તરાયની ઉ૦ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે, તેને મિથ્યાત્વની ૭૦ કોડાકોડી સાગર પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિએ ભાગ આપતાં ૧ સાગરોપમના સાતીયા ત્રણ ભાગ = $\frac{3}{7}$ સાગરોપમ આવે, તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતાં દેશૂણ $\frac{3}{7}$ સાગરોપમ પ્રમાણ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, ને અન્તરાયની જઘન્ય સ્થિતિ એકેન્દ્રિયજીવો બાંધે છે, પરંતુ એથી ન્યૂન સ્થિતિ બાંધતા નથી. એ પ્રમાણે મિથ્યાત્વની પલ્યોપમાસંખ્યતમભાગ ન્યૂન ૧ સાગરોપમ, નોકષાયની પલ્યોપમાસંખ્યતમભાગ ન્યૂન $\frac{2}{7}$ સાગરોપમ, તથા વૈક્રિયછક્ક, આહારકદ્વિક, ને જીનનામ વિના શેષ નામકર્મની અને ગોત્રદ્વિકની પલ્યોપમાસંખ્યતમ ભાગ ન્યૂન $\frac{2}{7}$ સાગરોપમ પ્રમાણ જઘન્યસ્થિતિ એકેન્દ્રિયજીવો બાંધે છે.

તથા ऊणसंजुओ जेट्ठ ઇતિ—તેજ જઘન્યસ્થિતિબંધને ન્યૂનાંક રૂપ પલ્યોપમાસંખ્યાતમભાગયુક્ત કરીએ તો એકેન્દ્રિયનો ઉ૦ સ્થિતિબંધ થાય. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણ ૫—દર્શનાવરણ ૯—અશાતા—અન્તરાય એ ૨૦ પ્રકૃતિયોનો પરિપૂર્ણ $\frac{3}{7}$ સાગરોપમ પ્રમાણ એકેન્દ્રિયોને ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ હોય. એ પ્રમાણે એકેન્દ્રિયોનો જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો.

હવે વિકલેંદ્રિય જીવોને જઘન્યોત્કૃષ્ટ સ્થિતિબન્ધ કેટલો હોય? તે કહે છે. એકેંદ્રિયના ઉત્કૃષ્ટસ્થિતિબન્ધને ૨૫–૫૦–૧૦૦–અને ૧૦૦૦ થી ગુણાકાર કરતાં જે સ્થિતિબંધ આવે તે અનુક્રમે દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય, ચતુરિંદ્રિય અને અસન્નિપંચેંદ્રિયને ઉત્કૃષ્ટસ્થિતિબન્ધ જાણવો તે આ પ્રમાણે—એકેન્દ્રિયના ઉત્કૃષ્ટસ્થિતિબન્ધને ૨૫ થી ગુણાકાર કરે તો દ્વીન્દ્રિયને ઉ૦ સ્થિતિબન્ધ થાય. ૫૦ થી ગુણાકાર કરે તો ત્રીન્દ્રિયને, ૧૦૦ થી ગુણતાં ચતુરિન્દ્રિયને, અને ૧૦૦૦ થી ગુણતાં અસંજ્ઞિપંચેન્દ્રિયને ઉ૦ સ્થિતિબન્ધ થાય છે. તથા पल्लासंखेज्जभागहा इयरो એટલે તેજ દ્વીન્દ્રિયાદિકના આપ આપણા ઉ૦ સ્થિતિબંધને પલ્યોપમાસંખ્યતમભાગહીન કરે તો દ્વીન્દ્રિયાદિકને ઇતર=જઘન્યસ્થિતિબન્ધ થાય.

## હવે સર્વ जीवभेदे जघन्योत्कृष्टबंधना अल्पबहुत्वनी સ્થાપના.

| | | | |
|---|---|---|---|
| સૂક્ષ્મ સંપરાયનો | જ૦ સ્થિતિબંધ | સર્વથી અલ્પ છે | તેથી |
| બાદર પર્યાપ્તનો | ,, ,, | અસંખ્યગુણ છે | તેથી |
| સૂક્ષ્મ પર્યાપ્તનો | ,, ,, | વિશેષાધિક છે | તેથી |
| બાદર અપર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| સૂક્ષ્મ અપર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| ,, ,, | ઉત્કૃ૦ સ્થિતિ૦ | ,, | તેથી |
| બાદર અપર્યાપ્તાનો | ,, ,, | ,, | તેથી |
| સૂક્ષ્મ પર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| બાદર પર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |

| | | | |
|---|---|---|---|
| દ્વીન્દ્રિય પર્યાપ્તનો | જ૦ સ્થિ૦ | સંખ્યાતગુણ | તેથી |
| ,, અપર્યાપ્તનો | ,, ,, | વિશેષાધિક | તેથી |
| ,, ,, | ઉત્કૃ૦ સ્થિ૦ | ,, | તેથી |
| ,, પર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| ત્રીન્દ્રિય ,, | જઘ૦ સ્થિ૦ | સંખ્યાતગુણ | તેથી |
| ,, અપર્યાપ્તનો | ,, ,, | વિશેષાધિક | તેથી |
| ,, ,, | ઉત્કૃ૦ સ્થિ૦ | ,, | તેથી |
| ,, પર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| ચતુરિન્દ્રિ ,, | જઘ૦ સ્થિ૦ | સંખ્યાતગુણ | તેથી |
| ,, અપર્યાપ્તનો | ,, ,, | વિશેષાધિક | તેથી |
| ,, ,, | ઉત્કૃ૦ સ્થિ૦ | ,, | તેથી |
| ,, પર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| અસં૦ પંચે૦ ,, | જઘ૦ સ્થિ૦ | સંખ્યાતગુણ | તેથી |
| ,, અપર્યાપ્તનો | ,, ,, | વિશેષાધિક | તેથી |
| ,, ,, | ઉ૦ સ્થિ૦ | ,, | તેથી |
| ,, પર્યાપ્તનો | ,, ,, | ,, | તેથી |
| [1] સંયતનો | ઉ૦ સ્થિ૦ | સંખ્યેયગુણ | તેથી |

૧ અહિં સંયતનો ઉ૦ સ્થિ૦ બંધ કહ્યો છે, ને જ૦ સ્થિ૦ બંધ તો સૂક્ષ્મ સંપરાય જેટલો જાણવો.

| | | | |
|---|---|---|---|
| દેશવિરતિનો | જ૦ સ્થિ૦ | સંખ્યાતગુણ | તેથી |
| ,, | ઉ૦ સ્થિ૦ | ,, | તેથી |
| પં૦ અવિ૦ સમ્ય૦ નો | જ૦ સ્થિ૦ | ,, | તેથી |
| અપ૦ અવિ૦ સમ્ય૦ નો | ,, | ,, | તેથી |
| ,, ,, ,, | ઉ૦ સ્થિ૦ | ,, | તેથી |
| પ૦ ,, ,, | ,, | ,, | તેથી |
| પ૦ સંજ્ઞિ૦ પંચે૦ નો | જ૦ સ્થિ૦ | ,, | તેથી |
| અપ૦ ,, ,, | ,, | ,, | તેથી |
| ,, ,, ,, | ઉ૦ સ્થિ૦ | ,, | તેથી |
| [1]પ૦ ,, ,, | ,, | ,, | તેથી |

॥ ઇતિ જીવભેદે સ્થિતિબંધાલ્પબહુત્વ સ્થાપના ॥

હવે સ્થિતિબન્ધનું અલ્પબહુત્વ પૂર્વોક્ત ગાથામાં અપૂર્ણ કહેવાયું છે તે આ ગાથામાં સંપૂર્ણપણે કહે છે.

### મૂલ ગાથા ૮૨ મી.

**सन्नीपज्जत्तियरे, अप्भिंतरओ अ कोडिकोडीओ**
**ओघुक्कोसो सन्निस्स, होइ पज्जत्तगस्सेव ॥ ८२ ॥**

---

૧ સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્તનો ( તથા અપર્યા૦ નો ) ઉ૦ સ્થિ૦ બંધ અહિં કહ્યો નથી, પરન્તુ વક્ષ્યમાણ ગાથામાં ઓઘવત્ કહ્યો છે.

ગાથાર્થઃ—તથા સંજ્ઞિપર્યાપ્ત અને અપર્યાપ્તનો સ્થિતિબંધ પણ (ડમરૂકમણિ ન્યાયથી સંખગુણાં પદ અહિં પણ લાગવાથી) સંખ્યાતગુણ છે. અહિં સુધીના સર્વ સ્થિતિબંધ ૧ કોડાકોડી સાગરોપમની અંદરના છે, અર્થાત્ અંતઃકોડાકોડી સાગર છે. તથા સંજ્ઞિપર્યાપ્તનો ઉ૦ સ્થિતિબંધ તો પૂર્વે ઓઘથી કહ્યો તે પ્રમાણે જાણવો.

ટીકાર્થઃ—પર્યાપ્ત અવિરતિ સમ્યગ્દૃષ્ટિના ઉ૦ સ્થિતિબંધથી સંજ્ઞિપંચેન્દ્રિયપર્યાપ્તનો જ૦ સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેથી પણ સંજ્ઞિપંચેન્દ્રિયઅપર્યાપ્તનો જ૦ સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેથી પણ સંજ્ઞિપંચેન્દ્રિયઅપર્યાપ્તનો ઉ૦ સ્થિતિબંધ સંખ્યાતગુણ.

अभिंतरओ य कोडिक्कोडीओ।इति=સંયતના ઉત્કૃષ્ટસ્થિતિબંધથી પ્રારંભીને અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયના ઉ૦ સ્થિતિબન્ધ સુધીના સર્વે પણ સ્થિતિબંધ એક કોડાકોડીસાગરોપમની અંદરના જાણવા. એકેન્દ્રિયાદિક જીવોના સર્વજઘન્ય ને સર્વોત્કૃષ્ટ સ્થિતિ બન્ધનું પ્રમાણ પૂર્વે દરેકનું [1]કહ્યું છે, અને સંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્તનો પુનઃ ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ તો જે પૂર્વે [2]સામાન્યપણે સ્થિતિ બન્ધ કહ્યો તેજ તેનો ઉ૦ સ્થિતિબન્ધ ગણવો.

## ॥ अथ निषेक प्ररुपणा ॥

એ પ્રમાણે સ્થિતિબન્ધની પ્રરૂપણા કરીને હવે નિષેકપ્રરૂપણાનો પ્રસંગ હોવાથી તે કહેવાય છે. ત્યાં અનંતરોપનિધા, ને પરંપરોપનિધા (=અન્તરોપનિધા) એ બે અનુયોગદ્વાર છે. તેમાં પ્રથમ અનંતરોપનિધા પ્રરૂપણા કહે છે.

---

૧. દ્વીન્દ્રિયનો ૨૫ ગુણ, ત્રીન્દ્રિયનો ૫૦ ગુણ ઇત્યાદિ પદ્ધતિએ ઉ૦ સ્થિ૦ બંધ કહ્યો છે, અને જ૦ સ્થિ૦બંધ પલ્યાસખ્યતમ ભાગહીન ઉ૦ સ્થિ૦બંધ પ્રમાણ કહ્યો છે.

૨. ૨૦ કોડાકોડી સાગરોપમ, ૭૦ કોડાકોડી સાગરોપમ ઇત્યાદિ ઓઘ સ્થિ૦ બન્ધ કહ્યો છે તે પ્રમાણેજ.

## મૂળ ગાથા ૮૩ મી.

मोत्तूण सग मबाहे, पढमाए ठिइए बहुतरं दव्वं
एत्तो विसेसहीणं—जावुक्कोसं ति सव्वेसिं ॥ ८३ ॥

ગાથાર્થઃ—સ્વપ્રાયોગ્ય અબાધાકાળવર્જીને તુર્તજ પ્રથમ સમયે ઘણા પ્રદેશો ઉદયમાં આવે, અને દ્વિતીયાદિ સમયથી યાવત્ સર્વ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી વિશેષહીન હીનતર પ્રદેશો ઉદયમાં આવે.

ટીકાર્થઃ—સર્વે પણ કર્મો બન્ધપ્રાપ્ત થયે છતે આપ આપણો અબાધાકાળ વ્યતીત થયા બાદ અનન્તર સમયે (તુર્તજ) દલિક પ્રક્ષેપ કરે, ત્યાં પ્રથમ સમયે ઘણું કર્મદલિક (ઉદય સમયમાં) પ્રક્ષેપે, અને एत्तो विसेसहीणं=પ્રથમ સ્થિતિ (પ્રથમ સમય)થી આગળના દ્વિતીયાદિ એકેક સમયપ્રમાણ સ્થિતિયોમાં વિશેષહીન હીનતર કર્મદલિક પ્રક્ષેપે છે. તે આ પ્રમાણે—પ્રથમ સમયથી દ્વિતીયસમયમાં વિશેષહીન, તેથી પણ તૃતીય સમયમાં વિશેષહીન. એ પ્રમાણે વિશેષહીન વિશેષહીન ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી તે સમયે બંધાયલા કર્મોની ઉત્કૃષ્ટસ્થિતિ આવે. (અન્તિમ સમય આવે.)[1].

એ પ્રમાણે અનન્તરોપનિધા પ્રરૂપણા કરીને હવે પરંપરોપનિધા પ્રરૂપણા કરાય છે.

## મૂળ ગાથા ૮૪ મી.

पल्ला संखियभागं, गंतुं दुगुणूण मेव मुक्कोसा
नाणंतराणि पल्ल—स्स मूलभागो असंखतमो ॥८४॥

---

૧ અસત્ કલ્પનાએ ૨૫ સમય સ્થિતિબંધવાળા કર્મના ૨૦૫૦ પરમાણુઓ બંધાયા છે. તેની ૫ સમય અબાધા વ્યતીત થતાં ૬ ઠે સમયે

**ગાથાર્થ**:—પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વ્યતિક્રાન્ત થતાં યાવત્ ઉત્કૃષ્ટસ્થિતિ સુધી દ્વિગુણ દ્વિગુણ હાનિ થાય. એમાં દ્વિગુણ હાનિયો અને અન્તરો પણ પલ્યોપમના વર્ગમૂળના અસંખ્યાતમા ભાગપ્રમાણ થાય.

**ટીકાર્થ**:—અબાધાકાળથી આગળની પ્રથમ સ્થિતિમાં જે કર્મદલિક પ્રક્ષેપ્યું છે, તેની અપેક્ષાએ સમયસમયરૂપ દ્વિતીયાદિ સ્થિતિયોમાં વિશેષહીન હીનતર દલિક થતું થતું પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ સ્થિતિયો વ્યતિક્રાન્ત થયે છતે તે દલિક દ્વિગુણહીન અર્થાત્ અર્ધ થાય છે. ત્યાંથી આગળ પુનઃ પણ પ્રથમ દ્વિગુણહીનસ્થાનગત દલિકાપેક્ષાએ વિશેષહીન હીનતર દલિક થતું પલ્યોપમાસંખ્યતમભાગ પ્રમાણ સ્થિતિયો વ્યતિક્રાન્ત થયે છતે પુનઃ દ્વિગુણહીન થાય, એ પ્રમાણે ઉત્કૃષ્ટસ્થિતિ સુધી અથવા તે કર્મસ્થિતિના અન્તિમ સમય સુધી પુદ્ગલોની અર્ધઅર્ધહીનતા કહેવી. હવે એ દ્વિગુણહાનિસ્થાનો કેટલાં થાય તે નિરૂપણ કરે છે.

**नाणंतराणि**=નાના પ્રકારનાં જે અન્તરો એટલે અન્તરે અન્તરે રહેલાં જે દ્વિગુણહાનિસ્થાનો છે, તે [1]ઉત્કૃષ્ટસ્થિતિબન્ધમાં ( ઉ૦ સ્થિ૦ બંધ સુધીમાં અથવા ઉ૦ સ્થિ૦ બંધના અન્ત્ય સમય સુધીમાં ) પલ્યોપમના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમાભાગના સમય જેટલાં છે. કહ્યું છે કે—

**पलिओवमस्स मूला–असंखभागम्मि जत्तिया समया**
**तावइया हाणीओ, ठिइबंधुक्कोसए नेया ॥ १ ॥**

---

૧૦૦, ૭ મે સમયે ૯૫, ૮ મે સમયે ૯૦, એ પ્રમાણે યાવત્ ૨૫ મે સમયે ૫ પરમાણુઓ ઉદયમાં આવી તે કર્મ નિઃસત્તાક થાય. ઇતિભાવાર્થ.

૧ ૨૦ કોડાકોડી સાગરોપમ, અથવા ૭૦ કોડાકોડી સાગરોપમ, ઇત્યાદિ જે કર્મનો જે ઉત્કૃષ્ટસ્થિતિબન્ધ છે, તે ઉ૦ સ્થિતિબન્ધમાં પૂર્વોક્તપ્રમાણવાળી હાનિયો હોય છે, પરન્તુ જઘન્ય સ્થતિબન્ધમાં અથવા કેટલાએક મધ્યમસ્થિતિબન્ધમાં પણ પૂર્વોક્ત પ્રમાણવાળી હાનિયો ન સંભવે.

ગાથાર્થ:—પલ્યોપમના વર્ગમૂળના અસંખ્યાતમે ભાગે જેટલા સમય છે, તેટલા સમયપ્રમાણ દ્વિગુણહાનિયો ઉત્કૃષ્ટસ્થિતિબન્ધમાં ( ઉ૦ સ્થિ૦ બંધના અંત્ય સમય સુધીમાં ) જાણવી.

પ્રશ્ન—અહિં પ્રશ્ન એ છે કે મિથ્યાત્વમોહનીયની ૭૦ કોડાકોડી સાગરોપમપ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ હોવાથી પૂર્વોક્ત પ્રમાણ હાનિયો સંભવે છે, પરંતુ આયુષ્યની ૩૩ સાગરોપમ માત્ર ઉત્કૃષ્ટસ્થિતિ હોવાથી એટલી હાનિયો કેમ સંભવે ?

ઉત્તર—અસંખ્યાતના અસંખ્ય ભેદ હોવાથી અહિં પણ ( પ્રસ્તુતાધિકારે ) અસંખ્યાતમો ભાગ અસંખ્યભેદવાળો ગ્રહણ કરવો. જેથી આયુષ્યના સંબંધમાં પલ્યોપમના પ્રથમ વર્ગમૂળનો અસંખ્યાતમો ભાગ ઘણો નાનો ગ્રહણ કરવાથી કોઇ પણ વિરોધ સંભવે નહિ. તથા સર્વે દ્વિગુણહાનિસ્થાનો અલ્પ છે, અને દ્વિગુણહાનિયોના અન્તરમાં રહેલાં નિષેકસ્થાના ( અથવા સ્થિતિસ્થાનો ) અસંખ્યગુણ છે.

એ પ્રમાણે નિષેકપ્રરૂપણા કરીને હવે अबाधाकंडक प्ररुपणा કરાય છે.

## મૂળ ગાથા ૮૫ મી.

**मोत्तूण आउगाई–समये समये अबाहहाणीए**
**पल्लाऽसंखियभागं–कंडकुणं अप्पबहु मेसिं ॥ ८५ ॥**

ગાથાર્થ:—આયુષ્ય વિના સાત કર્મમાં અબાધા એકેક સમય હીન થતાં ( મૂળ સ્થિતિ ) ઉત્કૃષ્ટસ્થિતિથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગરૂપ કંડક કંડક પ્રમાણ હીન થાય. એમાં અલ્પબહુત્વ આ પ્રમાણે છે—

ટીકાર્થ:—ચાર આયુષ્ય વર્જીને શેષ સર્વે પણ કર્મોનો એકેક સમય અબાધાકાળ હીન થયે છતે ઉત્કૃષ્ટસ્થિતિમાંથી પલ્યો-

પમના અસંખ્યાતમાભાગરૂપ કંડકનો હીન હીન કરે છે. તે આ પ્રમાણે—

ઉત્કૃષ્ટઅબાધામાં વર્તતો જીવ પરિપૂર્ણ ઉત્કૃષ્ટસ્થિતિ વા એક સમયહીન દ્વિસમયહીન યાવત્ પલ્યોપમાસંખ્યતમભાગહીન ઉત્કૃષ્ટસ્થિતિને બાંધે છે. અને જો ઉત્કૃષ્ટઅબાધા એક સમયવડે હીન થાય તો નિશ્ચયથી (પલ્યોપમાસંખ્યતમભાગરૂપ) કંડકહીન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધે છે. તે પણ એક સમયહીન વા દ્વિસમયહીન યાવત્ (પલ્યોપમાસંખ્યતમભાગરૂપ) કંડકહીન (સર્વોત્કૃષ્ટથી બે કંડકહીન) સ્થિતિ બાંધે છે. વળી જો ઉત્કૃષ્ટ અબાધા બે સમયહીન થાય તો નિશ્ચયથી બે કંડકહીન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધે છે, તે પણ એક સમયહીન, દ્વિસમયહીન યાવત્ એક કંડકહીન (સર્વોત્કૃ૦થી ત્રણ કં૦હીન) બાંધે છે. એ પ્રમાણે જેટલા જેટલા સમયહીન અબાધા હોય છે તેટલા તેટલા (અથવા એકાધિક) કંડકવડે હીન ઉત્કૃષ્ટસ્થિતિબંધ થાય છે. યાવત્ એક બાજુ સર્વ જઘન્યઅબાધા અને બીજી બાજુએ સર્વ જઘન્યસ્થિતિ આવે ત્યાં સુધી એ વિવક્ષા જાણવી.

એ પ્રમાણે અબાધાગત સમય સમયની હાનિએ સ્થિતિબન્ધમાં કંડક કંડકની હાનિ થાય છે[1]. તે કહીને હવે અલ્પબહુત્વ પ્રરૂપણાને માટે મૂળગાથામાં કહે છે કે अप्पबहु मेसिं=એ વક્ષ્યમાણ ભેદનું અલ્પબહુત્વ કહેવાય છે.

---

૧ અસત્કલ્પનાએ જેમ ૧૦૦ સમયસ્થિતિક કર્મની ૧૦ સમય અબાધા છે, તો ૧૦૦–૯૯–૯૮–૯૭–૯૬–૯૫–૯૪–૯૩–૯૨ ને ૯૧ સમયના સ્થિતિબન્ધમાં અવશ્ય ૧૦ સમયની અબાધા હોય. તદનંતર ૯૦–૮૯ યાવત્ ૮૧ સુધીની ૧૦ સ્થિતિઓ બંધાય ત્યાં સુધીમાં ૯ સમય અબાધા હોય. એ પ્રમાણે યાવત્ ૧૦ થી ૧ સમય સુધીની સ્થિતિએ ૧ સમય રૂપ જઘન્ય અબાધા હોય. ઇતિભાવ. તથા ટીકાર્થમાં કહેલા અબાધા કંડક સંબંધિ વર્ણન ઉપરથી વાંચક વર્ગે અબાધાને આધીન સ્થિતિ બંધ છે એમ ન સમજવું, પરન્તુ વાસ્તવિક રીતે વિચાર કરતાં બંધને આધીન જ અબાધા છે, એમ સમજવું.

## મૂળ ગાથા ૮૬ મી.

**बंधा बाहाणुक्कसि, इयरं कंडक अबाह बंधाणं**
**ठाणाणि एक्क नाणं–तराणि अत्थेण कंडं च ॥८६॥**

ગાથાર્થઃ—ઉત્કૃષ્ટસ્થિતિબંધ–જઘન્યસ્થિતિબંધ–ઉત્કૃષ્ટ-અબાધા–જઘન્યઅબાધા–કંડકસ્થાન–અબાધાસ્થાન–સ્થિતિબંધસ્થાન–દ્વિગુણહાનિસ્થાનો–અર્થકંડક, ને નિષેકસ્થાનો એ ૧૦ સ્થાનનું અલ્પબહુત્વ કહેવાય છે.

ટીકાર્થ—बंधा बाहाणुक्कसियरं ઇતિ=ઉત્કૃષ્ટસ્થિતિબંધ, જઘન્યસ્થિતિબંધ, ઉત્કૃષ્ટઅબાધા, જઘન્યઅબાધા, તથા कंडक अबाह बंधाणं ठाणाणि=કંડકસ્થાનો, અબાધાસ્થાનો ને સ્થિતિબંધ-સ્થાનો, તથા एक्क नाणंतराणि=બે દ્વિગુણહાનિવચ્ચેનું એક અન્તર, તથા નાનારૂપ અન્તરો એટલે દ્વિગુણહાનિસ્થાનો, તથા अत्थेण कंडं च=જઘન્યઅબાધાહીન એવી ઉત્કૃષ્ટઅબાધાવડે, જઘન્ય-સ્થિતિહીન રૂપ ઉત્કૃષ્ટસ્થિતિથી ભાગ આપતાં જે ભાગ પ્રાપ્ત થાય તેટલા ભાગને [1]અર્થકંડક કહેવું એમ સંપ્રદાયગતપુરૂષો કહે છે. અત્રે च કાર સમુચ્ચયવાચક છે. તથા પંચસંગ્રહમાં તો અર્થકંડ-કને સ્થાને "અબાધાકંડકસ્થાનો" એ પ્રમાણે કહ્યું છે. ત્યાં મૂળ ટીકા-કારે આ પ્રમાણે વ્યાખ્યા કરી છે કે—અબાધા અને કંડકો તે અબાધા કંડકો ( એ દ્વન્દ્વ સમાસ છે ), તેનાં સ્થાન તે અબાધાકંડકસ્થાનો, તે બંનેની પણ (અબાધાની અને કંડકની) સ્થાનસંખ્યા તે [2]અબાધા-કંડકસ્થાનો. હવે એ ૧૦ સ્થાનોનું અલ્પબહુત્વ કહેવાય છે.

---

૧ અર્થાત્ અબાધાસ્થાનો વડે સ્થિતિસ્થાનોને ભાગ આપતાં જે એક અબાધાકંડકવર્તિ સર્વસ્થિતિપ્રમાણ ભાગ આવે તે, ( અથવા અર્થકંડક એટલે એક અબાધાકંડક. )

૨ આ પ્રમાણે પંચગ્રહને મતે ૧ અબાધાસ્થાન, અને એક કંડક-સ્થાન એ બે મળીને એક અર્થકંડક થાય છે. માટે પ્રથમ અર્થની અપે-

## ॥ उत्कृष्टस्थितिबंधादि १० स्थानोनुं अल्पबहुत्व ॥

પર્યાપ્ત વા અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય જીવો બન્ધક હોતે છતે આયુ વિના સાતકર્મની જઘન્ય અબાધા તે સર્વથી અલ્પ છે, અને તે અન્તર્મુહૂર્તપ્રમાણ છે. તેથી અબાધાસ્થાન અને કંડકસ્થાનો અસંખ્યગુણ છે. ને પરસ્પર તુલ્ય છે. તે આ પ્રમાણે—જઘન્ય અબાધાથી ઉત્કૃષ્ટઅબાધાના અન્તિમ સમય સુધીમાં જેટલા સમયો (પ્રાપ્ત થાય) છે, તેટલાં અબાધાસ્થાનો છે. જેમ જઘન્યઅબાધા તે પ્રથમ અબાધાસ્થાન, તેથી સમયાધિક દ્વિતીય અબાધાસ્થાન, તેથી દ્વિસમયાધિક તૃતીય અબાધાસ્થાન, એ પ્રમાણે ઉત્કૃષ્ટઅબાધાના અન્ત્યસમય સુધી કહેવું. પુનઃ અબાધાકંડકો પણ એટલાંજ છે. કારણ કે જઘન્યઅબાધાથી પ્રારંભીને એકેક સમય સમય પ્રત્યે એકેક કંડકની પ્રાપ્તિ હોય છે. તે પ્રથમ (૮૫ મી ગાથામાં) કહી ગયા છે. તેથી ઉત્કૃષ્ટઅબાધા વિશેષાધિક છે. કારણ કે ઉત્કૃષ્ટઅબાધામાં જઘન્યઅબાધા પણ અન્તર્ગત છે, તેથી દલિકનિષેકવિધિમાં દ્વિગુણહાનિસ્થાનો અસંખ્યગુણ છે, કારણ કે પલ્યોપમના પ્રથમ વર્ગમૂલના અસંખ્યાતમાભાગના સમયરાશિ પ્રમાણ છે. તેથી બે દ્વિગુણહાનિના એક અન્તરમાં રહેલાં નિષેકસ્થાનો અસંખ્યાતગુણ છે. કારણ કે તે [1]અસંખ્યાતપલ્યોપમના વર્ગમૂલપ્રમાણ છે. તેથી પણ અર્થકંડક અસંખ્યગુણ છે. તેથી જઘન્યસ્થિતિબન્ધ અસંખ્યગુણ છે. કારણ કે તે અન્તઃકોડાકોડી સાગરોપમપ્રમાણ છે. શ્રેણિપર આરૂઢ નહિ થયેલા એવા સંજ્ઞિપંચેન્દ્રિયપર્યાપ્ત જીવો જઘન્યથી પણ અન્તઃકોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિબન્ધ કરે છે. તેથી પણ સ્થિતિબન્ધસ્થાનો અસંખ્યગુણ છે. ત્યાં જ્ઞાનાવરણ, દર્શનાવ-

---

ક્ષાએ પંચસંગ્રહના અર્થમાં બમણાં સ્થાન આવે છે. પરંતુ કંડકસ્થાન અથવા અબાધાસ્થાનથી આ અર્થવાળું અર્થકંડક અસંખ્યગણું કેવી રીતે થાય? તે શ્રી બહુશ્રુતથી જાણવા યોગ્ય છે.

૧ અસંખ્યપલ્યોપમનું પ્રથમ વર્ગમૂલ કાઢતાં જેટલા સમયો થાય તેટલા અસંખ્યસમયની રાશિપ્રમાણ. ઇતિભાવ.

રણ, વેદનીય, ને અન્તરાયનાં સ્થિતિસ્થાનો ૨૯ ગુણ અધિક છે. મિથ્યાત્વનાં ૬૯ ગુણ, ને નામગોત્રનાં સ્થિતિસ્થાનો ૧૯ ગુણ અધિક છે. તેથી પણ ઉત્કૃષ્ટસ્થિતિ વિશેષાધિક છે. કારણ કે જઘન્યસ્થિતિ અને અબાધાકાળ એ બન્ને ઉત્કૃષ્ટસ્થિતિમાં અન્તર્ગત છે, તથા સંજ્ઞિ અથવા અસંજ્ઞિપંચેન્દ્રિયપર્યાપ્તામાં પ્રત્યેકના આયુષ્યની જઘન્યઅબાધા સર્વથી અલ્પ છે. તેથી જઘન્યસ્થિતિબન્ધ સંખ્યાતગુણ છે. ને તે ક્ષુલ્લકભવરૂપ છે. તેથી અબાધાસ્થાનો અસંખ્યગુણ છે, કારણ કે જઘન્યઅબાધારહિત [1]પૂર્વક્રોડ વર્ષના ત્રીજાભાગપ્રમાણ અબાધાસ્થાનો છે. તેથી પણ ઉત્કૃષ્ટઅબાધા વિશેષાધિક છે, કારણ કે તેમાં જઘન્યઅબાધા પણ અન્તર્ગત છે. તેથી દ્વિગુણહાનિસ્થાનો અસંખ્યગુણ છે ને તે પલ્યોપમના પ્રથમ વર્ગમૂલના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. તેથી પણ બે દ્વિગુણહાનિના એક અન્તરમાં નિષેકસ્થાનો અસંખ્યગુણ છે, તેની યુક્તિ [2]પ્રથમ દર્શાવી છે. તેથી સ્થિતિબન્ધસ્થાનો અસંખ્યગુણ છે. તેથી ઉત્કૃષ્ટસ્થિતિબંધ વિશેષાધિક છે, કારણ કે તેમાં જઘન્યઅબાધા પણ અન્તર્ગત છે.

તથા અપર્યાપ્તસંજ્ઞિ, અસંજ્ઞિપંચેન્દ્રિય. વિકલેંદ્રિય, સૂ૦ બા૦ એકેંદ્રિયપર્યાપ્ત, ને અપર્યાપ્ત એ ૧૨ જીવભેદના આયુષ્યના સંબંધે પ્રત્યેકમાં જઘન્યઅબાધા સર્વથી અલ્પ છે. તેથી જ૦સ્થિતિબન્ધ સંખ્યાતગુણ છે. તેથી પણ ઉ૦ અબાધા વિશેષાધિક છે. તેથી પણ સ્થિતિબન્ધસ્થાનો સંખ્યાતગુણ છે, કારણ કે જઘન્યસ્થિતિરહિત પૂર્વક્રોડવર્ષપ્રમાણ સ્થિતિબંધસ્થાનો છે. તેથી ઉત્કૃષ્ટસ્થિતિબન્ધ વિશેષાધિક છે. કારણ કે જઘન્યસ્થિતિ અને અબાધા એ બન્ને તેમાં અન્તર્ગત છે.

તથા અસંજ્ઞિ પંચેંદ્રિય, વિકલેંદ્રિય, બા૦ સૂ૦ એકેંદ્રિયપર્યાપ્ત, ને અપર્યાપ્ત એ ૧૨ જીવભેદના સંબંધે આયુવિના સાત કર્મમાં (પ્રત્યેક જીવભેદને અંગે) અબાધાસ્થાનો અને કંડકો અલ્પ છે.

---

૧ ટીકામાં પૂર્વકોટીત્રિભાગરહિત એ લિખિત દોષ સંભવે છે.

૨ અસંખ્યપલ્યોપમવર્ગમૂલપ્રમાણ છે.

ને પરસ્પર તુલ્ય છે. કારણ કે તે આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણજ છે. તેથી જઘન્યઅબાધા અસંખ્યગુણ છે, કારણ કે તે અન્તર્મુહૂર્તપ્રમાણ છે. તેથી પણ ઉત્કૃષ્ટઅબાધા વિશેષાધિક છે, કારણ કે જઘન્ય અબાધા તેમાં અંતર્ગત છે. તેથી દ્વિગુણહાનિ સ્થાનો અસંખ્યગુણ છે. તેથી બે દ્વિગુણહાનિસ્થાનોની વચ્ચે એક અન્તરમાં નિષેકસ્થાનો અસંખ્યગુણ છે. તેથી અર્થકંડક અસંખ્ય ગુણ છે. તેથી પણ સ્થિતિબન્ધસ્થાનો અસંખ્યગુણ છે, કારણ કે તે પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ છે. તેથી પણ જઘન્ય સ્થિતિબન્ધ અસંખ્યગુણ છે. તેથી પણ ઉત્કૃષ્ટસ્થિતિબન્ધ વિશેષાધિક છે, કારણ કે તે પલ્યોપમનો અસંખ્યાતમોભાગ અધિક છે.

એ પ્રમાણે **સ્થિતિબન્ધાદિક ૧૦ બોલનું અલ્પબહુત્વ** કહ્યું તે સ્થાપનાનુસારે દર્શાવાય છે.

| સં૦ પં૦ પર્યા૦ ને અપ૦ ના ૭ કર્મમાં. | | સંજ્ઞિ, અસં૦ પર્યાપ્તના આયુષ્યમાં. | |
|---|---|---|---|
| જ૦ અબાધા[1] | અલ્પ (અન્તર્મુ૦) | જઘ૦ અબાધા | અલ્પ |
| અબાધાસ્થાન<br>કંડકસ્થાન | } અસંખ્યગુણ | જઘ૦ સ્થિતિ<br>અબાધાસ્થાન | સંખ્ય૦ ગુ૦<br>અસં૦ ગુ૦ |
| ઉ૦ અબાધા[2] | વિશેષા૦ | ઉ૦ અબાધા | વિશેષા૦ |
| દ્વિગુ હાનિસ્થાન | અસં૦ | હાનિસ્થાન | અસં૦ ગુ૦ |
| નિષેકસ્થાન[3] | ,, | નિષેકસ્થાન | ,, |
| અર્થકંડક[4] | ,, | સ્થિતિસ્થાન | ,, |

૧, ૨, ૩, ૪, એ ૪ સ્થાને સમયોની ગણત્રી કરવી. અને શેષ ૪ સ્થાને સમુદાયાત્મકપણે ગણત્રી કરવી.

| | | | |
|---|---|---|---|
| જઘ૦ સ્થિતિ[1] | ,, | ઉ૦ સ્થિ૦ બંધ | વિશેષા૦ |
| સ્થિતિસ્થાનો | ,, | | |
| ઉ૦ સ્થિતિ[2] | વિશેષા૦ | | |

| અસંજ્ઞિદ્વિક તથા વિકલછક, ને એકેંદ્રિયચતુષ્ક એ ૧૨ જીવ ભેદના ૭ કર્મમાં. | | અસં૦, સં૦ અપ૦, વિકલછક ને એકેંદ્રિયચતુષ્ક એ ૧૨ જીવ ભેદના આયુમાં. | |
|---|---|---|---|
| અબાધાસ્થાન, કંડકસ્થાન, | અલ્પ | જઘ૦ અબાધા | અલ્પ૦ |
| | | જઘ૦ સ્થિ૦ બંધ | સંખ્યા૦ગુ૦ |
| જઘ૦ અબાધા | અસં૦ ગુ૦ | અબાધાસ્થાન | સંખ્યા૦ગુ૦ |
| ઉ૦ અબાધા | વિશે૦ | ઉ૦ સ્થિતિબન્ધ | વિશેષા૦ |
| હાનિસ્થાનો | અસં૦ ગુ૦ | | |
| નિષેકસ્થાનો | અસં૦ ,, | | |
| અર્થકંડક | અસં૦ ,, | | |
| સ્થિતિસ્થાનો | અસં૦ ,, | | |
| જઘ૦ સ્થિતિ | અસં૦ ,, | | |
| ઉ૦ સ્થિતિ | અસં૦ ,, | | |

૧, ૨ એ બે સ્થાને સમયોની ગણત્રી કરવી.

એ પ્રમાણે ૧૦ બોલનું અલ્પબહુત્વ કહીને હવે સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન પ્રરુપણા કરાય છે. ત્યાં ૧ [1]સ્થિતિસમુદાહાર ૨ [2]પ્રકૃતિસમુદાહાર ને ૩ [3]જીવસમુદાહાર એ ત્રણ સમુદાહારરૂપ અનુયોગ કહેવાશે. તેમાં પણ પ્રથમ સ્થિતિસમુદાહાર ત્રણ અનુયોગ દ્વારે કહેવાશે. તે આ પ્રમાણે—૧ [4]પ્રગણના, [5]અનુકૃષ્ટિ, ને [6]તીવ્રમન્દતા એ ત્રણ અનુયોગમાં પણ પ્રથમ પ્રગણના પ્રરુપણા કહેવાય છે.

## મૂળ ગાથા ૮૭ મી.

**ठिइबंधे ठिइबंधे, अज्झवसाणाण संखया लोगा**
**हस्सा विसेसवुड्ढी, आऊण मसंखगुण वुड्ढि ॥८७॥**

ગાથાર્થઃ—પ્રત્યેક સ્થિતિસ્થાને અસંખ્યલોક પ્રમાણ [7]અધ્યવસાયસ્થાનો છે. તેમાં અનંતરોપનિધાએ પ્રથમ સ્થિતિસ્થાને

---

૧ સ્થિતિસ્થાનો પ્રત્યે સ્થિતિ બન્ધાધ્યવસાયસ્થાનો સંબંધિ વ્યાખ્યા કરવી તે સ્થિતિસમુદાહાર.

૨ કર્મપ્રકૃતિયોને અંગે સ્થિતિબન્ધાધ્યવસાયની વ્યાખ્યા કરવી તે પ્રકૃતિસમુદાહાર.

૩ જીવને અંગે સ્થિતિબન્ધાધ્યવસાયોની વ્યાખ્યા કરવી તે જીવસમુદાહાર.

૪ પ્રત્યેક સ્થિતિસ્થાને સ્થિતિબંધાધ્યવસાયોની ગણત્રી કરવી તે પ્રગણના.

૫ કયે સ્થિતિસ્થાને કયા સ્થિતિસ્થાન સંબંધિ કેટલાં સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનો કેટલાં સ્થિતિસ્થાનોમાં ( કયાં સુધી ) વહેંચાય છે તે અનુકૃષ્ટિ.

૬ કયા સ્થિતિસ્થાનોને અંગે સ્થિતિબન્ધાધ્યવસાયોની પરસ્પર તીવ્રમન્દતા કેટલા ગુણી કહેવી તે તીવ્રમન્દતા.

૭ આ પ્રકરણમાં અધ્યવસાયસ્થાન માત્ર શબ્દ આવે તો પણ

અધ્યવસાયસ્થાનો અલ્પ, તેથી દ્વિતીયાદિ સ્થિતિસ્થાનોમાં વિશેષ વિશેષાધિકપણે વૃદ્ધિ થાય; અને આયુષ્યમાં અસંખ્યગુણ વૃદ્ધિ અનુક્રમે થાય.

**ટીકાર્થ**:—અહિં સર્વે પણ કર્મોની જઘન્ય સ્થિતિથી આરંભીને ઉત્કૃષ્ટ સ્થિતિના અન્તિમ સમય સુધીમાં જેટલા સમયો તેટલાં પ્રત્યેક (જઘન્યસ્થિતિ સહિત) સ્થિતિસ્થાનો કહેવાય છે. એકેક સ્થિતિસ્થાન બંધાતે છતે તે બંધના હેતુભૂત કાષાયિક અધ્યવસાયો નાના જીવોની અપેક્ષાએ અસંખ્યલોકાકાશના પ્રદેશ પ્રમાણ જાણવા. અહિં અનન્તરોપનિધા ને પરંપરોપનિધા એ બે પ્રકારની પ્રરૂપણા છે, ત્યાં પ્રથમ **अनन्तरोपनिधा प्ररुपणा** (ની પદ્ધતિએ અધ્યવસાયસ્થાનો) કહેવાય છે.

**हस्सा विसेसवुड्ढी**=આયુ સિવાય સાત કર્મના જઘન્ય સ્થિતિ બન્ધથી આગળ દ્વિતીયાદિ સ્થિતિસ્થાનોમાં વિશેષવૃદ્ધિ એટલે વિશેષાધિકરૂપ વૃદ્ધિ જાણવી. તે આ પ્રમાણે—જ્ઞાનાવરણીય કર્મના જઘન્ય સ્થિતિબન્ધે તદ્બન્ધહેતુભૂત અધ્યવસાયો નાના જીવોની અપેક્ષાએ અસંખ્યલોક પ્રમાણ છે. તે બીજાં સ્થિતિસ્થાનગતાધ્યવસાયોની અપેક્ષાએ અલ્પ છે. તેથી દ્વિતીય સ્થિતિમાં વિશેષાધિક, તેથી પણ તૃતીય સ્થિતિસ્થાનમાં વિશેષાધિક અધ્યવસાયો છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી કહેવું. ને એ પ્રમાણે સર્વ કર્મોમાં પણ કહેવું.

તથા **आउण असंखगुणवुड्ढी**=આયુષ્યના જઘન્ય સ્થિતિસ્થાનથી આરંભીને ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન સુધીમાં પ્રત્યેક સ્થિતિસ્થાને અસંખ્યગુણવૃદ્ધિ કહેવી તે આ પ્રમાણે—આયુષ્યના જઘન્યસ્થિતિસ્થાને તદ્બંધહેતુભૂત અધ્યવસાયો અસંખ્યલોકપ્રમાણ છે, તે

---

અર્થથી સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન જાણવો. (પરન્તુ અનુભાગ બન્ધાધ્યવસાયસ્થાન નહિ.)

સર્વથી અલ્પ છે. તેથી દ્વિતીયસ્થાનમાં અસંખ્યગુણ, ને તેથી પણ તૃતીયસ્થિતિસ્થાનમાં અસંખ્યગુણ અધ્યવસાયો છે. એ પ્રમાણે (આયુષ્યની) ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી કહેવું.

એ પ્રમાણે અનન્તરોપનિધાએ સ્થિતિસ્થાન પ્રત્યે અધ્યવસાયો કહીને હવે परंपरोपनिधाए अध्यवसायस्थानो કહે છે.

## મૂળ ગાથા ૮૮ મી.

**पल्लाऽसंखियभागं, गंतुं दुगुणाणि जाव उक्कोसा**
**नाणंतराणि अंगुल–मूलच्छेयण मसंखतमो॥८८॥**

**ગાથાર્થ:**—જઘન્યથી ઉત્કૃષ્ટસ્થિતિ સુધીમાં પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ સ્થિતિસ્થાનો વારંવાર વ્યતિક્રાન્ત થતાં દ્વિગુણવૃદ્ધિસ્થાનો આવે, તે દ્વિગુણવૃદ્ધિસ્થાનો અંગુલવર્ગમૂલ છેદનકના અસંખ્યાતમા ભાગ પ્રમાણ થાય.

**ટીકાર્થ:**—આયુ વિના સાતકર્મની જઘન્યસ્થિતિમાં જે અધ્યવસાયસ્થાનો છે તેથી પલ્યોપમાસંખ્યતમભાગપ્રમાણ સ્થિતિસ્થાનો વ્યતિક્રાન્ત થતાં આગળના અનન્તર સ્થિતિસ્થાનમાં દ્વિગુણ અધ્યવસાયસ્થાનો છે. ત્યાંથી પણ આગળ પલ્યોપમાસંખ્યતમભાગ સ્થિતિસ્થાનો વ્યતિક્રાન્ત થતાં આગળના અનન્તર સ્થિતિસ્થાનમાં દ્વિગુણ અધ્યવસાય સ્થાનો છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટસ્થિતિ સુધી દ્વિગુણવૃદ્ધિ કહેવી. એક દ્વિગુણવૃદ્ધિના એક અન્તરમાં અસંખ્યપલ્યોપમના વર્ગમૂલ જેટલાં સ્થિતિસ્થાનો છે. અને નાના પ્રકારનાં દ્વિગુણ વૃદ્ધિસ્થાનો અંગુલ વર્ગમૂલ છેદનકના અસંખ્યાતમાભાગ પ્રમાણ છે. તાત્પર્ય એ છે કે—એક અંગુલમાત્ર ક્ષેત્રમાં જેટલા આકાશ પ્રદેશો છે, તેના પ્રથમ વર્ગમૂળને મનુષ્યસંખ્યા ગણવામાં હેતુરૂપ [1] ૯૬ ના રાશિથી (આંકથી) ભાગવિધિથી (ભાગાકાર કરવાની રીતથી) ત્યાં સુધી ભાગ પ્રાપ્ત

૧ મનુષ્યની સંખ્યા લાવવાને માટે ૨ ના આંકનો ૯૬ વાર ગુણા-

ન થાય. તે ભાગોના અસંખ્યાતમે ભાગે જેટલા ભાગ થાય ને તેટલા ભાગોમાં જેટલો આકાશપ્રદેશરાશિ થાય તેટલા પ્રમાણમાં દ્વિગુણ-વૃદ્ધિસ્થાનો થાય છે.[1]

એ પ્રમાણે પ્રગણના કહીને હવે અનુકૃષ્ટિ વિચારાય છે. ત્યાં સ્થિતિબંધ હેતુભૂત અધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિનો અભાવ છે. કારણ કે જ્ઞાનાવરણના જઘન્યસ્થિતિબન્ધે જે અધ્યવસાયો છે, તેથી બીજે સ્થિતિબન્ધે અન્ય અધ્યવસાયો છે ને તેથી ત્રીજે સ્થિતિબન્ધે પણ અન્ય અધ્યવસાયો છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટસ્થિતિ સુધીના સર્વ સ્થિતિસ્થાનોમાં પ્રત્યેકે અન્યઅન્ય અધ્યવસાયો છે. એ રીતે શેષ દર્શનાવરણીયાદિ કર્મોમાં પણ જાણવું.

હવે તીવ્રમન્દતા કહેવાનો પ્રસંગ છે પરંતુ તે આગળ કહેવાશે. માટે અહિં તે તીવ્રમન્દતાની વિવક્ષા કરવી બાકી રહી છે એમ જાણવું. એ પ્રમાણે ત્રણ અનુયોગે કરીને સ્થિતિ સમુદાહાર કહ્યો.

હવે પ્રકૃતિસમુદાહાર કહેવાય છે—ત્યાં પ્રમાણાનુગમ ને અલ્પબહુત્વ એ બે અનુયોગ છે. તેમાં પ્રથમ પ્રમાણાનુગમદ્વાર કહેવાય છે તે આ પ્રમાણે—જ્ઞાનાવરણની સર્વ સ્થિતિયોમાં અધ્યવસાયો કેટલા? ઉત્તર–અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ. એ રીતે સર્વ કર્મોમાં પ્રમાણાનુગમ કહેવો.

હવે અલ્પબહુત્વ કહેવાય છે.

કાર કરવાથી મનુષ્યની સંખ્યા પ્રાપ્ત થાય છે. જેમ ૨×૨×૨×૨×૨×૨ એ પ્રમાણે ૯૬ બગડા માંડીને ગુણાકાર કરતાં ૨૯ અંક રૂપ મનુષ્ય સંખ્યાનો જવાબ આવે છે. માટે અહિ ૯૬ આંકને મનુષ્ય સંખ્યાનો હેતુ કહ્યો છે.

૧ અસત્કલ્પનાએ ૯૨૧૬૦૦૦૦૦૦૦૦૦૦ નું વર્ગમૂળ ૯૬૦૦૦૦૦ ને ૯૬ થી ભાગ આપતાં ૧૦૦૦૦૦ તેનો અસંખ્યાત રૂપ ૧૦૦ થી ભાગ આપતાં ૧૦૦૦ દ્વિગુણવૃદ્ધિસ્થાનો થાય. આ સંબંધમાં કોઇ બીજી રીતે યુક્તિપુરઃસર કહે તો તે પ્રમાણ કરવા યોગ્ય છે.

## મૂળ ગાથા ૮૯ મી.

**ठिइ दीहयाए कमसो, असंखगुणियाण णंतगुणणाए,**
**पढमजहन्नुक्कोसं, बितिय जहन्नाइया चरमा ॥८९॥**

**ગાથાર્થ:**—અધિક અધિક સ્થિતિયુક્ત કર્મોમાં અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ અધ્યવસાયો કહેવા. અને પ્રથમ સ્થિતિસ્થાનના જઘન્ય અધ્યવસાયથી ઉત્કૃષ્ટઅધ્યવસાય અનંતગુણ છે. એ પ્રમાણે જઘન્યસ્થિતિથી આરંભીને દ્વિતીય તૃતીયાદિ યાવત્ અન્તિમ સ્થિતિસ્થાન સુધીના પ્રત્યેક સ્થાનોમાં જઘન્યથી ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ કહેવો. તથા પ્રથમ સ્થિતિના ઉત્કૃષ્ટાધ્યવસાયથી દ્વિતીયસ્થિતિના જઘન્યાધ્યવસાયમાં 'પણ અનંતગુણપણું' કહેવું તે પણ યાવત્ ઉત્કૃષ્ટસ્થિતિ સુધી.

**ટીકાર્થ:**—સ્થિતિની દીર્ઘતાએ અનુક્રમે અધ્યવસાય સ્થાનો અસંખ્યગુણું કહેવાં અર્થાત્ જે કર્મથી જેની સ્થિતિ અનુક્રમે અધિક હોય તે કર્મથી તેનાં (અનુક્રમે) અધ્યવસાયસ્થાનો અસંખ્યગુણ કહેવાં તે આ પ્રમાણે—

આયુષ્યનાં સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનો સર્વથી અલ્પ છે. તેથી નામ અને ગોત્રકર્મના સ્થિતિબંધાધ્યવસાયસ્થાનો અસંખ્યગુણ છે. અહિં પ્રશ્ન એ છે કે—

**પ્રશ્ન:**—આયુષ્યનાં સ્થિતિસ્થાનોમાં અનુક્રમે અસંખ્યગુણ વૃદ્ધિ (અધ્યવસાય સ્થાનોમાં) છે. અને નામ તથા ગોત્રકર્મમાં તો પ્રત્યેક સ્થિતિસ્થાને વિશેષાધિકરૂપ વૃદ્ધિ છે. તો આયુષ્યની અપેક્ષાએ નામગોત્રના સ્થિતિબન્ધાધ્યવસાયો અસંખ્યગુણ કેમ થાય ?

**ઉત્તર:**—આયુષ્યના જ૦ સ્થિતિસ્થાનમાં જે સ્થિતિબન્ધાધ્યવસાયો છે તેથી નામ ગોત્રની જ૦ સ્થિતિમાં અતિ પ્રભૂત

( ઘણુંજ ) અધ્યવસાયસ્થાનો છે. પુનઃ આયુષ્યનાં સ્થિતિસ્થાનો અલ્પ છે, ને નામગોત્રનાં સ્થિતિસ્થાનો અતિ ઘણાં છે, માટે કોઇ વિરોધ સંભવે નહિ. તેથી ( નામ ગોત્ર સંબંધિ સ્થિતિબન્ધાધ્યવસાયોથી )જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, ને અન્તરાય એ ચાર કર્મનાં પ્રત્યેકનાં સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનો અસંખ્યગુણ છે. તે કેવી રીતે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે—અહિં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ માત્ર સ્થિતિયો વ્યતિક્રાન્ત થતાં દ્વિગુણવૃદ્ધિ પ્રાપ્ત થાય છેને, તેમ હોતે છતે એકેક પલ્યોપમને અન્તે પણ અસંખ્યગુણ સ્થિત્યધ્યવસાયો પ્રાપ્ત થાય છે. તો પુનઃ [1]૧૦ કોડાકોડીસાગરોપને અન્તે સ્થિત્યધ્યવસાયોની અસંખ્યગુણતા થાય તેમાં શું આશ્ચર્ય ? તેથી પણ કષાયમોહનીયનાં સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનો અસંખ્યગુણ છે. અને તેથી પણ દર્શનમોહનીયનાં સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાનો અસંખ્ય ગુણ છે. એ પ્રમાણે પ્રકૃતિસમુદાહાર કહ્યો.

હવે સ્થિતિસમુદાહારદ્વારમાં પ્રથમ જે તીવ્રમન્દતા કહી નહોતી તે હવે કહેવાય છે.

પ્રથમસ્થિતિમાં જે જઘન્ય સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન છે, તેથી એજ પ્રથમસ્થિતિગત ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાન, તેથી દ્વિતિય સ્થિતિનુ જઘન્યાધ્યવસાયસ્થાન, તેથી તેજ દ્વિતીયસ્થિતિગત ઉત્કૃષ્ટાધ્યવસાયસ્થાન, ઇત્યાદિ ઉત્કૃષ્ટ સ્થિતિ સંબંધિ ઉત્કૃષ્ટાધ્યવસાયસ્થાન સુધીનાં સ્થાનો (જ૦ થી ઉ૦) અનુક્રમે અનંતગુણ અનંતગુણ કહેવાં તે આ પ્રમાણે—જ્ઞાનાવરણીયની જઘન્યસ્થિતિનું જઘન્યસ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન સર્વથી અલ્પ સંક્લેશયુક્ત છે. તેથી તેજ જઘન્યસ્થિતિનું ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન અનંતગુણ સંક્લેશયુક્ત

---

૧ નામગોત્રની ૨૦ કો૦ કો૦, ને જ્ઞાનાવરણાદિ ૪ ની ૩૦ કો૦ કો૦ સાગરોપમ સ્થિતિ છે, માટે નામગોત્રથી જ્ઞાનાવરણાદિકની જે ૧૦ કો૦ કો૦ અધિકસ્થિતિ છે તે અધિક સ્થિતિને લઇને અધ્યવસાયોનું અસંખ્યગુણપણું કહ્યું છે.

છે. તેથી પણ દ્વિતીયસ્થિતિનું જઘન્યસ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન અનંતગુણ સંકલેશ યુક્ત છે. તેથી પણ તેજ દ્વિતીયસ્થિતિનું ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન અનંતગુણ સંકલેશયુકત છે. એ પ્રમાણે પ્રત્યેક સ્થિતિએ જઘન્ય ને ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધાધ્યવસાયસ્થાન અનંતગુણપણે ત્યાં સુધી કહેવું કે યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિનું ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધાધ્યવસાય સ્થાન અનન્તગુણ આવે. એ પ્રમાણે સ્થિતિસમુદાહાર સંપૂર્ણપણે કહ્યો.

હવે જીવસમુદાહાર કહે છે.

મૂળ ગાથા ૯૭ મી.

**बंधंती धुव पगडी, परित्तमाणिग सुभाण तिविहरसं**
**चउ तिग बिठ्ठाणगयं, विवरीय तिगं च असुभाणं॥९०॥**

ગાથાર્થઃ—ધ્રુવબંધિ પ્રકૃતિયો ૪૭, અને પરાવર્તમાન શુભાદિ પ્રકૃતિયો ૩૪ એ ૮૧ પ્રકૃતિયોનો ચતુઃસ્થાનિક, ત્રિસ્થાનિક, ને દ્વિસ્થાનિક એ ૩ પ્રકારનો રસ બંધાય. તે અવસરે અશુભ પ્રકૃતિયોનો ૩ પ્રકારનો રસ તેથી વિપરીતપણે દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક, ને ચતુઃસ્થાનિક એ પ્રમાણે બંધાય.

**ટીકાર્થ**ઃ—જ્ઞાનાવરણીય ૫, દર્શનાવરણીય ૯, મિથ્યાત્વ, કષાય ૧૬, ભય, કુચ્છા, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ૪, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, ને અન્તરાય ૫, એ ૪૭ ધ્રુવબન્ધિ પ્રકૃતિયો ચતુઃ ત્રિ દ્વિ સ્થાનિકરસને બાંધતો જીવ શાતા, દેવદ્વિક ૨, મનુષ્યદ્વિક ૨, પંચેન્દ્રિય, દેહત્રિક ૩, ઉપાંગત્રિક ૩, સમચતુરસ્ર, વજ્રર્ષભનારાચ, પરાઘાત, ઉચ્છવાસ, આતપ, ઉદ્યોત, સુખગતિ, ત્રસાદિ ૧૦, જીનનામ, શુભાયુષ્યત્રિક ૩, ઉચ્ચગોત્ર એ ૩૪ પરાવર્ત્તમાન શુભપ્રકૃતિયોના ચતુઃસ્થાનિક, ત્રિસ્થાનિક, ને અન્તિમાનુભાગરૂપ દ્વિસ્થાનિક, એ ૩ પ્રકારના રસને બાંધે છે.

અહિં શુભપ્રકૃતિનો રસ દુગ્ધાદિ રસ સરખો (મિષ્ટ) છે,

ને અશુભ પ્રકૃતિનો રસ ઘોષાતકી ( કટુ ચીજ વિશેષ ) ને લિમ્બડા દિ સરખો ( કટુક ) છે. કહ્યું છે કે—घोसाडइनिंबुवमो, असुभाण सुभाण खीरखंडुवमो ( ગતાર્થેવ પરં खंडुवमो=શર્કરાસદૃશ ઇતિ-વિશેષઃ ). ક્ષીરાદિનો ( દુગ્ધાદિકનો ) જે સ્વાભાવિક રસ તે એક સ્થાનિક, બે શેર ક્ષીરને ઉકાળીને એક શેર રાખતાં જે રસ થાય તે દ્વિસ્થાનિક, ને ત્રણ શેર દુગ્ધાદિને ઉકાળીને એક શેર રાખતાં જે રસ થાય તે ત્રિસ્થાનિક રસ, અને ચાર શેરને ઉકાળીને એક શેર રાખતાં જે રસ થાય તે ચતુઃસ્થાનિક રસ કહેવાય[1]. પુનઃ એક સ્થાનિક રસમાં પણ એક બિંદુ, એક ચુલુક, એક પસલી એક ખોબો એક કરક, એક કુંભ ને એક દ્રોણાદિ પ્રમાણ જલ મેળવતાં તે એક સ્થાનિક રસ પણ મંદ, મંદતરાદિ અસંખ્ય ભેદપણાને પામે. એ રીતે દ્વિસ્થાનિક આદિ પણ અસંખ્ય ભેદપણાને પામે. એ કથનાનુસારે કર્મોના અનુભાગમાં ( રસમાં ) એકસ્થાનિકત્વાદિ સ્વબુદ્ધિએ વિચારવું. કર્મોના એકસ્થાનિક રસથી દ્વિસ્થાનિકાદિ રસ અનુક્રમે અનન્તગુણ[2] છે. કહ્યું છે अणंतगुणिया कमेणियरे

તથા કેવલજ્ઞાનાવરણ વિના ૪ જ્ઞાનાવરણનો, કેવલ દર્શનાવરણવિના ૩ દર્શનાવરણનો, પુરૂષવેદ, સંજ્વલન ચતુષ્ક, અને અન્તરાય પંચક એ ૧૭ પ્રકૃતિયોનો બન્ધની અપેક્ષાએ ચારે પ્રકારનો રસ સંભવે છે (અર્થાત્ ચારે પ્રકારનો રસ બંધાય છે.) તે આ પ્રમાણે—એકસ્થાનિક, દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક, ને ચતુઃસ્થાનિક. તથા શેષ શુભાશુભ પ્રકૃતિયોનો દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક, ને ચતુઃસ્થાનિકરસ

---

૧ આ સ્થાને કેટલાએક જીજ્ઞાસુઓ ૧ શેર રસને ઉકાળીને ૦॥। શેર ૦॥ શેર ને ૦। શેર રાખે તો અનુક્રમે ત્રિસ્થાનિક, દ્વિસ્થાનિક ને ચતુઃસ્થાનિક રસ થાય એમ ગણે છે, પરંતુ એ રીતે ગણવામાં ત્રિસ્થાનિક રસમાં ભૂલ આવે છે, કારણ કે સિદ્ધાંતની રીતે એ ૧ શેરના ત્રીજા ભાગે ૦। શેર ને ૬ પૈસાભાર રસ આવે છે માટે એ ગણત્રી ભૂલવાળી છે.

૨ આ અનંતગુણપણું રસના સમુદાયની અપેક્ષાએ છે, પરન્તુ અનન્તરોપનિધાની પરિપાટીએ નહિ.

બન્ધાય છે. પરંતુ એકસ્થાનિક રસ કોઈપણ કાળે બંધાતો નથી એ સ્વાભાવિક નિયમ છે. એ પ્રમાણે શુભ પ્રકૃતિયોના અનુક્રમે ચતુઃસ્થાનિકાદિ ત્રણ પ્રકારના રસનું નિરૂપણ કરીને હવે અશુભ પ્રકૃતિયોના ત્રણ પ્રકારના રસબન્ધનું નિરૂપણ કરે છે.

विवरीय तिगं च असुभाणं=પૂર્વોક્ત ધ્રુવબન્ધિ પ્રકૃતિયોને બાંધતો જીવ જ્યારે પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિયોનો બંધ કરે ત્યારે તે અશુ૦ પરા૦ પ્રકૃતિયોનો અનુભાગત્રિક એટલે ત્રણે પ્રકારનો રસ વિપરીતપણે બાંધે. તે આ પ્રમાણે—દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક, ને ચતુઃસ્થાનિક.

અહિં [1] ધ્રુવ પ્રકૃતિયોની જઘન્યસ્થિતિને બાંધતો જીવ બન્ધપ્રાપ્ત થયેલી ( બન્ધાતી ) એવી શુભ પ્રકૃતિયોનો ચતુઃસ્થાનિક રસ બાંધે, અને અશુભપ્રકૃતિયોનો દ્વિસ્થાનિક રસ બાંધે. તથા ધ્રુવપ્રકૃતિયોની અજઘન્ય ( મધ્યમ ) સ્થિતિને બાંધતો એવો જીવ ( તત્સમયે )બંધાતી શુભ વા અશુભ પ્રકૃતિયોનો યથાયોગપણે ત્રિસ્થાનિક રસ બાંધે. તથા ધ્રુવપ્રકૃતિયોની ઉત્કૃષ્ટ સ્થિતિને બાંધતો જીવ તે અવસરે બંધાતી શુભપ્રકૃતિયોનો દ્વિસ્થાનિક રસ, અને અશુભ પ્રકૃતિયોનો ચતુઃસ્થાનિક રસ બાંધે.

॥ ध्रुवबंधिना स्थितिबंधमां शुभाशुभ रसबंध स्थापना ॥

| ધ્રુવબન્ધિના સ્થિતિબન્ધમાં | શુભનો રસબંધ. | અશુભનો રસબંધ. |
|---|---|---|
| જ૦ સ્થિ૦ બન્ધે૦ | ચતુઃસ્થાનિક | દ્વિસ્થાનિક |
| મ૦ સ્થિ૦ બન્ધે૦ | ત્રિસ્થાનિક | ત્રિસ્થાનિક |
| ઉ૦ સ્થિ૦ બન્ધે૦ | દ્વિસ્થાનિક | ચતુઃસ્થાનિક |

1 આ પ્રકરણમા " ધ્રુવ પ્રકૃતિ " એ શબ્દથી " ધ્રુવબન્ધિની પ્રકૃતિ " જાણવી.

હવે કયા જીવો શુભપ્રકૃતિના ચતુઃસ્થાનિક, ત્રિસ્થાનિક, અને દ્વિસ્થાનિક રસ બાંધે છે ? તે કહે છે.

મૂળ ગાથા ૯૧-૯૨ મી.

**सव्वविसुद्धा बंधंति, मज्झिमा संकिलिट्ठतरगा य**
**धुवपगडि जहन्नठिइं, सव्वविसुद्धा उ बंधंति ॥९१॥**

**तिट्ठाणे अजहन्नं, बिट्ठाणे जेट्ठगं सुभाण कमा**
**सट्ठाणे उ जहन्नं, अजहन्नुक्कोस मियरासिं ॥९२॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થ:—જે અતિવિશુદ્ધ અધ્યવસાયવાળા જીવો તે પરાવર્તમાન શુભ પ્રકૃતિનો ચતુઃસ્થાનિક રસ બાંધે છે, પુનઃ જે મધ્યમ પરિણામવાળા જીવો તે શુ૦ પરા૦ નો ત્રિસ્થાનિક રસ બાંધે છે, અને જે અતિ સંકિલષ્ટ અધ્યવસાયવાળા જીવો તે શુ૦ પરા૦ નો દ્વિસ્થાનિક રસ બાંધે છે. પુનઃ જે તદ્યોગ્ય ભૂમિકાનુસારે અતિ વિશુદ્ધ અધ્યવસાયવાળા જીવો જો પરાવર્તમાન અશુભ પ્રકૃતિ બાંધે તો તેનો દ્વિસ્થાનિક રસ નિપજાવે છે, તથા મધ્યમ પરિણામવાળા જીવો ત્રિસ્થાનિક રસને અને અતિ સંકિલષ્ટ પરિણામવાળા જીવો ચતુઃસ્થાનિક રસને નિપજાવે છે.

તથા જે અતિ વિશુદ્ધિવાળા જીવો શુભપ્રકૃતિનો ચતુઃસ્થાનિક રસ બાંધે છે, તે ધ્રુવ પ્રકૃતિની જઘન્યસ્થિતિ બાંધે છે. ( અહિં ગાથામાં તિટ્ઠાણે એ સપ્તમી વિભક્તિના પ્રયોગમાં છે, પરંતુ અર્થથી ષષ્ઠી વિભક્તિ ગ્રહણ કરવી. ) તથા જે જીવો શુ૦ પરા૦ નો ત્રિસ્થાનિક રસ બાંધે છે, તે જીવો ધ્રુવ પ્રકૃતિની મધ્યમ સ્થિતિ બાંધે છે. તથા જે જીવો શુ૦ પરા૦ નો દ્વિસ્થાનિક રસ બાંધે છે તે જીવો ધ્રુવ પ્રકૃતિની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધે છે.

તથા જે જીવો અશુ૦ પરા૦ નો દ્વિસ્થાનિક રસ બાંધે છે, તે જીવો સ્વસ્થાને એટલે [2]સ્વવિશુદ્ધિ ભૂમિકાને અનુસારે ધ્રુવપ્રકૃતિની અનતિ (સાધિક) જઘન્યસ્થિતિ બાંધે છે. અર્થાત્ અશુ૦ પરા૦ પ્રકૃતિના દ્વિસ્થાનિક રસબન્ધને યોગ્ય જે વિશુદ્ધિ છે, તે વિશુદ્ધિ વડે ધ્રુવ પ્રકૃતિની અનતિ જઘન્યસ્થિતિ બાંધે, પરન્તુ અતિ જઘન્યસ્થિતિ ન બાંધે. કારણ કે ધ્રુવપ્રકૃતિનો અતિજઘન્ય સ્થિતિબન્ધ એકાન્ત વિશુદ્ધિમાંજ સંભવે છે, ને તે અવસરે અશુ૦ પરા૦ પ્રકૃતિયોનો બન્ધ પણ હોતો નથી. તથા જે જીવો અશુ૦ પરા૦ નો ત્રિસ્થાનિક રસ બાંધે છે તે જીવો ધ્રુવપ્રકૃતિની અજઘન્ય ( મધ્યમ ) સ્થિતિ બાંધે છે. તથા અશુ૦ પરા૦ નો ચતુઃસ્થાનિકરસ જે જીવો બાંધે છે તે જીવો ધ્રુવપ્રકૃતિની ઉત્કૃષ્ટસ્થિતિબાંધે છે.

જીવપરિણામાનુસારે રસબંધ અને સ્થિતિબન્ધની સ્થાપના.

| જીવોને | શુ૦ પરા૦ નો રસબન્ધ | અશુ૦ પરા૦ નો રસબંધ | ધ્રુ૦ પ્રકૃતિનો સ્થિતિબં૦ |
|---|---|---|---|
| અતિવિશુદ્ધિએ | ચતુઃ સ્થાનિક | દ્વિસ્થાનિક | જ૦ સ્થિતિબં૦ |
| મધ્યમવિશુદ્ધિ૦ | ત્રિસ્થાનિક | ત્રિસ્થાનિક | મ૦ સ્થિ૦ બં૦ |
| અતિસંકલેશે | દ્વિસ્થાનિક | ચતુઃ સ્થાનિક | ઉ૦ સ્થિ૦ બં૦ |

આ સ્થપનામાં પ્રથમ. પહેલાથી બીજા કોઠાની, પહેલાથી અથવાબીજાથી ત્રીજા કોઠાની, અને પહેલા બીજા અથવા ત્રીજાથી ચતુર્થ કોઠાની પ્રરૂપણા કરવી. એ પ્રમાણે ૬ ભાંગે પ્રરૂપણા કરવી.

---

૧–૨ જે જીવને જેવા પ્રકારની સ્વયોગ્ય ઉત્કૃષ્ટ વિશુદ્ધિ હોઇ શકે તે ઉત્કૃષ્ટ વિશુદ્ધિને અનુસારે.

અહિં અનન્તરોપનિધા, અને પરમ્પરોપનિધા એ બે પ્રકારની પ્રરૂપણા છે. તેમાં પ્રથમ અનન્તરોપનિધા પ્રરૂપણા કહે છે.

મૂળ ગાથા ૯૩ મી.

**थोवा जहन्नियाए, होंति विसेसाहिओ दहि सयाइं**
**जीवा विसेसहीणा, उदहि सयपुहुत्तमो जाव ॥९३॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્.

**ટીકાર્થ:**—પરાવર્તમાન શુભપ્રકૃતિયોના ચતુઃસ્થાનિક રસબન્ધકપણે વર્તતાં છતાં જ્ઞાનાવરણાદિ ધ્રુવબન્ધિ પ્રકૃતિયોની જઘન્ય સ્થિતિમાં બંધકપણે વર્તતા જીવો સર્વથી અલ્પ છે, તેથી દ્વિતીય સ્થિતિમાં બંધકપણે વર્તતા જીવો વિશેષાધિક છે. તેથી તૃતીય સ્થિતિમાં વિશેષાધિક, એ પ્રમાણે ઘણા સેંકડો સાગરોપમ સુધી વિશેષાધિકપણું કહેવું. ત્યારબાદ ઘણા સેંકડો સાગરોપમ સુધી વિશેષહાનિપણું કહેવું. અહિં ગાથામાં મો ચરણપૂર્તિને અર્થે છે. અને પુહુત્ત=પૃથકત્વ શબ્દ બહુત્વવાચક છે. કર્મપ્રકૃતિ ચૂર્ણિમાં કહ્યું છે કે पुहुत्त सद्दो बहुत्तवाची ઇતિ.

મૂળ ગાથા ૯૪ મી.

**एवं तिट्ठाणकरा, बिट्ठाणकरा य आ सुभुक्कोसा**
**असुभाणं बिट्ठाणे, तिचउट्ठाणे य उक्कोसा ॥९४॥**

ગાથાર્થ:—એ પ્રમાણે ત્રિસ્થાનિક, અને દ્વિસ્થાનિક રસ બન્ધકમાં પ્રત્યેક સ્થિતિએ વિશેષાધિક ને વિશેષહીન યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી કહેવું, અને અશુ૦ પરા૦ ના રસબન્ધકપણે વર્તતા જીવોનું પ્રત્યેક સ્થિતિએ વિશેષાધિક તથા વિશેષ હીનપણું પૂર્વોક્ત પદ્ધતિએ યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી કહેવું.

**ટીકાર્થ:**—પરાવર્ત્તમાન શુભપ્રકૃતિના ત્રિસ્થાનિક રસને બાંધતાં ધ્રુવપ્રકૃતિની [1]સ્વપ્રાયોગ્ય જઘન્યસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો અલ્પ છે. તેથી દ્વિતીય સ્થિતિમાં વિશેષાધિક છે. તેથી તૃતીય સ્થિતિમાં વિશેષાધિક છે. એ પ્રમાણે ઘણા સેંકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવું. ત્યાંથી આગળ વિશેષહીન વિશેષહીનપણું પણ ઘણા સેંકડો સાગરોપમ સુધી કહેવું.

તથા પરાવર્ત્તમાન શુભપ્રકૃતિના દ્વિસ્થાનિક રસને બાંધતાં ધ્રુવ પ્રકૃતિની સ્વપ્રાયોગ્ય જઘન્યસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો અલ્પ છે. તેથી દ્વિતીય સ્થિતિમાં વિશેષાધિક છે, તેથી તૃતીય સ્થિતિમાં વિશેષાધિક છે. એ પ્રમાણે ઘણા સેંકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવું. ત્યાંથી આગળ વિશેષહીનતા પણ ઘણા સેંકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવી. પુનઃ અહિં શુ૦ પરા૦ પ્રકૃતિના દ્વિસ્થાનિક રસબન્ધક જીવો આ પદ્ધતિએ ત્યાં સુધી કહેવા કે જ્યાં સુધી તે પરાવર્ત્તમાન શુભ પ્રકૃતિઓની [2]ઉત્કૃષ્ટ સ્થિતિ આવે, અર્થાત્ ઉત્કૃષ્ટસ્થિતિગત દ્વિસ્થાનિક રસબન્ધક જીવો પ્રાપ્ત થાય ત્યાં સુધી આ પરિપાટી કહેવી.

તથા અશુભપરાવર્ત્તમાન પ્રકૃતિયોના પૂર્વોક્ત અનુક્રમે પ્રથમથી દ્વિસ્થાનિકરસબન્ધક કહીને ત્યારબાદ ત્રિસ્થાનિકરસબંધક કહેવા, ને ત્યારબાદ ચતુઃસ્થાનિકરસબન્ધક કહેવા, તે પણ યાવત્ ઉત્કૃષ્ટસ્થિતિ સુધી કહેવા. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે—અશુભ પરાવર્ત્તમાન પ્રકૃતિના [3]દ્વિસ્થાનિકરસને બાંધતા છતા ધ્રુવપ્રકૃતિની

---

૧ અહિં સ્વપ્રાયોગ્યપણું જીવોની અપેક્ષાએ જાણવું, પરંતુ પ્રકૃતિની અપેક્ષાએ નહિ.

૨ આ ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રકૃતિપ્રાયોગ્ય નહિ, પરંતુ દ્વિસ્થાનિક રસ બન્ધપ્રાયોગ્ય ઉ૦ સ્થિતિ જાણવી.

૩ " દ્વિસ્થાનિકરસને બાંધતા છતા ધ્રુવપ્રકૃતિની " એ અર્થ

જઘન્યસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો અલ્પ છે. તેથી દ્વિતીય-સ્થિતિમાં વિશેષાધિક છે, ને તેથી તૃતીય સ્થિતિમાં વિશેષાધિક છે. એ પ્રમાણે ઘણા સેંકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવું. ને ત્યાંથી આગળ વિશેષહીનતા પણ ઘણા સેંકડો સાગરોપમ સુધી કહેવી.

તથા અશુભપરાવર્ત્તમાન પ્રકૃતિયોનો ત્રિસ્થાનિકરસ બાંધતાં છતાં ધ્રુવપ્રકૃતિયોની સ્વપ્રાયોગ્ય જઘન્યસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો અલ્પ છે. તેથી દ્વિતીય સ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો વિશેષાધિક છે, ને તેથી તૃતીયસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો વિશેષાધિક છે. એ પ્રમાણે ઘણા સેંકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવું. અને ત્યાંથી આગળ વિશેષહાની પણ ઘણા સેંકડો સાગરોપમ સુધી કહેવી.

તથા અશુભપરાવર્ત્તમાન પ્રકૃતિયોના ચતુઃસ્થાનિકરસને બાંધતાં છતાં ધ્રુવપ્રકૃતિયોની સ્વપ્રાયોગ્ય જઘન્યસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવો અલ્પ છે. તેથી દ્વિતીય સ્થિતિમાં વિશેષાધિક છે, ને તેથી તૃતીય સ્થિતિમાં વિશેષાધિક છે. એ પ્રમાણે ઘણા સેંકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી વિશેષાધિકપણું કહીને ત્યાંથી આગળ એજ પરિપાટીએ વિશેષહાનિ પણ ઘણા સાગરોપમ સુધી કહેવી. એ પ્રમાણે ચતુઃસ્થાનિકરસબન્ધક જીવોની વિશેષહાનિ ત્યાં સુધી કહેવી કે જ્યાં સુધી તે અશુ૦ પરા૦ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટ સ્થિતિ આવે, અર્થાત્ [1] ઉત્કૃષ્ટસ્થિતિગત ચતુઃસ્થાનિકરસના બન્ધક જીવો પ્રાપ્ત થાય.

એ પ્રમાણે અનન્તરોપનિધા પ્રરૂપણા કરીને હવે પરંપરોપનિધા પ્રરૂપણા કહે છે.

---

ટીકામાં કહયો નથી, તેનું કારણ સમ્યગ્ રીતે સમજી શકાતું નથી, પરંતુ ચાલુ અધિકારમાં એ અર્થની આવશ્યકતા હોવાથી લખ્યો છે.

૧ " ચતુઃસ્થાનકપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ " એવો અર્થ જાણવો.

## મૂળ ગાથા ૯૫ મી.

**पल्लाऽसंखिय मूलानि, गंतुं दुगुणा य दुगुणहीणा य**
**नाणंतराणि पल्लस्स, मूलभागो असंखतमो ॥९५॥**

**ગાથાર્થ**:—પલ્યોપમાના અસંખ્યાત વર્ગમૂળપ્રમાણુ સ્થિતિયોના વ્યતિક્રમે જીવોની દ્વિગુણાધિકતા અને દ્વિગુણહીનતા થાય. તથા તેમાં નાના પ્રકારનાં અન્તરો પલ્યોપમના પ્રથમવર્ગમૂલના અસંખ્યાતમાભાગપ્રમાણુ છે.

**ટીકાર્થ**:—પરાવર્ત્તમાન શુભપ્રકૃતિના ચતુઃસ્થાનિકરસને બાંધતા છતા ધ્રુવપ્રકૃતિની જઘન્યસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવોની અપેક્ષાએ જઘન્યસ્થિતિથી આગળ પલ્યોપમના પ્રથમ અસંખ્ય વર્ગમૂળના સમયરાશિ પ્રમાણુ સ્થિતિયો વ્યતિક્રાન્ત થતાં અનાંતર સ્થિતિસ્થાનમાં વર્તતા જીવો દ્વિગુણ હોય છે. ત્યાંથી આગળ પુનઃ પણ પલ્યોપમના અસંખ્યાત વર્ગમૂળ પ્રમાણુસ્થિતિયો વ્યતિક્રાન્ત થતાં અનંતર સ્થિતિસ્થાને વર્તતા જીવો તેથી પણ દ્વિગુણ હોય છે. એ રીતે ઘણા સેંકડો સાગરોપમ સુધી દ્વિગુણવૃદ્ધિ કહેવી. ત્યાંથી આગળ પલ્યોપમા સંખ્યવર્ગમૂલપ્રમાણુ સ્થિતિયો વ્યતિક્રાન્ત થતાં અનંતર સ્થિતિસ્થાને (વિશેષ વૃદ્ધિની અન્તિમસ્થિતિમાં બન્ધકપણે વર્તતા જીવોની અપેક્ષાએ) દ્વિગુણહીન ( અર્ધા ) થાય છે. ત્યાંથી આગળ પુનઃ પણ પલ્યોપમાસંખ્યવર્ગમૂળપ્રમાણુ સ્થિતિયો વ્યતિક્રમ્યે અનંતર સ્થિતિસ્થાનમાં તેથી દ્વિગુણહીન જીવો થાય છે. એ પ્રમાણે દ્વિગુણહાનિ પણ ઘણા સેકડો સાગરોપમ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવી.

એ પ્રમાણે શુ૦ પરા૦ પ્રકૃતિના ત્રિસ્થાનિક અને દ્વિસ્થાનિક રસબન્ધક જીવોની દ્વિગુણાધિકતા ને દ્વિગુણહાનિ પણ કહેવી. તથા અશુભ પરાવર્તમાન પ્રકૃતિયોના દ્વિસ્થાનિક, ત્રિસ્થાનિક, ચતુઃસ્થાનિક રસના બન્ધક જીવો એ પદ્ધતિએજ કહેવા.

એક દ્વિગુણવૃદ્ધિ વા દ્વિગુણહાનિના અન્તરમાં પલ્યોપમના અસંખ્યાત વર્ગ મૂલપ્રમાણ અર્થાત્ પલ્યોપમના અસંખ્યાત વર્ગમૂળ કરતાં જેટલા સમય આવે તેટલા સમય પ્રમાણ સ્થિતિસ્થાનો છે. તથા પલ્યોપમના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમે ભાગે જેટલા સમય તેટલા સમય પ્રમાણ નાના પ્રકારનાં અન્તરો એટલે દ્વિગુણવૃદ્ધિ હાનિનાં સ્થાનો છે. અહિં નાના પ્રકારનાં દ્વિગુણવૃદ્ધિ અને દ્વિગુણહાનિનાં સ્થાનો અલ્પ છે, અને એક દ્વિગુણવૃદ્ધિ વા દ્વિગુણહાનિના [1]અન્તરમાં રહેલાં સ્થિતિસ્થાનો અસંખ્યગુણ છે.

મૂળગાથા ૯૬, ૯૭, ૯૮, ૯૯, ૧૦૦.

अणगारप्पाउग्गा, बिठाणगया उ दुविह पगडीणं
सागारा सव्वत्थ वि, हिट्ठा थोवाणि जवमज्झा॥९६॥

ठाणाणि चउट्ठाणा, संखिज्ज गुणाणि उवरि मेवं ति
तिट्ठाणे बिट्ठाणे, सुभाणि एगंत मीसाणि ॥९७॥

उवरिं मिस्साणि जह—न्नगो सुभाणं तओ विसेसहिओ
होइ सुभाण जहन्नो, संखेज्ज गुणाणि ठाणाणि॥९८॥

बिट्ठाणे जवमज्झा, हेट्ठा एगंत मीसगा पुवरिं
एवं ति चउ ट्ठाणे, जवमज्झाओ य डायठिई ॥९९॥

अंतोकोडाकोडी, सुभ बिट्ठाण जवमज्झओ उवरिं
एगंतगा विसिट्ठा, सुभजिट्ठा डायठिइ जिट्ठा॥१००॥

---

[1] અહિ સર્વ અન્તરોમાં રહેલાં સર્વ સ્થિતિસ્થાનોની અપેક્ષાએજ અસંખ્યગુણપણું સંભવે છે, પરન્તુ એક અન્તરનાં સર્વ સ્થિતિસ્થાનોની અપેક્ષાએ અસંખ્યગુણપણું સંભવે નહિ.

ગાથાર્થ:—ટીકાર્થવત્.

**ટીકાર્થ**:—શુભ પરાવર્ત્તમાન અને અશુભપરાવર્ત્તમાન પ્રકૃતિયોનો અનાકાર પ્રાયોગ્ય એટલે બંધને આશ્રયિને અનાકારોપયોગ યોગ્ય અથવા તથાવિધ મન્દપરિણામ યોગ્ય જે રસ તે નિશ્ચયતઃ દ્વિસ્થાનિકજ હોય છે, પરન્તુ ત્રિસ્થાનિકાદિ નહિ. (ગાથામાં ઉં=તુ શબ્દ નિશ્ચયવાચક છે. તુ સ્યાદ્ભેદેઽવધારણે અર્થાત્ તુ શબ્દ ભેદ અને નિશ્ચયના અર્થમાં છે) કારણ કે બન્ધને અધિકરીને સાકારોપયોગપ્રાયોગ્ય રસ તે તીવ્ર પરિણામ પ્રાયોગ્ય હોય છે. પુનઃ સાકરોપયોગ પ્રાયોગ્ય જે રસ તે દ્વિસ્થાનાદિ સર્વ રસોમાં પ્રાપ્ત થાય છે. અર્થાત્ દ્વિસ્થાનિક ત્રિસ્થાનિક ને ચતુઃસ્થાનિક રસ તે બંધને આશ્રયિ સાકારોપયોગપ્રાયોગ્ય છે. હવે સર્વસ્થિતિસ્થાનોનું અલ્પબહુત્વ કહેવાય છે.

પરાવર્ત્તમાન શુભપ્રકૃતિના ચતુઃસ્થાનિકરસ[1]યવમધ્યથી નીચેનાં સ્થિતિસ્થાનો અલ્પ છે ॥૯૬॥ તેથી ચતુઃસ્થાનકરસના યવમધ્યથી ઉપરનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથીપણ પરાવર્ત્તમાન શુભ પ્રકૃતિના ત્રિસ્થાનક રસયવમધ્યથી નીચેનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ ત્રિસ્થાનક રસયવમધ્યથી ઉપરનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. एवं तिठाणे=એ પ્રમાણે ત્રિસ્થાનક રસમાં પણ નીચે ઉપરનાં સ્થિતિસ્થાનો સંખ્યગુણપણે કહેવાં. તેથી પણ પરા૦ શુ૦ પ્રકૃતિયોના દ્વિસ્થાનિક રસયવમધ્યથી નીચેનાં એકાન્તસાકારોપયોગ પ્રાયોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ દ્વિસ્થાનિક રસયવમધ્યથી નીચેનાં ને પાશ્ચાત્ય સ્થાનોથી ઉપરનાં મિશ્ર એટલે

[1] ચતુઃસ્થાનપ્રાયોગ્ય પ્રથમસ્થિતિથી ઘણા સેંકડો સાગરોપમ સુધી પ્રત્યેક સ્થિતિસ્થાને ચતુઃસ્થાનકરસબન્ધક જીવો વિશેષાધિક વિશેષાધિકપણે કહ્યા છે, ને ત્યાંથી આગળ ઘણા સેંકડો સાગરોપમ સુધી વિશેષહીન હીનતર કહ્યા છે. તેથી સ્થિતિસ્થાનોને અંગે ચતુઃસ્થાનકરસબન્ધક જીવોની વૃદ્ધિ હાનિ યવના આકારે થાય છે. માટે તેજ યવ અત્રે ગ્રહણ કરવો. ઇતિ સર્વત્ર.

સાકારાનાકારોપયોગપ્રાયોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાત ગુણ છે. ॥ ૯૭ ॥ તેથી પણ દ્વિસ્થાનક રસયવમધ્યથી ઉપરનાં મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ શુ૦ પરા૦ પ્રકૃતિનો જઘન્યસ્થિતિબન્ધ સંખ્યાત ગુણ છે. તેથી પણ અશુ૦ પરા૦ પ્રકૃતિનો જઘન્યસ્થિતિ બન્ધ વિશેષાધિક છે- તેથી પણ અશુ૦ પરા૦ પ્રકૃતિના દ્વિસ્થાનક રસ યવમધ્યથી નીચેનાં એકાન્ત સાકારોપયોગ યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી તેજ પરા૦ અશુ૦ પ્રકૃતિયોના દ્વિસ્થાનકરસ યવમધ્યથી નીચેનાં ને પાશ્ચાત્ય સ્થાનોથી ઉપરનાં મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ તેજ અશુ૦ પરા૦ પ્રકૃતિયોના દ્વિસ્થાનકરસયવમધ્યથી ઉપરના મિશ્રસ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ ઉપરનાં એકાન્ત સાકારોપયોગ પ્રાયોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ તેજ પરા૦ અશુ૦ પ્રકૃતિયોના ત્રિસ્થાનિક રસયવમધ્યથી નીચેનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે, તેથી ત્રિસ્થાનક રસયવમધ્યથી ઉપરનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે, તેથી પણ અશુ૦ પરા૦ પ્રકૃતિના ચતુઃસ્થાનિક રસયવમધ્યથી નીચેનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ છે. તેથી પણ યવમધ્યથી ઉપરની ડાયસ્થિતિ સંખ્યાતગુણ છે. જે સ્થિતિસ્થાનથી [1]અપવર્તના કરણવડે

૧ આ વાક્યનો ભાવાર્થ એ છે કે ઉત્કૃષ્ટસ્થિતિને અપવર્ત્તના કરણ વડે અપવર્ત્તીને જે ઉત્કૃષ્ટસ્થિતિ રચે તે અપવર્તના વડે ઉત્કૃષ્ટસ્થિતિ કરેલી કહેવાય. જેમકે ૧૦૦ સમયાત્મક ઉત્કૃષ્ટસ્થિતિને અપવર્ત્તીને ૧૧ થી ૯૦ સમય સુધીની ( ૮૦ અપવર્ત્તિતસ્થિતિસ્થાન રૂપ ) કરી શકે, તેમાં ૧૦૦ સમયની સ્થિતિને અપવર્ત્તીને ૧૧ સમયાત્મક કરી દેવી તે અપ૦ કરણ વડે જઘન્યસ્થિતિ કરી કહેવાય, ને ૧૨ થી માંડીને ૮૯ સમય સુધીમાંની કોઇ પણ સ્થિતિ રચવી તે અપવર્ત્તના કરણવડે મધ્યમસ્થિતિ રચી કહેવાય, અને એજ ૧૦૦ સમયની સ્થિતિને ૯૦ સમયાત્મક કરવી તે " અપવર્તના કરણવડે ઉત્કૃષ્ટસ્થિતિ રચી " એમ કહેવાય. ને તે વ્યાઘાતાપવર્ત્તનાથી ઉ૦ સ્થિતિ રચી શકાય છે. તેમાં પણ અત્રે તો વિવક્ષિત યવમધ્યથી ઉપરનાં સ્થિતિસ્થાનોમાં જે જઘન્યાયપવર્ત્તનાએ ઉ૦ સ્થિતિ રચે તે ગ્રહણ કરવી, પરંતુ સમુચ્ચયે ગ્રહણ ન કરવી. કારણ

ઉત્કૃષ્ટ સ્થિતિએ જાય છે તેટલી સ્થિતિ [1]ડાયસ્થિતિ કહેવાય છે: ॥ ૯૮ ॥ ૯૯ ॥

તેથી પણ અંતઃકોડાકોડી સાગરોપમ સંખ્યાતગુણ છે. તેથી પણ પરા૦ શુ૦ પ્રકૃતિયોના દ્વિસ્થાનિકરસયવમધ્યથી ઉપરનાં જે મિશ્ર સ્થિતિસ્થાનો છે, ને તેથીપણ ઉપરનાં જે એકાન્તસાકારોપયોગ પ્રાયોગ્ય સ્થિતિસ્થાનો છે તે સંખ્યાતગુણ છે. તેથી પણ પરા૦ શુ૦ પ્રકૃતિનો ઉ૦ સ્થિતિબન્ધ વિશેષાધિક છે. તેથી પણ અશુભપરા૦ પ્રકૃતિયોની બંધાયલી ડાયસ્થિતિ વિશેષાધિક છે. જે સ્થિતિસ્થાન થી માંડૂકપ્લુતિ ન્યાયથી ડાય એટલે ફાળ દઇને જે સ્થિતિ બંધાય છે, ત્યાંથી પ્રારંભી ત્યાંસુધીની સ્થિતિ અહિં બદ્ધ ડાયસ્થિતિ કહેવાય છે, ને તે ઉત્કૃષ્ટથી અન્તઃકોડાકોડી સાગર ન્યૂન સર્વ કર્મ સ્થિતિ પ્રમાણ જાણવી. તે આ પ્રમાણે—પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય જીવ અન્તઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ કરીનેજ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધે છે, અન્યથા નહિ. (માટે બદ્ધડાયસ્થિતિ અન્તઃકોડાકોડી ન્યૂન સર્વસ્થિતિપ્રમાણ છે.) તેથીપણ અશુ૦ પરા૦ પ્રકૃતિનો ઉ૦ સ્થિતિબન્ધ વિશેષાધિક છે. ॥ ૧૦૦ ॥

---

કે સમુચ્ચયથી તો કિંચિદૂન કર્મસ્થિતિ પ્રમાણ અંતર પડી અંતઃકોડાકોડી સાગર જેટલી થાય છે. માટે અંતર મોટું થઇ જાય ને અત્રે તો નાનું અંતર ગ્રહણ કરવાનું છે. જેમકે ૧૦૦ સમયાત્મક સ્થિતિને ૯૦ સમયાત્મક ઉ૦ સ્થિતિ (અપવર્તના વડે) કરી, તેમાં ૯૧ થી ૧૦૦ સુધીની ૧૦ સ્થિતિયો તે અપવર્તના વડે કરેલી ઉત્કૃષ્ટ સ્થિતિની ડાયસ્થિતિ કરી કહેવાય. આ સંબંધમાં કોઇ યુક્તિપુરઃસર બીજી રીતે કહે તોપણ માન્ય છે.

૧ ડાયસ્થિતિ ત્રણપ્રકારે છે—અપવર્તનાકૃત—ઉદ્વર્તનાકૃત—ને બદ્ધ. એ ત્રણમાં આ સ્થાને-અપવર્તનાની ડાયસ્થિતિ કહીને આગળ બદ્ધ ડાયસ્થિતિ કહેશે.

## ॥ प्रकृतियोना रसयवमध्यथी स्थितिस्थानादिकना ॥
## ॥ अल्पबहुत्वनी स्थापना ॥

| પ્રકૃતિઓનાં | રસયવમ-ધ્યથી | નીચેનાં વા ઉપરનાં | સ્થિતિસ્થાનાદિક (નું) | અલ્પબહુત્વ |
|---|---|---|---|---|
| શુ૦ પ્રં૦ | ચતુઃસ્થાનિક | નીચેનાં | સ્થિતિસ્થાનો | અલ્પ |
| ,, | ,, | ઉપરનાં | ,, | સંખ્યગુણ |
| ,, | ત્રિસ્થાનિક | નીચેનાં | ,, | ,, |
| ,, | ,, | ઉપરનાં | ,, | ,, |
| ,, | દ્વિસ્થાનિક | નીચેનાં | સાકાર ,, | ,, |
| ,, | ,, | ,, | મિશ્ર ,, | ,, |
| ,, | ,, | ઉપરનાં | ,, ,, | ,, |
| ,, | — | — | જઘ૦ સ્થિતિ | ,, |
| અશુ૦ પરા૦ | — | — | ,, | વિશેષાધિક |
| ,, | દ્વિસ્થાનિક | નીચેનાં | સાકાર સ્થિતિસ્થા૦ | સંખ્યાતગુણ |
| ,, | ,, | ,, | મિશ્ર ,, | ,, |
| ,, | ,, | ઉપરનાં | ,, ,, | ,, |
| ,, | ,, | ,, | સાકાર ,, | ,, |
| ,, | ત્રિસ્થાનિક | નીચેનાં | સ્થિતિસ્થાનો | ,, |
| ,, | ,, | ઉપરનાં | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ચતુઃસ્થાનિ | નીચેના | ,, | ,, |
| ,, | ,, | ,, | કાયસ્થિતિ (અપ૦) | ,, |
| — | — | — | અન્તઃ કોડાકોડી સાગરના સમયો | ,, |
| શુ૦ પરા૦ | દ્વિસ્થાનિક | ઉપર્યુપરિ | સાકારસ્થિતિસ્થા૦ | ,, |
| ,, | — | — | ઉ૦ સ્થિતિ | ,, |
| અશુ૦ પરા૦ | — | — | અબ્ધા કાયસ્થિતિ | વિશેષાધિક |
| ,, | — | — | ઉ૦ સ્થિતિ | ,, |

॥ रसबंधमां जीवाल्पबहुत्वनी स्थापना ॥

| | શુભપરાવર્ત્તમાનના | | | અશુભપરાવર્ત્તમાનના | |
|---|---|---|---|---|---|
| ૧ | ચતુઃસ્થાનબંધકજીવો | અલ્પ | ૪ | દ્વિસ્થા૦ બન્ધક | સંખ્યાતગુણ |
| ૨ | ત્રિસ્થાનબંધકજીવો | સંખ્યગુણ | ૫ | ચતુઃસ્થા૦બન્ધક | ,, |
| ૩ | દ્વિસ્થાનબંધકજીવો | ,, | ૬ | ત્રિસ્થાનબન્ધક | વિશેષાધિક |

હવે પૂર્વોક્ત રસબન્ધમાં જીવોનું અલ્પબહુત્વ કહે છે.

મૂળ ગાથા ૧૦૧ મી.

संखेज्जगुणा जीवा, कमसो एएसु दुविहपगईणं
असुभाणं तिट्ठाणे,सव्वुवरि विसेसओ अहिया॥१०१॥

ગાથાર્થઃ—ટીકાર્થવત્.

**ટીકાર્થ**:—પરા૦ શુ૦ પ્રકૃતિયોના ચતુઃસ્થાનક રસબન્ધક જીવો અલ્પ છે. તેથી ત્રિસ્થાનક રસબન્ધક જીવો સંખ્યાતગુણ છે, તેથી પણ દ્વિસ્થાનક રસબન્ધક જીવો સંખ્યાતગુણ છે, તેથી પણ પરા૦ અશુ૦ પ્રકૃતિયોના દ્વિસ્થાનિક રસબન્ધક જીવો સંખ્યાતગુણ છે, તેથી પણ ચતુઃ સ્થાનિક રસબન્ધક જીવો સંખ્યાતગુણ છે, ને તેથી પણ ત્રિસ્થાનિક રસબન્ધક જીવો વિશેષાધિક છે. તેજ વાત ગાથાથી કહે છે. **असुभाणं** ઇત્યાદિ=અશુભ પ્રકૃતિયોના ત્રિસ્થાનિક રસબન્ધક જીવો સર્વથી પણ ઉપર વિશેષાધિક કહેવા.

હવે આ બન્ધનકરણનો ઉપસંહાર કરે છે.

## મૂળ ગાથા ૧૦૨ મી.

**एवं बंधणकरणे, परूविए सह हि बंधसयगेणं**
**बंधविहाणाहिगमो, सुहमभिगंतुं लहुं होइ ॥१०२॥**

**ગાથાર્થ**:—ટીકાર્થવત્

**ટીકાર્થ**:—એ પ્રમાણે આ બન્ધનકરણની [1]બન્ધશતક નામના ગ્રન્થ ( સહિત ) પ્રરૂપણા કર્યે છતે [2]પૂર્વગત બન્ધવિધિને સુખપૂર્વક જાણવાની ઇચ્છાવાળા જીવોને શિઘ્ર બોધરૂપ થાય છે.

॥ इति श्रीमलयगिरिविरचितकर्मप्रकृतिटीकायां जैनाचार्य श्रीमद् बुद्धिसागरसूरिप्रसादेन पं. चंदुलालकृत बन्धनकरणस्य गुर्जरभाषान्तरम् समाप्तम् ॥

---

૧ આ બન્ધનકરણની રચના સ્વકૃત શતકગ્રન્થને અનુસરતી છે, માટે આ બન્ધનકરણ કહેતાં સાથે સાથે શતકગ્રન્થ પણ કહેવાયો છે. ઇતિભાવઃ

૨ ચૌદપૂર્વમાં કર્મપ્રાભૃત નામના અધિકારમાં જે બન્ધવિધિ દર્શાવી છે, તે બન્ધવિધિનું જ્ઞાન આ બન્ધનકરણથી શિઘ્ર થાય છે. ઇતિભાવઃ

# ॥ अथ संक्रमकरण ॥

પૂર્વોક્ત પ્રકારે બન્ધનકરણ કહીને હવે ઉદ્દેશના અનુક્રમથી સંક્રમકરણ કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયાથી તે કહેવાય છે. ત્યાં પ્રકૃતિ સંક્રમ, સ્થિતિસંક્રમ, રસસંક્રમ, ને પ્રદેશસંક્રમ. એ પ્રમાણે સંક્રમના ચાર ભેદ તે પ્રકૃત્યાદિ વિષયને અંગે થયેલા છે, તેમાં પ્રથમ संक्रमनां सामान्य लक्षण કહે છે.

મૂળગાથા ૧ લી.

**सो संकमो त्ति वुच्चइ, जं बंधणपरिणओ पओगेण**
**पगयंतरत्थ दलियं, परिणमयइ तयणुभावे जं ॥१॥**

ગાથાર્થ:—વીર્ય વિશેષે જે પ્રકૃતિના બન્ધકપણે પરિણમેલો જીવ અન્યપ્રકૃતિગત દલિકને જે તદનુરૂપ પરિણમાવે તે "સંક્રમ" કહેવાય છે.

ટીકાર્થ:—અહિં જીવ यद्बन्धनपरिणतः એટલે જે પ્રકૃતિના બન્ધકપણે પરિણમ્યો હોય, આ વાક્યથી તાત્પર્ય એ જણાય છે કે જ્યારે જીવ તથાવિધ બન્ધનપરિણામવડે પરિણમેલો હોય છે, ત્યારે કર્મવર્ગણાના પુદ્ગલો પણ તત્ કર્મપણે પરિણમે છે, અન્યથા નહિ. કહ્યું છે કે—

जीवपरिणामहेऊ, कम्मत्ता पुग्गला परिणमंति ।
पोग्गलकम्मनिमित्तं, जीवो वि तहेव परिणमइ ॥ १ ॥

વ્યાખ્યા—જીવ સંબંધિ પરિણામરૂપ હેતુથી એટલે જીવ પરિણામ એજ હેતુને લઇને જીવના સ્વપ્રદેશાવગાહિત કર્મવર્ગણા

ગત પુદ્ગલો જ્ઞાનાવરણાદિ કર્મરૂપપણે પરિણમે છે. પુનઃ જીવનો પણ તથાવિધ પરિણામ શાથી થાય છે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે—પૂર્વે બાંધેલા પુદ્ગલરૂપ કર્મના વિપાકોદયરૂપ નિમિત્તથી, અર્થાત્ પૂર્વબદ્ધકર્મના ઉદયસામર્થ્યથી જીવ પણ તેજ પ્રકારે એટલે સ્વપ્રદેશાવગાહિત કાર્મણવર્ગણાગતપુદ્ગલો પ્રત્યે, કર્મત્વપ્રાપ્તિના હેતુપણે પરિણમે છે. ॥ અથ પ્રકૃત ગાથાર્થ— પઓગેણ=પ્રયોગવડે અર્થાત્ સંક્લેશ વા વિશોધિસંજ્ઞિત વીર્ય વડે, પ્રકૃત્યંતર એટલે વિવક્ષિતપ્રકૃતિથી અન્યપ્રકૃતિ, અર્થાત્ વિવક્ષિત બધ્યમાનપ્રકૃતિથી જે વ્યતિરિક્ત=અન્યપ્રકૃતિ, તેમાં રહેલું દલિક તદનુભાવેન=બધ્યમાનપ્રકૃતિના સ્વભાવપણે જે પરિણમાવે છે, અથવા પરિણામને પમાડે છે તે **संक्रम** કહેવાય છે. તાત્પર્ય આ પ્રમાણે છે—

બધ્યમાનપ્રકૃતિયોમાં અબધ્યમાનપ્રકૃતિના પરમાણુઓને પ્રક્ષેપીને તે પરમાણુઓને બધ્યમાનપ્રકૃતિરૂપપણે પરિણામવવું તે **संक्रम** કહેવાય. પુનઃ જે (ઘણી) બધ્યમાનપ્રકૃતિયોના પરમાણુઓનું અન્યોન્યરૂપપણે પરિણમવું તે સર્વ પણ (બન્ને) **संक्रम** કહેવાય છે. ત્યાં બધ્યમાનપ્રકૃતિયોમાં અબધ્યમાનપ્રકૃતિયોનો સંક્રમ આ પ્રમાણે— બધ્યમાન શાતાવેદનીયમાં અબધ્યમાન અશાતાનો, અથવા બધ્યમાન ઉચ્ચગોત્રમાં અબધ્યમાન નીચગોત્રનો, એ બધ્યમાનમાં અબધ્યમાનનો સંક્રમ કહેવાય. તથા બધ્યમાન મતિજ્ઞાનાવરણમાંજ બધ્યમાન શ્રુતજ્ઞાનાવરણ સંક્રમે, અથવા બધ્યમાન શ્રુતજ્ઞાનાવરણમાં બધ્યમાન મતિજ્ઞાનાવરણ સંક્રમે તે બધ્યમાનમાં બધ્યમાનનો સંક્રમ કહેવાય. અહિં આત્મા જે પ્રકૃતિના બન્ધકપણે પરિણમ્યો હોય છે તે પ્રકૃતિરૂપ પણે અન્યપ્રકૃતિગત પરમાણુઓને જે પરિણમાવે તે સંક્રમ કહ્યો છે ( તેમાં વિશેષતા અગ્રગાથાએ દર્શાવે છે. )

સંક્રમનું જે લક્ષણ પૂર્વે કહ્યું તે દર્શનત્રિક સિવાયની અન્ય પ્રકૃતિયોને માટે જાણવું, અને દર્શનત્રિકમાં તો બન્ધવિના પણ સંક્રમ થાય છે. તે ગાથાથી કહેવાય છે.

મૂળ ગાથા ૨૭.

दुसु वेगे दिठ्ठिदुगं, बंधेणविणा वि सुद्धदिठ्ठिस्स
परिणामइ जीसे तं, पगइऍ पडिग्गहो एसा ॥२७॥

ગાથાર્થ—વિશુદ્ધ સમ્યગ્દષ્ટિ જીવ બે દર્શનમોહનીયને બેમાં અથવા એકમાં બન્ધવિના પણ સંક્રમાવે છે. તથા જે પ્રકૃતિમાં તે પ્રકૃત્યન્તર દલિક સંક્રમે છે તે આ આધારભૂત પ્રકૃતિનું "પતદ્ગ્રહ" એવું વિશેષનામ છે.

ટીકાર્થ:—વિશુદ્ધ સમ્યગ્દષ્ટિની આધારભૂત એવી સમ્યક્ત્વ ને મિશ્ર એ બે પ્રકૃતિમાં મિથ્યાત્વને, અને એક સમ્યક્ત્વમાં મિશ્રને બન્ધ વિના પણ સંક્રમાવે છે. અહિં ભાવાર્થ એ છે કે—બન્ધ મિથ્યાત્વનોજ હોય છે, પરંતુ મિશ્ર કે સમ્યક્ત્વનો બંધ હોય નહિ. કારણ કે મદનકોદ્રવસ્થાનીય મિથ્યાત્વપુદ્ગલોજ ઔષધિ સરખા ઉપશમસમ્યક્[illegible] વિશુદ્ધિ વડે શુદ્ધ, અર્ધ વિશુદ્ધ, ને અશુદ્ધ એ પ્રમાણે ત્રણ પ્રક[illegible] છે. તેમાં વિશુદ્ધ પુદ્ગલો તે સમ્યક્ત્વ, અર્ધવિશુદ્ધ પુદ્ગલો તે મિશ્ર, ને અવિશુદ્ધ પુદ્ગલો તે મિથ્યાત્વ કહેવાય છે. ત્યાં વિશુદ્ધ સમ્યગ્દષ્ટિ જીવ સમ્યક્ત્વમાં ને મિશ્રમાં બન્ધવિના પણ મિથ્યાત્વને સંક્રમાવે છે, અને મિશ્રને સમ્યક્ત્વમાં સંક્રમાવે છે. એ પ્રમાણે સંક્રમનું સામાન્ય લક્ષણ કહ્યું.

હવે જે પ્રકૃતિયોમાં અન્ય પ્રકૃતિના પરમાણુઓ સંક્રમે છે, તે પ્રકૃતિયોનાં વિશેષનામ કહે છે-જે આધારભૂત પ્રકૃતિમાં અન્ય પ્રકૃતિના પરમાણુઓ સંક્રમે છે, અર્થાત્ આધારભૂત પ્રકૃતિપણે પરિણમે છે તે આધારભૂત પ્રકૃતિ પતદ્ગ્રહ કહેવાય છે. પતદ્ગ્રહ એટલે પાત્રના જેવી તે પતદ્ગ્રહ પ્રકૃતિ, અર્થાત્ સંક્રમ્યમાણ પ્રકૃતિનો આધાર તે પતદ્ગ્રહ પ્રકૃતિ.

પૂર્વે કહેલું સંક્રમનું લક્ષણ [1]અતિપ્રસક્ત ( સર્વત્રઅવ્યાપ્ત ) છે, માટે તેમાં જે અપવાદ છે તે કહે છે.

મૂળ ગાથા ૩ જી.

**मोहदुगाउगमूल, पगडीण न परोप्परंमि संकमणं**
**संकमबंधुदउव्व, ट्टणालिगाईण करणाइं ॥ ३ ॥**

**ગાથાર્થ**:—મોહનીયદ્વિકના, આયુષ્યચતુષ્કના, ને મૂળ પ્રકૃતિયોના પ્રત્યેકના પરસ્પર સંક્રમ ન હોય. તથા સંક્રમાવલિ, બન્ધાવલિ, ઉદયાવલિ ને ઉદ્વર્તનાવલિકાદિગત પરમાણુઓને કોઈ પણ કરણ ન લાગે ( એ ચારે આવલિકાઓ કરણ સાધ્ય ન હોય. )

**ટીકાર્થ**:—મોહદ્વિક એટલે દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય એ બેનો પરસ્પર સંક્રમ ન થાય. અર્થાત્ દર્શનમોહનીય ચારિત્રમોહનીયમાં ન સંક્રમે, અને ચારિત્રમોહનીય દર્શનમોહનીયમાં ન સંક્રમે. તેમજ ચાર આયુષ્ય પણ પરસ્પર સંક્રમતાં નથી. તથા આઠ મૂળ પ્રકૃતિયો પણ પરસ્પર સંક્રમતી નથી. તે આ પ્રમાણે—જ્ઞાનાવરણીયમાં દર્શનાવરણ ન સંક્રમે, તથા દર્શનાવરણમાં જ્ઞાનાવરણ ન સંક્રમે, એ રીતે સર્વ મૂળ પ્રકૃતિયોને આશ્રયિ જાણવું. વળી પણ જો કે જે દર્શન મોહનીયમાં જે જીવ વર્તે છે, તે જીવ દર્શન મોહનીયને અન્ય દર્શન મોહનીયમાં સંક્રમાવે નહિ. જેમ મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાત્વને, મિશ્રદૃષ્ટિ જીવ મિશ્રને, અને સમ્યગ્દૃષ્ટિ જીવ સમ્યકત્વમોહનીયને કયાંય પણ સંક્રમાવતો નથી. તથા સાસ્વાદન અને મિશ્ર સમ્યકત્વવાળા જીવો અવિશુદ્ધ સમ્યકત્વી હોવાથી દર્શનમોહનીયને કયાંય પણ સંક્રમાવતાં નથી. અને બન્ધનો અભાવ હોતે છતે પણ દર્શનમોહનીયનો સંક્રમ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિનેજ હોય છે, પરન્તુ અવિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિને નહિ. પુનઃ બીજી વાત એ છે કે પરપ્રકૃતિમાં સંક્રમ પામેલું દલિક

૧ જે વસ્તુનું જે લક્ષણ બાંધ્યું હોય તે લક્ષણ તે વસ્તુમાં સર્વત્ર ન ઘટે તો તે લક્ષણ અતિપ્રસક્ત, અવ્યાપ્ત કહેવાય છે.

એક આવલિકા માત્ર કાળ સુધી ઉદ્વર્ત્તનાદિ સર્વકરણને અયોગ્ય ( અસાધ્ય ) જાણવું. કેવલ સંક્રાન્તદલિકજ એક આવલિકા સુધી સર્વકરણને અસાધ્ય હોય એમ નહિ, પરંતુ બન્ધાદિકભાવને પામેલું દલિક પણ એક આવલિકામાત્ર સકલકરણને અસાધ્ય હોય છે. એજ વાત ગાથાથી કહે છે કે संकमबंधुदउव्वट्टणा लिगाईण करणाई અર્થાત્ સંક્રમાવલિપ્રાપ્ત, બન્ધાવલિકાપ્રાપ્ત ને આદિ શબ્દથી દર્શન ત્રિકરહિત ઉપશાંત મોહનીય એ સર્વદલિક સર્વકરણને [1]અસાધ્ય જાણવાં. પુનઃ દર્શનત્રિક તો ઉપશાંત થયું હોય તો પણ સંક્રમે છે.

પૂર્વોક્ત પ્રકારે સંક્રમનું લક્ષણ અને અપવાદ એ બે કહ્યા. અને હવે અવિશેષપણે અનુક્રમે અથવા અનનુક્રમે સંક્રમપ્રાપ્ત થવામાં જે નિયમ છે તે દર્શાવે છે.

## મૂળ ગાથા ૪ થી.

**अंतरकरणंमि कए, चरित्तमोहे ऽणुपुव्विसंकमणं**
**अन्नत्थ सेसिगाणं, च सव्वहिं सव्वहा बंधे ॥ ४ ॥**

ગાથાર્થઃ—અન્તરકરણ કર્યે છતે પુંવેદ, અને સંજ્વલનચતુષ્ક એ પાંચ ચારિત્રમોહનીયનો પૂર્વાનુપૂર્વીએ સંક્રમ હોય છે, અને અન્તરકરણ સિવાયના કાળમાં એ ૫ નો તથા શેષ સર્વનો સર્વ અવસ્થામાં સર્વ પ્રકારે ( ક્રમે, ઉત્ક્રમે ) બંધકાળે સંક્રમ હોય.

ટીકાર્થઃ—અન્તરકરણનો જે વિધિ તે આગળ ઉપશમના કરણને પ્રસંગે કહેવાશે. ત્યાં ઉપશમશ્રેણિમાં ચારિત્રમોહનીયને ઉપશમાવવાને ? અને ક્ષપકશ્રેણિમાં પુનઃ ૮ કષાયનો ક્ષય કર્યા બાદ ૧૩ પ્રકૃતિયોનો ક્ષય કરવા માટે અન્તરકરણ કર્યે છતે પુરૂષ-

[1] અર્થાત્ કાર્મણ વર્ગણાના પરમાણુઓ કર્મપણે બન્ધાયા પછી બન્ધ સમયથી એક આવલિકા સુધીમાં એવી અવસ્થાવાળા હોય છે કે તે પરમાણુઓનો સંક્રમ, ઉદીરણા, ઉદ્વર્ત્તના અપવર્ત્તના ઉદય ઇત્યાદિ કંઇ પણ થાય નહિ, એ રીતે સંક્રમાવલિકાદિકનું પણ જાણવું.

વેદ અને સંજવલનચતુષ્કરૂપ ચારિત્રમોહનીયની ૫ પ્રકૃતિયોનું ત્યાં ( અન્તરકરણમાં ) આનુપૂર્વીની પરિપાટીએ ( પૂર્વાનુપૂર્વીએ ) સંક્રમણ થાય છે, પરન્તુ અનાનુપૂર્વીએ સંક્રમણ થતું નથી. અહિં ચારિત્રમોહનીય કહેવાથી એજ ૫ પ્રકૃતિયોનું ગ્રહણ થાય છે, પરન્તુ અન્ય પ્રકૃતિયોનું અબન્ધભાવ હોવાથી ગ્રહણ થતું નથી. તે આનુપૂર્વીની પરિપાટીએ સંક્રમ આ પ્રમાણે થાય છે—પુરૂષવેદનો સંક્રમ સંજ્વલન ક્રોધ, માન, માયા, ને લોભ એ ચારમાં થાય છે પણ બીજે નહિ. તથા સંજ્વલન ક્રોધનો સંક્રમ સંજ્વલન માન, માયા, ને લોભમાંજ થાય પરન્તુ પુરૂષવેદમાં નહિ. તથા સંજ્વ૦ માનનો સંક્રમ સંજ્વ૦ માયા, ને લોભમાં થાય છે પરન્તુ પુરૂષવેદ ને સંજ્વ૦ ક્રોધમાં નહિ. તથા સંજ્વલન માયાનો સંક્રમ સંજ્વ૦ લોભમાંજ થાય, પરન્તુ પાશ્ચાત્ય ત્રણ પ્રકૃતિયોમાં નહિ[1].

તથા અન્તરકરણથી અન્યત્ર ( બીજે સ્થાને ) પુરૂષવેદાદિ પાંચે પ્રકૃતિયોનો અને શેષ[2] પ્રકૃતિયોનો પણ અન્તરકરણ સિવાય સર્વે અવસ્થાઓમાં [3]સર્વ પ્રકારે એટલે અનુક્રમે અને અનનુક્રમે પણ સંક્રમ થાય એમ જાણવું. પુનઃ તે સંક્રમ શું સર્વદા થાય કે અમુક કાળે થાય ? એના ઉત્તરમાં જાણવાનું કે જે રીતે પ્રથમ કહી ગયા છે તે રીતે બન્ધકાળેજ સંક્રમ થાય, પરન્તુ બીજે કાળે સંક્રમ ન હોય.

એ પ્રમાણે સંક્રમનું સામાન્ય લક્ષણ, વિધિ, અપવાદ અને નિયમ કહ્યો. અને હવે પ્રથમ જે કહ્યું કે " જે પ્રકૃતિનોબન્ધ પ્રવર્તે છે તે પ્રકૃતિ-અન્યપ્રકૃતિના સંક્રમણ પ્રત્યે પતદ્ગ્રહ થાય છે " તેમાં અપવાદ કહે છે.

---

૧ અહિં સંજ્વલન લોભનો સંક્રમ કોઇ પણ પરપ્રકૃતિમાં નથી. તે આગળ ઉપશમનાકરણમાં કહેવાશે.

૨ શેષ ૨૦ સહિત ૨૫ પ્રકૃતિયો ચારિત્ર મોહનીયની.

૩ પૂર્વાનુપૂર્વીએ પશ્ચાનુપૂર્વીએ અને અનનુપૂર્વીએ પણ. ( આ ત્રણે પ્રકારનો સંક્રમ એક સમયે યુગપત્કાળે હોય છે. )

### મૂળ ગાથા ૫ મી.

**तिसु आवलियासु सम-ऊणियासु अपडिग्गहा उ संजलणा**
**दुसु आवलियासु पढम, ठिइए सेसासु विय वेदो ॥५॥**

ગાથાર્થ:—અન્તરકરણ કર્યે છતે સમયોન ત્રણ આવલિકા પ્રથમ સ્થિતિની શેષ રહે, ત્યારે સંજ્વલન ચતુષ્ક પતદ્ગ્રહ ન થાય. અને પ્રથમ સ્થિતિની સમયોન બે આવલિકા શેષ રહે ત્યારે પુરૂષવેદ પતદ્ગ્રહ ન થાય.

ટીકાર્થ:—અન્તરકરણ કર્યે છતે પ્રથમ સ્થિતિની સમયોન ત્રણ આવલિકા શેષ રહે, ત્યારે ચારે સંજ્વલનકષાય અપતદ્ગ્રહ પણાને પામે છે, અર્થાત્ પતદ્ગ્રહ થતા નથી. અહિં તાત્પર્ય એ છે કે—સમયોન ત્રણ આવલિકા જેટલી અન્તરકરણ સંબંધિ પ્રથમ સ્થિતિ શેષ રહે ત્યારે ચારે સંજ્વલન પ્રકૃતિયોનો બંધ પ્રવર્તતે છતે પણ તેમાં અન્ય પ્રકૃતિનું દલિક સંક્રમતું નથી, તે કારણથી તે વખતે તે સંજ્વલનની ચારે પ્રકૃતિયો અપતદ્ગ્રહ થાય છે.

તથા અન્તરકરણ કર્યે છતે પ્રથમ સ્થિતિ સંબંધિ સમયોન બે આવલિકા શેષ રહેતાં પુરૂષવેદ પતદ્ગ્રહ ન થાય, અર્થાત્ તે અવસરે પુરૂષવેદમાં કોઈ પણ અન્ય પ્રકૃતિનું દલિક સંક્રમ પામતું નથી. વેદ કહેવાથી અહિં પુરૂષવેદજ જાણવો, પરન્તુ સ્રીવેદ, નપુંસક વેદ નહિ. કારણ કે તે અવસરે તે બે વેદના બન્ધનો અભાવ હોવાથીજ અપતદ્ગ્રહપણાની સિદ્ધિ ( પ્રાપ્તિ ) છે. પુનઃ જો કે મિથ્યાત્વનો ક્ષય થતાં મિશ્રને, અને મિથ્યાત્વ તથા મિશ્રનો ક્ષય થતાં સમ્યકત્વને, અને સમ્યકત્વ તથા મિશ્રની ઉદ્વલના થતાં મિથ્યાત્વને અપતદ્ગ્રહપણું કહ્યું નથી; તો પણ ત્રણેનું અપતદ્ગ્રહપણું ઉપલક્ષણથી જાણી લેવું. કારણ કે એ ત્રણમાં પણ કોઇ દલિક તે અવસરે સંક્રમ પમાતું નથી.

હવે संक्रम संबंधि सादि अनादि प्ररुपणा કહે છે.

મૂળ ગાથા ૬ ઠી.

साइ अणाई धुव अधुवा, य सव्वधुवसंतकम्माणं
साइ अधुवा य सेसा, मिच्छा वेयणि य नीए हिं ॥६॥

ગાથાર્થઃ—મિથ્યાત્વ, વેદનીય ૨ ને નીચગોત્ર એ ચાર પ્રકૃતિ સિવાય શેષ સર્વ (૧૨૬) ધ્રુવસત્તાક પ્રકૃતિયોમાં સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એ ચારે કાળભાંગા હોય છે, ને શેષ પ્રકૃતિયોમાં સાદિ અધ્રુવ એ બે ભાંગે સંક્રમ હોય છે.

ટીકાર્થઃ—સમ્યકત્વ, મિશ્ર, નરકદ્વિક, મનુષ્યદ્વિક, દેવદ્વિક, વૈક્રિયસપ્તક, જીનનામ, ઉચ્ચગોત્ર, એ ચોવીશ, તથા ચાર આયુષ્ય મલીને ૨૮ પ્રકૃતિયો અધ્રુવસત્તાક છે, અને શેષ ૧૩૦ ઉત્તર પ્રકૃતિયો ધ્રુવસત્તાક છે. એ ધ્રુવસત્તાકમાંથી બે વેદનીય, નીચગોત્ર, અને મિથ્યાત્વરૂપ ચાર પ્રકૃતિયો બાદ કરતાં શેષ ૧૨૬ ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એ ચારે પ્રકારનો સંક્રમ થાય છે. તે આ પ્રમાણે—આ ૧૨૬ ધ્રુવસત્તાક પ્રકૃતિયોમાં જે પ્રકૃતિનું જે પતદ્ગ્રહ છે તે પતદ્ગ્રહનો બંધવિચ્છેદ થતાંતે પ્રકૃતિનો પણ સંક્રમ ન થાય, અને પુનઃ તે પતદ્ગ્રહ પ્રકૃતિયોનો બન્ધ સ્વબન્ધહેતુ પ્રાપ્ત થતાં પ્રવર્તે છે, તેથી બધ્યમાન પતદ્ગ્રહપ્રકૃતિયોમાં પુનઃ તે ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો સંક્રમ પ્રારંભાય છે તે કારણથી સાદિ, અને તે તે પતદ્ગ્રહપ્રકૃતિયોના અબંધપ્રાયોગ્ય સ્થાનને અદ્યાપિ પર્યન્ત પ્રાપ્ત નહીં થયેલા જીવોને આશ્રયિ તે ધ્રુવસતાક પ્રકૃતિયોનો સંક્રમ અનાદિ છે. તથા પતદ્ગ્રહનો કદાપિ પણ વિચ્છેદ નહિ થવાથી અભવ્ય જીવને આશ્રયિ તે ધ્રુવસત્તાકનો સંક્રમ ધ્રુવ છે, અને ભવ્ય જીવને કાળાન્તરે પણ પતદ્ગ્રહનો બન્ધવ્યવચ્છેદ થવાથી ધ્રુવસત્તાકનો સંક્રમ અધ્રુવ છે.

શેષ ૨૪ અધ્રુવસત્તાક, તથા મિથ્યાત્વ, ૨ વેદનીય, અને નીચગોત્ર સહિત ૨૮ પ્રકૃતિયોનો સંક્રમ સાદિ, તથા અધ્રુવભાંગે જાણવો. કારણકે અધ્રુવસત્તાક પ્રકૃતિયોનો તો સત્તાની અધ્રુવતાથીજ સંક્રમ પણ સાદિ અધ્રુવ છે, ને શાતા, અશાતા, અને નીચગોત્રને તો પરાવર્ત્તમાનપણું હોવાથીજ સાદિ અધ્રુવ સંક્રમ છે. તથા મિથ્યાત્વનો સંક્રમ તો વિશુદ્ધ સમ્યગદ્રષ્ટિનેજ થાય છે, ને વિશુદ્ધ સમ્યગ દ્રષ્ટિ પણું તો કદાચિત્ પ્રાપ્તિ વાળું છે, તેથી તે મિથ્યાત્વનો સંક્રમ પણ સાદિ અધ્રુવજ છે.

એ પ્રમાણે સંક્રમ્યમાણ પ્રકૃતિયોના સંક્રમનું સાદિ અધ્રુવાદિ પણું દર્શાવીને હવે પતદ્ગ્રહ પ્રકૃતિયોનું સાદ્યાદિપણું દર્શાવે છે.

### મૂળ ગાથા ૭ મી.

**मिच्छत्तजढा य परि–ग्गहंमि सव्व धुवंबधपगईओ**
**नेया चउ विगप्पा, साई अधुवा य सेसाओ ॥७॥**

ગાથાર્થઃ—પતદ્ગ્રહપણાને આશ્રયિ (કાળની ચતુર્ભંગી વિચારતાં) મિથ્યાત્વ સિવાયની સર્વે ધ્રુવબન્ધિની પ્રકૃતિયોની પતદ્ગ્રહતા સાદ્યાદિ ચાર પ્રકારે છે, ને શેષ સર્વ પ્રકૃતિયોની પતદ્ગ્રહતા સાદિ અધ્રુવ છે.

ટીકાર્થઃ—मिथ्यात्वजढा=મિથ્યાત્વરહિત સર્વે પણ ધ્રુવબન્ધિની પ્રકૃતિયો ૫ જ્ઞાનાવરણ, ૯ દર્શનાવરણ, ૧૬ કષાય, ભય, કુચ્છા, તૈજસસપ્તક, વર્ણાદિ ૨૦, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, અને ૫ અન્તરાય એ ૬૭ ધ્રુવબન્ધિની પ્રકૃતિયોની પતદ્ગ્રહતા સાદિ, અનાદિ, ધ્રુવ ને અધ્રુવ એ ચારે પ્રકારની જાણવી, કારણ કે એ ૬૭ ધ્રુવબન્ધિની પ્રકૃતિયો આપ આપણા બન્ધવ્યવચ્છેદ સમયે પતદ્ગ્રહરૂપ ન થાય. અર્થાત્ તે અવસરે એ ૬૭ પ્રકૃતિયોમાં કોઇ પણ પ્રકૃતિનું દલિક

સંક્રમતું નથી, ને પુનઃ સ્વ સ્વ બન્ધહેતુના સદ્ભાવે એ ૬૭ નો બન્ધપ્રારંભ થયે છતે પતદ્ગ્રહતા પ્રાપ્ત થાય માટે સાદિ, તથા તે પ્રકૃતિના બન્ધવ્યવચ્છેદસ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવોની અપેક્ષાએ અનાદિ, અભવ્યાપેક્ષાએ ધ્રુવ, ને ભવ્યાપેક્ષાએ અધ્રુવ.

તથા શેષ ૮૮ અધ્રુવબન્ધિની પ્રકૃતિયોને તો બન્ધની અધ્રુવતા હોવાથીજ તે સર્વની પતદ્ગ્રહતા સાદિ અધ્રુવ છે. અને મિથ્યાત્વ ધ્રુવબન્ધિની હોતે પણ જે જીવને સમ્યક્ત્વ અને મિશ્રની સત્તા છે, તેજ જીવ સમ્યક્ત્વ તથા મિશ્રને મિથ્યાત્વમાં સંક્રમાવે છે, પરંતુ બીજો કોઇ જીવ સંક્રમાવતો નથી, એ હેતુથી મિથ્યાત્વની પતદ્ગ્રહતા પણ સાદિ અધ્રુવ ભાંગે છે.

એ પ્રમાણે પ્રત્યેક પ્રકૃતિના સંક્રમ અને પતદ્ગ્રહપણાની સાદ્યાદિપ્રરૂપણા કરીને હવે પ્રકૃતિસ્થાનોમાં તે સાદ્યાદિપ્રરૂપણા કરાય છે.

## મૂળ ગાથા ૮ મી.

**पगईठाणे वितहा, पडिग्गहो संकमो य बोधव्वो**
**पढमंतिम पगईणं, पंचसु पंचण्ह दोवि भवे ॥८॥**

**ગાથાર્થઃ**—એકેક પ્રકૃતિને અંગે સંક્રમ અને પતદ્ગ્રહતા પ્રથમ જે રીતે કહી છે તે રીતે અહિં પ્રકૃતિસ્થાનોમાં પણ જાણવી. તેમાં પણ પ્રથમ જ્ઞાનાવરણીય ને અન્તિમ અન્તરાય સંબંધિ પાંચે પ્રકૃતિયોમાં સંક્રમ ને પતદ્ગ્રહ એ બે ભાવ છે.

**ટીકાર્થઃ**—પૂર્વે જેમ એકેક પ્રકૃતિને અંગે સંક્રમ અને પતદ્ગ્રહ પણું સાદ્યાદિ ભાવે કહ્યું, તેમ પ્રકૃતિ સ્થાનોમાં પણ જાણવું. અહિં બે ત્રણ આદિક પ્રકૃતિયોનો સમુદાય તે સ્થાન કહેવાય છે. ત્યાં પ્રથમ જ્ઞાનાવરણીયને અને જ્ઞાનાવરણતુલ્ય વિવક્ષાવાળા અન્તરાયને પણ સંક્રમ પતદ્ગ્રહતા હોવાથી પ્રથમ સ્થાનપ્રતિપાદના

કરે છે તે આ પ્રમાણે—પ્રથમ જ્ઞાનાવરણીય, અને અન્તિમ અન્તરાય સંબંધિ પ્રત્યેકની પાંચે પ્રકૃતિયોમાં સંક્રમ. અને પતદ્ગ્રહતા એ બન્ને ભાવો થાય છે. અર્થાત્ જ્ઞાનાવરણીય અને અન્તરાયનું પાંચ, પાંચ પ્રકૃત્યાત્મક એકેક સ્થાન સંક્રમ અને પતદ્ગ્રહ એ બન્ને ભાવ યુક્ત છે. ને તે સંક્રમ પતદ્ગ્રહ ભાવ સાદ્યાદિ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—ઉપશાંત ગુણસ્થાને એ બે સ્થાનના સંક્રમભાવનો અને પતદ્ગ્રહ ભાવનો અભાવ છે, ને ત્યાંથી પડતાં પુનઃ સંક્રમ પતદ્ગ્રહ ભાવ પ્રારંભાય છે માટે સાદિ, તત્સ્થાનાપ્રાપ્ત જીવની અપેક્ષાએ અનાદિ, અને અભવ્ય ભવ્યની અપેક્ષાએ ધ્રુવાધ્રુવ છે.

હવે દર્શનાવરણીયનાં સંક્રમ પતદ્ગ્રહ સ્થાનોનું નિરૂપણ કરાય છે.

## મૂળગાથા ૯ મી.

**नवग च्छक्क चउक्के, नवगं छक्कं च चउसु बिइयम्मि**
**अन्नयरम्सि अन्नयरा, विय वेयणीय गोएसु ॥९॥**

ગાથાર્થ:—દ્વિતીય દર્શનાવરણમાં ૯–૬ અને ૪ માં ૯ સંક્રમે, તથા ૬ પ્રકૃતિયો ૪ માં સંક્રમે માટે સંક્રમસ્થાન બે છે, ને ત્રણ પતદ્ગ્રહ સ્થાન છે. વેદનીય અને ગોત્રમાં બધ્યમાન કોઇ પણ પ્રકૃતિમાં અબધ્યમાન કોઇ પણ પ્રકૃતિ સંક્રમે માટે સંક્રમ વા પતદ્ગ્રહ સ્થાન એકેકજ છે.

ટીકાર્થ:—દ્વિતીય દર્શનાવરણીય કર્મમાં ૯–૬–૪ એ ત્રણ સ્થાનોમાં ૯ નું એક સ્થાન સંક્રમે, ૪ ના એક સ્થાનમાં ૬ નું એક સ્થાન સંક્રમે, તે કારણથી અહિં ૯ અને ૬ એ બે સંક્રમસ્થાન છે. તથા ૯–૬–૪ એ ત્રણ પતદ્ગ્રહ સ્થાનો છે. ૯ ના પતદ્ગ્રહસ્થાનમાં મિથ્યાત્વ અને સાસ્વાદન ગુણસ્થાનવાળા તથા નવવિધ દર્શનાવરણના બન્ધક જીવો ૯ ના સ્થાનને પણ સંક્રમાવે છે. આ ૯ નું

પતદ્ગ્રહ સ્થાન સાદ્યાદિ ચાર પ્રકારે છે, અર્થાત્ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એ ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે—મિશ્રાદિ ગુણસ્થાનોમાં ૯ ના પતદ્ગ્રહપણાનો અભાવ છે, ત્યાંથી પડતાં પુનઃ પતદ્ગ્રહતા પ્રાપ્ત થાય છે, માટે એ ૯ નું પતદ્ગ્રહ સ્થાન સાદિ, તત્સ્થાનાપ્રાપ્ત જીવોને અનાદિ, અને અભવ્યભવ્યા પેક્ષાએ ધ્રુવાધ્રુવ છે. તથા મિશ્રગુણસ્થાનથી અપૂર્વકરણના અસંખ્યાતમા ભાગ સુધી નવવિધ દર્શનાવરણીયની સત્તાવાળા અને છ દર્શનાવરણીયના બન્ધક જીવો ૬ ના એકસ્થાનમાં ૯ નું એક સ્થાન સંક્રમાવે છે. આ ૬ પ્રકૃતિરૂપ સ્થાનનો પતદ્ગ્રહ કદાચિત્ હોવાથી સાદિ અધ્રુવ વ છે. તથા અપૂર્વકરણના સંખ્યાતમે ભાગે નિદ્રાપ્રચલાનો બંધવિચ્છેદ થયે છતે, ત્યાંથી આગળ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનના અન્તિમ સમય સુધી ઉપશમશ્રેણીમાં નવવિધ દર્શનાવરણીયના બન્ધક જીવો ૪ માં ૯ ને સંક્રમાવે છે. આ ચતુષ્કરૂપપતદ્ગ્રહ પણ કદાચિત્ હોવાથી સાદિ અધ્રુવ છે. તથા નવ (૯) ના સ્થાનનો સંક્રમ ચાર પ્રકારનો છે તે આ પ્રમાણે—સૂક્ષ્મસંપરાયથી ઉપરાંત ઉપશાંતમોહમાં ૯ ના સંક્રમનો અભાવ છે, ને ત્યાંથી પડતાં પુનઃ ૯ નો સંક્રમ પ્રારંભાય છે માટે સાદિ, પુનઃ તત્સ્થાનાપ્રાપ્ત જીવની અપેક્ષાએ અનાદિ, અને અભવ્ય ભવ્યની અપેક્ષાએ સાદિ અધ્રુવ છે.

પુનઃ ક્ષપકશ્રેણિમાં અનિવૃત્તિકરણકાળના સંખ્યાતભાગ વ્યતીત થતાં એક સંખ્યાતમોભાગ શેષ રહે ત્યારે સ્ત્યાનર્દ્ધિત્રિકના ક્ષયથી આગળ સૂક્ષ્મસંપરાયના અન્તિમસમય સુધી છ દર્શનાવરણીયની સત્તાવાળા અને ચક્ષુદર્શનાવરણાદિ ચાર દર્શનાવરણીયના બન્ધક જીવો તે ૪ દર્શનાવરણમાં ૬ નું સ્થાન સંક્રમાવે છે. આ ૬ નો સંક્રમ અને ૪ નો પતદ્ગ્રહ પણ કદાચિત્ હોવાથી સાદિ અધ્રુવ છે. અહિંથી આગળ દર્શનાવરણીયનો સંક્રમ કે પતદ્ગ્રહ કાંઇ પણ થાય નહિ.

હવે વેદનીય તથા ગોત્રમાં સંક્રમ પતદ્ગ્રહનાં સ્થાન દર્શાવાય

છે—अन्नयरस्स ઇત્યાદિ=વેદનીય અને ગોત્રની કોઇપણ બધ્યમાન પ્રકૃતિમાં કોઇ પણ અબધ્યમાન પ્રકૃતિ સંક્રમે છે, તે કારણથી જે પ્રકૃતિ જ્યાં સંક્રમે તે તેનું પતદ્ગ્રહસ્થાન, અને બીજું વ્યતિરિક્ત પ્રકૃતિ તે સંક્રમસ્થાન કહેવાય. ત્યાં મિથ્યાદ્રષ્ટિથી પ્રારંભીને યાવત્ સૂક્ષ્મસંપરાય પર્યન્તના શાતાવેદનીયના બન્ધકને અને શાતા અશાતાની સત્તાવાળા જીવોને શાતાવેદનીય એ પતદ્ગ્રહસ્થાન, અને અશાતાવેદનીય એ સંક્રમસ્થાન છે. તથા મિથ્યાદ્રષ્ટિથી યાવત્ પ્રમત્તગુણસ્થાન પર્યન્તના અશાતા વેદનીયના બન્ધક અને શાતા અશાતાની સત્તાવાળાજીવોને અશાતા એ પતદ્ગ્રહસ્થાન છે. અને શાતા એ સંક્રમસ્થાન છે. આ શાતા અને અશાતારૂપ સંક્રમ અને પતદ્ગ્રહ વારંવાર પરાવર્તમાનપણે બન્ધાતા હોવાથી सादि अध्रुव ભાંગે છે.

તથા મિથ્યાદ્રષ્ટિથી સૂક્ષ્મસંપરાય સુધીના ઉચ્ચ ગોત્રના બન્ધક અને ઉચ્ચ નીચ ગોત્રની સત્તાવાળા જીવોને ઉચ્ચગોત્ર એ પતદ્ગ્રહસ્થાન છે. અને નીચગોત્ર એ સંક્રમસ્થાન છે. તથા પ્રથમ અને દ્વિતીય ગુણસ્થાનવર્તિ નીચગોત્રના બન્ધક અને ઉચ્ચ નીચની સત્તાવાળા જીવોને નીચગોત્ર એ પતદ્ગ્રહસ્થાન છે અને ઉચ્ચગોત્ર એ સંક્રમસ્થાન છે. આ ઉચ્ચ નીચ ગોત્રરૂપ બે પતદ્ગ્રહસ્થાનો અને બે સંક્રમસ્થાનો તે પરાવર્તમાન હોવાથી सादि अध्रुव છે.

હવે મોહનીયનાં સંક્રમ પતદ્ગ્રહસ્થાન કહેવાનો અવસર છે. ત્યાં પ્રથમ [1]સંક્રમાસંક્રમસ્થાન કયાં છે તે અનુક્રમે દર્શાવે છે.

## મૂળ ગાથા ૧૦ મી.

**अट्ठचउरहियवीसं, सत्तरसं सोलसं च पन्नरसं**
**वज्जिय संकमठाणाइं, होंति तेवीसइं मोहे ॥१०॥**

---

૧ મોહનીયનાં સંક્રમસ્થાન એકથી અઠ્ઠાવીસ પર્યન્ત સર્વ (સંક્રમસ્થાન) છે ? કે ૨૮ સુધીમાં કેટલાએક સંક્રમને અપ્રાયોગ્ય પણ છે ? તે દર્શાવે છે.

ગાથાર્થઃ—૨૮-૨૪-૧૭-૧૬-૧૫ એ પાંચ સ્થાનો વર્જીને શેષ ૨૭-૨૬-૨૫-૨૩-૨૨-૨૧-૨૦-૧૯-૧૮-૧૪ વિગેરે ૧ પર્યંત ૨૩ સત્તાસ્થાનો મોહનીયના સંક્રમમાં હોય.

**ટીકાર્થઃ**—આઠઅધિક વીશ અને ચારઅધિક વીશ એટલે અઠ્ઠાવીશ ને ચોવીશ તથા સત્તર, સોળ ને પંદર એ પાંચ સ્થાનો વર્જીને શેષ ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪ ૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૫-૨૬-૨૭ એ ત્રેવીશ સંક્રમસ્થાનો મોહનીયકર્મમાં છે.

એ મોહનીયનાં ૨૩ સંક્રમસ્થાનો આ પ્રમાણે છે—

૨૮ ની સત્તાવાળા મિથ્યાદષ્ટિ જીવને મિથ્યાત્વ તે સમ્યકત્વ અને મિશ્રનું પતદ્ગ્રહ છે. એ હેતુથી મિથ્યાત્વ સિવાયની શેષ ૨૭ પ્રકૃતિયો સંક્રમે છે, ત્યાં ચારિત્રમોહનીયની ૨૫ પ્રકૃતિયો પરસ્પર સંક્રમે છે, અને સમ્યકત્વ તથા મિશ્ર મિથ્યાત્વમાં સંક્રમે છે. તથા સમ્યકત્વની ઉદ્વલના થયે છતે ૨૭ ની સત્તાવાળા મિથ્યાદષ્ટિ જીવને મિથ્યાત્વ તે મિશ્રનું પતદ્ગ્રહ છે, માટે મિથ્યાત્વ સિવાયની શેષ ૨૬ પ્રકૃતિયો સંક્રમપણે વર્તે છે. મિશ્રની પણ ઉદ્વલના થયે છતે ૨૬ ની સત્તાવાળો મિથ્યાદષ્ટિજીવ ૨૫ પ્રકૃતિયો સંક્રમાવે છે. અથવા અનાદિ મિથ્યાદષ્ટિજીવ જે ૨૬ ની સત્તાવાળો છે તે પણ ૨૫ પ્રકૃતિયોને સંક્રમાવે છે, કારણ કે મિથ્યાત્વના સંક્રમનો અભાવ છે ને મિથ્યાત્વમોહનીય તે ચારિત્રમોહનીયમાં સંક્રમે નહિ, કારણ કે દર્શનમોહનીય ને ચારિત્ર મોહનીય એ બેનો પરસ્પર સંક્રમ હોય નહિ.

અથવા ૨૮ ની સત્તાવાળા ઉપશમસમ્યગ્દષ્ટિ જીવને સમ્યકત્વ પ્રાપ્તિથી એક આવલિકા ઉપર વર્તતાં ( વ્યતીત થતાં )-સમ્યકત્વમાં મિથ્યાત્વ અને મિશ્રનો સંક્રમ થાય છે. તે કારણથી તે સમ્યકત્વ પતદ્ગ્રહ છે માટે તેને બાદ કરતાં શેષ ૨૭ પ્રકૃતિયો સંક્રમ પ્રાપ્ત છે.

, તથા તેજ ૨૮ ની સત્તાવાળા ઉપશમસમ્યગ્દષ્ટિજીવને પ્રથમ

આવલિકામાં વર્તતાં મિશ્રમોહનીય સમ્યક્ત્વમાં સંક્રમે નહિ, કારણ કે સમ્યક્ત્વાનુગત વિશુદ્ધિના પ્રભાવથી મિથ્યાત્વનાં પુદ્ગલોજ મિશ્રરૂપ પરિણામાંતરને પ્રાપ્ત થયેલાં છે, અને અન્ય પ્રકૃતિરૂપપણે પરિણામ પમાડવું એજ સંક્રમ છે, પુનઃ સંક્રમાવલિકાગત પુદ્ગલો સર્વ કરણને અસાધ્ય હોવાથી સમ્યક્ત્વલાભની પ્રથમ આવલિકામાં વર્તતાં મિશ્રમોહનીય તે સમ્યક્ત્વમાં ન સંક્રમે, પરંતુ માત્ર એક મિથ્યાત્વજ સંક્રમે છે. માટે મિશ્રમોહનીય બાદ કરતાં શેષ ૨૬ પ્રકૃતિનો સંક્રમ થાય છે.

તથા મોહનીયના સંક્રમમાં ૨૪ ના સ્થાનનો અભાવ છે. કારણ કે ૨૪ ની સત્તાવાળો સમ્યગ્દૃષ્ટિ જીવ મિથ્યાત્વને પ્રાપ્ત થતાં જો કે પુનઃ અનંતાનુબંધિ બાંધે છે; તો પણ તે બાંધેલા અનંતાનુબંધિની સત્તા હોતે છતે પણ અનંતાનુબંધિને સંક્રમાવતો નથી. કારણ કે બન્ધાવલિકાગત પુદ્ગલો સર્વકરણને અસાધ્ય છે, અને મિથ્યાત્વ તે મિશ્રનું અને સમ્યક્ત્વનું પતદ્ગ્રહ છે, માટે મિથ્યાત્વ ને અનંતાનુબંધિ ૪ એ ૫ પ્રકૃતિ બાદ કરતાં શેષ ૨૩ નેજ સંક્રમાવે છે.

તથા [1]એ જીવને જો મિથ્યાત્વ ક્ષય થયેલું હોય તો ૨૨ પ્રકૃતિને સંક્રમાવે છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્તતા ઉપશમસમ્યગ્દૃષ્ટિજીવને ચારિત્રમોહનીયનું અન્તરકરણ કર્યે છતે સંજ્વલન લોભનો પણ સંક્રમ થતો નથી. કારણ કે "અન્તરકરણ કર્યે છતે પુરૂષવેદ, અને સંજ્વલનચતુષ્કનો આનુપૂર્વીએજ સંક્રમ થાય છે" એ વચન છે, અને અનંતાનુબન્ધિ ચતુષ્ક તો વિસંયોજીત વા ઉપશમિત હોવાથી સંક્રમપ્રાપ્ત થાય નહિ, અને સમ્યક્ત્વ તો મિથ્યાત્વ મિશ્રનું પતદ્ગ્રહ છે માટે સંજ્વલનલોભ, અનંતાનુબંધિચતુષ્ક, અને સમ્યક્ત્વ એ ૬ પ્રકૃતિયોને ૨૮ માંથી બાદ કરતાં શેષ ૨૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય.

---

૧ અહિ "એ જીવને" કહેવાથી મિથ્યાત્વીને ગ્રહણ ન કરવો, પરંતુ ૨૪ ની સત્તાવાળો સમ્યગ્દૃષ્ટિ જીવ જાણવો.

તથા ઉપશમશ્રેણિમાં વર્તતા એજ ઉપશમસમ્યગ્દૃષ્ટિ જીવને નપુંસકવેદ ઉપશાન્ત થતાં ૨૧ નો સંક્રમ થાય છે.—અથવા ૨૨ ની સત્તાવાળાને સમ્યકત્વનો સંક્રમ કોઇ પણ પ્રકૃતિમાં નહિ હોવાથી ૨૧ પ્રકૃતિયોનોજ સંક્રમ થાય છે.—અથવા ક્ષપકશ્રેણિમાં વર્તતા ક્ષપકજીવને જ્યાં સુધી આઠે કષાયો ક્ષય થયા નથી ત્યાં સુધી ૨૧ પ્રકૃતિયોનોજ સંક્રમ થાય છે.

તથા ઉપશમસમ્યગ્દૃષ્ટિ સંબંધિ પૂર્વે કહેલી સંક્રમ પ્રાપ્ત ૨૧ પ્રકૃતિયોમાંથી સ્ત્રીવેદ ઉપશાન્ત થતાં ૨૦ પ્રકૃતિયોનો સંક્રમ થાય.—અથવા ઉપશમશ્રેણિગત ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને ચારિત્ર-મોહનીયનું અન્તરકરણ કર્યે છતે પૂર્વોક્ત રીતીએ સંજવલન લોભનો પણ સંક્રમ ન થાય, માટે તે બાદ કરતાં પણ શેષ ૨૦ પ્રકૃતિયોનોજ સંક્રમ થાય.

તથા એ ૨૦ પ્રકૃતિયોમાંથી નપુંસક વેદ ઉપશાન્ત થયે છતે ૧૯ પ્રકૃતિયોનો સંક્રમ થાય.

તથા એ ૧૯ પ્રકૃતિયોમાંથી સ્ત્રીવેદ ઉપશાન્ત થતાં ૧૮ પ્રકૃતિયોનો સંક્રમ થાય.

તથા એ ૨૦ પ્રકૃતિયોમાંથી ઉપશમશ્રેણિગત ઉપશમ સમ્યગ્દૃષ્ટિ જીવને ૬ નોકષાયનો ઉપશમ થતાં શેષ ૧૪ પ્રકૃતિયોનો સંક્રમ થાય.

તથા એ ૧૪ પ્રકૃતિયોમાંથી પુરૂષવેદ ઉપશાન્ત થતાં ૧૩ પ્રકૃતિયોનો સંક્રમ થાય.

તથા તેજ ક્ષપકને ચારિત્રમોહનીયનું અન્તરકરણ થયે છતે પૂર્વોક્ત રીતિએ સંજ્વલન લોભનો સંક્રમ ન હોય, તેથી એ ૧૩ પ્રકૃતિયોમાંથી સંજ્વલન લોભ બાદ કરતાં શેષ ૧૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય. અથવા ઉપશમશ્રેણિમાં વર્તતા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોક્ત ૧૮ પ્રકૃતિયોમાંથી ૬ નોકષાય ઉપશાન્ત થતાં શેષ ૧૨ પ્રકૃતિનો સંક્રમ થાય.

તથા એ ૧૨ માંથી પુરૂષવેદ ઉપશાન્ત થતાં ૧૧ પ્રકૃતિનો સંક્રમ થાય. અથવા ક્ષપકને પૂર્વોકત ૧૨ માંથી નપુંસક વેદ ક્ષીણ થયે છતે શેષ ૧૧ નો સંક્રમ થાય, અથવા ઉપશમ શ્રેણિમાં વર્તતા ઉપશમ સમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોકત ૧૩ માંથી અપ્રત્યા૦ ક્રોધ ને પ્રત્યા૦ ક્રોધ એ બે ઉપશાન્ત થતાં પણ શેષ ૧૧ પ્રકૃતિયોનો સંક્રમ પ્રાપ્ત થાય.

તથા ક્ષપકશ્રેણીવંત જીવ પૂર્વોકત ૧૧ માંથી સ્ત્રીવેદ ક્ષીણ થતાં ૧૦ પ્રકૃતિયોને સંક્રમાવે છે, અથવા ઉપશમશ્રેણીમાં વર્તતાં ઉપશમસમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોક્ત ૧૧ માંથી સંજ્વલન લોભનો ઉપશમ થાય ત્યારે શેષ ૧૦ પ્રકૃતિયોનો સંક્રમ હોય છે.

તથા ઉપશમશ્રેણિમાં વર્તતો ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ જીવ પૂર્વોકત ૧૧ માંથી અપ્રત્યા૦ ક્રોધ ને પ્રત્યા૦ ક્રોધ ઉપશાન્ત થતાં શેષ ૯ પ્રકૃતિયોને સંક્રમાવે છે.

તથા એજ જીવને સંજ્વલન ક્રોધ ઉપશાન્ત થતાં ૮ પ્રકૃતિનો સંક્રમ હોય છે. અથવા ઉપશમ શ્રેણીમાં વર્તતા ઉપશમસમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોકત ૧૦ પ્રકૃતિમાંથી અપ્રત્યા૦ માન, ને પ્રત્યા૦ માનનો ઉપશમ થતાં શેષ ૮ પ્રકૃતિનો સંક્રમ હોય છે.

તથા એજ જીવને સંજ્વલનમાન ઉપશાન્ત થતાં ૭ પ્રકૃતિનો સંક્રમ થાય છે.

તથા ઉપશમશ્રેણિમાં વર્તતા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોકત ૮ પ્રકૃતિમાંથી અપ્રત્યા૦ માન, પ્રત્યા૦ માન ઉપશાન્ત થતાં શેષ ૬ પ્રકૃતિયોનો સંક્રમ હોય છે.

તથા એજ જીવને સંજ્વલનમાન ઉપશાન્ત થતાં ૫ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્તતા ઉપશમ સમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોકત ૭ પ્રકૃતિમાંથી અપ્રત્યા૦ માયા અને પ્રત્યા૦ માયા ઉપશાન્ત થતાં શેષ ૫ પ્રકૃતિયોનો સંક્રમ હોય છે.

તથા એજ જીવને સંજ્વલન માયા ઉપશાન્ત થતાં ૪ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે. અથવા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ ક્ષપક જીવને પૂર્વોક્ત ૧૦ પ્રકૃતિમાંથી ૬ નોકષાયનો ક્ષય થતાં શેષ ૪ પ્રકૃતિનો સંક્રમ થાય છે.

તથા એજ જીવને પુરૂષવેદનો ક્ષય થતાં ૩ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્તતા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોક્ત ૫ પ્રકૃતિમાંથી અપ્રત્યા૦ માયા, પ્રત્યા૦ માયાનો ઉપશમ થતાં શેષ ૩ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે.

તથા એજ જીવને સંજ્વલન માયા ઉપશાન્ત થતાં ૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે. અથવા ઉપશમ શ્રેણિમાં વર્તતા ઉપશમ સમ્યગ્દૃષ્ટિ જીવને પૂર્વોક્ત ૪ પ્રકૃતિમાંથી અપ્રત્યા૦ લોભ, પ્રત્યા૦ લોભ એ બે ઉપશાન્ત થતાં શેષ ૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે. અથવા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ ક્ષપક જીવને પૂર્વોક્ત ૩ પ્રકૃતિમાંથી સંજ્વલન ક્રોધનો ક્ષય થતાં ૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે.

તથા એજ જીવને સંજ્વલનમાનનો ક્ષય થતાં શેષ ૧ પ્રકૃતિનો સંક્રમ થાય છે.

આ પ્રમાણે સંક્રમસ્થાનોની પ્રાપ્તિ વિચારતાં ૨૮–૨૪–૧૭ ૧૬–૧૫ એ ૫ સંક્રમસ્થાનો પ્રાપ્ત થતાં નથી. તે માટે એ ૫ સ્થાનોનો નિષેધ કરાય છે. ને એ ૫ નો નિષેધ થતાં શેષ ૨૩ સંક્રમ સ્થાનો જ છે તે પૂર્વોક્ત પ્રકારે જાણવાં.

એ સંક્રમસ્થાનોમાં ૨૫ પ્રકૃત્યાત્મક તૃતીય સંક્રમસ્થાન સાદિ, અનાદિ, ધ્રુવ ને અધ્રુવ એ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—૨૮ મોહનીયની સત્તાવાળા જીવને સમ્યક્ત્વ ને મિશ્ર એ બેની ઉદ્વલના થતાં [1]સાદિ, અનાદિમિથ્યાદૃષ્ટિજીવની અપેક્ષાએ અનાદિ, અભવ્યની અપેક્ષાએ ધ્રુવ, અને ભવ્યની અપેક્ષાએ અધ્રુવ છે.

૧ સમ્યક્ત્વ અને મિશ્રની ઉદ્વલના થવાથી ત્રણે દર્શનમોહનીયનો સંક્રમ બંધ પડે છે તે સમયે ૨૫ નું સ્થાન સાદિ ભાગે હોય છે.

તથા શેષ ચોવીશાદિક ૨૨ સંક્રમસ્થાનો કદાચિત્ પ્રાપ્તિવાળાં હોવાથી સાદિ અધ્રુવ છે.

એ પ્રમાણે મોહનીયમાં સંક્રમસ્થાન અને [1]અસંક્રમસ્થાનની પ્રરૂપણા કરીને પતદ્ગ્રહ અને અપતદ્ગ્રહસ્થાનોની પ્રરૂપણા કરે છે.

મૂળ ગાથા ૧૧ મી.

**सोलस बारसगट्ठग, वीसग तेवीसगाइगे छच्च ।**
**वज्जिय मोहस्स पडि–ग्गहा उ अट्ठारस हवंति ॥११॥**

**ગાથાર્થ:**—૧૬, ૧૨, ૮, ૨૦ અને ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮ એ છ મલીને ૧૦ સ્થાનો રહિત શેષ ૧૮ પતદ્ગ્રહસ્થાનો મોહનીય કર્મનાં છે.

**ટીકાર્થ:**—૧૬, ૧૨, ૮, ૨૦ અને ત્રેવીશાદિક છ તે ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮ એ દશ સ્થાનો સિવાયનાં શેષ ૧–૨–૩–૪–૫–૬–૭–૯–૧૦–૧૧–૧૩–૧૪–૧૫–૧૭–૧૮–૧૯–૨૧–૨૨ એ અઢાર પતદ્ગ્રહસ્થાનો છે. ત્યા કયા પતદ્ગ્રહસ્થાનમાં કઇકઇ પ્રકૃતિયો સંક્રમે છે તે કહેવાય છે.

૨૮ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને મિથ્યાત્વ તે સમ્યકત્વ ને મિશ્રનું પતદ્ગ્રહ છે, માટે મિથ્યાત્વ સિવાયની શેષ ૨૭ પ્રકૃતિયો મિથ્યાત્વ, ૧૬ કષાય, ૧ વેદ, ભય, કુચ્છા, ને કોઇ પણ એક યુગલ, એ ૨૨ પ્રકૃતિયોમાં સંક્રમે છે[2]—તથા સમ્યકત્વની ઉદ્વલના થતાં ૨૭ ની સત્તાવાળા એજ મિથ્યાદૃષ્ટિજીવને મિથ્યાત્વ તે મિશ્રનું પતદ્ગ્રહ છે. માટે તે મિથ્યાત્વ બાદ કરતાં શેષ ૨૬ પ્રકૃતિયો પૂર્વોકત ૨૨ પ્રકૃતિયોમાં સંક્રમે છે.

---

૧. ૨૮–૨૪–૧૭–૧૬–૬ એ પાંચ સ્થાનો તે અસંક્રમસ્થાનો પૂર્વે કહ્યાં છે.
૨. તે સમયે ૨૨ પ્રકૃત્યાત્મક પ્રથમ પતદ્ગ્રહસ્થાન પ્રાપ્ત થાય છે.

તથા મિશ્રની ઉદ્વલના કર્યે છતે ૨૬ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને મિથ્યાત્વમાં કોઇ પણ પ્રકૃતિ સંક્રમતી નથી, તેથી તે કોઇનું પતદ્ગ્રહ નથી, માટે પૂર્વોક્ત ૨૨ ના પતદ્ગ્રહમાંથી મિથ્યાત્વ બાદ કરતાં શેષ ૨૧ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં ૨૫ પ્રકૃતિયો સંક્રમે છે.—અથવા અનાદિ મિથ્યાદૃષ્ટિ જે ૨૬ ની સત્તાવાળા અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવને મિથ્યાત્વનો કયાંય પણ સંક્રમ થતો નથી, તેમજ તેમાં બીજી કોઇ પ્રકૃતિ પણ સંક્રમતી નથી, માટે આધારાધેય ભાવરહિત મિથ્યાત્વને બાદ કરતાં શેષ ૨૫ પ્રકૃતિયો પૂર્વોક્ત ૨૧ પ્રકૃતિયોમાં સંક્રમે છે.

તથા ૨૪ ની સત્તાવાળો જીવ મિથ્યાત્વને પ્રાપ્ત થયો છતે જો કે મિથ્યાત્વરૂપ હેતુથી પુનઃ અનંતાનુબંધિને બાંધે છે, તો પણ બન્ધાવલિકા સર્વ કરણને અસાધ્ય હોવાથી તે સત્તાપ્રાપ્ત થયેલા એવા પણ અનંતાનુબંધિને અન્યત્ર સંક્રમાવે નહિ. અને મિથ્યાત્વ તે સમ્યક્ત્વ અને મિશ્રનું પતદ્ગ્રહ છે, માટે અનંતાનુબંધિ ચતુષ્ક ને મિથ્યાત્વ એ પાંચ પ્રકૃતિ રહિત શેષ ૨૩ પ્રકૃતિયો પૂર્વોક્ત ૨૨ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહ સ્થાનમાં સંક્રમે.

એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ જીવના ૨૨ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહ સ્થાનમાં ૨૦–૨૬–૨૩ એ ત્રણ સંક્રમસ્થાનો છે. અને ૨૧ ના પતદ્ગ્રહ સ્થાનમાં ૨૫ પ્રકૃત્યાત્મક એક સંક્રમસ્થાન છે. શેષ સંક્રમ વા પતદ્ગ્રહસ્થાન મિથ્યાદૃષ્ટિને સંભવે નહિ.

તથા સાસ્વાદનસમ્યક્ત્વવંત જીવને વિશુદ્ધ દૃષ્ટિપણાનો અભાવ હોવાથી ત્રણે દર્શનમોહનીયના સંક્રમનો અભાવ છે. તેથી સાસ્વાદનીને સર્વદા ૨૧ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં ૨૫ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે.

તથા મિશ્રસમ્યકદૃષ્ટિ જીવને પણ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિપણાનો

અભાવ હોવાથી ત્રણદર્શનમોહનીયનો સંક્રમ થાય નહિ. તેથી ૨૮ વા ૨૭ ની સત્તાવાળા મિશ્રદૃષ્ટિજીવને ૨૧ ના પતદ્ગ્રહમાં ૨૫ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા ૨૪ ની સત્તાવાળા મિશ્રસમ્યગ્દષ્ટિને તો ત્રણ દર્શનમોહનીય સિવાયની જે ૨૧ પ્રકૃતિયો, તે ૧૨ કષાય, પુરૂષવેદ, ભય, કુચ્છા, અને કોઇ એક યુગલ એ ૧૭ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં સંક્રમે છે.

એ પ્રમાણે સાસ્વાદન તથા મિશ્રદૃષ્ટિજીવને ૨૧ તથા ૧૭ રૂપ પતદ્ગ્રહસ્થાનો કહીને હવે અવિરતિ, દેશવિરતિ, પ્રમત્ત અને અપ્રમત્ત એ ચાર ગુણસ્થાનવાળા જીવોને સંક્રમસ્થાનોની તુલ્યતા હોવાથી એ ચારેનાં પતદ્ગ્રહસ્થાનો એક સાથે ( ચારેનાં ભેળાં ) કહેવાય છે.

તે અવિરત ઉપશમસમ્યગ્દષ્ટિ જીવોને સમ્યકત્વ પ્રાપ્તિના પ્રથમ સમયથી એક આવલિકા સુધી સમ્યકત્વ અને મિશ્રને પતદ્ગ્રહતાજ હોય છે, પરંતુ સંક્રમ હોતો નથી. તેથી શેષ ૨૬ પ્રકૃતિયો અવિરત ઉપશમસમ્યગ્દષ્ટિને ૧૨ કષાય, પુરૂષવેદ, ભય, કુચ્છા, કોઇ એક યુગલ, સમ્યકત્વ ને મિથ્યાત્વ એ ૧૯ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં સંક્રમે છે.

તથા દેશવિરતોપશમસમ્યક્દૃષ્ટિજીવોને એ ૨૬ પ્રકૃતિયો પ્રત્યા૦ ૪, સંજ્વ૦ ૪, પુંવેદ, ભય, કુચ્છા, કોઇએક યુગલ, સમ્યક્ત્વ, ને મિશ્ર એ ૧૫ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં સંક્રમે છે.

તથા પ્રમત્તાપ્રમત્તોપશમસમ્યગ્દષ્ટિ જીવોને પૂર્વોક્ત ૨૬ પ્રકૃતિયો સંજ્વલન ૪, પુંવેદ, ભય, કુચ્છા, એક યુગલ, સમ્યકત્વ, ને મિશ્ર એ ૧૧ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં સંક્રમે છે.

તથા એજ અવિરતોપશમસમ્યગ્દષ્ટયાદિ જીવોને સમ્યકત્વપ્રાપ્તિની પ્રથમ આવલિકા વ્યતીત થતાં દ્વિતીયાદિ આવલિયોમાં

મિશ્રમોહનીય સંક્રમરૂપ ને પતદ્ગ્રહરૂપ પણ થાય છે. તેથી ૨૭ પ્રકૃતિયો પૂર્વોક્ત ૧૯–૧૫ ને ૧૧ રૂપ પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમે છે.

તથા એજ અવિરતાદિ જીવોને અનન્તાનુબન્ધિની ઉદ્વલના સંપૂર્ણ થયે છતે ૨૪ ની સત્તાવાળા ક્ષયોપશમસમ્યગ્દૃષ્ટિ જીવોને સમ્યક્ત્વ એ પતદ્ગ્રહ છે, તેથી શેષ ૨૩ પ્રકૃતિયો પૂર્વોકત ત્રણે પતદ્ગ્રહમાં સંક્રમે છે.

તદનંતર મિથ્યાત્વનો ક્ષય થતાં મિશ્રને પતદ્ગ્રહપણું, અને મિથ્યાત્વને સંક્રમપણું પ્રાપ્ત થતું નથી. માટે શેષ ૨૨ પ્રકૃતિયો અવિરત, દેશવિરત, અને સંયતને અનુક્રમે ૧૮–૧૪–ને ૧૦ રૂપ પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમે છે.

તદનંતર મિશ્રમોહનીયનો ક્ષય થતાં [1]સમ્યકત્વને સંક્રમપણું અને પતદ્ગ્રહપણું નથી, તેથી ૨૧ પ્રકૃતિયો અવિરત, દેશવિરત ને સંયતને અનુક્રમે ૧૭–૧૩–ને ૯ રૂપ ત્રણ પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમે છે.

હવે ઉપશમશ્રેણિમાં વર્તતા ઉપશમસમ્યગ્યદૃષ્ટિ જીવનો સંક્રમને આશ્રયિ પતદ્ગ્રહવિધિ કહેવાય છે.

ચોવીશની સત્તાવાળા જીવને જે સમ્યકત્વ તે મિથ્યાત્વ ને મિશ્રનું પતદ્ગ્રહ છે. તેથી તે સમ્યકત્વ બાદ કરતાં શેષ ૨૩ પ્રકૃતિયો, તે પુંવેદ, સંજ્વલન ચતુષ્ક; સમ્યકત્વ, ને મિશ્ર એ ૭ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં સંક્રમે છે—તથા ઉપશમશ્રેણિમાં વર્તતાં એજ

૧ આ સ્થાને કર્મપ્રકૃતિ ટીકામાં **सम्यग्मिथ्यात्वस्य नापि संक्रमो नापि पतद्ग्रह** એવો પાઠ છે તે સમીચીન નથી, તે કોઈ લિખિત દોષથી લખાયો હશે, માટે એ સ્થાને **सम्यक्त्वस्य** પાઠ હોય તોજ ચાલુ અધિકારમાં ઉપયોગી થાય અન્યથા નહિ. માટે મેં પણ ભાષાંતરમાં **सम्यक्त्वस्य** પાઠને અનુસારે અર્થ કર્યો છે. પંચસંગ્રહમાં પણ **सम्यक्त्वस्य** પાઠ દેખવાંમાં આવ્યો છે.

જીવને અન્તરકરણ કર્યે છતે સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી, તેથી તે સંજ્વલન લોભને બાદ કરતાં શેષ ૨૨ પ્રકૃતિયો પૂર્વોક્ત ૭ પતદ્ગ્રહસ્થાનમાં સંક્રમે છે—તથા એજ જીવને નપુંસકવેદ ઉપશાન્ત થતાં ૨૧ પ્રકૃતિયો, (૭ ના પતદ્ગ્રહમાં)—તદનંતર સ્ત્રીવેદ ઉપશાન્ત થતાં ૨૦ પ્રકૃતિયો ૭ ના પતદ્ગ્રહમાં સંક્રમે છે.

તદનંતર પુરૂષવેદની પ્રથમ સ્થિતિ સમયોન બે આવલિકા શેષ રહ્યે છતે " दुसु आवलियासु पढम, ठिईसु सेसासु उवेय वेओ " (અર્થાત્ પ્રથમ સ્થિતિની બે આવલિકા બાકી રહયે છતે વેદ પણ પતદ્ગ્રહ ન થાય). એ સૂત્રને અનુસારે પુરૂષવેદ પતદ્ગ્રહ થાય નહિ, તેથી પૂર્વોક્ત ૭ પ્રકૃતિમાંથી પુરૂષવેદ બાદ કરતાં શેષ ૬ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહસ્થાનમાં પૂર્વોક્ત ૨૦ પ્રકૃતિયો સંક્રમે છે–તદનંતર ૬ નોકષાય ઉપશાન્ત થતાં શેષ ૧૪ પ્રકૃતિયો પૂર્વોક્ત ૬ ના પતદ્ગ્રહસ્થાનમાં સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે.–તદનંતર પુરૂષવેદ ઉપશાન્ત થતાં શેષ ૧૩ પ્રકૃતિયો ૬ ના પતદ્ગ્રહમાં અન્તર્મુહૂર્ત સુધી સંક્રમે છે.

તદનંતર સંજ્વલન ક્રોધની પ્રથમ સ્થિતિ સમયોન ત્રણ આવલિકા બાકી રહેતાં સંજ્વલન ક્રોધ પણ तिसु आवलियासु समऊणियासु अपडिग्गहा उ संजलणा (ત્રણ આવલિકા શેષ રહેતાં સંજ્વલન કષાય અપતદ્ગ્રહ થાય છે.) એ સૂત્રને અનુસારે પતદ્ગ્રહ થતો નથી. તેથી પૂર્વોક્ત ૬ ના પતદ્ગ્રહમાંથી સં૦ક્રોધ બાદ કરતાં શેષ-૫ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહમાં પૂર્વોક્ત ૧૩ પ્રકૃતિયો સંક્રમે છે.–તદનંતર અપ્રત્યા૦ક્રોધ ને પ્રત્યા૦ક્રોધ ઉપશાન્ત થતાં શેષ ૧૧ પ્રકૃતિયો ૫ ના પતદ્ગ્રહસ્થાનમાં સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે.—તથા સંજ્વલન ક્રોધ ઉપશાન્ત થતાં શેષ ૧૦ પ્રકૃતિયો તેજ ૫ ના પતદ્ગ્રહસ્થાનમાં અન્તર્મુહૂર્ત સુધી સંક્રમે છે.

તદનંતર સંજ્વ૦ માનની પ્રથમ સ્થિતિ સમયોન ત્રણ આવલિકા

શેષ રહેતાં સં૦ માન પણ પતદ્ગ્રહ થાય નહિ.તેથી પૂર્વોક્ત ૫ માંથી સં૦ માન બાદ કરતાં શેષ ૪ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં એજ ૧૦ પ્રકૃતિયો સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે–તદનંતર અપ્રત્યા૦ માન, પ્રત્યા૦માન, ઉપશાન્ત થયે શેષ ૮ પ્રકૃતિયો તેજ ૪ ના પતદ્ગ્રહમાં સંક્રમે છે–તદનંતર સં૦માન ઉપશાંત થતાં શેષ ૭ પ્રકૃતિયો ૪ ના પતદ્ગ્રહમાં અન્તર્મુહુર્ત સુધી સંક્રમે છે.

તદનંતર સંજ્વલનમાયાની પ્રથમ સ્થિતિ સમયોન ૩ આવલિકા શેષ રહેતાં સં૦ માયા પણ પતદ્ગ્રહ ન થાય. તેથી પૂર્વોક્ત ૪ માંથી સં૦ માયા બાદ કરતાં શેષ ૩ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં પૂર્વોક્ત ૭ પ્રકૃતિયો સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે. તદનંતર અપ્રત્યા૦ માયા ને પ્રત્યા૦ માયા ઉપશાન્ત થતાં શેષ ૫ પ્રકૃતિયો ૭ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે. તદનંતર સં૦ માયા ઉપશાન્ત થયે છતે શેષ ૪ પ્રકૃતિયો ૩ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં અન્તર્મુહૂર્ત સુધી સંક્રમે છે. તદનંતર અનિવૃત્તિ ગુણસ્થાનકના અન્ત્યસમયે અપ્રત્યા૦ લોભ ને પ્રત્યા૦ લોભ ઉપશાન્ત થતાં શેષ મિથ્યાત્વ ને મિશ્ર એ ૨ પ્રકૃતિયો દર્શનમોહનીય ને ચારિત્ર મોહનીયના પરસ્પર સંક્રમાભાવથી સંજ્વલન લોભમાં સંક્રમે નહિ. તેથી તે લોભને પણ પતદ્ગ્રહ નહિ હોવાથી એ પ્રકૃતિયોમાંજ સંક્રમે છે. ત્યાં મિથ્યાત્વ તે મિશ્રમાં ને સમ્યક્ત્વમાં સંક્રમે છે. અને મિશ્ર તે સમ્યક્ત્વમાં સંક્રમે છે.

અનંતાનુબંધિ-ચતુષ્ક અને દર્શન મોહનીયત્રિકરૂપ ૭ પ્રકૃતિયો ક્ષય થયે છતે ૨૧ ની સત્તાવાળો ક્ષાયિકસમ્યગ્દષ્ટિ જીવ ઉપશમશ્રેણિને અંગીકાર કરે છે, તેને અન્તર્મુહુર્ત પર્યન્ત પુરૂષવેદ ને સંજ્વલન ચતુષ્કરૂપ ૫ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહસ્થાનમાં તે ૨૧ પ્રકૃતિયો સંક્રમે છે. તદનંતર અન્તરકરણ કર્યે છતે સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી, તેથી તે ૨૧ માંથી સંજ્વલન લોભ બાદ કરતાં શેષ ૨૦ પ્રકૃતિયો પૂર્વોક્ત ૫ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં સંક્રમે

છે; તે પણ અન્તર્મુહુર્ત કાળ પર્યન્ત સંક્રમે છે. તદનંતર નપુંસક વેદ ઉપશાન્ત થતાં અન્તર્મુહુર્ત પર્યન્ત ૧૯ પ્રકૃતિયો, અને સ્ત્રી વેદ ઉપશાન્ત થતાં શેષ ૧૮ પ્રકૃતિયો પૂર્વોક્ત ૫ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં અન્તર્મુહુર્ત સુધી સંક્રમે છે.

તદનંતર પુરૂષવેદની પ્રથમસ્થિતિ સમયોન બે આવલિકા શેષ રહેતાં પુરૂષવેદ પતદ્ગ્રહ થતો નથી, તેથી પૂર્વોક્ત ૫ ના પતદ્ગ્રહમાંથી પુરૂષવેદ બાદ કરતાં શેષ ૪ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં તેજ ૧૮ પ્રકૃતિયો સંક્રમે છે. તદનંતર ૬ નોકષાય ઉપશાન્ત થતાં શેષ ૧૨ પ્રકૃતિયો તેજ ૪ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે. તદનંતર પુરૂષવેદ ઉપશાન્ત થતાં શેષ ૧૧ પ્રકૃતિયો તેજ પતદ્ગ્રહમાં અન્તર્મુહુર્ત પર્યન્ત સંક્રમે છે.

તદનંતર સંજ્વલન ક્રોધની પ્રથમ સ્થિતિ સમયોન ૩ આવલિકા શેષ રહે છતે સં૦ ક્રોધ બાદ કરતાં શેષ ૩ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં એજ ૧૧ પ્રકૃતિયો સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે. તદનંતર અપ્રત્યા૦ ક્રોધ ને પ્રત્યા૦ક્રોધ ઉપશાન્ત થતાં શેષ ૯ પ્રકૃતિયો એજ ૩ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે. તદનંતર સં૦ ક્રોધ ઉપશાન્ત થતાં શેષ ૮ પ્રકૃતિયો એજ પતદ્ગ્રહમાં અન્તર્મુહુર્ત સુધી સંક્રમે છે.

તદનંતર સંજ્વલનમાનની પ્રથમ સ્થિતિ સમયોન ૩ આવલિકા શેષ રહેતાં સં૦ માન પણ પતદ્ગ્રહ થાય નહિ. તેથી પૂર્વોક્ત ૩ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાંથી સં૦ માન બાદ કરતાં શેષ ૨ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં એજ ૮ પ્રકૃતિયો સમયોન બે આવલિકા પર્યન્ત સંક્રમે છે. તદનંતર અપ્રત્યા૦ માન ને પ્રત્યા૦ માન ઉપશાન્ત થતાં શેષ ૬ પ્રકૃતિયો સમયોન બે આવલિકા સુધી પૂર્વોક્ત ૨ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં સંક્રમે છે. તદનંતર સં૦ માન ઉપશાન્ત થતાં ૫ પ્રકૃતિયો એજ ૨ પ્રકૃતિના પતદ્ગ્રહમાં અન્તર્મુહુર્ત પર્યન્ત સંક્રમે છે.

તદનંતર સંજ્વલન માયાની પ્રથમ સ્થિતિ સમયોન ૩ આવલિકા શેષ રહેતાં સં૦ માયા પણ પતદ્ગ્રહ ન થાય તેથી પૂર્વોક્ત ૨ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાંથી સં૦ માયા બાદ કરતાં શેષ ( સં૦ લોભરૂપ ) ૧ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં એજ ૫ પ્રકૃતિયો સમયોન બે આવલિકા પર્યંત સંક્રમે છે, તદનંતર અપ્રત્યા૦માયા અને પ્રત્યા૦ માયા એ બે ઉપશાન્ત થતાં શેષ ૩ પ્રકૃતિયો તેજ ૧ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ( સંજ્વલન લોભમાં ) સમયોન બે આવલિકા પર્યન્ત સંક્રમે છે.—તદનંતર સંજ્વલન માયા ઉપશાન્ત થતાં શેષ બે પ્રકૃતિયો ( મધ્યમ ૨ લોભ ) એજ ૧ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં અન્તર્મુહૂર્તકાળ પર્યન્ત સંક્રમે છે.—તદનંતર અનિવૃત્તિ ગુણસ્થાનના અન્ત્ય સમયે તે બે પ્રકૃતિયો પણ ઉપશાન્ત થતાં કોઇ પણ પ્રકૃતિ કોઇ પ્રકૃતિમાં સંક્રમે નહિં.

એ પ્રમાણે ઉપશમ શ્રેણિમાં વર્તતા ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિજીવને આશ્રયિ આ સંક્રમ પતદ્ગ્રહ વિધિ કહ્યો. ને હવે ક્ષપક શ્રેણિમાં વર્તતા ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ જીવને આશ્રયિ સંક્રમ પતદ્ગ્રહ વિધિ કહેવાય છે.

૨૧ ની સત્તાવાળો ક્ષાયિકસમ્યકત્વી જીવ ક્ષપક શ્રેણિને અંગીકાર કરે છે, તેને અનિવૃત્તિ ગુણસ્થાને પુરૂષવેદ ને સંજ્વલન ૪ રૂપ ૫ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહમાં તે ૨૧ પ્રકૃતિયો સંક્રમે છે.—તદનંતર મધ્યના ૮ કષાયનો ક્ષય થતાં ૧૩ પ્રકૃતિયો અન્તર્મુહૂર્તકાળપર્યન્ત એજ ૫ ના પતદ્ગ્રહમાં સંક્રમે છે.—તદનંતર અન્તરકરણ કર્યે છતે સંજ્વલન લોભનો સંક્રમ થાય નહિ તેથી શેષ ૧૨ પ્રકૃતિયો પણ એજ ૫ ના પતદ્ગ્રહમાં અન્તર્મુહૂર્ત પર્યન્ત સંક્રમે છે.—તદનંતર નપુંસકવેદ ક્ષય થતાં ૧૧ પ્રકૃતિયો, અને સ્ત્રીવેદ ક્ષય થતાં ૧૦ પ્રકૃતિયો એજ ૫ ના પતદ્ગ્રહમાં અન્તર્મુહૂર્તપર્યન્ત સંક્રમે છે.

તદનંતર પુરૂષવેદની પ્રથમ સ્થિતિ સમયોન બે આવલિકા માત્ર શેષ રહેતાં પુરૂષવેદ પતદ્ગ્રહ ન થાય. તેથી ૫ ના પતદ્ગ્રહ-

માંથી પુરૂષવેદ બાદ કરતાં શેષ ૪ પ્રકૃતિયોરૂપ પતદ્ગ્રહમાં એજ ૧૦ પ્રકૃતિયો સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે.—તદનંતર ૬ નોકષાય ઉપશાન્ત થતાં શેષ ૪ પ્રકૃતિયો ૪ ના પતદ્ગ્રહમાં સંક્રમે છે.

તદનંતર પુરૂષવેદનો ક્ષય થતાં સંજ્વલન ક્રોધને પણ પતદ્ગ્રહતા ન હોય, તેથી ૪ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાંથી સં૦ ક્રોધ બાદ કરતાં શેષ ૩ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૩[1] પ્રકૃતિયો અન્તર્મુહૂર્તકાળપર્યન્ત સંક્રમે છે.

તદનંતર સમયોન બે આવલિકા સંપૂર્ણ થતાં સં૦ ક્રોધનો પણ ક્ષય થાય ને માનની પતદ્ગ્રહતાનો અભાવ થાય છે, તેથી શેષ ૨ પ્રકૃતિયોમાં બે પ્રકૃતિયોજ અન્તર્મુહુર્તકાળ પર્યન્ત સંક્રમે છે.

તદનંતર સમયોન બે આવલિકાએ સં૦ માનનો પણ ક્ષય થાય, ને તેજ સમયે સંજ્વ૦માયાની પતદ્ગ્રહતાનો પણ અભાવ થાય, તેથી સંજ્વ૦ લોભરૂપ એકજ પ્રકૃતિમાં સંજ્વ૦ માયારૂપ એકજ પ્રકૃતિ અન્તર્મુહુર્તકાળ પર્યન્ત સંક્રમે છે. તદનંતર બે આવલિકાએ સં૦ માયા પણ ક્ષય થાય છે ત્યાંથી આગળ કોઇ પ્રકૃતિ કોઈમાં પણ સંક્રમે નહિ.

હવે પૂર્વોક્ત પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમસ્થાનોને સંકલનાપૂર્વક દર્શાવે છે.

### મૂળ ગાથા ૧૨ મી.

**छव्वीस सत्त वीसाण, संकमो होइ चउसु ठाणेसु**
**बावीस पन्नर सगे, एक्कारस इगुणवीसाए ॥१२॥**

૧ પૂર્વોક્ત ૪ પ્રકૃતિમાંથી પુરૂષવેદનો સંક્રમ બાદ કરતાં શેષ ૩ પ્રકૃતિયો ( સં૦ ક્રો૦–માન–માયા ) સંક્રમે છે.

ગાથાર્થ:—૨૩-૧૫-૧૧-૧૯ એ ચાર પતદ્ગ્રહસ્થાનોમાં ૨૬-૧૭ એ બે સંક્રમસ્થાનો ( પ્રત્યેકમાં ) હોય છે. ત્યાં મિથ્યા દૃષ્ટિને ૨૨ માં, દેશવિરતને ૧૫ માં, પ્રમત્તાપ્રમત્તને ૧૧ માં, અને અવિરતસમ્યગ્દૃષ્ટિને ૧૯ ના પતદ્ગ્રહસ્થાનમાં ૨૬-૨૭ નો સંક્રમ હોય છે.

ટીકાર્થ:—ગાથાર્થવત્

## મૂળ ગાથા ૧૩ મી.

**सत्तरस एकवीसासु, संकमो होइ पन्नवीसाए**
**नियमा चउसु गईसु, नियमा दिट्ठीकए तिविहे॥१३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—૧૭-૨૧ ના પતદ્ગ્રહમાં ૨૫ નો સંક્રમ છે. ત્યાં ૧૭ માં મિશ્રદૃષ્ટિને અને ૨૧ માં મિથ્યાદૃષ્ટિને તથા સાસ્વાદનીને સંક્રમ હોય છે. આ ૧૭-૨૧ માં ૨૫ નો સંક્રમ નિશ્ચયથી ચારે ગતિના જીવોમાં હોય છે. પુનઃ સાસ્વાદનીને જે ૧૭-૨૧ માં ૨૫ નો સંક્રમ તે નિશ્ચયતઃ ત્રણ દર્શન મોહનીય ( ત્રિપુંજ ) [1]કર્યે છતેજ જાણવો. અને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાને તો ૨૧ માં ૨૫ નો સંક્રમ અનાદિ મિથ્યાદૃષ્ટિને [2]પણ હોય છે.

---

૧ અહિં " કર્યે છતે " એ શબ્દનો ભાવાર્થ પૂર્વપ્રતિપન્ન સત્તારૂપે જાણવો. પરંતુ પ્રત્યુત્પન્ન સત્તાભાવે નહિ. અર્થાત્ કર્યે છતે=સત્તા હોતેજ ઇતિ ભાવઃ

૨ અહિં " પણ " કહેવાથી સમ્યકત્વ, મિશ્રની ઉદ્વલના કરેલા એ ૨૩ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિને પણ ૨૧ માં ૨૫ નો સંક્રમ હોય છે.

### મૂળગાથા ૧૪ મી.

**बावीस पन्नरसगे, सत्तग एक्कारसि गुणवीसासु**
**तेवीसाए नियमा, पंचवि पंचिंदिएसु भवे ॥१४॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્.

ટીકાર્થ:—૨૨-૧૫-૭-૧૧-૧૯ એ પાંચ પતદ્ગ્રહમાં ૨૩ નો સંક્રમ થાય છે. ત્યાં ૨૨ માં મિથ્યાદૃષ્ટિને, ૧૫ માં દેશવિરતિને, ૭માં [1]ઉપશમોપશમકને, ૧૧ માં પ્રમત્તાપ્રમત્તને, અને ૧૯ માં અવિરતસમ્યક્ત્વીને ( ૨૩ નો સંક્રમ ) થાય છે. આ પાંચ પતદ્ગ્રહસ્થાનો પંચેંદ્રિયોમાંજ હોય છે.

### મૂળગાથા ૧૫ મી.

**चोद्दसग दसग सत्तग–अट्ठारसगे य होइ बावीसा**
**नियमा मणुयगईए, नियमा दिट्ठीकए दुविहे ॥१५॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્.

ટીકાર્થ:—૧૪-૧૦-૭-૧૮ એ ચાર પતદ્ગ્રહસ્થાનોમાં ૨૨ પ્રકૃતિયો સંક્રમ યોગ્ય હોય છે. ત્યાં ૧૪ માં દેશવિરતિને, ૧૦ માં પ્રમત્તાપ્રમત્તને, ૭ માં ઉપશમોપશમકને અને ૧૮ માં અવિરતસમ્યક્ત્વીને ૨૨ પ્રકૃતિયો સંક્રમપ્રાયોગ્ય છે. આ ૨૨ પ્રકૃતિયોનો સંક્રમ મનુષ્યગતિમાં જ હોય છે, ને તે પણ સમ્યક્ત્વ તથા મિશ્ર એ બે દર્શનમોહનીયની સત્તાવાળા જીવનેજ.

### મૂળગાથા ૧૬ મી.

**तेरसग नवग सत्तग–सत्तरस पणग एक्कवीसासु**
**एक्कावीसा संकमइ, सुद्धसासाण मीसेसु ॥१६॥**

---

૧ ઉપશમોપશમક=ઉપશમશ્રેણિમાં વર્તતો ઉપશમસમ્યગ્દૃષ્ટિ જીવ.

ગાથાર્થ:—અવિરતસમ્યગ્દ્રષ્ટયાદિ જીવો, સાસ્વાદની, તથા મિશ્રસમ્યગ્દ્રષ્ટિ જીવો ૧૩-૯-૭-૧૭-૫-૨૧ એ ૬ પતદ્ગ્રહસ્થાનોમાં ૨૧ પ્રકૃતિયોને સંક્રમાવે છે.

ટીકાર્થ:—૧૩-૯-૭-૧૭-૫-૨૧ એ ૬ પતદ્ગ્રહસ્થાનોમાં ૨૧ પ્રકૃતિયો સંક્રમે છે. કયા જીવોમાં સંક્રમે છે? તે કહે છે. [1]शुद्ध सासादन मिश्रेषु=ત્યાં શુદ્ધ એટલે અવિરતસમ્યગ્દ્રષ્ટયાદિ વિશુદ્ધદ્રષ્ટિવાળાં જીવો: તથા સાસાદન એટલે સાસ્વાદની અને મિશ્રેષુ=મિશ્રદ્રષ્ટિ જીવોમાં ૨૧ નો સંક્રમ પ્રાપ્ત થાય. ત્યાં દેશ વિરતિને ૧૩ ના પતદ્ગ્રહમાં, પ્રમત્તાપ્રમત્તને ૯ ના પતદ્ગ્રહમાં, ઉપશમોપશમકને ૭ માં, અવિરતસમ્યકત્વીને અને મિશ્રદ્રષ્ટિને ૧૭ માં, ક્ષાયિકોપશમકને વા ક્ષપકશ્રેણિવાળાને ૫ માં, અને સાસ્વાદનીને ૨૧ ના પતદ્ગ્રહમાં ૨૧ નો સંક્રમ હોય છે. અહિં જે આચાર્યો ઉપશમશ્રેણિથી પડતાં મિથ્યાત્વાભિમુખ થયેલા ૨૪ ની સત્તાવાળા જીવોને મિથ્યાત્વાભિમુખતા એજ સાસ્વાદન એમ માને છે, તેઓને મતે સાસ્વાદન સંબંધિ ૨૧ ના પતદ્ગ્રહમાં ૨૧ પ્રકૃતિયોનો સંક્રમ કહ્યો છે. અન્યથા પુનઃ અનંતાનુબન્ધિના ઉદય સહિત સાસ્વાદની જીવને તો ૨૧ ના પતદ્ગ્રહમાં ૨૫ પ્રકૃતિયોજ સંક્રમે છે. તે પૂર્વે કહ્યું છે (૧૧ મી ગાથામાં કહ્યું છે).

## મૂળગાથા ૧૭ મી.

**एत्तो अविसेसा सं-कमंति उवसामगे व खवगे वा**
**उवसामगेसु वीसा, य सत्तगे छक्क पणगेय ॥१७॥**

---

૧ મૂળ ગાથામાં કહેલા જીવભેદ અનુક્રમે નથી પરન્તુ અનનુક્રમે છે, એમાં चद्धपुट्ठे ઇત્યાદિવત્ સૂત્રરચનાની વિચિત્રતા સિવાય અન્ય કોઇ હેતુ સંભવે નહિ. સૂત્રરચના તે પૂર્વાનુપૂર્વીએ, પશ્ચાનુપૂર્વીએ અને અનાનુપૂર્વીએ પણ થઇ શકે છે.

ગાથાર્થઃ—ટીકાર્થવત્

ટીકાર્થ:—અહિંથી આગળના અવિશેષે સત્તર સંક્રમસ્થાનો ઉપશમક વા ક્ષપકમાં પ્રાપ્ત થાય છે. ત્યાં ૭–૬–૫ એ ત્રણ પતદ્ગ્રહમાં સંક્રમયોગ્ય ૨૦ પ્રકૃતિયો ઉપશમક જીવ સંક્રમાવે છે. તે આ પ્રમાણે—ઉપશમોપશમક જીવને ૭–૬ એ બે પતદ્ગ્રહમાં, અને ક્ષપકોપશમકજીવને ૫ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૨૦ પ્રકૃતિયો સંક્રમે છે.

## મૂળગાથા ૧૮ મી

**पंचसु एगुणवीसा, अट्ठारस पंचमे चउक्के य**
**चउदस छसु पगईसु, तेरसगं छक्क पणगंमि ॥१८॥**

ગાથાર્થ:—૫ માં ૧૯, ૫–૪ માં ૧૮, ૬ માં ૧૪, ને ૬–૫ માં ૧૩ પ્રકૃતિયો સંક્રમે છે.

ટીકાર્થ:—ક્ષાયિકોપશમકજીવ ૫ ના પતદ્ગ્રહમાં ૧૯, તથા એજ જીવ ૫–૪ એ બે પતદ્ગ્રહમાં ૧૮, તથા ઉપશમોપશમક જીવ ૬ ના પતદ્ગ્રહમાં ૧૪, તથા એજ જીવ ૬ ના પતદ્ગ્રહમાં ૧૩, તથા ક્ષપકશ્રેણિવંત જીવ ૫ ના પતદ્ગ્રહમાં ૧૩ પ્રકૃતિયો સંક્રમાવે છે.

## મૂળગાથા ૧૯ મી.

**पंचचउक्के बारस, एक्कारस पंचगे तिग चउक्के**
**दसगं चउक्क पणगे, नवगं च तिगंमि बोधव्वं ॥१९॥**

ગાથાર્થ:—૫–૪ માં ૧૨, ૫–૩–૪ માં ૧૧, ૪–૫ માં ને ૩ ના પતદ્ગ્રહમાં ૯ પ્રકૃતિયો સંક્રમે છે એમ જાણવું.

ટીકાર્થ:—૫–૪ માં ૧૨ સંક્રમે છે. ત્યાં ક્ષપકશ્રેણિમાં ૫ ના

પતદ્ગ્રહમાં ૧૨, અને ક્ષપકોપશમક જીવને ૪ ના પતદ્ગ્રહમાં ૧૨ પ્રકૃતિયો સંક્રમે, તથા ૫-૩-૪ માં ૧૧ સંક્રમે, ત્યાં ઉપશમોપશમકને તથા ક્ષાયિક ક્ષપકને ૫ માં, અને ક્ષાયિકોપશમકને ૩-૪ માં ૧૧ નો સંક્રમ હોય, તથા ઉપશમોપશમક ને ક્ષપકશ્રેણિવંત એ એ જીવને ૪-૫ માં ૧૦ પ્રકૃતિયો સંક્રમે, તથા ક્ષાયિકોપશમકને ૩ માં ૯ નો સંક્રમ હોય છે.

### મૂળગાથા ૨૦ મી.

**अट्ठ दुग तिग चउक्के, सत्त चउक्के तिगे य बोधव्वा**
**छक्कं दुगं ति नियमा, पंच तिगे एक्कग दुगे य ॥२०॥**

ગાથાર્થ:—૨-૩-૪ માં ૮, ૩-૪ માં ૭, ૨ માં ૬, અને ૩-૧-૨ પતદ્ગ્રહમાં ૫ પ્રકૃતિયો સંક્રમે છે. ને ૩-૧-૨ માં ૫ સંક્રમે છે.

**ટીકાર્થ**:—૨-૩-૪ રૂપ ૩ પતદ્ગ્રહસ્થાનોમાં ૮ પ્રકૃતિયો સંક્રમે છે. ત્યાં ક્ષાયિકોપશમક જીવને ૨-૩ માં, અને ઉપશમોપશમકને ૪ માં ૮ નો સંક્રમ હોય છે. તથા ૩-૪ માં ૭ નો સંક્રમ હોય છે ત્યાં ઉપશમોપશમક જીવનેજ ૩-૪ માં ૭ નો સંક્રમ હોય છે. તથા ક્ષાયિકોપશમક જીવને ૨ માં ૬ નો સંક્રમ હોય છે. તથા ૩-૧-૨ માં ૫ નો સંક્રમ હોય ત્યાં ઉપશમોપશમક જીવને ૩ માં; અને ક્ષાયિકોપશમક જીવને ૨-૧ માં ૫ નો સંક્રમ હોય છે.

### મૂળગાથા ૨૧ મી.

**चत्तारि तिग चउक्के, तिन्नि तिगे एक्कगे य बोधव्वा**
**दो दुसु एक्काए विय, एक्का एक्काए बोधव्वा ॥२१॥**

ગાથાર્થ:—૩-૪ માં૪, ૩-૧ માં ૩, ૨-૧ માં ૨, ને ૧ માં ૧ નો સંક્રમ જાણવો.

ટીકાર્થ:—૩-૪ માં ૪ નો સંક્રમ હોય છે ત્યાં ઉપશમોપશમકને ૩ માં અને ક્ષપકશ્રેણિવંતને ૪ માં ૪ નો સંક્રમ હોય છે. તથા ૩-૧ માં ૩ નો સંક્રમ હોય છે ત્યાં ક્ષપક શ્રેણિવંતને ૩ માં, અને ક્ષાયિકોપશમકને ૧ માં ૩ નો સંક્રમ હોય છે. તથા ૨-૧ માં ૨ નો સંક્રમ હોય છે, ત્યાં એના પતદ્ગ્રહમાં ૧ નો સંક્રમ ક્ષપકશ્રેણિવંતને અને ઉપશમોપશમક જીવને પણ હોય છે, અને ક્ષાયિકોપશમકજીવને ૧ માં ૨ નો સંક્રમ હોય છે. તથા ૧ માં ૧ નો સંક્રમ તો ક્ષપકશ્રેણિવંતનેજ હોય છે. આ પતદ્ગ્રહોમાં સંક્રમસ્થાનોની સંકલના પૂર્વે કહી છે, અને વિસ્તારથી જાણવાને માટે પટ્ટકાદિમાં ( યંત્રસ્થાપનામાં ) વિસ્તારીને જાણવું.

## मोहनीयना संक्रमपतद्ग्रहनी स्थापना.

| પતદ્ગ્રહસ્થાનની | પ્રકૃતિયોમાં | સંક્રમસ્થાનની | પ્રકૃતિયો સંક્રમે | સ્વામિ સ્થાન અને કાળ |
|---|---|---|---|---|
| ૨૨ | ૧૬કષા૦-વેદ ૧-ભ-કુ-યુ૦ ૨-મિથ્યા૦ | ૨૭ | ૧૬ ક૦-૯ નોક૦-સ૦-મિશ્ર | ૨૮ સત્તાકમિથ્યાદૃષ્ટિ |
| ૨૨ | ,, ,, ,, ,, ,, ,, | ૨૬ | ,, ,, — ,, | ૨૭ સત્તાક ,, |
| ૨૨ | ,, ,, ,, ,, ,, ,, | ૨૩ | ૧૨ ક૦ ,, સ૦ ,, | અનંતા૦ની પ્રથમ બંધાવલિકાએ વર્તતા જીવને |
| ૨૧ | ,, ,, ,, ,, ,, — | ૨૫ | ૧૬ ક૦ ,, — — | ૨૬ સત્તાકમિથ્યા૦ ( ઉદ્વલિતદર્શની વા અનાદિમિથ્યાદૃષ્ટિ ). |
| ૧૭ | ૧૨ કષા૦ પું૦,, ,, ,, — | ૨૫ | ૨૫ કષાય | ૨૪ સત્તાક મિશ્રસમ્યક્ત્વીને |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ | ૧૨ કષા૦ પું૦,, ,, ,, સ૦–મિશ્ર | ૨૬ | ૨૫ કષાય | મિથ્યા૦ | અવિરતોપશમદર્શનીને પ્રથમાવલિકાએ |
| ૧૫ | ૮ કષા૦ ,, ,, ,, ,, ,, ,, | ૨૬ | ,, | ,, | દેશવિરતોપશમદર્શનીને પ્રથમાવલિકામાં |
| ૧૧ | સં૦ ૪ ,, ,, ,, ,, ,, ,, | ૨૬ | ,, | ,, | પ્રમત્તોપશમદર્શનીને પ્રથમાવલિકામાં |
| ૧ | ૧૨ ક૦ ,, ,, ,, ,, ,, ,, | ૨૭ | ૨૫ કષાય | મિથ્યા૦–મિશ્ર૦ | અવિ૦ દેશ૦ પ્રમત્તાપ્રમત્તોપશમદર્શનીને પ્રથમાવલિકાનંતર |
| ૧૫ | ૮ ક૦ ,, ,, ,, ,, ,, ,, | ૨૭ | ,, | ,, ,, | ,, |
| ૧૧ | સં૦ ૪ ,, ,, ,, ,, ,, ,, | ૨૭ | ,, | ,, ,, | ,, |
| ૧૯ | ૧૨ ક૦ ,, ,, ,, ,, ,, ,, | ૨૩ | અન્ત્ય૧૨કષા૦–૯નોક૦,, | ,, | અવિ૦ દે૦ પ્રમત્તાપ્રમત્તોપશમદર્શનીને અનંતા૦ ની ઉદ્વલના પૂર્ણ થયે |
| ૧૫ | ૮ ક૦ ,, ,, ,, ,, ,, ,, | ,, | ,, | ,, ,, ,, | ,, |
| ૧૧ | સં૦ ૪ ,, ,, ,, ,, ,, ,, | ,, | ,, | ,, ,, ,, | ,, |
| ૧૮ | ૧૨ ક૦ ,, ,, ,, ,, ,, — | ૨૨ | ,, | ,, — ,, | ક્ષપિતમિથ્યાત્વાવિરત, દેશ૦ સર્વ૦ ને |
| ૧૪ | ૮ ક૦ ,, ,, ,, ,, ,, — | ,, | ,, | ,, — ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | સ૦ ૪ ,, — ,, ,, ,, ,, — | ,, | ,, ,, — ,, | ,, |
| ૧૭ | ૧૨ ક૦ ,, — ,, ,, ,, — — | ૨૧ | ,, ,, — — | ક્ષપિતમિશ્રાવિરત, દેશ૦ સર્વ૦ ને |
| ૧૩ | ૮ ક૦ ,, — ,, ,, ,, — — | ,, | ,, ,, — — | ,, |
| ૯ | ૪ સં૦ ,, — ,, ,, ,, — — | ,, | ,, ,, — — | ,, |

इति अश्रेणिगतजीवोनां संक्रमपतद्ग्रहस्थानो.

| | | | | |
|---|---|---|---|---|
| ૭ | ૪ સં૦ ,, — — — સ૦-મિશ્ર | ૨૩ | ,, ,, મિથ્યા૦-મિશ્ર૦ | ૨૪ સત્તાક ઉપશમોપશમક |
| | | ૨૨ | સ૦ લો૦ વિના ,, ,, ,, ૧૧ ક૦ | ,, ,, |
| | | ૨૧ | ,, નપું૦વિના ,, ,, ૮ નો૦ | ,, ,, |
| | | ૨૦ | ,, નપું૦સ્રીવિના ,, ,, ૭ નો | ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | સં૦ ૪–સ૦–મિશ્ર૦ | ૨૦ | અનં ૪-સં.લો.-નપું.–સ્ત્રી,–સમ્ય વિના | પુંવેદની પ્રથ૦ સ્થિ૦ સમયોનાવલિકાદ્વિક શેષે. |
| ૬ | ,, ,, ,, | ૧૪ | અનં ૪–સં.લો. વિના ૧૧ કષા૦ } પું.–મિથ્યા.–મિશ્ર. | નોકષાયછક્કોપશાન્તે સમયોનાવલિકાદ્વિકપર્યન્ત |
| ૬ | ,, ,, ,, | ૧૩ | પું૦ વિના પૂર્વવત્ | પુંવેદોપશાન્તે અન્તર્મુ૦પર્યન્ત |
| ૫ | સં૦મા–મા૦–લો૦–સ૦–મિશ્ર. | ૧૩ | ,, ,, ,, | સં૦ ક્રો૦ ની પ્રથ૦ સ્થિ૦ સમયોનાવલિકાત્રિકશેષે |
| ૫ | ,, ,, ,, ,, ,, | ૧૧ | અનં૦૪–મધ્યક્રોધ ૨ સં૦લો૦–વિના ૯ કષાય } મિ.–મિ. | મધ્યમક્રોધદ્વિકોપશાન્તે સમયોનાવલિકાદ્વિકપર્યન્ત |
| ૫ | ,, ,, ,, ,, ,, | ૧૦ | અપ્ર૦માનાદિ ૩ પ્ર૦માનાદિ ૩ મિ૦ મિ૦ } સંજ્વ૦ મા. મા. | સં૦ ક્રોધોપશાન્તે, અન્તર્મુ૦પર્યન્ત |
| ૪ | — ,, ,, ,, ,, | ૧૦ | ,, ,, ,, ,, | સં૦ માનની પ્રથ૦ સ્થિ૦ સમયોનાવલિકાત્રિકશેષે, સમયોનાવલિકાદ્વિક પર્યન્ત |
| ૪ | = ,,– ,, ,, ,, | ૮ | અપ્ર૦માયાદિ ૨ પ્ર૦માયાદિ ૨ સં૦. મા૦–મા૦ } મિ૦ મિ૦ | મધ્યમાનોપશાન્તે અન્તર્મુ૦ પર્યન્ત |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | — | ,, | ,, | ,, | ,, | ૭ | સં. માન વિના પૂર્વવત્ | | ,, | ,, | સં૦માનોપશાન્તે અન્તર્મુ૦ પર્યન્ત |
| ૩ | — | — | ,, | ,, | ,, | ૭ | ,, | ,, | ,, | ,, | સમયોનાવ૦ દ્વિક પર્યન્ત |
| ૩ | — | — | ,, | ,, | ,, | ૫ | અપ્ર૦ લો૦ પ્ર૦ લો૦ | સં૦ માયા | ,, | ,, | સં૦માયાની પ્ર૦ સ્થિતિ સમયોના૦ત્રિકશેષે મધ્યમાયાદ્વિકોપશાન્તે-સમયોનાવ૦દ્વિક પર્યન્ત |
| ૩ | — | — | ,, | ,, | ,, | ૪ | ,, | — | ,, | ,, | સં૦માયા ઉપશાન્તથયે-અન્તમુ૦પર્યન્ત |
| ૨ | — | — | — | ,, | ,, | ૨ | — | — | ,, | ,, | ૯ મા ગુણસ્થાનના અન્ત્યસમયે ( મધ્ય-લોભદ્વિકોપશાન્તે ) |

( इति उपशमोपशमकजीवसत्कसंक्रमपतद्ग्रहविधि. )

अथ क्षायिकोपशमकजीवसत्कसंक्रमपतद्ग्रहविधि.

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | પુંવેદ-સં૦ ૪ | ૨૧ | ૧૨ક૦-૯નો૦ | ઉપશમ શ્રેણિમાં અન્તરકરણ પહેલાં-અન્તર્મુ૦ પર્યન્ત |
| ૫ | ,, ,, | ૨૦ | ૮મધ્યક૦-૩સં૦ક૦ ૯નોક૦ | અન્તરકરણે-અન્તર્મુ૦ પર્યન્ત |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ,, | ,, | | ૧૯ | ,, | ,, | ૮નોક૦ (નપુંવિના) | નપુંસકોપશાન્તે— ,, |
| ૫ | ,, | ,, | | ૧૮ | ,, | ,, | ૭નોક૦ (નપુંસ્ત્રીવિના) | સ્ત્રીવેદોપશાન્તે ,, |
| ૪ | — | ,, | | ૧૮ | ,, | ,, | ,, | પું૦ વેદની પ્ર૦સ્થિ૦ સમયોનાવલિકાદ્વિક શેષે |
| ૪ | — | ,, | | ૧૨ | ,, | ,, | પુંવેદ | નોક૦ ૬ ઉપશાન્તે–સમયોનાવલિકાદ્વિકપર્યન્ત |
| ૪ | — | ,, | | ૧૧ | ,, | ,, | — | પુરૂષવેદોપશાન્તે–અન્તર્મુહૂર્તપર્યન્ત |
| ૩ | સં૦માન–માયા–લોભ | | | ૧૧ | ,, | ,, | — | સં૦ક્રો૦ની પ્ર૦સ્થિ૦ સમયોના૦ત્રિકશેષે સમયોનાવ૦દ્વિક પર્યન્ત. |
| ૩ | ,, | ,, | ,, | ૯ | અપ્ર૦માનાદિ ૩ પ્ર૦માનાદિ ૩ } | | સં૦ક્રોધાદિ ૩ | મધ્યમક્રોધાદ્વિકોપશાન્તે–સમયોનાવ૦દ્વિક પર્યન્ત |
| ૩ | ,, | ,, | ,, | ૮ | ,, | | સં૦માન–માયા | સં૦ક્રોધોપશાન્તે૦અન્તર્મુ૦યાવત્ |

| | | | | |
|---|---|---|---|---|
| સં૦માનની પ્ર૦સ્થિ૦ સમયોનાવલિકાત્રિકશેષે સમયોનાવલિકાદ્વિકપર્યન્ત | ,, ,, ,, | ૮ | ,, ,, — | ૨ |
| મધ્યમાનદ્વિકોપશાન્તે—સમયોનાવલિકાદ્વિકપર્યંત | અપ્ર૦માનાદિ ૨ પ્ર૦માનાદિ ૨ } ,, ,, | ૬ | ,, ,, | ૨ |
| સં૦માનોપશાન્તે-અન્તમુ૦પર્યન્ત | ,, — ,, | ૫ | ,, ,, | ૨ |
| સં૦માયાની પ્ર૦સ્થિ૦ સમયોનાવ૦ત્રિકશેષે—સમયોનાવ૦દ્વિકપર્યંત | ,, ,, | ૫ | — ,, | ૧ |
| મધ્યમાયાદ્વિકોપશાન્તે—સમયોનાવ૦દ્વિકપર્યન્ત | અપ્ર૦ લો૦ પ્ર૦ લો૦ } ,, | ૩ | — ,, | ૧ |
| સં૦માયા ઉપશાન્તે—અન્તમુ૦પર્યન્ત | ,, — | ૨ | ,, | ૧ |

**मोहनीयकर्मनी क्षपकश्रेणिवंतने संक्रमपतद्ग्रहविधि.**

**स्थापना.**

| | | | | |
|---|---|---|---|---|
| અનિવૃત્તિ ગુણસ્થાને | ૧૨કષા૦ ૯નોક૦ | ૨૧ | પુંવેદ-સંજ્વ૦ ૪ | ૫ |
| ,, અન્તમુહૂર્તપર્યન્ત | સં૦૪ ,, | ૧૩ | ,, ,, | ૫ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫ | ” | ” | | ૧૨ | સં૦ક્રોધાદિ ૩ ” | અન્તરકરણમાં | ” |
| ૫ | ” | ” | | ૧૧ | ” ૮ નોક૦(નપું૦વિના) | નપું૦ ક્ષયે | ” |
| ૫ | ” | ” | | ૧૦ | ” ૭ નો૦(નપું૦સ્ત્રી૦વિના) | સ્ત્રી૦ ક્ષયે | |
| ૪ | — | ” | | ૧૦ | ” ” | પુંવેદની પ્ર૦સ્થિ૦ સમયોવલિકાદ્વિકશેષે–સમયોનાવલિકાદ્વકપર્યન્ત | |
| ૪ | | ” | | ૪ | ” પુંવેદ | નોક૦ ૬ ના ક્ષયે | |
| ૩ | સં૦ માન–માયા–લોભ | | | ૩ | ” — | પુરૂષવેદ ક્ષયે | અન્તર્મુ૦પર્યન્ત |
| ૨ | — | ” | ” | ૨ | સં૦ માન–માયા | સં૦ ક્રોધ ક્ષયે | ” |
| ૧ | | — | ” | ૧ | સં૦ માયા | સં૦ માન ક્ષયે | ” |

## અથ મોહનીયનાપતદ્ગ્રહમાં સંક્રમસ્થાનોની સંકલના.

| પત૦ માં | સંક્રમ | —સ્વામિ. | |
|---|---|---|---|
| ૨૨ | ૨૬–૨૭ | મિથ્યા૦ | |
| ૧૫ | ૨૬–૨૭ | દેશવિ૦ | |
| ૧૧ | ૨૬–૨૭ | પ્રમત્તાપ્ર૦ | |
| ૧૯ | ૨૬–૨૭ | અવિ૦ સ૦ | |
| ૧૭ | ૨૫ | મિથ્યા૦ | નિશ્ચયતઃ ચારેગતિમાં |
| ૨૧ | „ | મિથ્યા૦,સાસ્વા૦ | |
| ૨૨ | ૨૩ | મિથ્યા૦ | પંચેન્દ્રિયમાંજ |
| ૧૫ | „ | દેશવિ૦ | |
| ૭ | „ | ઉપશમોપશમક | |
| ૧૧ | „ | પ્રમત્તાપ્ર૦ | |
| ૧૯ | „ | અવિ૦ સ૦ | |
| ૧૪ | ૨૨ | દેશવિ૦ | મનુષ્યગતિમાંજ |
| ૧૦ | „ | પ્રમત્તાપ્ર૦ | |
| ૭ | „ | ઉપશમોપશમક | |
| ૧૮ | „ | અવિ૦ સ૦ | |
| ૧૩ | ૨૧ | દેશવિ૦ | |

| | | |
|---|---|---|
| ૯ | „ | પ્રમત્તાપ્ર૦ |
| ૭ | „ | ઉપશમોપ૦ |
| ૧૭ | „ | અવિ૦સમ્ય૦–મિશ્ર |
| ૫ | „ | ક્ષાયિકોપ૦–ક્ષપકશ્રે૦ |
| ૨૧ | „ | સાસ્વાદની |

અહિં સુધીનાં ૨૭ થી ૨૧ સુધીનાં ૬ સંક્રમસ્થાનો મિશ્ર (=શ્રેણિગત અશ્રેણિગતને પણ ) છે.

## अथ श्रेणिप्रायोग्यने.

| પત૦ માં | સંક્રમ — | સ્વામિ |
|---|---|---|
| ૭ | ૨૦ | ઉપશમોપ૦ |
| ૬ | „ | „ |
| ૫ | „ | ક્ષાયિકોપ૦ |
| ૫ | ૧૯ | „ |
| ૫ | ૧૮ | „ |
| ૪ | „ | „ |
| ૬ | ૧૪ | ઉપશમોપ૦ |
| ૬ | ૧૩ | „ |
| ૫ | „ | ક્ષપકશ્રેણિમાં |

| | | |
|---|---|---|
| ૫ | ૧૨ | ,, |
| ૪ | ,, | ક્ષાયિકોપ૦ |
| ૫ | ૧૧ | ઉપશમોપ૦ |
| ૩ | ,, | ક્ષાયિકોપ૦ |
| ૪ | ,, | ,, |
| ૪ | ૧૦ | ઉપશમોપ૦<br>ક્ષપક શ્રે૦ |
| ૫ | ,, | ,, |
| ૩ | ૯ | ક્ષાયિકોપ૦ |
| ૨ | ૮ | ,, |
| ૩ | ,, | ,, |
| ૪ | ,, | ઉપશમોપ૦ |
| ૩ | ૭ | ,, |
| ૪ | ,, | ,, |
| ૨ | ૬ | ક્ષાયિકોપ૦ |
| ૩ | ૫ | ઉપશમોપ૦ |
| ૧ | ,, | ક્ષાયિકોપ૦ |
| ૨ | ,, | ,, |
| ૩ | ૪ | ઉપશમોપ૦ |
| ૪ | ,, | ક્ષપક શ્રે૦ |

| | | |
|---|---|---|
| ૩ | ૩ | „ |
| ૧ | „ | ક્ષાયિકોપ૦ |
| ૨ | ૨ | ઉપશમોપ૦<br>ક્ષપક શ્રે૦ |
| ૧ | „ | ક્ષાયિકોપ૦ |
| ૧ | ૧ | ક્ષપક શ્રે૦ |

આ ૨૦ થી ૧ સુધીનાં ( ૧૭-૧૬-૧૫ વિનાનાં ) ૧૭ સંક્રમ સ્થાનો માત્ર શ્રેણિગત જીવોનેજ હોય છે.

હવે પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમસ્થાનોની સંકલના જાણવાનો ઉપાય દર્શાવે છે.

### મૂળગાથા ૨૨ મી.

**अणुपुव्वि अणाणुपुव्वि, झीण मझीणेण दिट्ठि मोहम्मि**
**उवसामगे य खवगे, य संकमे मग्गणोवाया ॥२२॥**

**ગાથાર્થઃ**—ટીકાર્થવત્.

**ટીકાર્થઃ**—પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમસ્થાનનો વિચાર જાણવાના આ ઉપાયો છે તે દર્શાવાય છે—શું આ સંક્રમસ્થાન સંક્રમમાં આનુપૂર્વીએ ઉપજે છે? કે અનાનુપૂર્વીએ ઉપજે છે? કે બન્ને પ્રકારે ઉપજે છે? તથા ક્ષીણદર્શનમોહનીયમાં? કે અક્ષીણદર્શનમોહનીયમાં? કે બન્ને પ્રકારમાં ઉપજે છે? તથા ઉપશમકમાં? કે ક્ષપકમાં? કે બન્નેમાં ઉપજે છે[1]?

---

૧ આ પતદ્ગ્રહમાં સંક્રમસ્થાનોને પ્રથમ એ રીતે કહેવાં કે ૧ થી યાવત્ ૨૭ સુધીનાં ૨૩ સ્થાનોને અનુક્રમે સ્થાપીને એકાદિ સંક્રમસ્થાનો કયા કયા પતદ્ગ્રહમાં હોય છે? અથવા ૨૭ થી ૧ સુધીનાં ૨૩ સંક્રમ-

એ પ્રમાણે મોહનીય કર્મનો સંક્રમ, પતદ્ગ્રહ વિધિ સવિસ્તર કહીને હવે નામકર્મનો સંક્રમ પ્રપતદ્ગ્રહ વિધિ કહેવાય છે. ત્યાં પ્રથમ નામકર્મનાં સંક્રમસ્થાનો કહે છે.

## મૂળ ગાથા ૨૩ મી.

**तिदुगेगसयं छप्पण, चउतिगनउई य इगुणनउइया**
**अट्ठचउदुगेक्कसीई, संकमा बारस य छट्ठे ॥ २३ ॥**

---

સ્થાનો કયા કયા પતદ્ગ્રહમાં હોય છે? તેની પૂર્વાનુપૂર્વીએ વા પશ્ચાનુપૂર્વીએ જે પ્રરૂપણા કરવી તે **आनुपूर्वी प्ररुपणा.** અને એવા અનુક્રમ રહિત સંક્રમસ્થાનોની અમુક અમુક પતદ્ગ્રહમાં પ્રાપ્તિ કહેવી તે **अनानुपूर्वीप्ररुपणा.** અને બન્ને પ્રકારે પ્રરૂપણા કરવી તે **उभयप्ररुपणा.** તથા ક્ષાયિકસમ્યકત્વીને કયાં કયાં સંક્રમસ્થાનો કયા કયા પતદ્ગ્રહમાં સંક્રમે? તેની જે પ્રરૂપણા તે ક્ષીણદર્શનમોહસત્કપ્રરૂપણા, એથી વિપરીત અક્ષીણદર્શનમોહસત્કપ્રરૂપણા અને ઉભય પ્રરૂપણા. એ પ્રમાણે ઉપશમશ્રેણિવંત જીવનાં કયાં સંક્રમસ્થાનો કયા પતદ્ગ્રહમાં સંક્રમે? તે ઉપશમકપ્રરૂપણા, ક્ષપકને આશ્રયિ ક્ષપકસત્કપ્રરૂપણા, અને ઉભયને આશ્રયિ ઉભયપ્રરૂપણા.

આ સિવાય પતદ્ગ્રહસ્થાનોની સંકલના જાણવી હોય તો પણ સંક્રમસ્થાનવત્ ૯ પ્રકારે સંકલના થાય છે.

અથવા એ નવે પ્રકારનો મેળ મેળવીને બનતા પ્રયત્ને અનુક્રમ કાઢવો. તે પણ સંકલના જાણવાનો ઉપાય છે.

શ્રી ગ્રંથકાર મહારાજે એ ૯ સંકલનામાંથી ૧૧ મી ગાથામાં અનાનુપૂર્વીએ સંક્રમસ્થાનો તથા પતદ્ગ્રહસ્થાનોની પરસ્પર પ્રાપ્તિ કહીને સ્વામિત્વનાં સંક્રમસ્થાનો કંઇક આનુપૂર્વીએ કહ્યાં છે, અને શેષ ઉપસંહારની ૧૨ થી ૨૧ મી ગાથા સુધીની ૧૦ ગાથાઓમાં સંક્રમસ્થાનો આનુપૂર્વીએ કહ્યાં છે. એમાં પતદ્ગ્રહ અને સ્વામિત્વ અનાનુપૂર્વીએ કહેવાયા છે (એક વસ્તુમાં અનુક્રમ કહેતાં બીજામાં અનનુક્રમજ કહેવાય. કારણ કે સર્વ અનુક્રમ સાથે સચવાય નહિ) અને શેષ સંકલનાઓ સ્વબુદ્ધિથી પટ્ટકપર સ્થાપના રૂપે વિસ્તારવાને ભલામણ આપી છે.

ગાથાર્થ:—૧૦૩—૧૦૨—૧૦૧—૯૬—૯૫—૯૪—૯૩—૯૧—૮૮—૮૪—૮૨—૮૧—એ પ્રમાણે છઠ્ઠા નામકર્મમાં ૧૨ સંક્રમસ્થાનો છે.

ટીકાર્થ:—છઠ્ઠા નામકર્મમાં ૧૨ સંક્રમસ્થાનો છે તે આ પ્રમાણે—૧૦૩—૧૦૨—૧૦૧—૯૬—૯૫—૯૪—૯૩—૯૧—૮૮—૮૪—૮૨—૮૧. ત્યાં નામકર્મની ૧૦૩ પ્રકૃતિયો છે તે આ પ્રમાણે—૪ ગતિ—૫ જાતિ—૫ શરીર—૫ સંઘાતન,—૧૫ બંધન—૬ સંસ્થાન—૬ સંઘયણ—૩ અંગોપાંગ—૫ વર્ણ—૨ ગન્ધ—૫ રસ—૮ સ્પર્શ—૪ આનુપૂર્વી—અગુરૂલઘુ—પરાઘાત—ઉપઘાત—ઉશ્વાસ—આતપ—ઉદ્યોત—૨ વિહાયોગતિ—નિર્માણ—તીર્થંકર—૧૦ ત્રસાદિ—૧૦ સ્થાવરાદિ એ ૧૦૩ પ્રકૃતિ, તથા જીન નામ સિવાયની ૧૦૨, અથવા યશ નામ સિવાયની ૧૦૨, જીનનામ ને યશ રહિત ૧૦૧, આહારકસપ્તક રહીત ૯૬, ને એજ જીનનામ સિવાયની ૯૫,—અથવા યશ રહિત ૯૫, તથા એજ ૯૬ માંથી જીન નામ, ને યશ વિના ૯૪ અથવા જીન નામ વિના જે ૯૫ છે તેમાંથી દેવદ્વિકની ઉદ્વલના થયે છતે ૯૩ અથવા નરકદ્વિક રહિત ૯૩ તથા ૧૦૩ માંથી નરકદ્વિક, તિર્યગ્દ્વિક, જાતિ ચતુષ્ક, સ્થા૦, સૂક્ષ્મ, સાધારણ, આતપ, ઉદ્યોત એ ૧૩ પ્રકૃતિનો ક્ષય થતાં યશ રહિત ૮૯, એજ જીનનામ રહિત ૮૮, તથા ૯૩ માંથી વૈક્રિયસપ્તક ને નરકદ્વિક ઉદ્વલિત થતાં શેષ ૮૪, તથા એજ મનુષ્યદ્વિક રહિત ૮૨, અથવા પૂર્વોક્ત ૯૬ પ્રકૃતિમાંથી ૧૩ પ્રકૃતિનો ક્ષય થતાં યશ રહિત ૮૨, તથા એજ તીર્થંકર રહિત ૮૧, એ પ્રમાણે નામકર્મમાં ૧૨ સંક્રમસ્થાનો કહ્યાં.

હવે नामकर्ममां पतद्ग्रहस्थानो કહે છે.

મૂળ ગાથા ૨૪ થી.

तेवीस पंचवीसा, छव्वीसा अट्ठवीस गुणतीसा।
तीसेगतीसएक्का, पडिग्गहा अट्ठ नामस्स ॥ २४ ॥

ગાથાર્થ:—૨૩-૨૫-૨૬-૨૮-૨૯-૩૦-૩૧-૧ એ નામ-નામમાં આઠ પતદ્ગ્રહસ્થાનો છે.

ટીકાર્થ:—ગાથાર્થવત્

હવે કઇ પ્રકૃતિયો ક્યાં સંક્રમે છે તે કહે છે.

### મૂળગાથા ૨૫ મી

**एक्कगदुगसय पणचउ, नउई ता तेरसूणिया वावि**
**परभवियबंधवोच्छेय, उपरि सेढीए एक्कस्स ॥२५॥**

ગાથાર્થ:—શ્રેણિગત જીવને પરભવ સંબંધિ ૩૦ પ્રકૃતિનો બંધવિચ્છેદ થયા બાદ એક યશનામમાં ૧૦૧-૧૦૨-૯૫-૯૪-૮૮-૮૯-૮૨-૮૧ એ આઠ પ્રકૃતિસ્થાનો સંક્રમે.

ટીકાર્થ:—પરભવમાં વેદવા યોગ્ય દેવગતિપ્રાયોગ્ય ૩૧ વિગેરેનો બંધવિચ્છેદ થયા બાદ ઉપશમ અને ક્ષપક એ બન્ને શ્રેણિમાં બધ્યમાન યશકીર્તિ રૂપ એકજ પ્રકૃતિમાં ૮ સંક્રમસ્થાનો સંક્રમે છે. તે આ પ્રમાણે—૧૦૧-૧૦૨-૯૫-૯૪ એજ અનંતરોક્ત ચાર સંક્રમસ્થાનો ૧૩ પ્રકૃતિ ન્યૂન કરતાં અનુક્રમે ૮૮-૮૯-૭૨-૮૧ એ ચાર સહિત આઠ સંક્રમસ્થાનો છે.

ત્યાં ૧૦૩ ની સત્તાવાળા જીવને બધ્યમાન યશ એ પતદ્ગ્રહ છે તે (યશ) બાદ કરતાં શેષ ૧૦૨ પ્રકૃતિયો યશપતદ્ગ્રહમાં સંક્રમે.

એ પ્રમાણે ૧૦૨ પ્રકૃતિની સત્તાવાળા જીવને ૧૦૧ પ્રકૃતિયો યશમાં સંક્રમે છે.

તથા ૯૬ ની સત્તાવાળા જીવને પણ યશ એ પતદ્ગ્રહ છે તેથી તેને બાદ કરતાં શેષ ૯૫ પ્રકૃતિયો યશમાં સંક્રમે છે.

એ પ્રમાણે ૯૫ના સત્તાવાળા જીવને ૯૪ પ્રકૃતિયો યશ પતદ્ગ્રહમાં સંક્રમે છે.

તથા ૧૦૩ ની સત્તાવાળા જીવને પૂર્વોક્ત નામકર્મની ૧૩ પ્રકૃતિયોનો ક્ષય થતાં યશ એ પતદ્ગ્રહ છે, માટે તેને બાદ કરતાં શેષ ૮૯ પ્રકૃતિયો યશપતદ્ગ્રહમાં સંક્રમે.

તથા ૧૦૨ ની સત્તાવાળા જીવને પૂર્વોક્ત નામકર્મની ૧૩ પ્રકૃતિયો ક્ષય થતાં અને યશપતદ્ગ્રહ બાદ કરતાં શેષ ૮૮ પ્રકૃતિયો યશપતદ્ગ્રહમાં સંક્રમે છે.

તથા ૯૬ ની સત્તાવાળા જીવને નામની ૧૩ પ્રકૃતિયો ક્ષય જતાં ૮૨ પ્રકૃતિયો યશમાં સંક્રમે છે.

તથા ૯૫ ની સત્તાવાળા જીવને ૧૩ પ્રકૃતિયોનો ક્ષય થતાં અને યશપતદ્ગ્રહ બાદ કરતાં શેષ ૮૧ પ્રકૃતિયો યશમાં સંક્રમે છે.

હવે ૩૧ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહમાં ચાર સંક્રમસ્થાનો છે તે કહે છે.

મૂળ ગાથા ૨૬ મી.

**तिगदुगसयं छ पंचग–नउई य जइस्स एगतीसाए**
**एगंतसेढिजोगे, वज्जिय तीसि गुणतीसासु ॥२६॥**

ગાથાર્થ—અપ્રમત્ત અને અપૂર્વકરણ ગુણસ્થાનવાળા યતિને ૩૧ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૧૦૩–૧૦૨–૯૬–૯૫ એ ચાર સ્થાનો સંક્રમે છે. તથા ૧૦૧–૯૪–૮૯–૮૮–૮૧ એ પાંચ એકાન્ત શ્રેણિયોગ્ય સંક્રમસ્થાનો સિવાયનાં શેષ સાત સંક્રમસ્થાનો ૩૦–૨૯ એ બે પતદ્ગ્રહમાં સંક્રમે છે.

**ટીકાર્થ**:—અપ્રમત્ત અને અપૂર્વકરણે વર્ત્તતા યતિને દેવદ્વિક–પંચેન્દ્રિય–સમચતુરસ્ર–ત્રસાદિ૧૦–પરાઘાત–ઉશ્વાસ–સુખગતિ તૈજસ–કાર્મણ–વર્ણાદિ૪–અગુરૂલઘુ–ઉપઘાત–નિર્માણ—જીનનામ

આહારકદ્વિક એ ૩૧ પ્રકૃતિયો બાંધતાં એ ૩૧ પ્રકૃત્યાત્મકપતદ્ગ્રહમાં ૧૦૩–૧૦૨–૯૬–૯૫ એ ચાર સંક્રમસ્થાનો સંક્રમે છે.[1]

તથા જીનનામની બંધાવલિકા વ્યતીત થતાં ( વર્તતાં ) ૩૧ માં ૧૦૨ પ્રકૃતિ સંક્રમે છે.

તથા આહારક[2] સપ્તકની બંધાવલિકા વ્યતિત ન થતાં (=વર્તતાં) ૩૧ માં ૯૬ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા[3] જીનનામ અને આહારકસપ્તકની બંધાવલિકા વ્યતીત ન થતાં ( વર્તતાં ) ૩૧ માં ૯૫ પ્રકૃતિયો સંક્રમે છે.

---

૧ અહિં " જીનનામની બંધાવલિકા વર્તતાં " એમ કહેવાનું કારણ એ છે કે ૧૦૨ પ્રકૃતિનો સંક્રમ તે જીનનામ રહિત છે. અર્થાત્ જે સમયથી જીનનામના બંધનો પ્રારંભ થયો તે સમયથી ૧૦૩ ની સત્તા તો થઇ, પરન્તુ બન્ધાવલિકા સર્વકરણાસાધ્ય હોવાથી જીનનામ એક આવલિકા સુધી સંક્રમે નહિ, માટે પ્રથમ આવલિકાએ જીનનામ રહિત ૧૦૨ નો સંક્રમ કહ્યો. પરન્તુ આ વખતે આહારકદ્વિકનો બન્ધ જીનનામ બન્ધથી પણ કમીમાંકમી એક આવલિકા પૂર્વે પ્રારંભાયલો હોવો જોઇએ. અન્યથા આ સંક્રમસ્થાન લભ્યમાન ન થાય.

૨ અહિં સર્વત્ર બંધની વિવક્ષામાં નામકર્મની ૬૭ પ્રકૃતિયો ગણાય છે. માટે બંધરૂપ પતદ્ગ્રહ વિવક્ષામાં આહારકદ્વિક ગણવામાં આવશે. અને સત્તાની વિવક્ષામાં નામકર્મની ૧૦૩ પ્રકૃતિયો ગણાતી હોવાથી સત્તારૂપ સંક્રમની વિવક્ષામાં આહારકસપ્તક ગણવામાં આવશે. પુનઃ બંધાવલિકા વસ્તુતઃ આહારક સબંધિ સાતે પ્રકૃતિયોની હોવાથી " આહારક સપ્તકની બંધાવલિકા " એ શબ્દ વ્યપદેશ સંક્રમસ્થાનને અધિકરીને કરવાની જરૂર છે અન્યથા સંક્રમસ્થાનની પ્રકૃતિયોની સંખ્યા અવ્યવસ્થિત થઇ જાય છે.

પુનઃ આ સંક્રમસ્થાનની પ્રાપ્તિ પૂર્વે એક આવલિકા અગાઉ જીનનામનો બંધ પ્રારંભાયેલો હોવો જોઇએ. અન્યથા એ સંક્રમસ્થાનની પ્રાપ્તિ ન થાય.

૩ જે સમયે જીનનામ અને આહારકદ્વિક ત્રણેનો બંધ સમકાળે પ્રારંભાય તે સમયથી પ્રારંભીને એક આવલિકા સુધી આ સંક્રમસ્થાન પ્રાપ્ત થાય. અન્યથા એ સંક્રમસ્થાનની પ્રાપ્તિ ન હોય.

પગંત સેઢિજોગે ઇત્યાદિ=એકાન્તે જે શ્રેણિયોગ્ય સંક્રમસ્થાનો-તે ૧૦૧-૯૪-૮૯-૮૮ ને ૮૧ એ પાંચ છે. આ પાંચ સ્થાનો શ્રેણિમાંજ વર્તતા જીવને એક યશકીર્તિ બાંધતાંજ સંક્રમે છે પરંતુ શ્રેણિ સિવાય અન્યત્ર એ પાંચ સ્થાનોનો સંક્રમ હોય નહિ, તેથી એ પ સ્થાનોને વર્જીને શેષ ૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૮૪-૮૨ એ ૭ સ્થાનો ૩૦ અને ૨૯ એ બે પતદ્ગ્રહમાં સંક્રમે છે. તે આપ્રમાણે-

૧૦૩ ની સત્તાવાળા સમ્યગ્દષ્ટિ દેવને બંધાતી તૈજસ-કાર્મણ-વર્ણાદિ ૪-અગુરૂલઘુ-ઉપઘાત-નિર્માણ-પંચેન્દ્રિય જાતિ ઔદા૦દ્વિક સમચતુરસ્ર-વજર્ષભનારાચ-મનુષ્યદ્વિક, ત્રસચતુષ્ક સ્થિર વા અસ્થિર-શુભ વા અશુભ-સુભગાદિ ૪ પરાઘાત-ઉશ્વાસ સુખગતિ એ મનુષ્યગતિપ્રાયોગ્ય ૨૯ તે જીનનામ સહિત કરતાં ૩૦ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૧૦૩ પ્રકૃતિયો સંક્રમે છે.

૧૦૨ ની સત્તાવાળા અપ્રમત્ત વા અપૂર્વકરણયતિને બંધાતી દેવદ્વિક-પંચેન્દ્રિય-વૈક્રિયદ્વિક-સમચ૦-પરા૦-ઉશ્વા૦કુખ૦-ત્રસદ્દશક તૈજસ-કાર્મણ-વર્ણાદિ ૪ અગુ૦-ઉપ૦-નિર્મા૦-આહા૦દ્વિક-એ દેવગતિપ્રાયોગ્ય ૩૦ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૧૦૨ પ્રકૃતિયો સંક્રમે છે.

અથવા ૧૦૨ ની સત્તાવાળા એકેંદ્રિયાદિક જીવોને ઉદ્યોત સહિત દ્વીન્દ્રિયપ્રાયોગ્ય તૈ૦-કા૦-અગુ૦-ઉપ૦-નિર્માણ-વર્ણાદિ ૪-તિર્યં૦-૨ દ્વીન્દ્રિયાદિ ૧ જાતિ-ત્રસાદિ ૪-સ્થિ૦ વા અસ્થિ૦-શુભ વા અશુભ-દુર્ભ૦-દુઃસ્વ૦-અનાદે૦-યશ વા અયશ-ઔદા૦૨ સંસ્થા૦ ૧-સંઘ૦ ૧-કુખ૦-પરા૦-ઉદ્યો૦-ઉશ્વા૦ એ (ઉદ્યોત સહિત) ૩૦ પ્રકૃતિયો બંધાતાં ૧૦૨ પ્રકૃતિયો એજ ૩૦ પ્રકૃત્યાત્મક પતદ્ગ્રહમાં સંક્રમે છે.

તથા ૯૬ ની સત્તાવાળા દેવનારકને મનુષ્યગતિપ્રાયોગ્ય જીન નામ સહિત પૂર્વોક્ત ૩૦ પ્રકૃતિયો બંધાતાં એજ ૩૦ માં ૯૬ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા ૯૫ ની સત્તાવાળા અપ્રમત્તાપૂર્વકરણવર્તિ મુનિને આહારકદ્વિક સહિત પૂર્વોક્ત દેવપ્રાયોગ્ય ૩૦ બંધાય અને આહારક-સપ્તકની બંધાવલિકા વ્યતીત થાય ત્યારે તે ૩૦ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૯૫ પ્રકૃતિયો સંક્રમે છે.

અથવા ૯૫ પ્રકૃતિયોની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવોને ઉદ્યોત સહિત દ્વીન્દ્રિયપ્રાયોગ્ય પૂર્વોક્ત ૩૦ પ્રકૃતિયો બંધાય ત્યારે ૩૦ ના પતદ્ગ્રહમાં ૯૫ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા ૯૩–૮૪–૮૨ ની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવોને વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિયતિર્યંચપ્રાયોગ્ય પૂર્વોક્ત[1] ઉદ્યોતસહિત '૩૦ બંધાય ત્યારે અનુક્રમે ૩૦ ના પતદ્ગ્રહમાં ૯૩–૯૪–૮૨ એ ત્રણ સ્થાનો સંક્રમે છે.

તથા ૨૯ ના પતદ્ગ્રહમાં પણ એજ સાત સ્થાનો સંક્રમે છે.

ત્યાં ૧૦૩ ની સત્તાવાળા અવિરત, દેશવિરત, અને પ્રમત્ત યતિને દેવગતિ પ્રાયોગ્ય જીનનામ સહિત પૂર્વોક્ત ૨૯ પ્રકૃતિયો બંધાય ( વિશેષ એજ કે અહિં સ્થિર વા અસ્થિર–શુભ વા અશુભ યશ વા અયશ એ પાઠ કહેવો. ) ત્યારે ૨૯ ના પતદ્ગ્રહમાં ૧૦૩ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા એજ અવિરતાદિ ત્રણે જીવોને પૂર્વોક્ત ૨૯ પ્રકૃતિયો બંધાય અને જીન નામની બંધાવલિકા વ્યતીત ન થાય (=વર્તતાં ) ત્યાં સુધી એજ ૨૯ ના પતદ્ગ્રહમાં ૧૦૨ પ્રકૃતિયોનો સંક્રમ થાયછે.

અથવા ૧૦૨ ની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવોને દ્વીન્દ્રિયાદિ

૧ આ સ્થાને કર્મપ્રકૃતિટીકામાં उच्छ्वाससहिताम् એવો પાઠ છે તે લિખિત દોષ સંભવે છે. કારણ કે ચાલુ પ્રકરણને અંગે उद्योतसहितां એ પાઠની જરૂર છે. પંચસંગ્રહમાં પણ उद्योतसहितां પાઠ છે તેજ ઉચિત સંભવે છે. તેથી ભાપાર્થ પણ उद्योतसहितां પાઠને અનુસરીને કર્યો છે.

પ્રાયોગ્ય પૂર્વોકત ૩૦ માંથી ઉદ્યોતવિનાની ૨૯ પ્રકૃતિયો બંધાય તે અવસરે ૨૯ ના પતદ્ગ્રહમાં ૧૦૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે.

તથા ૯૬ ની સત્તાવાળા અવિરત સમ્યગ્દૃષ્ટિ, દેશવિરત, ને પ્રમત્તયતિ એ ત્રણને પૂર્વોકત દેવગતિપ્રાયોગ્ય ૩૦ માંથી આહારક-દ્વિક બાદ કરીને જીનનામ સહિત ૨૯ પ્રકૃતિયો બંધાય તે અવસરે ૨૯ ના પતદ્ગ્રહમાં ૯૬ પ્રકૃતિયો સંક્રમે છે.

અથવા તીર્થંકર નામકર્મની સત્તાવાળા અપર્યાપ્ત મિથ્યાદૃષ્ટિ નારકીને મનુષ્યગતિપ્રાયોગ્ય મનુષ્યદ્વિક–પંચે૦–ત્રસાદિ ૪–સ્થિર વા અસ્થિર–શુભ વા અશુભ–સુભગ વા દુર્ભગ–આદેય વા અનાદેય–યશ વા અયશ–સંસ્થાન ૧–સંઘયણ ૧–વર્ણાદિ ૪–અગુ૦–ઉપ૦–તૈ૦–કાર્મ૦–નિર્મા૦–ઔદા૦ ૨–સુસ્વર વા દુ:સ્વર–પરા૦–ઉશ્વા૦–ખગતિ ૧–એ ૨૯ પ્રકૃતિયો બંધાય તે અવસરે એ ૨૯ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં સત્તાગત ૯૬ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા એજ ૯૬ ની સત્તાવાળા અવિરત, દેશવિરત, ને પ્રમત્તને જીનનામ સહિત દેવપ્રાયોગ્ય ૨૯ પ્રકૃતિયો બંધાતાં જીનનામ કર્મની પ્રથમ બંધાવલિકા પર્યન્ત ૨૯ ના પતદ્ગ્રહમાં ૯૫ પ્રકૃતિયો સંક્રમે છે.

અથવા ૯૫ ની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવોને પૂર્વોકત દ્વીન્દ્રિયપ્રાયોગ્ય ૩૦ પ્રકૃતિયોમાંથી ઉદ્યોત રહિત ૨૯ પ્રકૃતિયો બંધાતાં એ ૨૯ ના પતદ્ગ્રહમાં ૯૫ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા ૩૦ ના પતદ્ગ્રહમાં ૯૩–૮૪–૮૨ નો સંક્રમ જે રીતે પ્રથમ કહ્યો તે રીતે જાણવો.

## મૂળ ગાથા ૨૭ મી.

**अट्ठावीसाए वि, ते बासीइ तिसय वज्जिया पंच**
**ते च्चिय बासीइ जुया, सेसेसुं छन्नुइ य वज्जा ॥२७॥**

ગાથાર્થ:—૨૮ ના પતદ્ગ્રહમાં પણ તે પૂર્વોક્ત ૮૨ ને ૧૦૩ એ બે સંક્રમસ્થાન સિવાયનાં ૧૦૨–૯૬–૯૫–૯૩–૮૪ એ પાંચ સંક્રમસ્થાનો સંક્રમે છે.—અને શેષ ૨૬–૨૫–૨૩ એ ત્રણ પતદ્ગ્રહમાં ૮૨ સહિત ને ૯૬ રહિત શેષ ૧૦૨–૯૫–૯૩–૮૪–૮૨ એ પાંચ સ્થાનો સંક્રમે છે.

ટીકાર્થ:—૨૮ ના પતદ્ગ્રહમાં પણ તેજ પૂર્વોક્ત ૮૨ ને ૧૦૩ રહિત શેષ ૧૦૨–૯૬–૯૫–૯૩–૮૪ એ પાંચ સ્થાનો સંક્રમે છે.

ત્યાં ૧૦૨ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને નરકપ્રાયોગ્ય નરકદ્વિક–પંચે૦–વૈક્રિયદ્વિક–હુંડ૦–પરા૦–ઉશ્વા૦—કુખ૦—ત્રસાદિ૪—સ્થિર વા અસ્થિર–શુભ વા અશુભ–દુર્ભ૦–દુઃસ્વર–અનાદે૦–અયશ–વર્ણાદિ ૪–અગુ૦–ઉપ૦–તૈ૦–કા૦–નિર્મા૦–એ ૨૮ પ્રકૃતિયો બંધાતાં, અથવા મિથ્યાદૃષ્ટિ કે સમ્યગ્દૃષ્ટિને દેવપ્રાયોગ્ય ૨૮ બંધાતાં એજ ૨૮ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૧૦૨ પ્રકૃતિયોનો સંક્રમ થાય છે. તથા બદ્ધનરકાયુ અને નરકાભિમુખ થયેલા અને મિથ્યાત્વને પ્રાપ્ત થયેલા એવા જીનનામ સહિત ૯૬ ની સત્તાવાળા મનુષ્યને પૂર્વોક્ત નરકજાતિપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં એજ ૨૮ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં ૯૬ પ્રકૃતિયો સંક્રમે છે.

તથા જે રીતે ૧૦૨ નો સંક્રમ કહયો છે તે રીતે [1] ૯૫ નો પણ સંક્રમ કહેવો. માત્ર ૧૦૨ ને સ્થાને ૯૫ પ્રકૃતિ કહેવી. (એ ૯૫ નો સંક્રમ ૨૮ ના પતદ્ગ્રહમાં કહયો છે.)

---

[1] ૯૫ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને નરકપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં ૨૮ માં ૯૫ નો સંક્રમ થાય છે.

અથવા ૯૫ ની સત્તાવાળા મિથ્યાદષ્ટિ કે સમ્યગ્દૃષ્ટિજીવને દેવપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતા એજ ૨૮ ના પતદ્ગ્રહમાં ૯૫ નો સંક્રમ થાય છે. એ પ્રમાણે કહેવું.

તથા ૯૩ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને પૂર્વોક્ત દેવગતિપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં વૈક્રિયસપ્તક ને દેવદ્વિકની બંધાવલિકા વ્યતીત થતાં એજ ૨૮ ના પતદ્ગ્રહમાં ૯૩ નો સંક્રમ થાય છે.

અથવા ૯૫ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને પૂર્વોક્ત દેવગતિપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં દેવદ્વિકની બંધાવલિકા વર્તતે છતે ૨૮ નો પતદ્ગ્રહમાં ૯૩ નો સંક્રમ થાય છે.

તથા ૯૩ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને પૂર્વોક્ત નરકગતિ પ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં વૈક્રિયસપ્તક ને નરકદ્વિકની બંધાવલિકા વ્યતીત થયે એજ ૨૮ માં ૯૩ નો સંક્રમ થાય છે.

અથવા ૯૫ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિ જીવને પૂર્વોક્ત નરકગતિપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં નરકદ્વિકની પ્રથમ બંધાવલિકા વર્તતે છતે ૨૮ ના પતદ્ગ્રહમાં ૯૩ નો સંક્રમ થાય છે.

તથા ૯૩ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિને પૂર્વોક્ત દેવપ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં દેવદ્વિક ને વૈક્રિય સપ્તકની પ્રથમ બંધાવલિકા વર્તતે છતે એજ ૨૮ માં ૮૪ નો સંક્રમ થાય છે.

અથવા ૯૩ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિજીવને નરકગતિ પ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિયો બંધાતાં નરકદ્વિક ને વૈક્રિયસપ્તકની પ્રથમ બંધાવલિકામાં એજ ૨૮ માં ૮૪ નો સંક્રમ થાય છે.

॥ હવે ૨૬ વિગેરે પતદ્ગ્રહોમાં સંક્રમસ્થાનો કહે છે. ॥

તેત્તિગ્ય બાસીઇજુયા=શેષ ૨૬–૨૫–૨૩ એ ત્રણ પતદ્ગ્રહોમાં તેજ પૂર્વોક્ત ( ૯૬ રહિત ને ૮૨ સહિત ) ૧૦૨–૯૫–૯૩–૮૪–૮૨ એ પાંચ સ્થાનો સંક્રમે છે.

ત્યાં ૧૦૨ અને ૯૫ ની સત્તાવાળા નારક સિવાયના એકેંદ્રિયાદિક જીવોને તૈ૦–કા૦–અગુ૦– ઉપ૦–નિર્મા૦–વર્ણાદિ ૪–એકેં૦ હું૦–ઔદા૦ ૧–તિર્યંગ્ ૨–સ્થા૦–બા૦–પર્યા૦–પ્રત્યે૦–સ્થિર વા

અસ્થિર-શુભ વા અશુભ-દુર્ભ-અના૦-અયશ-પરા૦-ઉશ્વા૦-આતપ વા ઉદ્યોત-એ એકેન્દ્રિય પ્રાયોગ્ય ૨૬ પ્રકૃતિયો બંધાતાં એ ૨૬ ના પતદ્ગ્રહમાં ૧૦૨ ને ૯૫ નો સંક્રમ થાય છે.

તથા ૯૩ ની સત્તાવાળા દેવ સિવાયના એકેન્દ્રિયાદિક જીવોને અને ૮૪ ની સત્તાવાળા દેવનારક સિવાયના એકેન્દ્રિયાદિક જીવોને તેજ પૂર્વોક્ત ૨૬ પ્રકૃતિયો બંધાતાં એ ૨૬ ના પતદ્ગ્રહમાં ૯૩ અને ૮૪ નો સંક્રમ થાય છે.

તથા દેવનારક ને મનુષ્ય સિવાયના ૮૨ ની સત્તાવાળા એકેન્દ્રિયાદિક જીવોને તેજ પૂર્વોક્ત ૨૬ પ્રકૃતિયો બંધાતાં ૨૬ ના પતદ્ગ્રહમાં ૮૨ નો સંક્રમ થાય છે.

તથા ૨૫ ના પતદ્ગ્રહમાં પણ એજ પાંચ સંક્રમસ્થાનો છે તે કહેવાય છે ॥

૧૦૨-૯૫-૯૩-૮૪-૮૨ ની સત્તાવાળા એકેંદ્રિયાદિક જીવોને પૂર્વોક્ત એકેન્દ્રિય પર્યાપ્તપ્રાયોગ્ય ૨૬ પ્રકૃતિયોમાંથી ઉદ્યોત વા આતપ રહિત ૨૫ પ્રકૃતિયો બંધાતાં એ ૨૫ ના પતદ્ગ્રહમાં અનુક્રમે ૧૦૨-૯૫-૯૩ ૮૪-૦૨ પ્રકૃતિયો સંક્રમે છે.

અથવા અપર્યાપ્ત વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, ને મનુષ્ય પ્રાયોગ્ય તૈ૦-કા૦-વર્ણાદિ ૪-અગુ૦-ઉપ૦-નિર્મા૦-દ્વીન્દ્રિયાદિ ૧ જાતિ-હું૦-છેવ૦-ઔદા૦ ૨-તિર્ય૦ ૨-ત્રસાદિ૪-સ્થિર વા અસ્થિર શુભ વા અશુભ-દુર્ભ૦-અના૦-અયશ એ ૨૫ પ્રકૃતિયોને બાંધતા ૧૦૨ વિગેરેની સત્તાવાળા એકેન્દ્રિય-વિકલેન્દ્રિય ને તિર્યંચ પંચેન્દ્રિય જીવોને એ ૨૫ ના પતદ્ગ્રહમાં ૧૦૨-૯૫-૯૩-૮૪-૮૨ એ પાંચ સ્થાનો સંક્રમે છે.

તથા પર્યાપ્તએકેન્દ્રિયજીવ પ્રાયોગ્ય વર્ણાદિ ૪-અગુ૦-ઉપ૦-નિર્મા૦-તૈ૦-કા૦-હું૦-ઔ૦ ૧-એકે૦-તિર્ય૦ ૨-બા૦ વા સૂ૦-

પર્યા૦-પ્રત્યે૦ વા સાધા૦-અસ્થિરાદિ ૫ એ ૨૩ પ્રકૃતિયોને બાંધતા એવા ૧૦૨ વિગેરેની સત્તાવાળા એકેન્દ્રિય-વિકલેન્દ્રિય, ને તિર્યંચ-પંચેન્દ્રિય જીવોને એ ૨૩ ના પતદ્ગ્રહમાં ૧૦૨-૯૫-૯૩-૮૪-૮૨ એ પાંચ સંક્રમસ્થાનો સંક્રમે છે. ( इति प्रकृतिसंक्रम ).

॥ अथ स्थिति संक्रम ॥

એ પ્રમાણે પ્રકૃતિ સંક્રમ કહીને હવે સ્થિતિસંક્રમ કહેવાનો પ્રસંગ છે ત્યાં ભેદ-વિશેષલક્ષણ-ઉત્કૃષ્ટસ્થિતિસંક્રમપ્રમાણ-જઘન્યસ્થિતિસંક્રમપ્રમાણ-સાદ્યાદિપ્રરૂપણા-સ્વામિત્વપ્રરૂપણા એ ૬ અનુયોગ છે. ત્યાં પ્રથમ ભેદ અને વિશેષલક્ષણનું નિરૂપણ કરવાને કહે છે.

મૂળગાથા ૨૮ મી.

**ठिइसंकमो त्ति वुच्चइ, मूलुत्तरपगइओ य जा हि ठिइ**
**उव्वटिया उ ओवट्टिया व, पगइं निया व ऽण्णं ॥२८॥**

ગાથાર્થ:—મૂળ અને ઉત્તર પ્રકૃતિયોની જે સ્થિતિ તેની ઉદ્વર્ત્તના કરવી, અપવર્ત્તના કરવી, અથવા અન્યપ્રકૃતિરૂપે પરિણમાવવી. એ ત્રણે પ્રકારે સ્થિતિસંક્રમ કહેવાય છે.

ગાથાર્થ:—मूलुत्तरपगइओ એ સૂત્રમાં પંચમી વિભક્તિનો પ્રયોગ છે, પરંતુ અર્થમાં છઠ્ઠી વિભક્તિ થતી હોવાથી આ પ્રમાણે અર્થ થાય છે—આઠ મૂળપ્રકૃતિ અને ઉત્તર એકસોઅઠ્ઠાવન (૧૫૮) પ્રકૃતિસંબંધિ જે સ્થિતિ છે તેને उद्वर्तिता=અલ્પ હોતે છતે પણ અધિક કરવી, ( કરી હોય ) તથા अपवर्तिता=અધિક હોતે છતે પણ અલ્પ કરવી, તથા ( અથવા ) अन्यांप्रकृतिंनीता= પતદ્ગ્રહપ્રકૃતિની સ્થિતિરૂપે સ્થાપન કરવી તે "स्थितिसंक्रम" કહેવાય છે.

તાત્પર્ય આ પ્રમાણે—મૂળપ્રકૃતિસ્થિતિસંક્રમ, અને ઉત્તર પ્રકૃતિસ્થિતિસંક્રમ. એ બે પ્રકારનો સ્થિતિસંક્રમ છે. તેમાં મૂળ પ્રકૃતિસ્થિતિસંક્રમ જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારે છે. અને ઉત્તર પ્રકૃતિસ્થિતિસંક્રમ તે મતિજ્ઞાનાવરણીયાદિ ઉત્તરભેદાનુસારે ૧૫૮ પ્રકારનો છે. એ પ્રમાણે मूलुत्तर पगइओ સૂત્રના અર્થથી પ્રથમ भेदानुयोग કહ્યો. ॥ इति भेद ॥

તથા उव्वट्टिया च ઇત્યાદિ સૂત્રથી વિશેષ લક્ષણાનુયોગ ત્રણ પ્રકારે કહ્યો છે. ત્યાં કર્મ પરમાણુઓમાંથી અલ્પસ્થિતિપણું દૂર કરીને બૃહત્‌સ્થિતિપણું વ્યવસ્થાપવું તે ઉદ્વર્ત્તના કહેવાય, તથા (દીર્ઘ) બૃહત્‌સ્થિતિપણું દૂર કરીને અલ્પસ્થિતિપણું સ્થાપવું તે અપવર્ત્તના કહેવાય, તથા પુનઃ જે સંક્રમ્યમાણ (સંક્રમ પામતી) પ્રકૃતિની સ્થિતિને પતદ્ગ્રહ પ્રકૃતિમાં લઇ જઇને (પતદ્ગ્રહ પ્રકૃતિની સ્થિતિરૂપે) સ્થાપવી તે પ્રકૃત્યંતરનયન નામે સ્થિતિસંક્રમ કહેવાય.

પરમાણુઓમાંથી સ્થિતિને અન્યત્ર લઇ જવી અશક્ય હોવાથી જ્યાં સ્થિતિનું અન્યત્ર સ્થાપન કહેવાય ત્યાં સ્થિતિયુક્ત પરમાણુઓનુંજ અન્યત્ર સ્થાપન સમજવું. આ વિશેષલક્ષણ તે સામાન્યલક્ષણ હોતે છતેજ જાણવું, પણ તેમાં અપવાદ હોવાથી સર્વથા એ લક્ષણ નથી, માટે મૂળ પ્રકૃતિયોનો પરસ્પર સંક્રમ નહિ થવાથી તે મૂળ પ્રકૃતિયોનો પ્રકૃત્યન્તરનયનરૂપ સ્થિતિસંક્રમ થતો નથી. પરન્તુ ઉદ્વર્ત્તના અપવર્ત્તના રૂપ બે પ્રકારનોજ સ્થિતિસંક્રમ હોય છે. અને ઉત્તર પ્રકૃતિયોમાં તો ત્રણે પ્રકારનો સ્થિતિસંક્રમ થાય છે. ॥ इति विशेषलक्षण ॥

એ પ્રમાણે ભેદ, અને વિશેષલક્ષણ, એ બેનું પ્રતિપાદન કરીને હવે उत्कृष्टस्थितिसंक्रमप्रमाण (ત્રીજા અનુયોગનું) નું પ્રતિપાદન કરે છે.

મૂળ ગાથા ૨૯ મી.

**तीसा सत्तरि चत्ता-लीसा वीसुदहि कोडिकोडीणं**
**जेट्ठा आलिग दुगहा, सेसाणवि आलिगतिगूणा॥२९॥**

ગાથાર્થ:—બંધ સમયેજ જે પ્રકૃતિયોની ૩૦-૭૦-૪૦-ને ૨૦ કોડાકોડિ સાગરની સ્થિતિ બંધાય છે તે પ્રકૃતિયોનો ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ સ્વોત્કૃષ્ટ સ્થિતિથી ૨ આવલિકાહીન જાણવો. અને શેષ અબંધોત્કૃષ્ટ સ્થિતિવાળી પ્રકૃતિયોનો ઉ૦ સ્થિતિસંક્રમ સ્વોત્કૃષ્ટ સ્થિતિથી ૩ આવલિકા હીન જાણવો.

ટીકાર્થ:—અહિં સર્વે પ્રકૃતિયોની બંધને આશ્રયિ જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે પૂર્વે બન્ધનકરણ પ્રસંગે કહી છે. અને અહિં પુનઃ સંક્રમને આશ્રયિ ઉત્કૃષ્ટસ્થિતિ વિચારતાં બે પ્રકારની છે-૧ બંધોત્કૃષ્ટા, ૨ સંક્રમોત્કૃષ્ટા.

ત્યાં જે સ્થિતિ કેવળ બંધથીજ ઉત્કૃષ્ટ ( બંધાય છે ) પ્રાપ્ત થાય છે. તે बन्धोत्कृष्टास्थिति કહેવાય છે.

તથા જે સ્થિતિ બન્ધકાળમાં વા અબંધકાળમાં માત્ર સંક્રમથીજ ઉત્કૃષ્ટસ્થિતિ પ્રાપ્ત થાય છે તે संक्रमोत्कृष्टास्थिति કહેવાય છે.

ત્યાં જે જે ઉત્તર પ્રકૃતિયોની સ્થિતિ સ્વસ્વ મૂળપ્રકૃતિની સ્થિતિથી ન્યૂન ન હોય પરન્તુ તુલ્ય હોય તે बन्धोत्कृष्ट प्रकृतियो ૯૭ જાણવી. તેનાં નામ—૫ જ્ઞાનાવરણ-૯ દર્શનાવરણ-૫ અન્તરાય-૪ આયુ-અશાતા-નરકદ્વિક-તિર્યંચદ્વિક-એકેન્દ્રિય જાતિ-પંચેન્દ્રિય જાતિ-તૈજસ ૭-ઔદારિક ૭-વૈક્રિય ૭-અશુભવર્ણ ૭ ( નીલ, તિક્ત-વિના )-અગુ૦-પરા૦-ઉપ૦-ઉશ્વા૦-આતપ-ઉદ્યોત-નિર્મા૦-હુંડક-છેવઠું-કુખ૦-સ્થા૦-ત્રસાદિ ૪-અસ્થિરાદિ ૬-નીચગોત્ર-૧૬ કષાય-અને મિથ્યાત્વ.

અહિં નરકાયુ ને તિર્યંગાયુ જો કે સ્વમૂલપ્રકૃતિની અપેક્ષાએ તુલ્ય સ્થિતિવાળાં નથી; તો પણ સંક્રમોત્કૃષ્ટપણાના અભાવે એ બે આયુ પણ બન્ધોત્કૃષ્ટ કહ્યાં છે. શેષ ६१ प्रकृतियो संक्रमोत्कृष्ट છે તેનાં નામ—શાતા-સમ્ય૦-મિશ્ર- ૯ નોક૦-આહારક ૭-શુભવર્ણાદિ ૧૧-નીલ-તિક્ત-દેવદ્વિક નરદ્વિક-વિકલત્રિક-આદિનાં ૫ સંસ્થાન-આદિનાં ૫ સંઘયણ-સુખ૦-સૂક્ષ્મત્રિક-સ્થિર ૬-જીનનામ-ઉચ્ચગોત્ર એ ૬૧ પ્રકૃતિયો સંક્રમોત્કૃષ્ટ છે.

ત્યાં આ ૩૦-૭૦-૪૦-ને ૨૦ કોડાકોડી સાગરની સ્થિતિવાળી અનુક્રમે જ્ઞાનાવરણીયાદિ-મિથ્યાત્વ-૧૬ કષાય ને નરકદ્વિકાદિ બંધોત્કૃષ્ટ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટસ્થિતિસંક્રમ आलियदुगहा=બે આવલિકા હીન જાણવો. તે આ પ્રમાણે—

સ્થિતિ બંધાયા બાદ બંધાવલિકા વ્યતીત થયે છતે સંક્રમે છે, તેમાં પણ ઉદયાવલિકા સર્વકરણને અસાધ્ય હોવાથી ઉદયાવલિકાથી ઉપરની સ્થિતિ સંક્રમે છે. તેથી મતિજ્ઞાનાવરણાદિ બંધોત્કૃષ્ટ પ્રકૃતિયોનો ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ ( સ્વબંધોત્કૃષ્ટ ) સ્થિતિથી બે[1] આવલિકા હીનજ પ્રાપ્ત થાય છે.

અહિં ઉદયવતી વા અનુદયવતી પ્રકૃતિયોની ઉદયસમયથી આરંભીને એક આવલિકાપ્રમાણ જે સ્થિતિ તે उदयावलिका એમ પૂર્વ ગ્રંથોમાં કહ્યું છે.

૧ ઉદાહરણ તરીકે ૧૦ સમયને આવલિકારૂપ કલ્પીને બંધોત્કૃષ્ટનો ઉ૦ સ્થિતિબન્ધ ૧૦૦૦૦ સમયાત્મક કલ્પીએ તો પ્રથમ બંધાવલિકારૂપ ૧૦ સમય વ્યતીત થતાં શેષ ૯૯૯૦ સમયની સ્થિતિ જ્યારે બાકી રહી તેજ સમયે લતામાંથી ૧૦ સમય ઉદયાવલિકાના વર્જીને શેષ ૯૯૮૦ સમયોને અન્યપ્રકૃતિરૂપે સંક્રમાવે. અહિં જે અવસરે ૯૯૮૦ સમયો સંક્રમાવે તે વખતે સંક્રમયોગ્ય પ્રકૃતિની સ્થિતિસત્તા ( અથવા સ્થિતિલતા ) ૯૯૯૦ સમયની જાણવી, એને આગળ यत्स्थिति તરીકે ઓળખાવશે.

તથા तीसा सत्तरि चत्तालीसा એ પદ વડે (પદમાં) ૭૦ કોડાકોડિ સાગર સ્થિતિયુક્ત મિથ્યાત્વનો ઉ૦ સ્થિતિસંક્રમ જો કે બે આવલિકાહીન કહ્યો છે તો પણ અન્તર્મુહૂર્ત્તહીન જાણવો. કારણ કે જીવ મિથ્યાત્વની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધીને જઘન્યતઃ પણ અન્તર્મુહૂર્ત કાળ સુધી મિથ્યાત્વેજ રહે, તદનંતર સમ્યક્ત્વ પામીને તે અન્તર્મુહૂર્ત્તહીન મિથ્યાત્વની સર્વ સ્થિતિને સમ્યક્ત્વમાં અને મિશ્રમાં સંક્રમાવે છે. તે કારણથી મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ સ્થિ૦ સંક્રમ અન્તર્મુહૂર્ત્તહીન જાણવો. એ વાત આગળની ૩૦ મી ગાથામાં જ કહેવાશે.

શંકા—મિથ્યાત્વનો ઉ૦સ્થિ૦સંક્રમ આવલિકાદ્વિકહીન નથી. પરન્તુ અન્તર્મુહૂર્ત્તહીન છે અને તે આગળની ગાથામાં કહેવાશે. તો આ ગાથાના तीसा सत्तरि चत्तालीसा એ ચરણમાં सत्तरि શબ્દ શા માટે રાખ્યો છે?

ઉત્તરઃ—સર્વ બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓમાં અવિશેષપણે (ભિન્નત્વ દર્શાવ્યા સિવાય) બે આવલિકાહીન ઉત્કૃષ્ટસ્થિતિ સંક્રમ વ્યાપ્ત છે તે દર્શાવવાને અર્થે સાથે સાથે सत्तरि પદ પણ કહ્યું છે.

તથા શેષ સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦ સ્થિતિસંક્રમ ૩ આવલિકાહીન છે તે આ પ્રમાણે—બન્ધાવલિકા વ્યતીત થયે છતે આવલિકાથી ઉપરની સર્વ પણ સ્થિતિ અન્યપ્રકૃતિમાં આવલિકા ઉપર સંક્રમે છે, ને ત્યાં સંક્રમ્યા પછી આવલિકા માત્ર કાળ સુધી સર્વકરણને અસાધ્ય હોવાથી સંક્રમાવલિકા વ્યતીત થયે છતે ઉદયાવલિકાથી ઉપરની સ્થિતિ ત્યાંથી પણ અન્ય પ્રકૃતિમાં (બીજીવાર) સંક્રમે છે. તેથી સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦ સ્થિ૦સંક્રમ ત્રણ આવલિકાહીનજ હોય છે. તેનું ઉદાહરણ આ પ્રમાણે—

નરકદ્વિકની ૨૦ કોડાકોડિસાગર પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધીને બન્ધાવલિકા વ્યતીત થયે છતે આવલિકાથી ઉપરની સર્વ

સ્થિતિને મનુષ્યદ્વિક બાંધતો જીવ તે મનુષ્યદ્વિકમાં સંક્રમાવે, અને ત્યાં પણ ( મનુષ્યદ્વિકમાં પણ ) સંક્રમ્યા પછી આવલિકા માત્ર કાળ સુધી સર્વકરણને અસાધ્ય હોવાથી સંક્રમાવલિકા વ્યતીત થયે છતે ઉદયાવલિકાથી ઉપરની સર્વ પણ સ્થિતિને પુનઃ દેવદ્વિક બાંધતો જીવ દેવદ્વિકમાં સંક્રમાવે છે. એ પ્રમાણે શેષ સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિયોનો પણ ઉ૦ સ્થિતિસંક્રમ [૧]૩ આવલિકાહીન જાણવો.

એ પ્રમાણે જે પ્રકૃતિયોનો બન્ધ હોતે છતેજ તેની સંક્રમથી ઉત્કૃષ્ટસ્થિતિ થાય છે, તેજ પ્રકૃતિયોનું ઉ૦ સ્થિતિસંક્રમપ્રમાણ કહ્યું. અને હવે પુનઃ બંધવિનાજ કેવલ સંક્રમથીજ જે પ્રકૃતિયોની સ્થિતિ ઉત્કૃષ્ટ થાય છે. તે પ્રકૃતિયોનું ઉ૦ સ્થિ૦સંક્રમપ્રમાણ દર્શાવે છે.

## મૂળગાથા ૩૦ મી

**मिच्छत्तस्सुक्कोसो, भिन्नमुहुत्तूणगो उ सम्मत्ते**
**मिस्से वंतोकोडा–कोडी आहार तित्थयरे ॥३०॥**

ગાથાર્થઃ—મિથ્યાત્વનો ઉ૦ સ્થિતિસંક્રમ અન્તર્મુહૂર્તહીન

૧. ૨૦ કોડાકોડિ સાગરને ૨૦૦૦ સમયાત્મક કલ્પતાં નરકદ્વિકની ૨૦૦૦ સમયપ્રમાણ સ્થિતિ બાંધ્યા બાદ ૧૦ સમયાત્મક બંધાવલિકા વ્યતીત થતાં ૧૦ સમયાત્મક ઉદયાવલિકા સિવાયના શેષ ૧૯૯૦ સમયોની સ્થિતિવાળા ૧૯૮૦ સમયો મનુષ્યદ્વિકના ૧૫૦૦ માંથી ( બંધાવ૦ ના ) ૧૦ બાદ કરતાં ૧૪૯૦ સમયોમાં સંક્રમાવીને મનુષ્યદ્વિકની સ્થિતિ ૧૯૯૦ સમયોની કરે છે. તદનંતર સંક્રમાવલિકાના ૧૦ સમય બાદ કરતાં ૧૯૮૦ સમયોની સ્થિતિમાંથી ઉદયાવલિકાના ૧૦ સમય સિવાયની ૧૯૭૦ સમયોની સ્થિતિ દેવદ્વિકના ૧૫૦૦ સમયોમાં સંક્રમાવીને દેવદ્વિકની સ્થિતિને ૧૯૭૦ સમયપ્રમાણ કરે છે. અહિ હીન સમયસંખ્યામાં વધુ સમયસંખ્યાનો સર્વાળો થાય નહિ તેથી બે લતા મલીને પણ વધુ સમયસંખ્યાવાળીજ એક લતા કાયમ રહે એજ કાળસંક્રમની સ્થિતિ છે. ( ઇતિ ઉદાહરણ )

છે. તથા સમ્યક્ત્વ અને મિશ્રનો ઉ૦ સ્થિતિસંક્રમ બે આવલિકાધિક અન્તર્મુહૂર્ત્તહીન છે. તથા આહારક અને જીનનામનો ઉ૦ સ્થિ૦ સંક્રમ અન્તઃ કોડાકોડિ સાગરપ્રમાણ છે.

**ટીકાર્થ**:—મિથ્યાત્વનો ઉ૦ સ્થિતિસંક્રમ ભિન્નમુહૂર્ત્તઉણ એટલે અન્તર્મુહૂર્ત્તહીન છે. તથા સમ્યક્ત્વ અને મિશ્રનો ઉ૦સ્થિતિ સંક્રમ ( ગાથામાં તુ=તુ શબ્દ અધિકવાચક હોવાથી ) અન્તર્મુહૂર્ત્ત અને બેઆવલિકા હીન જાણવો. એમાં તાત્પર્ય આ પ્રમાણે છે કે—

ત્રણ દર્શનમોહનીયની સત્તાવાળો મિથ્યાદૃષ્ટિજીવ ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્તતો છતો મિથ્યાત્વની ઉ૦ સ્થિતિ બાંધીને તદનંતર એટલે માત્ર અન્તર્મુહૂર્ત બાદ મિથ્યાત્વથી ચઢીને વિશુદ્ધિમાં વર્તતો સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. માટે મિથ્યાત્વની અન્તર્મુહૂર્તહીન ૭૦ કોડાકોડીપ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિને મિશ્રમાં અથવા સમ્યક્ત્વમાં સંક્રમાવે છે. અને સંક્રમાવલિકા વ્યતીત થયે છતે ઉદયાવલિકાથી ઉપરની સમ્યક્ત્વસ્થિતિને અપવર્ત્તના કરણથી [1]સ્વસ્થાને સંક્રમાવે છે. તથા મિશ્રમોહનીય રૂપે સંક્રાન્તસ્થિતિની સંક્રમાવલિકા વ્યતીત થતાં ઉદયાવલિકાથી ઉપરની મિશ્રમોહનીયની સ્થિતિને પણ સમ્યક્ત્વમાં સંક્રમાવે છે અને ( સ્વસ્થાનમાં ) અપવર્ત્તના કરે છે. એ પ્રમાણે મિથ્યાત્વનો ઉ૦ સ્થિ૦સંક્રમ અન્તર્મુહૂર્ત્તહીન અને મિશ્ર તથા સમ્યક્ત્વનો ઉ૦ સ્થિ૦સંક્રમ અન્તર્મુહૂર્તસહિત બે આવલિકા હીન થાય છે.

**શંકા**—અહિં જીનનામ અને આહારક સપ્તકનો ઉ૦ સ્થિતિ બન્ધ અન્તઃ કોડાકોડિ સાગર છે અને એ આઠની સત્તા પણ અન્તઃ કોડાકોડિ સાગરપ્રમાણજ છે તો એ ૮ પ્રકૃતિયો સંક્રમોત્કૃષ્ટ કહેવાય કે બંધોત્કૃષ્ટ કહેવાય ?

---

૧ જે પ્રકૃતિ પોતાના પરમાણુઓને અન્ય પ્રકૃતિરૂપે પરિણમાવે નહિં પરંતુ હીન વા અધિક સ્થિતિવાળા પોતાનાજ પરમાણુઓમાં સંક્રમાવે તે **स्वस्थान संक्रम** કહેવાય છે.

**ઉત્તર:**—આહારક સપ્તક અને જીનનામની ઉત્કૃષ્ટ અન્તઃ કોડાકોડિ સાગરની સ્થિતિસત્તા સંક્રમથી છે માટે એ ૮ પ્રકૃતિયો સંક્રમોત્કૃષ્ટજ કહેવાય. જો કે બંધને આશ્રયિ પણ અન્તઃ કોડાકોડિ સાગર સ્થિતિસત્તા કહેલી છે તો પણ બન્ધ આશ્રયિ ઉ૦ સ્થિતિ સત્તાથી સંક્રમ આશ્રયિ ઉ૦ સ્થિતિસત્તા સંખ્યાતગુણ જાણવી. કર્મપ્રકૃતિ ચૂર્ણિમાં बंधट्टिइओ संतकम्मट्ठिइ संखिज्जगुणा અર્થાત્ બંધસ્થિતિથી સત્તાસ્થિતિ સંખ્યાતગુણ છે એમ કહ્યું છે.

**પ્રશ્ન:**—નામકર્મની ઉ૦ સ્થિતિ ૨૦ કોડાકોડિ સાગરપ્રમાણ છે તો આહારક અને જીનનામની પણ સંક્રમથી ઉ૦ સ્થિતિ બન્ધાવલિકા ને ઉદયાવલિકા રહિત ૨૦ કોડાકોડી સાગરપ્રમાણ થવી જોઇએ. તો આહારક અને જીનનામની સંક્રમથી ઉ૦ સ્થિતિ માત્ર અન્તઃ કોડાકોડિ સાગરપ્રમાણજ કેમ કહો છો ?

**ઉત્તર:**—અભિપ્રાયને નહિ જાણવાથી આ પ્રશ્ન કરવો અનુચિત છે, કારણ કે જીનનામ અને આહારકમાં અન્ય પ્રકૃતિયોનો સંક્રમ જીનનામ ને આહારકના બન્ધકાળેજ હોય છે. પરન્તુ બીજે વખતે હોતો નથી. પુનઃ એ જીનનામનો ને આહારકનો બન્ધ તે અનુક્રમે વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ અને અપ્રમત્ત યતિનેજ હોય છે, અને વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિને તથા અપ્રમત્ત યતિને આયુ વિના સર્વ કર્મની પણ સર્વોત્કૃષ્ટ સ્થિતિસત્તા અન્તઃ કોડાકોડીસાગર પ્રમાણજ હોય છે પરન્તુ અધિક નહિં, તેથી સંક્રમ પણ અન્તઃ કોડાકોડિ સાગર પ્રમાણજ હોય છે પરન્તુ અધિક નહિ. એ પ્રમાણે જીનનામ ને આહારકની સંક્રમથી ઉ૦ સ્થિતિ અન્તઃ કોડાકોડિ સાગર કહી તે દોષ રહિતજ છે.

હવે સર્વ પ્રકૃતિયોની સંક્રમકાળે જેટલી સ્થિતિ હોય છે તેટલી દર્શાવે છે.

## મૂળ ગાથા ૩૧ મી.

**सव्वासिं जट्ठिइगो, सावलिगो सो अहाउगाणं तु**
**बंधुक्कोसुक्कोसो, साबाहठिईए जट्ठिइगो ॥ ३१ ॥**

ગાથાર્થઃ—સર્વ પ્રકૃતિયોનો યત્સ્થિતિસંક્રમ એક આવલિકા સહિત જાણવો. અને આયુષ્ય બંધોત્કૃષ્ટ છે તેની યત્સ્થિતિ અબાધા સહિત છે.

ટીકાર્થઃ—સર્વ પ્રકૃતિયોનો યત્સ્થિતિસંક્રમ એક આવલિકા સહિત જાણવો. પ્રકૃતિના સંક્રમણકાળે જે સ્થિતિ વિદ્યમાન હોય તે યત્સ્થિતિ કહેવાય. તે યત્સ્થિતિ જે સંક્રમને છે તે સંક્રમનું નામ યત્સ્થિતિસંક્રમ કહેવાય. અથવા જેને યત્સ્થિતિ વિદ્યમાન છે તેવો આ સંક્રમ તે यत्स्थितिसंक्रम કહેવાય. ( એ બહુવ્રીહિ સમાસથી વ્યુત્પત્તિ દર્શાવી છે ) તાત્પર્ય એ છે કે—

પૂર્વે કહેલો જે સંક્રમ તેને આવલિકા સહિત કરતાં જેટલા પ્રમાણનો થાય તેટલી સ્થિતિ તે પ્રકૃતિની સંક્રમણકાળે વિદ્યમાન છે એ ભાવાર્થ છે. તેથી બંધોત્કૃષ્ટ પ્રકૃતિયોની બે આવલિકાહીન સંક્રમકાળે સર્વ સ્થિતિ વિદ્યમાન જાણવી. તે આ પ્રમાણે—

[1]સંકલેશાદિ કારણના વશથી ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને બન્ધાવલિકા વ્યતીત થયે છતે આવલિકાથી ઉપરની[2] સ્થિતિને અન્ય પ્રકૃ-

૧ સર્વ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટસ્થિતિ सव्वाणवि जिट्ठठिइ असुहा जं सा इ संकिलेसणं એ સૂત્રાનુસારે સંક્લેશથીજ બધાય છે. છતાં અહિં બંધોત્કૃષ્ટપ્રકૃતિ પ્રસ્તાવે संक्लेशादि માં આદિ શબ્દ કહેવાનુ પ્રયોજન બંધોત્કૃષ્ટ જે ૩ શુભ આયુષ્ય તેની ઉત્કૃષ્ટસ્થિતિ વિશુદ્ધિ વડે બંધાય છે, તેથી ૩ શુભાયુની વિશુદ્ધ ગ્રહણ કરવાને અર્થે આદિ શબ્દનું ગ્રહણ સમજાય છે. मुत्तुं नरअमरतिरिआउं ઇતિ વચનાત્.

૨ " ઉપરની " એ શબ્દથી બંધાવલિકા સિવાયની આગળ પ્રદેશ

તિમાં સંક્રમાવા માંડે છે. તેથી સંક્રમકાળે બંધોત્કૃષ્ટ પ્રકૃતિયોની એક આવલિકાહીન સર્વ સ્થિતિ હોય છે. પુનઃ સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિયોની સંક્રમકાળે બંધાવલિકા ને સંક્રમાવલિકા વ્યતીત થયે છતે ઉદયાવલિકાથી ઉપર વર્તતી સ્થિતિને અન્યત્ર સંક્રમાવે છે તે કારણથી સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિયોની સંક્રમકાળે બેઆવલિકા હીન સર્વ સ્થિતિ વિદ્યમાન હોય છે.

હવે આયુષ્યની સ્થિતિ શું બંધોત્કૃષ્ટ છે કે સંક્રમોત્કૃષ્ટ ? તે દર્શાવે છે જે આયુષ્ય બન્ધોત્કૃષ્ટજ છે પરન્તુ સંક્રમોત્કૃષ્ટ નથી. કારણ કે-मोहदुगाउगमूलपगडीण न परोप्परंमि संकमणं ( અર્થાત્ બે મોહનીય આયુષ્ય અને મૂળ પ્રકૃતિયોનું પરસ્પર સંક્રમણ હોતું નથી. ) એ સૂત્રથી આયુષ્યોનો પરસ્પર સંક્રમ હોતો નથી. તથા આયુષ્યની અબાધા સહિત જે સર્વસ્થિતિ તે આયુષ્યની યત્સ્થિતિ જાણવી. પરન્તુ बंधुक्कोसाणं आवलिगुणा ठिइ जठ्ठिइ એ વર્તમાન ગાથાના સૂત્રથી આયુષ્યની યત્સ્થિતિ પણ બન્ધાવલિકાહીન સાબાધાસ્થિતિ પ્રમાણ જાણવી. કારણ કે આયુના બન્ધમાં પ્રવર્તતા જીવે પ્રથમ સમયે જે દલિક બાંધ્યું છે તે દલિકને બંધાવલિકા વ્યતીત થયે છતે ઉદ્વર્ત્તવા માંડે છે. તેથી તેથી ઉદ્વર્ત્તનારૂપ સંક્રમમાં બન્ધાવલિકાહીન અબાધાસહિત યત્સ્થિતિ પ્રાપ્ત થાય છે. અથવા આયુષ્યની બન્ધાવલિકા વ્યતીત થયે છતે આયુષ્યની [1]નિર્વ્યાઘાત અપવર્ત્તના પણ [2]સદાકાળ પ્રવર્તે છે, તેથી તે અપવર્ત્તનાને આશ્રયિ પણ પૂર્વોક્ત યત્સ્થિતિ પ્રાપ્તથાય છે. ( इति उत्कृष्टस्थिति संक्रम-प्रमाणानुयोग )

---

સંબંધી એક આવલિકા વર્જીને ઉપરની ઉત્કૃષ્ટસ્થિતિ સુધીની સર્વસ્થિતિ લતા એમ જાણવું.

૧ સ્થિતિઘાત વિનાની અપવર્ત્તના તે નિર્વ્યાઘાતભાવી અપવર્ત્તના.

૨ બંધકાળે અને અબંધકાળે પણ નિર્વ્યાઘાત અપવર્ત્તના પ્રવર્તે છે માટે સદાકાળ પ્રવર્ત્તે એમ કહ્યું છે, પરંતુ સ્થિતિઘાત પ્રસંગે તો વ્યાઘાતભાવી

એ પ્રમાણે ઉત્કૃષ્ટસ્થિતિસંક્રમનું પ્રમાણ કહીને હવે જઘન્ય સ્થિતિસંક્રમપ્રમાણ કહેવાનો અવસર છે. ત્યાં ૧ સ્વપ્રકૃતિમાં અને ૨ પરપ્રકૃતિમાં એ પ્રમાણે જઘન્યસ્થિતિસંક્રમ બે પ્રકારે છે તેમાં પ્રથમ સ્વપ્રકૃતિમાં જઘન્યસ્થિતિસંક્રમનું પ્રમાણ કહે છે.

## મૂળ ગાથા ૩૨ મી.

**आवरणविग्घदंसण–चउक्कलोभंतवेयगाऊणं**
**एगा ठिइ जहन्नो, जट्ठिइ समयाहिगावलिया ॥३२॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

**ટીકાર્થ:**—૫ જ્ઞાનાવરણ, ૫ અન્તરાય, ૪ દર્શનાવરણ, સંજ્વલન લોભ, વેદક સમ્યકત્વ, ૪ આયુ, એ ૨૦ પ્રકૃતિયોના આપ આપણા સત્તાવિચ્છેદ સમયે સમયાધિક એક આવલિકા સ્થિતિ શેષ રહેતે છતે ઉદયાવલિકા સર્વકરણાસાધ્ય હોવાથી ઉદયાવલિકાથી ઉપરની સમયમાત્ર સ્થિતિને અપવર્ત્તના સંક્રમ વડે ઉદયાવલિકાના નીચેના સમયાધિક ત્રીજા ભાગમાં સંક્રમાવે છે તે અવસરે સર્વ સ્થિતિપ્રમાણ સમયાધિક એક-આવલિકા હોય છે.

## મૂળગાથા ૩૩ મી.

**निद्दादुगस्स एक्का, आवलिगदुगं असंखभागो य**
**जट्ठिइ हासच्छक्के, संखिज्जाओ समाओ य ॥ ३३ ॥**

ગાથાર્થ:—નિદ્રાદ્વિકનો જઘન્યસ્થિતિસંક્રમ ૧ સમય ને

---

અપવર્ત્તનાજ હોય છે. આયુષ્યપ્રતિઘાતક મુખ્ય ૭ કારણોથી આયુષ્યનો વ્યાઘાત થતા આયુષ્યની વ્યાઘાતાપવર્ત્તના હોય તે શેષ કર્મોને અપૂર્વ કરણાદિગુણ પ્રાપ્તિથી વ્યાઘાતપવર્ત્તના હોય એમ મને સમજાય છે પછી તત્વ શ્રી બહુશ્રુતગમ્ય.

યતસ્થિતિ આવલિકાના અસંખ્યાતમાભાગ અધિક બે આવલિકા, તથા હાસ્યછક્કનો પરપ્રકૃતિમાં જઘન્યસ્થિતિસંક્રમ સંખ્યાતવર્ષ-પ્રમાણ છે.

**ટીકાર્થ**:—નિદ્રાદ્વિકનો એટલે નિદ્રા અને પ્રચલાનો જઘન્ય-સ્થિતિસંક્રમ સ્વસંક્રમને અન્તે સ્વસ્થિતિથી ઉપરની એક સમય માત્ર સ્થિતિ છે. ને તે આવલિકાના પહેલા ⅓ ( એક તૃતિયાંશ ) ભાગમાં પ્રક્ષેપાય છે. તે અવસરે યતસ્થિતિ એટલે સર્વ સ્થિતિ બે આવલિકા અને એક આવલિકાનો અસંખ્યાતમો ભાગ અધિક એટલી હોય છે.

અહિં વસ્તુ સ્થિતિજ એ પ્રકારની છે કે આવલિકાના અસં-ખ્યાતમાભાગ અધિક બે આવલિકા પ્રમાણ જ્યારે નિદ્રાદ્વિકની સ્થિતિ શેષ રહે ત્યારે ઉપરની એક સમય માત્ર સ્થિતિ સંક્રમે છે પરન્તુ મતિજ્ઞાનાવરણાદિવત્ સમયાધિકાવલિકા શેષ સ્થિતિ રહે ( ઉપરની સમય માત્ર સ્થિતિ ) સંક્રમે તેમ બનતું નથી.

હવે જે પ્રકૃતિયોનો જ૦ સ્થિ૦ સંક્રમ પરપ્રકૃતિમાં ( સંક્રમ વાથી ) સંભવે છે તે પ્રકૃતિયો અને તેનો જઘન્ય સ્થિતિસંક્રમ એ બન્ને દર્શાવે છે.

જે ૬ પ્રકૃતિયો હાસ્યના મુખ્ય નામથી ઓળખાય છે તે હાસ્ય-છક્ક હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા એ ૬ પ્રકૃત્યાત્મક છે. તે હાસ્યછક્કની ક્ષપક શ્રેણિમાં અપવર્ત્તનાકરણ વડે જે સંખ્યાત વર્ષ પ્રમાણ સ્થિતિ કરાયલી છે, તે સ્થિતિને હાસ્યછક્કના સર્વથા ક્ષય પ્રસંગે ત્યાંથી ઉપાડીને સંજ્વલન ક્રોધમાં પ્રક્ષેપે છે. ( તે અવ-સરે હાસ્યછક્કનો પર પ્રકૃતિ ભાવી ) જ૦ સ્થિ૦ સંક્રમ પ્રાપ્ત થાય છે.

મૂળ ગાથા ૩૪ મી.

सोणमुहुत्ता जट्ठिइ, जहन्नबंधो उ पुरिससंजलने
जट्ठिइ सगऊणजुत्तो, आवलिगदुगूणओ तत्तो ॥३४॥

ગાથાર્થ:—તે અવસરે હાસ્યછક્કની અન્તર્મુહૂર્તાધિક ( સંખ્યાત વર્ષ પ્રમાણ ) યત્ સ્થિતિ છે. પુનઃ પુરૂષવેદ અને સં૦ ત્રિકનો જઘ૦ સ્થિ૦ સંક્રમ તે અબાધારહિત જ૦ સ્થિતિબન્ધ પ્રમાણ છે. અને સ્વઉણયુકત એટલે અન્તર્મુહૂર્તરૂપ અબાધા સહિત ને બે આવલિકા રહીત જ૦ સ્થિ૦ બન્ધપ્રમાણ યત્સ્થિતિ છે.

ટીકાર્થ:—સંક્રમણકાળે હાસ્યછકકની તે સંખ્યાતવર્ષ પ્રમાણ સંક્રમસ્થિતિને સોનમુહુર્ત=અન્તર્મુહુર્ત સહિત કરીયે ત્યારે હાસ્યછકકની યત્સ્થિતિ સર્વસ્થિતિ થાય છે. તે આ પ્રમાણે—

અન્તરકરણમાં વર્તતો જીવ તે સંખ્યાત વર્ષપ્રમાણની સ્થિતિને સંજવલન ક્રોધમાં સંક્રમાવે છે, અને અન્તરકરણમાં કર્મદલિકનો અભાવ છે, અથવા અન્તરકરણમાં કર્મદલિક વેદાતું નથી. પરન્તુ અન્તરકરણથી ઉપરની સ્થિતિમાં દલિક વિદ્યમાન છે અથવા વેદ્યમાન છે. માટે અન્તરકરણ કાલ અધિક સંખ્યાતવર્ષ પ્રમાણની હાસ્યછકકની જે સ્થિતિ તે જઘન્યસ્થિતિસંક્રમકાળે (હાસ્યછકકની) યત્સ્થિતિ છે.

તથા પુરૂષવેદનો ૮ વર્ષ, સં૦ ક્રોધનો ૨ માસ, સં૦ માનનો ૧ માસ, સં૦ માયાનો ૦॥ માસ એ પ્રમાણે જે પુરૂષવેદ અને સં૦ કષાયોનો જ૦ સ્થિતિબંધ પૂર્વે કહ્યો છે, તેજ જ૦ સ્થિતિબન્ધ અબાધા કાળરહિત પ્રમાણ તેઓનો (એ ૪ પ્રકૃતિયોનો) જ૦ સ્થિ૦ સંક્રમ જાણવો. કારણ કે અબાધારહિત સ્થિતિ અન્યત્ર (પરપ્રકૃતિમાં) સંક્રમે છે. અબાધારહિત સ્થિતિમાંજ કર્મદલિકનો સદ્ભાવ છે. કારણ કે અબાધાકાળરહિત જે કર્મસ્થિતિ તે કર્મનિષેક કહેવાય એ વચનાત્, અને જઘન્યસ્થિતિની અબાધા અન્તર્મુહૂર્ત પ્રમાણ હોય છે.પુનઃ જઘન્યસ્થિતિસંક્રમકાળે અબાધાકાળ મધ્યે પ્રથમ બાંધેલું કર્મદલિક સર્વ ક્ષીણ થવાથી તે અબાધાકાળ મધ્યે પૂર્વબદ્ધ દલિકની સત્તા હોતી નથી, તેથી એ ૪ પ્રકૃતિયોનો જ૦ સ્થિતિ સંક્રમ તે અન્તર્મુહૂર્તહીન સ્વસ્વજઘન્યસ્થિતિબંધ પ્રમાણ છે. અને તે વખતે

તેઓની યત્સ્થિતિ=સર્વસ્થિતિ તે હીન કરેલા અન્તર્મુહૂર્તરૂપ અબાધાકાળ સહિત જ૦સ્થિતિસંક્રમમાંથી અથવા જઘન્યસ્થિતિ બંધમાંથી પણ બે આવલિકાહીન જેટલી જાણવી. તાત્પર્ય એ છે કે—જઘન્યસ્થિતિસંક્રમમાં અબાધાકાળ ઉમેરીને તદનંતર તેમાંથી બે આવલિકા બાદ કરતાં જેટલી સ્થિતિ થાય તેટલી સ્થિતિ એ ૪ પ્રકૃતિયોની સંક્રમણકાળે યત્સ્થિતિ વા સર્વસ્થિતિ જાણવી. બે આવલિકાને શા માટે બાદ કરવી જોઈએ ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–બંધવિચ્છેદ થયા બાદ બન્ધાવલિકા વ્યતીત થયે છતે અન્ત્ય સમયમાં બાંધેલી પુરૂષ વેદાદિ ૪ પ્રકૃતિની લતા સંક્રમાવા માંડી, ને તે આવલિકા માત્ર કાળમાં સંક્રમી રહી, અને એજ સંક્રમાવલિકાના અન્ત્ય સમયે જ૦સ્થિતિસંક્રમ હોય છે, તેથી બન્ધાવલિકા ને સંક્રમાવલિકા રહિત અને અબાધાકાળ સહિત જેટલો જઘન્યસ્થિતિબન્ધ તેટલીજ જઘન્યસ્થિતિસંક્રમકાળે એ ૪ પ્રકૃતિયોની યત્સ્થિતિ પણ જાણવી.

હવે કેવલજ્ઞાનીને જે પ્રકૃતિયોની સત્તા હોય છે તે પ્રકૃતિયોનો જ૦સ્થિતિસંક્રમ કહે છે.

## મૂળ ગાથા ૩૫ મી.

**जोगंतियाणअंतो–मुहुत्तिओ सेसियाण पल्लस्स**
**भागो असंखियतमो, जट्ठिइगो आलिगाइ सह ॥३५॥**

ગાથાર્થ:—સયોગ્યન્તિક પ્રકૃતિયોનો જ૦સ્થિ૦સંક્રમ એક આવલિકા રહિત અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. ને શેષ પ્રકૃતિયોનો જ૦ સ્થિ૦ સંક્રમ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. અને આ બન્ને પ્રકારની પ્રકૃતિયોની સંક્રમકાળે સર્વ સ્થિતિ એક આવલિકા સહિત જ૦સ્થિ૦સંક્રમ પ્રમાણ છે.

ટીકાર્થ:—જે પ્રકૃતિયોનો સંક્રમવિચ્છેદ સયોગી કેવલિને

હોય છે તે નરકદ્વિક-તિર્યગ્દ્વિક-કુજાતિ ૪-સ્થા૦-સૂક્ષ્મ-સાધા૦-આતપ-ઉદ્યોત-એ ૧૩ પ્રકૃતિ સિવાયની ૯૦ નામ પ્રકૃતિયો તથા વેદનીય ૨-ગોત્ર ૨ એ ૯૪ પ્રકૃતિયો योग्यन्तिक કહેવાય છે. એ ૯૪ સયોગ્યન્તિક પ્રકૃતિયોની ૧૩ મા ગુણસ્થાનના અન્ત્ય સમયે [1]સર્વાપવર્ત્તના સંક્રમથી અન્તર્મુહૂર્તપ્રમાણ સ્થિતિ થાય છે. તેથી એ ૯૪ નો જ૦સ્થિતિસંક્રમ ઉદયાવલિકારહિત અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. કારણ કે ઉદયાવલિકા સર્વકરણને અસાધ્ય હોવાથી અપવર્ત્તના ઉદયાવલિકાની થતી નથી.

તથા એ ૯૪ પ્રકૃતિયોની યત્સ્થિતિ ( અપવર્ત્તનારૂપ જઘન્ય સ્થિતિસંક્રમ અવસરે ) ઉદયાવલિકા સહિત અન્તર્મુહૂર્તપ્રમાણ છે.

**શંકા**—ક્ષીણ કષાય ગુણસ્થાને મતિજ્ઞાનાવરણાદિવત્ અયોગિ કેવલી ગુણસ્થાને સમયાધિકાવલિકા શેષ રહે તે સમયે એ ૯૪ પ્રકૃતિયોનો જ૦સ્થિતિસંક્રમ કેમ ન કહેવાય ?

**ઉત્તરઃ**—સર્વ સૂક્ષ્મ વા બાદર યોગ રહિત ને મેરૂવત્ નિઃપ્રકંપ એવા અયોગિકેવલી ભગવાન્ નિષ્ક્રિય હોવાથી આઠ કરણમાંનું એક પણ કરણ પ્રવર્તાવતા નથી, પરન્તુ માત્ર ઉદય પ્રાપ્ત કર્મને વેદે છે, તેથી સયોગિકેવલીનેજ એ ૯૪ પ્રકૃતિયોનો જ૦ સ્થિતિસંક્રમ પ્રાપ્ત થાય છે.[2]

તથા શેષ થિણદ્ધિ ૩-મિથ્યા૦-મિશ્ર-આદિ ૧૨ કષાય, નપું૦-સ્રી૦-નરકદ્વિક-તિર્યગ્દ્વિક-કુજાતિ ૪-સ્થા૦-સૂ૦-સાધા૦-આતપ-ઉદ્યોત-એ ૩૨ પ્રકૃતિયોનો આપ આપણા ક્ષયકાળે જે

---

૧ સંક્રમ ચાલતાં ચાલતાં અન્ત્ય સમયે શેષ રહેલા સર્વ પરમાણુઓનો સમુદાય એકદમ સંક્રમાવી દેવો તે **सर्वापवर्त्तना** વા સર્વસંક્રમ ઉદ્વલનાને અન્તે હોય છે.

૨ અયોગી ગુણસ્થાને માત્ર સ્તિબુક સંક્રમ થાય છે કે જે સંક્રમ કરણરૂપ નથી. અને સયોગી ગુણસ્થાને તો વીર્યપ્રવૃત્તિરૂપ કરણ ચાલુ હોવાથી ત્યાં સ્થિતિસંક્રમ થાય છે કે જે કરણ વિશેષ છે.

પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણ [3]અન્ત્યનિક્ષેપ છે તેટલો જ૦સ્થિ૦સંક્રમ છે. અને યત્સ્થિતિ તો સર્વસ્થિતિયુક્ત એટલે તેજ જ૦સ્થિતિસંક્રમમાં (=જ૦સ્થિ૦સંક્રમથી) આવલિકા અધિક જાણવી.

અહિં સંપ્રદાય આ પ્રમાણે છે—સ્ત્રી અને નપુંસક વેદ સિવાયની ૩૦ પ્રકૃતિયોની એક નીચેની આવલિકા મૂકીને શેષ ઉપર પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણ અન્ત્યખંડરૂપ સ્થિતિને અન્યત્ર સંક્રમાવે છે, તેથી તે ૩૦ પ્રકૃતિયોની જઘન્યસંક્રમકાળે યત્સ્થિતિ=સર્વસ્થિતિ એક આવલિકા અધિક તેજ જઘન્યસ્થિતિસંક્રમપ્રમાણ જાણવી. અને સ્ત્રીનપુંસકવેદની યત્સ્થિતિ તો અન્તર્મુહૂર્તાધિક જ૦ સ્થિ૦સંક્રમપ્રમાણ જાણવી. કારણ કે એ બે પ્રકૃતિનો અન્ત્ય સ્થિતિખંડ અન્તરકરણમાં રહેલો જીવ સંક્રમાવે છે, ને અન્તરકરણમાં કર્મદલિક વિદ્યમાન વા વેદ્યમાન નથી, કિંતુ તેથી ઉપરનું દલિક વિદ્યમાન વા વેદ્યમાન છે, ને અન્તરકરણ અન્તર્મુહૂર્ત પ્રમાણનું છે તેથી એ બે પ્રકૃતિયોની યત્સ્થિતિ તે અન્તર્મુહૂર્તાધિક જ૦ સ્થિ૦ સંક્રમપ્રમાણ જાણવી. શેષ પ્રકૃતિયોનું અન્તરકરણ થતું નથી માટે તેઓની યત્સ્થિતિ આવલિકાધિક જ૦સ્થિ૦સંક્રમપ્રમાણ જાણવી.

એ પ્રમાણે જ૦સ્થિ૦સંક્રમપ્રમાણ કહીને હવે સાદિ અનાદિ પ્રરૂપણાનો પ્રસંગ હોવાથી તે કહેવાય છે. ત્યાં સાદિઅનાદિ પ્રરૂપણા બે પ્રકારે છે. ૧ મૂળ પ્રકૃતિ સંબંધિ. ૨ ઉત્તર પ્રકૃતિ સંબંધિ. તેમાં પ્રથમ मूळप्रकृति संबंधि सादिअनादि प्ररुपणा કહેવાય છે.

### મૂળગાથા ૩૬ મી.

**मूलट्ठिइ अजहन्नो, सत्तण्ह तिहा चउव्विहो मोहे**
**सेसविगप्पा तेसिं, दुविगप्पा संकमे होंति ॥३६॥**

૩ સંક્રમના અન્ત્ય સમયે જે પરમાણુનો સમૂહ સ્વપરપ્રકૃતિમાં પ્રક્ષેપવો તે અન્ત્ય સંછોભ વા अन्त्य प्रक्षेप કહેવાય છે.

ગાથાર્થ:—સાત મૂળકર્મનો અજઘન્ય સ્થિતિસંક્રમ ત્રણ પ્રકારે છે. અને મોહનીય કર્મનો અજ૦સ્થિ૦સંક્રમ ચાર પ્રકારે છે. અને તે આઠે કર્મના ઉક્તશેષ (૩) જ૦સ્થિ૦સંક્રમ બે પ્રકારે છે.

ટીકાર્થ:—અહિં જ૦સ્થિતિસંક્રમથી ઉત્કૃષ્ટ સ્થિ૦સં૦ સુધીના (ઉ૦ સહિત) સર્વે સ્થિતિસંક્રમ (=જ૦ રહિત) અજઘન્ય સ્થિ૦ સંક્રમ કહેવાય છે. અને ઉત્કૃષ્ટ સ્થિ૦સંક્રમથી (અનંતરના=હેઠેના) જઘન્ય સ્થિ૦સંક્રમ સુધીના (જ૦ સહિત) સર્વ અનુત્કૃષ્ટસ્થિતિસંક્રમ કહેવાય છે. (તથા જ૦ અને ઉ૦ એ બે સ્થિતિ સંક્રમ તો સુવિદિતજ છે). ત્યાં મોહનીય સિવાય ૭ કર્મનો અજઘન્ય સ્થિતિસંક્રમ અનાદિ–ધ્રુવ–અધ્રુવ એમ ૩ પ્રકારે છે. તે આ પ્રમાણે—આવરણ અને વિઘ્નની સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિમાં વર્તતા ક્ષીણકષાયી જીવને ૧૪ આવરણ ને ૫ વિઘ્નનો જ૦ સ્થિતિસંક્રમ થાય છે. તથા નામ, ગોત્ર, વેદનીય ને આયુષ્યનો જ૦ સ્થિ૦ સંક્રમ સયોગિકેવલીગુણસ્થાનના અન્ત્ય સમયે અન્તર્મુહુર્તપ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે આવલિકાહીન અન્તર્મુ૦ પ્રમાણ જ૦ સ્થિ૦ સંક્રમ થાય છે. તે સાદિ અધ્રુવ છે. ને એથી અન્ય સર્વ સ્થિતિસંક્રમો અજઘન્ય છે. તે અભવ્યને અનાદિ ધ્રુવ છે. અને ભવ્યને ધ્રુવ છે. (સાદિની વિવક્ષા પ્રથમ ભવ્યાપેક્ષાએ કહી છે).

તથા चउव्विहो मोहं=મોહનીય કર્મનો અજઘન્યસ્થિતિસંક્રમ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–ક્ષપક જીવને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાને મોહનીય કર્મની સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ શેષ રહે તે અવસરે જે મોહનીયનો જ૦ સ્થિ૦ સંક્રમ થાય છે તે સાદિ અધ્રુવ છે. ને તે જ૦ સ્થિ૦ સંક્રમથી અન્ય સર્વ અજ૦ સ્થિ૦ સંક્રમ ક્ષાયિકોપશમક જીવને મોહોપશાન્ત અવસ્થામાં હોય નહિ પરન્તુ ઉપશાન્ત અવસ્થાથી પડતાં અજ૦ સ્થિ૦ સંક્રમ પ્રારંભાય તે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવોની અપેક્ષાએ અનાદિ, અભવ્યાપેક્ષાએ ધ્રુવ ને ભવ્યાપેક્ષાએ અધ્રુવ છે.

તથા એ ૭ કર્મોના ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, ને જઘન્ય, એ ત્રણ સ્થિતિ સંક્રમ સાદિ ને અધ્રુવ એમ બે પ્રકારે છે તે આ પ્રમાણે—એ કર્મોની જે જીવ ઉ૦ સ્થિતિ બાંધે છે તે જીવ ઉ૦ સ્થિ૦ સંક્રમ કરે છે, અને ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્તતો જીવજ ઉ૦ સ્થિતિ બાંધી શકે છે, પુનઃ ઉત્કૃષ્ટ સંક્લેશ સર્વકાળ લભ્યમાન હોતો નથી પરન્તુ અન્તરે અન્તરે (કોઇ કોઇ અવસરે) ઉ૦ સંક્લેશ હોય છે ને શેષ કાળમાં તો અનુત્કૃષ્ટ સંક્લેશજ હોય છે તે કારણથી ઉ૦ સ્થિ૦ સંક્રમ ને અનુત્કૃષ્ટ સ્થિતિ સંક્રમ એ બન્ને સાદિ અધ્રુવ છે. અને જ૦ સ્થિ૦ સંક્રમ તો પ્રથમજ સાદિ અધ્રુવ કહેલો છે. ( એ પ્રમાણે ૮ મૂળપ્રકૃતિના ચારે પ્રકારના સ્થિ૦ સંક્રમની સાદિ અનાદિ પ્રરૂપણા કરી. )

હવે . उत्तर प्रकृतियोमां ચાર પ્રકારના સ્થિતિ સંક્રમ પ્રત્યે साद्यादि प्ररुपणा કરાય છે.

## મૂળ ગાથા ૩૭ મી.

**धुवसंतकम्मिगाणं, तिहा चउद्धा चरित्तमोहाणं**
**अजहन्नो सेसेसु य, दुहेतरासिं च सव्वत्थ ॥ ३७ ॥**

**ગાથાર્થ**:—ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો અજઘન્ય સ્થિતિસંક્રમ ૩ પ્રકારે છે, ને ચારિત્રમોહનીયનો અજ૦સ્થિ૦સંક્રમ ચાર પ્રકારે છે. તથા એ ધ્રુવસત્તાકના ઉક્તશેષ સ્થિ૦સંક્રમમાં અને અધ્રુવ સત્તાકના ચારે સ્થિ૦સંક્રમમાં સાદિ અધ્રુવ એ બે પ્રકાર છે.

**ટીકાર્થ**:—જે પ્રકૃતિયોની સત્તા ધ્રુવ છે તે ધ્રુવસત્તાક પ્રકૃતિયો ૧૩૦ છે, તેનાં નામ—નરક ૨—દેવ ૨—નર ૨—વૈ૦ ૭-આહા૦ ૭-જીન૦-સમ્ય૦-મિશ્ર-ઉચ્ચ-આયુ ૪ એ ૨૮ પ્રકૃતિયો અધ્રુવ સત્તાક છે, તેને ૧૫૮ માંથી બાદ કરીએ તો શેષ ૧૩૦ પ્રકૃતિયો

ધ્રુવસત્તાક થાય. તેમાંથી પણ પૃથક્ વિવક્ષાવાળી ચારિત્રમોહની-યની ૨૫ પ્રકૃતિ બાદ કરતાં શેષ ૧૦૫ પ્રકૃતિયોનો જ૦સ્થિ૦સંક્રમ આપ આપણા ક્ષયના અન્ત્યસમયે થાય છે તે સાદિ અધ્રુવ છે ને તેથી અન્ય સર્વ અજ૦ સ્થિ૦સંક્રમ અનાદિ છે. તથા અભવ્યા-પેક્ષાએ ધ્રુવ ને ભવ્યપેક્ષાએ અધ્રુવ છે—તથા ચારિત્ર મોહનીયની ૨૫ પ્રકૃતિયોનો અજ૦ સ્થિ૦ સંક્રમ સાદિ, અનાદિ. ધ્રુવ ને અધ્રુવ એમ ચાર પ્રકારે છે તે આ પ્રમાણે—ઉપશમ શ્રેણિમાં એ ૨૫ પ્રકૃતિયોનો ઉપશમ હોવાથી સંક્રમનો અભાવ છે, તે ઉપશમ શ્રેણિથી પડતાં પુનઃ અજ૦ સ્થિ૦સંક્રમ પ્રારંભાય છે માટે આ અજ૦ સ્થિ૦ સંક્રમ સાદિ, એ સ્થાનને નહિ પામેલા જીવોની અપેક્ષાએ અનાદિ, અભવ્યાપેક્ષાએ ધ્રુવ અને ભવ્યની અપેક્ષાએ અધ્રુવ છે.

તથા સેસસુય દુહા=શેષ ઉત્કૃ૦, અનુત્કૃ૦, ને જઘ૦, એ ત્રણ સ્થિતિસંક્રમ સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે. ત્યાં ઉત્કૃષ્ટ, અને અનુત્કૃષ્ટ, સ્થિ૦ સંક્રમની ભાવના ( સમજ ) મૂળપ્રકૃતિવત્ જાણવી. અને જ૦ સ્થિ૦ સંક્રમ આપ આપણા ક્ષયને અવસરે પ્રાપ્ત થાય છે તેથી તે જ૦ સ્થિ૦ સંક્રમ સાદિ અધ્રુવ છે.

તથા इयरासां=ઇતર જે પૂર્વોક્ત ૨૮ અધ્રુવસત્તાક પ્રકૃતિયો તે સર્વના સર્વ ( ઉ૦—અનુ૦—જ૦—અજ૦ ) સ્થિતિસંક્રમ સાદિ અધ્રુવ છે તેની સમજ અધ્રુવસત્તાક પ્રકૃતિયોવત્ જાણવી.

હવે અનક્રમથી પ્રાપ્ત થયેલ જ૦ અને ઉ૦ સંક્રમના સ્વામિ કોણ ? તે કહેવાય છે ત્યાં પ્રથમ ઉ૦સ્થિ૦संक्रमना स्वामि કહેવાય છે.

## મૂળ ગાથા ૩૮ મી.

**बन्धाओ उक्कोसो, जासिं गंतूण आलिगं परओ**
**उक्कोससामिओ सं–कमा उ जासिं दुगं तासिं ॥३८॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થ:—જે પ્રકૃતિયોનો બંધને આશ્રયિ ઉત્કૃષ્ટ સ્થિતિ-બન્ધ થાય છે તે પ્રકૃતિયોના ઉ૦ સ્થિતિબંધક તેજ દેવ, નારક, તિર્યંચ, ને મનુષ્ય છે. ને गंतूण आलिगं परओ=બન્ધાવલિકા વ્યતીત થયા બાદ ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમના સ્વામિઓ ઉત્કૃષ્ટ સ્થિતિને સંક્રમાવે છે.

પુનઃ જે પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિ સંક્રમ વડે પ્રાપ્ત થાય છે તે પ્રકૃતિયોની બન્ધાવલિકા ને સંક્રમાવલિકારૂપ બે આવલિકા વ્યતીત થયે છતે શેષ ઉ૦ સ્થિતિસત્તાવાળા જીવો ઉ૦ સ્થિ૦સંક્રમના સ્વામિ હોય છે. અર્થાત્ બન્ધાવલિકા સંક્રમાવલિકા વ્યતીત થતાં ઉ૦ સ્થિ૦ સંક્રમના સ્વામિ હોય છે.

હવે સમ્યક્ત્વ અને મિશ્રના ઉ૦ સ્થિ૦સંક્રમસ્વામિ કહે છે.

## મૂળ ગાથા ૩૯ મી.

**तस्संत कम्मिगो बंधिऊण, उक्कोसगं मुहुत्तं तो**
**सम्मत्तमीसगाणं, आवलिया सुद्धदिट्ठीओ ॥३९॥**

ગાથાર્થ:—સમ્ય૦ ને મિશ્રની સત્તાવાળા મિથ્યા૦ ની ઉ૦ સ્થિતિ બાંધીને અન્તર્મુ૦હીન સ્થિતિને સંક્રમાવે છે. તથા સમ્ય૦ને મિશ્રની આવલિકાહીન સ્થિતિને વિશુદ્ધ સમ્યક્ત્વી જીવ સંક્રમાવે છે.

ટીકાર્થ:—तत्सत्कर्मा=સમ્યક્ત્વ અને મિશ્રની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિ જીવો મિથ્યાત્વની ૭૦ કોડાકોડિ પ્રમાણ ઉ૦ સ્થિતિ બાંધીને અન્તર્મુહૂર્ત વ્યતીત થયા બાદ મિથ્યાત્વથી પડીને સમ્યક્ત્વને પ્રાપ્ત કરે, તેથી આ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ જીવ અન્તર્મુ૦હીન મિથ્યાત્વની ઉ૦સ્થિતિને સમ્યક્ત્વ અને મિશ્રમાં સંક્રમાવે છે. તદનંતર સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ ઉદયાવલિકાથી ઉપરની

સમ્યક્ત્વ સ્થિતિને અપવર્ત્તનાકરણ વડે સ્વસ્થાનમાં સંક્રમાવે છે. તથા મિશ્રમોહનીયની સ્થિતિને પણ સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ ઉપરની સ્થિતિને સમ્યક્ત્વમાં સંક્રમાવે અને (સ્વસ્થાનમાં) અપવર્ત્તના કરે છે. તે કારણથી ત્રણે દર્શનમોહનીયના ઉ૦ સ્થિ૦ સંક્રમસ્વામિ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ જીવો હોય છે. इति उ० स्थि०सं० स्वामि प्ररुपणा.

॥ હવે જઘન્ય સ્થિતિસંક્રમના સ્વામિ કહેવાય છે ॥

## મૂળ ગાથા ૪૦ મી.

**दंसणचउक्कविग्घा--वरणं समयाहिगालिगा छउमो**
**निद्दाणावलिगदुगे, आवलियअसंखतमसेसे ॥४०॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થ:—ચક્ષુ, અચક્ષુ, અવધિ ને કેવલ દર્શનાવરણ એ ૪ દર્શનાવરણ ૫ જ્ઞાનાવરણ ૫ અન્તરાય એ ૧૪ પ્રકૃતિના જ૦ સ્થિ૦સંક્રમસ્વામિ छउमो=ક્ષીણકષાય વીતરાગછદ્મસ્થ જીવો સ્વગુણસ્થાનની સમયાધિકાવલિકાપ્રમાણ શેષસ્થિતિમાં વર્તતા જાણવા. નિદ્રાદ્વિકની બે આવલિકા ને એક આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ શેષસ્થિતિમાં વર્તતા ક્ષીણકષાય વીતરાગછદ્મસ્થ જીવો નિદ્રા ને પ્રચલાના જ૦ સ્થિ૦ સંક્રમસ્વામિ જાણવા.

॥ હવે [1]દર્શનમોહનીયના જ૦ સ્થિ૦સંક્રમસ્વામી કહે છે. ॥

---

૧ કર્મપ્રકૃતિમાં આ સ્થાને वेदकसम्यक्त्वस्य એ પાઠથી અવતરણ કરેલું છે. પરંતુ અધિકારને લઇને મેં એ સ્થાને " દર્શનમોહનીય " એ અર્થથી અવતરણ કહેલું છે.

## મૂળગાથા ૪૧ મી.

समयाहिगालिगाए, सेसाए वेयगस्स कयकरणे
सरकवगचरमखंडग--संछुभणा दिट्ठिमोहाणं ॥४१॥

ગાથાર્થ:—સમ્યક્ત્વની સમયાધિકાવલિકા શેષસ્થિતિમાં વર્તતા કૃતકરણ જીવો સમ્યક્ત્વમોહનીયના જ૦ સ્થિ૦ સંક્રમ સ્વામિ છે, તથા મિથ્યાત્વ અને મિશ્રના જ૦સ્થિ૦સંક્રમસ્વામિ તે તે પ્રકૃતિના અન્ત્યખંડને પ્રક્ષેપનારા ક્ષપકજીવો જાણવા.

ટીકાર્થ:—દર્શનમોહનીયનો ક્ષપક મનુષ્ય જઘન્યથી પણ ૮ વર્ષની વયનો હોય છે. તે મિથ્યાત્વ અને મિશ્રનો ક્ષય કરીને અને સમ્યક્ત્વને સર્વાપવર્ત્તનાથી અપવર્ત્તિને સમ્યક્ત્વને વેદતો છતો સમ્યક્ત્વને ક્ષય કરવાનું શેષ રહેછતે કોઇક મનુષ્ય ચાર ગતિમાંની એક ગતિમાં જાય છે. તેથી કરીને ચાર ગતિમાંની કોઇપણ ગતિનો જીવ સમ્યક્ત્વની સમયાધિક આવલિકાપ્રમાણ શેષસ્થિતિમાં વર્તતો જે કૃતકરણ ( ક્ષય કરવામાં તત્પર ) તેજ સમ્યક્ત્વના જ૦ સ્થિ૦ સંક્રમનો સ્વામિ જાણવો. હવે મિથ્યાત્વ અને મિશ્રના જ૦ સ્થિ૦ સંક્રમનો સ્વામિ કહે છે.

મિથ્યાત્વ અને મિશ્ર એ બે દર્શનમોહનીયના ક્ષયકાળે જે ચરમખંડનો પ્રક્ષેપનાર એટલે મિથ્યાત્વમિશ્રને સર્વાપવર્ત્તનાએ અપવર્ત્તિને પલ્યોપમાસંખ્યતમભાગપ્રમાણ અન્તિમસ્થિતિખંડને પરપ્રકૃતિમાં જે પ્રક્ષેપનાર અવિ૦ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરત, પ્રમત્ત વા અપ્રમત્ત એ મિથ્યા૦ મિશ્રના જ૦ સ્થિ૦ સંક્રમના સ્વામિ જાણવા.

## મૂળ ગાથા ૪૨ મી.

समउत्तरालिगाए–लोभे सेसाए सुहुमरागस्स
पढमकसायाण वि सं–जोयणसंछोभणाए य ॥४२॥

ગાથાર્થ:—ટીકાર્થવત્.

ટીકાર્થ:—સૂક્ષ્મસંપરાયરૂપ સ્વગુણસ્થાનકની સમયાધિક આવલિકાપ્રમાણ શેષસ્થિતિમાં વર્તતો જીવ જ૦ સ્થિ૦ સંક્રમનો સ્વામિ છે. અહિં તાત્પર્ય એ છે કે–સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકવર્તિ જીવ સ્વગુણસ્થાનની (સૂ૦ સં૫૦ ની) સમયાધિક આવલિકા-પ્રમાણ શેષસ્થિતિમાં વર્તતો જીવ લોભના જ૦ સ્થિ૦ સંક્રમનો સ્વામિ છે. હવે અનંતાનુબંધિના જ૦ સ્થિ૦સંક્રમના સ્વામિ કહે છે.

પ્રથમના ચાર અનંતાનુબંધિ કષાયની વિસંયોજના એટલે વિનાશ કર્યે છતે પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ અન્ત્ય સ્થિતિખંડના પ્રક્ષેપમાં વર્તતો ચાર ગતિમાંનો કોઇ પણ સમ્યગ્દષ્ટિ જીવ જ૦ સ્થિ૦ સંક્રમનો સ્વામિ જાણવો.

મૂળ ગાથા ૪૩ મી.

**चरिमसजोगे जा अत्थि, तासि सो चेव सेसगाणं तु**
**खवगक्कमेण अनियट्टि–बायरो वेयगो वेए ॥ ४३ ॥**

ગાથાર્થ:—જે પ્રકૃતિયોનો અન્ત સયોગી કેવલિને હોય છે તે પ્રકૃતિયોની જ૦ સ્થિ૦ સંક્રમનો સ્વામિ તેજ સયોગિકેવલિ હોય છે, અને શેષપ્રકૃતિયોના જ૦ સ્થિ૦ સંક્રમસ્વામિ ક્ષયના અનુક્રમે ક્ષય કરનાર અનિવૃત્તિબાદર ગુણસ્થાનવર્તિ જીવો છે, તથા વેદની જ૦ સ્થિ૦ સંક્રમના સ્વામિ તે તે વેદના ઉદયવાળા જીવો જાણવા.

ટીકાર્થ:—પૂર્વે જે યોગ્યન્તિક પ્રકૃતિઓ ૯૪ કહી છે તેઓના જ૦ સ્થિ૦ સંક્રમસ્વામિ અન્ત્યાપવર્ત્તનાએ વર્તતો તેજ સયોગી-કેવલિ જાણવા. હવે શેષપ્રકૃતિયોના જઘન્યસ્થિતિસંક્રમ સ્વામિ કહે છે.

सेसगाणं=શેષ થીણદ્ધિ ૩–નામની ૧૩– ૮ કષા૦–૯ નોક૦–

સં૦ ૩. એ ૩૬ પ્રકૃતિયોનો જ૦ સ્થિ૦ સંક્રમ સ્વામિ એ ૩૬ ના ક્ષયની પરિપાટિએ પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ અન્ત્યસ્થિતિખંડના પ્રક્ષેપમાં વર્તતો અનિવૃત્તિબાદરગુણસ્થાનવર્તિ જીવ જાણવો.

તથા વેયગો વેએ=વેદનો જ૦સ્થિ૦સંક્રમસ્વામિ વેદમાં વર્તનારો જાણવો. તે આ પ્રમાણે–પુરૂષવેદના ઉદયમાં વર્તતો જીવ પુરૂષવેદનો, સ્ત્રીવેદના ઉદયમાં વર્તતો સ્ત્રીવેદનો, અને નપુંસકવેદના ઉદયમાં વર્તનારો અનિવૃત્તિબાદર ગુણસ્થાનવર્તી અન્ત્યસંક્રમમાં વર્તતો જીવ નપુંસકવેદનો જ૦ સ્થિ૦ સંક્રમસ્વામિ જાણવો. અન્ય વેદ સહિત ક્ષપકશ્રેણિમાં વર્તતા જીવને અન્ય વેદનો જ૦ સ્થિ૦ સંક્રમ ન હોય. કારણ કે–જે વેદ વડે ક્ષપકશ્રેણિએ ચઢે છે તે વેદની સ્થિતિના ઘણા પુદ્ગલો ઘણી સ્થિતિ અને ઘણા પુદ્ગલોને ઉદીરણા ને અપવર્ત્તનાદિ વડે ખપાવે છે, તેથી જો કે નપુંસક વેદે ક્ષપકશ્રેણિએ ચઢેલો જીવ સ્ત્રીવેદ નપુંસકવેદને સમકાળે ખપાવે છે તો પણ નપુંસકવેદનોજ જ૦ સ્થિ૦ સંક્રમ થાય છે. પરન્તુ ઉદય ને ઉદીરણાનો અભાવ હોવાથી સ્ત્રીવેદનો જ૦ સ્થિ૦ સંક્રમ થતો નથી. તથા સ્ત્રીવેદ સહિત ક્ષપકશ્રેણિએ ચઢેલો જીવ નપુંસકવેદનો ક્ષય કર્યા બાદ અન્તર્મુહૂર્તકાળે સ્ત્રીવેદનો ક્ષય કરે છે. ને એટલા કાળમાં ઉદય ઉદીરણાથી ઘણી સ્થિતિ ત્રુટી જાય છે. પુનઃ જો કે પુરૂષવેદ સહિત ક્ષપકશ્રેણિએ ચઢેલા જીવને પણ એટલો કાળ લાગે છે તો પણ તે જીવને સ્ત્રીવેદ સંબંધિ ઉદય ઉદીરણા થતી નથી. તેથી સ્ત્રીવેદ સહિત ક્ષપકશ્રેણિએ ચઢેલા જીવનેજ સ્ત્રીવેદનો જ૦ સ્થિતિ સંક્રમ હોય છે. તથા પુરૂષવેદ સહિત ક્ષપક શ્રેણિએ ચઢેલો જીવ હાસ્યછક્કનો ક્ષય કર્યા બાદ પુરૂષવેદને ખપાવે છે, અન્યથા હાસ્યછકક યુકત જીવને ઉદિતવેદની ઉદીરણા પણ પ્રવર્તે છે તેથી પુ૦ વેદની ઘણી સ્થિતિ ત્રુટે છે. તેથી પુરૂષવેદનો જ૦ સ્થિ૦ સંક્રમ પુરૂષવેદ સહિત ક્ષપકશ્રેણિએ ચઢેલા જીવનેજ હોય પરંતુ અન્યને ન હોય.

( इति स्थिति संक्रम )

## ॥ अथ अनुक्रम संक्रम ॥

એ પ્રમાણે સ્થિતિસંક્રમ કહ્યો. અને હવે અનુભાગસંક્રમ કહેવાનો પ્રસંગ છે, ત્યાં ૬ અનુયોગદ્વાર છે તે આ પ્રમાણે—

૧ ભેદસ્પર્ધકપ્રરૂપણા
૨ વિશેષલક્ષણપ્રરૂપણા
૩ ઉત્કૃષ્ટાનુભાગસંક્રમપ્રમાણ પ્રરૂપણા
૪ જઘન્યાનુભાગસંક્રમપ્રમાણ પ્રરૂપણા
૫ સાદ્યનાદિપ્રરૂપણા
૬ સ્વામિત્વપ્રરૂપણા

એ ૬ અનુયોગમાંથી પ્રથમ भेदस्पर्धकप्ररूपणा કહે છે.

### મૂળ ગાથા ૪૪ મી.

**मूलुत्तरपगइगतो, अणुभागे संकमो जहा बंधे**
**फड्डुगनिद्देसो सिं, सव्वेयर घायऽघाईणं ॥ ४४ ॥**

**ગાથાર્થ:**—અનુભાગસંક્રમના વિષયમાં મૂળ અને ઉત્તર પ્રકૃતિના ભેદ જેમ બંધશતકમાં કહ્યા છે તેમ જાણવા. તથા આ સર્વઘાતિ, દેશઘાતિ અને અઘાતિ પ્રકૃતિઓની રસસ્પર્ધકપ્રરૂપણા પણ બન્ધશતકવત્ જાણવી.

**ટીકાર્થ:**—અનુભાગસંબંધિ મૂળ અને ઉત્તરપ્રકૃતિનો સંક્રમ અર્થાત્ મૂળપ્રકૃતિઅનુભાગસંક્રમ, અને ઉત્તરપ્રકૃત્યનુભાગસંક્રમ એ બે પ્રકારના અનુભાગસંક્રમમાં તે મૂળ અને ઉત્તરપ્રકૃતિના ભેદ જે રીતે બન્ધશતકગ્રન્થમાં કહયા છે તે રીતે અત્રે પણ જાણવા. એ પ્રમાણે ભેદપ્રરૂપણા કરીને હવે સ્પર્ધકપ્રરૂપણા કહે છે. फड्डुग ઇત્યાદિ=આ સર્વઘાતિ, દેશઘાતિ, અને અઘાતિ પ્રકૃતિઓની સ્પર્ધક પ્રરૂપણા પણ જેમ શતકગ્રન્થે કહી છે તેમ જાણવી તો પણ કંઇક કહેવાય છે.

કેવલજ્ઞાનાવરણ–કેવલદર્શનાવરણ–પ્હેલા૧૨કષાય–૫ નિદ્રા અને મિથ્યાત્વ–એ ૨૦ પ્રકૃતિઓના રસસ્પર્ધક સર્વઘાતિ છે.

પોતાને ઘાત કરવા યોગ્ય કેવલજ્ઞાનાદિ ગુણોનો જે સર્વથા ઘાત કરે છે તે તામ્રભાજનવત્ [1]નિશ્છિદ્ર, ઘૃતવત્ [2]સ્નિગ્ધ, દ્રાક્ષવત્ [3]અલ્પપ્રદેશોપચિત, અને સ્ફટિક વા અબરખવત્ [4]અતિનિર્મલ એવો સર્વઘાતિરસ છે. કહ્યું છે કે—

जो घायइ सविसयं, सयलं सो होइ सव्वघाइरसो
सो निच्छिड्डो निद्धो, तणुओ फलिहब्भहरविमलो ॥ १ ॥

( જે સ્વવિષયરૂપ પ્રકૃતિનો સર્વથા ઘાત કરે તે સર્વઘાતિરસ છે ઇત્યાદિ ગતાર્થૈવ )

તથા પ્રથમ ૪ જ્ઞાનાવરણ-૩ દર્શનાવરણ-સંજ્વલન ૪-૯ નો કષાય-ને ૫ અન્તરાય એ ૨૫ પ્રકૃતિયોનો રસ દેશઘાતિ છે. પોતાને ઘાત કરવા યોગ્ય મતિજ્ઞાનાદિગુણના દેશનો એટલે એક અંશનો ઘાત કરવાના સ્વભાવવાળો જે રસ તે દેશઘાતિરસ કહેવાય એ રસ અનેક પ્રકારના સેંકડો છીદ્રવડે સંકીર્ણ (વ્યાપ્ત) છે. તે આ પ્રમાણે—કોઇક દેશઘાતિરસ વાંસની ચીપોથી બનાવેલી સાદડી (ચટાઇ) વત્ અનેક સેંકડો મોટાં છિદ્રસંયુક્ત છે; કોઇક દેશઘાતિરસ મધ્યમ અનેક સેંકડો છિદ્રયુક્ત કંબલ (કાંબળી) જેવો છે, પુનઃ કોઇક દેશઘાતિરસ તથા પ્રકારના (મલમલાદિ) વસ્ત્રવત્ અત્યન્ત સૂક્ષ્મ અનેક સેંકડો છિદ્રસંયુક્ત છે. તે દેશઘાતિ રસસ્પર્ધકો અલ્પસ્નેહયુક્ત અને વિશિષ્ટ નિર્મલતા રહિત છે કહ્યું છે કે—

---

૧ અર્થાત્ અતિનિબિડ-ગાઢ રસ.

૨ અર્થાત્ અતિસ્નિગ્ધ-ચિક્કણ રસ.

૩ જેમ દ્રાક્ષમાં પરમાણુ થોડા પણ રસ ઘણો છે તેમ સર્વઘાતિ રસવાળા પરમાણુઓ અન્ય પ્રકૃત્યપેક્ષાએ અનંતમેભાગે અતિ અલ્પ છે ને એટલા અલ્પ પરમાણુઓમાં પણ સ્વવિપાકાનુભવદાનરૂપ રસ અત્યંત તીવ્ર છે.

૪ સ્ફટિક વા અબરખવત્ નિર્મલતાનો ભાવ શ્રી બહુશ્રુતગમ્ય.

देसविघाइत्तणओ, इयरो कडकंबलंसुसंकासो
विविहबहुछिद्द भरिओ, अप्पासिणेहो अविमलो य ॥ २ ॥

( ગતાર્થૈવ ).

તથા વેદનીય, આયુ, નામ, અને ગોત્ર સંબંધિ ૧૧૧ પ્રકૃતિઓના રસસ્પર્ધકો અઘાતિ જાણવા. કેવલ વેદાતા સર્વઘાતિરસસ્પર્ધકના સંબંધથી તે ( દેશઘાતિ સ્પર્ધકો ) પણ સર્વઘાતિ થાય છે. જેમ લોકમાં પોતે ચોર નહિ હોતે છતે પણ ચોરના સંબંધથી ચોર જ કહેવાય છે તદ્વત્. કહ્યું છે કે—

जाण न विसओ घाइ—त्तणंमि ताणंपि सव्वघाइरसो
जायइ घाइसगासेण—चोरयावेहऽचोराणं ॥ ३ ॥

( ગતાર્થૈવ ).

॥ હવે દર્શન મોહનીયની સ્પર્ધકપ્રરૂપણા કહેવાય છે. ॥

મૂળ ગાથા ૪૫ મી.

सव्वेसु देसघाइसु, सम्मत्तं तदुवरिं तु वा मिस्सं
दारुसमाणस्साणं, तमोत्ति मिच्छत्तमुप्पिमओ ॥४५॥

ગાથાર્થ:—સર્વ દેશઘાતિરસસ્પર્ધકોમાં સમ્યક્ત્વ છે, તેથી ઉપરના સર્વઘાતિસ્પર્ધકોમાં મિશ્રમોહનીય છે, ને તેથી ઉપરના સર્વઘાતિસ્પર્ધકોમાં મિથ્યાત્વ છે.

ટીકાર્થ:—અહિં દર્શનમોહનીયનાં સત્તાગત રસસ્પર્ધકો દેશઘાતિ અને સર્વઘાતિ એમ બે પ્રકારનાં છે. તેમાં જે એક સ્થાનિક ને દ્વિસ્થાનિક દેશઘાતિ રસસ્પર્ધકો છે તે સર્વમાં સમ્યક્ત્વમોહનીય છે. ને तदुवरिं तु मिस्सं એટલે જ્યાં દેશઘાતિ સ્પર્ધકો સમાપ્ત થયાં ત્યાંથી ઉપરનાં રસસ્પર્ધકો મિશ્રમોહનીયનાં છે ને તે

દેશઘાતિ અને દ્વિસ્થાનિકરસયુક્ત છે. તે મિશ્રમોહનીયનાં સ્પર્ધકો પણ ત્યાં સુધી જાણવાં કે જ્યાં સુધી दारु समाणस्साणंतमो=દારૂ સમાન ( એક સ્થાનકાદિ રસો અનુક્રમે લતા-કાષ્ટ-હાડ-પાષાણ સરખા છે એ શૈલીએ ) દ્વિસ્થાનિકરસના સ્પર્ધકોનો અનંતમોભાગ વ્યતીત થાય. તેથી જ્યાં મિશ્રમોહનીયનાં સ્પર્ધકો સમાપ્ત થાય ત્યાંથી પ્રારંભીને આગળનાં જે દ્વિસ્થાનિક ત્રિસ્થાનિક ને ચતુઃસ્થાનિક રસયુક્ત સ્પર્ધકો છે તે સર્વ મિથ્યાત્વમોહનીયનાં જાણવાં. ( ઈતિ સ્પર્ધકપ્રરૂપણા )

॥ હવે વિશેષલક્ષણપ્રરૂપણા કહે છે ॥

## મૂળ ગાથા ૪૬ મી.

**तत्थट्ठ पयं उव्वट्टिया, व ओवट्टिया व अविभागा**
**अणुभाग संकमो एस, अन्नपगइं निया वावि ॥४६॥**

**ગાથાર્થ:**—ટીકાર્થવત્

**ટીકાર્થ:**—ત્યાં ( અનુભાગસંક્રમના સંબંધમાં ) અર્થપદ એટલે યાથાત્મ્યનિર્ધારણ ( અનુભાગસંક્રમ જે સ્વરૂપે છે તે સ્વરૂપનો નિર્ણય ) અથવા વિશેષલક્ષણ તે આ પ્રમાણે છે—

અનુભાગાવિભાગોની (રસાવિભાગોની) ઉદ્વર્ત્તના એટલે બૃહત પ્રમાણતા કરવી ( અધિકતા કરવી ) અથવા અપવર્ત્તના એટલે રસાવિભાગોની હીનતા કરવી અથવા અન્ય પ્રકૃતિમાં લઇ જવા એટલે રસાવિભાગોને અન્યપ્રકૃતિના સ્વભાવપણે પરિણમાવવા તે સર્વ अनुभागसंक्रम કહેવાય છે. ત્યાં મૂળ પ્રકૃતિયોના તો ઉદ્વર્ત્તના અપવર્ત્તના રૂપ બે અનુભાગસંક્રમજ હોય છે પરન્તુ તેઓને પરસ્પર સંક્રમ પામવાનો અભાવ હોવાથી પ્રકૃત્યંતરનયનરૂપ અનુભાગ સંક્રમ નથી, અને ઉત્તર પ્રકૃતિયોનો તો ત્રણે પ્રકારનો અનુભાગ સંક્રમ છે. ( ઇતિ વિશેષલક્ષણં ).

હવે ઉત્કૃષ્ટાનુભાગસંક્રમપ્રમાણનું પ્રતિપાદન કરે છે.

## મૂળગાથા ૪૭ મી

**दुविहपमाणे जेट्ठो, सम्मत्ते देसघाइ दुट्ठाणे**
**नरतिरियाऊआयव-मिस्से वि य सव्वघाइम्मि॥४७॥**

ગાથાર્થ:—સ્થાનપ્રમાણ, અને ઘાતિત્વપ્રમાણ એ બે પ્રમાણ (પ્રકાર) ના ઉત્કૃષ્ટઅનુભાગસંક્રમમાં સમ્યકત્વનો દેશઘાતિ અને દ્વિસ્થાનિકરસ, તથા નરાયુ, તિર્યંગાયુ, આતપ ને મિશ્ર એ ચારનો સર્વઘાતિ અને દ્વિસ્થાનિકરસ ઉત્કૃષ્ટાનુભાગસંક્રમના વિષયવાળો છે.

ટીકાર્થ:—અહિં ઉત્કૃષ્ટાનુભાગસંક્રમપ્રરૂપણામાં સ્થાનનું પ્રમાણ અને ઘાતિત્વનું પ્રમાણ એ બે પ્રમાણ કહેવાય છે. તેમાં સમ્યકત્વના દેશઘાતિ અને દ્વિસ્થાનિકરસનો ઉ૦સંક્રમ થાય એમ જાણવું. અહિં તાત્પર્ય એ છે કે સમ્યકત્વનો જે ઉ૦રસ સંક્રમે છે તે ઘાતિત્વને આશ્રયિ વિચારતાં દેશઘાતિ સંક્રમે છે ને સ્થાન આશ્રયિને વિચારિયે તો દ્વિસ્થાનિકરસ સંક્રમે છે. (અથવા સમ્યકત્વનો દેશઘાતિ અને દ્વિસ્થાનિકરસ સમૂહ જ્યારે સંક્રમે છે ત્યારે તેનો ઉ૦ અનુભાગ સંક્રમ હોય છે.)

તથા નરાયુ, તિર્યંગાયુ, આતપ, ને મિશ્ર, એ ૪ પ્રકૃતિનો જે ઉ૦ અનુભાગ સંક્રમે છે તે ઘાતિત્વને આશ્રયિ વિચારતાં સર્વઘાતિ, અને સ્થાનઆશ્રયિ વિચારતાં સર્વોત્કૃષ્ટ દ્વિસ્થાનિકરસ સંક્રમે છે. અહિં પણ તાત્પર્ય એ છે કે—એ ૪ પ્રકૃતિયોના સર્વોત્કૃષ્ટ દ્વિસ્થાનિકરસયુક્ત સર્વઘાતિસ્પર્ધકો જ્યારે સંક્રમે છે ત્યારે એ ૪ નો ઉ૦ અનુભાગસંક્રમ પ્રાપ્ત થાય છે. અહિં નરાયુ, તિર્યંગાયુ, ને આતપ એ ૩ પ્રકૃતિયોનો दुत्तिचउठाणा उ सेसाउ (=એ ૧૭ થી શેષ પ્રકૃતિયોનો દ્વિ ત્રિ ચતુઃ સ્થાનિકરસ છે) એ સૂત્રથી જો કે ત્રિ ચતુઃ સ્થાનિકરસ છે તો પણ સંક્રમમાં તો દ્વિસ્થાનિક સ્પર્ધકનોજ ઉ૦ સંક્રમ કહ્યો છે. તેથી એમ સમજાય છે કે—એ ૩ પ્રકૃતિયોનો

તથા સ્વભાવેજ ત્રિસ્થાનિક ચતુઃસ્થાનિક સ્પર્ધકની ઉદ્વર્ત્તના, અપવર્ત્તના, કે પ્રકૃત્યંતરનયનરૂપ ત્રણે પ્રકારનો સંક્રમ પ્રાપ્ત થતો નથી.

### મૂળ ગાથા ૪૮ મી.

**सेसासु चउट्ठाणे, मंदो संमत्तपुरिससंजलणे**
**एगठाणे सेसासु, सव्वघाइम्मि दुट्ठाणे ॥ ४८ ॥**

**ગાથાર્થઃ**—શેષ પ્રકૃતિયોના ઉ૦ અનુભાગસંક્રમમાં ચતુઃસ્થાનિક અને સર્વઘાતિ (રસ) હોય છે. ॥ હવે જઘન્યાનુભાગ સંક્રમ કહેવાય છે ॥ ત્યાં સમ્યક્ત્વમોહનીય, પુરૂષવેદ, સંજ્વલનચતુષ્ક એ ૬ પ્રકૃતિયોના જ૦ અનુ૦સંક્રમમાં એકસ્થાનિકને દેશઘાતિરસ હોય છે, ને શેષ પ્રકૃતિયોના જ૦ અનુ૦ સંક્રમમાં દ્વિસ્થાનિક અને સર્વઘાતિ રસ હોય છે.

**ટીકાર્થઃ**—પૂર્વોક્ત ૫ પ્રકૃતિયોથી શેષ વ્યતિરિક્ત પ્રકૃતિયોનો સ્થાનને આશ્રયિ સર્વોત્કૃષ્ટ ચતુઃસ્થાનિકરસ અને ઘાતિત્વ આશ્રયિને સર્વઘાતિરસ જ્યારે સંક્રમે છે ત્યારે તે પ્રકૃતિયોનો ઉ૦ અનુ૦ સંક્રમ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે ઉ૦અનુ૦સંક્રમ પ્રમાણ કહ્યું. ( इति उ० अनु० सं० प्रमाण )

॥ હવે जघन्यानुभागसंक्रमप्रमाणप्ररूपणा કહે છે. ॥

मंदो=સમ્યક્ત્વ, પુરૂષવેદ, અને સંજ્વલનચતુષ્ક એ ૬ પ્રકૃતિયોનો એક સ્થાનિક રસસંક્રમતે છતે એ ૬ નો જ૦ અનુ૦ સંક્રમ જાણવો તાત્પર્ય એ છે કે–સમ્યક્ત્વનો સર્વવિશુદ્ધ એક સ્થાનિકરસ જ્યારે સંક્રમે ત્યારે સમ્યક્ત્વનો જ૦ અનુ૦સંક્રમ જાણવો.

પુનઃ પુરૂષવેદ ને સંજ્વલનચતુષ્કના ક્ષયકાળે જે સમયોન

એ આવલિકાનાં બાંધેલાં એકસ્થાનિકરસયુકત સ્પર્ધકો છે તે જ્યારે સંક્રમે ત્યારે તેજ તેઓનો જ૦ અનુ૦ સંક્રમ જાણવો.[1]

તથા सेसाणु=પૂર્વોકત પ્રકૃતિયોથી વ્યતિરિકત સર્વ પ્રકૃતિયોનો દ્વિસ્થાનિકરસયુકત સર્વઘાતિસ્પર્ધકો સંક્રમતે છતે જ૦ અનુ૦ સંક્રમ જાણવો. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે—સમ્ય૦-પુરૂષવેદ-સંજ્વ૦ ચતુષ્ક એ ૬ પ્રકૃતિયોથી વ્યતિરિકત શેષ સર્વ પ્રકૃતિયોનો ઘાતિત્વઆશ્રયિ સર્વઘાતિ અને સ્થાનઆશ્રયિ દ્વિસ્થાનિક રસયુકત મંદરસવાળાં જે રસસ્પર્ધકો છે તે જ્યારે સંક્રમે ત્યારે તેજ તેઓનો જ૦ અનુ૦ સંક્રમ જાણવો. અહિં ૪ જ્ઞાનાવરણ, ૩ દર્શનાવરણ, ને ૫ અન્તરાય એ ૧૨ દેશઘાતિ પ્રકૃતિયોનો રસ જો કે બન્ધ અવસરે એક સ્થાનિકરસ બંધાય છે તોપણ ક્ષય કાળે પૂર્વબદ્ધ દ્વિસ્થાનિક રસ પણ સંક્રમે છે, પરન્તુ કેવલ એક સ્થાનિક રસ સંક્રમતો નથી તે કારણથી અહિં સંક્રમના સંબંધમાં એ પ્રકૃતિયોના એક સ્થાનિકરસનો સંક્રમ કહ્યો નથી એ પ્રમાણે જ૦ અનુ૦ સંક્રમપ્રમાણ પ્રરૂપણા કહી. (इति ज० अनु० सं० प्रमाण)

હવે સાદ્યનાદિ પ્રરૂપણા કહેવાય છે. ત્યાં મૂળ પ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબંધિ એ બે પ્રકારની સાદ્યનાદિ પ્રરૂપણામાંથી પ્રથમ मूळप्रकृति संबंधि साद्यनादिप्ररूपणा કહે છે.

## મૂળ ગાથા ૪૯ મી.

**अजहन्नो तिन्नि तिहा, मोहस्स चउव्विहो अहाउस्स**
**एव मणुक्कोसो से–सिगाए तिविहो अणुक्कोसो ॥४९॥**

---

૧ સમ્યકત્વ, પુરૂષવેદ, ને સંજ્વલનચતુષ્ક એ ૬ પ્રકૃતિયોનો સ્થાન આશ્રયિ રસસંક્રમ ( એક સ્થાનકનો ) કહ્યો પરન્તુ ઘાતિત્વઆશ્રયિ રસ સંક્રમ કહ્યો નથી તોપણ અધ્યાહારથી એ ૬ એ પ્રકૃતિયોનો ઘાતિત્વ આશ્રયિ જ૦ અનુ૦ સંક્રમ સંબંધમા દેશઘાતિરસ સંક્રમે છે. એમ જાણવું.

ગાથાર્થઃ—જ્ઞાના૦; દર્શના૦, વિઘ્ન એ ૩ નો અજ૦ અનુ૦ સંક્રમ અનાદિ અધ્રુવ ને ધ્રુવ એમ ૩ પ્રકારે છે. તથા મોહનીયનો અજ૦ અનુ૦સંક્રમ ૪ પ્રકારનો છે. તથા આયુષ્યનો અનુત્કૃષ્ટ અનુ૦ સંક્રમ ૪ પ્રકારે છે. તથા શેષ ૩ મૂળ કર્મનો અનુ૦ સંક્રમ ૩ પ્રકારે છે.

ટીકાર્થઃ—જ્ઞાના૦–દર્શના૦–અન્ત૦–એ ૩ મૂળકર્મનો અજ૦ અનુભાગ સંક્રમ અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ, એમ ૩ પ્રકારે છે. ક્ષીણ કષાયી જીવને એ ૩ મૂળકર્મનો સમયાધિકાવલિકા પ્રમાણ સ્થિતિ શેષ રહેતાં જ૦ અનુભાગસંક્રમ થાય છે તે સાદિ અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ પણ અજ૦ અનુ૦ સંક્રમ અનાદિ ભાવે છે. તથા ધ્રુવ અભવ્યની અપેક્ષાએ અને અધ્રુવ ભવ્યની અપેક્ષાએ છે.

તથા મોહનીયનો અજ૦ અનુ૦ સંક્રમ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ, એમ ચાર પ્રકારે છે તે આ પ્રમાણે—સૂક્ષ્મસંપરાયવર્તિ ક્ષપકજીવને મોહનીયની સમયાધિકાવલિકા સ્થિતિ શેષ રહેતાં મોહનીયનો જ૦અનુ૦સંક્રમ થાય છે તે સાદિ અધ્રુવ છે. તેથી અન્ય સર્વ પણ અજ૦ અનુ૦સંક્રમ તે ક્ષાયિકોપશમક જીવને ૧૧ મે ગુણસ્થાને નથી ને ત્યાંથી પડતાં પુનઃ પ્રારંભાય છે માટે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવની અપેક્ષાએ અનાદિ, ને ધ્રુવ અધ્રુવ પૂર્વવત્

તથા આયુષ્યનો અનુત્કૃષ્ટાનુભાગસંક્રમ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—અપ્રમત્તજીવ દેવાયુષ્યનો ઉ૦ અનુભાગ બાંધીને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ સંક્રમાવા માંડે છે. તે ઉ૦ અનુ૦ ભાગને ત્યાં સુધી સંક્રમાવે છે કે જ્યાં સુધી અનુત્તર દેવભવમાં ૩૩ સાગરપ્રમાણ સ્થિતિ વ્યતિક્રાંત થાય, ને આવલિકા માત્ર શેષ રહે ( ત્યાં સુધી ઉ૦ અનુ૦ સંક્રમાવે ), તેથી (=તે ઉ૦ અનુ૦થી) આયુષ્યનો અન્ય અનુભાગસંક્રમ જે

સર્વપણ અનુત્કૃષ્ટ છે તે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવની અપેક્ષાએ અનાદિ, ને ધ્રુવાધ્રુવ પૂર્વવત્

તથા શેષ નામ, ગોત્ર, ને વેદનીયનો ઉ૦અનુ૦સંક્રમ અનાદિ, અધ્રુવ, ને ધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે—સૂક્ષ્મ સંપરાયવર્તી ક્ષપકજીવ સ્વગુણસ્થાનના અન્ત્ય સમયે તે ૩ કર્મનો ઉ૦ અનુભાગ બાંધે છે, ને બન્ધાવલિકા વ્યતીત થયે છતે ૧૩ મા ગુણસ્થાનના અન્ત્યસમય સુધી સંક્રમાવે છે તે સાદિ અધ્રુવ, તેથી અન્ય સર્વપણ અનુકૃષ્ટ અનુ૦સંક્રમ તે અનાદિ, ( આદિનો અભાવ હોવાથી ) ને ધ્રુવાધ્રુવ પૂર્વવત્

## મૂળ ગાથા ૫૦ મી.

**सेसा मूलपगइसु, दुविहा अह उत्तरासु अजहन्नो**
**सत्तरसण्ह चउद्धा, तिविकप्पो सोलसन्हं तु ॥५०॥**

**ગાથાર્થઃ**—મૂળપ્રકૃતિયોના શેષ અનુ૦સંક્રમ સાદિ, અધ્રુવ, એમ બે પ્રકારે છે-હવે ઉત્તર પ્રકૃતિયોમાં ૧૭ પ્રકૃતિનો અજ૦ અનુ૦સંક્રમ ૪ પ્રકારે છે. તથા ૧૬ પ્રકૃતિયોનો અજ૦ અનુ૦સંક્રમ ૩ પ્રકારે છે.

**ટીકાર્થઃ**—મૂળપ્રકૃતિયોના ઉક્ત શેષ વિકલ્પોમાં સાદિ ને અધ્રુવ એ બે પ્રકારે અજ૦ અનુ૦સંક્રમ છે. ત્યાં ૪ ઘાતિકર્મના ઉ૦-અનુ૦-ને જ૦-એ ૩ અનુ૦સંક્રમમાં જ૦અનુ૦સંક્રમની સાદિ અધ્રુવતા પ્રથમજ દર્શાવી છે, ને ઉ૦ અનુ૦સંક્રમ કદાચિત્[1] મિથ્યાદષ્ટિને છે. શેષ સર્વકાળમાં તો મિથ્યાદષ્ટિને પણ અનુત્કૃ૦ અનુ૦સંક્રમજ છે તેથી એ બન્ને સંક્રમ સાદિ અધ્રુવ છે.

તથા શેષ ૪ અઘાતિ કર્મના જ૦-અજ૦-ઉ૦-એ ત્રણ

---

૧ મિથ્યાદષ્ટિ જીવ ઉ૦ અનુભાગને વધુમાં વધુ ૨ સમય સુધીજ બાંધે છે ને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ તે ઉ૦ અનુ૦ સંક્રમાવે છે. એ રીતે બંધ સાદિ અધ્રુવ હોવાથી સંક્રમ પણ સાદિ અધ્રુવજ જાણવો.

રસમાંથી ઉ૦ રસસંક્રમ તો પ્રથમ દર્શાવ્યો છે. ને જ૦ રસસંક્રમ તો જેનો ઘણો રસ હણાયલો છે તેવા સૂ૦અપ૦એકેન્દ્રિયને પ્રાપ્ત થાય છે, પરન્તુ બીજા જીવને નહિ. ને ઘણો રસ હણાયા વિના તો એ જીવને પણ અજ૦ રસસંક્રમજ પ્રવર્તે છે માટે એ બન્ને રસસંક્રમ સાદિ અધ્રુવ છે. એ પ્રમાણે મૂળ પ્રકૃતિયોના અનુ૦સંક્રમની સાદિ અનાદિ વિગેરે પ્રરૂપણા કરી ( इतिमूळ प्रकृतिना अनु० संक्रमनी साद्यादिप्ररुपणा ).

॥ હવે उत्तरप्रकृतियोना अनु० संक्रमनी साद्यादिप्ररुपणा કહે છે ॥

ઉત્તર પ્રકૃતિયોમાં અનંતા૦ ૪–સંજ્વ૦ ૪–નોક૦ ૯ એ ૧૭ પ્રકૃતિયોનો અજ૦ અનુ૦ સંક્રમ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે–એમાંની અનંતાનુબંધિ સિવાયની ૧૩ પ્રકૃતિયોનો જ૦અનુ૦સંક્રમ આપ આપણા ક્ષયને અંતે જ૦સ્થિ૦ સંક્રમ વખતે હોય છે, અને અનંતાનુબંધિનો જ૦ અનુ૦ સંક્રમ તો અનંતા૦ ને ઉદ્વલનાકરણથી ઉદ્વલ્યાબાદ પુનઃ પણ મિથ્યાત્વ હેતુ વડે બંધાતાં બંધાવલિકા વ્યતીત થયા બાદ બીજી આવલિકાના પ્રથમ સમયે હોય છે. અને એ ૧૭ પ્રકૃતિયોનો તેથી અન્ય અનુ૦ સંક્રમ તે અજઘન્ય છે. અજ૦ અનુ૦ સંક્રમ ઉપશમિતાનુબન્ધિ જીવને ઉપશમશ્રેણિમાં હોય નહિ, પરન્તુ ત્યાંથી પડતાં પુનઃ જ૦ અનુ૦ સંક્રમ આરંભાય છે તેથી એ જ૦ અનુ૦ સંક્રમ સાદિ છે, તથા તે સ્થાનને નહિ પામેલા જીવોની અપેક્ષાએ અનાદિ છે, ને ધ્રુવાધ્રુવ પૂર્વવત્.

તથા ૫ જ્ઞાનાવરણ–૪ દર્શનાવરણ–નિદ્રાદ્વિક–૫ અન્તરાય એ ૧૬ પ્રકૃતિયોનો જ૦ અનુ૦ સંક્રમ અનાદિ, અધ્રુવ, ને ધ્રુવ, એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે–એ ૧૬ પ્રકૃતિનો જ૦ અનુ૦ સંક્રમ ક્ષીણકષાયી જીવને સ્વગુણસ્થાનની સમયાધિક આવલિકા સ્થિતિ શેષ રહેતાં હોય છે. તેથી અન્ય સર્વ પણ અનુ૦ સંક્રમ અજઘન્ય છે ને તેની આદિ ( આરંભ ) જણાતી નથી માટે અનાદિ, અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્.

## મૂળ ગાથા ૫૧ મી.

**तिविहो छत्तीसाए, णुक्कोसोऽह नवगस्स य चउद्धा**
**एयासिं सेसा सेसगाए सव्वे य दुविगप्पा ॥ ५१ ॥**

ગાથાર્થઃ—૩૬ પ્રકૃતિનો અનુત્કૃષ્ટરસસંક્રમ અનાદિ ધ્રુવ ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે. ૯ પ્રકૃતિનો અનુત્કૃષ્ટાનુભાગસંક્રમ ૪ પ્રકારે છે. એ ૪૫ પ્રકૃતિયોના જ૦, અજ૦, ને ઉ૦, એ ત્રણ રસ સંક્રમ તથા ઉક્ત શેષ પ્રકૃતિયોના સર્વ રસસંક્રમ બે બે પ્રકારે છે.

ટીકાર્થઃ—શાતા-પંચે૦-તૈ૦ ૭-સમચ૦-શુભવર્ણાદિ ૧૧ અગુ૦-ઉશ્વા૦-પરા૦-સુખ૦-નિર્મા૦-ત્રસાદિ ૧૦-એ ૩૬ પ્રકૃતિયોનો અનુત્કૃષ્ટાનુભાગ સંક્રમ અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે-ક્ષપકજીવ આપ આપણા બન્ધવ્યવછેદકાળે એ ૩૬ પ્રકૃતિયોનો ઉ૦ અનુભાગ બાંધે છે. બાંધીને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ ૧૩ મા ગુણસ્થાનના અન્ત્યસમય સુધી સંક્રમાવે છે તેથી ક્ષપકસયોગિ કેવલિ સિવાય અન્ય જીવો એ ૩૬ પ્રકૃતિના અનુત્કૃષ્ટરસનેજ સંક્રમાવે છે, ને તેની આદિ વિદ્યમાન નહિ હોવાથી એ ૩૬ નો અનુત્કૃષ્ટરસસંક્રમ અનાદિ છે. ને ધ્રુવાધ્રુવ પૂર્વવત્.

તથા ઉદ્યોત,-વજ,ષં૦-ઔદા૦ ૭ એ ૯ પ્રકૃતિયોનો અનુત્કૃષ્ટાનુભાગ સંક્રમ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૪ પ્રકારનો છે. તે આ પ્રમાણે-એ ૯ માંથી ઉદ્યોત સિવાયની શેષ ૮ પ્રકૃતિયોનો અતિ વિશુદ્ધ પરિણામવાળો દેવ ઉત્કૃષ્ટ અનુભાગ બાંધે, બાંધીને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ સંક્રમાવે, પુનઃ સપ્તમી પૃથ્વીનો સમ્યક્ત્વ સન્મુખ થયેલો મિથ્યાદૃષ્ટિ નારકજીવ ઉદ્યોત નામકર્મનો ઉ૦ અનુભાગબન્ધ કરીને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ જઘન્યથી અન્તર્મુહૂર્ત સુધી અને ઉત્કૃષ્ટથી ૧૩૨ (૬૬-૬૬) સાગરોપમ સુધી સંક્-

માવે છે.અહિં સાતમી પૃથ્વીનો નારકજીવ જો કે છેલ્લા અન્તર્મુહૂર્તમાં અવશ્ય મિથ્યાત્વે જાય છે તો પણ અન્તર્મુહૂર્ત બાદ આગલા ભવમાં જે સમ્યકત્વ પામે તે નારકને અહિં ગ્રહણ કરવો. તેથી વચમાં મિથ્યાત્વનો અલ્પકાળ પ્રાપ્ત થયે છતે પણ પ્રાચીન ગ્રંથોમાં તે અલ્પકાળના મિથ્યાત્વની વિવક્ષા નહિ કરવાથી અમોએ પણ અત્રે ૧૩૨ સાગરોપમ સુધી ઉ૦ અનુ૦ સંક્રમ કહ્યો છે. તે ઉત્કૃષ્ટાનુભાગસંક્રમથી પડતા જીવને જે અનુત્કૃષ્ટાનુભાગસંક્રમ હોય છે તે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવની અપેક્ષાએ અનાદિ અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્.

તથા એ ૧૭-૧૬-૩૬-૯ સંખ્યાવાળી પ્રકૃતિયોના ઉકત શેષ (૩) અનુ૦ સંક્રમ, અને ૧૭-૧૬-૩૬-૯ થી વ્યતિરિકત ૮૦ પ્રકૃતિયોના ૪ અનુ૦ સંક્રમ સાદિ ને અધ્રુવ એમ બે પ્રકારે જાણવા તે આ પ્રમાણે-૧૭ અને ૧૬ પ્રકૃતિયોનો ઉ૦ અનુ૦સંક્રમ ઉત્કૃષ્ટ સંકલેશે વર્તતા મિથ્યાદૃષ્ટિ જીવને હોય છે, ને એજ જીવને શેષકાળમાં અનુત્કૃષ્ટાનુભાગ સંક્રમજ હોય છે એ કારણથી તે બન્ને અનુ૦ સંક્રમ પણ સાદિ અધ્રુવ છે, તથા એ ૧૭-૧૬ નો જ૦ અનુ૦ સંક્રમ તો પૂર્વેજ દર્શાવ્યો છે.

તથા ૩૬ અને ૯ પ્રકૃતિયોનો જ૦અનુ૦સંક્રમ જેનો સત્તાથી ઘણો રસ હણાઈ ગયો છે તેવા સૂક્ષ્મ એકેન્દ્રિય જીવને હોય છે. ને સત્તામાંથી ઘણો રસ હણાયા વિના તો એ જીવને પણ અજ૦ અનુ૦ સંક્રમ થાય છે તેથી એ બન્ને સંક્રમ સાદિ અધ્રુવ છે ને એ ૩૬-૯ નો ઉ૦ સંક્રમ તો પૂર્વે કહ્યો છે.

શેષ વૈ૦ ૭-દેવ ૨-ઉચ્ચ૦-આતપ-જીન-આહા૦ ૭-નર ૨ શુભાયુ ૩ એ ૨૪ શુભ પ્રકૃતિયોનો ઉ૦અનુ૦સંક્રમ વિશુદ્ધિમાં વર્તતા સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્ત જીવને હોય છે. અને થીણદ્ધિ ૩-અશાતા-દર્શન મો૦ ૩-મધ્યમ કષાય ૮-નરક ૩-તિર્યગ્ ૨-

કુજાતિ ૪–અશુભસંસ્થા૦ ૫–અશુભસંઘ૦૫–અશુભવર્ણાદિ ૯–કુખગતિ–ઉપઘાત–સ્થા૦ ૧૦–નીચગોત્ર–એ ૫૬ અશુભ પ્રકૃતિયોનો ઉ૦અનુભાગસંક્રમ સંક્લેશમાં વર્તતા સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્તજીવને હોય છે. ને શેષકાળમાં અનુત્કૃષ્ટાનુભાગસંક્રમ હોય છે તેથી એ બન્ને સંક્રમ સાદિ અધ્રુવ છે. પુનઃ એ ૨૪ ને ૫૬ નો જ૦અનુ૦ સંક્રમ 'હતપ્રભૂતાનુભાગસત્તાવાળા સૂ૦ એકેન્દ્રિયજીવને હોય છે, અને હતપ્રભૂતાનુભાગસત્તા અભાવે તો એ જીવને પણ અજ૦અનુ૦ સંક્રમ હોય છે, તેથી એ બન્ને પણ સંક્રમ સાદિ અધ્રુવજ છે. ( इति साद्यादिप्ररूपणा )

એ પ્રમાણે સાદ્યાદિપ્રરૂપણા કરી, અને હવે સ્વામિત્વ કહેવાનો પ્રસંગ છે, ત્યાં ઉત્કૃષ્ટાનુભાગસંક્રમસ્વામિત્વ, અને જઘન્યાનુભાગ સંક્રમસ્વામિત્વ એમ બે પ્રકારનું સ્વામિત્વ છે, તેમાં પ્રથમ उत्कृष्टानुभागसंक्रमस्वामित्व કહેવાને તેના કાળ પ્રમાણનો નિયમ કહે છે.

### મૂળ ગાથા ૫૨ મી.

## उक्कोसगं पबंधिय, आवलिय मइच्छिऊण उक्कोसं
## जाव न घाणइ तगं, संकमइ य आमुहुत्तंतो ॥५२॥

ગાથાર્થ:—ટીકાર્થવત્

**ટીકાર્થ**:—મિથ્યાદૃષ્ટિજીવ ઉત્કૃષ્ટાનુભાગબન્ધ કરીને તદનંતર બન્ધાવલિકા વ્યતીત થયા બાદ જ્યાં સુધી ઉ૦અનુભાગનો વિનાશ ન થાય ત્યાં સુધી તેને સંક્રમાવે છે. કેટલા કાળ સુધી ઉ૦ અનુ૦નો વિનાશ નથી થતો ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–અન્તર્મુહૂર્ત સુધી પ્રકૃતિના ઉ૦અનુભાગનો વિનાશ કરતો નથી, ને અન્તર્મુહૂર્ત બાદ તે મિથ્યાદૃષ્ટિજીવ સંક્લેશવડે શુભ પ્રકૃત્યનુભાગનો અને વિશુદ્ધિ વડે અશુભ પ્રકૃત્યનુભાગનો અવશ્ય વિનાશ કરે છે.

॥ हवे स्वामि कहे छे ॥

## મૂળ ગાથા ૫૩ મી.

**असुभाणं अन्नयरो, सुहुमअपज्जगाइ मिच्छो य**
**वज्जिय असंखवासा–उए य मणुओववाए य ॥५३॥**

ગાથાર્થ:—અસંખ્યવર્ષાયુવાળા મનુષ્ય તિર્યંચ તથા નિશ્ચયથી મનુષ્યમાં ઉત્પન્ન થનારા દેવ, એ ત્રણ સિવાયના શેષ મિથ્યાદૃષ્ટિ સૂક્ષ્મઅપર્યાપ્તાદિ જીવોમાંનો કોઇ પણ જીવ અશુભ પ્રકૃતિયોના ઉ૦અનુ૦સંક્રમનો સ્વામિ જાણવો.

ટીકાર્થ:—પાંચ જ્ઞાનાવરણાદિ ૮૮ અશુભપ્રકૃતિયોનો ઉ૦ અનુ૦સંક્રમ સૂક્ષ્મપર્યાપ્તાદિમાંનો કોઇ પણ મિથ્યા૦જીવ ( અહિં આદિશબ્દથી પર્યા૦સૂક્ષ્મ–પર્યાપ્તબાદર-અપ૦બાદર–દ્વીન્દ્રિય ૨–ત્રીન્દ્રિય ૨–ચતુરિન્દ્રિય ૨–અસન્નિતિર્યંચપંચેન્દ્રિય ૨–સ૦તિ૦ પંચે૦ ૨–તથા અપ૦ ને પ૦ મનુષ્ય, દેવ, નારક–એ જીવો ગ્રહણ કરવા. ( તેથી એમાંનોજ કોઇ પણ મિથ્યાદૃષ્ટિ જીવ ) કરે. પરન્તુ કેવલ અસંખ્યાયુષ્યવાળા મનુષ્ય તિર્યંચ, અને જે દેવો ચવીને સ્વભાવથીજ મનુષ્યમાં ઉત્પન્ન થાય તેવા આનતાદિના મનુષ્યોપપાતિક દેવો સિવાયનાજ એ પૂર્વોક્ત મિથ્યાદૃષ્ટિજીવો ઉ૦અનુ૦ સંક્રમ કરે છે. કારણ કે એ મિથ્યાદૃષ્ટિ જીવો પણ તીવ્ર સંક્લેશના અભાવથી પૂર્વોક્ત અશુ૦પ્રકૃતિયોનો ઉ૦અનુભાગબન્ધ કરતા નથી તેથી એ જીવોને અશુભોત્કૃષ્ટાનુભાગસંક્રમનો અભાવ હોવાથી એ જીવોને વર્જીત કર્યા છે.

## મૂળ ગાથા ૫૪ મી.

**सव्वत्थायावुज्जोय–मणुयगइ पंचगाए आऊणं**
**समयाहिगालिगा–सेसगत्ति सेसाण जोगंता ॥५४॥**

**ગાથાર્થ**:—આતપ, ઉદ્યોત, મનુષ્યપંચક, એ પ્રકૃતિયોનો ઉ૦અનુ૦સંક્રમ પૂર્વોકત સર્વજીવભેદે હોય છે. તથા આયુષ્યનો ઉ૦અનુ૦સંક્રમ સમયાધિકાવલિકા શેષ સ્થિતિ સુધીમાં વર્તતા જીવોને હોય છે. તે શેષપ્રકૃતિયોનો ઉ૦અનુ૦સંક્રમ સયોગિ સુધિના જીવોને હોય છે.

**ટીકાર્થ**:—સૂક્ષ્મઅપર્યાપ્તાથી પ્રારંભીને નારક. સુધીના સર્વજીવભેદોમાં અસંખ્યવર્ષાયુવાળા તિર્યંચ મનુષ્ય અને આનતાદિગતં મનુષ્યોપપાતિક દેવોમાં મિથ્યાદૃષ્ટિ વા સમ્યગ્દૃષ્ટિયોમાં આતપ–ઉદ્યોત–મનુષ્યગતિપંચક એટલે મનુષ્યદ્વિક–ઔદા૦૨–વજ્રર્ષ૦–( અહિં ઔદા૦ ૨ કહેવાથી પણ ઔદા૦૭ ગ્રહણ કરવું ) એ ૧૨ પ્રકૃતિયોનો ઉ૦અનુ૦સંક્રમ જાણવો તે આ પ્રમાણે—

સમ્યગ્દૃષ્ટિ જીવ શુભપ્રકૃતિના રસનો વિનાશ કરે નહિં પરન્તુ વધુમાં વધુ ૧૩૨ સાગરોપમ સુધી [1]પરિપાલના ( રક્ષણ )કરે તેથી ઉત્કૃષ્ટથી એટલા કાળ સુધી ઉત્કૃષ્ટાનુભાગનો વિનાશ નહિં કરીને ( કાયમ રાખીને ) તદનંતર યથાયોગ્યપણે સર્વસ્થાને ઉપજે છે, તેથી મિથ્યાદૃષ્ટિજીવોમાં પણ એ ૧૨ પ્રકૃતિનો ઉ૦અનુ૦ સંક્રમ અન્તર્મુહૂર્ત સુધીજ પ્રાપ્ત થાય છે. પુનઃ આતપ ને ઉદ્યોતનો ઉ૦અનુભાગ મિથ્યાત્વી જીવજ બાંધે છે તેથી તે સ્થાને (મિથ્યાત્વે) એ બે પ્રકૃતિયોના ઉ૦અનુ૦સંક્રમનો સદ્‌ભાવ છે, અને મિથ્યાત્વથી પડીને સમ્યકત્વ પામ્યે છતે સમ્યગ્દૃષ્ટિ જીવમાં પણ એ બેનો ઉ૦ અનુ૦સંક્રમ પ્રાપ્ત થાય છે. અને સમ્યગ્દૃષ્ટિ થયો છતો તે બે પ્રકૃતિના ઉ૦ અનુભાગનો શુભાનુભાગ હોવાથી વિનાશ કરે નહિ, તે

૧ અહિં સમ્યગ્દૃષ્ટિજીવને શુભાનુભાગની પરિપાલના ૧૩૨ સાગર સુધી કહી તે પણ ઉ૦અનુભાગના સંક્રમપૂર્વકજ જાણવી. ને પરિપાલનાનો અર્થ એટલોજ કે ઉ૦ અનુભાગયુકત સર્વ શુભ દલિકનો સંક્રમ સમ્યકત્વે હોય નહિ. શુભાનુભાગ યુકત સર્વદલિકોનું સંક્રમ નિષ્ઠાપન તો મિથ્યાત્વેજ હોય. ઇતિભાવઃ

કારણથી તે બે પ્રકૃતિનો ઉ૦અનુ૦સંક્રમ ૧૩૨ સાગર સુધી ત્યાંજ સમ્યક્ત્વેજ જાણવો.

તથા ચારે આયુષ્યના ઉત્કૃષ્ટઅનુભાગ બાંધીને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ જ્યાં સુધી સમયાધિક આવલિકાસ્થિતિ શેષ રહે ત્યાં સુધી એ ચારે આયુનો ઉ૦અનુભાગસંક્રમ પ્રાપ્ત થાય છે.

તથા શેષ શાતા-દેવ ૨-પંચે૦-વૈ૦૭-આહા૦૭-વૈ૦૭-અશુભવર્ણાદિ ૧૧-સુખ૦-ઉશ્વા૦-અગુ૦-પરા૦-ત્રસાદિ ૧૦-નિર્મા૦-જીન૦-ઉચ્ચ૦-સમચ૦-એ ૫૪ શુભપ્રકૃતિયોનો આપ આપણા બન્ધવ્યવચ્છેદ સમયે ઉ૦અનુભાગ બાંધીને બન્ધાવલિકાથી આગળ સયોગીપણાના અન્ત્યસમય સુધી ઉત્કૃષ્ટાનુભાગ સંક્રમાવે છે. તેથી એ ૫૪ ના ઉત્કૃષ્ટાનુભાગસંક્રમસ્વામિ પ્રાયઃ અપૂર્વકરણથી સયોગિકેવલિ સુધીના છ ગુણસ્થાનવર્તી જીવો જાણવા. ( ઇતિ ઉ૦અનુ૦સંક્રમસ્વામિ ).

એ પ્રમાણે ઉ૦અનુ૦ના સંક્રમસ્વામિ કહીને હવે જ૦અનુભાગના संक्रमस्वामि કહે છે ત્યાં પ્રથમ જઘન્યાનુભાગસંક્રમનો સદ્ભાવ કેવી રીતે ( ક્યાં ) હોય તે દર્શાવે છે.

## મૂળ ગાથા ૫૫ મી.

**खवगस्संतरकरणे, अकए घाईण सुहुमकम्मुवरिं**
**केवलिणो ऽणंतगुणं, असन्निओ सेसअसुभाणं ॥५५॥**

ગાથાર્થ:—ક્ષપકજીવે જ્યાં સુધી અન્તરકરણ કર્યું ન હોય ત્યાં સુધી ઘાતિપ્રકૃતિયોની અનુભાગસત્તા સૂક્ષ્મ એકેન્દ્રિયની અનુભાગસત્તાથી અનંતગુણી હોય છે. તથા શેષ અશુભપ્રકૃતિયોની જ૦અનુભાગસત્તા સૂ૦એકેન્દ્રિયાદિને હોય છે.

ટીકાર્થ:—જ્યાં સુધી અન્તરકરણ કરાય નહિ ત્યાં સુધી

ક્ષપકજીવને સર્વઘાતિ ને દેશઘાતિ પ્રકૃતિયોનો અનુભાગ સૂક્ષ્મ એકેન્દ્રિયની અનુભાગસત્તાથી અનંતગુણ હોય છે. અને અન્તર કરણ કર્યે છતે સૂ૦ એકેન્દ્રિયાનુભાગસત્તાથી પણ હીન અનુભાગ થાય છે. તથા શેષ અશાતા–કુસંઘ૦૫–કુસંસ્થાન ૫–અશુભવર્ણાદિ ૯–ઉપ૦–કુખ૦–દુર્ભગાદિ ૪–અસ્થિરાદિ ૨–અપર્યા૦–નીચ૦–એ ૩૦ અઘાતિ અશુભપ્રકૃતિયોની અનુભાગસત્તા કેવલીને અસંજ્ઞિ પંચેન્દ્રિયની અનુ૦સત્તાથી અનંતગુણી જાણવી. આ પ્રમાણે હોવાથી સર્વઘાતિ અને દેશઘાતિપ્રકૃતિયોનો જ૦અનુ૦સંક્રમ, ક્ષપકજીવને અન્તરકરણ કર્યે છતે હોય છે. અને શેષ પૂર્વોક્ત અઘાતિ અશુભ ૩૦ પ્રકૃતિયોનો જ૦અનુ૦સંક્રમ સયોગીકેવલિને નહિ પરન્તુ હતાનુભાગસત્તાક સૂક્ષ્મએકેન્દ્રિયાદિ જીવનેજ કહેલો છે.

અહિં संकमइ य आमुहुत्तंतो એ સૂત્ર પ્રમાણે "સમ્યગ્દૃષ્ટિ વા મિથ્યાદૃષ્ટિ જીવો સર્વપ્રકૃતિયોના અનુભાગને નિશ્ચયથી અંતર્મુહૂર્ત બાદ સંક્રમાવે છે" એમ જે કહ્યું છે તે લક્ષણ સર્વત્ર અવ્યાપ્ત હોવાથી તેમાં જે અપવાદ છે તે દર્શાવે છે.

## મૂળ ગાથા ૫૬ મી.

**सम्मद्दिट्ठी न हणइ, सुभाणुभागे असम्मदिट्ठी वि**
**सम्मत्तमीसगाणं, उक्कोसं वज्जिया खवणं ॥ ५६ ॥**

**ગાથાર્થ:**—સમ્યગ્દૃષ્ટિજીવ શુભપ્રકૃતિના રસનો વિનાશ ન કરે અને ક્ષયકાળ સિવાય મિથ્યાદૃષ્ટિ પણ ( ને સમ્યગ્દૃષ્ટિ પણ ) સમ્યકત્વ અને મિશ્રના ઉ૦અનુભાગનો વિનાશ ન કરે.

**ટીકાર્થ:**—અહિં જે શાતા–નરદ્વિક–દેવ૨–પંચે૦–સમચ૦–વજ્રર્ષભ૦–ઔદા૦૭–વૈક્રિ૦૭–આહા૦૭–તૈ૦૭–શુભવર્ણાદિ૧૧–અગુ૦–[1]પરા૦–ઉશ્વાસ–આતપ–ઉદ્યોત-સુખ૦–ત્રસાદિ૧૦–નિર્મા૦–

૧ છપાયલી મલયગિરિકૃત ટીકામાં પરાઘાતને સ્થાને ઉપઘાત એવો પાઠ છે પરન્તુ તે લિખિતદોષ વા દૃષ્ટિદોષ સંભવે છે.

જીન૦-ઉચ્ચ૦-એ ૬૬ શુભ પ્રકૃતિયો તે સર્વના પણ શુભ અનુભાગને સમ્યગ્દૃષ્ટિ જીવ ૧૩૨ સાગરોપમ સુધી વિનાશ પમાડતો નથી:તથા અસમ્યગ્દૃષ્ટિ એટલે મિથ્યાદૃષ્ટિજીવ ને ગાથોક્ત વિ=અપિ શબ્દથી સમ્યગ્દૃષ્ટિજીવ પણ ક્ષયકાળ વર્જીને અન્યકાળમાં સમ્યક્ત્વ અને મિશ્રના ઉ૦અનુભાગને વિનાશ પમાડતો નથી, અર્થાત્ ક્ષયકાળે સમ્યગ્દૃષ્ટિ જીવ પણ સમ્યક્ત્વ અને મિશ્રના ઉ૦અનુભાગને વિનાશ પમાડે છે તે કારણથી ક્ષયકાળને અત્રે વર્જીત કર્યો છે. પંચસંગ્રહ મૂળ તથા ટીકામાં કહ્યું છે કે-" સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ જીવો સમ્યક્ત્વ અને મિશ્રના ઉ૦ અનુભાગનો વિનાશ કરતા નથી પરન્તુ ક્ષપક સમ્યગ્દૃષ્ટિ જીવો એ બન્ને મોહનીયના ઉ૦અનુ૦નો વિનાશ કરે છે " પુનઃ મિથ્યાદૃષ્ટિજીવ અન્તર્મુહૂર્ત બાદ સંક્લેશવડે સર્વ શુભપ્રકૃતિયોના અને વિશુદ્ધિ વડે સર્વ અશુભ પ્રકૃતિયોના ઉ૦અનુભાગને અવશ્ય વિનાશ પમાડે છે.

॥ એ પ્રમાણે જ૦અનુભાગનું સંક્રમ સ્વામિત્વ પ્રતિપાદન કરીને હવે જ૦અનુભાગના संक्रमस्वामि કહે છે.

### મૂળગાથા ૫૭ મી.

**अंतरकरणा उवरिं, जहन्नठिइसंकमो उ जस्स जहिं**
**घाईणं नियगचरम--रसखंडे दिट्ठिमोह दुगे ॥५७॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થ:—અન્તરકરણથી આગળ ઘાતિકર્મની પ્રકૃતિયોમાં જે પ્રકૃતિનો જે ગુણસ્થાનકે જ૦સ્થિ૦સંક્રમ કહ્યો છે ત્યાંજ તે પ્રકૃતિનો જઘન્યાનુભાગસંક્રમ પણ જાણવો તે આ પ્રમાણે—

નવમગુણસ્થાનવર્તી ક્ષપકજીવ અન્તરકરણ કર્યે છતે ૯ નો કષાય ને ૪ સંજ્વલન એ ૧૩ પ્રકૃતિના ક્ષયની પરિપાટીએ જઘન્યસ્થિતિસંક્રમ કરતી વખતે એ ૧૩ નો જઘન્યાનુભાગ સંક્રમ કરે

છે. તથા ૫ જ્ઞાના૦-૪ દર્શના૦-નિદ્રાદ્વિક-૫ અન્તરાય-એ ૧૬ પ્રકૃતિયોનો જ૦અનુ૦સંક્રમ એ ૧૬ પ્રકૃતિયોની [1]સમયાધિકાવલિકા પ્રમાણ શેષ સ્થિતિમાં વર્તતો ક્ષીણકષાયી જીવ કરે. તથા नियग ઇત્યાદિ=સમ્યક્ત્વ અને મિશ્ર એ બે દર્શનમોહનીયનો જ૦અનુ૦ સંક્રમ ક્ષયકાળે આપઆપણા અન્તિમ અનુભાગખંડને સંક્રમાવાને વખતે હોય છે.

મળ ગાથા ૫૮ મી.

आऊण जहन्नठिइ, बंधिय जाव त्थिसंकमो ताव
उव्वलणतित्थसंजो-यणा य पढमालियं गंतुं ॥५८॥

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થ:—ચારે પણ આયુષ્યની જ૦સ્થિતિ બાંધીને (જઘન્યસ્થિતિનો બંધક જીવ જઘન્યાનુભાગ બાંધે છે માટે અહિં "જઘન્યસ્થિતિ બાંધીને" એમ કહ્યું છે) ત્યારબાદ સમયાધિકાવલિકા શેષ રહે ત્યાં સુધી જ૦અનુ૦ને સંક્રમાવે છે તેથી જઘન્ય સ્થિતિ બાંધ્યા બાદ જેટલો કાળ સંક્રમ પ્રવર્તે છે તેટલા કાળ સુધી જ૦અનુ૦સંક્રમ પણ પ્રવર્તે છે.

તથા નરક ૨-મનુષ્ય ૨-દેવ ૨-વૈ૦ ૭-આહા૦ ૭-ઉચ્ચ૦-એ ઉદ્વલનયોગ્ય ૨૧ પ્રકૃતિયોના તથા જીનનામ અને અનંતાનુબંધિનો જ૦અનુભાગ બાંધીને પ્રથમ બન્ધાવલિકા વ્યતીત થયા બાદ એ ૨૬ ના જ૦અનુભાગને સંક્રમાવે છે. કોણ સંક્રમાવે છે? એમ

૧ અહિં ૧૬ પ્રકૃતિયોનો જ૦અનુ૦સંક્રમ સમયાધિકાવલિકાશેષ હોતે કહ્યો તે સમુચ્ચયથી કહેલ સભવે છે, અન્યથા જ૦અનુ૦સંક્રમ જ૦સ્થિતિસંક્રમ અવસરે હોવાનો સંભવ છે ને નિદ્રાદ્વિકનો જ૦સ્થિ૦ સંક્રમ તો णिद्दाणावलिगदुगे आवलिअसंखतमसेसे એ વચનથી સાધિક બે આવલિકા શેષ રહે હોય છે.

જો પૂછતા હો તો કહીયે છીએ કે અસંજ્ઞિપંચેન્દ્રિય જીવ વૈક્રિય ૭-દેવ ૨-નરક ૨-એ ૧૧ પ્રકૃતિનો, સૂક્ષ્મનિગોદજીવ નરદ્વિક ને ઉચ્ચગોત્રનો, અપ્રમત્ત જીવ આહા૦ ૭ નો, અવિરતિ સમ્યગ્દષ્ટિજીવ જીનનામનો, તથા- સમ્યકત્વ સન્મુખ થયેલો મિથ્યાદષ્ટિજીવ અનંતાનુબંધિનો જ૦ અનુભાગ સંક્રમાવે છે.

### મૂળ ગાથા ૫૯ મી.

**सेसाण सुहुम हय संत–कम्मिगो तस्स हेट्ठओ जाव बंधइ तावं एगिंदिओ वणेगिंदिओ वा वि ॥ ५९ ॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થ:—પૂર્વે જે પ્રકૃતિયો કહી છે તેથી શેષ શુભ વા અશુભ સર્વ મળી ૯૭ પ્રકૃતિયોનો જે હતસત્તાક ( જેણે ઘણી અનુભાગ સત્તાનો વિનાશ કર્યો છે તે હતસત્તાક ) સૂ૦ એકેન્દ્રિય વાયુકાય વા અગ્નિકાય તે તેની પોતાની અનુભાગ સત્તાથી અલ્પ અનુભાગબન્ધ ત્યાં સુધી કરે છે કે જ્યાં સુધી તે એકેન્દ્રિય તેજ એકેન્દ્રિયભવમાં વા અન્ય એકેંદ્રિયભવમાં વર્તતો છતો અથવા અનેકેંદ્રિય એટલે તેજ હતસત્તાક એકેન્દ્રિય બીજા દ્વીન્દ્રિયાદિ ભવમાં વર્તતો છતો જ્યાં સુધી અન્ય બૃહત્ અનુભાગબંધ ન કરે ત્યાં સુધી તેજ જઘન્ય અનુભાગને સંક્રમાવે છે. ॥ इति अनुभाग संक्रम ॥

### ॥ अथ प्रदेश संक्रमाधिकारः ॥

આ પ્રદેશ સંક્રમના અધિકારમાં ૪ અનુયોગદ્વાર આ પ્રમાણે છે-

| | |
|---|---|
| ૧ સામાન્યલક્ષણ ને ભેદ. | ૩ ઉ૦પ્રદેશસંક્રમસ્વામિ. |
| ૨ સાદ્યાદિ પ્રરૂપણા. | ૪ જ૦પ્રદેશસંક્રમસ્વામિ. |

એ ૪ અનુયોગમાં પ્રથમ સામાન્યલક્ષણાનુયોગનું પ્રતિપાદન કરે છે.

મૂળ ગાથા ૬૦ મી.

जं दलिय मन्नपगइं, निज्जइ सो संकमो पएसस्स
उव्वलणो विज्झाओ, अहापवत्तो गुणो सव्वो॥६०॥

ગાથાર્થ:—દલિકને જે અન્યપ્રકૃતિપ્રત્યે લઇ જવાં (અન્ય પ્રકૃતિરૂપે પરિણમાવવાં). તે પ્રદેશનો સંક્રમ (પ્રદેશસંક્રમ) ઉદ્વલના–વિધ્યાત–યથાપ્રવૃત્ત–ગુણસંક્રમ–ને સર્વસંક્રમ એ પ્રમાણે ૫ પ્રકારનો છે.

ટીકાર્થ:—જે સંક્રમયોગ્ય દલિક એટલે કર્મપરમાણુઓને અન્યપ્રકૃતિ પ્રત્યે લઇ જવાય અર્થાત્ અન્યપ્રકૃતિરૂપપણે પરિણમાવાય તે प्रदेशसंक्रम કહેવાય. એ સામાન્યલક્ષણ કહ્યું. ॥ ઇતિ સામાન્ય લક્ષણ ॥

હવે પ્રદેશસંક્રમના ભેદ કહે છે–उव्वलणो ઇત્યાદિ એટલે ઉદ્વલનાસંક્રમ—વિધ્યાતસંક્રમ—યથાપ્રવૃત્તસંક્રમ—ગુણસંક્રમ—ને સર્વસંક્રમ એ પાંચ ભેદમાં જેવો ઉદ્દેશ તેવો નિર્દેશ એ ન્યાયથી પ્રથમ ઉદ્વલનાસંક્રમનું લક્ષણ કહેવાય છે.

॥ उद्वलना प्रदेशसंक्रम ॥

અનંતાનુબંધિ ૪–સમ્ય૦–મિશ્ર૦–દેવ ૨–નરક ૨–વૈ૦ ૭–આહા૦ ૭–મનુ૦ ૨–ઉચ્ચ૦–એ [1]૨૭ પ્રકૃતિયોના પ્રથમ પલ્યોપમાસંખ્યતમભાગપ્રમાણના સ્થિતિખંડને એક અન્તર્મુહૂર્તમાં [2]ઉવેલે છે, તદનંતર પુનઃ પણ પલ્યોપમાસંખ્યતમભાગપ્રમાણના

૧ અત્રે પલ્યાસંખ્યતમભાગ કાળે ઉવેલવા યોગ્ય પ્રકૃતિયોમાં અંતર્મુ૦ કાળે ઉવેલવા યોગ્ય અનં૦ વગેરે ૬ પ્રકૃતિયોની ગણત્રી પૂર્વક ૨૭ પ્રકૃતિયો ગણવાનું કારણ બહુશ્રુતગમ્ય.

૨ ઉવેલવું એટલે વિવક્ષિત પરમાણુઓને વિવક્ષિત વિધિએ સ્વસ્થાનથી ઉપાડીને અન્યસ્થાનમાં (અન્ય પ્રકૃતિમાં) એવી રીતે સ્થાપવા કે જેથી અન્તે તે પરમાણુઓને સર્વથા નિઃસત્તાક થવાનો પ્રસંગ આવે.

દ્વિતીય સ્થિતિખંડને ઉવેલે છે, પરન્તુ પ્રથમસ્થિતિખંડથી આ અલ્પસ્થિતિખંડને અન્તર્મુહૂર્તકાળે ઉત્કિરે છે. તેથી પણ (દ્વિતીયસ્થિ૦ ખંડથી) વિશેષહીન પલ્યોપમાસંખ્યતમભાગપ્રમાણના તૃતિય સ્થિતિ ખંડને અન્તમુહૂર્તકાળમાં ઉત્કિરે છે. એ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિખંડોથી વિશેષહીન હીન પલ્યોપમાસખ્યતમભાગપ્રમાણ સ્થિતિ ખંડો ત્યાં સુધી કહેવા કે જ્યાં સુધી ઉપાન્ત્યસ્થિતિખંડ આવે. એ સર્વ સ્થિતિખંડોમાંનો પ્રત્યેક સ્થિતિખંડ અન્તર્મુહૂર્તકાળે ઉત્કિરાય છે. અહિં અનંતરોપનિધા અને પરંપરોપનિધા એમ બે પ્રકારની પ્રરૂપણા છે ત્યાં પ્રથમ अनन्तरोपनिधाप्ररुपणा આ પ્રમાણે છે–

પ્રથમ સ્થિતિખંડની [1] સ્થિતિ ઘણી છે, તેથી દ્વિતીયસ્થિતિ ખંડની સ્થિતિ વિશેષહીન છે, તેથી તૃતિય સ્થિતિખંડની સ્થિતિ વિશેષહીન છે, એ પ્રમાણે ઉપાન્ત્યસ્થિતિખંડ સુધી કહેવું. (ઇતિ સ્થિતિ અપેક્ષાએ અનંતરોપનિધા).

હવે परंपरोपनिधा માર્ગણા કહેવાય છે તે આ પ્રમાણે-પ્રથમ સ્થિતિખંડની અપેક્ષાએ કેટલાએક સ્થિતિખંડ (સ્થિતિની અપેક્ષાએ) અસંખ્યભાગહીન, કેટલાએક સ્થિતિખંડ સંખ્યાતભાગહીન, કેટલાએક સંખ્યાતગુણહીન, અને કેટલાએક અસંખ્યગુણહીન છે. (ઇતિ સ્થિતિ અપેક્ષાએ પરંપરોપનિધા)

હવે પ્રદેશ પ્રમાણની અપેક્ષાએ અનંતરોપનિધા આ પ્રમાણે છે—પ્રથમ સ્થિતિખંડના પ્રદેશોથી દ્વિતીય સ્થિતિખંડના પ્રદેશો વિશેષાધિક, તેથી પણ તૃતિય સ્થિતિખંડના પ્રદેશો વિશેષાધિક, એ પ્રમાણે ઉપાન્ત્યસ્થિતિખંડ સુધી કહેવું. (ઇતિ પ્રદેશાપેક્ષાએ અનંતરોપનિધા)

---

૧ સ્થિતિખંડની સ્થિતિ એટલે તે સ્થિતિખંડજ જાણવો પરન્તુ ઉત્કિરણા સંબંધિ અંતર્મુહૂર્તરૂપ સ્થિતિ ન જાણવી.

વિશેષમાં આ ઉત્કિરણા, સ્થિતિના સર્વોત્કૃષ્ટ ભાગ તરફથી ગણવી. અને ઉત્કિરવું–ઉવેલવું એ શબ્દો એકાર્થવાચક જાણવા.

તથા પ્રદેશપ્રમાણાપેક્ષાએ પરંપરોપનિધા આ પ્રમાણે છે—પ્રથમ સ્થિતિખંડગત દલિકની અપેક્ષાએ કંઇક સ્થિતિખંડગત દલિક અસંખ્યભાગાધિક, કંઇક સંખ્યભાગાધિક, કંઇક સંખ્યગુણાધિક, અને કંઇક અસંખ્યગુણાધિક છે. (ઇતિ પ્રદેશાપેક્ષાએ પરંપરોપનિધા)

હવે એ સ્થિતિખંડોને ઉત્કિરવાનો વિધિ આ પ્રમાણે છે-પ્રથમ સમયે અલ્પ, દ્વિતીય સમયે અસંખ્યગુણ, તેથી પણ તૃતિય સમયે અસંખ્યગુણ કર્મદલિક ઉત્કિરે છે. એ પ્રમાણે અન્તર્મુહૂર્તના અન્ત્યસમય સુધી ઉત્કિરણાનો વિધિ જાણવો. ને ગુણાકાર તો પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ જાણવો. અને સર્વસ્થિતિ ખંડોનો ઉત્કિરણાવિધિ પણ એ પ્રમાણેજ જાણવો સ્થિતિખંડગત દલિકને ઉત્કિરણા કરવાને પ્રસંગે કયાં પ્રક્ષેપે છે? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે—કેટલુંએક દલિક સ્વપ્રકૃતિમાં ને કેટલુંક પરપ્રકૃતિમાં પ્રક્ષેપે છે. તેમાં કયાં પ્રક્ષેપે છે તે વિશેષથી કહેવાય છે.

પ્રથમ સ્થિતિખંડોત્કિરણા કરતાં પ્રથમ સમયે જે કર્મદલિક પરપ્રકૃતિમાં પ્રક્ષેપાય છે તે અલ્પ છે, તેથી જે દલિક સ્વપ્રકૃતિની હેઠલી સ્થિતિમાં પ્રક્ષેપાય છે તે અસંખ્યગુણ છે. તેથી દ્વિતીય સમયે જે સ્વસ્થાને પ્રક્ષેપાય છે તે અસંખ્યગુણ, અને પરપ્રકૃતિમાં જે પ્રક્ષેપાય છે તે પ્રથમસમયસત્કે પરપ્રકૃતિપ્રક્ષિપ્ત દલિકથી વિશેષહીન છે. તદનંતર તૃતિય સમયે સ્વપ્રકૃતિમાં જે દલિક પ્રક્ષેપાય છે તે દ્વિતીયસમયસત્કે સ્વપ્રકૃતિપ્રક્ષિપ્ત દલિકથી અસંખ્યગુણ છે. પુનઃ જે પરપ્રકૃતિમાં પ્રક્ષેપાય છે તે દ્વિતીયસમયપરપ્રકૃતિપ્રક્ષિપ્ત દલિકથી અસંખ્યગુણ છે, એ પ્રમાણે અન્તર્મુહૂર્તના અન્ત્યસમય સુધી કહેવું. તથા સર્વ સ્થિતિખંડોમાં ઉપાન્ત્યસ્થિતિખંડ સુધી એજ વિધિ જાણવો.

હવે અન્તિમ સ્થિતિખંડોત્કિરણાનો વિધિ કહેવાય છે તે આ પ્રમાણે—આ અન્ત્યસ્થિતિખંડ તે ઉપાન્ત્યસ્થિતિખંડથી

અસંખ્યગુણુ છે તોપણુ એ અન્ત્યસ્થિતિખંડની ઉત્કિરણા અન્તમુહૂર્ત માત્રમાં થઇ જાય છે. આ અન્ત્યસ્થિતિખંડ સંબંધિ પ્રથમ ઉદયાવલિકાગત દલિક વર્જીને શેષ સર્વદલિકને માત્ર પરપ્રકૃતિમાંજ સંક્રમાવે છે, તે આ રીતે—પ્રથમ સમયે અલ્પ, દ્વિતીય સમયે અસંખ્યગુણુ, તેથી પણુ તૃતિય સમયે અસંખ્યગુણુ કર્મદલિક પ્રક્ષેપાય છે, એ રીતે અન્તર્મુહૂર્તના અન્ત્યસમય સુધી કહેવું. પુનઃ અન્ત્ય સમયે પરપ્રકૃતિમાં જે દલિક પ્રક્ષેપાય છે તે **सर्वसंक्रम** કહેવાય છે.

હવે અન્તિમ સ્થિતિખંડગત દલિકનું પ્રમાણુ દર્શાવે છે તે આ પ્રમાણે—ઉપાન્ત્યસ્થિતિખંડમાંનું જેટલું કર્મદલિક અન્ત્ય સમયે પરપ્રકૃતિમાં સંક્રમે છે તેટલા પ્રમાણુના અન્ત્યસ્થિતિખંડ ગત કર્મદલિકને પ્રતિસમય અપહરિયે ( ઉદ્ધરિયે ) તો તે અન્ત્ય સ્થિતિખંડ અસંખ્ય કાલચક્રે ( ઉત્સ૦—અવસર્પિણીએ ) ખાલી થાય ( ઇતિકાળમાર્ગણા ).

અથવા એક બાજુ ઉપાન્ત્યસ્થિતિખંડ સંબંધિ જેટલું કર્મદલિક [1]અન્ત્યસમયે પરપ્રકૃતિમાં સંક્રમે છે, તેટલા પ્રમાણુના અન્ત્ય સ્થિતિખંડ સંબંધિ કર્મદલિકને ઉદ્ધરિયે ને એક બાજુ એક આકાશપ્રદેશને ઉદ્ધરિયે તો એ પ્રમાણે ઉદ્ધરતાં અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણુ આકાશપ્રદેશો ઉદ્ધર્યે છતે તે અન્ત્ય સ્થિતિખંડ પણુ ઉદ્ધરાઇ રહે, અર્થાત્ અંગુલના અસંખ્યાતમાભાગ પ્રમાણુ ક્ષેત્રમાં જેટલા આકાશપ્રદેશ હોય તેટલા એક અન્ત્ય સ્થિતિખંડમાં યથોક્તપ્રમાણુ સ્થિતિખંડ ( દલિક સમૂહ ) છે. પુનઃ ઉપાન્ત્ય સ્થિતિખંડ સંબંધિ જેટલું કર્મદલિક સ્વપ્રકૃતિમાં સંક્રમે છે તેટલા પ્રમાણુનાં અન્ત્યસ્થિતિખંડના કર્મદલિકને જો પ્રતિસમય ઉદ્ધરિયે તો તે અન્ત્યસ્થિતિખંડ પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણુ કાળે ( સમયે ) ખાલી થાય.

---

૧ છાપેલી મલયગિરિમહારાજકૃત ટીકામાં अन्त्यसमये પાઠ નથી તોપણુ અત્રે આવશ્યકતા હોવાથી તે પાઠ અધ્યાહારથી ગ્રહણુ કર્યો છે.

એ પ્રમાણે ઉદ્વલનાસંક્રમનું લક્ષણ કહીને હવે એ લક્ષણ પૂર્વક આહારકસપ્તકની ઉદ્વલનાના સ્વામિ કહે છે.

મૂળ ગાથા ૬૧ મી.

आहारतणू भिन्न–मुहुत्ता अविरइगओ पउव्वलए
जा अविरतो त्ति उव्वलइ, पल्लभागे असंखतमे ॥६१॥

ગાથાર્થઃ—ટીકાર્થવત્

ટીકાર્થઃ—આહારકસપ્તકની સત્તાવાળો અવિરતિભાવને પામેલો એવો અવિરતિવંત જીવ અન્તર્મુહૂર્ત વ્યતીત થયા બાદ આહારકશરીરને અર્થાત્ શરીર ગ્રહણ કરવાથી આહારકસપ્તકને ઉવેલવા (ઉત્કિરવા) માંડે છે. કેટલા કાળ સુધી ઉવેલે છે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–જ્યાં સુધી અવિરતિપણે રહે ત્યાં સુધી ઉવેલે છે. એમ કહેવાથી આહારકસપ્તકની ઉદ્વલના અવિરતિ પ્રત્યયિક છે એમ જણાવ્યું. પુનઃ અવિરતિપણું તો અનંતકાળ સુધી જીવને રહે છે ( તો આહારકોદ્વલના પણ અનંતકાળ સુધી પ્રવર્ત્તે કે કેમ ? ) તેથી તેનો નિયમ દર્શાવે છે કે पल्लभागे असंखतमे પલ્યોપમના અસંખ્યાતમભાગપ્રમાણ કાળમાં આહારકની સર્વ ઉદ્વલના થઇ રહે છે.

મૂળ ગાથા ૬૨ મી.

अंतोमुहुत्त मद्धं, पल्लासंखिज्जमित्त ठिइखंडं
उक्किरइ पुणो वि तहा–उणूण मसंखगुणहं जा॥६२॥

ગાથાર્થઃ—ટીકાર્થવત્

ટીકાર્થઃ—અન્તર્મુહૂર્ત માત્ર કાળમાં પલ્યોપમાસંખ્યતમભાગપ્રમાણના પ્રથમ સ્થિતિખંડને ઉત્કિરે છે, તદનંતર પુનઃ પણ

તેવીજ રીતે અન્તર્મુહૂર્તકાળમાં પૂર્વસ્થિતિખંડથી વિશેષહીન પલ્યો-પમાસંખ્યતમભાગપ્રમાણના દ્વિતીય સ્થિતિખંડને ઉત્કિરે છે, એ રીતે ઉપાન્ત્યસ્થિતિખંડ સુધી કહેવું, ને તે ઉપાન્ત્યસ્થિતિખંડ તે પ્રથમ સ્થિતિખંડની અપેક્ષાએ અસંખ્યગુણહીન જાણવો.

## મૂળ ગાથા ૬૩ મી.

**तं दलियं सट्ठाणे, समए समए असंखगुणियाए**
**सेढीए परट्ठाणे, विसेसहाणीए संछुभइ ॥ ६३ ॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

**ટીકાર્થ:**—તે ઉત્કિર્યમાણ કર્મદલિકને પ્રત્યેકસમયે અસંખ્યગુણશ્રેણિએ સ્વપ્રકૃતિમાં પ્રક્ષેપે છે. પુનઃ જે પરપ્રકૃતિમાં પ્રક્ષેપે છે, તે પ્રતિસમય વિશેષહીન હીન પ્રક્ષેપે છે. તે આ પ્રમાણે—

પ્રથમ સમયે પરપ્રકૃતિમાં જે દલિક પ્રક્ષેપે છે તે અલ્પ છે, પુનઃ જે સ્વપ્રકૃતિની હેઠલી સ્થિતિમાં પ્રક્ષેપે છે તે દલિક પરસ્થાન પ્રક્ષિપ્તદલિકથી અસંખ્યગુણ છે. તેથી પણ દ્વિતીય સમયે સ્વપ્રકૃતિમાં જે દલિક પ્રક્ષેપે છે તે અસંખ્યગુણ છે, ને પર પ્રકૃતિમાં જે પ્રક્ષેપે છે તે પ્રથમસમયપરપ્રકૃતિપ્રક્ષિપ્ત દલિકથી વિશેષહીન છે. એ રીતે પ્રતિસમયે પ્રક્ષેપનો વિધિ અન્તર્મુહૂર્તના અન્ત્યસમય સુધી કહેવો. આ પ્રથમ સ્થિતિખંડની ઉત્કિરણાનો વિધિ જે રીતે દર્શાવ્યો છે તે રીતે અન્ય સ્થિતિખંડાનો ઉત્કિરણાવિધિ પણ જાણવો.

## મૂળ ગાથા ૬૪ મી.

**जं दुचरमस्स चरिमे, अन्नं संकमइ तेण सव्वंपि**
**अंगुलअसंखभागेण, हीरए एस उव्वलणा ॥ ६४ ॥**

ગાથાર્થ:—ટીકાર્થવત્

ટીકાર્થઃ—ઉપાન્ત્યસ્થિતિખંડનું જેટલું કર્મદલિક પરપ્રકૃતિમાં સંક્રમે છે તેટલા પ્રમાણના દલિકવડે જો અન્ત્યસ્થિતિખંડને અપહરીયે તો કાળથી અસંખ્ય ઉત્સર્પિણીએ, અને ક્ષેત્રથી પુનઃ અંગુલના અસંખ્યાતમાભાગપ્રમાણના આકાશપ્રદેશો વડે તે અન્ત્ય સ્થિતિખંડગત દલિક સંપૂર્ણ અપહરાય. એ પ્રમાણે ઉપાન્ત્ય સ્થિતિખંડ સુધી આહારકસપ્તકની ઉદ્વલના પૂર્વે (પ્રથમ) કહી. (અર્થાત્ આ પૂર્વોક્ત આહારકસપ્તકોદ્વલના ઉપાન્ત્યસ્થિતિખંડ સુધીની કહી.) હવે અન્ત્યસ્થિતિખંડની ઉદ્વલના કહે છે.

મૂળ ગાથા ૬૫ મી.

**चरम मसंखिज्जगुणं, अणुसमय मसंखगुणिय सेढीए**
**देइ परत्थाणे वं-संछुभती णि(एव) मवि कसिणो**
**॥ ६५ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થવત્

ટીકાર્થઃ—ઉપાન્ત્યસ્થિતિખંડથી અન્ત્યસ્થિતિખંડ અસંખ્યગુણ છે. તથા તે અન્ત્યસ્થિતિખંડના પ્રદેશાગ્રમાંથી ઉદયાવલિકાગત પ્રદેશો વર્જીને શેષ સર્વ પ્રદેશોને પરપ્રકૃતિમાં પ્રતિસમય અસંખ્ય ગુણશ્રેણિએ પ્રક્ષેપે છે તે આ પ્રમાણે—પ્રથમ સમયે અલ્પ, દ્વિતીય સમયે અસંખ્યગુણ, તેથી પણ તૃતિય સમયે અસંખ્યગુણ, એ પ્રમાણે અન્ત્યસમય સુધી પ્રદેશોને પરપ્રકૃતિયોમાં સંક્રમાવે છે. આ પ્રકારે પરપ્રકૃતિયોમાં પ્રક્ષેપાતા પ્રદેશોનો (અથવા પ્રકૃતિયોનો) અન્ત્ય સમયે જે સર્વ દલસંક્રમ થાય છે તેજ सर्वसंक्रम જાણવો. એમ કહેવાથી સર્વસંક્રમનું લક્ષણ પણ દર્શાવ્યું છે એમ જાણવું.

॥ હવે સમ્યક્ત્વાદિની ઉદ્વલનાના સ્વામિ દર્શાવે છે ॥

### મૂળ ગાથા ૬૬ મી.

**एवं मिच्छद्दिट्ठिस्स, वेयगं मीसगं ततो पच्छा**
**एगिंदियस्स सुरदुग--मओ सवेउव्वि निरयदुगं॥६६॥**

**ગાથાર્થ:**—ટીકાર્થવત્

**ટીકાર્થ:**—૨૮ ની સત્તાવાળો મિથ્યાદૃષ્ટિ જીવ પ્રથમથીજ પૂર્વોક્ત પ્રકારે સમ્યક્ત્વને ઉદ્વેલે છે ને તદનંતર મિશ્રને ઉદ્વેલે છે. તથા એકેન્દ્રિયસપ્તક અથવા આહારકસપ્તક સિવાય નામકર્મની ૯૫ પ્રકૃતિયોની સત્તાવાળો જીવ પૂર્વોક્ત પ્રકારે દેવદ્વિકને સમકાળે ઉદ્વેલે છે, તદનંતર વૈક્રિયસપ્તક અને નરકદ્વિકને સમકાળે ઉદ્વેલે છે.

### મૂળ ગાથા ૬૭ મી.

**सुहुमतसेगो उत्तम--मओ य नरदुग महानियट्टिम्मि**
**छत्तीसाए नियगे, संजोयण दिट्ठिजुयले य ॥६७॥**

**ગાથાર્થ:**—સૂક્ષ્મત્રસ એટલે સૂ૦ તેઉકાય ને સૂ૦વાયુકાય એ બે જીવો પ્રથમ ઉચ્ચગોત્રને અને તદનંતર નરદ્વિકને ઉદ્વેલે છે. હવે ૩૬ પ્રકૃતિયોને નવમગુણસ્થાવર્તી ક્ષપકજીવ ઉદ્વેલે છે તથા અનંતાનુબંધિ ૪-મિથ્યાત્વ અને મિશ્ર એ ૬ પ્રકૃતિયોની ઉદ્વલનાનો સ્વામિ આપ આપણો ક્ષપક અવિરતિ[1] સમ્યગ્દૃષ્ટ્યાદિ જીવ જાણવો.

**ટીકાર્થ:**—સૂક્ષ્મગતિત્રસ એટલે સૂ૦ અગ્નિકાય અને સૂ૦ વાયુકાય પ્રથમ ઉચ્ચગોત્રને પૂર્વોક્ત પ્રકારે ઉદ્વેલે છે, ને તદનંતર મનુષ્યદ્વિકને ઉદ્વેલે છે. એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ જીવ સંબંધિ ઉદ્વલના કહીને હવે સમ્યગ્દૃષ્ટિ જીવ સંબંધિ ઉદ્વલનાનું પ્રતિપાદન

[1] અહિં આદિ શબ્દથી દેશવિરતિ, પ્રમત્ત ને અપ્રમત્ત જીવો પણ ગ્રહણ કરવા, અન્ય નહિં.

કરે છે. अहानियट्टिम्मि छत्तीसाए ઇતિ=એમાં अह=અથ શબ્દ અન્યાધિકાર સૂચક છે. તો આ ૩૬ પ્રકૃતિયોનો અધિકાર પૂર્વોક્ત પ્રકૃત્યધિકારથી કયા પ્રકારે ભિન્ન છે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–પૂર્વોકત પ્રકૃતિયોની ઉદ્વલના પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળે ને તથા પ્રકારના મિથ્યાત્વી જીવનેજ થાય છે, અને વક્ષ્યમાણ પ્રકૃતિયોની ઉદ્વલના તો અન્તર્મુહૂર્તકાળે ને તથા પ્રકારના સમ્યગ્દૃષ્ટિ જીવને હોય છે એજ અધિકારનું ભિન્નત્વ છે તે દર્શાવે છે.

અનિવૃત્તિબાદરસંપરાયરૂપ નવમે ગુણસ્થાને ૩૬ પ્રકૃતિયોની ઉદ્વલના થાય છે. અર્થાત્ નવમગુણસ્થાનવર્તી ક્ષપકજીવ થિણદ્ધિ ૩–નામની [1]૧૩–મધ્યકષાય ૮–નોકષાય ૯–સંજ્વ૦૩–એ ૩૬ પ્રકૃતિયોને સ્વસ્વક્ષયકાળે અન્તર્મુહૂર્તકાળમાં ઉદ્વેલે છે. તથા नियगे એટલે તત્તત્પ્રકૃતિક્ષપક જીવ અવિરતિસમ્યગ્દષ્ટયાદિ ગુણસ્થાને संयोजन दृष्टियुगले च ( એમાં સપ્તમિ વિભક્તિ ષષ્ઠીના અર્થમાં હોવાથી ) સંયોજન એટલે અનંતાનુબંધિ ૪ ની અને દૃષ્ટિયુગલ એટલે મિથ્યાત્વ અને મિશ્રની પૂર્વોકત પ્રકારે અન્તર્મુહૂર્તમાં ઉદ્વલના કરે છે, એમ જાણવું. ( ઇતિ ઉદ્વલના સંક્રમ અને સર્વસંક્રમ ).

॥ विध्यात संक्रम ॥

મૂળ ગાથા ૬૮ મી.

**जासि न बंधो गुणभव–पच्चयओ तासि होइ विज्झाओ**
**अंगुलअसंखभागो, ववहारो तेण सेसस्स ॥ ६८ ॥**

ગાથાર્થઃ—ગુણપ્રત્યયથી અને ભવપ્રત્યયથી જે પ્રકૃતિ-

[1] નરકદ્વિક–તિર્યંચદ્વિક–એકેંદ્રિય–દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય–ચતુરિન્દ્રિય જાતિ–સ્થાવર–આતપ–ઉદ્યોત–સૂક્ષ્મ–સાધારણ એ નામકર્મની ૧૩ પ્રકૃતિ.

યોનો બંધ પ્રવર્તતો નથી, તે પ્રકૃતિયોનો વિધ્યાતસંક્રમ પ્રવર્તે છે. ( વિધ્યાતસંક્રમવડે પ્રથમ સમયમાં જેટલું દલિક પરપ્રકૃતિમાં પ્રક્ષેપાય છે ). તેટલા પ્રમાણના [1]શેષ દલિકાપહારથી અંગુલના અસંખ્યાતમાભાગ પ્રમાણનું ક્ષેત્ર અપહેરાય.

**ટીકાર્થ**:—જે પ્રકૃતિયોનો ગુણપ્રત્યયથી બંધ પ્રવર્તે નહિ તે પ્રકૃતિયોનો વિધ્યાતસંક્રમ થાય છે. તે કઇ પ્રકૃતિયો ? કે જે ગુણપ્રત્યયથી વા ભવપ્રત્યયથી બંધાતી નથી. એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે—

મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાને જે પ્રકૃતિયોનો બંધ વિચ્છેદ થાય છે તે પ્રકૃતિયોનો સાસ્વાદન ગુણસ્થાને ગુણપ્રત્યયથી બન્ધ પ્રવર્તતો નથી. એ પ્રમાણે સાસ્વાદનાન્ત ૨૫ પ્રકૃતિયોનો મિશ્રાદિ ગુણસ્થાને, અવિરતાન્ત પ્રકૃતિયોનો દેશવિરત્યાદિ ગુણસ્થાને, દેશ વિરતાન્ત પ્રકૃતિયોનો પ્રમત્તાદિ ગુણસ્થાને, અને પ્રમત્તાન્ત ૬ પ્રકૃતિયોનો અપ્રમત્તાદિ ગુણસ્થાને ગુણપ્રત્યયથી બન્ધ પ્રવર્તતો નથી તેથી તે તે અબંધ સ્થાને તે પ્રકૃતિયોનો વિધ્યાતસંક્રમ પ્રવર્તે છે.

તથા વૈ૦૭—દેવ ૨—નરક ૨—કુજાતિ ૪—સ્થાવરાદિ ૪—આતપ એ ૨૦ પ્રકૃતિયોને નારક જીવો મિથ્યાત્વાદિ હેતુ વિદ્યમાન હોતે છતે પણ ભવપ્રત્યયથીજ બાંધતા નથી. તથા નરક ૨—દેવ ૨—વૈ૦ ૭—વિકલે૦ ૩—સૂક્ષ્મ૦—અપર્યા૦—સાધા૦—એ ૧૭ પ્રકૃતિયોને સર્વે પણ દેવો ભવપ્રત્યયથીજ બાંધતા નથી. તથા સનત્કુમારાદિ દેવો એકેન્દ્રિય—આતપ—ને સ્થાવર એ ૩ પ્રકૃતિયોને ભવપ્રત્યયથી બાંધતા નથી.[2] તથા યુગલિક તિર્યંચ અને મનુષ્યો સં૦૬—અશુ૦

---

૧ ઉદ્વલના સંક્રમમાં કહેલો જે અન્તિમસ્થિતિખંડ તેને શેષ એ સંજ્ઞાથી ઓળખવામા આવે છે તે શેષ અત્રે ન જાણવો.

૨ એ સનત્કુમારાદિની ભવપ્રત્યયાબંધ પ્રકૃતિયો કહ્યા પછી પંચસંગ્રહમાં " આનતાદિ દેવો તિર્યગ્દ્વિક અને ઉદ્યોતનો ભવપ્રત્યયથી બંધ નકરે " એમ વિશેષ કહ્યું છે.

સંસ્થા૦ ૫–નપું૦–મનુ૦૨–ઔદા૦૭–અને એકાન્ત તિર્યંચ પ્રાયોગ્ય સ્થાવરાદિ[1] ૧૦–દુર્ભગાદિ ૩–નીચગોત્ર–કુખગતિ એ ૩૬ પ્રકૃતિયોને ભવપ્રત્યયથીજ બાંધતા નથી. એ પ્રમાણે જે જે જીવને જે જે કર્મ ગુણપ્રત્યયથી વાભવ પ્રત્યયથી બન્ધાતું નથી તે કર્મ તે જીવને[2] વિધ્યાતસંક્રમ યોગ્ય જાણવું.

હવે પ્રદેશપ્રમાણનું નિરૂપણ આ પ્રમાણે કરે છે—વિધ્યાત સંક્રમ વડે પ્રથમ સમયે જેટલું દલિક પરપ્રકૃતિમાં પ્રક્ષેપાય છે તેટલા પ્રમાણના દલિક વડે [3]શેષદલિકનો અપહાર કરતાં અંગુલના અસંખ્યાતમાભાગે અપહાર થાય. તાત્પર્ય એ છે કે—વિધ્યાત સંક્રમ વડે પ્રથમ સમયે જેટલું કર્મદલિક અન્ય પ્રકૃતિમાં પ્રક્ષેપાય છે, તેટલા પ્રમાણના પ્રદેશખંડ વડે તત્પ્રકૃતિગત શેષ સર્વદલિકને અપહરતાં અંગુલ માત્ર ક્ષેત્રના અસંખ્યાતમે ભાગે જેટલા આકાશ પ્રદેશ છે તેટલા આકાશપ્રદેશપ્રમાણ પ્રદેશખંડો વડે તત્પ્રકૃતિગત દલિક નિર્લેપ થાય ( ખાલી થાય–અપહરાય ). એ ક્ષેત્રમાર્ગણાની રીતે કહ્યું, અને કાળ માર્ગણાની પદ્ધતિએ તો અસંખ્ય કાળચક્ર વ્યતીત થાય ત્યારે તે પ્રકૃતિગત શેષ દલિક ખાલી થાય. આ વિધ્યાતસંક્રમ તે પ્રાયઃ યથાપ્રવૃત્ત સંક્રમને અન્તે થાય છે. ( ઇતિ વિધ્યાતસંક્રમ ).

---

૧ સ્થાવર–સૂક્ષ્મ–સાધા૦–તિર્યગ્ ૨–આતપ–કુજાતિ ૪–એ ૧૦ પ્રકૃતિયો તિર્યંચ સિવાય અન્ય કોઇ પણ જીવને બંધાય નહિ માટે એકાન્ત તિર્યંચપ્રાયોગ્ય કહી છે

૨ વિધ્યાત સંક્રમ સંબંધિ જે જે અપવાદ વિગેરે છે તે આ પ્રકરણમાં દર્શાવ્યા નથી માટે વિશેષાર્થીએ અન્ય અધિકારની તારવણીથી જાણવા જોઇએ.

૩ અહિં " શેષદલિકનો " એટલે પૂર્વોક્ત ઉદ્વલના સંબંધિ વક્ષ્યમાણ શેષ સંજ્ઞાવાળા દલિકનો નહિં, પણ વિવક્ષિત પ્રકૃતિ સંબંધિ બાકી રહેલા દલિકનો અપહાર જાણવો.

## ॥ गुणसंक्रम ॥

### મૂળ ગાથા ૬૯ મી.

**गुणसंकमो अबज्झं–तिगाण असुभाण पुव्वकरणाई**
**बंधे अहापवत्तो–परित्तिओ वा अबंधे वि ॥ ६९ ॥**

**ગાથાર્થ:**—અપૂર્વકરણાદિ કરણમાં વર્તતો જીવ અબધ્યમાન અશુભ પ્રકૃતિનાં કર્મદલિકને જે પ્રતિસમય અસંખ્યગુણ શ્રેણિએ સંક્રમાવે તે ગુણસંક્રમ કહેવાય. તથા ધ્રુવબંધિ પ્રકૃતિયોનો બન્ધ હોતે અને પરાવર્ત્તમાન પ્રકૃતિયોમાંની સ્વબન્ધયોગ્ય પ્રકૃતિયોનો બંધ હોતે વા નહિ હોતે છતે પણ યથાપ્રવૃત્ત સંક્રમ થાય.

**ટીકાર્થ:**—અપૂર્વકરણાદિકમાં વર્તતા જીવો અબધ્યમાન અશુભ પ્રકૃતિયોના કર્મદલિકને પ્રત્યેક સમયે અસંખ્યગુણપણે બધ્યમાન પ્રકૃતિયોમાં જે સંક્રમાવે તે गुणसंक्रम કહેવાય છે. ગુણ એટલે પ્રતિસમય અસંખ્યગુણાકારે ( અસંખ્યગુણ અસંખ્યગુણ ) સંક્રમ કરવો તે गुणसंक्रम ( ઇતિ વ્યુત્પત્તિ ) તે આ પ્રમાણે છે–

મિથ્યાત્વ, આતપ, ને નરકાયુ સિવાયની મિથ્યાત્વાન્ત ( મિથ્યાદૃષ્ટિનેજ યોગ્ય ) ૧૩ પ્રકૃતિયોનો, તથા અનંતાનુબન્ધિ તિર્યંગાયુ ને ઉદ્યોત સિવાયની સાસ્વાદનાન્ત ૧૯ પ્રકૃતિયોનો, તથા મધ્યકષાય ૮–અસ્થિર–અશુભ–અયશ–શોક–અરતિ–અશાતા એ સર્વ મળીને ૪૬ અબધ્યમાન અશુભ પ્રકૃતિયોનો [1]અપૂર્વકરણથી આરંભીને ગુણસંક્રમ થાય છે. અહિં મિથ્યાત્વને અને અનંતાનુબન્ધિને વર્જવાનું કારણ એ છે કે એ ૫ પ્રકૃતિયોનો અવિરત સમ્યગ્દૃષ્ટયાદિ જીવો અપૂર્વકરણાદિમાં ક્ષય કરે છે માટે, અને

---

૧ એ ૪૬ પ્રકૃતિયોનો ગુણસંક્રમ ઉપશમકને વા ક્ષપકને ( પ્રાયઃ ૮ મા ગુણસ્થાનરૂપ ) અપૂર્વકરણના પ્રથમ સમયથી થાય છે.

આતપ ઉદ્યોતને વર્જવાનું કારણ કે એ બે શુભ પ્રકૃતિ છે ને ગુણ સંક્રમ તો અશુભ પ્રકૃતિનો થાય છે માટે, અને આયુષ્યોનો પરસ્પર સંક્રમ થતો નથી માટે એ મિથ્યાત્વાદિ પ્રકૃતિયોને વર્જીત કરેલી છે. તથા નિદ્રાદ્વિક-ઉપ૦-અશુ૦વર્ણાદિ ૯-હાસ્ય-રતિ-ભય-કુચ્છા-એ ૧૬ પ્રકૃતિયોનો ગુણસંક્રમ અપૂર્વકરણમાં આપઆપણા બન્ધ વિચ્છેદથી આરંભીને જાણવો. અથવા ( અર્થાન્તરે ) અપૂર્વકરણાદિ એટલે અપૂર્વકરણ નામનું જે ત્રણ કરણમાંનું દ્વિતીયકરણ તે અપૂર્વકરણ વિગેરે કરણમાં વર્તતા જીવો અબધ્યમાન અશુભ પ્રકૃતિયોના પ્રદેશોને અસંખ્યગુણ શ્રેણિએ જે બધ્યમાન પ્રકૃતિયોમાં સંક્રમાવે છે તે ગુણસંક્રમ એમ [1]બીજી રીતે પણ અર્થ થઈ શકે છે. તેથી [2]ક્ષયકાળે અપૂર્વકરણથી આરંભીને અનંતાનુબંધિ, મિથ્યાત્વ, અને મિશ્રનો પણ ગુણસંક્રમ પ્રવર્તે છે. એ પ્રમાણે ગુણ સંક્રમનું સ્વરૂપ કહ્યું, ( ઇતિગુણસંક્રમ. )

## ॥ [3]यथाप्रवृत्तसंक्रम ॥

હવે યથાપ્રવૃત્ત સંક્રમનું સ્વરૂપ કહેવાય છે. ત્યાં ધ્રુવબંધિ

---

૧ આ અર્થાન્તરકથનમાં માત્ર વાક્યરચનાનો તફાવત જાણવો પરન્તુ વસ્તુસ્વરૂપનો તફાવત ન જાણવો.

૨ ઉપશમસમ્યક્ત્વ પામતાં અને ક્ષયોપશમસમ્યક્ત્વ પામતાં જે અપૂર્વકરણ કરવું પડે છે તે અપૂર્વકરણમાં એ ૬ પ્રકૃતિયોનો ગુણસંક્રમ થતો નથી એમ ઉપશમનાકરણાધિકારમા પ્રતિપાદન કર્યું છે, માટે અત્રે " क्षपणकाले=ક્ષયકાળે " ( એ ૬ પ્રકૃતિયોનો ગુણસંક્રમ થાય ), એમ કહ્યું છે. વિ૦ કે ગુણવૃદ્ધિમાં ચઢતા જીવને અનેકવાર ભિન્નભિન્ન અપૂર્વકરણો કરવાં પડે છે. તે દરેક અપૂર્વકરણમા ગુણસંક્રમ થાય એવો નિયમ નથી, જેમ મિથ્યાત્વગુણસ્થાને સમ્યક્ત્વપ્રત્યયિક અપૂર્વકરણમાં ગુણસંક્રમ પ્રવર્તતો નથી.

૩ યથાપ્રવૃત્ત સંક્રમ એટલે યથા=જેમ જેમ પ્રવૃત્ત=યોગની પ્રવૃત્તિ

પ્રકૃતિયોનો બંધ હોતે છતેજ તેઓનો યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્તે છે, ને **પરિત્તિ**=એટલે જે પરાવર્ત્તમાન પ્રકૃતિયો છે તેનો તો બંધ હોય કિંવા ન[1] હોય તોપણ પરા૦ પ્રકૃતિયોનો યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્તે છે. અહિં ભાવાર્થ એ છે કે—

સર્વેપણ સંસારસ્થ પ્રાણિઓને ધ્રુવબન્ધિ પ્રકૃતિયોનો બન્ધ પ્રવર્તતે છતેજ અને સ્વસ્વભવબન્ધપ્રાયોગ્ય પરાવર્ત્તમાન પ્રકૃતિયોનો બંધ હોય કિંવા ન હોય તોપણ તેઓનો યથાપ્રવૃત્ત સંક્રમ થાય છે.

---

થાય તેમ તેમ હીનાધિક દલિકનો સંક્રમ થાય તે **યથાપ્રવૃત** સંક્રમ કહેવાય. કહ્યું છે કે

**संसारत्था जीवा, सबंधजोगाण तद्दलपमाणा ।**
**संकामंतणुरूवं, अहापवत्तीए तो नाम ॥ १ ॥**

અર્થ:—સંસારી જીવો સ્વબંધપ્રાયોગ્ય પ્રકૃતિયોને બંધાતા દલના પ્રમાણમાં સંક્રમાવે, અર્થાત્ ઉત્કૃષ્ટ યોગથી ઉત્કૃષ્ટ પ્રદેશો બંધાય તો ઉત્કૃષ્ટ પ્રદેશોને સંક્રમાવે, તથા મધ્યમ યોગ પ્રવૃત્તિએ મધ્યમ પ્રદેશો બંધાય તો મધ્યમ પ્રદેશો સંક્રમાવે, અને જઘન્ય યોગપ્રવૃત્તિથી જઘન્ય પ્રદેશો ( અલ્પ પ્રદેશો ) બંધાય તો તે પ્રમાણમાં અલ્પ પ્રદેશો સંક્રમાવે એ પ્રમાણે યોગને અનુસારે બંધાતા હીનાધિક પ્રદેશોને સંક્રમાવે તે **યથાપ્રવૃત્ત** સંક્રમ કહેવાય છે.

૧ વિવક્ષિત ભવમાં જે પ્રકૃતિયો તત્સમયે બંધાતી ન હોય પરન્તુ બન્ધાવાને યોગ્ય હોય તો તેવી પ્રકૃતિયોનો યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્તે છે તે કારણથી **बंधे अबंधे वा** કહ્યું છે ( અન્યથા તો **बध्यमान** કહેવાની જરૂર હતી. ) ( ઇત્યર્થતઃ પંચસંગ્રહે )

વિશેષ એ છે કે ગુણસંક્રમાદિ પ્રદેશસંક્રમો તો અમુક અમુક નિયમિત ગુણપ્રાપ્તિ પ્રસંગે પ્રવર્તે છે ને આ યથાપ્રવૃત્ત સંક્રમ તો જીવને પ્રાયઃ-સદાકાળ પ્રવર્તે છે.

હવે ઉ૦-વિ૦-ગુ૦-ય૦-એ [1]૪ સંક્રમ વડે અપહાર કાળનું [2]અલ્પબહુત્વ કહે છે.

મૂળ ગાથા ૭૦ મી.

**थोवोऽवहारकालो, गुणसंकमणेण संखगुणणाए**
**सेसस्स अहापवत्ते, विज्झाए उव्वलणनामे ॥७०॥**

**ગાથાર્થઃ**—અન્તિમ ખંડને ગુણસંક્રમથી અપહાર કરતાં અલ્પકાળ લાગે. તેથી યથાપ્રવૃત્ત-વિધ્યાત-અને ઉદ્વલના સંક્રમથી અપહાર કરતાં અનુક્રમે અસંખ્યગુણ કાળ લાગે.

**ટીકાર્થઃ**—ઉદ્વલના સંક્રમની વક્તવ્યતા પ્રસંગે જે પૂર્વે અન્તિમખંડ કહેલો છે તે અન્તિમખંડની ' શેષ ' એવી સંજ્ઞા છે. તે શેષના દલિકમાંથી ગુણસંક્રમે કરીને સંક્રમતા દલિક સમૂહ જેટલા દલિકનો (પ્રતિસમય) અપહાર કરીયે તો અન્તર્મુહુર્ત માત્ર કાળમાં તે અન્તિમખંડનું ( શેષ ) દલિક સંપૂર્ણ અપહારાય, તેથી ગુણ-સંક્રમાપહાર કાળ સર્વથી અલ્પ કહ્યો છે.

તેથી યથાપ્રવૃત્ત સંક્રમ વડે સંક્રમતા દલિક પ્રમાણે અન્તિમ-ખંડને અપહરતાં અસંખ્યગુણ કાળ હોય, કારણકે તેજ અન્તિમખંડને

---

૧ પાંચમો ' सर्वसंक्रम ' તેની વિવક્ષા અત્ર કરી નથી તેનું કારણ કે સર્વસંક્રમ વિષયિ એકજ સમયમાં સંક્રમતું દલિક તે અન્તિમ-ખંડમાંનુજ છે, ને સર્વસંક્રમ દલિક પ્રમાણે અન્તિમખંડગત દલિકનો અપહાર કરતા ૧ સમય લાગે ને કંઇ પણ દલિક શેષ રહે નહિં માટે અત્રે સર્વસંક્રમ અવિવક્ષિત છે. એનો બીજી રીતે અપહારકાળ ૭૧ મી ગાથાના ટીકાર્થમાં કહ્યો છે.

૨ અહિં ૪ સંક્રમ વડે અન્તિમખંડ ગત દલિકાપહારકાળનું અલ્પબ-હુત્વ કહેવાનું કારણ એ ૪ સંક્રમમાંજ પરસ્પર દલિક અને કાળ સંબંધિ અલ્પબહુત્વ સહેજે સમજવા માટે છે.

જો યથાપ્રવૃત્ત સંક્રમ દલિકના પ્રમાણુથી અપહરે તો તે અન્તિમખંડને પૂર્ણ થતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ લાગે (તે કારણથી યથાપ્રવૃત્ત પ્રમાણે અપહારકાળ અસંખ્યગુણ કહ્યો છે )[1]

તેથી વિધ્યાત સંક્રમ દલિક પ્રમાણે અન્તિમખંડને અપહરતાં અસંખ્યગુણ કાળ લાગે. કારણકે તેજ અન્તિમખંડના દલિકને વિધ્યાત સંક્રમ પ્રમાણે દલિકાપહાર કરતાં અસંખ્ય કાલચક્ર લાગે. (તે કારણથી વિધ્યાત પ્રમાણે અપહાર કાળ અસંખ્યગુણ કહ્યો છે.)

તેથી પણ ઉદ્વલના સંક્રમ પ્રમાણે અપહારકાળ અસંખ્યગુણ છે. કારણ કે ઉપાન્ત્ય સ્થિતિખંડના અન્ત્ય સમયે પરપ્રકૃતિમાં જેટલું દલિક પ્રક્ષેપાય છે તેટલા દલિકપ્રમાણથી તેજ અન્તિમખંડગત દલિકનો અપહાર કરતાં અતિ ઘણા કાળચક્ર લાગે તે કારણથી વિધ્યાતસંક્રમાપહારકાળની અપેક્ષાએ ઉદ્વલનાસંક્રમાપહારકાળ અસંખ્યગુણ કહ્યો છે.

હવે પૂર્વે યથાપ્રવૃત્ત સંક્રમનો કાળ કહ્યો નથી તથા ઉદ્વલના સંક્રમમાં પણ ઉપાન્ત્ય સ્થિતિખંડના અન્ત્ય સમયે જેટલું દલિક સ્વસ્થાને સંક્રમે છે તેટલા પ્રમાણથી અન્ત્ય સ્થિતિખંડનો અપહાર કાળ પણ કહ્યો નથી તે કહેવાય છે.

## મૂળ ગાથા ૭૧ મી.

**पल्लाऽसंखियभागे, णहापवत्तेण सेसगवहारो**
**उव्वलणेण वि थिबुगो, अणुइन्नाए उ जं उदए॥७१॥**

---

૧ આ વક્તવ્યતાથી ગુણસંક્રમાપેક્ષાએ યથાપ્રવૃત્તની પદ્ધતિએ સંક્રમતું દલિક અતિ અલ્પ છે ને ગુણસંક્રમાપેક્ષાએ યથાપ્રવૃત્તનો કાળ ( સમ દલિકસમૂહાપેક્ષાએ ) અસંખ્યગુણ છે એમ સમજાયછે તેમ અગ્રે પણ જાણવું.

ગાથાર્થ:—યથાપ્રવૃત્ત અને ઉદ્વલનાથી પણ પલ્યોપમા સંખ્યતમભાગપ્રમાણ કાળે અન્તિમખંડગત દલિકનો અપહાર થઈ રહે, તથા અનુદિત પ્રકૃતિનો સજાતિય ઉદિત પ્રકૃતિમાં જે સંક્રમ તે સ્તિબુક સંક્રમ કહેવાય છે.

ટીકાર્થ:—ઉદ્વલના સંક્રમમાં કહેલો જે અન્ત્ય સ્થિતિખંડ છે તેને જો યથાપ્રવૃત્તસંક્રમ પ્રમાણે અપહરીયે તો પલ્યોપમા સંખ્યતમભાગમાત્ર કાળે સંપૂર્ણ અપહાર થઈ રહે. તથા ઉદ્વલના સંક્રમથી પણ ઉપાન્ત્ય સ્થિતિખંડના અન્ત્ય સમયમાં જેટલું દલિક સ્વસ્થાને પ્રક્ષેપાય છે તેટલા પ્રમાણથી પણ તે અંન્ત્ય સ્થિતિખંડગત દલિકનો અપહારકાળ પલ્યોપમાસંખ્યેયભાગ જેટલોજ જાણવો, તે કારણથી એ બન્ને અપહારકાળ તુલ્ય છે.[1]

અહિં અન્ય પણ છઠ્ઠો સ્તિવુકસંક્રમ છે, પરન્તુ કરણ લક્ષણના અભાવથી એ સંક્રમ करण શબ્દની સાથે સંબંધવાળો નથી. કારણ કે કરણ તે સલેશ્ય વીર્ય કહેવાય છે, અને લેશ્યારહિત પણ અયોગિ કેવલી[2] ઉપાન્ત્ય સમયે ૭૨ પ્રકૃતિયોને સ્તિબુક સંક્રમથી સંક્રમાવે છે.

જો કે સ્તિબુક સંક્રમથી સંક્રમેલું દલિક [3]સર્વથા પતદ્ગ્રહ

---

૧ ૭૦મી ગાથામાં કહ્યા છતાં પુનઃ એજ વ્યક્તવ્યતા કેમ કહી? એ સહજ પ્રશ્ન છે પરન્તુ પૂર્વે યથાપ્રવૃતના કાળની મુખ્યતા કહી છે અને અત્રે તો યથાપ્રવૃતના દલિકપ્રમાણની (અપહારકાળદ્વારા) મુખ્યતા દર્શાવી છે. તે આ પ્રમાણે—ઉપાન્ત્યસ્થિતિખંડની ઉદ્વલના બે પ્રકારે છે. ૧ સ્વસ્થાને ૨ પરસ્થાને. એમાં સ્વસ્થાને સંક્રમિત દલિક પ્રમાણ યથાપ્રવૃત્તવડે સંક્રમતા દલિક જેટલું જાણવું. અર્થાત્ ઉદ્વલનાપહારકાળ પ્રથમ પરસ્થાનાપેક્ષાએ છે અને અત્રે તો સ્વસ્થાનાપેક્ષાએ કહ્યો છે.

૨ એ વાક્યમાં "પણ" શબ્દ હોવાથી સ્તિબુક સંક્રમ માત્ર ૧૪ મે ગુણઠાણેજ હોય એમ નહિ. શેષ ગુણસ્થાને પણ હોય.

૩ અહિં સર્વથા શબ્દનો ભાવાર્થ બહુશ્રુતગમ્ય છે. વિશેષ કે ગુણ

પ્રકૃતિરૂપે (તત્પ્રકૃતિરૂપે) પરિણમતું નથી તેથી આ સ્તિબુક તે સંક્રમ શબ્દની સાથે (અથવા સંક્રમ પ્રકરણમાં) સંબંધવાળો થઇ શકતો નથી પરન્તુ આ પણ [1]સંક્રમ છે ને સંક્રમ પ્રકરણનો પ્રસંગ હોવાથી તે સ્તિબુક સંક્રમનું લક્ષણ કહે છે. અનુદીર્ણ એટલે અનુદય પ્રાપ્ત (ઉદયમાં નહિ આવેલી) પ્રકૃતિ સંબંધિ જે કર્મ દલિક તે ઉદયમાં આવેલી સમાન સ્થિતિવાળી સ્વજાતીય પ્રકૃતિમાં સંક્રમાવે છે, ને સંક્રમાવીને અનુભવે છે. જેમ ઉદયવતી મનુષ્ય ગતિમાં શેષ ૩ ગતિનાં દલિકને અને ઉદયવતી એકેન્દ્રિયજાતિમાં શેષ ચાર જાતિનાં દલિકને સંક્રમાવીને અનુભવે તે સ્તિબુક સંક્રમ કહેવાય છે ને [2]પ્રદેશોદય પણ એજ કહેવાય છે. (इति भेदप्रह०).

---

સંક્રમાદિરૂપે સંક્રમતાં દલિક જેમ સર્વથા પરપ્રકૃતિરૂપે પરિણમીને પર પ્રકૃતિના વ્યપદેશને પામે છે તેમ સ્તિબુકસંક્રમરૂપે સંક્રમતાં દલિક પર પ્રકૃતિવ્યપદેશને પામે તેવી રીતે સર્વથા પરપ્રકૃતિરૂપે પરિણમતાં નથી પરન્તુ સ્વપ્રકૃતિવ્યપદેશરૂપે કાયમ રહીને સ્થિતિવડે પ્રથમજ હીન (તે સ્વજાતિય પરપ્રકૃતિ સમાન) થઇને ઉદયવતી સ્વજાતીય પરપ્રકૃતિમાં (પરિણમીને) ભોગવાઈ જાય છે. એમાં સ્તિબુક સંક્રમ વિષયિક પ્રકૃતિનો મુખ્યત્વે તીવ્રરસ માત્ર બદલાવાથી પતદ્ગ્રહમાં દેશપરિણમન કહેલું સંભવે છે.

૧ તીવ્રરસ પરપ્રકૃતિમાં સંક્રમાઇને ભોગવાઇ જાય છે માટે.

૨ જે પ્રકૃતિ સ્વવિપાકે ઉદયમાં ન આવે પરન્તુ પરવિપાકે ઉદયમાં આવે તે **પ્રદેશોદય** કહેવાય. એ લક્ષણ પણ અનેકાન્ત છે.

કેટલાએકનું માનવું એવું છે કે જે પ્રકૃતિમાંથી રસ સર્વથાહીન થઇને તે પ્રકૃતિના પ્રદેશ માત્રજ ઉદયમાં આવે તે પ્રદેશોદય કહેવાય અને જો રસ ઉદયમાં આવે તો તે પ્રકૃતિનો વિપાકોદય કહેવાય. આ માનવું અસમંજસ છે કારણ કે સ્તિબુકસંક્રમરૂપે એટલે પ્રદેશોદયરૂપે ઉદય આવેલી પ્રકૃતિમાં રસ અવશ્ય હોય છે તોપણ તેમાંનો તીવ્રરસ પરપ્રકૃતિરૂપે પરિણમવાથી સ્વપ્રકૃતિરૂપે (સ્વવિપાક રૂપે) ઉદય આવી શકતો નથી ને એ પ્રમાણે વિવક્ષિત પ્રકૃતિના પ્રદેશો સ્વરસે (સ્વવિપાકે ઉદયમાં આવ્યા નથી પરન્તુ પરવિપાક (સ્વવિપાકાભાવ) રૂપે ઉદયમાં આવ્યા છે માટે તે પ્રદેશોદયજ કહેવાય. જેમ દુગ્ધ તે દધ્યાદિરૂપે પરિણમતાં દુગ્ધનો

એ પ્રમાણે સંક્રમકરણના લક્ષણ અને ભેદની પ્રરૂપણા કરીને હવે સાદ્યનાદિ પ્રરૂપણા કરે છે તેમાં મૂળપ્રકૃતિનો પરસ્પર સંક્રમ હોતો નથી તેથી ઉત્તરપ્રકૃતિયોનીજ સાદ્યનાદિ પ્રરુપણા કરે છે.

મૂળ ગાથા ૭૨-૭૩

**धुवसंकम अजहन्नो–णुक्कोसो तासि वा विवज्जित्तु**
**आवरणनवगविग्घं, ओरालियसत्तगं चेव ॥ ७२ ॥**
**साइयमाइ चउद्धा, सेसविगप्पा य सेसगाणं च**
**सवविगप्पा नेया, साइ अधुवा पएसम्मि ॥ ७३ ॥**

**ગાથાર્થ**:—૧૨૬ ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો અજ૦ પ્ર૦ સંક્રમ ૪ પ્રકારે, તથા ૯ આવરણ-૫ વિઘ્ન ને ઔદારારિકાદિ ૭ એ ૨૧ પ્રકૃતિ વિના ૧૦૫ ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો અનુ૦ પ્ર૦ સંક્રમ ॥ ૭૨ ॥ સાદ્યાદિ ૪ પ્રકારે છે. ૧૦૫ પ્રકૃતિના શેષ ૨ વિકલ્પ અને શેષ ૨૧ પ્રકૃતિના સર્વ વિકલ્પ તે પ્રદેશસંક્રમને અંગે સાદિ અધ્રુવ જાણવા. ॥ ૭૩ ॥

**ટીકાર્થ**:—પૂર્વોક્ત ૧૨૬ ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો અજઘન્ય પ્રદેશ સંક્રમ સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—

---

પ્રદેશાનુભવ અને દધ્યાદિનો રસાનુભવ કહેવાય. દર્શનમોહનીયના સંબંધમાં આજ ભાવાર્થ પ્રગટ કર્યો છે તદ્વત્ અન્ય પ્રકૃતિમાં પણ સમજવો.

તથા પ્રસંગતઃ પંચસંગ્રહોક્ત પ્રદેશસંક્રમની પ્રવૃત્તિમાં કયો સંક્રમ કોને બાધ કરે તે કહેવાય છે—યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્તતો હોય તેને અટકાવીને વિધ્યાત વા ગુણસંક્રમ પ્રવર્તે છે, અને ઉદ્વલના સંક્રમને અટકાવીને સર્વસંક્રમ પ્રવર્તે છે.

આગળ કહેવાશે તેવા લક્ષણવાળો ક્ષપિતકર્માંશ જીવ પ્રકૃતિયોને ક્ષય કરવાને અર્થે તત્પર થયો છતો સર્વપણ ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો જઘન્યપ્રદેશ સંક્રમ કરે છે તે સાદિ અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વપણ અજઘન્યપ્રદેશ સંક્રમ છે તે ઉપશમશ્રેણિમાં એ સર્વ પ્રકૃતિયોનો બંધવિચ્છેદ થયે છતે ( અજ૦ પ્ર૦ સંક્રમ ) થાય નહિ તેથી આ ( અજ૦ પ્ર૦ સં૦ ) સાદિ છે, એ સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવની અપેક્ષાએ અનાદિ છે, અભવ્યની અપેક્ષાએ ધ્રુવ, અને ભવ્યની અપેક્ષાએ અધ્રુવ છે.

તથા ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો અનુત્કૃષ્ટ પ્રદેશસંક્રમ પણ ૪ પ્રકારે છે. પ્રશ્નઃ—શું સર્વ ધ્રુવસત્તાક પ્રકૃતિયોનો અનુ૦ પ્ર૦ સં૦ ૪ પ્રકારે છે ? ઉત્તરઃ–નહિ. ૫ જ્ઞાનાવરણ ને ૪ દર્શનાવરણ એ ૯ આવરણ, તથા ૫ અન્તરાય અને ઔદારિકસપ્તક એ ૨૧ પ્રકૃતિ સિવાયની શેષ ૧૦૫ ધ્રુવસત્તાકનોજ અનુ૦ પ્ર૦ સં૦ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—વક્ષ્યમાણ લક્ષણયુક્ત ગુણિતકર્માંશ જીવ સર્વ પ્રકૃતિયોનો ક્ષય કરવાને તત્પર થયે છતે ઉ૦ પ્ર૦ સં૦ હોય છે, પરન્તુ અન્ય જીવને ઉ૦ પ્ર૦ સં૦ હોય નહિ તેથી આ ઉ૦ પ્ર૦ સં. સાદિ છે, ને તેથી અન્ય સર્વ પણ અનુ૦ પ્ર૦ સં૦ છે તેનો ઉપશમ શ્રેણિમાં વિચ્છેદ થાય છે ને શ્રેણિથી પડતાં પુનઃ અનુ૦ પ્ર૦ સં૦ પ્રારંભાય છે તેથી આ ( અનુ૦ પ્ર૦ સં૦ ) સાદિ છે, તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવની અપેક્ષાએ અનાદિ છે, અને અભવ્ય ભવ્યાપેક્ષાએ ધ્રુવ તથા અધ્રુવ છે.

તથા સેસ ઇત્યાદિ એટલે ૧૦૫ પ્રકૃતિયોના શેષ વિકલ્પ જઘન્ય, અને ઉત્કૃષ્ટ, અને જ્ઞાનાવરણાદિ ૨૧ પ્રકૃતિયોના જઘન્ય, ઉત્કૃષ્ટ, અને અનુત્કૃષ્ટ એ ત્રણ વિકલ્પ સાદિ અધ્રુવ છે.

ત્યાં ૧૦૫ પ્રકૃતિયોનો જઘન્ય અને ઉત્કૃષ્ટ પ્ર૦ સં૦ સાદિ અધ્રુવપણે પ્રથમ કહ્યો છે. અને જ્ઞાનાવરણાદિ ૨૧ પ્રકૃતિયોનો ઉ૦ પ્ર૦ સં૦ ગુણિતકર્માંશ એવા મિથ્યાદૃષ્ટિ જીવમાં કદાચિત્ પ્રાપ્ત

થાય છે, શેષકાળે અનુ૦ પ્ર૦ સં૦ પ્રાપ્ત થાય છે, તેથી એ બન્ને પ્ર૦ સં૦ સાદિ અધ્રુવ છે. અને જ૦ પ્ર૦ સં૦ તો સાદિ અધ્રુવપણે પ્રથમજ કહ્યો છે. શેષ પ્રકૃતિયોના સર્વે પણ (ચારે પણ) વિકલ્પો પ્રકૃતિયોનું સ્વભાવેજ અધ્રુવસત્તાકપણું હોવાથીજ સાદિ અધ્રુવ છે. અહિં મિથ્યાત્વમોહનીય જો કે ધ્રુવસત્તાક છે તોપણ પતદ્ગ્રહ પ્રકૃતિના અભાવે એના ચારે વિકલ્પ સાદિ અધ્રુવ છે, અને નીચગોત્ર, શાતા તથા અશાતા વેદનીય એ ૩ પ્રકૃતિયો પરાવર્ત્તમાન હોવાથી એ ૩ ના ચારે વિકલ્પો સાદિ અધ્રુવ જાણવા. ( इति साद्यादि प्ररूपणा ).

એ પ્રમાણે સાદિ અનાદિ પ્રરૂપણા કરીને હવે ઉ૦ પ્ર૦ સં૦ સ્વામિત્વ પ્રરૂપણા કહેવાની છે તે ગુણિતકર્માંશ જીવમાંજ પ્રાપ્ત થાય છે, માટે તે ગુણિતકર્માંશ જીવનું નિરૂપણ કરાય છે.

## મૂળ ગાથા ૭૪-૭૫ મી.

जो बायरतसकाले-णूणं कम्मट्ठिइं तु पुढवीए
बायरपज्जत्तापज्ज-त्तगदीहेयरद्धासु ॥ ७४ ॥

जोगकसाउक्कोसो, बहुसो निच्च मवि आउबंधंव
जोगजणेणुवरिल्ल-ठिइनिसेगं बहुं किच्चा ॥ ७५ ॥

ગાથાર્થ:—ઘણા કાળ સુધી પર્યાપ્તપણે અને થોડા કાળ સુધી અપર્યાપ્તપણે રહેવા પૂર્વક, દ્વીન્દ્રિયાદિ બાદરત્રસની કાયસ્થિતિન્યૂન ઉ૦ કર્મસ્થિતિ ( ૭૦ કો૦ કો૦ સા૦ ) પ્રમાણ બાદર પૃથ્વિકાયના ભવમાં રહીને ઘણીવાર ઉ૦ યોગ અને ઉ૦ કષાય પૂર્વક, સર્વદા જઘન્ય યોગથી આયુ બંધ કરતો અને ઘણા પ્રમાણમાં ઉપરિતન સ્થિતિનો નિષેક કરીને ( ત્યાંથી નિકળીને દ્વીન્દ્રિયાદિમાં ઉત્પન્ન થાય ઇતિ અગ્રગાથોક્ત અધ્યાહાર ).

ટીકાર્થઃ—અહિં સૂક્ષ્મ ને બાદર એ બે પ્રકારના ત્રસજીવો છે, તેમાં દ્વીન્દ્રિયાદિ બા૦ ત્ર૦ જીવો છે ને અગ્નિકાય તથા વાયુકાય એ બે સૂક્ષ્મત્રસ જીવ છે. ત્યાં સૂ૦ ત્ર૦ જીવોનું ગ્રહણ નહિં કરવાને અર્થે ગાથામાં વાયરતસ (=બાદર ત્રસ જીવો) પાઠ કહ્યો છે. એ બા૦ ત્ર૦ જીવોનો પૂર્વક્રોડપ્રથક્ત્વાધિક ૨૦૦૦ સાગરોપમ પ્રમાણ જે કાય સ્થિતિકાળ (બા૦ ત્ર૦ પણે રહેવાનો કાળ) તે કાયસ્થિતિકાળન્યૂન ૭૦ કોડાકોડીસાગરપ્રમાણ કર્મની ઉ૦ સ્થિતિ સુધી બા૦ પૃથ્વીકાયના ભવોમાં રહીને (દ્વીન્દ્રિયાદિમાં ઉપજે. ઇતિ અધ્યાહાર)–કેવી રીતે રહીને? તે કહે છે કે–पज्जत्तापज्जत्तग दीहेयरद्धासु અહિં દીર્ઘ અને હ્રસ્વકાળ સાથે અનુક્રમે પર્યાપ્ત અપર્યાપ્તપણાની યોજના કરતાં આ પ્રમાણે અર્થ થાય–ઘણાકાળ સુધી પર્યાપ્તભવોમાં અને અલ્પકાળસુધી અપર્યાપ્ત ભવોમાં અર્થાત્ ઘણા પર્યાપ્તભવોમાં અને થોડા અપર્યાપ્તભવોમાં રહીને, તથા ઘણી વાર ઉત્કૃષ્ટ યોગસ્થાનોમાં અને ઉ૦સંક્લેશવાળા અધ્યવસાયોમાં વર્તીને (દ્વીન્દ્રિયાદિમાં ઉપજે ઇતિ અધ્યા૦)

[1]અહિં શેષ એકેન્દ્રિયજીવોને ગ્રહણ નહિં કરતાં માત્ર૦ બા૦ પૃથ્વિકાયનેજ ગ્રહણ કરવાનું કારણ એ છે કે બા૦ પૃ૦ નું આયુષ્ય શેષ સર્વ એકેન્દ્રિયથી અધિક હોય છે, તેથી તે બા૦ પૃ૦ જીવ અ૦યવચ્છિન્નપણે (નિરંતર પ્રતિસમય) ઘણા કર્મપુદ્ગલોને ગ્રહણ કરે છે. પુનઃ અતિ બલિષ્ટપણાને લઇને તે બા૦ પૃથ્વીને વેદનાનું બહુલપણે (તીવ્રપણે) વેદવું હોતું નથી તેથી તેને ઘણા કર્મપ્રદેશોની નિર્જરાપણ થતી નથી માટે અત્રે બા૦ પૃ૦ કાયનું ગ્રહણ કર્યું છે. તથા સંપૂર્ણ કાયસ્થિતિ ગ્રહણ કરવાને અર્થે બા૦ પૃ૦ ના અપ૦ ભવોનું ગ્રહણ કર્યું છે. તેમાં પણ ઘણા કર્મપ્રદેશો

૧ આ સંસારચક્રમાં પરિભ્રમણ કરતા સર્વ જીવોમાં કયો જીવ કેવા સંયોગોમાં પ્રાપ્ત થાય? કે જેથી અન્ય સર્વ જીવોની અપેક્ષાએ તે જીવને ઘણા કર્મપ્રદેશોની સત્તા ઉપલબ્ધ થાય? તે સર્વ સંયોગોને દર્શાવવાનું આ પ્રકરણ ચાલે છે.

ની નિર્જરાનો અભાવ ગ્રહણ કરવાને અર્થે અલ્પ અપર્યાપ્ત ભવોનું અને ઘણા પર્યાપ્ત ભવોનું ગ્રહણ કર્યું છે, અન્યથા નિરન્તર ઉપજતાં ને મરણ પામતાં તો ઘણા કર્મપ્રદેશોની નિર્જરા થઇ જાય છે અને અહિં અતિનિર્જરાનું પ્રયોજન નથી. ( માટે અલ્પ અપ૦ ભવોનું અને ઘણા પ૦ ભવોનું ગ્રહણ કર્યું છે. )—તથા ઉત્કૃષ્ટયોગમાં વર્તતો જીવ ઘણા કર્મપ્રદેશોને ગ્રહણ કરે છે, અને ઉ૦ સંક્લેશપરિણામી જીવ ઉ૦સ્થિતિબન્ધ કરે છે, ઘણી સ્થિતને ઉદ્વર્તે છે ( સ્થિતિમાં વધારો કરે છે ), અને અલ્પ સ્થિતિને અપવર્ત્તે છે ( ઘટાડે છે ) તે કારણથી અહિં ઉ૦ યોગ અને ઉ૦ કષાયનું ગ્રહણ કર્યું છે. તથા નિચ્ચં ઇત્યાદિ=નિત્ય એટલે સર્વકાળ અર્થાત્ પ્રત્યેક ભવમાં આયુબન્ધને અવસરે જઘન્યયોગે વર્તતો આયુબંધ કરીને ( દ્વીન્દ્રિયાદિમાં ઉપજે ઇતિ અધ્યા૦ )—અહિં આયુષ્યને યોગ્ય ઉત્કૃષ્ટ યોગમાં વર્તતો તથાવિધ સ્વભાવથીજ આયુષ્યકર્મના ઘણા પુદ્ગલોને ગ્રહણ કરે છે, અને જ્ઞાનાવરણના ઘણા પુદ્ગલોને નિર્જરે છે અને તે અતિનિર્જરાનું અત્રે પ્રયોજન નહિ હોવાથી અહિં જઘન્યયોગે આયુબંધનું ગ્રહણ કર્યું છે.—તથા સ્વભૂમિકાનુસારે ઉપરની સ્થિતિયોમાં કર્મદલિક સ્થાપનરૂપ જે નિષેકરચના તેને ઘણા પ્રમાણમાં કરીને—એ રીતે બા૦ પૃથ્વીકાયમાં પૂર્વક્રોડપૃથકત્વાધિક ૨૦૦૦ સાગરન્યૂન ૭૦ કો૦ કો૦ સાગરોપમ સુધી પરિભ્રમણ કરીને તદનંતર ત્યાંથી નિકળે અને નિકળીને દ્વીન્દ્રિયાદિ બા૦ ત્ર૦ જીવોમાં ઉત્પન્ન થાય.

### મૂળ ગાથા ૭૬ મી.

**बायरतसेसु तक्काल, मेव मंते य सत्तमखिईए**
**सव्वलहुं पज्जत्तो, जोगकसायाहिओ बहुसो ॥७६॥**

ગાથાર્થઃ—પૂર્વોક્ત રીતે બા૦ પૃથ્વીમાંથી નિકળીને બા૦

ત્રસકાયમાં બા૦ત્ર૦કાયસ્થિ૦કાળ સુધી પરિભ્રમણ કરીને અન્તે સપ્તમી પૃથ્વીમાં સર્વથી શિઘ્રપર્યાપ્ત થઇને ઘણીવાર ઉ૦ યોગમાં અને ઉ૦ કષાયમાં વર્ત્તતો ( સબંધ અગ્ર ગાથામાં છે. )

ટીકાર્થઃ—पज्जत्तापज्जत्तग ઇત્યાદિ પૂર્વપદોક્ત, રીતીએ બાદરત્રસપણામાં तत्कालं=પૂર્વક્રોડપૃથક્ત્વાધિક ૨૦૦૦ સાગર પ્રમાણ બાદરત્રસના કાયસ્થિતિકાળ સુધી પરિભ્રમણ કરીને જેટલી વાર સાતમી નરકમાં જવાને યોગ્ય હોય તેટલીવાર સાતમી નરકમાં જઇને સાતમી નરકના અન્ત્યભવમાં વર્તતો ત્યાં सर्वलघुपर्याप्त એટલે અન્ય સર્વ નારકાપેક્ષાએ શિઘ્ર પર્યાપ્તભાવને પામેલો હોય—અહિં દીર્ઘ આયુષ્ય ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટકષાય એ ૩ની પ્રાપ્તિને અર્થે યાવત્ સંભવ (જેટલીવાર જવાને યોગ્ય હોય તેટલીવાર) સાતમી નરકમાં ગમન કરવાનું કહ્યું છે. તથા અપર્યાપ્તની અપેક્ષાએ પર્યાપ્તનો યોગ અધિક હોય છે, ને યોગ અધિક હોતે છતે તે જીવને ઘણા કર્મપ્રદેશનું ગ્રહણ સંભવે છે, ને ઘણા કર્મપ્રદેશગ્રહણનું જ અત્રે પ્રયોજન છે માટે सर्वलघुपर्याप्त એ વિશેષણ કહ્યું છે. તથા તેજ ભવમાં વર્તતાં ઘણીવાર योगकषायाधिक એટલે ઉત્કૃષ્ટ યોગસ્થાનોને અને ઉત્કૃષ્ટ સંક્લેશાધ્યવસાયોને પ્રાપ્ત થતો ( સબંધ અગ્ર ગાથામાં છે. )

## મૂળ ગાથા ૭૭-૭૮ મી.

जोगजवमज्झउवरिं, मुहुत्तमच्छित्तु जीवियवसाणो
तिचरिम दुचरिम समए, पूरित्तु कसायउक्कस्सं॥७७॥
जोगुक्कोसं चरिमदु—चरिमे समए य चरिमसमयम्मि
संपुण्णगुणियकम्सो, पगयं तेणेह सामित्ते ॥ ७८ ॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થઃ**—**योगयवमध्यस्योपरि** એટલે [1]અષ્ટસામયિક યોગસ્થાનોના ઉપર અન્તર્મુહૂર્ત કાળ સુધી રહીને ભવને અન્તે અન્તર્મુ૦ આયુ શેષ રહ્યે છતે, તાત્પર્ય એ છે કે—અન્તર્મુ૦ આયુ શેષ રહેતાં યોગયવમધ્યથી[2] ઉપર અન્તર્મુ૦ સુધી અસંખ્યગુણવૃદ્ધિએ વધતો છતો (તદનંતર શું કરે તે કહે છે) **तिचरिम** ઇત્યાદિ=જ્યાંથી ત્રણ અન્ત્ય સમય ગણાય તે ત્રિચરિમ સમય, અર્થાત્ જે સમયથી આરંભીને ગણતાં સર્વાન્તિમ સમય ત્રીજો ગણાય તે (પાશ્ચાત્ય) સમયનું નામ ત્રિચરિમ સમય કહેવાય—તે ભવના (નારકપણાના) ત્રિચરિમ અને દ્વિચરિમ સમયમાં વર્તતો ઉત્કૃષ્ટ કાષાયિક સંક્લેશસ્થાનને પૂરીને (પ્રાપ્ત કરીને) તથા ઉપાન્ત્ય (દ્વિચરિમ) ને અન્ત્ય સમયમાં ઉત્કૃષ્ટ યોગ સ્થાનને પણ પ્રાપ્ત કરીને તે નારકપણાના અન્ત્યસમયે વર્તતો સંપૂર્ણ ગુણિતકર્માંશ થાય છે.—અહિં ઉત્કૃષ્ટયોગ અને ઉ૦સંક્લેશ એ બેનો સંયોગ ૧ સમયમાત્રજ હોય છે પરન્તુ અધિક નહિ તેથી ઉ૦ યોગ અને ઉ૦ સંક્લેશને [3]વિષય સમયપણે ગ્રહણ કર્યો છે—પુનઃ ઘણી ઉદ્વર્ત્તના અને અલ્પ અપવર્ત્તના જણાવવાને અર્થે ત્રિચરિમ અને દ્વિચરિમ સમયગત ઉ૦ સંક્લેશનું ગ્રહણ કર્યું છે—તથા પરિપૂર્ણ પ્રદેશસમૂહની પ્રાપ્તિનો સંભવ હોવાથી અન્ત્ય સમયે ઉ૦ યોગનું ગ્રહણ કર્યું છે—આ સંપૂર્ણ ગુણિતકર્માંશ જીવનોજ અહિં ઉત્કૃષ્ટપ્રદેશસંક્રમસ્વામિત્વ પ્રરૂપણામાં અધિકાર છે.

---

૧ અષ્ટસામાયિકયોગસ્થાનોને યવમધ્યરૂપ કહેવાનું કારણ પ્રથમ યોગ પ્રકરણની સ્ફુટનોટમાં સવિસ્તરપણે કહ્યું છે.

૨ " ઉપર " શબ્દથી સપ્તસામાયિકાદિમાં નહિ પરંતુ અષ્ટસામાયિકમાંજ અસંખ્યગુણવૃદ્ધિએ વધવાનું ગ્રહણ કરવું.

૩ અન્ત્યથી ૩જા ૨જા સમયમાં ઉ૦ સંક્લેશ અને } એ ૩–૨ ..
૨જા ૧ લા સમયમાં ઉ૦યોગ . } ૨–૧
સ્થાપના વિષમ સમયરૂપ જાણવી.

એ પ્રમાણે ગુણિતકર્માંશ જીવનું સ્વરૂપ કહીને હવે સ્વામિત્વ પ્રરૂપણા કહે છે.

મૂળ ગાથા ૭૯ મી.

**तत्तो उव्वट्टित्ता, आवलिगा समय तप्भवत्थस्स**
**आवरणविग्घ चोद्दस–गोरालियसत्त उक्कोसो ॥७९॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—એ ગુણિતકર્માંશ જીવ તે સપ્તમી પૃથ્વિથી નિકળીને પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પન્ન થાય, તેથી **तद्भवस्थस्य**=તે પર્યા૦સંજ્ઞિપંચે૦ભવમાં રહેલા જીવને પ્રથમ આવલિકાની ઉપરના અન્ત્ય[1] સમયે પૂર્વોક્ત ૨૧ પ્રકૃતિનો ઉ૦ પ્રદેશ સંક્રમ થાય છે. નારકભવના અન્ત્ય સમયે તો એ ૨૧ પ્રકૃતિયોનાં ઉત્કૃષ્ટ યોગથી ઘણાં કર્મદલિકની પ્રાપ્તી માત્ર કરી હતી અને આ તિર્યંચ ભવમાં તો તે ઘણાં કર્મદલિકને બન્ધાવલિકા વ્યતીત થયે છતે સંક્રમાવે છે અન્યથા નહિ. અને પૂર્વોકત વિશેષણો રહિત અન્ય કોઇ પણ જીવમાં એટલા ઘણા પ્રમાણનું કર્મદલિક પ્રાપ્ત થતું નથી માટે आवलिगासमयतप्भवत्थस्स એ પ્રમાણે કહ્યું છે.

મૂળ ગાથા ૮૦ મી.

**कम्मचउक्के असुभाण, बज्झमाणीण सुहुमरागंते**
**संछोभणंमि नियगे, चउवीसाए नियट्टिस्स ॥८०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

---

૧ " આવલિકાના ઉપરના અન્ત્ય સમયે " એ વાકયનો ભાવાર્થ આવલિકાના અન્ત્યસમયે એવો થાય છે પરન્તુ ગતભવાન્ત્યસમયબદ્ધ કર્મદલિકાપેક્ષાએ એ અર્થ જાણવો અન્યથા વર્તમાનભવબદ્ધકર્માપેક્ષાએ દ્વિતીયાવલિકાનો પ્રથમ સમય હોય છે. ઇત્યપિ.

ટીકાર્થ:—દર્શના૦—વેદનીય—નામ—અને ગોત્ર એ ૪ કર્મની જે સૂ૦સંપરાય અવસ્થામાં અબધ્યમાન નિદ્રા ૨–શાતા–કુસંસ્થાન ૫–કુસંઘયણ ૫–અશુભવર્ણાદિ ૯–ઉપ૦–કુખગ૦–અપ૦–અસ્થિર ૯–ને નીચગોત્ર એ ૩૨ અશુભપ્રકૃતિયો તેનો ઉ૦પ્રદે૦સંક્રમ ગુણિતકર્માંશ ક્ષપકને સૂક્ષ્મસંપરાયના અન્ત્ય સમયમાં હોય છે.

તથા મધ્યકષાય ૮–થિણદ્ધિ ૩–તિર્ય૦૨–વિકલ ૩–સૂ૦–સાધાં૦–નોકષાય ૯–એ ૨૪ પ્રકૃતિયોનો ઉ૦પ્ર૦સંક્રમ આપ આપણા અન્ત્યસંક્રમને અવસરે અનિવૃત્તિબાદરગુણસ્થાનવર્તી ગુણિતકર્માંશ ક્ષપક જીવને હોય છે.

મૂળ ગાથા ૮૧ મી.

**तत्तो अणंतरागय–समयादुक्कस्स सायबंधद्धं**
**बंधिय असायबंधा–लिगंतसमयम्मि सायस्स ॥८१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—તે નરકભવથી અનન્તર ભવમાં આવેલો જીવ પ્રથમ સમયથી આરંભીને ઉત્કૃષ્ટ બન્ધકાળ સુધી શાતાવેદનીયને બાંધીને પુનઃ અશાતા વેદનીયનો બન્ધ પ્રારંભે છે, તેથી અશાતા વેદનીયની બન્ધાવલિકાના અન્ત્યસમયે સમગ્ર શાતાવેદનીયની બન્ધાવલિકા વ્યતીત થયેલી હોય છે. તેથી તે અન્ત્યસમયે બધ્યમાન અશાતાવેદનીયમાં શાતાવેદનીયને યથાપ્રવૃત્ત સંક્રમની પદ્ધતિએ સંક્રમાવતાં શાતાવેદનીયનો ઉ૦પ્ર૦સંક્રમ હોય છે.

મૂળ ગાથા ૮૨ મી.

**संछोभणाए दोन्हं, मोहाणं वेयगस्स खणसेसे**
**उप्पाइय सम्मत्तं, मिच्छत्तगए तमतमाए ॥ ८२ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—મિથ્યાત્વ અને મિશ્ર એ બન્ને મોહનીયનો ઉ૦ પ્ર૦ સંક્રમ સર્વસંક્રમ વડે આપઆપણા અન્ત્ય પ્રક્ષેપને અવસરે ક્ષપક જીવને હોય છે.

તથા તમતમા નામની સાતમી પૃથ્વીમાં વર્તતો નારકી અન્તર્મુ૦ આયુષ્ય શેષ રહ્યે છતે ઉપશમ સમ્યકત્વ પામીને અને દીર્ઘકાળવાળા ગુણસંક્રમ વડે ક્ષયોપશમ સમ્યકત્વના પ્રદેશપુંજને પરિપૂર્ણ કરીને સમ્યકત્વથી પડીને મિથ્યાત્વે આવે ત્યાં મિથ્યાત્વના પ્રથમ સમયમાંજ સમ્યકત્વમોહનીયનો મિથ્યાત્વમાં ઉ૦ પ્ર૦ સંક્રમ કરે છે.

મૂળ ગાથા ૮૩ મી.

**भिन्नमुहुत्ते सेसे, तच्चरमावस्सगाणि किच्चेत्थ**
**संजोयणाविसंजो-यगस्स संछोभणा एसिं ॥ ८३ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—સાતમી પૃથ્વીમાં વર્તતો તે ગુણિતકર્માંશ જીવ અન્તર્મુ૦ આયુષ્ય શેષ રહ્યે છતે તેજ ભવમાં जोगजवमज्झउवरिं ઇત્યાદિ પદોક્ત જે અન્ત્ય આવશ્યક પ્રવૃત્તિ કરી સાતમી નરકમાંથી નિકળીને તથા સમ્યકત્વ ઉત્પન્ન કરીને ક્ષયોપ૦ સમ્યકત્વી થયો છતો અનંતાનુબંધિની વિસંયોજના=ક્ષપણા વિશેષ કરે, તેથી એ ૪ અનંતા૦નો સર્વસંક્રમવડે અન્ત્ય પ્રક્ષેપાવસરે ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે.

મૂળ ગાથા ૮૪ મી.

**ईसाणागयपुरिसस्स, इत्थियाए य अट्ठवासाए**
**मासपुहुत्तब्भहिए, नपुंसगे सव्वसंकमणे ॥ ८४ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ગુણિતકર્માંશ ઇશાનદેવ સંક્લેશપરિણામ વડે એકેન્દ્રિયપ્રાયોગ્ય પ્રકૃતિયોને બાંધતો નપુંસક વેદને વારંવાર બાંધીને તે ઇશાન દેવલોકથી ચવીને સ્ત્રી વા પુરૂષ થયેલો હોય, ને તદનંતર પૃથક્ત્વમાસાધિક ( ૭ માસ અધિક ) આઠ વર્ષ વ્યતીત થતાં પ્રકૃતિયોનો ક્ષય કરવાને અર્થે ઉદ્યત થાય તે જીવને નપુંસકવેદ ખપાવતાં સર્વસંક્રમવડે અન્ત્યપ્રક્ષેપ સમયે નપુંસકવેદનો ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે.

## મૂળ ગાથા ૮૫ મી.

**इत्थिए भोगभूमिसु, जीविय वासाण संखियाणि तओ**
**हस्सठिइदेवत्ता, सव्वलहुं सव्वसंछोभे ॥ ८५ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—યુગલિક ક્ષેત્રમાં અસંખ્ય વર્ષ સુધી વારંવાર સ્ત્રી વેદ બાંધીને તદનંતર પલ્યોપમનો અસંખ્યાતમોભાગ વ્યતીત થયે છતે ૧૦૦૦૦ વર્ષ પ્રમાણ ટુંક સ્થિતિવાળું દેવાયુષ્ય બાંધીને અકાળે મરણ પામીને દેવપણે ઉત્પન્ન થાય ત્યાં પણ સ્ત્રીવેદને [1]પૂરીને સ્વઆયુ પર્યન્તે કોઇ પણ વેદસહિત મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થાય ને ત્યાંથી શિઘ્ર કર્મક્ષય કરવાને ઉદ્યત થાય. એ પ્રમાણે તે સ્ત્રીવેદનો ઉ૦ પ્ર૦ સંક્રમ સર્વસંક્રમરૂપ અન્ત્યપ્રક્ષેપ સમયે કર્મ ક્ષય કરવાના અવસરે હોય છે.

---

૧ " પૂરીને " એટલે તે પ્રકૃતિનો વારંવાર બંધ કરવાથી અન્ય પ્રકૃતિગત દલિકોને તત્પ્રકૃતિરૂપે પરિણમાવવા વડે તે પ્રકૃતિનો બહુ પ્રદેશોપચય કરીને.

અહિં આ રીતેજ સ્ત્રીવેદનું ઉત્કૃષ્ટ[1] આપૂરણ અને ઉ૦ પ્ર૦ સંક્રમ તે કેવલજ્ઞાનગમ્ય છે અન્યથા નહિ, એજ યુક્તિને અત્રે અનુસરવી. પરન્તુ અન્ય કોઇ છદ્મસ્થગમ્ય યુક્તિ નથી. પ્રાચીન ગ્રંથોમાં પણ અન્ય કોઇ યુક્તિ નહિ દેખવાથી નિર્મૂલપણે અન્યથા પણ યુક્તિનું કરવાપણું થાય તેથી અન્ય કોઇ યુક્તિને સ્વબુદ્ધિએ અનુસરવી નહિ. એ પ્રમાણે આગળના સંબંધો પણ યથાયોગ્ય તેજ રીતે કેવલજ્ઞાનોપલબ્ધ છે એજ ઉત્તર દેવા યોગ્ય છે.

## મૂળગાથા ૮૬ મી.

**वरिसवरित्थिं पूरिय, सम्मत्तमसंखवासियं लहियं**
**गंता मिच्छत्तमओ, जहन्नदेवट्ठिई भोच्चा ॥ ८६ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—વર્ષવર એટલે જે નપુંસકવેદ તેને ઇશાન દેવલોકમાં ઘણા કાળ સુધી વારંવાર બન્ધ કરવાથી અને દલિકાન્તરને સંક્રમાવવાથી બહુ પ્રદેશોપચિત કરીને સ્વઆયુષ્યક્ષયથી ત્યાંથી ચ્યવીને સંખ્યાતવર્ષાયુમાં ઉત્પન્ન થઇને પુનઃ અસંખ્યવર્ષાયુમાં ઉત્પન્ન થાય. ત્યાં પણ અસંખ્ય વર્ષ સુધી સ્ત્રીવેદને આપૂરીને તદનંતર અસંખ્યવર્ષ સુધી સમ્યક્ત્વને પામીને [2] સમ્યક્ત્વ હેતુક પુરૂષ વેદને પણ તેટલા વર્ષ સુધી બાંધીને તે પુરૂષવેદમાં સ્ત્રીવેદ નપુંસકવેદનું દલિક નિરન્તર સંક્રમાવે છે, તદનંતર પલ્યોપમાસંખ્યતમ ભાગ જેટલા સ્વઆયુષ્યને પૂર્ણ કરીને અન્તે મિથ્યાત્વ પામીને ૧૦૦૦૦ વર્ષ પ્રમાણ જઘન્યસ્થિતિવાળા દેવોમાં ઉત્પન્ન થાય, ત્યાં ઉત્પન્ન થઇને અન્તર્મુહુર્તકાળમાં સમ્યક્ત્વ પામે ( સંબંધ અગ્રગાથામાં )

૧ "આપૂરણ" એ શબ્દનો અર્થ બહુ પ્રદેશોપચય.

૨ સમ્યક્ત્વ હોતે છતે ત્રણવેદમાંથી માત્ર પુરૂષવેદજ બંધાય છે માટે પુરૂષવેદને સમ્યક્ત્વહેતુક કહ્યો છે, પરંતુ આ હેતુ અન્વય વ્યતિરેક સંબંધનો નથી.

મૂળ ગાથા ૮૭ મી.

**आगंतु लहुं पुरिसं, संछुभमाणस्स पुरिसवेयस्स**
**तस्सेव सगे कोहस्स, माण मायाण मवि कसिणो॥८७**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—તદનંતર દેવભવથી ચવીને મનુષ્યમાં ઉત્પન્ન થાય તદનંતર ૭ માસ અધિક ૮ વર્ષ વ્યતિક્રાન્ત થયે શિઘ્ર કર્મક્ષય કરવાને ઉદ્યુકત થાય, માત્ર પુરૂષવેદના બંધવિચ્છેદ પહેલાં બે આવલિકા પર્યન્ત બાંધેલું જે પુરૂષવેદનું દલિક તે અતિ અલ્પ છે તેથી તે સિવાયના શેષ પુરૂષ દલિકને અન્ત્ય સમયે સંક્રમાવતાં પુ૦ વેદનો ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે.

તથા સંસારમાં પરિભ્રમણ કરતાં સંગ્રહ કરેલા અને ક્ષયકાળે અન્ય પ્રકૃતિગત દલિકોને ગુણસંક્રમની પદ્ધતિએ પ્રક્ષેપી પ્રક્ષેપીને અતિ પ્રચુર કરેલા એવા સંજ્વલન ક્રોધના પ્રદેશોનો ઉ૦ પ્ર૦ સં૦ અન્ત્યપ્રક્ષેપ સમયે તેજ પુરૂષવેદોત્કૃષ્ટપ્રદેશસંક્રમના સ્વામીને હોય છે. અહિં પણ બન્ધવિચ્છેદથી પ્રથમની બે આવલિકાએ બાંધેલા દલિકને વર્જીને શેષદલિકના અન્ત્યપ્રક્ષેપે ઉ૦ પ્ર૦ સંક્રમ જાણવો—એજ રીતે સં૦ માન ને સં૦ માયાનો ઉ૦ પ્ર૦ સંક્રમ પણ કહેવો.

મૂળ ગાથા ૮૮ મી.

**चउरुवसमित्तु खिप्पं—लोभजसाणं ससंकमस्संते**
**सुभधुवबंधिगनामा—णावलिगं गंतु बंधंता ॥ ८८ ॥**

ગાથાર્થ:—ચાર વાર મોહનીયને ઉપશમાવીને શિઘ્રક્ષપક થયેલા ગુણિતકર્માંશ જીવને સ્વસંક્રમના અન્ત્યપ્રક્ષેપ સમયે સં૦

લોભ ને યશનો ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે. શુભ ધ્રુવબંધિની ૨૦ પ્રકૃતિનો ઉ૦ પ્ર૦ સં૦ બન્ધવિચ્છેદથી આવલિકા વ્યતીત થયા બાદ હોય છે.

**ટીકાર્થ**:—અનેક ભવભ્રમણમાં ૪ વાર મોહનીયને ઉપશમાવીને ચોથી ઉપશમના કર્યા બાદ શિઘ્ર ક્ષપકશ્રેણિપ્રતિપન્ન તેજ ગુણિતકર્માંશ જીવને સ્વસંક્રમને અન્તે એટલે અન્ત્યપ્રક્ષેપ સમયે સં૦ લોભનો અને યશનામકર્મનો ઉ૦ પ્ર૦ સંક્રમ થાય છે—અહિં ઉપશમશ્રેણિપ્રતિપન્ન જીવ અન્ય પ્રકૃતિના ઘણા પ્રદેશોને ગુણસંક્રમ પદ્ધતિએ ત્યાં પ્રક્ષેપતો હોવાથી સં૦ લોભ અને યશ એ બન્ને પ્રકૃતિયો નિરન્તર પૂરાય છે તેથી ઉપ૦શ્રેણિનું ગ્રહણ કર્યું છે. તથા સમસ્ત સંસારચક્રમાં પરિભ્રમણ કરતો પ્રાણી મોહનીયને ૪ વાર જ ઉપશમાવે છે પરન્તુ પાંચમી વાર નહિ. તેથી " ચાર વાર મોહનીયને ઉપશમાવીને " એમ કહ્યું છે. તથા સં૦ લોભનો અન્ત્ય પ્રક્ષેપ અન્તરકરણના અન્તિમ સમયે જાણવો, પરન્તુ સંક્રમનો અભાવ હોવાથી તે અન્તિમ સમયથી આગળ અન્ત્ય પ્રક્ષેપ હોય નહિં. કહ્યું છે કે अंतरकरणम्मिकए-चरित्तमोहे णुपुव्विसंकमणं

તથા જે વૈ૦૭—શુભવર્ણાદિ ૧૧—અગુ૦—નિર્માણ—એ નામ કર્મની શુભ ધ્રુવબન્ધિનિ ૨૦ પ્રકૃતિયો તેનો ઉ૦ પ્ર૦ સંક્રમ ૪ વાર મોહનીયને ઉપશમાવ્યાબાદ બન્ધવિચ્છેદથી આગળ એક આવલિકા વ્યતીત થયા બાદ યશનામકર્મમાં પ્રક્ષેપતાં હોય છે. અહિં ગુણસંક્રમે કરીને સંક્રમેલું અન્ય પ્રકૃતિનું દલિક બન્ધાવલિકા વ્યતીત થયે છતેજ અન્યત્ર સંક્રમવા યોગ્ય હોય છે અન્યથા નહિ, તે કારણથી आवलियगंतुबंधंता એમ કહ્યું છે.

મૂળ ગાથા ૮૯ મી.

**निद्धसमा य थिरसुभा-सम्मदिट्ठिस्स सुभधुवाओ वि**
**सुभसंघयणजुयाओ, बत्तीससयोदहिचियाओ ॥८९॥**

ગાથાર્થ:—સ્થિર, અને શુભ નામકર્મનો ઉ૦પ્ર૦સં૦ સ્નિગ્ધ સ્પ૦ નામકર્મવત્ જાણવો, તથા સમ્યગ્દૃષ્ટિની શુભ ધ્રુવબન્ધિ શુભ સંઘયણ યુક્ત ૧૩૨ સાગરોપમ સુધી બાંધેલી સમ્યકત્વી પ્રાયોગ્ય પ્રકૃતિયોનો ઉ૦પ્ર૦સં૦ (બંધવિચ્છેદાનંતર આવલિકાબાદ યશકીર્તિમાં સંક્રમાવતાં હોય-ઇતિ શેષ:)

ટીકાર્થ:—નિદ્ધસમ ઇતિ=સ્નિગ્ધસ્પર્શ સમાન સ્થિર અને શુભ નામનો જાણવો. અર્થાત્ જેમ પૂર્વગાથોક્ત શુભ ધ્રુવબન્ધિનિ નામકર્મની પ્રકૃતિયોમાં અંતર્ગત પણે સ્નિગ્ધ સ્પર્શનો ઉ૦પ્ર૦સંક્રમ કહ્યો છે તેવી રીતે આ સ્થિર અને શુભનામ કર્મનો ઉ૦પ્ર૦સંક્રમ પણ જાણવો. આ સ્થિર અને શુભ નામકર્મરૂપ બે પ્રકૃતિયો અધ્રુવબન્ધિ હોવાથી પૂર્વગાથામાં સ્નિગ્ધ સ્પર્શ સાથે નહિ કહેતાં અલગ ગણી છે.

તથા सम्मद्दिट्ठिस्स ઇત્યાદિ=સમ્યગ્દૃષ્ટિ જીવની જે પંચે૦-સમચ૦-પરા૦-ઉચ્છ્વા૦-સુખગ૦-ત્રસચતુષ્ક ૪- સુભગત્રિક ૩-એ ૧૨ શુભ ધ્રુવબન્ધિ પ્રકૃતિયો શુભ સંઘયણ સહિત એટલે વજ્રરૂ૦ નારાચ સંઘયણ સહિત ઉ૦પ્ર૦સં૦ વાળી હોય. (વજ્ર રૂષભ નારાચનો બન્ધ દેવભવમાં વા નારક ભવમાં વર્તતા સમ્યગ્દૃષ્ટિજીવો કરે છે, પરન્તુ મનુષ્ય અને તિર્યંચ ગતિમાં વર્તતા સમ્યગ્દૃષ્ટિ જીવોને દેવગતિ પ્રયોગ્ય બન્ધ હોવાથી સઘયણબંધનો અભાવ છે તેથી સમ્ય૦મનુ૦ વા તિર્યંચ વજ્રરૂષભાદિ સંઘયણનામનો બંધ કરતા નથી. એકારણથી આ પ્રકૃતિ સમ્યગ્દૃષ્ટિ જીવને [1]શુભધ્રુવબન્ધિ નથી માટે વજ્રરૂ૦નારાચની પૃથગ્ વિવક્ષા કરી છે.)

---

૧ સમ્યગ્દૃષ્ટિ દેવ નારક (મનુષ્ય પ્રાયોગ્ય પ્રકૃતિયો બાંધતા હોવાથી.) વજ્રરૂષભનારાચ સંઘયણ બાંધે, અને સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય તિર્યંચ (દેવ પ્રાયોગ્ય પ્રકૃતિયો બાંધતા હોવાથી) વજ્રરૂષભનારાચ સંઘયણ ન બાંધે. એ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિ જીવને વજ્રરૂષભનારાચ સંઘયણનો બન્ધ હોયજ એવો નિયમ નહિ હોવાથી સમ્યગ્દૃષ્ટિને વજ્ર રૂ૦નારાચનો અધ્રુવબન્ધજ કહેવાય.

તથા ૧૩૨ સાગરોપમ સુધી આપૂર્ણતા કહી તે આ પ્રમાણે-૬૬ સાગરોપમ સુધી સમ્યકત્વને ધારણ કરનારો જીવ આ ૧૨ પ્રકૃતિયો બાંધે, તદનંતર અન્તર્મુહૂર્તકાળ સુધી મિશ્રસમ્યકૃત્વ અનુભવીને પુનઃપણ સમ્યકૃત્વ (ક્ષયોપ૦સમ્ય૦) પ્રાપ્ત કરે, તેથી પુનઃપણ એ ક્ષયોપ૦ સમ્યકત્વને અનુભવતો જીવ ૬૬ સાગરોપમ સુધી એ ૧૨ પ્રકૃતિયો બાંધે, તેથી એ પ્રમાણે ૧૩૨ સાગર સુધી સમ્યગ્દષ્ટિજીવ એ શુભ ધ્રુવબન્ધિ ૧૨ પ્રકૃતિયોને આપૂરીને અને વજ્ર ૠ૦ નારાચને પુનઃ મનુષ્યભવહીન યથાસંભવ ઉત્કૃષ્ટ કાળ પર્યન્ત આપૂરીને (=બંધ અને સંક્રમવડે બહુપ્રદેશોપચિત કરીને) તદનંતર સમ્યગ્દૃષ્ટિની ધ્રુવ ૧૨ પ્રકૃતિયોનો આઠમે ગુણસ્થાને બંધવિચ્છેદ થયા બાદ એક આવલિકા અતિક્રમ્યે યશકીર્તિમાં સંક્રમાવતાં એ ૧૨ પ્રકૃતિયોનો ઉ૦પ્ર૦સંક્રમ હોય છે.કારણકે તે અવસરે સંક્રમાવલિકા વ્યતિક્રાન્ત થવાથી અન્ય પ્રકૃતિનાં ઘણાં દલિકો ગુણસંક્રમવડે પ્રાપ્ત થયેલાં હોય છે, માટે તે અવસરે એ ૧૨ પ્રકૃતિયોનો ઉ૦પ્ર૦સંક્રમ થાય છે.

અને વજ્રૠ૦નારાચ સંઘયણનો ઉ૦પ્ર૦સંક્રમ તો દેવભવથી ચ્યવીને આવેલો અને દેવગતિ પ્રાયોગ્ય પ્રકૃતિયો બાંધતો સમ્યગ્દષ્ટિ જીવ આવલિકા વ્યતીત થયા બાદ (ઉ૦ પ્ર૦ સં૦) કરે.

### મૂળ ગાથા ૯૦ મી.

**पूरित्तु पुव्वकोडी–पुहुत्त संछोभगस्स निरयदुगं**
**देवगइनवगस्स य, सगबंधंतालिगं गंतुं ॥ ९० ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**ઃ—નરકગતિ અને નરકાનુપૂર્વીરૂપ નરકદ્વિકને પૂર્વક્રોડ પૃથક્ત્વ વર્ષ સુધી આપૂર્ણ કરીને અર્થાત્ સાત પૂર્વક્રોડ આયુષ્યવાળા તિર્યંચભવોમાં વારંવાર બાંધીને તદનંતર આઠમે ભવે મનુષ્ય

થઇને ક્ષપકશ્રેણિને પ્રાપ્ત થયેલો એવો જીવ અન્યપ્રકૃતિમાં તે નરકદ્વિકને સર્વસંક્રમ વડે સંક્રમાવે તે જીવને અન્ત્યપ્રક્ષેપ સમયે નરકદ્વિકનો ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે.

તથા દેવદ્વિક અને વૈક્રિયસપ્તકરૂપ દેવનવકને પૂર્વક્રોડ પૃથક્ત્વ વર્ષો સુધી આપૂર્ણ કરીને જ્યારે ક્ષપકશ્રેણિને પ્રાપ્ત થાય, અને સ્વબંધવિચ્છેદાનંતર આવલિકા માત્ર કાળ વ્યતિક્રાન્ત થતાં તે દેવગતિનવકને યશકીર્તિમાં પ્રક્ષેપે તે અવસરે તે દેવનવકનો ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે. કારણ કે તે સમયે સંક્રમાવલિકા વ્યતીત થવાથી અન્ય પ્રકૃતિનાં ઘણાં દલિકો જે ગુણસંક્રમ વડે પ્રાપ્ત થયેલાં હોય તેઓનો સંક્રમ હોય છે.

## મૂળ ગાથા ૯૧ મી.

**सव्वचिरं सम्मत्तं, अणुपालिय पूरइत्तु मणुयदुगं**
**सत्तमखिइ निग्गइए, पढमे समये नरदुगस्स ॥९१॥**

ગાથાર્થઃ—ટીકાર્થવત્

**ટીકાર્થઃ**—સર્વોત્કૃષ્ટ કાળ સુધી એટલે અન્તર્મુહૂર્તહીન ૩૩ સાગરોપમ સુધી સમ્યક્ત્વ ધારણ કરીને સપ્તમી પૃથ્વીનો નારક તેટલા કાળ સુધી સમ્યક્ત્વહેતુક મનુષ્યદ્વિક બાંધીને અન્ત્ય અન્તર્મુહુર્તમાં મિથ્યાત્વને પ્રાપ્ત થાય, તેથી તે ગુણિતકર્માંશ જીવ મિથ્યાત્વ હેતુક તિર્યંચદ્વિક બાંધતો સપ્તમી પૃથ્વીથી નિકળીને પ્રથમ સમયેજ તે બધ્યમાન તિર્યંચદ્વિકમાં મનુષ્યદ્વિકનો ઉ૦ પ્ર૦ સંક્રમ કરે છે.

## મૂળ ગાથા ૯૨ મી.

**थावर तज्जा आया–वुज्जोयाओ नपुंसगसमाओ**
**आहारग तित्थयरं, थिरसम मुक्कस्स समकालं॥९२॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—સ્થાવર નામકર્મ તથા તજ્જાતિ એટલે સ્થાવર જાતિ અર્થાત્ એકેન્દ્રિય જાતિ, તથા આતપ નામકર્મ, ઉદ્યોત નામ કર્મ, એ ૪ પ્રકૃતિયો નપુંસકસમા એટલે નપુંસકવેદના ઉ૦ પ્ર૦ સંક્રમવત્ આ ૪ પ્રકૃતિયોનો ઉ૦ પ્ર૦ સંક્રમ પણ કહેવો, તથા આહારકસપ્તક અને જીનનામ એ ૮ પ્રકૃતિયોનો ઉ૦ પ્ર૦ સંક્રમ સ્થિરનામના ઉ૦ પ્ર૦સંક્રમવત્ કહેવો; તફાવત માત્ર એટલોજ કે આપૂર્ણતા આપ આપણા ઉ૦ બન્ધકાળ પર્યન્ત કહેવી તે આ પ્રમાણે–આહારકસપ્તક અને જીનનામને આપઆપણા ઉત્કૃષ્ટ બન્ધકાળ યાવત્ આપૂરીને ( અહિં દેશોનપૂર્વક્રોડ વર્ષ પ્રમાણ સંયમની અનુપાલનામાં જેટલો અપ્રમત્તપણાનો કાળ થાય તેટલો [1]સર્વકાળ આહા૦૭ નો જાણવો, અને જીનનામનો ઉત્કૃષ્ટ બન્ધકાળ દેશૂણ[2] બે પૂર્વક્રોડ વર્ષાધિક ૩૩ સાગરોપમ પ્રમાણ છે તેથી એટલા કાળ પર્યન્ત એ આઠ પ્રકૃતિયો મૂકીને ) ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરીને જ્યારે બંધવિચ્છેદાનંતર એક આવલિકા પ્રમાણ કાળ અતિક્રાન્ત થાય તે અવસરે યશકીર્તિમાં સંક્રમાવે ત્યારે એ બેનો ( આહા૦૭-જીનનામનો ) ઉ૦ પ્ર૦ સંક્રમ પ્રાપ્ત થાય છે.

---

૧ દેશૂણપૂર્વક્રોડ વર્ષ સુધી પણ સંયમની અનુપાલના કરતો જીવ અન્તર્મુહૂર્ત પ્રમત્તપણામાં અને અન્તર્મુહૂર્ત અપ્રમત્તપણામાંજ વારંવાર ગમનાગમન કરતો રહે છે, ત્યાં પ્રમત્તપણાનાં સર્વ અન્તર્મુહૂર્તને એકત્ર કરતાં અન્તર્મુહૂર્તહીન પૂર્વક્રોડ વર્ષ થાય, અને અપ્રમત્તપણાનાં સર્વલઘુ અન્તર્મુહૂર્તોને એકત્ર કરતાં પણ માત્ર એકજ અન્તર્મુહૂર્ત થાય છે એ ભગવત્યાદિ મતે, અને જેઓ પ્રમત્તાપ્રમત્તપણાનો કાળ બીજી રીતે માને છે તેઓને મતે પણ અપ્રમત્તપણાનો કાળ અન્તર્મુ૦જ થાય છે તેથી અત્રે પણ સર્વ કાળ અન્તર્મુ૦ પ્રમાણ જાણવો.

૨ મનુષ્યનું ઉ૦ આયુ પાલન કરીને અનુત્તરવિમાને ઉ૦ આયુષ્યે ઉપજે ત્યાંથી પુનઃ ઉ૦ આયુવંત મનુષ્ય થવાથી. અહિં દેશૂણ કાળ તે અન્તર્મુ૦ અધિક જીનનામોદયની જ૦સ્થિ૦ જેટલો સંભવે.

## મૂળ ગાથા ૯૩ મી.

चउरुवसमित्तु मोहं, मिच्छत्तगयस्स नीयबंधंतो
उच्चागो उक्कोसो, तत्तो लहु सिज्झओ होइ ॥९३॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—અહિં મોહનીયને સર્વોપશમકર્તા જીવ ઉચ્ચગોત્રજ બાંધે છે પરંતુ નીચગોત્ર બાંધતો નથી, અને નીચગોત્રનાં દલિકને ગુણસંક્રમની પદ્ધતિએ ઉચ્ચગોત્રમાં સંક્રમાવે છે, તેથી ૪ વાર મોહોપશમનું ગ્રહણ અવશ્ય કરવું જોઇએ. ત્યાં ૪ વાર મોહનીયને ઉપશમાવતો જીવ ઉચ્ચગોત્રને બાંધતો છતો નીચગોત્રને ગુણસંક્રમથી સંક્રમાવે છે, અને બે ભવમાં ૪ વાર મોહનીયનો ઉપશમ થાય છે, ને તદનંતર ત્રીજા ભવમાં મિથ્યાત્વ પામ્યો છતો નીચગોત્ર બાંધે છે, અને નીચગોત્રને બાંધતો ઉચ્ચગોત્રને તેમાં ( નીચગોત્રમાં ) સંક્રમાવે છે, તદનંતર પુનઃ પણ સમ્યક્ત્વ પામીને ઉચ્ચગોત્રને બાંધતો તેમાં નીચગોત્રને સંક્રમાવે છે, એ પ્રમાણે વારંવાર ઉચ્ચગોત્ર અને નીચગોત્રના બન્ધવિચ્છેદાનંતર શિઘ્રજ સિદ્ધિપદ પામવાની ઇચ્છાવાળો જીવ નીચગોત્રબન્ધના અન્ત્ય સમયમાં ગુણસંક્રમ વડે અને બન્ધ વડે પ્રદેશોપચિત કરેલા ઉચ્ચગોત્રનો ઉ૦ પ્ર૦સંક્રમ કરે છે. ( इति उ० प्र० सं० स्वामित्व प्ररु० )

એ પ્રમાણે ઉ૦ પ્ર૦ સંક્રમ સ્વામિત્વ પ્રરૂપણા કરીને હવે જઘન્ય પ્ર૦ સં૦સ્વામિત્વની પ્રરૂપણા કરવાની છે તે પ્રાયઃ ક્ષપિત કર્માંશ જીવને હોય છે તેથી તે ક્ષપિતકર્માંશ જીવનું સ્વરૂપ કહેવાય છે.

### મૂળ ગાથા ૯૪-૯૫-૯૬ મી.

**पल्लासंखियभागो–ण कम्मठिइ मत्थिओ निगोएसु**
**सुहुमे अभवियजोग्गं, जहन्नयं कट्टु निग्गम्म ॥९४॥**

**जोग्गे असंखवारे, सम्मत्तं लभिय देसविरयं च**
**अट्ठक्खुत्तो विरई, संजोयणहा य तइवारे ॥ ९५ ॥**

**चउरुवसमित्त मोहं, लहुं खवेंतो भवे खवियकम्मो**
**पाएण तहिं पगइं, पडुच्च काई वि सविसेसं ॥९६॥**

ગાથાર્થઃ—પલ્યોપમાસંખ્યતમભાગ હીન કર્મસ્થિતિ પ્રમાણુ કાળ સૂક્ષ્મનિગોદમાં રહીને અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય પ્રદેશોપચય કરીને પુનઃ ત્યાંથી નિકળીને ॥ ૯૪ ॥

સમ્યક્ત્વાદિપ્રાપ્તિયોગ્ય ભવોમાં ઉત્પન્ન થઇને અસંખ્યવાર સમ્યક્ત્વ અને દેશવિરતિ પામીને આઠ વાર સર્વવિરતિ પામીને અને તેટલીજ વાર ( આઠ વાર ) અનંતાનુબંધિનો વિઘાતક થઇને ( વિસંયોજક થઇને ) ॥ ૯૫ ॥

ચાર વાર મોહનીયને ઉપશમાવી શિઘ્ર કર્મક્ષય કરતો જીવ ક્ષપિતકર્માંશ થાય છે. અત્રે પ્રાયઃ એ [1]ક્ષપિતકર્માંશ જીવનોજ

---

૧ ક્યા ક્યા સંયોગોને પ્રાપ્ત થયેલો જીવ અન્ય સર્વજીવની અપેક્ષાએ અતિહીન કર્મપ્રદેશની સત્તાવાળો થાય તે તે સંયોગોની વિવક્ષા આ ૩ ગાથાઓ દ્વારા દર્શાવી છે.

અથવા અન્ય સર્વજીવથી અતિઅલ્પ કર્મપ્રદેશની સત્તાવાળો જીવ તે **क्षपितकर्मांश जीव** કહેવાય.

સંબંધ છે, તથા કોઇ પ્રકૃતિને આશ્રયિ કંઇક વિશેષતા પણ કહેવાશે ॥ ૯૬ ॥

ટીકાર્થ:—જે જીવ પલ્યોપમાસંખ્યેયભાગન્યૂન ૭૦ કો૦ કો૦ સાગરોપમ ઉ૦ કર્મસ્થિતિ સુધી સૂક્ષ્મનિગોદમાં વસીને (સૂ૦ નિગોદીયો જીવ અતિઅલ્પ આયુષ્ય વાળો હોય છે તેથી તેને ઘણાં જન્મમરણ થાય છે અને ઘણીવાર જન્મમરણ થવાથી ઘણીવાર અતિવેદના યુકત હોય છે, ને અતિવેદનાયુકત હોવાથી ઘણા પુદ્ગલોની નિર્જરા કરે છે, પુનઃ પણ સૂ૦નિગોદજીવો મંદયોગ અને મંદ કષાયવાળા હોવાથી તેઓને નવા કર્મપ્રદેશોનું ગ્રહણ પણ અતિ અલ્પજ હોય છે માટે અત્રે સૂ૦નિગોદ જીવનું ગ્રહણ કર્યું છે) अभवियजोग्गं जहन्नयं कट्टु निग्गम्म=અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય પ્રદેશોપચય કરીને તદનંતર સૂક્ષ્મનિગોદમાંથી નિકળીને योग्येषु= સમ્યકત્વ દેશવિરતિ ને સર્વવિરતિ યોગ્ય ત્રસજીવોમાં ઉત્પન્ન થઇને પલ્યોપમના અસંખ્યાતમાભાગમાં અસંખ્યવેળા સમ્યકત્વ ને સ્વલ્પ કાળ સુધી દેશવિરતિ પામીને, કેવી રીતે પામીને? તે કહે છે—સૂક્ષ્મ નિગોદથી નિકળીને બાદરપૃથ્વીમાં ઉત્પન્ન થાય, તદનંતર ત્યાંથી અન્તર્મુહુર્ત કાળમાં નિકળીને પૂર્વક્રોડ વર્ષાયુષ્યવાળા મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાંપણ ૭ માસ વ્યતીત થતાં શિઘ્ર યોનીથી બહાર નિકળવા પૂર્વક જન્મ પામે, તદનંતર ૮ વર્ષની વયે ચારિત્ર પામે, તદનંતર દેશોનપૂર્વક્રોડ વર્ષ પર્યન્ત ચારિત્ર પાળીને અલ્પ આયુષ્ય બાકી રહેતાં મિથ્યાત્વ પામે, તદનંતર મિથ્યાત્વ સહિત કાળ કરીને ૧૦૦૦૦ વર્ષ સ્થિતિયુકત દેવભવમાં ઉપજે, ત્યાં અન્તર્મુહુર્ત કાળમાં સમ્યક્ત્વ પામે, તદનંતર ૧૦૦૦૦ વર્ષ સુધી જીવીને તેટલા કાળ પર્યન્ત સમ્યક્ત્વ પાલન કરીને અન્ત્ય અવસરે મિથ્યાત્વ સહિત કાળ પામીને બા૦ પૃથ્વીમાં ઉત્પન્ન થાય, તદનંતર ત્યાંથી પણ અન્તર્મુહુર્ત માત્ર કાળમાં નિકળીને મનુષ્યમાં ઉત્પન્ન થાય, પુનઃ પણ સમ્યક્ત્વ અથવા દેશવિરતિ અથવા સર્વ

વિરતિ પામે, એ પ્રમાણે દેવભવોમાં અને મનુષ્યભવોમાં સમ્યક્ત્વાદિ વારંવાર ગ્રહણ કરવાનું અને મૂકવાનું ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળમાં અસંખ્યવાર સમ્યક્ત્વનો લાભ, અને અલ્પ વાર દેશવિરતિનો લાભ થાય. અહિં જ્યારે જ્યારે સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ થાય ત્યારે ત્યારે ઘણા પ્રદેશો વાળી પ્રકૃતિને અલ્પપ્રદેશયુક્ત કરે છે, તે કારણથી ઘણી વાર સમ્યક્ત્વાદિ પ્રાપ્તિનું ગ્રહણ કર્યું છે. પુનઃ આ સમ્યક્ત્વાદિયોગ્ય ભવોમાં ૮ વાર સર્વવિરતિ પામીને અને તેટલીજવાર એટલે આઠ વાર અનંતાનુબંધિનો વિઘાત કરીને તથા ૩ વાર મોહનીય ઉપશમાવીને ત્યાંથી બીજા ભવમાં શિઘ્ર કર્મ ખપાવતો જીવ क्षपितकर्मांश કહેવાય છે.

અહિં જ૦પ્ર૦સંક્રમસ્વામિત્વ પ્રરૂપણાના વિચારમાં પ્રાયઃ (બાહુલ્યતાથી) એજ ક્ષપિતકર્માંશ જીવનો અધિકાર છે.–પુનઃ કોઇ પ્રકૃતિને અંગે કંઇક વિશેષતા પણ કહેવાશે.

એ પ્રમાણે ક્ષપિતકર્માંશ જીવનું સ્વરૂપ દર્શાવીને હવે ज०प्र० संक्रमस्वामित्व प्ररूपणा કરાય છે.

મૂળ ગાથા ૯૭ મી.

**आवरणसत्तगम्मि उ, सहोहिणा तं विणोहिजुयलम्मि**
**निद्दादुगंतराइ य, हासचउक्के य बंधंते ॥ ९७ ॥**

ગાથાર્થઃ—અવધિજ્ઞાન સહિત જીવ અવધિદ્વિક વિના ૭ આવરણનો બન્ધવિચ્છેદ સમયે જ૦પ્ર૦ સંક્રમ કરે છે, તથા અવધિજ્ઞાન રહિત જીવ અવધિદ્વિકનો બન્ધવિચ્છેદ સમયે જ૦પ્ર૦ સંક્રમ કરે છે, અને નિદ્રાદ્વિક–અન્તરાય ૫–તથા હાસ્યચતુષ્ક એ ૧૧ નો જ૦પ્ર૦ સંક્રમ સ્વસ્વબન્ધવિચ્છેદ સમયે યથાપ્રવૃત્ત સંક્રમવડે થાય છે.

ટીકાર્થઃ—જે જીવ અવધિજ્ઞાન સહિત વર્તે છે તે જીવને

અવધિજ્ઞાનાવરણ રહિત ૪ જ્ઞાનાવ૦, અને અવધિદર્શનાવ૦ રહિત ૩ દર્શનાવરણ એ ૭ પ્રકૃતિયોનો આપ આપણા બન્ધવિચ્છેદ સમયે યથાપ્રવૃત્ત સંક્રમ વડે જ૦પ્ર૦ સંક્રમ થાય છે. અવધિજ્ઞાનને ઉત્પન્ન કરતો જીવ ઘણા કર્મપુદ્ગલોની નિર્જરા કરે છે, તે કારણથી એ ૭ પ્રકૃતિયોના સ્વસ્વબન્ધવિચ્છેદ સમયે ઘણા થોડાજ પુદ્ગલો પ્રાપ્ત થાય છે, અને અહિં અધિકાર પણ જ૦ પ્ર૦સંક્રમનોજ છે; માટે "જે જીવ અવધિજ્ઞાન સહિત વર્તે છે" એમ કહેલું છે.

તથા તે અવધિ વિના એટલે અવધિજ્ઞાન અને અવધિદર્શન રહિત જીવને અવધિજ્ઞાનાવ૦–અને અવધિદર્શના૦ એ બેનો આપ આપણા બન્ધવિચ્છેદ સમયે જ૦ પ્ર૦ સંક્રમ પ્રાપ્ત થાય છે. કારણ કે અવધિજ્ઞાન અને અવધિદર્શનને ઉત્પન્ન કરતો જીવ અતિ પ્રબલ ક્ષયોપશમવાળો હોવાથી એ અવધિદ્વિકના પુદ્ગલોને અતિરૂક્ષ કરે છે તેથી બન્ધવિચ્છેદ સમયે પણ ઘણા નિર્જરે છે, ને તેમ થવાથી જ૦ પ્ર૦ સંક્રમ પ્રાપ્ત ન થાય. તેથી "तं विणा=અવધિદ્વિક રહિત જીવ" એમ કહ્યું છે.

તથા નિદ્રા પ્રચલા રૂપ નિદ્રાદ્વિક, ૫ અન્તરાય, અને હાસ્ય, રતિ, ભય, કુચ્છારૂપ હાસ્યચતુષ્ક એ ૧૧ પ્રકૃતિયોનો આપઆપણા બન્ધવિચ્છેદ સમયે યથાપ્રવૃત્ત સંક્રમ વડે જ૦ પ્ર૦ સંક્રમ થાય છે. (અહિં બંધવિચ્છેદ સમયે કહેવાનું કારણ એ છે કે) નિદ્રાદ્વિક અને હાસ્યચતુષ્કનો સ્વબન્ધવિચ્છેદ થયા બાદ ગુણસંક્રમ થાય છે તેથી એ ૬ પ્રકૃતિનાં ઘણાં દલિક (નો સંક્રમ) પ્રાપ્ત થાય છે, અને ૫ અન્તરાયનો તો બન્ધવિચ્છેદાનંતર પતદ્ગ્રહાભાવે સંક્રમજ થતો નથી તે કારણથી બન્ધવિચ્છેદ સમય ગ્રહણ કર્યો છે.

### મૂળ ગાથા ૯૮ મી.

**सायस्स णुवसमित्ता, असायबंधाण चरिमबंधंते**
**खवणाए लोभस्सवि, अपुव्वकरणालिगा अंते ॥९८॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—મોહનીય કર્મનો ઉપશમ નહિ કરીને અર્થાત્ ઉપશમશ્રેણિ નહિં પામીને અશાતાના બન્ધમાં જે અન્ત્ય અશાતાબન્ધ છે તેના અન્ત્યસમયે વર્તતા ક્ષપકજીવને શાતાનો જ૦ પ્ર૦ સંક્રમ થાય છે, તેથી આગળ શાતાને પતદ્ગ્રહતા પ્રાપ્ત થાય છે પરન્તુ શાતાનો સંક્રમ થતો નથી.

તથા ઉપશમશ્રેણિને નહિ પ્રાપ્ત થયેલા અને કર્મક્ષય કરવાને ઉદ્યત થયેલા ક્ષપકજીવને અપૂર્વકરણાદ્ધાની પ્રથમાવલિકાના અન્ત્યસમયે સં૦ લોભનો જ૦પ્ર૦સંક્રમ હોય છે, તેથી આગળ ગુણસંક્રમવડે (થી) પ્રાપ્ત થયેલા (સ્વપ્રકૃતિ સંબંધિ) ઘણા કર્મદલિકનો (સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ) સંક્રમ થવાથી જ૦ પ્ર૦ સંક્રમ થતો નથી.

## મૂળ ગાથા ૯૯ મી.

**अयरच्छावट्ठिदुगं, गालिय थीवेय थीणगिद्धितिगं**
**सगखवणहापवत्त–स्संते एमेव मिच्छत्ते ॥ ९९ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—[1]૧૩૨ સાગરોપમ સુધી સમ્યક્ત્વનું અનુપાલન કરતો જીવ સ્ત્રીવેદ અને થીણદ્ધિત્રિક એ ૪ પ્રકૃતિયો તે સંબંધિના ઘણા કર્મદલિકને ગાલયિત્વા= નિર્જરાવીને કંઇક શેષ રહે તે પ્રકૃતિયોનો ક્ષય કરવાને ઉદ્યત થયો છતો યથાપ્રવૃત્તકરણના અન્ત્યસમયે

૧ ક્ષયોપ૦સમ્યક્ત્વનો કાળ મિશ્રસમ્યક્ત્વવડે અન્તરિત હોવાથી સમ્યક્ત્વનો કાળ "બે છાસઠ" સાગરોપમ કહેવાની પદ્ધતિ શાસ્ત્રમાં છે, પરંતુ કોઇ સ્થળે સમ્યક્ત્વનો કાળ ૧૩૨ સાગરોપમ કહે તોપણ દોષ નહિં.

વિધ્યાતસંક્રમવડે એ ૪ પ્રકૃતિને જ૦પ્ર૦સંક્રમ કરે છે, અને આગળ અપૂર્વકરણમાં તો ગુણસંક્રમથી ( પરપ્રકૃતિયોમાં ) ઘણાકર્મ દલિકનો સંક્રમ થવાથી જ૦પ્ર૦ સંક્રમ થાય નહિ, તે કારણથી યથા પ્રવૃત્તકરણનો અન્ત્યસમય ગ્રહણ કર્યો છે.

એજ પ્રમાણે મિથ્યાત્વનો પણ જ૦પ્ર૦સંક્રમ થાય છે તે આ રીતે–૧૩૨ સાગરોપમ સુધી સમ્યકત્વનું અનુપાલન કરીને અને તેટલા કાળસુધી મિથ્યાત્વની નિર્જરા કરીને કંઇક શેષ રહેલા મિથ્યાત્વને ક્ષય કરવાને અર્થે ઉદ્યત થયેલા, અને મિથ્યાત્વ સંબંધિ યથા પ્રવૃત્તકરણના અન્ત્યસમયે વર્તતા જીવને વિધ્યાતસંક્રમ વડે મિથ્યાત્વનો જ૦પ્ર૦ સંક્રમ થાય છે, અને આગળ ગુણસંક્રમ પ્રવર્તતો હોવાથી તે જ૦પ્ર૦ સંક્રમ થતો નથી.

## મૂળ ગાથા ૧૦૦ મી.

**हस्सगुणसंकमद्धाए, पूरयित्ता समीससम्मतं**
**चिर संमत्ता मिच्छत्त–गयस्सुव्वलणथोगो सिं॥१००॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થઃ**—સમ્યક્ત્વ ઉત્પન્ન કરીને हस्वया गुणसंक्रमाद्धया= અલ્પકાળવાળા ગુણસંક્રમવડે समिश्रंसम्यक्त्वं=સમ્યક્ત્વ અને મિશ્રને મિથ્યાત્વનાં દલિકથી પૂરીને ઘણા કાળે સમ્યક્ત્વથી મિથ્યાત્વે ગયેલાને, અર્થાત્ ૧૩૨ સાગરોપમ સુધી સમ્યક્ત્વ પાળીને મિથ્યાત્વે ગયેલા જીવને પલ્યોપમાસંખ્યેયભાગ માત્ર કાળ વડે તે સમ્યક્ત્વની અને મિશ્રની ઉદ્વલના કરતાં અલ્પ ઉદ્વલના સંક્રમ થયે છતે સમ્યક્ત્વનો અને મિશ્રનો જ૦ પ્ર૦સંક્રમ થાય છે, અર્થાત્ ઉપાન્ત્ય ખંડના અન્ત્યપ્રક્ષેપ સમયે સમ્યક્ત્વનું અને મિશ્રનું દલિક મિથ્યાત્વરૂપ પરપ્રકૃતિમાં જે પ્રક્ષેપાય તેજ સમ્યક્ત્વનો ને મિશ્રનો જ૦ પ્ર૦ સંક્રમ છે.

મૂળ ગાથા ૧૦૧ મી.

संजोयणाण चतुरुव-समित्तु संजोजइत्तु अप्पद्धं
अयरच्छावट्ठिदुगं, पालिय सकहप्पवत्तंते ॥ १०१ ॥

ગાથાર્થ:—મોહનીયને ૪ વાર ઉપશમાવીને અને અલ્પકાળ પર્યંત અનંતાનુબંધિ બાંધીને પુનઃ ૧૩૨ સાગરોપમ સુધી સમ્યક્ત્વપાલન કરીને સ્વયથાપ્રવૃત્તના અન્ત્યસમયે અનંતાનુબન્ધિનો જ૦ પ્ર૦ સંક્રમ કરે.

ટીકાર્થ:—૪ વાર મોહનીય ઉપશમાવીને (૪ વાર મોહનીયને ઉપશમાવવા વડે શું પ્રયોજન છે? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે ઘણા પુદ્ગલોની નિર્જરા થાય છે તે આ પ્રમાણે- ચારિત્ર મોહનીયની પ્રકૃતિઓને ઉપશમાવતો જીવ સ્થિતિઘાત-રસઘાત-ગુણશ્રેણિ અને ગુણસંક્રમવડે ઘણા પુદ્ગલોને નિર્જરાવે છે તેથી "૪ વાર મોહનીયનો ઉપશમ કરીને" કહ્યું છે) મિથ્યાત્વે જાય, અને મિથ્યાત્વે ગયો છતો અલ્પકાળ પર્યન્ત સંયોજના=અનંતાનુબંધિ બાંધીને (૪ વાર મોહોપશમ કરવાને અવસરે સ્થિતિ ઘાતાદિવડે ઘણા દલિકનો ઘાત થવાથી આ અવસરે ચારિત્ર મોહનીયનું દલિક અતિઅલ્પ છે તેથી અનંતાનુબંધિને બાંધતો છતો બધ્યમાન ૪ અનંતાનુબંધિમાં યથાપ્રવૃત્તસંક્રમવડે અતિ અલ્પ દલિક સંક્રમાવે છે, તદનંતર અન્તર્મુહૂર્ત વ્યતીત થતાં પુનઃ પણ સમ્યક્ત્વ પામે, અને તે સમ્યક્ત્વને ૧૩૨ સાગરોપમ સુધી પાળીને અનન્તાનુબન્ધિનો ક્ષય કરવાને ઉદ્યત થાય, તે જીવને (અનંતાનુ૦ સંબંધિ) યથાપ્રવૃત્તકરણના અન્ત્યસમયે વિધ્યાતસંક્રમ વડે તે ૪ અનન્તાનુબન્ધિનો જ૦ પ્ર૦ સંક્રમ થાય છે. આગળ અપૂર્વકરણમાં ગુણસંક્રમ પ્રવર્તતો હોવાથી તે જ૦ પ્ર૦ સંક્રમ પ્રાપ્ત થતો નથી.

મૂળ ગાથા ૧૦૨ મી.

अट्ठकसायासाए, य असुभधुवबन्धि अत्थिरतिगे य
सव्वलहुं खवणाए, अहापवत्तस्स चरिमम्मि ॥१०२॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અપ્રત્યા૦પ્રત્યા૦રૂપ ૮ કષાય—અશાતા—કુવર્ણાદિ ૯ અને ઉપઘાત એ અશુભ ધ્રુવબન્ધિ ૧૬ પ્રકૃતિ—તથા અસ્થિર—અશુભ—ને અયશ એ અસ્થિરત્રિક—એ ૨૨ પ્રકૃતિયોમાંથી ૮ કષાય સિવાયની ૧૪ પ્રકૃતિયોનો અન્ય સર્વજીવોથી શિઘ્ર ક્ષય કરવાને ઉદ્યત થયેલો જીવ અર્થાત્ ૮ વર્ષ ૭ માસ વ્યતિક્રાન્ત થતાં શિઘ્ર ક્ષય કરવાને ઉદ્યત થયેલા એવા ક્ષપકશ્રેણિ પ્રતિપન્ન જીવ યથાપ્ર૦ ના અન્ત્યસમયે યથાપ્રવૃત્ત સંક્રમવડે જ૦ પ્ર૦ સંક્રમ કરે છે.

તથા દેશોનપૂર્વક્રોડ વર્ષ પર્યન્ત ચારિત્ર પાળીને ક્ષપક શ્રેણિપ્રતિપન્ન જીવને યથા૦ના અન્ત્ય સમયે વિધ્યાતસંક્રમવડે આઠ મધ્યકષાયનો જ૦ પ્ર૦ સંક્રમ હોય છે.

પુનઃ પંચસંગ્રહમાં તો (મૂળ ટીકામાં) એ સર્વ પ્રકૃતિયોને માટે "દેશૂણપૂર્વક્રોડવર્ષ પર્યન્ત ચારિત્ર પાળીને" ઇત્યાદિ કહેલું છે.

મૂળ ગાથા ૧૦૩ મી.

पुरिसे संजलणतिगे, य घोलमाणेण चरमबद्धस्स
सगअंतिमे असाए—ण समा अरई य सोगो य॥१०३॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અહિં પુરિસે અને તિગે એ બે શબ્દમાં સપ્તમી વિભક્તિ ષષ્ઠીના અર્થમાં છે તેથી પુરૂષવેદનો અને ક્રોધ-માન-માયા રૂપ સંજ્વલન ત્રિકનો ક્ષય કરવાને ઉદ્યત ક્ષપકશ્રેણિપ્રતિપન્ન જીવ આપ આપણા બન્ધના અન્ત્યસમયે જઘન્ય યોગવડે બાંધેલું જે દલિક તે દલિકનો અન્ત્ય પ્રક્ષેપ કરે તે સમયે એ ૪ પ્રકૃતિનો જ૦ પ્ર૦ સંક્રમ થાય તે આ પ્રમાણે—આ ચારે પ્રકૃતિયોના બન્ધવિચ્છેદ સમયે પ્રથમની બે આવલિકાનું બાંધેલું જે દલિક છે તે સિવાય અન્ય દલિકની સત્તા નથી, ને તે આવલિકાદ્વિકબદ્ધ દલિકમાંથી પણ ચરમસમયબદ્ધદલિકનો અસંખ્યાતમો ભાગ શેષ રહે ત્યાં સુધી પ્રતિસમય સંક્રમવડે ક્ષય પામતું જાય છે, તદનંતર તે શેષ રહેલા અસંખ્યાતમાભાગના દલિકને સર્વસંક્રમવડે સંક્રમાવતાં એજ પ્રકૃતિનો જ૦ પ્ર૦ સંક્રમ થાય છે.

તથા असायण समा अरइ सोगो इति=અર્થાત્ અરતિ અને શોકનો જ૦ પ્ર૦ સંક્રમ અશાતાના જ૦ પ્ર૦ સંવત્ જાણવો.

## મૂળગાથા ૧૦૪-૧૦૫ મી.

**वेउव्विक्कारसगं, उव्वलियं बंधिऊण अप्पद्धं**
**जिट्ठट्ठिइ निरयाओ, उव्वट्टित्ता अबंधित्तु ॥१०४॥**

**थावरगयस्स चिरउव्व-लणो एयस्स एव उच्चस्स**
**मणुयदुगस्स य तेउसु, वाउसु वा सुहुमबद्धाणं १०५**

ગાથાર્થ:—વૈક્રિયસંબંધિ ૧૧ પ્રકૃતિની પ્રથમ ઉદ્વલના કરીને પુન: અલ્પકાળ પર્યન્ત બાંધીને ઉ૦ સ્થિતિયુક્ત નારક થાય, ત્યાંથી નિકળીને તિ૦પંચેન્દ્રિયમાં એ ૧૧ પ્રકૃતિ બાંધ્યા વિનાજ ॥ ૧૦૪ ॥ સ્થાવરમાં જઇને દીર્ઘકાળ પર્યન્ત ઉદ્વલના કરતા જીવને એ ૧૧ નો જ૦ પ્ર૦ સંક્રમ થાય.—તથા સૂ૦એકેન્દ્રિયપ-

ણામાં બાંધેલા ઉચ્ચગોત્ર ને મનુષ્યદ્વિકયુક્ત એજ જીવને તેઉ અને વાયુકાયમાં પૂર્વોક્ત વિધિએ જ૦ પ્ર૦ સંક્રમ થાય છે. ॥ ૧૦૫ ॥

ટીકાર્થ:—દેવદ્વિક-નરકદ્વિક-ને વૈક્રિયસપ્તક એ ૧૧ પ્રકૃતિયોને એકેન્દ્રિયભવમાં ઉદ્વલના કરણથી ઉવેલી હોય, અને પુનઃ પંચેન્દ્રિયપણું પ્રાપ્ત થતાં અલ્પકાળ સુધી બાંધી હોય, અને બાંધીને તે ભવમાંથી નિકળીને ૩૩ સાગરોપમ પ્રમાણ ઉ૦ સ્થિતિ સહિત સપ્તમી પૃથ્વીમાં નારકપણે ઉત્પન્ન થાય, તદનંતર તેટલા કાળ પર્યન્ત યથાયોગ્યપણે તે વૈક્રિય સબંધિ ૧૧ પ્રકૃતિ અનુભવીને નરકમાંથી નિકળીને પંચેન્દ્રિયતિર્યંચમાં ઉત્પન્ન થાય, અને ત્યાં વૈક્રિય સંબંધિ ૧૧ પ્રકૃતિ નહિ બાંધીને સ્થાવરભવમાં ઉત્પન્ન થાય ત્યાં તે એકાદશકની પલ્યોપમાસંખ્યેયભાગ પ્રમાણ દીર્ઘકાળની ઉદ્વલના વડે તે ૧૧ પ્રકૃતિયોને ઉવેલતો જે જીવ ઉપાન્ત્ય ખંડના અન્ત્ય સમયે અન્ય પ્રકૃતિમાં દલિક સંક્રમાવે છે તે જીવને તે વૈક્રિયાદિ ૧૧ પ્રકૃતિયોનો જ૦ પ્ર૦ સંક્રમ હોય છે.

તથા અગ્નિકાય અને વાયુકાયમાં ગયેલા એજ જીવને પૂર્વોક્ત વિધિએ સૂક્ષ્મ એકેન્દ્રિય ભવમાં વર્તતાં જે ઉચ્ચગોત્ર અને મનુષ્ય ગતિ મનુષ્યાનુપૂર્વિરૂપ મનુષ્યદ્વિક બાંધેલું હોય, તેને દીર્ઘકાળની ઉદ્વલના વડે ઉવેલતાં ઉપાન્ત્ય ખંડના અન્ત્યસમયે જે પરપ્રકૃતિમાં દલિક સંક્રમાવે છે તેજ ઉચ્ચગોત્રને મનુષ્યદ્વિકનો જ૦ પ્ર૦ સંક્રમ છે. અહિં ભાવાર્થ આ પ્રમાણે છે કે-પ્રથમ અગ્નિ અને વાયુના ભવમાં વર્તતાં નરકદ્વિક ને ઉચ્ચગોત્ર ઉવેલ્યું હોય, અને પુનઃ સૂક્ષ્મ એકેન્દ્રિય ભવમાં ઉત્પન્ન થઇને અન્તર્મુહૂર્તકાળ પર્યન્ત બાંધ્યું હોય, અને ત્યાંથી પંચેન્દ્રિય ભવમાં જઇને સપ્તમી પૃથ્વીમાં ઉત્કૃષ્ટ સ્થિતિવાળો નારકી થાય, પુનઃ ત્યાંથી નિકળીને પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પન્ન થાય, એટલા કાળ પર્યન્ત એ ૩ પ્રકૃતિ નહિ બાંધીને અને પ્રદેશસંક્રમ વડે અનુભવીને પુનઃ અગ્નિમાં અને વાયુમાં ઉત્પન્ન થાય તે જીવ એ ૩ પ્રકૃતિને દીર્ઘકાળની ઉદ્વલનાએ ઉવેલે તે વખતે

ઉપાન્ત્યખંડના અન્ત્યસમયે જે દલિક પરપ્રકૃતિમાં સંક્રમે છે તેજ એ ૩ પ્રકૃતિનો જ૦ પ્ર૦ સંક્રમ છે.

### મૂળ ગાથા ૧૦૬ મી.

**हस्सं कालं बंधिय, विरओ आहारसत्तगं गंतुं**
**अविरइ लहुव्वलं तस्स जा थोव उव्वलणा ॥१०६॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—સર્વવિરતિવંત મુનિ અલ્પકાળ અપ્રમત્તદશાને પામ્યા છતા આહારકસપ્તક બાંધીને કર્મોદયપરિણતિ વિશેષથી પુનઃ અવિરતિપણાને પ્રાપ્ત થાય, ત્યાં અન્તર્મુહૂર્ત બાદ પલ્યાસંખ્યતમભાગ પ્રમાણની દીર્ઘોદ્વલના વડે ઉવેલતાં આહારક સપ્તકની જે અલ્પ ઉદ્વલના ( ઉપાન્ત્યખંડના અન્ત્ય સમયે જે કર્મદલિક પરપ્રકૃતિમાં પ્રક્ષેપાય છે તે અલ્પોદ્વલના ) તેજ આહારકનો જ૦ પ્ર૦ સંક્રમ છે.

### મૂળ ગાથા ૧૦૭ મી.

**तेवट्ठिसयं उदहिण, सचउपल्लाहियं अबंधित्ता**
**अंते अहप्पवत्त–करणस्स उज्जो व तिरियदुगे॥१०७**

ગાથાર્થ:—૪ પલ્યોપમાધિક ૧૬૩ સાગરસાધિક કાળપર્યંત ઉદ્યોત અને તિર્યગ્દ્વિકને નહિ બાંધીને યથાપ્રવૃત્તકરણના અન્ત્ય સમયે એ ત્રણ પ્રકૃતિનો જ૦ પ્ર૦ સંક્રમ કરે.

**ટીકાર્થ:**—ઉદ્યોત અને તિર્યગ્દ્વિકની સત્તાવાળો પૂર્વોક્ત ક્ષપિતકર્માંશ જીવ ૪ પલ્યોપમ અધિક ૧૬૩ સાગરોપમાધિક[1]

---

૧ " ૧૬૩ સાગરોપમાધિક " એમાં જે " અધિક " શબ્દ કહ્યો છે તે સંખ્યાતભવાયુષ્યવાળા મનુષ્યભવોની અપેક્ષાએ જાણવે.

કાળ સુધી એ ૩ પ્રકૃતિયોને નહિ બાંધીને યથાપ્રવૃત્ત કરણના અન્ત્ય સમયે એ ૩ પ્રકૃતિયોનો જ૦ પ્ર૦ સંક્રમ કરે છે. "૪ પલ્યોપમાધિક ૧૬૩ સાગરોપમાધિક કાળપર્યન્ત નહિ બાંધીને" કહ્યું તે કેવી રીતે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે તે ક્ષપિતકર્માંશજીવ ૩ પલ્યોપમાયુષ્યવાળા યુગલિક મનુષ્યભવમાં ઉત્પન્ન થાય ત્યાં માત્ર દેવદ્વિકનોજ બંધ કરે છે, પરન્તુ પૂર્વોક્ત ૩ પ્રકૃતિને બાંધતો નથી. ત્યાં અન્તર્મુહુર્ત આયુષ્ય શેષ રહેતાં સમ્યક્ત્વ પામીને સમ્યક્ત્વ સહિતજ ૧ પલ્યોપમની સ્થિતિવાળો દેવ થાય, ત્યાંથી પણ સમ્યક્ત્વ સહિત દેવભવમાંથી ચવીને મનુષ્યભવમાં ઉત્પન્ન થાય. તદનંતર તેજ અપતિત સમ્યક્ત્વ સહિત ગ્રૈવેયકમાં ૩૧ સાગરોપમ સ્થિતિવાળો દેવ થાય, અને ત્યાં ઉત્પન્ન થયા બાદ, અન્તર્મુહુર્ત મિથ્યાત્વ પામે, તદનંતર અન્તર્મુહુર્તાયુષ્ય શેષ રહયે પુનઃ પણ સમ્યક્ત્વ પામે, તદનંતર ૧૩૨ સાગરોપમ સુધી મનુષ્ય અને અનુત્તર દેવાદિમાં ઉત્પન્ન થઇ સમ્યક્ત્વાનુપાલન કરીને તે સમ્યક્ત્વનો કાળ અન્તર્મુહૂર્ત શેષ રહયે એ ૩ પ્રકૃતિયોના શિઘ્ર ક્ષય કરવાને પ્રવૃત્ત થાય, તે કારણથી અનન્તરોકત વિધિએ "૪ પલ્યોપમાધિક ૧૬૩ સાગરોપમાધિક કાળપર્યન્ત એ ૩ પ્રકૃતિ નહિ બાંધીને" એમ કહ્યું છે.

### મૂળ ગાથા ૧૦૮ મી.

**इगविगलिंदिय जोग्गा, अट्ठ पज्जत्तगेण सह तेसिं**
**तिरियगइसमं नवरं, पंचासी उदहिसयं तु ॥१०८॥**

ગાથાર્થ:—એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયયોગ્ય ૮ પ્રકૃતિ અને અપર્યાપ્ત સહિત ૯ પ્રકૃતિયોનો જ૦પ્રં૦સં૦ તિર્યંચગતિવત્ કહેવો પરન્તુ ૧૬૩ ને સ્થાને ૧૮૫ સાગરોપમ કહેવા.

ટીકાર્થ:—એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયપ્રાયોગ્ય (સંબંધિ)

૪ જાતિ–સ્થા૦–આતપ–સૂ૦–સાધા૦–એ આઠ પ્રકૃતિયોને અપ-યશ નામકર્મ સહિત કરતાં ૯ પ્રકૃતિયોનો જ૦પ્ર૦સંક્રમ તિર્યંચ ગતિવત્ કહેવો, પરન્તુ અહિં "૪ પલ્યોપમાધિક ૧૮૫ સાગરોપમાધિક કાળપર્યન્ત નહિ બાંધીને" એમ કહેવું. એટલા કાળપર્યન્ત એ ૯ પ્રકૃતિયો ન બન્ધાય તે કેવી રીતે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે–અહિં ક્ષપિતકર્માંશ જીવ ૨૨ સાગરોપમની સ્થિતિએ છઠ્ઠી પૃથ્વીમાં નારકપણે ઉત્પન્ન થાય, ત્યાં પણ અન્તર્મુહૂર્ત આયુ શેષ રહ્યે સમ્યક્ત્વ પામીને તેજ સમ્યક્ત્વ સહિત મનુષ્યપણે ઉત્પન્ન થાય, પુનઃ તેજ સમ્યક્ત્વસહિત દેશવિરતિ પામીને સૌધર્મ દેવલોકમાં ૪ પલ્યોપમની સ્થિતિવાળો દેવ થાય, પુનઃ તેજ સમ્યક્ત્વ સહિત તે દેવભવમાંથી ચવીને મનુષ્ય થાય, અને તે મનુષ્યભવમાં ચારિત્રને પાળીને ગ્રૈવેયકમાં ૩૧ સાગરોપમ સ્થિતિવાળો દેવ થાય, ત્યાં ઉત્પન્ન થઇને અન્તર્મુહૂર્ત બાદ મિથ્યાત્વ પામે, તદનંતર પુનઃ પણ અન્તર્મુહૂર્ત આયુષ્ય શેષ રહ્યે સમ્યક્ત્વ પામે, તદનંતર ૧૩૨ સાગરોપમ સુધી સમ્યક્ત્વાનુપાલન કરીને તેજ સમ્યક્ત્વનો કાળ અન્તર્મુ૦શેષ રહ્યે એ ૯ પ્રકૃતિનો ક્ષય કરવાને પ્રવૃત્ત થાય, તો એ પ્રમાણે ૪ પલ્યાધિક ૧૮૫ સાગરોપમાધિક કાળપર્યન્ત એ ૯ પ્રકૃતિયોનો અબંધ રહે છે.

મૂળ ગાથા ૧૦૯ મી.

**छत्तीसाए सुभाणं, सेढिमणारुहिय सेसगविहीहिं**
**कट्टु जहन्नं खवणं, अपुव्वकरणालिया अंते ॥१०९॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—શ્રેણિ નહિ આરોહીને એટલે ઉપશમ શ્રેણિ નહિ કરીને શેષ ક્ષપિતકર્માંશ સંબંધિ વિધિવડે પંચે૦–સમચ૦–વજ્ર૦–તૈ૦૭–સુખગ૦—શુભવર્ણાદિ૧૧–અગુ૦–પરા૦—ઉચ્છ્વા૦—ત્રસાદિ

૧૦–નિર્મા૦–એ ૩૬ શુભ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશ સમૂહ પ્રાપ્ત કરીને ક્ષય કરવાને પ્રવૃત્ત થયેલો ક્ષપિતકર્માંશજીવ અપૂર્વકરણની પ્રથમાવલિકાના અન્ત્ય સમયે તે ૩૬ પ્રકૃતિયોનો જ૦પ્ર૦ સંક્રમ કરે છે. તેથી આગળ તો ગુણસંક્રમ વડે પ્રાપ્ત કરેલા અતિઘણા કર્મપ્રદેશોનો સંક્રમાવલિકા વ્યતીત થવાથી (પરપ્રકૃતિયોનો) સંક્રમ થાય છે તેથી તે (૩૬ નો) જ૦પ્ર૦ સંક્રમ પ્રાપ્ત થતો નથી. પુનઃ પંચસંગ્રહમાં તો વજ્રર્ષભનારાચ વિના ૩૫ પ્રકૃતિયોનોજ જ૦પ્ર૦સં૦ અપૂર્વ કરણના અન્ત્ય સમયમાં કહ્યો છે અને વજ્રર્ષભનારાચનો જ૦પ્ર૦સં૦ સ્વબંધવિચ્છેદ સમયે કહ્યો છે.

## મૂળ ગાથા ૧૧૦ મી.

**सम्मद्दिट्ठिअजोग्गा–ण सोलसन्हंपि असुभपगईणं**
**थीवेएण सरिसगं, नवरं पढमं तिपल्लेसु ॥ ११० ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

**ટીકાર્થઃ**—સમ્યગ્દષ્ટિને અયોગ્ય એવી કુસંસ્થાન ૫–કુસંઘયણ ૫–કુખગ૦–દુર્ભગત્રિક–નપું૦–નીચ૦–એ ૧૬ અશુભ પ્રકૃતિયોનો જ૦પ્રદેશસંક્રમ સ્ત્રીવેદના જ૦પ્ર૦સંક્રમવત્ કહેવો. અર્થાત્ પ્રથમ સ્ત્રીવેદની જ૦પ્ર૦સંક્રમ ભાવના જે રીતે કહી છે તે અત્રે પણ કહેવી. પરન્તુ એ ૧૬ નો જ૦પ્ર૦સં૦સ્વામી પ્રથમ ત્રણપલ્યોપમાયુષ્યવાળા યુગલિક મનુષ્યમાં ઉત્પન્ન થયેલો, અને અન્તર્મુહૂર્ત આયુષ્ય શેષ રહ્યે સમ્યક્ત્વ પામેલો જીવ કહેવો, અને શેષ વિધિ પૂર્વવત્ કહેવી.

## મૂળ ગાથા ૧૧૧ મી.

**नरतिरियाण तिपल्ल–स्संते ओरालियस्स पाउग्गा**
**तित्थयरस्स य बंधा–जहन्नओ आलिगं गंतु ॥१११॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—મનુષ્ય અને તિર્યંચોને ત્રણ પલ્યોપમને અન્તે ઔદારિક પ્રાયોગ્ય પ્રકૃતિયો જ૦પ્ર૦સંક્રમ યોગ્ય હોય છે. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે કે—અન્ય સર્વ જીવોની અપેક્ષાએ ઔદારિક નામકર્મના પ્રદેશોની સર્વ જઘન્ય સત્તાવાળો જે જીવ તે ૩ પલ્યાયુષ્યવાળા તિર્યંચ કે મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં ઔદારિકસપ્તકને વિપાકોદયથી અનુભવતો અને વિધ્યાતસંક્રમ વડે પરપ્રકૃતિમાં સંક્રમાવતો છતો સ્વઆયુષ્યના અન્ત્ય સમયે તે ઔદારિકસપ્તકનો જ૦પ્ર૦સંક્રમ કરે છે. ગાથામાં જે " ओरालियस्स पाउग्गा=ઔદારિક પ્રાયોગ્ય " કહ્યું છે તે ઔદારિકસપ્તકના અર્થમાં સમજવું.

તથા જીનનામના બંધક જીવે જે પ્રથમ સમયે બાંધેલું દલિક તેને બન્ધાવલિકા વ્યતીત થતાં જ્યારે યથાપ્રવૃત્ત સંક્રમ વડે પર પ્રકૃતિમાં સંક્રમાવે છે, ત્યારે જીનનામનો જ૦પ્ર૦સંક્રમ થાય છે. એ પ્રમાણે પ્રદેશ સંક્રમનો અધિકાર કહ્યો અને તે કહેવા સાથે સંક્રમકરણનો અધિકાર પણ સંપૂર્ણ કહ્યો. ( इति ज०प्र०संक्रम स्वामित्व प्ररु० )

इति संक्रमकरण.

॥ इति श्री मलयगिरिविरचितकर्मप्रकृतिटीकायां जैनाचार्य श्रीमद् बुद्धिसागरसूरि प्रसादेन पं. चंदुलालकृतं संक्रमकरणस्य गुर्जरभाषान्तरम् समाप्तम् ॥

# अथ उद्वर्त्तना अने अपवर्त्तनाकरण.

હવે ઉદ્દેશના અનુક્રમે ઉદ્વર્ત્તના અને અપવર્ત્તનાકરણ કહેવાનો અવસર પ્રાપ્ત થયો છે. એ બન્ને કરણો સ્થિતિ અને રસના [1]વિષયવાળાં છે. તેમાં પ્રથમ સ્થિતિની ઉદ્વર્ત્તના કહેવાય છે.

**उव्वट्टणा ठिइए, उदयावलियाइ बाहिरठिईणं**
**होइ अबाहा अइत्था-वणाओ जा वालिया हस्सा ॥ १ ॥**

ગાથાર્થઃ—સ્થિતિની જે ઉદ્વર્ત્તના તે ઉદયાવલિકા બહારની ( ઉદયાવલિકા સિવાયની ) સ્થિતિયોની જાણવી. એમાં અબાધાથી માંડીને યાવત્ જઘન્યપણે એક આવલિકા સુધી અતીત્થાપના હોય છે.

ટીકાર્થઃ—સ્થિતિની ઉદ્વર્ત્તના તે ઉદયાવલિકાથી બહારની ( ઉદયાવલિકા સિવાયની ) સ્થિતિયોની જાણવી, કારણ કે ઉદયાવલિકા સર્વ કરણને અસાધ્ય હોવાથી [2]ઉદયાવલિકાની ઉદ્વર્ત્ત-

---

૧ ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના તે સ્થિતિ અને રસનીજ હોય છે, પરન્તુ પ્રદેશની ( કર્મના અણુઓની ) વા પ્રકૃતિની હોતી નથી. માટે એ બે કરણો સ્થિતિ અને રસના વિષયવાળા કહેવાય.

૨ પ્રથમ સમયે જે લતા બંધાય છે તેજ સમયે તે લતામાં પ્રદેશોદયવતી વા વિપાકોદયવતી સ્વજાતીય પરપ્રકૃતિ લતાનો સંક્રમ થવાથી પ્રથમ સમયે બાંધેલી લતાની અબાધા વર્ત્તતી હોય તો પણ તેની બંધાવલિકા અથવા સક્રાન્તલતાની સંક્રમાવલિકા સંપૂર્ણ થતાંજ અનંતર સમયે સંક્રાન્ત લતાનો પ્રદેશોદય વા વિપાકોદય શરૂ થાય છે, અને બદ્ધલતાનો તો અબાધાક્ષયે વા ઉદીરણાદિકરણ વડે અબાધાના અક્ષયે ઉદય

નાનો નિષેધ કર્યો છે. વળી બંધાતી પૂર્વબદ્ધ પ્રકૃતિની જે અબાધા છે તે અબાધા જેટલી અથવા તે અબાધાથી ન્યૂન પૂર્વબદ્ધ પ્રકૃતિની સ્થિતિ ઉદ્વર્ત્તનાને યોગ્ય નથી, અર્થાત્ તે અબાધાતુલ્ય વા ન્યૂન પૂર્વબદ્ધ પ્રકૃતિની જે સ્થિતિ તે ઉપાડીને ત્યાંથી આગળ ( બધ્યમાન પ્રકૃતિની અબાધાથી આગળ ) ન[૧] પ્રક્ષેપાય, કારણ કે તે સ્થિતિયો બધ્યમાનપ્રકૃતિની અબાધામાં

---

શરૂ થાય છે. માટે અહિં જે ઉદયાવલિકાનો નિષેધ કર્યો છે તે આવલિકા પૂર્વે બંધાયલી વા સંક્રમથી આવેલી એ બન્ને લતાની ઉદયાવલિકા જાણવી. અથવા પ્રદેશોદયાવલિકા અને વિપાકોદયાવલિકા એમ બન્ને પ્રકારની ઉદયાવલિકાનો નિષેધ જાણવો.

વળી જે ઉદયાવલિકા તે પોતાનીજ ઉદ્વર્ત્તના ( ઉપલક્ષણથી અપવર્ત્તના–સંક્રમ–ઉદીરણાદિ સર્વ કરણને ) રોકે છે, પણ આખી લતાની ઉદ્વર્ત્તના રોકી શકતી નથી, અને બંધાવલિકા તથા સંક્રમાવલિકા તો આખી લતાની ઉદ્વર્ત્તનાને ( ઉપલક્ષણથી અપવર્ત્તનાદિ સર્વકરણને ) રોકી દે છે. કારણ કે ઉદયાવલિકાપણું લતાના અમુક અલ્પવિભાગમાં પ્રાપ્ત હોય છે, અને બંધાવલિકાપણું તથા સંક્રમાવલિકાપણું તો આખી લતાના વિષયવાળું અર્થાત્ આખી લતામાં પ્રાપ્ત હોય છે.

વાસ્તવિક રીતે **સ્થિતિ** અને **સમય** એ બે શબ્દો ભિન્ન અર્થવાળા છે. કારણ કે સમયોનો સમુદાય અથવા સમયોના સમુદાયરૂપ આખી લતા તે એક સ્થિતિ કહેવાય પણ એક સમય ન કહેવાય, અને સમય તો સ્થિતિનો વા લતાનો અવયવ છે તો પણ કોઇ કોઇ ઠેકાણે લતાના અવયવમાં પણ " સ્થિતિ " શબ્દ વપરાય છે, માટે સુજ્ઞ વાંચકે તે તે સ્થાને સમય અને સ્થિતિ શબ્દનો અર્થવિભાગ સ્વબુદ્ધિએ વિચારવા યોગ્ય છે.

૧ ઉદાહરણ તરીકે—બધ્યમાન ૧૦૦૦ સમયાત્મક મનુષ્યગતિ લતામાં ૧ થી ૧૦૦ સુધીના પ્રથમ સમયો અબાધારૂપ દલિકરહિત છે, અને બાંધેલી મનુષ્યગતિ લતા (અહિં નિર્વ્યાઘાતોદ્વર્ત્તના કહેવા યોગ્ય હોવાથી) અભિનવબંધ સમયે ૧૦૦૦ સમયાત્મક છે, અને તે સર્વ

પ્રવેશેલી હોવાથી ( અંતર્ગત હોવાથી ) તે સ્થિતિયોનો અબાધાથી આગળ પ્રક્ષેપ થતો નથી, અને જે ( પૂર્વબદ્ધ પ્રકૃતિની ) સ્થિતિ ( બધ્યમાન પ્રકૃતિની ) અબાધાથી આગળની છે તેની

સમયો દલિક સહિત છે. કારણ કે **અબાધામાં દલિક વિદ્યમાન હોતું નથી પરન્તુ અબાધાથી ઉપરની સ્થિતિયોમાંજ દલિકનો સદ્ભાવ હોય છે.** ( જુઓ સં૦કરણ ગા૦ ૩૫ મીની ટીકા ). માટે પૂર્વબદ્ધલતાના સદલિક પ્રથમના ૧૦૦ સમયોનું જે કર્મદલિક તે બધ્યમાન મનુ૦લતાના નિર્દલિક પ્રથમના ૧૦૦ સમયોની અબાધા જેટલું હોવાથી ( બધ્યમાન-પ્રકૃતિલતાની અબાધામાં ) અબાધાન્તર્ગત ગણાય. એ અબાધાન્તર્ગત ૧૦૦ સમયોનું દલિક ઉપડીને બધ્યમાનલતાના ૧૦૧-૧૦૨-૧૦૩-ઇત્યાદિ ૧૦૦૦ સુધીના કોઇ પણ સમયના દલિકમાં ન પડે પરન્તુ એ ૧૦૦ માંથીજ નીચેનું ૧૦-૧૧ ઇત્યાદિ સમયનું દલિક વચમાં અતીત્થાપના ઉલંઘીને આગળ ૨૦-૨૧ ઇત્યાદિ ૧૦૦ મા સમય સુધીમાં પડે. આ પ્રમાણે જ્યારે અબાધાતુલ્ય સ્થિતિ ન ઉદ્વર્તાય તો અબાધાથી ન્યૂન સ્થિતિની ઉદ્વર્તના તો થાયજ કેમ ? અહિં અબાધાની ઉદ્વર્તનાથી તે સ્થિતિ વાસ્તવિક રીતે વૃદ્ધિ પામ્યાની ગણત્રીમાં નહિં આવી શકવાથી ઉદ્વર્તનાના લક્ષણમાંથી વર્જ્ય કરી છે. અને અબાધાથી ઉપરના ૧૦૧-મા સમયનું દલિક વચ્ચે ૯ સમયાત્મક આવલિકા ઉલ્લંઘીને ૧૧૧ મા સમયથી ૧૦૦૦ મા સમય સુધીની પરલતાની ૮૯૦ સ્થિતિયોમાં પડે, ૧૦૨ મા સમયનું દલિક ૧૧૨ થી ૧૦૦૦ મા સમય સુધીની ૮૮૯ સ્થિતિયોમાં પડે. એ પ્રમાણે સર્વોપરિતન અસંખ્યાતમાભાગયુક્ત એક આવલિકારૂપ કાલ્પનિક ૧૨ સ્થિતિયો વર્જીને નીચેના ૯૮૮ મા સમયનું દલિક પરલતામાં આગળની ૯ સમયાત્મક આવલિકાનું ઉલંઘન કરી આવલિકાના અસંખ્યાતમાભાગરૂપ ૯૯૮-૯૯૯-૧૦૦૦ એ ૩ સમયોમાં પડે. તદનંતરના એટલે ૯૮૯ થી ૧૦૦૦ સમય સુધીની ૧૨ સ્થિતિયો સર્વથા અનુદ્વર્તનીય છે.

**પ્રશ્ન**—અબાધાથી ઉપરની સ્થિતિયો આગળ અતીત્થાપનાવલિકા ઉલંઘીને સ્વલતાગત સ્થિતિયોમાં ઉદ્વર્તાય કે અન્યત્ર ? મારી સમજમાં ઉદ્વર્તના એ સ્વસ્થાનસંક્રમ છે તો તે સ્વલતામાજ હોવો જોઇએ.

( ત્યાંથી માંડીને ) [1]**અન્ત્ય સમય પર્યન્ત ઉદ્વર્ત્તના થાય છે.** તેથી ઉકત પ્રકારે અબાધાની અંદર પ્રવેશેલી બધ્યમાન પ્રકૃત્યબાધાન્તર્ગત પૂર્વબદ્ધની ) સર્વે સ્થિતિયો ઉદ્ધ્વ (=અબાધાથી આગળની

---

**ઉત્તર:**—હે સુજ્ઞ ! જે પ્રકૃતિનો સંક્રમ સ્વમાં ( એટલે પોતાનામાંજ હોય પણ પરમાં ( પરપ્રકૃતિમાં ) ન હોય તે **स्वस्थानसंक्रम** કહેવાય, પરન્તુ વિવક્ષિત લતાનો સંક્રમ તેજ લતામાં હોય તેવો સ્વસ્થાનસંક્રમ બની શકતો નથી. માટે વિવક્ષિત પ્રકૃતિની વિવક્ષિતલતા વિવક્ષિત પ્રકૃતિની પરલતામાં સંક્રમતાં તે પ્રકૃતિમાં તેજ પ્રકૃતિનો સંક્રમ ગણી શકાતો હોવાથી **स्वस्थानसंक्रम** કહી શકાય. અપવર્ત્તનારૂપ સ્વસ્થાન સંક્રમ પણ એ પ્રમાણેજ જાણવો.

**પ્રશ્ન:**—જો એ પ્રમાણે ઉદ્વર્ત્તના ( અપવર્ત્તના ) રૂપ સ્વસ્થાનસંક્રમ પરલતામાંજ થાય છે તો બધ્યમાન લતાની દલિક રહિત અબાધામાં પૂર્વબદ્ધ લતાની અબાધાન્તર્ગત સદલિક સ્થિતિયોનો સંક્રમ કેવી રીતે સંભવે ? કારણ કે દલિકરહિતમાં દલિકનો સંક્રમ થવો અયોગ્ય છે.

**ઉત્તર:**—હે સુજ્ઞ ! પરમાર્થથી વિચાર કરીયે તો પરમાણુઓ સ્વસ્થાનથી ઉઠીને બીજા સ્થાનમાં ( ગતિ કરીને ) જાય ( પડે ) એમ બનતું નથી, પરન્તુ જે પરમાણુઓ જ્યાં અવગાહ્યા છે ( રહ્યા છે ) ત્યાં રહ્યા છતાજ તથાવિધ અધ્યવસાયથી ( અથવા તથાવિધ અધ્યવસાય વડે બધ્યમાન અન્ય લતાના સંસર્ગથી ) અધિક સ્થિતિ રસવાળા થઇ જાય છે. એ પ્રમાણે બધ્યમાનલતાની અબાધા દલિક રહિત છે તો પણ પૂર્વબદ્ધલતાના સંયોગે બધ્યમાનલતાની અબાધા પૂરાઇ ગયેલી ગણાય, અને એ પ્રમાણે અબાધાનું ઉદ્વર્ત્તના વિધિએ જે પૂરાવું તે અબાધામાં ( દલિક રહિતમાં ) પ્રક્ષેપ થયો એમ કહેવાય.

૧ અહિં " અન્ત્ય સમય પર્યન્ત ઉદ્વર્ત્તના થાય છે " એ વાક્યનો ભાવાર્થ એવો છે કે—ઉદ્વર્ત્યમાન સમયના પરમાણુઓ આગળ સ્વકીય પરલતામાં ( ૧ આવ૦ અથવા આવ૦ના અસંખ્યાતમાભાગ પ્રમાણ ) અતીત્થાપના ઉલ્લંઘીને આગળના સર્વ સમયોમાં ( આખી લતામાં ) પડે છે, પરન્તુ ઉદ્વર્ત્યમાન સમય સર્વ સમયોમાં એટલે આગળના અનંતર સમયથી આરંભીને સર્વ સમયોમાં સંક્રમે એમ નહિં.

સ્થિતિયોમાં પ્રક્ષેપ થવા રૂપ ) ઉદ્વર્ત્તનાને આશ્રયિ અતિક્રમણીય છે અર્થાત્ વર્જનીય છે. હવે કઇ કઇ સ્થિતિયો ઉદ્વર્ત્તના વિષયમાં વર્જનીય કરવાની છે તેનું પ્રમાણ કહે છે :—પ્રથમ તો જે અબાધા તે અતીત્થાપના એટલે વર્જનીય સ્થિતિ છે, અને તેમ હોવાથી (=ઉદ્વ૦વિષયમાં આબાધા વર્જનીય હોવાથી ) અબાધાન્તર્ગત કર્મદલિક ઉદ્વર્ત્તના યોગ્ય હોતું નથી, પરન્તુ અબાધાથી આગળનુંજ કર્મદલિક ઉદ્વર્ત્તનાયોગ્ય હોય છે, માટે જે ઉત્કૃષ્ટ અબાધા તેજ उत्कृष्ठ अतीत्थापना જાણવી, અને તે એકાદિ સમયહીન અબાધાવડે હીન હીનતર અતીત્થાપના ત્યાંસુધી કહેવી કે જ્યાંસુધી અન્તર્મુહૂર્ત્તપ્રમાણની જઘન્ય અબાધા એજ जघन्य अतीत्थापना આવે. વળી તેથી પણ જઘન્યતર ( અતિ જઘન્ય ) અતીત્થાપના યાવત્ એક આવલિકા એટલે ઉદયાવલિકા કહેવી, કારણકે “ ઉદયાવલિકાન્તર્ગત સ્થિતિયો ઉદ્વર્ત્તનાને અયોગ્ય છે ” એમ પ્રથમજ કહેલું છે.

પ્રશ્ન.—“ आबंधा उक्कड्ढइ ” એ (પ્રકૃત વિષયની ૧૦ મી ગાથાના ) વચનથી બંધ હોતે છતેજ ઉદ્વર્ત્તના પ્રવર્ત્તશે તે વખતે ઉદયાવલિકાની સ્થિતિયો અબાધાન્તર્ગત હોવાથીજ ( ઉદયા૦ ની સ્થિતિયો ) ઉદ્વર્ત્તશે નહિં, તો પછી તે ( ઉદયાવલિકાન્તર્ગત ) સ્થિતિયોનું ( અનુદ્વર્ત્તનીયપણું ) ભિન્ન ગ્રહણ કરવાથી ( =અબાધાથી જૂદું કહેવામાં ) શું પ્રયોજન ?

૧ પ્રશ્નનો ભાવાર્થ એવો છે કે જ્યાં અન્તમુહૂર્ત્ત જઘન્ય અબાધારૂપ અતીત્થાપના કહી ત્યાં ઉદયાવલિકા તો ( અન્તર્મુહૂર્ત્તથી ઘણી નાની હોવાથી ) અંતર્મુહૂર્ત્તમાં અંતર્ગતપણે કહેવાઇ ગયેલીજ હોય છે તો પછી અન્તર્મુહૂર્ત્તની જઘન્ય અતીત્થાપના કહીને પુનઃ ઉદયાવલિકાની તે જ ઘન્યતર અતિત્થાપના કહેવાનું શું કારણ ? પુનઃ એમ પણ બની શકતું નથી કે અબાધારૂપ અતીત્થાપના બિલકુલ વિદ્યમાનજ ન હોય ને તે વખતે માત્ર ઉદયાવલિકાજ વિદ્યમાન હોય ! જો એમ હોય તો ઉદયાવલિકારૂપ અતીત્થાપના અન્તર્મુ૦ રૂપ અતીત્થાપનાથી જૂદી કહી શકાય.

ઉત્તર.—હે સુજ્ઞ એ પ્રમાણે ન કહો. કારણકે અબાધાન્તર્ગત સ્થિતિઓને ઉપાડીને અબાધાથી આગળ નિક્ષેપ કરવાનો નિષેધ અમોએ કર્યો છે, પરન્તુ તે ( અબાધાન્તર્ગત ) સ્થિતિયોનો અબાધાની મધ્યે આગળ કહેવાતા અનુક્રમ પ્રમાણે ઉદ્વર્ત્તના નિક્ષેપ પવર્ત્તે એમાં કોઇપણ જાતનો વિરોધ નથી. અને એજ કારણથી ઉદયાવલિકાન્તગર્ત સ્થિતિયોની ઉદ્વર્ત્તના પણ ( અબાધાન્તર્ગત સ્થિતિઓની ઉદ્વર્ત્તનાથી જૂદી કહેવી ) અપ્રસક્ત=ન પ્રવર્ત્તે એમ કહેવું યોગ્ય છે. અને આ નિરાકરણ=ઉત્તર વડે અપ્રસક્તવાદનો ( ઉદયાવલિકાનું અનુદ્વર્ત્તનીયપણું અબાધાના અનુદ્વર્ત્તયપણાથી જૂદું કહેવું યોગ્ય નથી એવી શંકાનો ) નિષેધ કર્યો.[1]

હવે નિક્ષેપવિધિનું નિરુપણ કહેવાય છે.

**आवलिय असंखभागाइ, जाव कम्मठिइ त्ति निरकेवो**
**समउत्तरालिआए, साबाहाए भवे ऊणे ॥ २ ॥**

૧ ઉત્તરનો ભાવાર્થ એવો છે કે—અબાધા સંબંધિ અન્તર્મુહૂર્તની જઘન્યાતીથાપનામાં અને ઉદયાવલિકા રૂપ અતીત્થાપનામાં ઘણો તફાવત છે. કારણકે અબાધાતીત્થાની સર્વથા ઉદ્વર્ત્તના નથી થતી એમ નહિં કારણકે અબાધાન્તર્ગત સ્થિતિયોનો અબાધાથી ઉપર પ્રક્ષેપ વા નિક્ષેપ થતો નથી પણ અબાધામાં ને અબાધામાં તો પ્રક્ષેપ નિક્ષેપ થઇ શકે છે, અને ઉદયાવલિકાના દલિકનો કયાંય પણ પ્રક્ષેપજ થતો નથી. એ પ્રમાણે અબાધાન્તર્ગત સ્થિતિયો અબાધાથી ઉપર નહિં પ્રક્ષેપાવાની અપેક્ષાએ અતીત્થાપનાપણે વિવક્ષી છે અને ઉદયાવલિકાની સ્થિતિયોતો ( સર્વથા ) કયાંય પણ નહિં પ્રક્ષેપાવાની અપેક્ષાએ અતીત્થાપનાપણે વિવક્ષી છે. માટે બન્ને અતીત્થાપનામા મોટો તફાવત હોવાથી ઉદયાવલિકા અબાધામાં અંતર્ગત છે તો પણ બન્નેની અતીત્થાપના જૂદી ગણી છે.

ગાથાર્થ.—આવલિકાના અસંખ્યાતમા ભાગથી માંડીને યાવત્ કર્મની અન્ત્યસ્થિતિ એ નિક્ષેપવિષય છે, તે અબાધાસહિત સમયાધિકાવલિકા ન્યૂન થાય છે-

ટીકાર્થ :—અહિં જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારનો નિક્ષેપ છે. ત્યાં આવલિકાના અસંખ્યાતમાભાગ માત્ર સ્થિતિયોમાં જે કર્માણુઓનો નિક્ષેપ તે જઘન્ય નિક્ષેપ[1] આ પ્રમાણે છે—સર્વોત્કૃષ્ટ (સર્વોપરિતન) સ્થિતિથી (અર્વાક્) નીચે સંપૂર્ણ આવલિકા અને આવલિકાનો અસંખ્યાતમો ભાગ ઉતરતાં જે નીચેની સ્થિતિ આવે તે સ્થિતિનું દલિક અતીત્થાપના રૂપ એક આવલિકા (ઉપરની વા આગળની આવલિકા) ઉલ્લંઘીને ઉપરની આવલિકાના અસંખ્યાતમાભાગની સ્થિતિમાં પ્રક્ષેપાય (પડે), પરન્તુ આવલિકામાં (અતીત્થાપના સંબંધિ આવલિકામાં) ન પડે. કારણકે નીચેની સ્થિતિયો (આગળની અનંતર) આવલિકા વર્જીનેજ ઉપરની સ્થિતિયોમાં સંક્રમે એવો સ્વાભાવિક નિયમ છે, તેથી એટલા પ્રમાણનો (=આવલિકાના અસંખ્યતમભાગ પ્રમાણનો) આ જઘન્ય નિક્ષેપવિષય છે.

---

૧ ઉદાહરણ તરીકે ૧૦૦૦ સમયાત્મક પૂર્વબદ્ધલતાના ૯૮૮ મા સમયના પરમાણુઓ ૧૦૦૦ સમયાત્મક બધ્યમાન લતામાં (૯૮૯ થી ૯૯૭ મા સમય સુધીની આગળની આવલિકા વર્જીને) ૯૯૮-૯૯૯-ને ૧૦૦૦ નંબર વાળા (આવ૦ ના અસંખ્યાતમાભાગરૂપ) સમયોમાં પડે પુનઃ ૯૮૭ મા સમયના પરમાણુઓ ૯૯૭ થી ૧૦૦૦ સુધીના ૪ સમયોમાં (વસ્તુત : સમયાધિકાવલિકાના અસંખ્યાતમા ભાગમાં) પડે, પુનઃ ૯૮૬ મા સમયના પરમાણુઓ ૯૯૬ થી ૧૦૦૦ સુધીના ૫ સમયોમાં (વસ્તુતઃ દ્વિસમયાધિક આવ૦ ના અસંખ્યાતમાભાગમાં) પડે. એ પદ્ધતિએ પાછળ પાછળ હઠતાં આગળનો નિક્ષેપ એકેક સમય અધિક થતો જાય.

અહિં પરમાણુઓની (આગળની સ્થિતિયોમા) પડવારૂપ જે ક્રિયા તે નિક્ષેપ કહેવાય, અને જે સ્થિતિયોમાં ઉદ્વર્ત્યમાન (વા અપવર્ત્યમાન) પરમાણુઓ પ્રક્ષેપાય છે તે સ્થિતિયો નિક્ષેપવિષય કહેવાય.

એ પ્રમાણે હોવાથી આવલિકાના અસંખ્યાત્માભાગ અધિક એક આવલિકા પ્રમાણ સ્થિતિયોની ઉદ્વર્ત્તના થતી નથી એમ સિદ્ધ થયું અને તેમ થવાથી ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધ પ્રસંગે બન્ધાવલિકા–અબાધા અને અસંખ્યાતમાભાગ અધિક ૧ આવલિકા સિવાયની શેષ સ્થિતિયોજ ઉદ્વર્ત્તના યોગ્ય જાણવી, તે આ પ્રમાણે :—

બન્ધાવલિકાન્તર્ગત કર્મદલિક સર્વ કરણને અસાધ્ય હોવાથી બન્ધાવલિકાન્તર્ગત સ્થિતિયો ઉદ્વર્તનાને યોગ્ય નથી, તથા અબાધાન્તર્ગત સ્થિતિયો પણ ઉદ્વર્ત્તનાને યોગ્ય નથી, કારણ કે પ્રથમજ તે સ્થિતિયોને અતીત્થાપના પણે પ્રતિપાદન કરી છે, અને પૂર્વોકત નિક્ષેપવિધિની યુકિતને અનુસારે અસંખ્યતમા ભાગ અધિક આવલિકા પ્રમાણ ઉપરની સ્થિતિયો પણ ઉદ્વર્ત્તનાને યોગ્ય નથી.

હવે જેમાં દલિકનો નિક્ષેપ થાય છે તે પતદ્ગ્રહ સ્થિતીયોનું સ્વરૂપ કહેવાય છે.

ઉપરની અસંખ્યાતમા ભાગ અધિક એક આવલિકા પ્રમાણ સ્થિતિયોથી નીચે ઉતરતાં જ્યારે નીચેની બીજી સ્થિતિની ઉદ્વર્ત્તના થાય ( પ્રથમ સ્થિતિની ઉદ્વર્તના કહેવાય છે ) ત્યારે સમયાધિક આવલિકાનો અસંખ્યાતમો ભાગ જઘ૦ નિક્ષેપ વિષય પતદ્ગ્રહ સ્થિતિયો છે. ( અર્થાત્ સમયાધિક આવલિકાના અસંખ્યાત ભાગ પ્રમાણ પતદ્ગ્રહ સ્થિતિયોમાં નીચેની દ્વિતીય સ્થિતિનું દલિક પડે), અને જ્યારે નીચેની ત્રીજી સ્થિતિની ઉદ્વર્ત્તના થાય ત્યારે દ્વિસમયાધિક આવલિકાના અસંખ્યાતમા ભાગ પતદ્ગ્રહ પ્રમાણ સ્થિતિયોમાં કર્મ દલિક પડે છે, એ પ્રમાણે એકેક સમયની વૃદ્ધિએ દલિકની પતદ્ગ્રહ સ્થિતિયો ત્યાં સુધી વધે કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ દલિક નિક્ષેપ થાય. તે ઉત્કૃષ્ટ દલિક નિક્ષેપ કેટલો થાય તે કહે છે.

---

૧ બધ્યમાન લતાની બંધાવલિકા ( અને ઉપલક્ષણથી સંક્રાન્ત પ્રકૃતિની સંક્રમાવલિકા ) સુધી પણ તે લતાગત સર્વ સ્થિતિયોમાંની કોઇ પણ સ્થિતિની ઉદ્વર્તના ન થાય.

સમય ઇત્યાદિ=સમયાધિક આવલિકા અને અબાધાહીન સર્વ કર્મસ્થિતિ પ્રમાણ ઉ૦ दलिक निक्षेप છે.તે આપ્રમાણેઃ-અબાધાથી ઉપરની સ્થિતિઓની ઉદ્વર્ત્તના થાય છે, તેમાં પણ અબાધાથી ઉપરની સ્થિતિની ઉદ્વર્ત્તના થયે છતે અબાધાથી ઉપરજ દલિક નિક્ષેપ થાય છે, પરન્તુ અબાધા મધ્યે દલિક નિક્ષેપ થતો નથી, કારણ કે ઉદ્વર્ત્યમાન દલિકનો નિક્ષેપ ઉદ્વર્ત્યમાન સ્થિતિ ઉપરજ થાય છે. તેમાં પણ ઉદ્વર્ત્યમાન સ્થિતિથી ઉપરની આવલિકા પ્રમાણ સ્થિતિ-ઓને અતિક્રમીને ઉપરની સર્વ સ્થિતિઓમાં દલિક નિક્ષેપ થાય છે, તેથી અતીત્થાપનાની એક આવલિકા ઉદ્વર્ત્યમાન સમય માત્ર સ્થિતિ, અને અબાધા એ ત્રણને વર્જીને શેષ સર્વ કર્મસ્થિતિ તે ज० दलिक निक्षेपनो विषय છે. (અર્થાત્ શેષ સર્વ સ્થિતિઓ તે પતદ્ગ્રહ સ્થિતિઓ છે.) પંચ સંગ્રહની મૂળ ટીકામાં કહ્યું છે કે—

"સમયાધિક આવલિકાએ સહિત અબાધા હીન જેટલી ઉ૦ કર્મ સ્થિતિ છે તેટલો દલિક નિક્ષેપ વિષય છે, કારણ કે અબાધાથી ઉપરની સ્થિતિઓની ઉદ્વર્ત્તના થાય છે તે પણ અતીત્થાપનાને ઉલ્લંઘીને થાય છે, તેમજ ઉદ્વર્ત્યમાન સ્થિતિમાં પણ દલિક નિક્ષેપ થાય નહિ, તે કારણથી સમયાધિક આવલિકામાં અને અબાધા સિવાયની શેષ સર્વ સ્થિતિઓમાં દલિક નિક્ષેપ થાય છે એમ કહયું છે"

એ પ્રમાણે અબાધાથી ઉપરના અનંતર સમયની ઉદ્વર્તનાને અધિકરીને उ० दलिक निक्षेप विषय પ્રાપ્ત થાય છે. અને સર્વો-પરિતન સમયની ઉદ્વર્તનાને અધિકરીને ज० दलिक निक्षेप विषय પ્રાપ્ત થાય છે કહ્યું છે કે:—

आवाहोवरिठाणग-दलंपडुच्चेह परमनिक्खेवो
चरिमुवट्टणठाणं, पडुच्च इह जायइ जहन्नो
(ગતાર્થૈવ) (પંચ સંગ્રહે)

---

૧ અબાધાથી ઉપરવર્તિસ્થાનના દલિકની અપેક્ષાએ અહિં

આ દલિકનિક્ષેપ નિર્વ્યાઘાત પણાનો કહ્યો છે, પરન્તુ વ્યાઘાત પણાએ જે દલિક નિક્ષેપ વિધિ છે તે કહેવાય છે.

**निव्वाघाएणेवं वाघाए संतकम्महिग वंधे**
**आवलिअसंखभागाइ होइ अइत्थावणा नवरं ॥३॥**

**ગાથાર્થ:**—એ પ્રકારનો દલિક નિક્ષેપ વિધિ તે નિર્વ્યાઘાત ભાવે જાણવો અને સત્તા સ્થિતિથી અધિક સ્થિતિબંધ રૂપ વ્યાઘાત ભાવે તો અતીત્થાપના આવલિકાના અસંખ્યાતમા ભાગથી પ્રારંભીને અધિક અધિક ( પૂર્ણાવલિકા પર્યન્ત ) હોય છે.

**ટીકાર્થ:**—એ રીતે પૂર્વોક્ત પ્રકારે કહેલો દલિકનિક્ષેપ વિષય તે નિર્વ્યાઘાત ભાવે એટલે વ્યાઘાતના અભાવે જાણવો, પુનઃ પૂર્વની સ્થિતિસત્તાની અપેક્ષાએ અધિક નવીન કર્મબંધ રૂપ વ્યાઘાત ભાવે તો અતીત્થાપના આવલિકાના અસંખ્યાતમા ભાગથી પ્રારંભીને અધિકાધિક હોય છે. અને નિક્ષેપ પણ આવલિકાના અસંખ્યતમા ભાગાદિનો હોય છે અહિં તાત્પર્ય એ છે કે:—પૂર્વની સત્તાગત સ્થિતિની અપેક્ષાએ એકાદિ સમયાધિક જે નવીન કર્મબંધ થાય છે તે વ્યાઘાત કહેવાય છે, ને તે વ્યાઘાત પ્રવર્તતાં અતીત્થાપના આવલિકાઽસંખ્યેય ભાગાદિકની હોય છે તે આ પ્રમાણે:—પૂર્વની સ્થિતિસત્તાથી એક સમય માત્ર અધિક નવીન કર્મબંધ થયે છતે પૂર્વની સ્થિતિસત્તામાંથી અન્ત્ય વા ઉપાન્ત્ય સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી એ પ્રમાણે દ્વિસમયાધિક, ત્રિસમયાધિક યાવત્ આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક નવીન કર્મબંધ થયે છતે પણ પૂર્વ સત્તામાંથી અન્ત્ય વા ઉપાન્ત્ય

---

ઉ૦ નિક્ષેપ વિષય છે, અને છેલ્લા ઉદ્વર્ત્તનસ્થાનના દલિકની અપેક્ષા એ અહિં જઘ૦ નિક્ષેપ વિષય છે, અર્થાત્ જઘન્ય પતદ્ગ્રહ છે ઇતિ ગાથાર્થ:

સ્થિતિની ઉદ્વર્તના ન થાય, પરન્તુ જ્યારે આવલિકાના બે અસં- ખ્યાતમા ભાગ અધિક જેટલો નવીન કર્મબંધ થાય ત્યારે પૂર્વ સત્તામાંથી અન્ત્ય સ્થિતિની ઉદ્વર્તના થાય છે, અને તે અન્તિમ સમયને ઉદ્વર્ત્તીને આવલિકાના પ્રથમ અસંખ્યાતમા ભાગને અતિક્રમીને દ્વિતીય અસંખ્યાતમા ભાગમાં પ્રક્ષેપાય છે. આ અતીત્થાપના અને નિક્ષેપ બન્ને જઘન્ય પદભાવી જાણવા. પુનઃ જ્યારે એક સમયાધિક દ્વિભાગ પ્રમાણ અધિક અભિનવ કર્મબંધ થાય ત્યારે એક સમયાધિક પ્રથમ ભાગને અતિક્રમીને દ્વિતીય ભાગ માં અન્ત્ય સ્થિતિની ઉદ્વર્તના થાય છે. એ પ્રમાણે જેમ જેમ અભિ નવ કર્મબન્ધ એકાદિ સમય અધિકાધિક થતો જાય છે તેમ તેમ અતીત્થાપના પણ એકાદિ સમય અધિકાધિક થતી જાય છે. એ પ્રમાણે અતીત્થાપના પણ ત્યાંસુધી વધે છે છે કે જ્યાંસુધી આવલિકા પૂર્ણ થઇ રહે અને નિક્ષેપ તો પ્રથમના જેટલોજ પ્રવર્તે છે. (અર્થાત્ પત્તદ્ગ્રહસ્થિતિયો તો આવલિકાના ⅓ મા ભાગ પ્રમાણનીજ કાયમ રહે છે ).

ત્યાંથી આગળ પુનઃઅભિનવ કર્મબન્ધમાં સમયાદિ વૃદ્ધિ થતાં માત્ર નિક્ષેપ વિષય (પતદ્ગ્રહસ્થિતિયો) વધે છે, પરંન્તુ અતી ત્થાપના વધતી નથી અને જ્યાં સુધી અભિનવ કર્મબન્ધ પૂર્વ સત્તા થી દ્વિભાગાધિક થતો નથી ત્યાં સુધી પૂર્વ સત્તાની અન્ત્યસ્થિતિથી નીચેના એક ભાગને અતિક્રમીને હેઠલી સ્થિતિનીજ ઉદ્વર્ત્તના થાય છે; તેમાં પણ જ્યારે એક ભાગને અતિક્રમીને અનંતર હેઠલી સ્થિતિ ઉદ્વર્ત્તાય છે. ત્યારે આવલિકાને અતિક્રમીને ઉપરના અસંખ્યા તમાં ભાગમાં દલિક નિક્ષેપ થાય છે, અને જ્યારે દ્વિતીય અધસ્તની સ્થિતિ ઉદ્વર્ત્તાય છે ત્યારે ( આવલીકાને અતિક્રમીને ) સમયાધિક અસંખ્યાતમા ભાગમાં દલિક નિક્ષેપ થાય છે. એ પ્રકારે અબાધાથી ઉપરની પ્રથમ સ્થિતિ સુધી જાણવું.

હવે અલ્પબહુત્વ કહેવાય છે.

અહિં જ૦ અતીત્થાપના વ્યાઘાત અને અવ્યાઘાતનો પણ સંભવે

જઘન્ય અતીત્થાપના અને જઘન્યનિક્ષેપ એ બન્ને પણ સર્વથી અલ્પ અને પરસ્પર તુલ્ય છે. કારણકે એ બન્ને આવલિકાના અસંખ્ય-તમાભાગ પ્રમાણજ છે. એ બેથી ઉત્કૃષ્ટાતીત્થાપના અસંખ્યગુણી છે, કારણકે ઉત્કૃષ્ટ અબાધા તે આવલિકાઽસંખ્યાતમા ભાગથી અસંખ્યગુણી છે, તેથી પણ ઉ૦ નિક્ષેપ અસંખ્ય ગુણ છે: કારણકે તે સમયાધિક આવલિકા અને અબાધાહીન સર્વ કર્મસ્થિતિ પ્રમાણ છે. ને તેથી પણ સર્વ કર્મસ્થિતિ વિશેષાધિક છે. કારણ કે તે ૭૦ કો૦ કો૦ સાગરોપમ પ્રમાણ છે. ॥ इति स्थितिउद्धर्त्तन ॥.

એ પ્રમાણે સ્થિતિની ઉદ્ધર્તના કહીને હવે સ્થિતિની આપ વર્તના કહે છે.

उव्वट्टंतो य ठिइं, उदयावलिबाहिरा ठिइ विसेसा
निरिकवइ तइयभागे, समयहिए सेस मइवईय ॥
४ ॥

वढ्ढइ तत्तो अइत्था–वणाओ जावालिगा हवइ पुन्ना
ता निरकेवो समया–हिगालिग दुगूण कम्मठिइ
॥ ५ ॥

ગાથાર્થ.—કર્મસ્થિતિની અપવર્તના કરતો જીવ ઉદયાવ-લિથી બહારના સ્થિતિવિશેષોને ( શેષ સ્થિતિયોને ) અતિક્રમીને સમયાધિક આવલિકાના ત્રીજા ભાગમાં નિક્ષેપે છે ॥ ૪ ॥.

ત્યાંથી યાવત્ આવલિકા પરિપૂર્ણ થાય ત્યાંસુધી અતીત્થાપના વધે છે. તેથી સમયાધિક આવલિકાદ્વિકહીન સર્વકર્મસ્થિતિ પ્રમાણ ઉ૦ નિક્ષેપવિષય છે. ॥ ૫ ॥

**ટીકાર્થ**:—સ્થિતિની અપવર્તના કરતો જીવ ઉદયાવલિકાથી બહારના ( ઉપરના ) સ્થિતિવિશેષોને ( સ્થિતિભેદોને ) અપવર્તે છે તે અપવર્ત્તાતી સ્થિતિયો કઇ કઇ છે ? તે કહીએ છીએ કે—ઉદયાવલિકાથી ઉપરની સમયમાત્ર, દ્વિસમયમાત્ર એ પ્રમાણે બન્ધાવલિકા વા ઉદયાવલિકાહીન સર્વ કર્મસ્થિતિયો[2] અપવર્ત્તવા યોગ્ય છે, એ અપવર્તનાસાધ્યસ્થિતિયો કહી. ઉદયાવલિકામાં વર્તતી સ્થિતિયો સર્વકરણને અસાધ્ય હોવાથી તેની અપવર્ત્તના થતી નથી, તે કારણથી ઉદયાવલિકાથી બહારની સ્થિતિઓ અપવર્ત્તના સાધ્ય છે એમ કહ્યું.

હવે તે અપવર્ત્તાતી સ્થિતિયોને કઇ સ્થિતિયોમાં પ્રક્ષેપે છે ? તે કહીએ છીએ કે—એક અવાલિકાના ત્રણ ભાગ કરે તેવા સમયાધિક તૃતીય ભાગમાં શેષ ઉપરના સમયોન બે ભાગને અતિક્રમીને પ્રક્ષેપે. અર્થાત્ ઉદયાવલિકાથી ઉપરિતન સ્થિતિના દલિકને અપવર્ત્તતો જીવ ઉદયાવલિકાના ઉપરના સમયોન બે ભાગને ( કે ભાગને) અતિક્રમીને સમયાધિક તૃતિયભાગમાં પ્રક્ષેપે, એ ज० निक्षेपविषय અને जघन्य अतीत्थापना જાણવી.

પુન : જ્યારે ઉદયાવલિકાથી ઉપરની દ્વિતીયસ્થિતિ અપવર્ત્તાય ત્યારે અતીત્થાપના સમયાધિક પૂર્વોક્ત અતીત્થાપના પ્રમાણ ( બરોબર બે તૃતિયાંશ ભાગ જેટલી ) હોય છે, અને નિક્ષેપ ( પતદ્ગ્રહ

૧ અંહિં ઉદયાવલિકા અનપવર્તનીય કહી તે અપવર્તના પ્રવર્તે તે કાળને આશ્રયિ કહી. અન્યથા અપવર્તના પ્રવર્તતા પહેલાં બંધાવલિકા પણ અનપવર્તનીય જાણવી. અર્થાત્ બંધાયલી પ્રકૃતિની બંધાંવલિકા વ્યતીત થયા બાદ અપવર્તના શરૂ થાય તે પણ ઉદયાવલિકાગત સ્થિતિયો વર્જીને શેષ સ્થિતિયોમાંજ અપવર્તના શરૂ થાય.

૨ અપવર્ત્તનામાં અબાધાની અતીત્થાપના હોય નહિં, માટે અત્રે અબાધા સંબંધે અતીત્થાપના કહી નથી. પુનઃ તે બધ્યમાન વા પૂર્વબદ્ધ સ્વજાતીય પરલતામાં સંક્રમે.

સ્થિતિ ) તો તેટલીજ ( સમયોન ⅓=એક તૃતિયાંશ ભાગ ) હોય છે.

પુનઃ જ્યારે ઉદયાવલિકાથી ઉપરની તૃતીયસ્થિતિ અપવર્ત્તાય છે ત્યારે અતીત્થાપના દ્વિસમયાધિક થાય છે, અને નિક્ષેપ તેટલોજ હોય છે. એ પ્રમાણે અતીત્થાપના જ્યાં સુધી આવલિકા પ્રમાણ પરિપૂર્ણ થાય ત્યાં સુધી સમય સમયની વૃદ્ધિ કરવી.

તદ્દનંતર અતીત્થાપના સર્વત્ર આવલિકા પ્રમાણ રહે છે ને નિક્ષેપમાં વૃદ્ધિ થાય છે, તે પણ ત્યાં સુધી ( નિક્ષેપમાં ) વૃદ્ધિ થાય છે કે જ્યાં સુધી બન્ધાવલિકા ( વા ઉદયાવલિકા )—અતીત્થાપનાવલિકા—અને અપવર્ત્યમાન સમય—એ ત્રણને વર્જીને શેષ સર્વકર્મ સ્થિતિ સુધી નિક્ષેપમાં વૃદ્ધિ થાય છે તે આ પ્રમાણેઃ—બન્ધાવલિકા વ્યતીત થયે છતે કર્મની અપવર્ત્તનાનો પ્રારંભ કરે છે, તેમાં પણ જ્યારે સર્વાન્તિમ સમયને અપવર્ત્તે છે, ત્યારે આવલિકા માત્ર નીચે ઉતરીને નીચેની સર્વ સ્થિતિયોમાં તે સમયને પ્રક્ષેપે છે. તે કારણથી અપવર્ત્યમાન સમય—બંધાવલિકા—અને અતીત્થાપનાવલિકા રહીત સર્વ સ્થિતિયો ઉ૦ નિક્ષેપ વિષય થાય છે. કહેલું છે કેઃ

समयाहि अइत्थवण, बधावालिया य मोत्तु निरकेत्रो
कम्मट्ठिइ वंधोदय—आवलिया मोत्तु उव्वटे ॥ १ ॥

**અર્થઃ**—અપવર્ત્તના કરણમાં બન્ધાવલિકા અને સમયાધિક અતીત્થાપનાવલિકાને વર્જીને શેષ સર્વ સ્થિતિયોમાં ઉ૦ નિક્ષેપ થાય છે. તથા બન્ધાવલિકા[1] અને ઉદયાવલિકા વર્જીને શેષ સર્વ સ્થિતિયો અપવર્ત્તાય છે.

---

૧. અહિં "बन्धावलिका અને उदयावलिका" એમ કહેવાથી સમજવાનું એ છે કે કર્મ બંધાયાબાદ એક આવલિકા પછી અપવર્ત્તના પ્રારંભાય છે ( માટે અપવર્ત્તનાના પ્રારંભ વખતે બે આવલિકા હીન ન જાણવી, પરન્તુ કાળથી બન્ધાવલિકા જ. હીન જાણવી.

બન્ધાવલિકા અને ઉદયાવલિકા વર્જીને શેષ સર્વ કર્મ. સ્થિતિની અપવર્ત્તના થાય છે, તેથી ઉદયાવલિકાથી ઉપરના સમય માત્ર સ્થિતિસ્થાનની અપવર્ત્તનાને આશ્રયિને સમયાધિક આવલિકાનો ⅓ ભાગ નિક્ષેપ હોય છે તે सर्वजघन्य निक्षेप છે. અને સર્વાન્તિમ સમયાપવર્તનાને આશ્રયિને પૂર્વોક્ત પ્રમાણ उ० निक्षेप પ્રાપ્ત થાય છે કહ્યું છે કેઃ—

उदयावलि मुपरित्थं, ठाणं अहिगिच्च होइ अइ हीणो
निरकेवो सव्वोवरि ठिइठाणवसा भवे परमो ॥१॥ (पंचसं.)

અર્થઃ—ઉદયાવલિકાથી ઉપરના સ્થિતિસ્થાનની અપવર્ત્તનાને અધિકરીને जघन्य निक्षेप થાય છે. અને સર્વોપરિતન સ્થિતિસ્થાનની અપવર્તનાને અધિકરીને उ० निक्षेप પ્રાપ્ત થાય છે.

એ પૂર્વોક્ત અપવર્ત્તનાનો વિધિ નિર્વ્યાઘાત ભાવે કહ્યો છે. અને व्याघात भावी अपवर्तनानो विधि હવે કહેવાય છે.

वाघाए समऊणं, कंडग मुक्कस्सिया अइत्थवणा
डायट्ठिइ किंचूणा ठिइकंडुक्कस्सगपमाणं ॥ ६ ॥

ગાથાર્થ—સ્થિતિઘાત રૂપ વ્યાઘાત થયે છતે સમયોન કંડક પ્રમાણ ઉ૦ અતીત્થાપના થાય છે. અને કંડકનું ઉ૦ પ્રમાણ દેશૂણ ડાય સ્થિતિ તુલ્ય છે.

ટીકાર્થઃ—અહિં व्याघात ને स्थितिघातનો જાણવો. તે સ્થિતિઘાત પ્રવર્તતાં તે સમયોન કંડક પ્રમાણ ઉ૦ અતીત્થાપના

કારણ કે બન્ધાવલિકા તે સ્થિતિ સંબંધી આખી લતાની અપવર્તનાને રોકે છે, પરન્તુ ઉદયાવલિકા તે સ્થિતિ સંબંધી આખી લતાની અપવર્ત્તનાને નહિ રોકતાં માત્ર પોતાની જ અપવર્ત્તના રોકે છે. અને પ્રારંભ સમયે ઉદયાવલિકા પ્રમાણ સ્થિતિઓ અપવર્ત્તનાને અસાધ્ય રહે છે, માટે अपवर्त्तना यत्स्थिति એક આવલિકા હીન જાણવી.

કરે છે. સમયઊણુ કેવી રીતે ? તે કહીએ છીએ કે—સર્વોપરિતન સમય રૂપ સ્થિતિસ્થાનને અપવર્ત્તયે છતે અપવર્ત્યમાન સમય સહિત નીચેથી એક કંડક પ્રમાણ સમયો અતિક્રમાય છે, તે કારણથી તે અપવર્ત્યમાન સમય બાદ કરતાં સમય હીન કંડક પ્રમાણુજ અતી-સ્થાપના પ્રાપ્ત થાય છે. તે **कंडकनु प्रमाण** કહે છે કેઃ—

**ડાયઠ્ઠિઇ** ઇત્યાદિ=જે સ્થિતિથી પ્રારંભીને તેજ પ્રાકૃતિનો ઉ૦ સ્થિતિ બન્ધ કરે છે ત્યાંથી પ્રારંભીને સર્વે પણ સ્થિતિયો[1]

[1] ઉદ્વર્ત્તનડાયસ્થિતિ, અપવર્ત્તનડાયસ્થિતિ ને બદ્ધડાયસ્થિતિ એ ૩ પ્રકારની ડાયસ્થિતિમાંથી અત્રે જે ડાયસ્થિતિ સામાન્યતઃ કહેલ છે તે ( અધ્યાહારથી ) બદ્ધાડાયસ્થિતિ એમ જાણવું. એ ૩ ડાય સ્થિતિયોનું સ્વરૂપ આ પ્રમાણે છે.

જે સ્થિતિ સ્થાનથી ઉતરીને અપવર્ત્તના કરણ વડે ( અનંતર સમયે ) જે નીચેની સ્થિતિએ જાય તે નીચેના સ્થિતિસ્થાન સુધીની સ્થિતિયોનો સમુદાય તે **अपवर्त्तना डायस्थिति** કહેવાય. જેમકે ૧૦૦ થી ઉતરીને ( અપવર્તના વડે ૭૦, થી ૧૦ સુધીની ૬૦ સ્થિતિયો પામવા યોગ્ય હોય તેમાં જો ) ૭૦ ની પામે તો ૧૦૦ થી ૭૦ સુધીની ૩૦ સ્થિતિયો અપવર્તનાડાયસ્થિતિ જાણવી. વસ્તુતઃ અપવર્તનાડાયસ્થિતિ સ્થિતિઘાત વખતે ઘણા સેંકડો સાગર પ્રમાણ અથવા અંતઃકોડાકોડી સાગરોપમના સંખ્યાતમાભાગ જેટલીજ હોય છે. ( આ સંબંધ બંધનકરણની ૧૦૦ મી ગાથામાં કહેવાઇ ગયો છે. )

તથા જે સ્થિતિસ્થાનથી ઉપડીને વધુમાં વધુ જેટલો સ્થિતિબંધ અનંતર સમયમાં કરે ત્યાંથી માંડીને તે ઉ૦ સ્થિતિબંધ સુધીની સ્થિતિયોનો સમુદાય તે **बद्धाडायस्थिति** કહેવાય. તે વસ્તુતઃ અન્તઃકોડાકોડી સાગરોપમ-ન્યૂન-૭૦ કો૦ કો૦ સાગર પ્રમાણ છે. ( આ સંબંધ પણ બંધનકરણની ૧૦૦ મી ગાથામાં કહ્યો છે. )

તથા જે સ્થિતિસ્થાનથી ઉપડીને ઉદ્વર્તના કરણ વડે અનંતર સમયે જેટલી સ્થિતિ અધિક કરે તે અધિકસ્થિતિ **उद्वर्त्तनाडायस्थिति** કહેવાય. તે વસ્તુતઃ બદ્ધાડાયસ્થિતિ પ્રમાણ છે. ( આ ઉદ્વર્તનાડાય

ડાયસ્થિતિ કહેવાય છે. પંચ સંગ્રહ મૂલ ટીકામાં કહ્યું છે કે "यस्यास्थितेरारभ्योत्कृष्टं स्थितिबन्धं विधत्ते निर्मापयति, तस्या आरभ्योपरितनानि सर्वाण्यपि स्थितिस्थानानि डायस्थितिसंज्ञकानि भवन्ति" તે ડાયસ્થિતિ કિંચિંત્ ઉણુ ઉત્કૃષ્ટ કંડક પ્રમાણુ છે. આ સંબંધમાં પંચ સંગ્રહને વિષે મૂલ-ટીકાકાર મહારાજે આ પ્રમાણે વ્યાખ્યા કરી છે. " તે ડાયસ્થિતિ કિંચિત્ ઉણુ એટલે દેશૂણુ કર્મ સ્થિતિ પ્રમાણુ છે; તે આ પ્રમાણે—"પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયજીવ અન્તઃકોડા કોડી સાગર પ્રમાણુ સ્થિતિબન્ધ કરીને પુનઃ ઉત્કૃષ્ટ સંકલેશ વડે ઉ૦ સ્થિતિબંધ કરે છે, તે કારણુથી તે ડાયસ્થિતિ કિંચિદ્ ઉણુકર્મ સ્થિતિપ્રમાણુ છે. એજ કંડકનું ઉત્કૃષ્ટ પ્રમાણુ છે."

એ ઉ૦ કંડક તે એક સમયહીન છે તો પણુ "कंडक એવા સંપૂર્ણ વ્યપદેશને પામે છે અર્થાત્ કંડક કહેવાય છે. એ પ્રમાણે બે સમય હિન, ત્રણુ સમય હીન, કહેતાં કહેતાં યાવત્ પલ્યોપમા સંખ્યેયભાગ માત્ર પ્રમાણુ સ્થિતિઓનું जघन्य कंडक થાય છે. આ

---

સ્થિતિ તે બદ્ધાડાયસ્થિતિ તુલ્ય હોવાથી ગ્રંથકારે ભિન્ન કહી નથી એમ સમજાય છે. તત્વ બહુશ્રુતગમ્ય ).

વળી આ પ્રકરણુમાં વ્યાઘાતભાવી અપવર્ત્તનાનો જ૦ નિક્ષેપ વિષય અને ઉ૦ નિક્ષેપ વિષય સ્પષ્ટપણે દર્શાવ્યો નથી, તેથી જે રીતે નિક્ષેપ સંભવે છે, તે પ્રમાણે કહેવાય છે જ્યારે ઉદિત પ્રકૃતિની અપવર્તના પ્રવર્તે ત્યારે ઉદયાવલિકા સહિત અંતર્મુ૦ પ્રમાણુ સ્થિતિઓ **जघ० निक्षेपविषय** ( ચરમસ્થિતિ ઘાતકાળે ) સંભવે, અને પલ્યોપમાસંખ્યેયભાગહીન સર્વ સ્થિતિ **उ० निक्षेप विषय** - વિશુદ્ધિવાળા જીવને પ્રથમ સ્થિતિઘાત વખતે સર્વોપરિતન સ્થિત્ય પ્રવર્તનાશ્રિત્ય સંભવે અને અનુદિત પ્રકૃતિની અપવર્તના પ્રવર્તે ત્યારે બન્ને નિક્ષેપવિષય ઉદયાવલિકાહીન પૂર્વોક્ત પ્રમાણુ સંભવે, પુનઃ પ્રક્ષેપાતા પરમાણુઓ સ્વકીય પરલતાની અંદર અંત.મુ૦ સુધીના વિભાગના ગુણુ શ્રેણિની પદ્ધતિએ પ્રક્ષેપાય છે. ને આગળ અનિયમિત સંખ્યાએ પ્રક્ષેપાય છે.

સમયોન જઘન્ય કંડક તે વ્યાઘાત ભાવી અપવર્તનામાં જ૦ અતીત્થાપના રૂપ છે.

હવે [1]અલ્પ બહુત્વ કહેવાય છે.

૧—અપવર્ત્તનામાં જ૦ નિક્ષેપ સર્વથી અલ્પ છે—કારણ કે તે એક સમય અધિક ફ્રૈ ( એક તૃતિયાંશ ) આવલિકા પ્રમાણ છે.

૨—તેથી અપ૦ જ૦ અતીત્થાપના ત્રિસમયોન દ્વિગુણ છે—ત્રણ સમય હીન દ્વિગુણ પણું કેવી રીતે છે. ? તે કહીએ છીએ કે—નિર્વ્યાઘાત ભાવી જ૦ અતીત્થાપના એક સમય હીન ફ્રૈ ( બેતૃતિયાંશ ) આવલિકા પ્રમાણ છે, અને આવલિકાને અસત્ કલ્પના એ ૯ સમય પ્રમાણની કલ્પીયે તો સમય હીન [2] બે તૃતિયાંશ તે ૫ સમય પ્રમાણ જ થાય છે. એ રીતે સમયાધિક [1] આવલિકા રૂપ જ૦ નિક્ષેપ જે અસત્ કલ્પનાએ ૪ સમય પ્રમાણ છે, તેને દ્વિગુણ કરીને ૩ સમય હીન કરીએ તો પણ ૫ સમય પ્રમાણ જ થાય, માટે અપવર્ત્તનામાં જ૦ અતીત્થાપના ત્રિસમયોન[2] દ્વિગુણ છે.

૩—તેથી પણ નિર્વ્યાઘાત ભાવી અપવર્ત્તનામાં ઉ૦ અતીત્થાપના વિશેષાધિક છે—કારણ કે તે સંપૂર્ણ આવલિકા પ્રમાણ છે.

---

૧ આ અલ્પ બહુત્વમાં વ્યાઘાતાપવર્ત્તના સંબંધિ જ૦ નિક્ષેપ ઉત્કૃષ્ટ નિક્ષેપ ને જ૦ અતીત્થાપના એ ત્રણનું અલ્પબહુત્વ કહયું નથી. તેનો આશય શ્રી બહુશ્રુતથી વિચારવો,

૨ સંપૂર્ણ આવલિકાના સમયોમાંથી જ૦ નિક્ષેપના સમયો બાદ કરતાં કોઇ પણ પ્રકારે ત્રિસમયોન દ્વિગુણપણુંજ શેષ રહે છે. અન્ય ઉદાહરણ તરીકે ૨૭ સમય પ્રમાણ આવલિકામાંથી જ૦ નિક્ષેપના ( ૨૭÷૩=૯+૧=) ૧૦ સમયને બાદ કરતાં જ૦ અતીત્થાપનાના રહેલા ૧૭ સમયો તે જ૦ નિક્ષેપના ૨૦ સમયોથી ત્રિસમયોન દ્વિગુણ રૂપજ છે ( ૧૦×૨=૨૦—૩=૧૭ એ ગણીતથી. )

૪-તેથી વ્યાઘાતાપવર્ત્તનામાં ઉ૦ અતીત્થાપના અસંખ્ય ગુણી છે—કારણ કે તે દેશૂણડાયસ્થિતિ પ્રમાણ છે.

૫-તેથી પણ ઉ૦ નિક્ષેપવિશેષા૦ છે-કારણ કે તે સમયાધિક આવલિકાદ્વિકોન સર્વકર્મસ્થિતિ પ્રમાણ છે.

૬-તેથી પણ સર્વકર્મસ્થિતિ[1] વિશેષાધિક છે.

। હવે उद्वर्त्तना અને [2]अपवर्त्तनानुं मिश्र अल्प बहुत्व કહેવાય છે ।

૧-વ્યાઘાતોદ્વર્ત્તનામાં જ૦ અતીત્થાપના અને જ૦ નિક્ષેપ. એ બે સર્વથી અલ્પ છે, અને પરસ્પર તુલ્ય છે—કારણ કે એ બન્ને આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

૨ તેથી અપવર્ત્તનામાં જ૦ નિક્ષેપ અસંખ્ય ગુણ છે—કારણ કે તે એક સમયઅધિક ૩ ( એક તૃતિયાંશ ) આવલિકા પ્રમાણ છે.

૩—તેથી અપવર્ત્તનામાંજ જ૦ અતીત્થાપના તે ત્રિસમયોન દ્વિગુણ છે. એને વિચાર પ્રથમ જ કહેલો છે.

૪-તેથી પણ નિર્વ્યાઘાતાપવર્ત્તનામાં ઉ૦ અતિત્થાપના વિશેષાધિક છેઃ—કારણ કે તે સંપૂર્ણ આવલિકા પ્રમાણ છે.

૫-તેથી પણ ઉદ્વર્ત્તનામાં ઉ૦ અતીત્થાપના સંખ્યગુણ છે—કારણ કે તે ઉ૦ અબાધા તુલ્ય ( ૭૦૦૦ વર્ષ પ્રમાણ ) છે.

૬-તેથી પણ વ્યાઘાતાપવર્ત્તનામાં ઉ૦ અતીત્થાપના અસંખ્યગુણી છે—કારણ કે તે દેશૂણડાયસ્થિતિ પ્રમાણ છે.

---

૧ ઉ૦ નિક્ષેપ—ઉ૦ અતીત્થાપના—અને બંધાવલિકાદિ સહિત હોવાથી કર્મ સ્થિતિ વિશેષાધિકજ હોય છે.

૨ આ અલ્પ બહુત્વમાં પણ વ્યાઘાતાપવર્તના સંબંધી જ૦ નિક્ષેપઉત્કૃષ્ટ નિક્ષેપ—અને જ૦ અતીત્થાપના એ ત્રણનું અલ્પ બહુત્વ કહ્યું નથી તેનો આશય શ્રી બહુશ્રુતથી વિચારવો.

૭-તેથી પણ ઉદ્વર્ત્તનામાં ઉ૦ નિક્ષેપ વિશેષાધિક છે-કારણ કે તે એક સમય એક આવલિકા—અને અબાધા હીન સર્વ સ્થિતિ પ્રમાણ છે.

૮-તેથી પણ અપવર્ત્તનામાં ઉ૦ નિક્ષેપ વિશેષાધિક છે-કારણ કે તે સમયાધિક આવલિકાદ્વિકહીન સર્વકર્મ સ્થિતિ પ્રમાણ છે.

૯-તેથી પણ સર્વકર્મ સ્થિતિ વિશેષાધિક છે. ॥इति स्थिति अपवर्त्तना ॥

એ પ્રમાણે સ્થિતિની ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના કહીને હવે અનુભાગ સંબંધી ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના કહેવાની છે, તેમાં પણ પ્રથમ अनुभागोद्वर्त्तना કહે છે.

**चरमं नोव्वट्टिज्जइ, जावाणंताणि फड्डगाणि ततो उस्सक्किय उक्कड्डइ, एवं उव्वटणाइओ ॥ ५ ॥**

**ગાથાર્થ:**—અન્ત્યથી પ્રારંભીને યાવત્ અનન્ત સ્પર્ધકોની ઉદ્વર્ત્તના થતી નથી, પરન્તુ તેથી નીચે ઉતરીને જે સ્પર્ધકો પ્રાપ્ત થાય છે તે સ્પર્ધકોની ઉદ્વર્ત્તના થાય છે. એ પ્રમાણે અપવર્ત્તનાદિમાં પણ જાણવું.

**ટીકાર્થ:**—અન્ત્યસ્પર્ધકની ઉદ્વર્ત્તના થતી નથી, તથા ઉપાન્ત્ય સ્પર્ધકની ઉદ્વર્ત્તના પણ થતી નથી, એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી અનંત સ્પર્ધકોની ઉદ્વર્ત્તના થતી નથી. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે કે—

સર્વ સ્થિતિયોથી ઉપરનો આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જે જઘન્યનિક્ષેપ, અને તેથી નીચેની આવલિકા માત્ર અતીત્થાપના, એ સ્થિતિયોમાં રહેલાં સર્વે પણ સ્પર્ધકો ઉદ્વર્ત્તના સાધ્ય નથી, પરંતુ ત્યાંથી નીચે ઉતરતાં જે સમય પ્રાપ્ત થાય તે સમયમાં

રહેલાં (તે સ્થિતિ સ્થાનમાં રહેલાં) જે સ્પર્ધકો (અનુભાગ સ્પર્ધકો) તે સર્વની ઉદ્વર્ત્તના થાય છે. અને તે સ્પર્ધકોને ઉદ્વર્તીને આવલિકા (અતીત્થાપનાવલિકા) ગત અનન્ત સ્પર્ધકોને ઉલ્લંઘીને ઉપર આવલિકાના અસંખ્ય ભાગ પ્રમાણ સ્થિતિગત સ્પર્ધકોમાં નાખે છે. પુનઃ નીચે ઉતરીને જે સ્થિતિસ્થાને આવે તે સંબંધી અનન્ત સ્પર્ધકોને તે અતીત્થાપનાવલિકાગત સ્પર્ધકોને ઉલ્લંઘીને ઉપર સમયાધિક આવલ્યસંખ્યતમભાગગત સ્પર્ધકોમાં પ્રક્ષેપે છે. એ પ્રમાણે જેમ જેમ નીચે ઉતરીયે તેમ તેમ નિક્ષેપ વધે અને અતીત્થાપના તો આવલિકાગત સ્પર્ધકો પ્રમાણ કાયમ રહે. હવે उत्कृष्ट निक्षेपविषय (પતદ્ગ્રહાનુભાગસ્પર્ધકરૂપ) કેટલો છે? તે કહીએ છીએ કે—

(

બન્ધાવલિકા વ્યતીત થયે સમયાધિક આવલિકા અને અબાધાગત સર્વ અનુભાગ સ્પર્ધકોને વર્જીને શેષ સર્વે અનુભાગ સ્પર્ધકો, निक्षेपविषय રૂપ છે, (પતદ્ગ્રહ સ્પર્ધકો) છે. તે આ પ્રમાણે- અબાધાગત સ્પર્ધકોની ઉદ્વર્ત્તના થાય નહિ, અને ઉદ્વર્ત્યમાન સમયગત સ્પર્ધકોનો ત્યાંજ (ઉદ્વર્ત્યમાન સમયગત સ્પર્ધકોમાં) પ્રક્ષેપ હોય નહિ, અને આવલિકાગત સ્પર્ધકો તો અતીત્થાપનાપણે છે, તે કારણથી બન્ધાવલિકા વ્યતીત થયે સમયાધિકાવલિકા અને અબાધાગત અનુભાગ સ્પર્ધકો વિના શેષ સર્વ અનુભાગસ્પર્ધકો ઉ૦ નિક્ષેપના વિષયવાળાં છે.

હવે अनुभागोद्वर्त्तनामां अल्पबहुत्व કહેવાય છે.

૧ જઘન્ય નિક્ષેપ સર્વથી અલ્પ છે–કારણ કે તે આવલિકાના અસંખ્યાતમાભાગગત સ્પર્ધક પ્રમાણ છે.

૨–તેથી અતીત્થાપના અનંતગુણ છે–કારણ કે તે આવલિકાગત સ્પર્ધકપ્રમાણ છે અને નિક્ષેપ સંબંધી સ્પર્ધકોથી આવલિકાગત સ્પર્ધકો અનંતગુણ છે. એ પ્રમાણે સ્પર્ધકની અપેક્ષાએ અનંતગુણ પણું સર્વત્ર જાણવું.

૩–તેથી ઉ૦ નિક્ષેપ અનંતગુણ છે–(કારણ કે તે સમયાધિક બે આવલિકા અને અબાધા સિવાયનાં શેષ સ્પર્ધકો અનંતગુણ છે).

૪–તેથી સર્વ અનુભાગ સ્પર્ધકો વિશેષાધિક છે–કારણ કે તે [2]સમયાધિક અતીત્થાપનાવલિકાગત સ્પર્ધકો સહિત હોવાથી;

॥ હવે અનુભાગાપવર્ત્તના કહેવાય છે. ॥

एवं उव्वट्टणाइओ=પૂર્વોક્ત ઉદ્વર્ત્તનાની વિધિ પ્રમાણે અપવર્ત્તના વિધિ પણ કહેવી, પરન્તુ તફાવત એ છે કે આરંભ [3]પ્રથમ સ્પર્ધકથી કરવો તે આ પ્રમાણે—પ્રથમ સ્પર્ધકની અપવર્ત્તના થાય નહિં, તેમજ દ્વિતીય સ્પર્ધકની પણ નહિં, અને તૃતીયની પણ નહિ, એ પ્રમાણે ઉદયાવલિકાગત સ્પર્ધકો સુધીનાં (અનન્ત) સ્પર્ધકોની પણ અપવર્ત્તના થાય નહિ, પરન્તુ તેથી ઉપરનાં સ્પર્ધકોની અપવર્ત્તના થાય છે.

તેમાં પણ જ્યારે ઉદયાવલિકાથી ઉપરનાં એક સમય સંબંધી સ્પર્ધકોની અપવર્ત્તના પ્રવર્તે છે, ત્યારે તે અપવર્ત્યમાન સ્પર્ધકો

---

૧ બંધાવલિકા અને અતીત્થાપનાવલિકા.

૨ સર્વાનુભાગસ્પર્ધકો સમયાધિક અતીત્થાપનાવલિકાગત સ્પર્ધક સહીતજ છે અને અબાધા તથા બન્ધાવલિકાગત સ્પર્ધક સહિત કેમ નહિ? એના ઉત્તરમાં જાણવાનું એ છે કે—,

એક સમયસ્થિતિક બે સમયસ્થિતિક યાવત્ બન્ધાવલિકા સ્થિતિક અને (એથી પણ અધિક) અબાધા સ્થિતિ જેટલી સ્થિતિવાળું દલિક અબાધાન્તર્ગત છે; તો તત્સ્થિતિ સંબંધી દલિકોના અનુભાગસ્પર્ધકોની ઉદ્વર્ત્તના વર્જ્ય કહી છે.

૩ ઉદ્વર્ત્તના પ્રકરણમાં અનુદ્વર્ત્ય સ્પર્ધકોનો પ્રારંભ અન્તિમ સ્પર્ધકથી કહેવો. કારણકે અનુદ્વર્ત્યમાન સ્થિતિયો અન્યસ્થિતિથી પ્રારંભાય છે, અને અનપવર્ત્ય સ્થિતિયો પ્રથમ સ્થિતિથી પ્રારંભાય છે.

એક આવલિકાના સમયોન બે તૃતીયાંશ ભાગ ગત સ્પર્ધકોને ઉલ્લંઘીને શેષ નીચેના સમયાધિક $\frac{1}{3}$ ભાગગત સ્પર્ધકોમાં પ્રક્ષેપાય છે.

અને જ્યારે ઉદયાવલિકાથી ઉપરનાં દ્વિતીય-સ્થિતિગત સ્પર્ધકો અપવર્ત્તાય છે ત્યારે તે સ્પર્ધકો (આવલિકાના ઉપરિતન $\frac{1}{3}$ ભાગ ગત સ્પર્ધકોને વર્જીને (ઉલ્લંઘીને) નીચેના સમયોન $\frac{2}{3}$ ભાગ ગત સ્પર્ધકોમાં પ્રક્ષેપાય છે. અર્થાત્ પૂર્વોક્ત સમયોન $\frac{2}{3}$ આવલિકા પ્રમાણ અતીત્થાપના સ્પર્ધકો તે એક સમયગત સ્પર્ધકો વડે અધિક થાય છે, અને નિક્ષેપ (પતદ્ગ્રહ સ્પર્ધકો) તો કાયમ જ રહે. એ પ્રમાણે અતીત્થાપનામાં એકેક સમયની ત્યાંસુધી વૃદ્ધિ થાય કે જ્યાંસુધી અતીત્થાપનાની આવલિકા સંપૂર્ણ થાય. પુનઃ ત્યાંથી આગળ અતીત્થાપના સર્વત્ર કાયમ રહે, અને નિક્ષેપમાં એકેક સમયની વૃદ્ધિ થાય છે. આ સર્વ વિધિ નિર્વ્યાઘાતાપવર્તના સંબંધી કહ્યો.

॥ હવે વ્યાઘાતભાવી અનુભાગાપવર્તના કહેવાય છે. ॥

વ્યાઘાતભાવી અનુભાગાપવર્ત્તનામાં એક સમયગત અનન્ત સ્પર્ધકહીન અનુભાગ કંડક પ્રમાણ અતીત્થાપના જાણવી. અત્રે પણ કંડકનું પ્રમાણ અને સમયમાત્રની ન્યૂનતા તે જેમ પ્રથમ સ્થિતિ અપવર્ત્તનામાં કહી છે તેમ જાણવી.

॥ હવે અનુભાગાપવર્તનામાં અલ્પબહુત્વ કહેવાય છે.

૧—જઘન્ય નિક્ષેપ સર્વથી અલ્પ છે—(કારણ કે તે એક સમયાધિક $\frac{1}{3}$ આવલિકા ગત સ્પર્ધક પ્રમાણ છે.)

૨—તેથી જ૦ અતીત્થાપના અનંતગુણ છે (કારણકે તે સમયહીન $\frac{2}{3}$ આવલિકાગત સ્પર્ધક પ્રમાણ છે).

૩—તેથી વ્યાઘાતભાવી અતીત્થાપના અનંત ગુણ છે (એક સમયહીન અનુ૦ કંડક પ્રમાણ હોવાથી).

૪—તેથી ઉ૦ અનુભાગ કંડક વિશેષાધિક છે. (એક સમયાધિક અનંત સ્પર્ધકાધિક અતુ૦ કંડક પ્રમાણ હોવાથી.)

૫—તેથી ઉ૦ નિક્ષેપ વિશેષાધિક છે. (કારણ કે તે સમયાધિક અતિસ્થાપનાવલિકા અને બન્ધાવલિકા રહિત શેષ સર્વ સ્થિતિગત સ્પર્ધક પ્રમાણ હોવાથી).

૬—તેથી પણ સર્વાનુભાગ વિશેષાધિક છે (કારણકે તે સમયાધિક અતીત્થાપનાવલિકાગત અનંત સ્પર્ધક સહીત હોવાથી.)

હવે ઉદ્વર્તના અને અપવર્તનામાં બન્નેનું મિશ્રઅલ્પબહુત્વ કહે છે.

थोवं पएसगुणहाणि, अंतरे दुसु जहन्न निक्खेवो।
कमसो अणंतगुणिओ, दुसुवि अइत्थावणा तुल्ला॥
वाघाएणणुभाग–कंडगमेक्काए वग्गणा ऊणं।
उक्कोसो निक्खेवो, ससंतबंधो य सविसेसो॥ ९॥

ગાથાર્થ—ટીકાર્થાનુસાર.

ટીકાર્થ:—એક સ્થિતિમાં જે સ્પર્ધકો છે તે સ્પર્ધકોને અનુક્રમે સ્થાપીએ, તે એવી રીતે કે—સર્વ જઘન્યરસસ્પર્ધકને

પ્રથમ, તેથી [1] વિશેષાધિક રસસ્પર્ધકને બીજું અને તેથી વિશેષાધિક રસસ્પર્ધક તેને ત્રીજું, એ પ્રમાણે સર્વોત્કૃષ્ટ રસસ્પર્ધકને અન્તે સ્થાપીએ. એમાં પ્રથમ સ્પર્ધકથી આરંભીને અનંતરાનંતર સ્પર્ધકો (અનુક્રમે) પ્રદેશસમૂહની અપેક્ષાએ વિશેષ વિશેષહીન જાણવાં અને સર્વાન્ત્ય સ્પર્ધકથી આરંભીને અનુક્રમે નીચે નીચે ઉતરતાં અનંતરાનંતર સ્પર્ધકો પ્રદેશસમૂહની અપેક્ષાએ વિશેષ વિશેષ અધિક જાણવાં. એ સ્પર્ધકોમાં [2] દ્વિગુણ વૃદ્ધિના અથવા દ્વિગુણહાનીના એક અન્તરમાં જે સ્પર્ધકોનો સમુદાય છે તે સર્વથી અલ્પ છે,—અથવા સ્નેહપ્રત્યયસ્પર્ધકના અનુભાગની દ્વિગુણવૃદ્ધિના વા દ્વિગુણહાનીના અન્તરમાં જે રસસમૂહ છે તે સર્વથી અલ્પ છે. [3]

તેથી તુલ્ય=ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એ બેનો જ નિક્ષેપ અનન્તગુણ અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તેમાં પણ જો કે ઉદ્વર્ત્તનામાં આવલિકાના અસંખ્યાતમા ભાગગત સ્પર્ધકોનો નિક્ષેપ છે, અને અપવર્ત્તનામાં એક સમયાધિક એકતૃતિયાંશાવલિકા ગત સ્પર્ધકોનો નિક્ષેપ છે; તોપણ [4] પ્રથમની સ્થિતિઓમાં સ્પર્ધકો [5] અલ્પ હોય છે, અને અન્તિમ સ્થિતિઓમાં સ્પર્ધકો ઘણાં હોય છે,

૧ અહિં "વિશેષાધિકતા" તે અનુભાગ વિભાગ રૂપ વર્ગણાઓનાં સંબંધમાં છે.

૨ અહિં દ્વિગુણ વૃદ્ધિ વા હાની તે સ્નેહપ્રત્યય સ્પર્ધકની પ્રરૂપણામાં દર્શાવ્યા પ્રમાણે અસંખ લોગે દુગુણ હીણા, વચનવત્ અસંખ્ય લોક અંતરે સંભવે છે.

૩ "સ્નેહ પ્રત્યયસ્પર્ધકના અનુભાગની" એ વાક્યનો પરમાર્થ સમજાયો નથી.

૪ અત્રે પણ સ્થિતિલતામાંની જ પ્રથમ સ્થિતિઓ અને અન્તિમ સ્થિતિઓ ગ્રહણ કરવી સંભવે છે.

૫ અલ્પ સ્થિતિયુક્ત પુદ્ગલોમાં રસપણ અલ્પ હોય છે, એવો સામાન્ય નિયમ હોવાથી આ નિયમ પણ આ લતા સ્થિતિઓમાં જ સંભવે છે. પરન્તુ સ્થિતિસ્થાનોમાં નહિ.

તેથી સ્પર્ધકોની સંખ્યાપેક્ષાએ તો બન્નેમાં તુલ્ય નિક્ષેપ જ હોય છે; એ પ્રમાણે અતીત્થાપનામાં અને ઉદ્વર્તનનિક્ષેપમાં પણ જાણવું. પુનઃ ગાથામાં જે कमसो ( =અનુક્રમે ) એ પદ કહ્યું છે તે સંપૂર્ણ ગાથામાં યોજવું. (માત્ર जहन्ननिक्खेवो સુધીજ યોજવું એમ નહિ).

તેથી ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એ બન્નેની નિર્વ્યાઘાતે [1]અતીત્થાપના અનંતગુણી છે, અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે.

તેથી એક વર્ગણાવડે એટલે એક સમયમાત્ર સ્થિતિગત સ્પર્ધકના સમુદાય વડે હીન જે આ ઉ૦ અનુભાગ કંડક પ્રમાણ વ્યાઘાત સંભાવી અતીત્થાપના તે અનંતગુણ છે.

તેથી ઉદ્વર્તના અને અપવર્તનાનો ઉ૦ નિક્ષેપ વિશેષાધિક છે, તે સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે.

તેથી પણ ससंतबंधो य सविसेसो=પૂર્વબદ્ધ ઉ૦ સ્થિતિ ગતાનુભાગસહિત ઉત્કૃષ્ટ સ્થિતિનો અનુભાગબન્ધ વિશેષાધિક છે.

હવે ઉદ્વર્ત્તના અને અપવર્ત્તનામાં કાળનો વિષય અને વિષયનો નિયમ પ્રતિપાદન કરે છે.

आ बंधा उक्कड्ढइ, सव्वहितोकड्ढणा ठिइरसाणं
किट्टीवज्जे उभयं, किट्टिसु ओवट्टणा नवरं(एका)॥१०॥

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ—आ बन्धात्=જેટલા કાળ સુધી કર્મબન્ધ પ્રવર્તે છે તેટલા કાળ સુધી ( પૂર્વબદ્ધકર્મની ) ઉદ્વર્તના પ્રવર્તે છે, અર્થાત આગળ ( એટલે બંધકાળવર્જીને શેષકાળમાં ) પ્રવર્તે નહિ—તથા

---

૧ " અતીત્થાપના " માત્ર કહેવાથી પણ અતીત્થાપનાગત સ્પર્ધકો જાણવાં.

સર્વત્ર એટલે બન્ધકાળે અથવા અબંધકાળે પણ સ્થિતિ અને રસની અપવર્ત્તના પ્રવર્તે છે. એ કાળનિયમ દર્શાવ્યો. (इति कालनियमः)

અથવા આ बन्धात् એટલે જેટલા પ્રમાણનો સ્થિતિબન્ધ તેટલા પ્રમાણના સ્થિતિસત્તાવાળા કર્મની સ્થિત્યુદ્વર્તના અને અનુભાગોદ્વર્તના પ્રવર્તે છે, તેથી અધિક સ્થિતિસત્તાવાળા કર્મની સ્થિત્યનુભાગોદ્વર્તના પ્રવર્તે નહિં.[1]—અને અપવર્ત્તના તો પુનઃ બંધ પ્રમાણથી [2]હીન વા અધિક સ્થિતિની અને અનુભાગની પણ પ્રવર્તે. તથા જે કિટ્ટિકૃત દલિક છે તે વર્જીને શેષ અકિટ્ટિકૃત કર્મદલિકની ઉદ્વર્ત્તના અપવર્ત્તના પ્રવર્તે છે, અને કિટ્ટિકૃત

---

૧ ભાવાર્થ એ છે કે બધ્યમાન પ્રકૃતિલતા જેટલા સ્થિતિબંધ વાળી બંધાય છે તેટલી સ્થિતિસત્તાવાળી પૂર્વબધ્ધ પ્રકૃતિલતા તે બધ્યમાનમાં ઉદ્વર્તાય છે, અર્થાત્ બધ્યમાન સ્થિતિબંધથી અધિક સ્થિતિસત્તાવાળી પ્રકૃતિની ઉદ્વર્ત્તના તે ન્યૂન બધ્યમાન સ્થિતિબંધવાળી પ્રકૃતિમાં થતી નથી. પરન્તુ પોતાનાથી અધિક સ્થિતિબંધે બંધાતી અન્ય લતામાં થાય છે.

૨. બંધ સમયે જે સ્થિતિલતાની ઉદ્વર્તના થઇને પુનઃ અપવર્તના થાય તો તે ઉદ્વર્તિત સ્થિતિલતામાં બંધસ્થિતિની અપેક્ષાએ હીન, તુલ્ય, અને અધિક એમ ત્રણે પ્રકારની સ્થિતિયો છે ને તે ત્રણે સ્થિતિયો અપવર્તના સાધ્ય સંભવે છે.

પુનઃ કદાચ ઉદ્વર્તના ન થઇ હોય તો બંધ તુલ્ય અને બંધથી હીન એ બે સ્થિતિયોનીજ અપવર્તના થાય છે. કારણકે અત્રે બંધથી અધિક સ્થિતિનો અભાવ છે.

આ ઉદ્વર્ત્તના અપવર્ત્તના સંબંધિ ફુટનોટ બનતા પ્રયત્ને બહુ વિચારીને લખી છે છતાં વિષય અતિ ગહન હોવાથી મતિ દોષથી વા દૃષ્ટિદોષથી કદાચ ભૂલચૂક રહી હોય તો સુજ્ઞ વર્ગ સુધારી વાંચશે.

દલિકની તો માત્ર અપવર્ત્તનાજ પ્રવર્તે છે; પરન્તુ ઉદ્વર્ત્તના નહિં.
( इतिविषयनियमः )

॥ इति उद्वर्तना अने अपवर्तना करण ॥

इतिश्री मलयगिरिविरचितकर्मप्रकृतिटीकायां जैनाचार्य श्रीमद्
बुद्धिसागरसूरि प्रसादेन पं. चंदुलाल कृतोद्वर्त्तनाऽपवर्त्तना
ख्यकरणद्वयस्य गुर्जरभाषांतरं समाप्तम

# ॥ अथ उदीरणाकरण ॥



એ પ્રમાણે ઉદ્વર્ત્તના અને અપવર્ત્તનાકરણ કહીને હવે ઉદ્દેશના અનુક્રમ પ્રમાણે उदीरणाकरण કહેવાય છે. તેમાં લક્ષણ, ભેદ, સાદ્યાદિ પ્રરૂ૦, સ્વામિત્વ, ઉદીરણાસ્થાન, ને સ્થાન સ્વામી એ ૬ અનુયોગ છે, તેમાં પ્રથમ लक्षण અને भेद એ બે અનુયોગની પ્રરૂપણા કરે છે,

**जं करणेणो कड्ढिय, उदए दिज्जइ उदीरणा एसा**
**पगइ ठिइ अणुभाग, प्पएस मुलूत्तर विभागा॥१॥**

ગાથાર્થ:—આત્માના યોગસંજ્ઞક વિર્યવડે જે દલિકને ઉદયાવલિકામાં પ્રક્ષેપીયે તે ઉદીરણા, પ્રકૃતિ–સ્થિતિ–રસ–ને પ્રદેશ એ ચાર વિભાગવાળી છે. પુનઃ એ ૪ વિભાગો પણ મૂળ પ્રકૃતિ વિષયિક અને ઉત્તર પ્રકૃતિ વિષયિક એમ બે બે ભેદવાળા છે.

ટીકાર્થ—આ ગાથાના પૂર્વાર્ધમાં લક્ષણ અને ઉત્તરાર્ધમાં ભેદ એ બે અનુયોગ કહ્યા છે–ત્યાં પરમાણુરૂપ દલિકને જે કરણવડે એટલે કષાય સહિત વા કષાય રહીત એવા યોગસંજ્ઞક વીર્યવડે ઉદયાવલિકાથી બહારની સ્થિતિયોમાંથી આકર્ષી આકર્ષીને ઉદયાવલિકામાં પ્રક્ષેપીયે તે આ उदीरणा કહેવાય છે. કહ્યું છે કે—

" उदयावलिवाहिरिल्लठिइहिंतो कसायसहिएणं असहिएण वा जोगसन्नेण करणेणं दलियमाकड्ढिय उदयावलियाए पवेसणं उदीरणा, " इति

તે ઉદીરણા કેવી છે તે કહે છે—प्रकृतिस्थितित्यनुभाग प्रदेशमूलोत्तरविभागा= પ્રકૃતિ સ્થિતિ, અનુભાગ, પ્રદેશ એ ૪ વડે, અને મૂળપ્રકૃતિ અને ઉત્તર પ્રકૃતિવડે જેનો વિભાગ એટલે ભેદ છે તે પ્રકૃત્યાદિ ભેદવાળી કહેવાય. તાત્પર્ય એ છે કે-પ્રકૃતિ ઉદીરણા-સ્થિતિ ઉદીરણા-અનુભાગ ઉદીરણા-અને પ્રદેશ ઉદીરણા, એ ચારે પણ મૂળ પ્રકૃતિ વિષયિક અને ઉત્તર પ્રકૃતિ વિષયિક એમ બે બે પ્રકારની છે. ત્યાં મૂળ પ્રકૃતિની ઉદીરણા ૮ પ્રકારે છે અને ઉત્તર પ્રકૃતિની ઉદીરણા ૧૫૮ પ્રકારે છે.

॥ હવે મૂળ પ્રકૃતિયોમાં साद्यादिप्ररूपणा કહેવાય છે॥

એ પ્રમાણે લક્ષણાનુયોગ અને ભેદાનુયોગ કહીને હવે साद्यादिप्ररूपणा કહેવાય છે તે મૂળપ્રકૃતિ સંબંધી=અને ઉત્તર પ્રકૃતિ સંબંધી એમ ૨, તેમાં પ્રથમ मूळप्रकृति संबंधी साद्यादि-प्ररूपणा કહેવાય છે.

**मूलपगईसु पंचन्ह, तिहा दोन्हं चउव्विहा होइ**
**आउस्स साइ अधुवा, दसुत्तरस उत्तरासिं पि ॥२॥**

ગાથાર્થ:—૫ મૂળ પ્રકૃતિની ઉદીરણા ૩ પ્રકારે—૨ મૂળ પ્રકૃતિની ઉદી૦ ૪ પ્રકારે—આયુષ્યની ઉદી૦ સાદિ, અધ્રુવ, અને ૧૧૦ ઉત્તરપ્રકૃતિની ઉદી૦ પણ સાદિ, અધ્રુવ, છે.

ટીકાર્થ:—મૂળ પ્રકૃતિયોમાં ज्ञाना०-दर्शना०-नाम०-गोत्र० अन्त० એ ૫ પ્રકૃતિયોની ઉદીરણા અનાદિ, ધ્રુવ, અને અધ્રુવ એમ ૩ પ્રકારે છે. તે આ પ્રમાણે—જ્યાં સુધી ક્ષીણમોહ ગુણસ્થાનની સમયાધિકાવલિકા શેષ રહે ત્યાંસુધી જ્ઞાના૦ દર્શ૦ ને અન્તરાયની ઉદીરણા અવશ્ય પ્રવર્તે છે, અને નામ ગોત્રની ઉદીરણા સયોગી

ગુણસ્થાનના અન્ત્યસમયસુધી પ્રવર્તે છે તેથી એ ૫ કર્મની ઉદીરણા અભવ્યને અનાદિ-ધ્રુવ અને ભવ્યને અનાદિ-અધ્રુવ હોય છે.

તથા વેદનીયની અને મોહનીયની ઉદીરણા સાદી, અનાદિ, ધ્રુવ, અને અધ્રુવ એમ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—વેદનીયની ઉદીરણા પ્રમત્તગુણસ્થાન સુધીજ હોય છે પરન્તુ આગળ નહિં, અને મોહનીયની ઉદીરણા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક સુધીજ હોય છે આગળ નહિ. તે કારણથી અપ્રમત્તાદિ ગુણસ્થાનકથી પડતા જીવને વેદનીયની અને ઉપશાન્તમોહથી પડતા જીવને મોહનીયની ઉદીરણા સાદિ હોય છે. તે સ્થાનને નહિ પામેલા જીવને અનાદિ, અભવ્યને ધ્રુવ, અને ભવ્યને અધ્રુવ હોય છે.

પુનઃ આયુષ્યની ઉદીરણા તો સાદિ, અધ્રવજ હોય છે. તે આ પ્રમાણે—આયુષ્યની અન્ત્ય આવલિકા વર્તતે છતે ઉદીરણા અવશ્ય ન હોય તેથી અધ્રુવ, પુનઃ પરભવમાં ઉત્પન્ન થતાં પ્રથમ સમયે પ્રવર્તે તેથી સાદિ, એ પ્રમાણે મૂળ પ્રકૃતિયોમાં સાદ્યાદિપ્રરૂપણા કહી । इतिमूलप्रकृत्युदीरणायां साद्यादिप्ररूपणा।

। હવે उत्तर प्रकृतियोमां साद्यादि प्ररू० કહેવાય છે ।

दसुत्तर सउत्तरासिं पि ( આ વાક્ય સાથે પૂર્વોક્ત साइ अधुवा એ પદ પણ જોડવાનું છે )–૫ જ્ઞાના૦–૪ દર્શના૦–મિથ્યા૦ તૈજ૦ ૭–વર્ણાદિ ૨૦–સ્થિર–અસ્થિર–શુભ–અશુભ–અગુ૦–નિર્માણ અન્ત૦ ૫–એ ૪૮ પ્રકૃતિયો વિના શેષ સર્વ ૧૧૦ उत्तर प्रकृतियो ની ઉદીરણા સાદિ, અધ્રુવ છે અને એ પ્રકૃતિયોની સાદિ અધ્રુવતા તે અધ્રવોદયિપણાથીજ સ્વતઃસિદ્ધ છે.

**मिच्छत्तस्स चउद्धा, तिहा य आवरण विग्घ चउदसगे**
**थिर सुभ सेयर उवघा–य वज्ज धुवबंधि नामे य ॥३॥**

ગાથાર્થ—મિથ્યાત્વની ઉદીરણા ૪ પ્રકારે–૯ આવ૦–૫ વિઘ્ન એ ૧૪ પ્રકૃતિની ઉદીરણા તથા સ્થિર, અસ્થિર, શુભ, અશુભ ને ઉપઘાત સિવાયની અને તૈજ૦ ૭–અગુ૦–વર્ણાદિ ૨૦–નિર્માણ એ ધ્રુવબંધિ નામની પ્રકૃતિયોની ઉદીરણા ૩ પ્રકારે છે.

ટીકાર્થ—મિથ્યાત્વની ઉદીરણા ૪ પ્રકારે છે તે આ પ્રમાણે સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ. ત્યાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા જીવને મિથ્યાત્વોદયનો અભાવ હોવાથી મિથ્યાત્વની ઉદી૦ ન થાય, અને સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વે જતાં પુનઃ ઉદીરણા પ્રવર્તે માટે સાદિ તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવને अनादि અભવ્યને ધ્રુવ અને ભવ્યને अध्रुव છે.

તથા ૫ ज्ञानावरण– ૪ दर्शनावरण–ने ५ अन्तराय એ ૧૪ પ્રકૃતિયોની ઉદીરણા અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ, એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે–એ પ્રકૃતિયો ધ્રુવોદયી હોવાથી अनादि ઉદીરણા, અભવ્યની અપેક્ષાએ ध्रुव, અને ભવ્યની અપેક્ષાએ अध्रुव છે, કારણ કે ક્ષીણમોહ ગુણસ્થાનકની એક આવલિકા શેષ રહે ત્યારે એ ૧૪ નો વિચ્છેદ થાય છે.

તથા પ્રતિપક્ષ પ્રકૃતિયો જે અસ્થિર અને અશુભ તે સહિત સ્થિર અને શુભ એ ૪ નો તથા ઉપઘાત વિના શેષ અધ્રુવબંધિ તૈજ૦ ૭–વર્ણાદિ ૨૦–અગુ૦–નિર્માણ એ સર્વ સંખ્યાએ ૩૩ प्रकृतिओनी ઉદીરણા અનાદિ, ધ્રુવ, અને અધ્રુવ એમ ૩ પ્રકારે છે. ત્યાં ધ્રુવોદયિ હોવાથી अनादि અભવ્યને ધ્રુવ, અને સયોગિ કેવલીના અન્ત્ય સમયે ઉદય વિચ્છેદ થવાથી ભવ્ય જીવોને अध्रुव છે. અને શેષ ૧૧૦ અધ્રુવોદયિની ઉદીરણા તો આ વોદય-પણાથીજ સાદિ અધ્રુવ પ્રથમ કહેલી છે. इत्युत्तरप्रकृत्युदीरणायां साद्यादि प्ररूपणा ॥

એ પ્રમાણે સાદ્યાદિપ્રરૂપણા કરીને હવે मूलप्रकृतिनी उदीरणाना स्वामि કહે છે.

**घाईणं छउमत्था, उदीरगा रागिणो य मोहस्स**
**तइयाऊण पमत्ता, जोगंता उ त्ति दोण्हं च ॥४॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—જ્ઞાનાવરણ–દર્શનાવરણ–અને અન્તરાય એ ૩ ઘાતિ પ્રકૃતિની ઉદીરણાના સ્વામિ ક્ષીણમોહ સુધીના સર્વ છદ્મસ્થ જીવો છે:–તથા સૂક્ષ્મ સંપરાય સુધીના સરાગીજીવો મોહનીયના ઉદીરક જાણવા. તથા પ્રમત્તગુણસ્થાનક સુધીના સર્વે જીવો તૃતીયવેદનીયના અને આયુષ્યના ઉદીરક જાણવા. (માત્ર આયુષ્યના ઉદીરક અન્ત્યાવલિકાવર્તતાં ન હોય) તથા નામ અને ગોત્ર એ બેના ઉદીરક સયોગીકેવલિગુણસ્થાન સુધીના સર્વે જીવો જાણવા. (ગાથામાં त्ति=ઇતિ એ શબ્દ ભિન્નક્રમરૂપ હોવાથી ગાથાને અન્તે યોજવો અને તે મૂળપ્રકૃતિની ઉદીરણાની પરિસમાપ્તિને સૂચવનારો જાણવો).

એ પ્રમાણે મૂળપ્રકૃતિના ઉદીરક કહીને હવે उत्तरप्रकृतियोना उदीरक કહે છે.

**विग्घावरणधुवाणं, छउमत्था जोगिणो उ धुवगाणं**
**उवघायस्स तणुत्था, तणुकिट्टीणं तणुगरागा ॥५॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—૫ અન્તરાય–૫ જ્ઞાનાવરણ–૪ દર્શનાવરણ એ ૧૪ ધ્રુવોદયિપ્રકૃતિયોના ઉદીરક સર્વે છદ્મસ્થ જીવ જાણવા. તથા તૈ૦૭–વર્ણાદી ૨૦–સ્થિર–અસ્થિર–શુભ–અશુભ–અગુ૦–નિર્માણ–એ

૩૭ ધ્રુવોદયિનામપ્રકૃતિયોના ઉદીરક સયોગી કેવલિ પર્યન્તના સયોગી જીવો છે. તથા ઉપઘાત નામના ઉદીરક શરીરસ્થ એટલે શરીર-પર્યાપ્તિવડે પર્યાપ્ત જીવો છે. તથા तनुकिट्टि = લોભની સૂક્ષ્મકિટ્ટીના ઉદીરક સંક્ષ્મ સંપરાયની ઉપાન્ત્યાવલિકાપર્યન્તના સૂક્ષ્મસરાયી જીવો જાણવા.

**तस बायर पज्जत्तग, सेयर गइ जाइ दिट्ठि वेयाणं**
**आउण य तन्नामा, पत्तेगियरस्स उ तणुत्था ॥६॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—સ્થાવરત્રિકરૂપ પ્રતિપક્ષ પ્રકૃતિ સહિત ત્રસત્રિક ના (ત્રસ, બાદર, પર્યાપ્તના,) તથા ૪ ગતિના—૫ જાતિના—મિથ્યાદર્શનાદિ ૩ દર્શન મોહનીયના—નપુંસક વેદાદિ ૩ વેદના—અને ૪ આયુષ્યના—એ સર્વ સંખ્યાએ ૨૫ પ્રકૃતિયોના ઉદીરક યથા યોગ્યપણે તે તે પ્રકૃતિના ઉદયવાળા જાણવા. તે આ પ્રમાણે—ત્રસ નામ કર્મના ઉદીરક ત્રસજીવો તે પુનઃ [1]શરીરમાં અને અપાન્તરાલગતિમાં વર્તતા જીવો ઉદીરક જાણવા, એ પ્રમાણે સર્વ જીવોમાં વિચારવું. તથા પ્રત્યેક નામ અને પ્રતિપક્ષી સાધારણ નામના ઉદીરક શરીર પર્યાપ્તિવડે [2]અપર્યાપ્ત થયેલા (શરીરસ્થ) પ્રત્યેક શરીરી અને સાધારણ શરીરી જીવો સર્વે ઉદીરક જાણવા.

---

૧ ઉત્પન્નથતાં મિશ્રયોગે.

૨ શ્રી. મલયગિરિજીકૃત પંચસંગ્રહની ટીકામાં પણ આ સ્થળે શરીર पर्याप्त्या पर्याप्ता વાક્ય છે તેથી "શરીર પર્યાપ્તિવડે પર્યાપ્ત" એવો અર્થ પણ થાય પરન્તુ એ અર્થ ઉદીરણાના ભાંગાઓ સાથે બહુ વિરોધવાળો થાય છે, માટે અત્રે પ્ત્યા માંથી અ લઈને "અપર્યાપ્ત" એવો અર્થ કર્યો છે એજ પ્રમાણે સંસ્થાન—સંઘયણ—ઉપઘાત—પ્રત્યેક—સાધારણ વગેરેમાં પણ જાણવું.

आहारग नरतिरिया, शरीरदुगवेयए पमोत्तूणं
ओरालाए एवं, तदुवंगाए तसजियाओ ॥ ७ ॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—ઓજ-લોમ-અને પ્રક્ષેપ એ ૩ માંના કોઇપણ આહારને ગ્રહણ કરતા ( આહારક ) જે મનુષ્ય અને તિર્યંચો છે તે औदारिक શરીર નામકર્મના અને ઉપલક્ષણથી औदा० बंधन અને એક औदा० संघातनना પણ ઉદીરક છે. તે શું સર્વે આહારક મનુષ્ય તિર્યંચો ઉદીરક છે ? નહિ, બે શરીરના વેદક જીવોને વર્જીને એટલે આહારક અને વૈક્રિય એ શરીર વાળા જીવોને વર્જીને, શેષ નર તિર્યંચો ઉદીરક છે. કારણ કે આહારક અને વૈક્રિયોદયવાળા જીવોને ઔદારિકનામનો ઉદય વર્તતો નથી તો ઔદારિકના ઉદીરક કેમ હોય ? તથા એ પૂર્વોક્ત પ્રકારે तदुवंगाए=औदा० अंगोपांग નામ કર્મના ઉદીરક પણ જાણવા, અને તે કેવલ ત્રસકાયિક જીવોજ જાણવા પરન્તુ સ્થાવર નહિ, કારણ કે સ્થાવરને અંગોપાંગ નામના ઉદયનો અભાવ છે.

वेउव्विगाए सुर ने-रइया आहारगा नरो तिरिओ
सन्नि बायरपवणो, य लद्धिपज्जतगो होज्जा ॥८॥

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ—વૈક્રિય શરીર નામના (ઉપલક્ષણથી ૪ वै. बन्धन અને ૧ वै० संघातनना પણ ) ઉદીરક દેવ અને નારકજીવો છે. તે પણ ઓજ વા લોમાહારમાંથી કોઇ પણ એક આહારને ગ્રહણ કરતા દેવ નારકો જાણવા. પુનઃ જે વૈક્રિય લબ્ધિવંત સંજ્ઞી મનુષ્ય વા તિર્યંચ અને જે દુર્ભગનામોદયવાળો લબ્ધિ પર્યાપ્ત એટલે ઔદા-

રિક શરીર લબ્ધિ વડે પર્યાપ્ત થયેલો તે સર્વે પણ વૈક્રિય નામના ઉદીરક જાણવા. (વૈક્રિય વિકુર્વણાકાળે)

वेउव्विउवंगाए, तणुतुल्ला पवण बायरं हिच्चा
आहारगाए विरओ, विउव्वयंतो पमत्तो य ॥९॥

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ—વૈક્રિયાંગોપાંગ નામના ઉદીરક વૈક્રિય શરીર તુલ્ય જાણવા, અર્થાત્ પૂર્વે જે વૈક્રિય શરીરના ઉદીરક કહ્યા તે વૈક્રિય અંગોપાંગના પણ ઉદીરક જાણવા. પરંતુ તેમાં પણ બાદર પવનને વર્જીને શેષ જીવો જાણવા સર્વે નહિ. તથા આહારક શરીરને રચતા પ્રમાદભાવને પામેલા સર્વ વિરતવંત મુની તે [1]આહારક શરીર નામના ઉદીરક જાણવા.

छण्हं संठाणाणं,–संघयणाणं च सगलतिरियनरा
देहत्था पज्जत्ता,–उत्तमसंघयणिणो सेढी ॥ १० ॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—શરીરસ્થ એટલે શરીર નામકર્મોદયમાં વર્તતા (શરીર અપર્યાપ્તા) લબ્ધિ પર્યાપ્તા સર્વે પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો ૬ સંસ્થાનના અને ૬ સંઘયણના ઉદીરક છે. અહિં ઉદય પ્રાપ્ત કર્મોનીજ ઉદીરણા હોય છે અન્યની નહિ, તેથી જ્યારે જે

૧ આ સ્થળે શ્રી ગ્રંથકારે આહારકબંધન ચતુષ્કની અને આહારક સંધાતન અને આહારક ઉપાંગના ઉદીરકની વિવક્ષા કરી નથી પરન્તુ એ આહારક ૭કના ઉદીરક જીવો પણ આહારક શરીર તુલ્યજ જાણવા. (ઔદારિક અને વૈક્રિય પ્રસંગે બંધન સંધાતનની વિવક્ષા કરી અને અત્રે ન કરી તેમાં અવિવક્ષા એજ હેતુ છે.)

સંસ્થાન વા સંઘયણ ઉદયં પ્રાપ્ત હોય છે તે અવસરે તે સંઘયણ વા સંસ્થાન ઉદીરાય છે અન્યકાળે નહિ એમ જાણવું.-તથા ઉત્તમ સંઘયણીને એટલે વજ્રઋષભનારાચ સંઘયણવાળા જીવને ક્ષપક શ્રેણિ હોય છે, પરન્તુ શેષ સંઘયણવાળા જીવને ક્ષપક શ્રેણિ ન હોય તેથી ક્ષપક શ્રેણિવંત જીવો માત્ર વજ્રઋષભનારાચ સંઘયણનીજ ઉદીરણા કરે છે, શેષ સંઘયણની ઉદીરણા કરે નહિ. કારણ કે શેષ સંઘયણના ઉદયનોજ અભાવ છે.

**चउरंसस्स तणुत्था, उत्तरतणु सगलभोगभूमिगया**
**देवा इयरे हुंडा, तसातिरियनरा य सेवट्टा (छेवट्ठा)**
**॥ ११ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

**ટીકાર્થ**:—આહારક અને ઉત્તર વૈક્રિય શરીરવાળા શરીરસ્થ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય તે સમચતુરસ્ર સંસ્થાનનાજ ઉદીરક જાણવા. તથા યુગલિકતિર્યંચ મનુષ્યો અને દેવોપણ સમચ૦સંસ્થાનના ઉદીરક જાણવા.-તથા પૂર્વે કહ્યા તે સિવાયના બીજા એકેન્દ્રિય-વિકલેન્દ્રિય-નારક-અને અપર્યાપ્ત પંચેન્દ્રિયતિર્યંચ મનુષ્યો એ સર્વે પણ શરીરસ્થ હોતે હુંડક સંસ્થાનના ઉદીરક જાણવા. तस तिरियनराय सेवट्टा આ વાક્યમાં પણ देवाइयरेમાંનો इयरे શબ્દનું સંયોજન કરતાં પૂર્વે કહ્યા તે સિવાયના બીજા ત્રસ જીવો જે દ્વીન્દ્રિયાદિ અને પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્યો સેવાર્ત્ત સંહાયણનામકર્મના ઉદયવાળા હોય ( સેવાર્ત સંઘયણ સહિત હોય ) તે સેવાર્ત સંઘયણ ઉદીરક જાણવા.

**संघयणाणि व उत्तर तणूसु तन्नामगा भवंतरगा**
**अणुपुव्वीणं परघा—यस्स उ देहेण पज्जत्ता ॥ १२ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—વૈક્રિય અને આહારક રૂપ ઉત્તર શરીરોમાં સંઘયણ હોય નહિ અર્થાત્ ૬ સંઘયણમાંનું કોઇપણ સંઘયણ હોય નહિ. તે કારણથી ઉત્તર શરીરી જીવો એકપણ સંઘયણના ઉદીરક હોતા નથી. તથા તે આનુપૂર્વીપૂર્વક નારકાદિ નામવાળા ભવાન્તરાલગતિમાં વર્તતા [1]જીવો નરકાનુપૂર્વ્યાદિ ૪ આનુપૂર્વીના ઉદીરક જાણવા. તે આ પ્રમાણે—ભવાપાન્તરાલગતિમાં વર્તતા નારક જીવો नरकानुपुर्वीना ઉદીરક છે, અને અપાન્તરાલગતિમાં વર્તતા તિર્યંચ જીવો तिर्यगानु પૂર્વીના ઉદીરક છે. એ પ્રમાણે नरानुपू० અને देवानुपू० માં પણ કહેવું તથા શરીર પર્યાપ્તિથી [2]પર્યાપ્તા સર્વે જીવો पराघात નામના ઉદીરક જાણવા.

**बायरपुढवी आया—वस्स य वज्जित्तु सुहुमसुहुमतसे**
**उज्जोयस्स य तिरिओ, उत्तर देहो य देव जइ॥१३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—आतपनामના ઉદીરક બાદર પૃથ્વીકાયિક જીવો છે: ગાથામાં य-કાર તે અનુક્તાર્થસૂચક હોવાથી બાદર પૃથ્વીકાયિક પર્યાપ્ત જીવો જાણવા. તથા સૂક્ષ્મ એકેન્દ્રિય તથા તેઉકાય અને વાયુકાય રૂપ સૂક્ષ્મત્રસ જીવોને વર્જીને શેષ પૃથ્વી, અપ્, વનસ્પતિ,

---

૧ વિગ્રહગતિમાન ઇતિ સર્વત્ર શેષ:

૨ આ અર્થ ભાંગા સાથે મળતો આવે છે પરંતુ પંચસંગ્રહમાં उवघायं साहा—रणं च इयरं तणुए पज्जत. એવો પાઠ હોવાથી ઉપઘાત પરાઘાતનો ઉદીરક એકજ કહ્યો. અનેક સ્થાને ઉપઘાતના ઉદીરક શરીર અપર્યાપ્તા કહ્યા છે ને પરાઘાતના ઉદીરક તો શરીર પર્યાપ્તજ કહ્યા છે માટે પંચસંગ્રહોક્ત ઉપઘાત પરાઘાતોદીરણાસ્વામિત્વ વિચારવા યોગ્ય છે.

દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિંદ્રિય, અને પંચેન્દ્રિય તિર્યંચો જે લબ્ધિપર્યાપ્ત છે તે સર્વ યથાયોગપણે ઉદ્યોતનામના ઉદીરક જાણવા. તથા ઉત્તરશરીરના એટલે વૈક્રિય અને આહારકના ઉદીરક યથાયોગપણે વૈક્રિયમાં અને આહારક દેહમાં [1]વર્તતા (અનુક્રમે) દેવ અને યતિ જાણવા.

**सगलो य इट्ठखगई, उत्तरतणु देवभोगभूमिगया।**
**इट्ठसराए तसो वि य, इयरासि तसा सनेरइया ॥१४॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થઃ**—શરીર પર્યાપ્તિથી પર્યાપ્ત, અને શુભવિહાયોગતિના ઉદયમાં વર્તતા સર્વ પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યો, તથા વૈક્રિય શરીરરૂપ ઉત્તરદેહમાં વર્તતા સર્વ તિર્યંચ વા મનુષ્યો, તથા સર્વે દેવ અને સર્વ યુગલિકો તે शुभविहायोगति નામકર્મના ઉદીરક જાણવા તથા દ્વીન્દ્રિયાદિ ત્રસજીવો અને ગાથોક્ત " अवि = अपि " શબ્દથી પૂર્વે કહેલાં પંચેન્દ્રિયતિર્યંચાદિ ભાષાપર્યાપ્તિથી પર્યાપ્ત થયા હોય તે યથાસંભવપણે सुस्वरनाम કર્મના ઉદીરક જાણવા. તથા નારક સહિત વિકલેન્દ્રિયો અને યથાયોગપણે કેટલાએક પંચેન્દ્રિયતિર્યંચ મનુષ્યો પણ ઇતર જે अशुभविहायोगति અને दुःस्वरनाम કર્મના ઉદીરક જાણવા.

**उस्सासस्स सराण य, पज्जत्ता आणपाणभासासु।**
**सव्वन्नूणुस्सासो, भासा वि य जा न रुज्झंति॥१५॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

---

૧ ઉત્તર શરીરપર્યાપ્તિએ અપર્યાપ્ત.

**ટીકાર્થઃ**—ગાથામાં કહેલા उस्सास અને सराण એ બે પદોને અનુક્રમે आणपाण અને भासासु એ બે પદ સાથે જોડીને અર્થ કરવો તે આ પ્રમાણે—उस्सासनामના ઉદીરક ઉશ્વાસપર્યાપ્તિથી પર્યાપ્ત થયેલા સર્વે જીવો જાણવા, તથા सराण य ( સ્વર બે હોવાથી દ્વિવચનનો પ્રયોગ જોઈએ છતાં અત્રે પ્રાકૃતભાષાને લઇને બહુ વચનનો પ્રયોગ કરેલો છે તેથી ) सुस्वर અને दुःस्वर નામકર્મના ઉદીરક પૂર્વે કહેલા સર્વે જીવો ભાષાપર્યાપ્તિથી પર્યાપ્ત થયેલા હોય તે જાણુવા. જો કે બન્ને સ્વરના ઉદીરક પૂર્વે કહ્યા છે તોપણ તે " ભાષા પર્યાપ્તિએ પર્યાપ્ત જીવોજ ઉદીરક જાણુવા " એમ વિશેષતા દર્શાવવાને અર્થેજ પુનઃ બીજીવાર સ્વરના ઉદીરક સ્વામિ અત્રે કહ્યા છે. તથા શ્રી સર્વજ્ઞે જ્યાંસુધી ઉચ્છવાસ ને ભાષાનો નિરોધ નથી કર્યો ત્યાં સુધી ભાષા ને ઉચ્છવાસની ઉદીરણા પ્રવર્તે છે, અને તે બેનો નિરોધ થયા બાદ ઉદયના અભાવે ઉદીરણા પણ થતી નથી.

**देवो सुभगाएज्जाण, गप्भवक्कंतिओ अ कित्तीए**
**पज्जत्तो वज्जित्ता, ससुहुम नेरइय सुहुमतसे ॥१६॥**

**ગાથાર્થઃ**—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થઃ**—ગાથામાં देवो [1] ઈત્યાદિ શબ્દમાં સમસ્ત જાતિપણાની અપેક્ષાએ એક વચનીય પ્રયોગ કરેલો છે તેથી અર્થ આ પ્રમાણે ( બહુ વચનીય ) છે કે-કેટલાએક દેવો અને કેટલાએક ગર્ભવ્યુત્ક્રાન્ત ( ગર્ભજ ) તિર્યંચ મનુષ્યો જે સુભગ અને આદેયનામકર્મના ઉદયવાળા છે તેજ सुभग અને आदेयના ઉદીરક છે. તથા સૂક્ષ્મએકેન્દ્રિય સહિત નારક અને સૂક્ષ્મત્રસ ( અગ્નિ-વાયુ ) જીવોને વર્જીને શેષ પર્યાપ્તનામોદયમાં વર્તતા સર્વ જીવો यशनामना ઉદીરક છે.

---

૧ देवो-गप्भवक्कंतिओ-पज्जत्तो એ ત્રણે પદ સ્વજાતીયસમુદાયપણાને અંગે એક વચનરૂપે કહ્યાં છે. પરન્તુ અર્થથી બહુવચન જાણવું.

**गोउत्तमस्स देवा, नरा य वइणो चउण्ह मियरासिं**
**तव्वइरित्ता तित्थग--रस्स उ सव्वन्नूयाए भवे ॥१७॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—સર્વે દેવો, કેટલાએક ઉચ્ચકુળમાં ઉત્પન્ન થએલા મનુષ્યો, તથા નીચ ગોત્રમાં ઉત્પન્ન થયા છતાં પણ જેમની દેહયષ્ટિકા (શરીરરૂપ લાકડી) પંચમહાવ્રતવડે અલંકૃત થયેલી છે તેવા વ્રતધારી મુનિરાજ તે **उच्चगोत्रना** ઉદીરક જાણવા. તથા દુર્ભગ-અનાદેય-અયશ-અને નીચ ગોત્ર એ ચાર પ્રકૃતિના ઉદીરક પૂર્વે કહ્યાથી બાકી રહેલા જાણવા. ત્યાં દુર્ભગ અને અનાદેયના ઉદીરક એકેન્દ્રિય-વિકલેન્દ્રિય-સમુ૦ તિર્યંચ-મનુષ્ય-અને નારકજીવો જાણવા, અયશના ઉદીરક સર્વે સૂક્ષ્મ-સર્વે નારક અને સર્વે અગ્નિ તથા વાયુ જીવો સર્વે અપર્યાપ્ત નામકર્મના ઉદયમાં વર્તનારા જાણવા અને નીચ ગોત્રના ઉદીરક તો સર્વે નારક-સર્વ તિર્યંચ-વિશિષ્ટકુળમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો-અને વ્રતધારી સિવાયના સર્વ મનુષ્યો જાણવા, અને તીર્થંકર નામના ઉદીરક સર્વજ્ઞ જીવો જાણવા, કારણ કે બીજા વખતમાં જીનનામના ઉદયનો અભાવ છે.

**इंदियपज्जत्तीए, दुसमयपज्जत्तगा उ पाउग्गा**
**निद्दापयलाणं खीण रागखवगे परिच्चज्ज ॥ १८ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

**ટીકાર્થ:**—ઇંદ્રિય પર્યાપ્તિએ પર્યાપ્ત થયા છતા જીવો દ્વિતીય સમયથી આરંભીને અર્થાત્ ઈન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ અનંતર સમયથી પ્રારંભીને જીવો નિદ્રા પ્રચલાની ઉદીરણા કરવાને યોગ્ય થાય છે તેમાં પણ સર્વ જીવો ઉદીરણા યોગ્ય હોય છે કે કેમ? તે કહે છે-ક્ષીણ મોહી અને ક્ષપક સિવાયના શેષ જીવો નિદ્રા અને

પ્રચલાની ઉદીરણા કરે છે. કારણ કે ઉદીરણા તે ઉદય છતેજ હોય. અન્યથા નહિ, અને ક્ષીણરાગી તથા ક્ષપક જીવને નિદ્રા અને પ્રચલાનો ઉદય સંભવે નહિ, ( निद्दादुगस्स उदओ-खीण खवगे परिवज्ज ઇતિવચનાત ) તેથી તે બે જીવો સિવાયના શેષ સર્વે પણ જીવો નિદ્રા અને પ્રચલાના ઉદીરક જાણવા.

निद्दानिद्दाईणं, असंखवासाउ मणुयतिरिया य
वेउव्वाहारतणू, वज्जित्ता अप्पमत्ते य ॥ १९ ॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—અસંખ્યવર્ષાયુષ્યવાળા ( યુગલિક ) મનુષ્ય અને તિર્યંચ, તથા વૈક્રિય અને આહારક શરીરવાળા તથા અપ્રમત્ત એ ૫ સિવાયના શેષ સર્વ જીવો निद्रानिद्रा-प्रचला प्रचला-ने थिणद्धि ના ઉદીરક જાણવા.

वेयणियाणपमत्ता, ते ते बंधंतगा कसायाणं
हासाईछक्कस्स य, अपुव्वकरणस्स चरमंते ॥ २० ॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—પ્રમત્ત[1] ગુણસ્થાનક પર્યન્તના સર્વ જીવો શાતા અને અશાતા રૂપ બે વેદનીયના ઉદીરક છે. તથા જે જે જીવો જે જે કષાયના બંધકછે, તેતે જીવો તે તે કષાયોના ઉદીરીક જાણવા કારણકે જે કષાયો વેદાય છે તેજ કષાયો બંધાય છે. " ( जे वेयइ ते बंध

[1] છપાયલી ટીકામાં प्रमत्ताप्रमत्तगुणस्थानकपर्यंता એ પાઠ લિખિત દોષ વા દૃષ્ટિદોષવાળો સંભવે છે, કારણ કે કોઇપણ ગ્રંથમાં અપ્રમત્ત મુનિઓ વેદનીયના ઉદીરક કહ્યા નથી.

इति वचनात्.") અને ઉદય છતેજ ઉદીરણા પ્રવર્તે છે, તેથી "ते ते वेयंतगाकसायाणं" એમ જે કહ્યું છે તે યુક્તજ છે.– ત્યાં મિથ્યાદૃષ્ટિ[1] અને સાસ્વાદનવર્તિ જીવો अनंतानुबंधिના ઉદીરક છે, કારણ કે એ જીવોને એ કષાયનું વેદવાપણું છે. તથા ચતુર્થ ગુણસ્થાનકપર્યન્તના જીવો अप्रत्याख्यानीના ઉદીરક છે, દેશવિરતિપર્યન્તના જીવો प्रत्याख्यानीના ઉદીરક છે, અને સ્વસ્વબંધ વ્યવચ્છેદથી અર્વાક્‌વર્તિ જીવો संज्वलन चतुष्क=સંજ્વ૦ ક્રોધ, માન, માયા, અને લોભના ઉદીરક છે. અને અપૂર્વ ગુણસ્થાનકપર્યન્તના જીવો हास्य छक्कના ઉદીરક છે.

**जावूण खणो पढमो, सुहरइहासाण मेव मियरासिं**
**देवा नेरइया वि य, भवट्ठिई के त्ति नेरइया ॥२१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—જ્યાં સુધી દેશૂણ પ્રથમ મૂહુર્ત (અંતમું૦) વર્તે છે, અર્થાત્ પ્રથમ અન્તર્મુહુર્ત વર્તે છે ત્યાં સુધી દેવો નિશ્ચયથી शाता-रति-અને हास्यના ઉદીરક જાણવા. ને અન્તર્મુહુર્ત બાદ અનિયમ જાણવો. અને એ પ્રમાણે પ્રથમ અન્તર્મુહુર્તપર્યન્ત નારક જીવો પણ અવશ્ય પ્રતિપક્ષી પ્રકૃતિયોના એટલે अशाता-अरति-અને शोकના ઉદીરક જાણવા. અને અન્તર્મુહુર્તબાદ તો જીનેશ્વરના

---

૧ ૨૪ મોહનીય સત્તાવાળો જીવ મિથ્યાત્વે આવે તેને પ્રથમાવલિકા માત્ર ઉદય વિનાજ અનંતાનુબંધિનો બંધ હોય છે, માટે "जे वेयइ स बंधइ" એ નિયમમાં એટલો અપવાદ છે, અને તે પ્રથમાવલિકામાં અનંતાનુબંધિની ઉદીરણા પણ હોય નહિ (ઉદયનો અભાવ હોવાથી), તથા અનંતાનુબંધિની પ્રથમ બંધાવલિકા અને અનંતાનુબંધિ રૂપે થયેલાં અપ્રત્યાખ્યાનાદિનાં સંક્રાન્ત પુદ્‌ગલોની સંક્રમાવલિકા પૂર્ણ થયે તે સંક્રાન્ત જલાત્મક અનંતાનુબંધિનો ઉદય-ઉદીરણા શરૂ થાય છે.

કેવલજ્ઞાન લાભાદિકના પ્રસંગે તો શાતાદિકના પણ ઉદીરક થાય છે. પુનઃ કેઇક નારક જીવો તો સંપૂર્ણ ભવસ્થિતિ સુધી એ ત્રણે પ્રકૃતિયોના ઉદીરક હોય છે. ॥ इति एकैकप्रकृत्युदीरणा स्वामिनः ॥

એ પ્રમાણે એકેક પ્રકૃતિના ઉદીરણા સ્વામિ કહીને હવે ઉદીરણાસ્થાનના સ્વામિ દર્શાવે છે.

**पंचण्हं च चउण्हं, ठिइए एक्काइ जा दसण्हं तु**
**तिगहीणाइ मोहे, मिच्छे सत्ताइ जाव दस ॥२३॥**

ગાથાર્થઃ—દર્શનાવરણીય કર્મમાં ૫ નું ને ૪ નું એ બે ઉદીરણા સ્થાન છે. તથા મોહનીય કર્મમાં ૩ ના સ્થાન વિના ૧ થી ૧૦ સુધીનાં નવ ઉદીરણાસ્થાન છે. તેમાં મિથ્યાત્વગુણસ્થાને ૭ થી ૧૦ પર્યન્તનાં ચાર ઉદીરણાસ્થાન છે.

ટીકાર્થઃ—દર્શનાવરણીય નામના દ્વિતીયકર્મમાં ૫ અથવા ૪ પ્રકૃતિયોની સમકાળે ઉદીરણા થાય છે, ત્યાં ૪ દર્શનાવરણ રૂપ ચાર પ્રકૃતિયોની ઉદીરણા છદ્મસ્થજીવોને અવશ્ય હોય છે, અને એ ચારમાં નિદ્રાપંચકમાંથી કોઇપણ એકનિદ્રાના પ્રક્ષેપથી સમકાળે ૫ ની ઉદીરણા પણ થાય છે.

તથા મોહનીયકર્મમાં ૩ ના સ્થાન સિવાય એકથી પ્રારંભીને દસ સુધીના ૧–૨–૪–૫–૬–૭–૮–૯–૧૦ એ નવસ્થાનોની ઉદીરણા હોય છે—હવે ઉદીરણા સ્થાનના સ્વામિ કહે છે.

॥ मिथ्यादृष्टिजीवने मोहनीयनां उदीरणा स्थान ॥

मिच्छे सत्ताइ जाव दस= મિથ્યાદૃષ્ટિજીવને ૭ થી માંડીને ૧૦ પર્યન્તનાં ૭–૮–૯–૧૦ એ ૪ ઉદીરણા સ્થાન છે. ત્યાં મિથ્યાત્વ, અપ્રત્યા૦–પ્રત્યા૦–સંજ્વલન એ ૩ ક્રોધ, વા માન, વા માયા, વા

લોભ એ સર્વ ત્રણ ત્રણ જાણવા કારણ કે એક ક્રોધ ઉદીરતાં સર્વ ક્રોધ ઉદીરાય, એ પ્રમાણે એક માન–માયા–વા લોભને ઉદીરતાં પણ સર્વે માનાદિ ઉદીરાય છે. પરન્તુ ક્રોધ, માન માયા લોભ એ ચારેની સમકાળે ઉદયાભાવથી ઉદીરણા ન હોય; પરન્તુ ત્રણ ક્રોધ, વા ત્રણમાન, વા ત્રણ માયા–વા ૩ લોભમાંથી કોઇપણ એક ત્રિકની સમકાળે ઉદીરણા હોય છે. પુનઃ ત્રણ વેદમાંથી કોઇપણ એક વેદ, તથા સુયુગલ ને કુયુગલમાંથી કોઇપણ એક યુગલ, એ ૭ પ્રકૃતિયોની ઉદીરણા મિથ્યાદૃષ્ટિજીવને અવશ્ય હોય છે. અહિં ભાંગા ૨૪ થાય છે તે આ પ્રમાણે—

સુયુગલ અથવા કુયુગલની બે બે પ્રકૃતિમાં એકેક ભાંગાની પ્રાપ્તિ હોવાથી બે પ્રકૃતિરૂપ બે ભાંગા થાય છે, ને તે પ્રત્યેક ત્રણ વેદમાં પ્રાપ્ત થાય છે, માટે ૩×૨=૬ ભાંગા થાય છે. પુનઃ એ ૬ ભાંગા તે પ્રત્યેક ક્રોધાદિ ચારેમાં સમકાળે પ્રાપ્ત થાય છે, માટે ૬×૪=૨૪ ભાગા થાય છે. તેની સ્થાપના આ પ્રમાણે—

| | | | |
|---|---|---|---|
| ૨ | ૧ | ૧ | = ૪ મોહનીય સમકાળે હોય તેના |
| युगल – | वेद – | कषाय | |
| ૨ × | ૩ × | ૪ | = ૨૪ ભાંગા જુદા જુદા જીવને આશ્રયિ થાય |

એ ૭ માં ભય–અથવા કુચ્છા–અથવા અનંતાનુબંધિને પ્રક્ષેપવાથી ૮ ની ઉદીરણા થાય છે, ત્યાંપણ ભયાદિ પ્રક્ષેપતાં પ્રત્યેકમાં એકેક ભાંગાની ચોવીશી થાય માટે આ આઠની ઉદીરણામાં ૩ ચોવીસીઓ ભાંગાની થઇ જાણવી.

શંકા:—મિથ્યાદૃષ્ટિજીવને અનંતાનુબંધિનો ઉદય અવશ્ય છે, અને ઉદય છતે ઉદીરણા પણ અવશ્ય થાય છે; તો મિથ્યાદૃષ્ટિ જીવ અનંતાનુબંધિના ઉદય રહીતં કેવી રીતે હોય કે જેથી તેને અનંતાનુબંધિ રહીત ૭ વા ૮ ની ઉદીરણા થાય ?

ઉત્તર:—પ્રથમ કોઇએ સમ્યગ્દૃષ્ટિપણે અનંતાનુબંધિની

વિસંયોજના કરી હોય, અને તેટલાથી વિરામ પામે પણ મિથ્યાત્વનો ક્ષય કરવાને તત્પર ન થાય (તથાવિધ સામગ્રીના અભાવથી), તેથી કાળાંતરે મિથ્યાત્વને પામીને મિથ્યાત્વરૂપ હેતુથી પુનઃ પણ અનંતાનુબંધિ બાંધે, ત્યાં બન્ધાવલિકા વ્યતીત ન થાય ત્યાં સુધી તેનો ઉદય ન થાય, અને [1]ઉદયના અભાવથી ઉદીરણા પણ ન થાય, પુનઃ બંધાવલિકા વ્યતીત થયા બાદ અનંતાનુબંધિનો ઉદય થવાથી ઉદીરણા પણ થાય છે.

**પ્રશ્નઃ**— બન્ધસમયથી આરંભીને આવલિકા પ્રમાણ સ્થિતિ વ્યતિક્રાન્ત થયે છતે પણ ઉદય કેમ હોય? કારણ કે અબાધાકાળનો ક્ષય થયે છતેજ કર્મ ઉદય પ્રાપ્ત થાય છે, અને અનંતાનુબંધિનો અબાધાકાળ પણ જઘન્યથી અંતર્મુ૦ અને ઉત્કૃષ્ટથી ૪૦૦૦ વર્ષનો છે. (તો અનંતાનુબંધિ બંધાયા પછી અન્તર્મુ૦ બાદ અથવા ૪૦૦૦ વર્ષ બાદ અનંતાનુબંધિનો ઉદય થવો જોઇએ પરંતુ પ્રથમાવલિકા વ્યતીત થયા બાદ નહિ ઇતિ ભાવઃ)

**ઉત્તરઃ**—એમાં કોઇ દોષ નથી. કારણ કે બંધ સમયથી પ્રારંભીને તે અનંતાનુબંધિની પ્રથમ સત્તા તો થાય છેજ, અને **સત્તા થયે છતે પતદ્ગ્રહપણું** પ્રાપ્ત થાય છે, અને પતદ્ગ્રહપણું પ્રાપ્ત થયે છતે શેષ પ્રકૃતિયોના દલિકનું સંક્રમણ થાય છે, અને સંક્રાન્ત થયેલા દલિકનો સંક્રમાવલિકા વ્યતીત થયે ઉદય થાય છે. અને **ઉદય થયે છતે ઉદીરણા**[2] થાય છે, તેથી બંધસમયથી અનંતર આવલિકા વ્યતીક્રાન્ત થયે અનંતાનુબંધીની ઉદીરણા કહી તે વિરોધવાળી નથી.

---

૧ અહિં બંધાવલિકા સાથે સંક્રાન્ત પ્રત્યાખ્યાનાદિ કષાયની સંક્રમાવલિકા પણ વ્યતીત થાય છે, અને સંક્રાન્ત દલિકોનોજ ઉદય વા ઉદીરણા થવાની છે, માટે " સંક્રમાવલિકા વ્યતિત થયા બાદ " એમ પણ કહી શકાય.

૨ બંધદ્વારા પ્રાપ્ત થયેલી અનંતાનુબંધિની નહિ, પરન્તુ સંક્રમદ્વારા પ્રાપ્ત થયેલી અનંતાનુબંધિની ઉદીરણા.

તથા તેજ ૭ પ્રકૃતિમાં ભય, કુચ્છા–ભય, અનંતાનુ૦–અથવા કુચ્છા, અનંતા૦ એ ત્રણ દ્વિકમાંથી કોઇપણ એક દ્વિક મેળવતાં ૯ પ્રકૃતિની ઉદીરણા થાય છે. અહિં પણ પ્રત્યેક વિકલ્પે પૂર્વોક્ત રીતે ભાંગાની એકેક ચોવીસી ( ત્રણ વિકલ્પની ૩ ચોવીસી ) પ્રાપ્ત થાય છે.

તથા તેજ ૭ પ્રકૃતિના સ્થાનમાં ભય, કુચ્છા, અને અનંતા૦ એ ત્રણેનો પ્રક્ષેપ કરતાં ૧૦ ની ઉદીરણા થાય છે, અને ભાંગાની ચોવીસી ૧ થાય છે.

એ પ્રમાણે મિથ્યાદષ્ટિ જીવને મોહનીયનાં ઉદીરણા સ્થાન; કહીને હવે सास्वादनसम्यकत्वी जीवने मोहनीयनां उदी० स्थान કહે છે.

**सासण मीसे नव अवि–रए य छाई परम्मि पंचाइ**
**अट्ठ विरए य चउराइ, सत्त छच्चो वरिल्लंमि ॥२३॥**

ગાથાર્થ:—સાસ્વાદન અને મિશ્ર સમ્યગ્દષ્ટિ જીવને ૭ થી ૯ સુધીનાં ત્રણ ઉદી૦ સ્થાન છે–તથા અવિરતિ સમ્યગ્દષ્ટિ જીવને ૬ થી ૯ સુધીનાં ચાર ઉદી૦ સ્થાન છે–અને દેશવિરતિજીવને ૫ થી ૮ સુધીના ચાર ઉદી૦ સ્થાન છે–અને પ્રમત્ત તથા અપ્રમત્ત ગુણસ્થાનક વર્તી જીવને ૪ થી ૭ સુધીનાં ચાર ઉદી૦ સ્થાન છે. અને તેથી ઉપરના અપૂર્વકરણ ગુણસ્થાનવર્તી જીવને ૪ થી ૬ પર્યન્તનાં ત્રણ ઉદી૦ સ્થાન છે.

ટીકાર્થ:—सास्वादन सम्यग्दृष्टि जीवमां અને મિશ્રદષ્ટિ જીવમાં સાતથી માંડીને નવ પર્યન્તનાં ૭ ૮–૯ એ ત્રણ ઉદી૦ સ્થાન હોય છે. ત્યાં સાસ્વાદની જીવમાં–અનંતાનુબન્ધાદિ ચાર ક્રોધાદિકમાંના કોઈ એક ૪ કષાય. ત્રણ વેદમાંનો કોઇ ૧ વેદ, બે યુગલમાંથી કોઇ એક યુગલની ૨ પ્રકૃતિ એ પ્રમાણે ૭ ની ઉદીરણા તો અવશ્ય હોય છે. અહિં પૂર્વોક્ત રીતે ભાગાની ૧ ચોવીસી થાય છે.

તથા એજ ૭ માં ભય અથવા જુગુપ્સાને પ્રક્ષેપતાં ૮ની ઉદીરણા થાય છે ત્યાં ભાંગાની ૨ ચોવીસી થાય છે.

તથા એજ ૭ માં ભય અને કુચ્છા બન્ને પ્રક્ષેપતાં ૯ ની ઉદી. રણા થાય છે ત્યાં ભાંગાની ૧ ચોવીસી થાય છે.

તથા મિશ્ર સમ્યગ્દૃષ્ટિ જીવમાં અનન્તાનુબન્ધિ સિવાયના ક્રોધાદિ ૩ કષાય, ત્રણ વેદમાંનો ૧ વેદ, બે યુગલમાંનું એક યુગલ તેની ૨ પ્રકૃતિ, અને મિશ્ર મોહનીય એ ૭ ની ઉદીરણા અવશ્ય હોય છે અહિં પણ પૂર્વોક્ત રીતે ભાંગાની ૧ ચોવીસી થાય છે.

તથા એજ ૭ પ્રકૃતિમાં ભય અથવા જુગુપ્સાને પ્રક્ષેપતાં ઉદીરણા ૮ ની થાય છે અને ભાંગાની ચોવીસી ૨ થાય છે.

તથા એજ ૭ માં ભય અને કુચ્છાને પ્રક્ષેપતાં ૯ ની ઉદીરણા થાય છે અને ભાંગાની ૧ ચોવીસી થાય છે.

તથા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવમાં ૬ થી ૯ પર્યન્ત ૬-૭ ૮-૯ એ ચાર ઉદી૦ સ્થાન છે. ત્યાં ઉપશમ સમ્યક્ત્વી વા ક્ષાયિક સમ્યક્ત્વી જીવમાં અનન્તાનુબન્ધિ સિવાયના ક્રોધાદિ ૩ કષાય, ત્રણ વેદમાંથી કોઇ ૧ વેદ, અને કોઇ એક યુગલની ૨ પ્રકૃતિ, એ ૬ ની ઉદીરણા અવશ્ય હોય છે, અને ભાંગાની ચોવીસી ૧ હોય છે.

તથા એજ ૬ માં ભય વા કુચ્છા વા સમ્યક્ત્વને પ્રક્ષેપતાં ૭ ની ઉદીરણા થાય છે. ને ભાંગાની ૩ ચોવીસી થાય છે.

તથા એજ ૬ માં ભય ને કુચ્છા—અથવા ભય ને સમ્યક્ત્વ—અથવા કુચ્છાને સમ્યક્ત્વ એમ બે પ્રકૃતિ પ્રક્ષેપતાં ૮ ની ઉદીરણા થાય છે. અને ભાંગાની ૩ ચોવીસી થાય છે.

તથા એજ ૬ માં ભય—કુચ્છા—અને સમ્યક્ત્વ એ ત્રણને પ્રક્ષેપતાં ૯ ની ઉદીરણા થાય છે, અને ભાંગાની ૧ ચોવીસી થાય છે.

તથા परम्मि पंचाइ अट्ठ=અવિરત-સમ્યગ્દૃષ્ટિથી આગળના દેશવિરતિવંત જીવમાં ૫ થી ૮ સુધીનાં ૫–૬–૭–૮ એ ૪ ઉદી૦ સ્થાન છે.—ત્યાં પ્રત્યા૦ અને સંજ્વ૦ ક્રોધાદિ ૨ કષાય, ત્રણ વેદમાંનો ૧ વેદ, કોઇ એક યુગલની ૨ પ્રકૃતિ, એ ૫ પ્રકૃતિરૂપ ઉદી૦ સ્થાન છે, ત્યાં ભાંગાની ૧ ચોવીસી છે. આ ઉદીરણા ઉપશમ વા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિયુકત દેશવિરત જીવને હોય છે.

તથા એ ૫ માં ભય વા કુચ્છા વા સમ્યક્ત્વને પ્રક્ષેપતાં ૬ ની ઉદીરણા થાય, અને ભાંગાની ૩ ચોવીસી થાય છે.

તથા એ ૫ માં ભય કુચ્છા–ભય સમ્યક્ત્વ–વા કુચ્છા સમ્યક્ત્વ એમ બે પ્રકૃતિ-પ્રક્ષેપતાં ૭ પ્રકૃતિનું ઉદી૦ સ્થાન થાય છે, અને ભાંગાની ૩ ચોવીસી થાય છે.

તથા એ ૫ માં ભય–કુચ્છા–અને સમ્યક્ત્વ એ ત્રણને પ્રક્ષેપતાં ૮ ની ઉદીરણા થાય છે અને ભાંગાની ૧ ચોવીસી થાય છે.

। હવે प्रमत्त અને अप्रमत्त जीवनी ઉદીરણામાં કંઇ પણ તફાવત નહિ હોવાથી બન્નેની ઉદીરણા સાથેજ કહેવાય છે.

विरए य चउराइ सत्त=પ્રમત્ત અને અપ્રમત્ત જીવમાં ૪ થી ૭ પર્યન્તનાં ૪–૫–૬–૭ એ ચાર ઉદીરણા સ્થાન છે. ત્યાં સં૦ ક્રોધાદિકમાંનો ૧ કષાય, ત્રણ વેદમાંથી ૧ વેદ, અને કોઇ એક યુગલની ૨ પ્રકૃતિ એ ૪ પ્રકૃતિયોની ઉદી૦ અવશ્ય હોય છે, અને અત્રે ભાંગાની ૧ ચોવીસી થાય છે. આ ઉદીરણા ઔપશમિક વા ક્ષાયિક સમ્યક્ત્વવંત સર્વવિરતને જાણવી,

તથા એજ ૪ પ્રકૃતિમાં હાસ્ય વા કુચ્છા વા સમ્યક્ત્વને પ્રક્ષેપતાં ૫ ની ઉદી૦ થાય છે. અને ભાંગાની ૩ ચોવીસી થાય છે.

તથા એજ ૪ પ્રકૃતિમાં હાસ્ય–કુચ્છા અથવા હાસ્ય–સમ્યક્ત્વ અથવા કુચ્છા સમ્યક્ત્વ એમાંથી કોઇ એક દ્વિકનો પ્રક્ષેપ કરતાં

૬ પ્રકૃતિની ઉદીરણા થાય છે, તેમાં પણ ભાંગાની ૧૩ ચોવીસી થાય છે.

તથા એજ ૪ પ્રકૃતિમાં હાસ્ય–કુચ્છા–અને સમ્યક્ત્વ એ ત્રણને પ્રક્ષેપતાં ૭ પ્રકૃતિની ઉદીરણા થાય છે, ને ભાંગાની ૧ ચોવીસી થાય છે.

॥ હવે अपूर्वकरणमां ઉદીરણા સ્થાન દર્શાવે છે ॥

छच उवरिल्लंमि=વિરતથી ઉપરના અપૂર્વકરણ ગુણસ્થાન વર્તી જીવમાં ૪ થી ૬ પર્યન્તનાં ૪–૫–૬ એ ત્રણ ઉદી૦ સ્થાન છે. ત્યાં સં૦ ક્રોધાદિ ૧ કષાય. ત્રણ વેદમાંથી ૧ વેદ, અને એક યુગલની ૨ પ્રકૃતિ એ ૪ પ્રકૃતિનું ઉદી૦ સ્થાન છે .તેમાં ભાંગાની ૧ ચોવીસી થાય છે.

તથા એજ ૪ માં ભય અથવા કુચ્છાને પ્રક્ષેપતાં ૫ નું ઉદી૦ સ્થાન થાય છે. ત્યાં ભાંગાની ૨ ચોવીસી થાય છે.

તથા એજ ૪ માં ભય અને કુચ્છા બેને પ્રક્ષેપતાં ૬ નું ઉદી૦ સ્થાન થાય છે. ત્યાં ભાંગાની ૧ ચોવીસી થાય છે આ અપૂર્વકરણ સંબંધિ ચોવીસીઓ તે પ્રમત્તાપ્રમત્ત સંબંધિ ચોવીસીઓથી કંઇ પણ તફાવત વિનાની હોવાથી એ ચોવીસીઓને આગળ જૂદી ગણાશે નહિ.

॥ હવે अनिवृत्ति गुणस्थानमां ઉદી૦ સ્થાન કહે છે ॥

**अनियट्टम्मि दुगेगं, लोभो तणुराग एग चउवीसा**
**एक्कग छक्के कारस, दस सत्त चउक्क एक्काओ ॥२४॥**

ગાથાર્થ—અનિવૃત્તિમાં ૨–૧ એ બે, અને સૂ૦ સંપરાયમાં ૧ નું ઉદી૦ સ્થાન છે. અને ૧–૬–૧૧–૧૦–૭–૪–૧ ચોવીસીઓ અપ્રમત્ત પર્યંતની છે.

ટીકાર્થઃ—અનિવૃત્તિ ગુણસ્થાનમાં ૨ નું અને ૧ નું એમ બે ઉદી૦ સ્થાન છે. ત્યાં સંજ્વ૦ક્રોધાદિ ૧ અને ત્રણ વેદમાંનો ૧ વેદ એ ૨ ના ઉદી૦ સ્થાનમાં ૩ વેદના ૪ સંજ્વલન સાથે ૧૨ ભાંગા થાય છે, અને વેદનો ક્ષય થયે છતે સંજ્વલનના ૪ કષાયમાંથી કોઇ પણ એક કષાયને ઉદીરતાં ભાંગા ૪ થાય છે.

તથા સૂક્ષ્મ લોભકિટ્ટીને અનુભવતા सूक्ष्मसंपरायीजीवने મોહનીયમાંથી ૧ લોભ માત્રજ ઉદીરણા યોગ્ય હોય છે (અત્રે ભાંગાનો સંભવ નથી.)

હવે ૪ થી ૧૦ પર્યન્તનાં અપ્રમત્ત સુધીના જીવોમાં ઉદીરણા સ્થાનો સંબંધિ જેટલી चोवीसीओ થાય છે તેટલી દર્શાવે છે. ૧૦ ની ઉદીરણામાં ૧ ચોવીસી—૯ ની ઉદીરણામાં ૬ ચોવીસી—૮ ની ઉદીરણામાં ૧૧ ચોવીસી—૭ ની ઉદીરણામાં ૧૦ ચોવીસી-૬ ની ઉદીરણામાં ૭ ચોવીસી—૫ ની ઉદીરણામાં ૪ ચોવીસી અને ૪ ની ઉદીરણામાં ૧ ચોવીસી—એ પ્રમાણે ચોવીસીઓનો સવિસ્તર સંબંધ પૂર્વે દર્શાવ્યો છે, અને અત્રે સ્વબુદ્ધિ વડે એ સર્વ **ચોવીસીઓની સમુદાયપણે** સંકલના વિચારવી.

એ પ્રમાણે મોહનીયનાં ઉદી૦સ્થાન કહીને હવે नामकर्मनां उदीरणास्थानोनुं પ્રતિપાદન કરે છે.

**एगबियालापन्ना—इ सत्तपन्नंत गुणिसु नामस्स**
**नव सत्त तिन्नि अट्ठ य, छ प्पंच य अप्पमत्ते दो ॥२५॥**
**एक्कं पंचसु एक्कम्मि, अट्ठ ट्ठाणक्कमेण भंगावि**
**एक्कग तीसे क्कारस, इगवीस सबार तिसए य ॥२६॥**
**इगवीसा छच्चसया, छहअहिया नवसया य एगहिया**
**अउणुत्तराणि चउदस-सयाइ गुणनउइ पंचसया॥२७॥**

ગાથાર્થ:—૪૧-૪૨-ને ૫૦ થી ૫૭ સુધી નામનાં ઉદી૦ સ્થાનો ૧૦ છે. તે નામનાં ઉદીરણાસ્થાનો ૬ ગુણસ્થાનોમાં અનુક્રમે આ પ્રમાણે છે-૯-૭-૩-૮-૬-૫, અને અપ્રમત્તે ૨ નું ઉદી૦ સ્થાન છે. ॥ ૨૫ ॥

તથા ઉપરનાં પાંચ ગુણસ્થાનોમાં એકેક ઉદી૦સ્થાન છે, અને તદનંતરના એક ગુણસ્થાનમાં ૮ ઉદી૦સ્થાન છે. તેના અનુક્રમે ભાંગા પણ અનુક્રમે ૧-૩૦-૧૧-૨૧-૩૧૨-૨૧-૬૦૬-૯૦૧-૧૪૬૯ અને ૫૮૯ ભાંગા છે. એ ૧૦ ઉદીરણાસ્થાને ૧૦ પ્રકારે ભાંગા કહ્યા. ( સર્વ ૩૯૬૧ સ્વમતે ) ॥ ૨૬-૨૭ ॥

ટીકાર્થ—નામકર્મમાં ૪૧-૪૨-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ દશ ઉદીરણા સ્થાનો છે. ત્યાં તૈજસ ૭-વર્ણાદિ ૨૦-અગુ૦-સ્થિ૦ અસ્થિર-શુભ-અશુભ-નિર્માણ એ ૩૩ પ્રકૃતિયોની ઉદીરણા તો ( પ્રત્યેક જીવને પ્રત્યેક સમયે ) અવશ્ય હોય છે.

## ॥ अथ केवलीने उदीरणा स्थानो ॥

એ ૩૩ ધ્રુવોદીરણામાં મનુષ્યગતિ-પંચે૦-ત્રસાદિ ૩-સુભગાદિ ૩-એ ૮ પ્રકૃતિઓને પ્રક્ષેપતાં ૪૧ ની ઉદીરણા થાય છે. એ ૪૧ ની ઉદીરણા કેવલિસમુદ્ઘાતને પ્રાપ્ત થયેલા એવા કાર્મણ કાયયોગી કેવલિને હોય છે.

તથા એજ ૪૧ પ્રકૃતિયોમાં જીનનામનો પ્રક્ષેપ કરતાં ૪૨ પ્રકૃતિયોની ઉદીરણા થાય છે તે કાર્મણ યોગે વર્તતાં કેવલસમુદ્ઘાત યુક્ત કેવલિને યોગ્ય છે.

તથા એજ ૪૧ પ્રકૃતિઓમાં ઔદા૦ ૭-૧ સંસ્થાન-વજ્રર્ષ૦-ઉપ૦-અને પ્રત્યેક-એ ૧૧ પ્રકૃતિયોને પ્રક્ષેપતાં ૫૨ પ્રકૃતિયોની ઉદીરણા થાય છે. અહિં ૬ સંસ્થાન સાથે ૬ ભાંગા ઉપજે છે તે આગળ કહેવાતા સામાન્ય મનુષ્યના ભાંગા ગ્રહણ થશે તે ભાંગામાંજ

ગ્રહણ કરેલા જાણવા ( આગળ કહેવાતા સામાન્ય મનુષ્ય સંબંધિ ભાંગામાં અંતર્ગત જાણવા. ) એ પ્રમાણે આગળ પણ જાણવું. આ બાવન પ્રકૃતિસ્થાનના ઉદીરક ઔદારિકમિશ્રયોગે વર્તતા સમુદ્ઘાત યુક્ત સયોગિ કેવલી ભગવાન જાણવા.

તથા આ ૫૨ પ્રકૃતિયોને જીનનામ સહિત કરતાં ૫૩ પ્રકૃતિયોની ઉદીરણા થાય, તેના ઉદીરક પણ ઔદા૦ મિશ્રયોગે વર્તતા સમુદ્ઘાત યુક્ત સયોગિ કેવલિ ભગવાન છે, પરંતુ અત્રે સંસ્થાન માત્ર સમચતુરસ્રજ ગ્રહણ કરવું. ( તેથી સંસ્થાનના ૬ ભાંગા પડે નહિ. )

તથા એજ ૫૨ માં પરા૦-ઉશ્વા૦-૧ ખગતિ-૧ સ્વર-એ ૪ પ્રકૃતિયોને પ્રક્ષેપતાં ૫૬ પ્રકૃતિનું ઉદીરણા સ્થાન થાય છે, તેના ઉદીરક ઔદારિક યોગે વર્તતા સયોગિ કેવલી જાણવા. ( અત્રે પણ ૨ સ્વર અને બે ખગતિ સાથે ૪ ભાંગા[1] થાય છે, પરન્તુ તે વિવક્ષા આગળ સામાન્ય મનુષ્યના ભાંગામાં કહેશે. માટે અત્રે કહ્યા નથી. )

તથા પૂર્વોક્ત ૫૩ માં એજ પરા૦-ઉશ્વા૦-ખગતિ-સ્વર એ ચારને પ્રક્ષેપતાં ૫૭ પ્રકૃતિનું સ્થાન થાય છે, તેના ઉદીરક ઔદારિક યોગે વર્તતા શ્રી સર્વજ્ઞ તીર્થંકર ભગવાન જાણવા.

તથા એ ૫૭ માંથી વચનયોગનો નિરોધ કરતાં ( સ્વર નામ કર્મરહિત કરતાં ) ૫૬ ની ઉદીરણા સયોગિ કેવલીને હોય છે.

તથા એ ૫૬ માંથી ઉશ્વાસનો નિરોધ થતાં ૫૫ ની ઉદીરણા થાય છે, તે પણ તીર્થંકરને સયોગિ ગુણસ્થાને હોય છે,—અથવા

---

૧ ૬ સંસ્થાન ૨ ખગતિ ને ૨ સ્વર સાથે ૨૪ ભાગા થાય અને આગળ અતિર્થંકરની ૫૫ ની ઉદીરણામાં ૬ સંસ્થાન અને ૨ ખગતિ સાથે ૧૨ ભાંગા થાય છે, એમ છઠ્ઠાની ટીકામાં કહ્યું છે માટે કેવલિ સંબંધિ ભાંગા યથાર્થ સંખ્યાએ ત્યાંજ કહેલા છે.

સામાન્ય કેવલિ સંબંધિ પૂર્વોક્ત ૫૬ ની ઉદીરણામાંથી વચનયોગનો નિરોધ થતા પણ ૫૫ ની ઉદી૦ થાય છે.

તથા સામાન્યકેવલિસંબંધિ ૫૬ ની ઉદીરણામાંથી વચનયોગ અને ઉશ્વાસ નિરોધે ૫૪ ની ઉદીરણા થાય છે.

અહિં ૫૨ અને ૫૪ એ બે[1] સિવાયના શેષ કેવલિસંબંધિ ( ૪૧-૪૨-૫૩-૫૫-૫૬-૫૭ એ ) ૬ ઉદી૦સ્થાનોમાં પ્રત્યેકે એકેક ભાંગો ગણાય છે, તેથી કેવલિને સર્વ સંખ્યાએ ( ૬ ઉદી૦ સ્થાનના ) ૬ ભાંગા હોય છે, તેમાં ૪૧ ની ઉદીરણાનો ૧ ભાંગો સામાન્ય કેવલિ સંબંધિ છે, અને શેષ ૫ ભાંગા શ્રી તીર્થંકર સંબંધિ જાણવા. એ પ્રમાણે કેવલિનાં ઉદી૦સ્થાનો કહ્યાં. ॥ इतिकेवलीनामुदीरणास्थानानि ॥

। હવે एकेन्द्रियने उदी०स्थानो કહેવાય છે ।

૪૨-૫૦-૫૧-૫૨-૫૩ એ પાંચ ઉદી૦સ્થાન એકેન્દ્રિયજીવને હોય છે. ત્યાં તિર્ય૦ ૨-સ્થા૦-એકે૦-બા૦ વા સૂ૦-પર્યા૦ વા અપર્યા૦-દુર્ભ૦-અના૦-યશ વા અયશ-એ ૯ પ્રકૃતિયોને પૂર્વોક્ત ૩૩ ધ્રુવોદીરણા પ્રકૃતિયો સાથે મેળવતાં ૪૨ પ્રકૃતિયોની ઉદી૦ થાય છે. અહિં ભાંગા ૫ થાય છે તે આ પ્રમાણે-બાદર-સૂક્ષ્મના પર્યાપ્ત અને અપર્યાપ્ત સાથે ૪ ભાંગા થાય, અને બાદર સહિત પર્યાપ્તાનો યશકીર્તી સાથે ૧ ભાંગો થાય, કારણ કે સૂક્ષ્મ અને અપાર્યાપ્તના ઉદય સાથે યશનામનો ઉદય ન હોય, અને ઉદયાભાવથી ઉદીરણા પણ ન હોય, તેથી તદાશ્રિત વિકલ્પ ( ભાંગા )

[1] ૫૨ ની અને ૫૪ ની ઉદીરણા કેવલીભગવાનને અને સામાન્ય મનુષ્યને બન્નેને એક સરખી રીને છે, તેથી એ બે ભાંગા બે બે વાર નહિ ગણાઈ જવાને માટે કેવલીને લભ્યમાન છતાં પણ ભંગ સંખ્યામાં સામાન્ય મનુષ્યના ભાંગાઓમાં અંતર્ગત ગણ્યા છે ને અત્રે ભંગ સંખ્યામાંથી બાદ કર્યા છે.

પણ ન હોય. આ ૪૨ ની ઉદીરણા ગતિના अपान्तराले વહેતા એકેન્દ્રિયજીવને હોય છે.

તથા ઔદા૦ ૬ ( ઉપાંગવિના )–હું૦–ઉપ૦–પ્રત્યેક વા સાધા૦–એ ૯ પ્રકૃતિયોને ૪૨ પ્રકૃતિયોમાં પ્રક્ષેપીને તિર્યંગાનુ પૂર્વીને બાદ કરે તો ૫૦ ની ઉદીરણા થાય છે. અહિં ભાંગા ૧૦ થાય છે તે આ પ્રમાણે—બાદર [1]પર્યાપ્તના પ્રત્યેક અને સાધા૦ તથા યશ અને અયશ સાથે ૪ ભાંગા થાય છે, અને અપર્યાપ્ત બાદરના અયશ સાથે પ્રત્યેક અને સાધારણ એ બે ભાંગા થાય છે, તથા સૂક્ષ્મજીવને પ્રત્યેક અને સાધારણના પ્રર્યાપ્ત અને અપર્યાપ્ત સાથે અયશપૂર્વક ૪ ભાંગા થાય છે, એ પ્રમાણે ૧૦ ભાંગા થાય છે:–

પુનઃ બાદર વાયુકાયિક જીવને વૈક્રિય કરતાં ઔદારિક છકકને સ્થાને વૈક્રિય છકક કહેવુ, તેથી તેને પણ ૫૦ ની જ ઉદીરણા હોય છે, અને અહિં બાદર પર્યાપ્ત પ્રત્યેક, અને અયશ સાથે ૧ જ ભાંગો થાય છે, કારણ કે અગ્નિકાય અને વાયુકાયમાં સાધારણ અને યશ નામનો ઉદય હોય નહિં, અને ઉદયના અભાવથી તેની ઉદીરણા પણ નહોય, તેથી તત્સંબંધી ભાગાઓ ઉપજતા નથી. એ પ્રમાણે ૫૦ નાં ઉદી૦ સ્થાનમાં ૧૧ ભાંગા થયા આ ઉદીરણા સ્થાન [2]देहस्थं एकेन्द्रियनें હોય છે.

તદનંતર શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પરાઘાતની ઉદીરણા પ્રક્ષેપવાથી ૫૧. ની ઉદીરણા થાય, ત્ય ભાંગા ૬ ઉપજે છે તે આ પ્રમાણે—બાદર જીવના પ્રત્યેક અને સાધારણ, તથા ય શ અને અયશ સંબંધિ પરસ્પર ૪ ભાંગા થાય છે, અને સૂક્ષ્મ જીવને તો

---

૧ અહિં " પર્યાપ્ત " ને " અપર્યાપ્ત " એ વિશેષણ વાળા જીવો લબ્ધિપર્યાપ્તા અને લબ્ધિઅપર્યાપ્તા જાણવા. ઇતિ સર્વત્ર ( ઉદીરણામા )

૨ દેહસ્થ=ભવોત્પત્તિના પ્રથમ સમયથી શરીર પર્યાપ્તો ન થાય ત્યાં સુધીની અવસ્થાવાળો જીવ देहस्थ ગણવો ઇતિ સર્વત્ર.

અયશ સાથે. પ્રત્યેક સાધારણના એજ ભાંગા હોય છે. અથવા વૈક્રિય શરીર કરતા શરીર પર્યાપ્ત બાદર વાયુકાયિકને પણ પરાઘાત પ્રક્ષેપવાથી ૫૧ ની ઉદીરણા થાય છે, અને અહિં પૂર્વવત્ ભાંગો પણ ૧ જ છે. તેથી ૫૧ ના ઉદી૦ સ્થાનમાં સર્વ સંખ્યાએ ૭ ભાંગા થયા, ( આ ઉદીરણા शरीरपर्याप्त एकेन्द्रियने હોય છે. )

તથા ઉશ્વાસ પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ઉશ્વાસ પર્યાપ્ત જીવને ઉશ્વાસની ઉદીરણા પ્રક્ષેપતાં પર ની ઉદીરણા થાય છે, અહિં પણ પૂર્વવત્ ૬ ભાંગા થાયે છે—અથવા શરીર પર્યાપ્તિએ અપર્યાપ્ત જીવને ઉશ્વાસની અનુદીરણા છે અને આતપ વા ઉદ્યોતની ઉદી૦ હોય તો પણ પર ની ઉદીરણા થાય છે. અહિં ૬ ભાંગા આ પ્રમાણેથાય છે— ઉદ્યોત સહિત બાદર જીવને યશ અને અયશની સાથે પ્રત્યેક અને સાધારણના ૪ ભાંગા થાય, અને આતપ સહિત બાદર જીવને પ્રત્યેક ની સાથે યશ અને અયશના ૨ ભાંગા થાય. તથા વૈક્રિય દેહને વિકુર્વતા અને ઉશ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્ત એવા બાદર વાયુકાયિક જીવને ઉશ્વાસની ઉદીરણા પ્રક્ષેપતાં પણ પર ની ઉદીરણા થાય છે, અને ત્યાં ભાંગો પૂર્વવત્ ૧ જ થાય છે. અગ્નિકાયિક અને વાયુકાયિક જીવને ઉદ્યોત—આતપ—અને યશના ઉદયનો અભાવ હોવાથી ઉદીરણા પણ થતી નથી. તેથી તત્સંબંધિ ભાંગા પણ ઉપજતા નથી, તેથી પર ના ઉદી૦ સ્થાનમાં સર્વ સંખ્યાએ ૧૩ ભાંગા થાય છે. ( આ ઉદીરણા उच्छवास पर्याप्त एकेन्द्रियने હોય છે. )

તથા ઉશ્વાસપર્યાપ્તિએ પર્યાપ્ત એકેન્દ્રિયને ઉશ્વાસની ઉદીરણા પૂર્વક પર ની ઉદીરણામાં આતપ વા ઉદ્યોતને પ્રક્ષેપતાં ૫૩ ની ઉદીરણા થાય છે, ત્યાં પ્રથમ જે આતપ વા ઉદ્યોત સહિત પર ની ઉદીરણામાં જે ૬ ભાંગા ઉપજ્યા છે તેજ ૬ ભાંગા અત્રે પણ જાણવા ( આ ઉદીરણા પણ उच्छवासपर्याप्तएकेन्द्रियने હોય છે. ) એ પ્રમાણે एकेन्द्रियजीवोने સર્વ સંખ્યાએ ૪૨ भांगा ઉદીરણા સ્થાનમાં થાય છે.

। હવે દ્વીન્દ્રિયાદિજીવોનાં ઉદી૦સ્થાન કહેવાય છે ।

૪૨–૫૨–૫૪–૫૫–૫૬–૫૭ એ ૬ ઉદી૦સ્થાન દ્વીન્દ્રિયજીવોને હોય છે. ત્યાં તિર્ય૦૨–દ્વી૦–ત્ર૦–બા૦–૫૦ વા અપ૦–દુ૦ અના૦–યશ વા અયશ–એ ૯ પ્રકૃતિયોને પૂર્વોક્ત ૩૩ ધ્રુવોદીરણા પ્રકૃતિયોમાં મેળવતાં ૪૨ પ્રકૃતિની ઉદી૦ ગતિના અંતરાલમાં વહેતા દ્વીન્દ્રિયજીવને જાણવી. અહિં ભાંગા ૩ થાય છે તે આ પ્રમાણે— અપર્યાપ્તનામકર્મના ઉદયમાં વર્તતા દ્વીન્દ્રિયજીવને અયશની સાથે ૧ ભાંગો થાય છે. અને પર્યાપ્તનામના ઉદયમાં વર્તતા દ્વીન્દ્રિયજીવને યશ અને અયશ સાથે ૨ ભાંગા થાય છે.

તદનંતર શરીરસ્થ દ્વીન્દ્રિયજીવને ઔદા૦–૭–હું૦–છે૦–ઉપ૦–પ્રત્યે૦–એ ૧૧ પ્રકૃતિયોને પ્રક્ષેપીને તિર્યગાનુ૦ બાદ કરતાં ૫૨ ની ઉદીરણા થાય, ત્યાંપણ ભાંગા ૩ થાય છે તે પૂર્વવત્ જાણવા.

તદનંતર શરીરપર્યાપ્તિવડે પર્યાપ્ત થયેલા શરીરપર્યાપ્ત દ્વીન્દ્રિયને ૧ ખગતિ, અને ૧ પરાઘાત, એ બે પ્રકૃતિયો પ્રક્ષેપતાં ૫૪ ની ઉદીરણા થાય છે, અહિં યશ અને અયશ સાથે ૨ ભાંગા થાય છે.

તદનંતર ઉશ્વાસપર્યાપ્તિવડે પર્યાપ્ત દ્વીન્દ્રિયને ઉશ્વાસપ્રક્ષેપતાં ૫૫ ની ઉદી૦ થાય છે, ત્યાંપણ પૂર્વવત્ ૨ ભાંગા થાય છે—અથવા શરીરપર્યાપ્તજીવને ઉશ્વાસની અનુદીરણા અને ઉદ્યોતનામની ઉદીરણા થાય તોપણ ૫૫ પ્રકૃતિની ઉદીરણા થાય છે, તેમાં પણ પૂર્વવત્ ૨ ભાંગા છે. એ પ્રમાણે ૫૫ ની ઉદીરણામાં સર્વ સંખ્યાએ ૪ ભાંગા થયા.

તથા ભાષાપર્યાપ્ત દ્વીન્દ્રિયજીવને પૂર્વોક્ત ૫૫ માં સુસ્વર વા દુઃસ્વર પ્રક્ષેપતાં ૫૬ ની ઉદી૦ થાય છે, અહિં સુસ્વર અને દુઃસ્વરના અયશ ને યશ સાથે ૪ ભાંગા થાય છે.—અથવા ઉશ્વાસપર્યાપ્ત

જીવને સ્વરની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગ્રહણ કરીએ તો પણ ૫૬ ની ઉદી૦ થાય છે, ત્યાં યશ અને અયશ સાથે ૨ ભાંગા થાય છે. એ પ્રમાણે ૫૬ ની ઉદીરણામાં સર્વ સંખ્યાએ ૬ ભાંગા થાય છે.

તદનંતર भाषापर्याप्त દ્વીન્દ્રિયને સ્વર સહિત ૫૬ ની ઉદીરણામાં ઉદ્યોતનો પ્રક્ષેપ કરતાં ૫૭ ની ઉદીરણા થાય છે. અહિં દુઃસ્વર અને સુસ્વરના યશ અયશ સાથે ૪ ભાંગા થાય છે, એ પ્રમાણે દ્વીન્દ્રિયને ઉદીરણામાં ૨૧ ભાંગા થાય છે.

એ પ્રમાણે ત્રીન્દ્રિયનાં અને ચતુરિન્દ્રિય જીવનાં પણ ઉદી૦ સ્થાન દ્વીન્દ્રિયવત્ કહેવાં, પરન્તુ દ્વીન્દ્રિયને સ્થાને ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જાતિ કહેવી. એ પ્રત્યેકના ૨૨-૨૨ ભાંગા ગણતાં વિકલેન્દ્રિયના સર્વ સંખ્યાએ ૬૬ ભાંગા થાય છે.

। હવે तिर्य० पंचे० नां उदी० स्थान કહેવાય છે.

૪૨-૫૨-૫૪-૫૫-૫૬-૫૭ એ ૬ ઉદી૦ સ્થાન વૈક્રિય લબ્ધિ રહિત તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે, ત્યાં તિર્ય૦ ૨-પંચે૦ ત્ર૦-બા૦-પર્યા૦ વા અપ૦-સુભગ વા દુર્ભગ-આદેય વા અનાદેય યશ વા અયશ-એ ૯ પ્રકૃતિયોને પૂર્વોકત ૩૩ ધ્રુવોદીરણામાં પ્રક્ષેપતાં ૪૨ ની ઉદીરણા થાય છે, તે भवापान्तरालवर्ती તિર્યંચને હોય છે. અહિં ૫ ભાંગા છે, તે આ પ્રમાણે-પર્યાપ્ત નામોદયમાં વર્તતા તિર્યંચ પંચેન્દ્રિયને સુભગ યુગલ ( સુભગ ને આદેય ) અને દુર્ભગ યુગલ ( દુર્ભગ, અનાદેય ) ના યશ અને અયશની સાથે ૪ ભાંગા થાય છે. અને અપર્યાપ્ત નામોદયમાં વર્તતાને તો દુર્ભગ, અનાદેય, અને અયશ રૂપ ૧ ભાંગો થાય છે. અહિં સુભગ અને આદેય અથવા દુર્ભગ અને અનાદેયનો ઉદય સમકાળે હોવાથી

ઉદીરણા પણ સમકાળેજ થાય છે તેથી ૫[1] જ ભાંગા થાય છે. ( અહિં બીજા આચાર્ય કહે છે કે-સુભગ અને આદેય અથવા દુર્ભગ અને અનાદેય એ બેનો સમકાળેજ ઉદય હોય છે એવો એકાન્ત નિયમ નથી કારણ કે સુભગના ઉદયે આદેયનો અનુદય પણ દેખાય છે તેથી પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિયને સુભગ, દુર્ભગ, આદેય, અનાદેય, યશ, અને અયશ, એ ૭ પદ સાથે ૮ ભાંગા થાય છે. અને અપર્યાપ્તને તો પૂર્વોકત રીતે ૧ જ ભાંગો હોય છે, માટે એ રીતે ૪૨ ની ઉદીરણામાં સર્વ સંખ્યાએ ૯ ભાંગા થાય છે ).

તદનંતર દેહસ્થ ને ઔ૦ ૭-૧ સંસ્થાન-૧ સંઘયણ-ઉ૫૦ પ્ર૦-એ ૧૧ પ્રકૃતિયોને ૪૨ ની ઉદીરણામાં પ્રક્ષેપીને તિર્યંગાનુપૂર્વીને બાદ કરીયે તો ૫૨ ની ઉદીરણા થાય છે, ત્યાં ભાંગા ૧૪૫ થાય છે તે આ પ્રમાણે પર્યાપ્ત જીવને ૬ સંસ્થાન ૬ સંઘયણ ૨ યુગલના યશ અને અયશ સાથે ૧૪૪ ( ૬×૬×૨×૨=૧૪૪ ) ભાંગા થાય છે, અને અપર્યાપ્તને હુંડક છેવ૦, દુર્ભગ, અનાદેય ને અયશરૂપ ૧ જ ભાંગો થાય છે, પુનઃ જે આચાર્યો સુભગ આદેય અને દુર્ભગ અનાદેયનો યુગપત્ વા અયુગપત્ ઉદય પણ માને છે, તેઓને મતે ૫૨ ની ઉદીરણામાં ૨૮૯ ભાંગા આ પ્રમાણે થાય છે, પર્યાપ્ત જીવને ૬ સંસ્થાનથી ૬ સંઘયણથી સુભગ અને દુર્ભગથી આદેય અને અનાદેયથી, યશ અને અયશથી ૨૮૮ ( ૬×૬×૨×૨×૨=૨૮૮ ) ભાંગા થાય છે, અને અપર્યાપ્તને તો પૂર્વોકત રીતે ૧ જ ભાંગો થાય છે.

તથા એજ ૫૨ ની ઉદીરણામાં પરાઘાત અને શુભ વા અશુભ ખગતિ એ બેનો પ્રક્ષેપ કરતાં શરીરપર્યાપ્તજીવને ૫૪ ની ઉદીરણા હોય છે, અહિં પર્યાપ્ત સંબંધી પ્રથમ જે ૧૪૪ ભાંગા કહ્યા છે

---

૧ યશ-સુભગ-આદેય
યશ-દુર્ભગ-અનાદેય
અયશ-સુભગ-આદેય
અયશ-દુર્ભગ-અનાદેય
} લ૦ પર્યાપ્તને એ ૪ ભાંગા
અયશ-દુર્ભગ-અનાદેય એ ૧ ભાંગો અપર્યાપ્તને એ પ્રમાણે ૫ ભાંગા

તેનેજ ૨ ખગતિએ ગુણવાથી ૨૮૮ ભાંગા થાય છે, અને મતાન્તરે પુનઃ ૫૭૬ ભાંગા થાય છે.

તદનંતર ( ઉશ્વાસપર્યાપ્તવડે પર્યાપ્ત થયેલા ) **ઉચ્છવાસ-પર્યાપ્તને** ઉશ્વાસની ઉદીરણા પ્રક્ષેપતાં ૫૫ ની ઉદી૦ થાય છે. અહિં પણ પૂર્વવત્ ૨૮૮ ભાંગા થાય છે, અને મતાન્તરે ૫૭૬ ભાંગા થાય છે.—અથવા **શરીરપર્યાપ્તને** ઉશ્વાસની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગ્રહણ કરતાં પણ ૫૫ ની ઉદીરણા થાય છે અહિં પણ ભાંગા ૨૮૮, અને મતાન્તરે ૫૭૬ છે. એ પ્રમાણે ૫૫ ની ઉદીરણામાં સ્વમતથી ૫૭૬ ભાંગા, અને મતાન્તરે ૧૧૫૨ ભાંગા થાય છે.

તદનંતર **ભાષાપર્યાપ્તને** સુસ્વર વા દુઃસ્વરનો પ્રક્ષેપ કરતાં ૫૬ ની ઉદીરણા થાય છે, ત્યાં સ્વમતથી જે ઉશ્વાસ સાથે ૨૮૮ ભાંગા પ્રથમ થયા છે તેને એ સ્વર વડે ગુણતાં ૫૭૬ ભાંગા અત્રે થાય છે. અને મતાન્તરે પુનઃ ૧૧૫૨ થાય છે.—અથવા ઉશ્વાસ પર્યાપ્તને સ્વરની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગ્રહણ કરતાં પણ ૫૬ ની ઉદી૦ થાય છે, અહિંપણ સ્વમતે ૮૬૪, અને મતાન્તરે ૧૭૨૮ ભાંગા થાય છે.

તથા **ભાષાપર્યાપ્તને** સ્વર સહિત જે ૫૬ ની ઉદી૦ છે તેમાં ઉદ્યોતનો પ્રક્ષેપ કરતાં ૫૭ ની ઉદી૦ થાય છે અહિં સ્વર સહિત ૫૬ ની ઉદીરણામાં જે સ્વમતથી ૫૭૬, અને મતાન્તરે ૧૧૫૨ ભાંગા કહ્યા છે તેજ અત્રે પણ જાણવા.

। હવે **વૈક્રિયલબ્ધિવાળા તિર્યંચપંચે૦ને ઉદી૦સ્થાન** કહે છે. ।

૫૧–૫૩–૫૪–૫૫–૫૬ એ ૫ ઉદીરણાસ્થાન વૈ૦લબ્ધિયુક્ત તિર્યંચોને હોય છે. ત્યાં વૈ૦૭–સમચ૦–ઉપ૦–પ્ર૦–એ ૧૦ પ્રકૃતિયોને પૂર્વોક્ત તિર્યંચપંચેન્દ્રિયપ્રાયોગ્ય ૪૨ પ્રકૃતિયોમાં પ્રક્ષેપીને તિર્યંચાનુપૂર્વીને બાદ કરે તો ૫૧ પ્રકૃતિનું ઉદી૦સ્થાન થાય છે.

અહિં સુભગયુગલ, દુર્ભગયુગલના યશ, અને અયશ સાથે ૪ ભાંગા થાય છે અને મતાન્તરે સુભગ અને દુર્ભગથી અને આદેય તથા અનાદેયથી યશ અને અયશ સાથે [1]પર્યાપ્તજીવને ૮ ભાંગા થાય છે.

તદનંતર [2]શરીરપર્યાપ્તિવડે પર્યાપ્ત (શરીરપર્યાપ્ત) જીવને ૫૨૦ અને સુખગતિની ઉદીરણા પ્રક્ષેપતાં ૫૩ ની ઉદીરણા થાય છે. અહિં પણ પૂર્વવત્ સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા થાય છે.

તદનંતર [3]ઉશ્વાસપર્યાપ્તિએ પર્યાપ્ત (उश्वासपर्याप्त) જીવને ઉશ્વાસની ઉદીરણા પ્રક્ષેપતાં ૫૪ ની ઉદી૦ થાય છે. અત્રે પણ પૂર્વવત સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા થાય છે.—અથવા દેહપર્યાપ્તજીવને ઉશ્વાસની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગ્રહણ કરતાં પણ ૫૪ ની ઉદીરણા થાય છે અહિં પણ પૂર્વવત્ સ્વમતે ૪ ને પરમતે ૮ ભાંગા થાય છે. એ પ્રમાણે સર્વમળીને ૫૪ ની ઉદીરણામાં સ્વમતે ૮, અને મતાન્તરે ૧૬ ભાંગા થાય છે.

તદનંતર [4]ભાષાપર્યાપ્તિએ પર્યાપ્ત થયેલા જીવને (भाषापर्याप्तने) ઉશ્વાસસહિત ૫૪ ની ઉદીરણામાં સ્વર નામનો પ્રક્ષેપ કરતાં ૫૫ ની ઉદીરણા થાય છે. અહિં પણ સ્વમતે ૪, અને પરમતે ૮ ભાંગા થાય છે.—અથવા उश्वासपर्याप्त તિર્યંચને સ્વરની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગણતાં પણ ૫૫ ની ઉદીરણા થાય છે. અહિં પણ સ્વમતે ૪, અને પરમતે ૮, અને મતાન્તરે ૧૬ ભાંગા થાય છે.

---

૧ ઔદા૦ શરીર સંબંધિ સર્વ પર્યાપ્તિઓ વડે પર્યાપ્ત પરંતુ વૈક્રિય શરીર સંબંધિ પર્યાપ્તિઓ વડે અપર્યાપ્ત.

૨ વૈક્રિય શરીર પર્યાપ્તિ વડે શરીરપર્યાપ્ત.

૩ વૈક્રિય શરીર સંબંધિ ઉશ્વાસપર્યાપ્તિ વડે પર્યાપ્ત.

૪ વૈક્રિય શરીર સંબંધિ ભાષાપર્યાપ્તિ વડે પર્યાપ્ત. એ પ્રમાણે સર્વત્ર જાણવું. કારણ કે ઔદા૦ વા વૈ૦ વા આહા૦ શરીર રચતાં તે તે શરીર સંબંધી સર્વ પર્યાપ્તિઓ નવી કરવી પડે.

તદનંતર સ્વરસહિત ૫૫ ની ઉદીરણામાં ઉદ્યોતનો પ્રક્ષેપ કરતાં ૫૬ ની ઉદીરણા થાય છે. અત્રે પણ સ્વમતે ૪, અને પરમતે ૮ ભાંગા થાય છે. એ પ્રમાણે વૈક્રિયની વિકુર્વણા કરતા તિર્યંચ પંચેન્દ્રિયોને સર્વ સંખ્યાએ સ્વમતે ૨૮ ભાંગા અને પરમતે ૫૬ ભાંગા થાય છે. અને સામાન્યથી સર્વ તિર્યંચપંચેન્દ્રિયની અપેક્ષાએ સ્વમતે ૨૪૮૨ ભાંગા અને પરમતે ૪૯૬૨ ભાંગા થાય છે.

। હવે [1]મનુષ્યનાં ઉદી૦ સ્થાનો કહેવાય છે. ।

મનુષ્ય સંબંધિ ઉદીરણા સ્થાનોની વિવક્ષામાં કેવલિ સંબંધિ ઉદીરણા સ્થાનો તો પ્રથમ કહેવાયાં છે, અને અન્ય મનુષ્ય સંબંધિ ૪૨–૫૨–૫૪–૫૫–૫૬ એ ૫ ઉદી૦ સ્થાનો છે. એ સર્વ પણ પ્રથમ જે રીતે તિર્યંચ પંચેન્દ્રિયના સંબંધમાં કહ્યાં છે, તે રીતે અત્રે પણ કહેવાં. પરન્તુ તિર્યગ્ ગતિ અને તિર્યગાનુપૂર્વીને સ્થાને મનુષ્યગતિ અને મનુષ્યાનુપૂર્વી એવો શબ્દ કહેવો, અને ૫૫ તથા ૫૬ નું ઉદીરણા સ્થાન તે ઉદ્યોત રહિત કહેવું, કારણ કે વૈક્રિય અને આહારક લબ્ધિયુક્ત મુનિ સિવાય અન્ય મનુષ્યને ઉદ્યોતના ઉદયનો [2]અભાવ છે. સર્વત્ર ભાંગાપણ ઉદ્યોત રહિત તેજ પ્રમાણે સ્વમતથી અને પરમતથી કહેવા, તે આ પ્રમાણે–સ્વમતથી ૪૨ ની ઉદીરણામાં ૫ ભાંગા–૫૨ ની ઉદીરણામાં ૧૪૫–૫૪ ની ઉદીરણામાં ૨૮૮–૫૫ ની ઉદીરણામાં ૨૮૮–૫૬ ની ઉદીરણામાં ૫૭૬–તથા મતાન્તરે ક્રમપૂર્વક ૯–૨૮૯–૫૭૬–૫૭૬, ૧૧૫૨ ભાંગા થાય છે. ( સર્વભાંગા ૧૩૦૨ વા ૨૬૦૨ )

। હવે વૈક્રિય વિકુર્વતા મનુષ્યોનાં ઉદી૦ સ્થાન કહે છે ।

---

૧ અહિં વૈક્રિય અને આહારકકાયની વિકુર્વણા રહિત, અને અસર્વજ્ઞ એવા સામાન્ય મનુષ્યોનું ગ્રહણ કરવું.

૨ એ કારણથીજ કર્મવિપાક નામના પ્રથમ કર્મગ્રંથમાં " જઇ-દેવુત્તર વિક્કિય " પદમાં માત્ર યતિજ ગ્રહણ કરેલ છે.

૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ પાંચ ઉદી૦ સ્થાનો વૈક્રિયની વિકુર્વણા કરતા મનુષ્યને હોય છે, ત્યાં ૫૧ ની અને ૫૩ ની ઉદીરણા તો પૂર્વે વૈક્રિયકર્તા તિર્યંચવત્ જાણવી.

તથા ઉશ્વાસ સહિત ૫૪ ની ઉદીરણામાં સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા હોય છે–અને ઉત્તર વૈક્રિયકર્તા મુનીને ઉદ્યોત નામનો ઉદય હોય છે, અન્યને નહિ, તેથી તે ઉદ્યોત સહિત ૫૪ ની ઉદીરણામાં ૧ પ્રશસ્ત ભાંગો થાય છે, કારણ કે મુનિને દુર્ભગ, અનાદય, અને અયશના ઉદયનો અભાવ હોય છે. એ પ્રમાણે ૫૪ ની ઉદીરણામાં સર્વ સંખ્યાએ સ્વમતે ૫, અને પરમતે ૯ ભાંગા થાય છે.

તદનંતર ભાષા પર્યાપ્તિએ પર્યાપ્ત જીવને ઉશ્વાસ સહિત ૫૪ ની ઉદીરણમાં સુસ્વરનો પ્રક્ષેપ કરવાથી ૫૫ ની ઉદી૦ થાય છે. અહિં પણ સ્વમતે ૪ અને મતાન્તરે ૮ ભાંગા થાય છે–અથવા મુનિને સ્વરની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગણતાં પણ ૫૫ ની ઉદી૦ થાય. અહિં પૂર્વવત્ ૧ ભાંગો થાય છે, એ પ્રમાણે ૫૫ ની ઉદીરણામાં સર્વ સંખ્યાઓ સ્વમતે ૫, અને મતાન્તરે ૯ ભાંગા થાય છે. તથા સુસ્વર સહિત ૫૫ ની ઉદીરણામાં ઉદ્યોતને પ્રક્ષેપવાથી ૫૬ ની ઉદી૦ થાય છે, તેમાં પ્રશસ્ત ભંગ ૧ જ હોય છે. એ રીતે વૈક્રિયકર્તા મનુષ્યને સર્વ સંખ્યાએ સ્વમતે ૧૯ અને મતાન્તરે ૩૫ ભાંગા થાય છે.

। હવે આહારકકર્ત્તા મુનિને ઉદી૦ સ્થાનો કહે છે ।

આહારક કરતા મુનિને ૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ ૫ ઉદીરણાસ્થાનો છે, ત્યાં આહા૦ ૭-સમચ૦-ઉપ૦-પ્ર૦-એ ૧૦ પ્રકૃતિઓને પૂર્વોક્ત મનુષ્યપ્રાયોગ્ય ૪૨ પ્રકૃતિઓમાં પ્રક્ષેપીને મનુષ્યાનુપૂર્વી બાદ કરતાં ૫૧ ની ઉદીરણા થાય છે. અહિં સર્વ પદ ( આદેયાદિ, ) પ્રશસ્ત હોવાથી ૧ જ ભાંગો ( આહારક પ્રારંભકને ) હોય છે.

તથા શરીર પર્યાપ્તિ વડે પર્યાપ્ત મુનિને સુખગતિ અને પરાઘાતની ઉદીરણા અધિક થતાં ૫૩ ની ઉદીરણા થાય છે. અહિં પણ ૧ ભાંગો છે—અથવા શરીરપર્યાપ્ત મુનિને ઉશ્વાસની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગણતાં પણ ૫૩ ની ઉદીરણા થાય છે. અહિં પણ ૧ જ ભાંગો છે. સર્વ સંખ્યાએ ૫૪ ની ઉદીરણામાં ૨ ભાંગા થાય છે.

તદનંતર ભાષાપર્યાપ્ત મુનિને ઉશ્વાસસહિત ૫૪ ની ઉદીરણામાં સુસ્વરનો પ્રક્ષેપ કર્યાથી ૫૫ ની ઉદીરણા થાય છે. અહિંપણ પૂર્વવત્ ૧ ભાંગો થાય છે.—અથવા ઉશ્વાસ પર્યાપ્તિ વડે પર્યાપ્ત મુનીને સ્વરની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગણતાં પણ ૫૫ ની ઉદીરણા થાય છે. અહિં પણ ૧ જ ભાંગો થાય છે, એ પ્રમાણે ૫૫ ની ઉદીરણામાં સર્વ સંખ્યાએ ૨ ભાંગા થાય છે.

તદનંતર ભાષાપર્યાપ્ત મુનીને સ્વરસહિત ૫૫ ની ઉદીરણામાં ઉદ્યોતનો પ્રક્ષેપ કરતાં ૫૬ ની ઉદીરણા થાય છે, અહિં પણ ૧ જ ભાંગો થાય છે. એ પ્રમાણે આહારક શરીરીને સર્વ સંખ્યાએ ૭ ભાંગા થાય છે, અને સામાન્ય મનુષ્ય, વૈક્રિયશરીરી, આહારકશરીરી, અને કેવલિ એ સર્વ મનુષ્યના સર્વ સંખ્યાએ ૧૩૩૪ ભાંગા સ્વમતે થાય છે, અને મતાન્તરે ૨૬૫૦ ભાંગા થાય છે.

। હવે દેવને ઉદી૦ સ્થાનો કહે છે ।

દેવોને ૪૨–૫૧–૫૩–૫૪–૫૫–૫૬ એ ૬ ઉદી૦સ્થાનો હોય છે. ત્યાં દેવ ૨–પંચે૦–ત્ર૦–બા૦–પર્યા૦–સુભગ, આદેય વા દુર્ભગ, અનાદેયઃ–યશ વા અયશ–એ ૯ પ્રકૃતિયોને પૂર્વોક્ત ૩૩ ધ્રુવોદીરણાની પ્રકૃતિયોમાં પ્રક્ષેપતાં ૪૨ ની ઉદી૦ થાય છે. અહિં સુભગયુગલ વા દુર્ભગયુગલ સાથે યશ અને અયશના ૪ ભાંગા થાય છે, અને મતાન્તરે સુભગદુર્ભગ સાથે દુર્ભગ અનાદેયના અને યશ અયશના ૮ ( ૨×૨×૨=૮ ) ભાંગા ( अपांतरालवर्ती ) દેવને હોય છે.

તદનંતર દેહસ્થ દેવને વૈ૦૭–સમચ૦–ઉપ–પ્ર૦ એ ૧૦ પ્રકૃતિયો ને ૪૨ માં પ્રક્ષેપીને દેવાનુપૂર્વીનો બાદ કરીયે તો ૫૧ ની ઉદીરણા થાય છે. અહિં ભાંગા પૂર્વવત્ સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા થાય છે.

તદનંતર શરીર પર્યાપ્તિ વડે પર્યાપ્ત થયેલા દેવને પરાઘાત અને શુભવિહાયોગતિનો પ્રક્ષેપ કરતાં ૫૩ ની ઉદીરણા થાય છે. ત્યાં પણ સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા થાય છે. દેવને અશુભવિહાયોગતિનો ઉદય હોય નહિ માટે તત્સંબંધી ભાંગા પણ ઉપજે નહિ.

તદનંતર ઉચ્છ્વાસ પર્યાપ્તિ વડે પર્યાપ્ત થયેલા દેવને ઉશ્વાસનો પ્રક્ષેપ કરતાં ૫૪ ની ઉદીરણા થાય છે. અહિં પણ ભાંગા સ્વમતે ૪, અને પરમતે ૮ થાય છે.–અથવા શરીરપર્યાપ્ત દેવને ઉશ્વાસની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગણીએ તો પણ ૫૪ ની ઉદીરણા થાય છે. અહીં પણ ભાંગા સ્વમતે ૪ અને મતાન્તરે ૮ થાય છે. એ પ્રમાણે ૫૪ ની ઉદીરણામાં સ્વમતે સર્વ ભાંગા ૮, અને મતાન્તરે ૧૬ થાય છે.

તદનંતર ભાષા પર્યાપ્તિ વડે પર્યાપ્ત દેવને ઊશ્વાસ સહિત ૫૪ ની ઉદીરણામાં સુસ્વરનો પ્રક્ષેપ કર્યાથી ૫૫ પ્રકૃતિયોની ઉદીરણા થાય છે. અહિં પણ સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા થાય છે. અથવા ઉચ્છ્વાસપર્યાપ્ત દેવને સ્વરની અનુદીરણા અને ઉદ્યોતની ઉદીરણા ગણતાં પણ ૫૪ ની ઉદી૦ થાય છે, ત્યાં પણ સ્વમતે ૪, અને મતાન્તરે ૮ ભાંગા થાય છે. એ પ્રમાણે ૫૫ ની ઉદીરણામાં સ્વમતે ૮, અને મતાન્તરે ૧૬ ભાંગા થાય છે.

તદનંતર ભાષા પર્યાપ્ત દેવને સુસ્વરહિત ૫૫ ની ઉદીરણામાં ઉદ્યોતનો પ્રક્ષેપ કર્યાથી ૫૬ ની ઉદીરણા થાય છે. અહિં પણ સ્વમતે ૪ અને મતાન્તરે ૮ ભાંગા થાય છે. એ પ્રમાણે દેવોને સર્વ સંખ્યાએ સ્વમતે ૩૨, અને મતાન્તરે ૫૪ ભાંગા થાય છે.

। હવે નારક જીવોને ઉદીરણાનાં સ્થાન કહે છે. ।

નારક જીવોને ૪૧-૫૧-૫૩-૫૪-૫૫ એ ૫ ઉદીરણા સ્થાનકો છે,ત્યાં નરકદ્વિક-ત્રસત્રિક-દુર્ભગત્રિક-પંચે૦-એ ૯ પ્રકૃતિયોને પૂર્વોક્ત ૩૩ ધ્રુવોદીર્ય પ્રકૃતિમાં પ્રક્ષેપતાં ૪૨ ની ઉદી૦ થાય છે અહિં સર્વ પદ અપ્રશસ્ત હોવાથી ૧ જ ભાંગો (अपांतरालवर्त्ती) નારકને હોય છે.

તથા देहस्थ નારક જીવને વૈ૦ ૭-હું૦ ૩ે૫૦-પ્ર૦-એ ૧૦ પ્રકૃતિયોને પ્રક્ષેપીને નરકાનુપૂર્વીને બાદ કરતાં ૫૧ ની ઉદી૦ થાય છે. અહિં પણ ૧ ભાંગો છે.

તદનંતર देह પર્યાપ્તિ વડે पर्याप्त નારકને પરાઘાત અને કુખગતિનો પ્રક્ષેપ કરતાં ૫૩ ની ઉદી૦ થાય છે. અહિંપણ ૧ જ ભાંગો છે.

તદનંતર उश्वास પર્યાપ્તિ વડે पर्याप्त નારકને ઉશ્વાસના પ્રક્ષેપથી ૫૪ ની ઉદી૦ થાય છે. ત્યાં પણ ભાંગો ૧ જ છે.

તદનંતર भाषापर्याप्त નારકને દુઃસ્વરના પ્રક્ષેપથી ૫૫ ની ઉદીરણા થાય છે, ત્યાંપણ ભાંગો ૧ જ થાય છે. એ પ્રમાણે નારક જીવોને સર્વ સંખ્યાએ ૫ ભાંગા થાય છે. ( इति जीवभेदे उदी० स्थानक प्ररूपणा )

## अथ गुणस्थानेषु उदीरणास्थानानि.

હવે નામકર્મનાં મિથ્યાદ્રષ્ટિ આદિથી માંડીને યાવત્ સયોગિકેવલિ પર્યંત અનુક્રમે ૯ વિગેરે ઉદી૦સ્થાનો છે. ત્યાં मिथ्यादृष्टि जीवने ૪૨-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ ૯ ઉદી૦ સ્થાનો છે. આ સર્વ સ્થાનો મિથ્યાદૃષ્ટિ એવા એકેન્દ્રિયોની અપેક્ષાએ છે તે સ્વયં વિચારી લેવાં.

તથા સાસ્વાદન ગુણસ્થાને ઉદી૦ સ્થાનો-૪૨-૫૦-૫૧-૫૨-૫૫-૫૬-૫૭ એ ૭ ઉદી૦ સ્થાનો સાસ્વાદની જીવને હોય છે, ત્યાં ૪૨ ની ઉદીરણા બાદર એકેન્દ્રિય-દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-ચતુરિન્દ્રિય, તિર્યંચ્પંચે૦; મનુ૦, અને દેવોને સાસ્વાદન સમ્યક્ત્વસહિત ગતિના અંતરાલમાં વહેતાં (વર્તતાં) હોય છે—તથા દેહસ્થ એકેન્દ્રિયોને ૫૦ ની ઉદીરણા-દેહસ્થ દેવોને ૫૧ ની ઉદીરણા-દેહસ્થ વિકલેન્દ્રિય, તિર્યંચપં૦, અને મનુષ્યને ૫૨ ની ઉદીરણા-સાસ્વાદનભાવમાં વર્તતા પર્યાપ્ત દેવનારકોને ૫૫ ની ઉદીરણા-પર્યાપ્ત તિર્યંચપં૦, મનુ૦, અને દેવોને ૫૬ ની ઉદીરણા, અને ઉદ્યોતના ઉદયમાં વર્તતા પર્યાપ્ત તિર્યંચપંચેન્દ્રિયને ૫૭ ની ઉદીરણા હોય છે.

મિશ્રગુણસ્થાને ઉદી૦ સ્થાનો-મિશ્રગુણસ્થાને ૫૫-૫૬-૫૭ એ ત્રણ ઉદી૦ સ્થાનો છે. ત્યાં દેવ નારકોને ૫૫ ની ઉદીરણા-તિર્યંચ મનુષ્ય, અને દેવોને ૫૬ ની ઉદીરણા-તથા ઉદ્યોતવેદક તિર્યંચ પંચેન્દ્રિયને ૫૭ ની ઉદીરણા હોય છે.

સમ્યક્ત્વ ગુણસ્થાને ઉદી૦ સ્થાનો-અવિરત સમ્યગદ્રષ્ટિજીવને ૪૨-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ આઠ ઉદી૦સ્થાનો છે.—ત્યાં દેવ, નારક, તિર્યં૦ પં૦, અને મનુષ્યોને ૪૨ ની ઉદીરણા-દેવનારકોને ૫૧ ની ઉદીરણા-તિર્યંચપં૦ અને મનુષ્યોને ૫૨ ની ઉદીરણા-ચાતુર્ગતિકજીવોને ૫૩ ની ઉદીરણા-દેવનારકતિર્યં૦ પં૦ અને વૈક્રિય તિર્યંચ તથા મનુષ્યોને ૫૪ તથા ૫૫ ની ઉદીરણા, દેવ તિર્યં૦, ના૦ અને મનુષ્યને ૫૬ ની ઉદીરણા અને ઉદ્યોતવેદક તિર્યં૦ પંચેન્દ્રિયોને ૫૭ ની ઉદીરણા હોય છે.

દેશવિરતિ ગુણસ્થાને ઉદીરણા સ્થાનો—દેશવિરતજીવને ૫૧-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ ૭ ઉદીરણા સ્થાનો છે.-ત્યાં ૫૧-૫૩-૫૪-૫૫ એ ચાર ઉદી૦સ્થાનો વૈક્રિય દેહમાં વર્તતા તિર્યંચ ને મનુષ્યને હોય છે,સ્વભાવસ્થ અને વૈક્રિય શરીરી તિર્યંચ મનુષ્યોને

૫૬ નું ઉદી૦ સ્થાન હોય છે, તથા ઉદ્યોતવેદી તેજ તિર્યંચ મનુષ્યોને ૫૭ નું ઉદી૦ સ્થાન હોય છે.

**પ્રમત્ત ગુણસ્થાને** ઉદીરણા સ્થાનો–પ્રમત્ત મુનિને ૫૧–૫૩–૫૪–૫૫–૫૬ એ ૫ ઉદી૦સ્થાનો છે. ત્યાં એ પાંચે ઉદી૦સ્થાનો વૈક્રિય શરીરી અથવા આહારક શરીરી મુનિને હોય છે. અને ૫૬ નું ઉદી૦સ્થાન તો ઔદારિક દેહસ્થને પણ હોય છે.

**અપ્રમત્ત ગુણસ્થાને** ઉદીરણા સ્થાનો–અપ્રમત્ત મુનિને ૫૫–૫૬ એ બે ઉદી૦ સ્થાનો હોય છે. ત્યાં ૫૬ નું ઉદી૦ સ્થાન ઔદારિક દેહસ્થને હોય છે. અહિં સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત એવા કેઇક વૈક્રિય અને આહારકશરીરી મુનિને કેટલોએક કાળ અપ્રમત્ત ભાવ પણ હોય છે તેથી તેઓને ૫૫ અને ૫૬ એ બન્ને સ્થાનોની પણ ઉદીરણા હોય છે.[1]

**અપૂર્વ–અનિવૃત્તિ–સુક્ષ્મ–ઉપ–ક્ષીણ–ગુણાસ્થાને** ઉદી સ્થાનો

---

[1] વૈ૦ મનુષ્યને ૫૫ ની ઉદીરણા સંભવે છે; પરંતુ સામાન્ય અને આહા૦ મનુષ્યને ૫૫ ની ઉદીરણા ઉશ્વાસપર્યાપ્તિથી ભાષાપર્યાપ્તિાવસ્થા સુધી હોય છે, અને તે અવસ્થામાં અપ્રમત્તપણું કેમ સંભવે ? કારણ કે ઔદા૦ ઉશ્વાસપર્યાપ્તિમાં તો સર્વથા અપ્રમત્તપણું હોયજ નહિં, અને આહા૦ ઉશ્વાસ પર્યાપ્તાવસ્થામાં તો આહારક દેહનો પ્રારંભ હોવાથી પ્રમત્તપણાનો સંભવ છે ( અપ્રમત્તતા આહારક મિશ્રયોગે નહિં પણ આહા૦ યોગે હોવાથી ) પરંતુ અપ્રમત્તતાનો સંભવ નથી, માટે ૫૫ નું ઉદી૦ સ્થાન માત્ર વૈ૦ મનુષ્યને હોય, અને ૫૬ નું સ્થાન પ્રાકૃત મનુ૦, વૈ૦ મનુષ્ય, ને આહા૦ મનુષ્યને એ ત્રણને હોઇ શકે છે, માટે અપ્રમત્ત ગુણસ્થાને ૫૫–૫૬ નાં બે સ્થાનો યથા સંભવ વીચારીને કહેવાં ! " પુનઃ સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત " એ કથન વૈક્રિયદેહી મુનીને વૈ૦દેહ સંબંધિ પર્યાપ્તિઓને અંગે, અને આહા૦ દેહી મુનીને આહા૦ દેહ સંબંધિ સર્વ પર્યાપ્તિઓને અંગે સમજવું યોગ્ય છે; અન્યથા ઉત્તરદેહાપર્યાપ્ત મુનીને અપ્રમત્ત પણાનો પ્રસંગ આવી જાય તે અનિષ્ટ છે. પછી બહુશ્રુત કહે તે સત્ય.

पर्कं पंचसु એ પાંચ ગુણસ્થાનોમાં ૫૬ રૂ૫ એક ઉદી૦ સ્થાન તે ઔદારિક દેહસ્થાને હોય છે.

। सयोगि गुणस्थाने ઉદીરણા સ્થાનો—पर्कम्मि अट्ठ એ સયોગિ કેવલિ ગુણસ્થાને ૪૧-૪૨-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ આઠ ઉદી૦ સ્થાનો હોય છે. તે પ્રથમ વિસ્તારથી કહેલાં છે માટે અહિં પુનઃ સવિસ્તરપણે કહેવાશે નહીં. ( इति गुणस्थाने उदीरणा स्थानो )

। હવે કયા ઉદી૦ સ્થાને કેટલા ભાંગા છે ? તે (ગાથાથી) કહે છે ।

इगाण क्कमेण भंगावि=૪૧ આદિ ઉદીરણા સ્થાનોમાં અનુક્રમે ભાંગા પણ વક્ષ્યમાણ સંખ્યાએ જાણવા તે આ પ્રમાણે—૪૧ માં ૧ ભાંગો તે સામાન્ય કેવલિને હોય છે—૪૨ માં ૩૦ ભાંગા છે ત્યાં ૧ નારકને ૫ એકેન્દ્રિયને ૩ દ્વીન્દ્રિયને, ૩ ત્રીન્દ્રિયને ૩ ચતુરિન્દ્રિયને ૫ તિર્યંચ પંચેન્દ્રિને ૫ મનુષ્યને ૧ તિર્થંકરને ૪ દેવને હોય છે, અને મતાન્તરે વળી જેઓ સુભગ આદેય અને દુર્ભગ અનાદેયનો યુગપત અને અયુગપત્ ઉદય પણ માને છે, તેઓને માટે ૪૨ ની ઉદીરણામાં ૪૨ ભાંગા હોય છે, અને એજ મતાન્તરે તિર્યંચ પંચેન્દ્રિયયોને ૯, મનુષ્યોને ૯, દેવોને ૮ ને શેષ પૂર્વોક્ત રીતે જાણવા.

તથા ૫૦ ની ઉદીરણામાં ૧૧ ભાંગા છે, તે સર્વ એકેન્દ્રિયોનેજ હોય છે, કારણ કે અન્યજીવમાં ૫૦ ની ઉદીરણા હોય નહિ.

તથા ૫૧ ની ઉદીરણામાં ૨૧ ભાંગા છે-તેમાં નારકને ૧; પચેંન્દ્રિયને ૭, વૈક્રિયતિ૦ ૫ં૦ ને ૪. વૈ૦ મનુષ્યને ૪, આહારક શરીરીને ૧, અને દેવને ૪, એ પ્રમાણે ૨૧ ભાંગા કહ્યા.—પુનઃ મતાન્તરે વૈક્રિય તિર્યંચ મનુષ્ય અને દેવોને પ્રત્યેકને ૮-૮ ભાંગા

68

હોય છે, એ અપેક્ષાએ ૫૧ ની ઉદીરણામાં સર્વ ભાંગા ૩૩ પણ થાય છે.

તથા **सत्तारतिसए य=૫૨ ની ઉદીરણામાં** ૩૧૨ ભાંગા થાય છે—તેમાં એકેન્દ્રિયને ૧૩, દ્વીન્દ્રિયને ૩, ત્રીન્દ્રિયને ૩, ચતુરિન્દ્રિયને ૩, ( એ રીતે વિકલેન્દ્રિને ૯, ) તિર્યંગપં૦ ને ૧૪૫, અને મનુષ્યને પણ ૧૪૫ ભાંગા હોય છે. અત્રે પણ મતાન્તરે તિ૦પંચે૦ ને ૨૮૯ અને મનુષ્યને પણ ૨૮૯ ભાંગા પ્રાપ્ત થાય છે, માટે એ અપેક્ષાએ ૫૨ ની ઉદીરણામાં ૬૦૦ ભાંગા થાય છે.

તથા **૫૩ ની ઉદીરણામાં** ૨૧ ભાંગા છે તેમાં નારકને ૧ એકેન્દ્રિયોને ૬. વૈ૦ તિ૦ પં૦ ને ૪ વૈ૦ મનુષ્યને ૪, આહારક શરીરીને ૧, તિર્થંકરને ૧ અને દેવને ૪ ભાંગા છે અહિં પણ મતાન્તરે વૈ૦ તિ૦ પં૦ મનુષ્ય અને દેવોને પ્રત્યેકને ૮-૮ ભાંગા છે, તેથી એ અપેક્ષાએ ૩૩ ભાંગા થાય છે.

તથા **૫૪ ની ઉદીરણામાં** ૬૦૬ ભાંગા છે-તેમાં નારકને ૧, વિકલેન્દ્રિયને ૨-૨-૨, સ્વભાવસ્થતિ૦ પંચે ને ૨૮૮, વૈ૦ તિ૦ પંચે૦ ને ૮, સ્વભાવસ્થ મનુષ્યોને ૨૮૮, વૈ૦ મનુષ્યને ૪, વૈક્રિય સહિત મુનિને ઉદ્યોત સહિત ૧, આહારક શરીરીને ૨, અને દેવને ૮ ભાંગા હોય છે. અહિં પણ મતાન્તરે સામાન્ય તિર્ય૦ પંચે૦ ને ૫૭૬, વૈ૦ તિ૦ પંચે૦ ને ૧૬, મનુષ્યને ૫૭૬, વૈ૦ મનુષ્યને ૯, અને દેવને ૧૬ ભાંગા હોય છે, શેષભાંગા પૂર્વોક્ત રીતે જાણવા. એ અપેક્ષાએ ૫૪ ની ઉદીરણામાં સર્વ ભાંગા ૧૨૦૨ થાય છે.

તથા **૫૫ ની ઉદીરણામાં** ૯૦૧ ભાંગા છે—ત્યાં નારકને ૧, વિકલેન્દ્રિયને ૪-૪-૪ ( ૧૨ ) સ્વભાવસ્થ ( ઔદારિકોદયવર્તી ) તિ૦ પંચે૦ ને ૫૭૬. વૈ૦ તિ૦ પંચે૦ ને ૮, સ્વભાવસ્થમનુષ્યોને ૨૮૮, વૈ૦ મનુષ્યને ૪, વૈક્રિયમુનિને ઉદ્યોત સહિત ૧, આહારક શરીરીને ૨, તીર્થંકરને ૧, દેવોને ૮, તથા મતાન્તરે તિ૦ પંચે૦

ને ૧૧૫૨, વૈ૦ તિ૦ પંચે૦ ને ૧૬, સ્વભાવસ્થ મનુષ્યને ૫૭૬, વૈ૦ મનુષ્યને ૯, દેવને ૧૬, અને શેષભાંગા પૂર્વોક્ત રીતે જાણવા. આ મતાન્તરની અપેક્ષાએ ૫૫ ની ઉદીરણામાં ૧૭૮૫ ભાગા થાય છે.

તથા ૫૬ ની ઉદીરણામાં ૧૪૬૯ ભાંગા છે—ત્યાં વિકલેન્દ્રિયને ૬–૬–૬, એ પ્રમાણે ૧૮, સ્વભાવસ્થ તિ૦ પંચે૦ ને ૮૬૪, વૈ૦ તિ૦ પંચે૦ ને ૪, મનુષ્યને ૫૭૬, વૈક્રિયસંયતને ઉદ્યોત સાથે ૧, આહારકશરીરીને ૧, તિર્થંકરને ૧, અને દેવને ૪ ભાંગા હોય છે. તથા મતાન્તરે તિ૦ પં૦ ને ૧૭૨૮, વૈ૦ તિ૦ પંચે૦ ને ૮, મનુષ્યને ૧૧૫૨, દેવને ૮; અને શેષ ભાંગા પૂર્વોક્ત રીતે થાય છે. એ પ્રમાણે ૫૬ ની ઉદીરણામાં -૯૧૭ ભાંગા થાય છે.

તથા ૫૭ ની ઉદીરણામાં ૫૮૯ ભાંગા થાય છે-ત્યાં વિકલેન્દ્રિયના ૪-૪–૪, તિ૦ પંચે૦ ને ૫૭૬, તીર્થંકરને ૧, તથા મતાન્તરે તિર્યંચ પંચેન્દ્રિયને ૧૧૫૨, અને શેષ પૂર્વોક્ત રીતે ભાંગા થાય છે. એ અપેક્ષાએ ૫૭ ની ઉદીરણામાં ૧૧૬૫ ભાંગા થાય છે.

## जीवभेदोमां उदी०स्थान अने भांगानी संकलना.

| ઉદી૦ સ્થાને | ભાંગા (સ્વમતે | ભાંગા પરમતે, |
|---|---|---|
| | કે ન્દ્રય | |
| ૪૨ | ૫ | ૫ |
| ૫૦ | ૧૧ | ૧૧ |
| ૫૧ | ૭ | ૭ |
| ૫૨ | ૧૩ | ૧૩ |
| ૫૩ | ૬ | ૬ |
| | ૪૨ | ૪૨ |

| | | |
|---|---|---|
| | દ્વી-દ્રયને | |
| ૪૨ | ૩ | ૩ |
| ૫૦ | ૩ | ૩ |
| ૫૮ | | [illegible] |
| [illegible] | ૪ | ૪ |
| ૫૬ | ૬ | ૬ |
| ૫ | ૪ | ૪ |
| | ૨૨ | ૨૨ |

| | ત્રીન્દ્રિયને | |
|---|---|---|
| | દ્વીન્દ્રિયવત્ ૨૨ | |

| | ચતુરિન્દ્રિયને | |
|---|---|---|
| | દ્વીન્દ્રિયવત્ ૨૨ | |

| | તિર્યંચ પંચે ને | |
|---|---|---|
| ૪૨ | ૫ | ૯ |
| ૫૨ | ૧૪૫ | ૨૮૯ |
| ૫૪ | ૨૮૮ | ૫૭૬ |
| ૫૫ | ૫૭૬ | ૧૧૫૨ |
| ૫૬ | ૮૬૪ | ૧૭૨૮ |
| ૫૭ | ૫૭૬ | ૧૧૫૨ |
| | ૨૪૫૪ | ૪૯૦૬ |

| | વૈ૦ તિ૦ પ૦ને | |
|---|---|---|
| ૫૧ | ૪ | ૮ |
| ૫૩ | ૪ | ૮ |
| ૫૪ | ૮ | ૧૬ |
| ૫૫ | ૮ | ૧૬ |
| ૫૬ | ૪ | ૮ |
| | ૨૮ | ૫૬ |

| | સામાન્ય મનુષ્યને | |
|---|---|---|
| ૪૨ | ૫ | ૯ |
| ૫૨ | ૧૪૫ | ૨૮૯ |
| ૫૪ | ૨૮૮ | ૫૭૬ |
| ૫૫ | ૨૮૮ | ૫૭૬ |
| ૫૬ | ૫૭૬ | ૧૧૫૨ |
| | ૧૩૦૨ | ૨૬૦૪ |

| | વૈક્રિય મનુષ્યને | |
|---|---|---|
| ૫૧ | ૪ | ૮ |
| ૫૩ | ૪ | ૮ |
| ૫૪ | ૫ | ૯ |
| ૫૫ | ૫ | ૯ |
| ૫૬ | ૧ | ૧ |
| | ૧૯ | ૩૫ |

| | આહારકશરીરીને | |
|---|---|---|
| ૫૧ | ૧ | ૧ |
| ૫૩ | ૨ | ૨ |
| ૫૪ | ૨ | ૨ |
| ૫૫ | ૧ | ૧ |
| ૫૬ | ૧ | ૧ |
| | ૭ | ૭ |

| | સામાન્યકેવલીને | |
|---|---|---|
| ૪૧ | ૧ | ૧ |

| | તીર્થંકરને | |
|---|---|---|
| ૪૨ | ૧ | ૧ |
| ૫૩ | ૧ | ૧ |
| ૫૫ | ૧ | ૧ |
| ૫૬ | ૧ | ૧ |
| ૫૭ | ૧ | ૧ |
| | ૫ | ૫ |

| | દેવને | |
|---|---|---|
| ૪૨ | ૪ | ૮ |
| ૫૧ | ૪ | ૮ |
| ૫૩ | ૪ | ૮ |
| ૫૪ | ૮ | ૧૬ |
| ૫૫ | ૮ | ૧૬ |
| ૫૬ | ૪ | ૮ |
| | ૩૨ | ૬૪ |

| | નારકને | |
|---|---|---|
| ૪૨ | ૧ | ૧ |
| ૫૧ | ૧ | ૧ |
| ૫૩ | ૧ | ૧ |
| ૫૪ | ૧ | ૧ |
| ૫૫ | ૧ | ૧ |
| | ૫ | ૫ |

એ પ્રમાણે સર્વભંગસંકલના આ પ્રમાણે

| | | |
|---|---|---|
| એકેન્દ્રિયને | ૪૨ | ૪૨ |
| વિકલેન્દ્રિયને | ૬૬ | ૬૬ |
| તિર્ય૦ પંચે૦ને | ૨૪૫૪ | ૪૯૦૬ |
| વૈ૦ તિ૦ પંચે૦ને | ૨૮ | ૫૬ |
| સામા૦ મનુ૦ને | ૧૩૦૨ | ૨૬૦૨ |
| વૈ૦ મનુ૦ને | ૧૯ | ૩૫ |
| આહા૦શરીરીને | ૭ | ૭ |
| સામા૦કેવલિને | ૧ | ૧ |
| તીર્થંકરને | ૫ | ૫ |
| દેવને | ૩૨ | ૬૪ |
| નારકને | ૫ | ૫ |
| સર્વ ભાંગા | ૩૯૬૧ | ૭૩૮૯ |
| | સ્વમતે | પરમતે |

। હવે ગતિને આશ્રયિ ઉદી૦ સ્થાનો કહેવાય છે ।

**पंच नव नवग छक्काणि, गइसु ठाणाणि सेसकम्माणं**
**एगेग मेव नेयं, साहित्तेगेग पगइओ ॥ २८ ॥**

ગાથાર્થ:—નરકગતિમાં ૫, તિર્યંગ્ગતિમાં ૯, મનુષ્યગતિમાં ૯, અને દેવગતિમાં ૬ ઉદી૦ સ્થાનો છે, અને શેષ જ્ઞાનાવરણાદિ કર્મોમાં એકેક ઉદી૦ સ્થાન છે. એ એકેક પ્રકૃતિયોની ઉદીરણાનું સ્વામિત્વ સ્વયં નિશ્ચય કરીને કહેવું.

ટીકાર્થ:—નરકગતિમાં ૪૨–૫૧–૫૩–૫૪–૫૫ એ પાંચ ઉદી૦ સ્થાનો છે, તિર્યંચગતિમાં ૪૧ સિવાયનાં શેષ ૪૨–૫૦–૫૧ ૫૨–૫૩–૫૪–૫૫–૫૬–૫૭ એ નવ ઉદી૦ સ્થાનો છે. મનુષ્યગતિ માં સયોગિ કેવલિ આદિકની અપેક્ષાએ ૫૦ સિવાયનાં શેષ ૪૧–૪૨

૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ નવ. ઉદી૦ સ્થાનો છે. અને દેવગતિમાં ૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬ એ ૬ ઉદી૦ સ્થાનો છે. એ સર્વ ઉદી૦ સ્થાનોને પ્રથમ વિસ્તારથી કહેલાં છે, માટે અહિં પુનઃ સવિસ્તરપણે કહેવાશે નહિ. એ પ્રમાણે નામકર્મનાં ઉદી૦ સ્થાનો વિસ્તારથી કહ્યા ( इति नामकर्मनां उदी० स्थानो )

। હવે ज्ञाना०-वेद०-आयु-गोत्र-अने अंतरायनां उदी० स्थानो કહેવાય છે. ।

જ્ઞાનાવરણમાં અને અન્તરાયમાં પાંચ પાંચ પ્રકૃતિરૂપ એકેક ઉદી૦ સ્થાનક છે, અને વેદનીય, આયુ, તથા ગોત્રકર્મમા વેધમાન એક પ્રકૃતિરૂપ એકેક ઉદી૦ સ્થાનક છે, કારણ કે આ ત્રણ કર્મમાં એકથી અધિક ઉત્તર પ્રકૃતિયોનો સમકાળે ઉદય પ્રવર્તતો નથી, તે કારણથી સમકાળે બે ત્રણ વિગેરે પ્રકૃતિયોની ઉદીરણા થતી નથી એ જ્ઞાનાવરણાદિકનું એકેક ઉદી૦ સ્થાન, અને પૂર્વોક્ત ( વેદનીયાદિની ) એકેક પ્રકૃતિની ઉદીરણાનું સ્વામિત્વ તે ગુણસ્થાનકમાં અને નરકાદિગતિમાં સ્વયં નિશ્ચય કરીને કહેવું. ॥ इति प्रकृत्युदीरणा ॥

## ॥ अथ स्थिति उदीरणा ॥

એ પ્રમાણે પ્રકૃતિની ઉદીરણા કહીને હવે સ્થિતિની ઉદીરણા કહેવાનો અવસર છે, ત્યાં लक्षण-भेद-साद्यादि-अद्धाछेद-અને स्वामित्व એ ૫ અનુયોગ છે. તેમાં પ્રથમ લક્ષણ અને ભેદ એ બે અનુયોગને આ ગાથાથી દર્શાવે છે.

**संपत्तिए य उदये, पओगओ दिस्सए उईरणा सा**
**सेचोकाठिइहिं ता, जाहिं ता तत्तिगा एसा ॥२९॥**

ગાથાર્થઃ—જે પ્રયોગવડે અસંપ્રાપ્તોદય દલિકને

**સંપ્રાપ્તોદય દલિકમાં અપાય તે સ્થિતિ ઉદીરણા જાણવી.** પુનઃ ઉદી૦ પ્રાયોગ્ય જેટલી સ્થિતિયોથી ઉદી૦ પ્રયોગવડે સમાકર્ષીને સંપ્રાપ્ત ઉદયમાં દેવાય તેટલા ભેદવાળી આ ઉદીરણા છે.

**ટીકાર્થઃ**—અહિં **संप्राप्तउदय** અને **असंप्राप्तउदय** એમ ૨ પ્રકારનો ઉદય છે, ત્યાં જે કર્મદલિકનો કાળ પરિપકવ થયા પછી અનુભવાય છે તે **संप्राप्तउदय** કહેવાય છે. કારણ કે કર્મદલિકના ઉદયમાં હેતુરૂપ એવી દ્રવ્ય ક્ષેત્ર કાલાદિકની સામગ્રી પ્રાપ્ત થયે છતેજ કાળના અનુક્રમ પ્રમાણે (કર્મ) ઉદયમાં આવે છે માટે તે **संप्राप्त** ઉદય કહેવાય છે, અને જે કર્મદલિકનો કાળ હજી પરિપકવ થયો નથી તે દલિકને ઉદીરણારૂપ વીર્ય વિશેષવડે સમાકર્ષીને (કર્મ) જે કાળપ્રાપ્તદલિકની સાથે સાથે અનુભવાય છે તે **असंप्राप्तउदय** કહેવાય છે, તેજ આ (સ્થિતિની) ઉદીરણા કહેવાય છે. અને દલિકની અપૂર્ણ સ્થિતિને પણ ઉદીરણા પ્રયોગવડે પૂર્વોકત સંપ્રાપ્ત ઉદયમાં પ્રક્ષેપાતી શ્રી સર્વજ્ઞથી જ્ઞાનચક્ષુ વડે દેખાય છે તે **स्थिति उदीरणा** કહેવાય છે એ પ્રથમ લક્ષણાનુયોગ કહ્યો ॥ **इति लक्षण अनुयोग** ॥

હવે **ઉદીરણાના ભેદ** કહે છે તે આ પ્રમાણે—અહિં જે સ્થિતિયોની ભેદકલ્પના સંભવે છે તે પૂર્વ પુરૂષકૃત સાંકેતિક શબ્દથી (સમય પરિભાષાએ) [1]**सेचिका** કહેવાય છે. તે સેચિકા ઉદીરણા યોગ્ય અને ઉદીરણા અયોગ્ય એ રીતે બે પ્રકારે છે, ત્યાં કઇ સ્થિતિયો ઉદીરણા યોગ્ય છે? અને કઇ સ્થિતિયો ઉદીરણાને અયોગ્ય છે? તે કહીએ છીએ—**सकम्मबंधुदयुवट्टणालिगाइण करणाइ** એ સૂત્રને અનુસારે બન્ધાવલિકાગત, અને ઉદયાવલિકાગત, સ્થિતિયો ઉદીરણાને અયોગ્ય છે, ને શેષ સર્વે પણ સ્થિતિયો પ્રાયઃ

૧ શ્રી ઉપાધ્યાયજીકૃત કર્મ પ્રકૃતિ ટીકામાં "सेविका" એવું નામ આપેલું છે. सेव्यन्ते भेदकल्पना प्रत्याश्रीयन्त इति सेविका—એ વ્યુત્પત્તિ કરી છે. તેમજ મૂળમાં પણ सेविका શબ્દ છે.

ઉદીરણા યોગ્ય છે. ત્યાં ઉદય છતે જે પ્રકૃતિનો ઉત્કૃષ્ટ બંધ સંભવે છે તે ઉદયોત્કૃષ્ટ બન્ધ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટથી બે આવલિકાહીન સર્વ ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય[1] છે—કારણ કે ઉદયોત્કૃષ્ટ બંધ પ્રકૃતિયોની બન્ધાવલિકા વ્યતીત થયે છતે ઉદયાવલિકાથી બહારની (ઉપરની) સર્વ સ્થિતિયો ઉદીરાય છે, પુનઃ અનુદયોત્કૃષ્ટ બંધ પ્રકૃતિયોની સ્થિતિયો તો યથાયોગપણે ઉદીરણા યોગ્ય છે, અને આવલિકાદ્વિકહીન ઉત્કૃષ્ટ સ્થિતિના જેટલા સમયો તેટલા ઉદીરણાના ભેદો છે. તે આ પ્રમાણે—કોઇક પ્રકૃતિની ઉદયાવલિકાથી ઉપરની ૧ સમયમાત્ર સ્થિતિજ ઉદીરણા યોગ્ય હોય છે, કારણ કે તે પ્રકૃતિની તેટલીજ સ્થિતિ શેષ રહેલી હોય છે. એ પ્રમાણે કોઇક પ્રકૃતિની બે સમયમાત્ર, તો કોઇની ૩ સમયમાત્ર, એ પ્રમાણે કોઇની ૨ આવલિકાહીન સર્વ ઉત્કૃષ્ટ સ્થિતિ (ના સમયો) સુધી કહેવું. હવે ગાથાના અક્ષરાર્થની યોજના આ પ્રમાણે છે **सेच्चिकाठिइहिं** = ઉદીરણા યોગ્ય **जाहिं** = જેટલી સ્થિતિયોથી (૨ આવલિકાહીન ઉત્કૃષ્ટ સ્થિતિના સમયો જેટલી સ્થિતિયોથી) ઉદીરણાવીર્ય વડે સમાકર્ષીને જે સ્થિતિયો સંપ્રાપ્ત ઉદયમાં દેવાય છે. **तत्तिगा** = તેટલા ભેદ વાળી **एसा** = આ ઉદીરણા છે.
॥ **इति भेद अनुयोग** ॥

એ પ્રમાણે ભેદ પ્રરૂપણા કરીને હવે **साद्यादि प्ररुपणा** કરાય છે તે મૂળ પ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબંધિ એમ બે પ્રકારે છે, તેમાં પ્રથમ **मूळप्रकृति संबंधि साद्यादि प्ररुपणा** કરાય છે.

**मूलठिइ अजहन्ना, मोहस्स चउव्विहा तिहा सेसा।**
**वेयणियाऊण दुहा, सेसविगप्पा उ सव्वासिं ॥३०॥**

---

૧ 'માટે એ ઉદયોત્કૃષ્ટ બંધ પ્રકૃતિયોમાં ઉદીરણા ભેદ પણ એકજ છે" એ ભાવ અધ્યાહારથી ગ્રહણ કરવો.

ગાથાર્થ:—મૂળ પ્રકૃતિયો મધ્યે મોહનીયની અજ૦ સ્થિત્યુદીરણા ૪ પ્રકારે છે, ને શેષ કર્મની સ્થિ૦ ઉદીરણા ૩ પ્રકારે છે. તથા વેદનીય અને આયુની અજ૦ સ્થિ૦ ઉદી૦ ૨ પ્રકારે છે, અને શેષ સર્વ વિકલ્પો બે બે પ્રકારે છે.

ટીકાર્થ—ગાથામાં મૂલ અને ઠિઇ એ બે શબ્દમાંથી પ્રાકૃતના નિયમ પ્રમાણે ષષ્ઠી વિભક્તિનો લોપ થયેલો છે, માટે ષષ્ઠી વિભક્તિ સંયુક્ત અર્થ આ પ્રમાણે થાય છેઃ—મૂળ પ્રકૃતિયોની મધ્યે **મોહનીય કર્મની** સ્થિતિની અજઘન્ય ઉદીરણા સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ, એમ ૪ પ્રકારે છે, કારણ કે મોહનીયની જ૦ સ્થિતિ ઉદીરણા ક્ષપક જીવને સૂક્ષ્મ સંપરાયને અન્તે સમયાધિક આવલિકાશેષ રહે છતે હોય છે, તે સ્થાનથી અન્ય સ્થાને સર્વત્ર અજ૦ સ્થિ૦ ઉદીરણા હોય છે, પુનઃ તે ઉપશાન્ત મોહગુણસ્થાને સર્વથા હોતી નથી, પરન્તુ ત્યાંથી પડતાં હોય છે માટે અજ૦ સ્થિ૦ ઉદીરણા સાદિ છે, તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવની અપેક્ષાએ અનાદિ છે, અભવ્યને ધ્રુવ છે, ભવ્યને અધ્રુવ છે.

શેષ જ્ઞાનાવરણ-દર્શનાવરણ-નામ-ગોત્ર-અને અન્તરાય એ મૂળ પ્રકૃતિયોની અજ૦ સ્થિતિ ઉદીરણા અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે, તે આ પ્રમાણે—જ્ઞાના૦-દર્શના૦-અને અન્તરાયની જ૦ સ્થિ૦ ઉદીરણા ક્ષીણ કષાયી જીવને સ્વગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ વર્તતાં હોય છે, ને શેષ કાળમાં અજ૦ ઉદી૦ હોય છે તેથી પહેલાં સદાકાળ હોવાથી અનાદિ અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્ .

પુનઃ નામ અને ગોત્રની જ૦ સ્થિ૦ ઉદીરણા સયોગી કેવલિને અન્ત્ય સમયે હોય છે, તે સાદિ અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ પણ અજ૦ સ્થિ૦ ઉદી૦ છે તે અનાદિ અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્

તથા વેદનીય અને આયુની અજ૦ સ્થિ૦ ઉદીરણા સાદિ, અને અધ્રુવ, એમ ૨ પ્રકારે છે તે આ પ્રમાણે-સર્વાલ્પ સ્થિતિસત્તાવંત એકેન્દ્રિય જીવને **વેદનીયની** જ૦ સ્થિ૦ ઉદીરણા હોય છે, તેથી તેજ જીવને અન્ય સમયે સત્તા વધવાથી અજ૦ સ્થિતિ ઉદીરણા હોય છે, ત્યાંથી પુનઃ પણ જ૦ સ્થિ૦ ઉદીરણા થાય છે. એ પ્રમાણે વેદનીયની અજ૦ અને જ૦ સ્થિ૦ ઉદી૦ सादि, अध्रुव છે.

તથા **આયુષ્યની** ઉદીરણા અન્ત્ય આવલિકા શેષ રહ્યે થાય નહિ, અને પરભવમાં ઉત્પન્ન થતાં પ્રથમ સમયથીજ ઉદીરણા પ્રવર્તે છે માટે सादि અને अध्रुव છે.

તથા સર્વ મૂળ પ્રકૃતિયોના શેષ ઉત્કૃષ્ટ—અનુત્કૃષ્ટ—અને જઘન્ય રૂપ ત્રણે વિકલ્પો સાદિ અને અધ્રુવ એમ બે બે પ્રકારે છે, તે આ પ્રમાણે—આયુ વિના શેષ ૭ **કર્મની** ઉ૦ સ્થિત્યુદીરણા ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્તતા મિથ્યાદૃષ્ટિને કેટલોક કાળ પર્યન્ત હોય છે, અને તદનંતર સમયાન્તરે તે મિથ્યાદૃષ્ટિને પણ અનુત્કૃષ્ટ સ્થિત્યુદીરણા પ્રવર્તે છે, તદનંતર પુનઃ પણ સમયાન્તરે ઉ૦ ઉદીરણા થાય છે, કારણ કે સંક્લેશ અને વિશુદ્ધિઓ પ્રાયઃ પ્રતિસમય બદલાયા કરે છે. તેથી ઉ૦ ઉદીરણા અને અનુત્કૃષ્ટ ઉદીરણા એ બન્ને પણ सादि अध्रुव છે, અને જઘન્ય ઉદીરણાની સાદિ અધ્રુવતા તો પ્રથમજ દર્શાવી છે. તથા **આયુષ્યના** ત્રણે વિકલ્પોમાં પણ પ્રાયઃ પૂર્વોક્ત યુક્તિજ જાણવી.

( इति मूल प्रकृतिनी उदीरणामां साद्यादि प्ररुपणा )

એ પ્રમાણે મૂળ પ્રકૃતિ સંબંધિ સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે उत्तर प्रकृतिमां તે साद्यादि प्ररुपणा કરાય છે.

**मिच्छत्तस्स चउद्धा, अजहन्ना धुवउदीरणाण तिहा**
**सेसविगप्पा दुविहा, सव्वविगप्पा य सेसाणं ॥३१॥**

ગાથાર્થ:—મિથ્યાત્વની અજ૦ ઉદી૦ ૪ પ્રકારે, તથા ધ્રુવો-દીર્ય પ્રકૃતિયોની અજ૦ ઉદીરણા ૩ પ્રકારે, મિથ્યાત્વ અને ધ્રુવો-દીર્યના શેષ વિકલ્પો તથા શેષ પ્રકૃતિયોના સર્વ વિકલ્પો ૨ પ્રકારે છે.

**ટીકાર્થ:—મિથ્યાત્વની અજ૦ સ્થિત્યુદીરણા** સાદિ, અનાદિ, ધ્રુવ, અને અધ્રુવ, એમ ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે:-પ્રથમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા મિથ્યાદૃષ્ટિ જીવને જ્યારે મિથ્યાત્વની પ્રથમ સ્થિતિ સમયાધિક આવલિકા બાકી રહે છે, ત્યારે મિથ્યાત્વની જ૦ સ્થિત્યુદીરણા થાય છે માટે સાદિ અધ્રુવ છે, પુનઃ સમ્યક્ત્વથી પડતાં અજ૦ સ્થિતિ ઉદીરે છે માટે અજ૦ ઉદી૦ સાદિ, અને તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવને અનાદિ અને ધ્રુવાધ્રુવતા તે અનુક્રમે અભવ્યને ભવ્ય જીવની અપેક્ષાએ છે.

તથા ૫ જ્ઞાના૦-૪ દર્શના૦-૫ અન્ત૦-તૈ૦ ૭-વર્ણાદિ ૨૦ -સ્થિર-અસ્થિર-શુભ-અશુભ-અગુ૦-નિર્મા૦ એ ૪૭ ધ્રુવોદીર્ય **પ્રકૃતિયોની અજ૦સ્થિતિની ઉદીરણા** અનાદિ, ધ્રુવ ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે. તે આ પ્રમાણે:—જ્ઞાના૦-દર્શના૦-ને અન્તરાય રૂપ ૧૪ પ્રકૃતિયોની જ૦ સ્થિતિની ઉદીરણા ક્ષીણમોહી જીવને સમયાધિકાવલિકા શેષ રહેતાં હોય છે,તેથી તે જ૦ ઉદી૦ સાદિ અધ્રુવ છે. અને શેષ સર્વ પણ અજ૦ ઉદીરણા તે સદાકાળ પ્રવર્તતી હોવાથી અનાદિ છે. અભવ્યાપેક્ષાએ ધ્રુવ અને ભવ્યની અપેક્ષાએ અધ્રુવ છે—તથા તૈજસસપ્તકાદિ ૩૩ નામ પ્રકૃતિયોની જ૦ સ્થિતિ ઉદીરણા સયોગિ કેવલિના અન્ત્ય સમયે હોય છે, માટે તે સાદિ અધ્રુવ છે, અને તેથી અન્ય સર્વ પણ અજ૦સ્થિતિ ઉદીરણા તે અનાદિ, અભવ્યાપેક્ષાએ ધ્રુવ, અને ભવ્યાપેક્ષયા અધ્રુવ છે.

તથા એ મિથ્યાત્વાદિ ૪૮ પ્રકૃતિયોના શેષ ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, અને જઘન્ય રૂપ ત્રણે વિકલ્પો સાદિ અને અધ્રુવ એમ ૨ પ્રકારના છે. તે આ પ્રમાણે—એ ૪૮ ની ઉ૦ ઉદીરણા ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્તતા મિથ્યાત્વી જીવને કેટલોક કાળ પર્યન્ત હોય છે,

ત્યારબાદ સમયાન્તરે તેજ જીવને અનુત્કૃષ્ટ ઉદીરણા હોય છે, તેથી એ બન્ને ઉદીરણા सादि अध्रुव છે, અને જઘન્ય સ્થિતિ ઉદીરણા તો પ્રથમજ કહી છે.

તથા सव्वविगप्पा य सेसाणं=શેષ ૧૧૦ પ્રકૃતિયોના ઉત્કૃષ્ટ–અનુત્કૃષ્ટ–જઘન્ય અને અજઘન્ય રૂપ ચારે વિકલ્પો સાદિ, અને અધ્રુવ, એમ ૨ પ્રકારે છે, અને એ સર્વ અધ્રુવોદયી હોવાથીજ એ સર્વની ઉદીરણા પણ सादि अध्रुवज જાણવી. (इतिसाद्यादिप्ररु०).

એ પ્રમાણે સાદ્યાદિપ્રરૂપણા કરીને હવે अद्धाच्छेद અને स्वामित्व પ્રતિપાદન કરવાને અર્થે કહે છે.

**अद्धाच्छेओ सामित्तं, पि य ठिइसंकमे जहा नवरं**
**तव्वेइसु निरयगइए, वा वि तिसु हिट्ठिम खिइसु॥३२॥**

ગાથાર્થ:—અદ્ધાચ્છેદ અને સ્વામિત્વ તે જે રીતે સ્થિતિ સંક્રમમાં કહ્યું છે તેજ રીતે અત્રે પણ જાણવું, પરન્તુ વિશેષ એ છે કે ઉદીરણા તે તત્પ્રકૃતિવેદક જીવને જાણવી, અને નરક દ્વિકની ઉ૦ સ્થિ૦ ઉદીરણા હેઠળની ત્રણ પૃથ્વીઓમાં જાણવી.

ટીકાર્થ:—अच्छाच्छेद અને स्वामित्व તે જે પ્રમાણે સ્થિતિસંક્રમમાં કહ્યું છે તે પ્રમાણે અહિં પણ જાણવું, પરન્તુ વિશેષ એ છે કે—સંક્રમકરણ પ્રસંગે તત્ પ્રકૃતિને નહિ વેદનાર જીવોમાં પણ સ્થિતિ સંક્રમ કહ્યો છે, કારણ કે ઉદય નહિ હોતે પણ સંક્રમનો સદ્ભાવ છે, અને ઉદીરણા તો તત્પ્રકૃતિના ઉદયવાળા જીવનેજ હોય છે, કારણ કે ઉદયને અભાવે ઉદીરણાનો પણ અભાવ છે. એ વાત સંક્ષેપથી કહીને હવે વિશેષથી કહે છે.—

જે કર્મોની ઉદય હોતે છતે બન્ધ પ્રસંગે ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે તે ૫ જ્ઞાના૦–૫ વિઘ્ન–૪ દર્શના૦–તૈ૦ ૭–

વર્ણાદિ ૨૦–નિર્મા૦–અસ્થિ૦–અશુ૦–અગુ૦–મિથ્યા૦–૧૬ કષાય–ત્રસાદિ ૪–દુર્ભગાદિ ૪–તૈ૦ ૭–પંચે૦–હું૦–ઉપ૦–પરા૦–ઉશ્વા૦–[1]આતપ–ઉદ્યોત–કુખ૦–નીચ૦–એ ૮૬ ઉદયબંધોત્કૃષ્ટા પ્રકૃતિયોની બન્ધાવલિકા વ્યતીત થતાં ઉદયાવલિકાથી ઉપરની સર્વ સ્થિતિ ઉદીરણા યોગ્ય છે, પરન્તુ ઉદયને સદ્ભાવેજ ઉદીરણા હોય છે, માટે તે કર્મના વેદક જીવોનેજ તે સ્થિતિયો ઉદી૦ યોગ્ય છે. પુનઃ બન્ધાવલિકા રહીત સર્વ સ્થિતિ તે યત્ સ્થિતિ કહેવાય છે. અહિં અદ્ધાચ્છેદ ૨ આવલિકા પ્રમાણ છે, અને ઉદીરણાના સ્વામિ તે તત્પ્રકૃતિના [2]ઉદયવાળા જાણવા.

તથા જે મનુષ્યગતિ–શાતા–સ્થિરાદિ ૬–વેદ ૩–સુખગ૦–અનંતિમસંસ્થા ૫–અનંતિમ સંઘયણ ૫–ઉચ્ચ–એ [3]૨૯ ઉદયસંક્રમોત્કૃષ્ટા ( ઉદય છતે સંક્રમ વડે ઉ૦ સ્થિતિવંત ) પ્રકૃતિયો છે તેની ૩ આવલિકાહીન સર્વ સ્થિતિ ઉદીરણા યોગ્ય છે, તે પણ તદુદયવર્તી જીવોને તે સ્થિતિયો ઉદીર્ય જાણવી. અહિં બન્ધાવલિકા અને સંક્રમાવલિકા રહીત સર્વ સ્થિતિ તે યત્સ્થિતિ છે, અને

---

૧ આગળ ૩૩ મી ગાથાના ટીકાર્થમાં કહ્યા પ્રમાણે આતપનો ઉ૦ સ્થિ૦ બંધક દેવ છે, અને અંતર્મુ૦ ન્યૂન ઉ૦સ્થિતિ ઉદીરક તદુદયવન્ત દેહપર્યાપ્ત પૃથ્વીકાય છે, તો આ પ્રકૃતિ ઉદય વખતે બંધોત્કૃષ્ટ કેમ સંભવે ? પુનઃ અશાતા ઉદયબધોત્કૃષ્ટ છે તે ગણાવી નથી, તેથી આતપને સ્થાને અશાતા સમજવી સુગમ પડે છે. તત્ત્વ શ્રી બહુશ્રુતગમ્ય.

૨ છાપેલી મલયગિરિકૃત ટીકામાં " तदुभयवंत " એવો પાઠ લિખિત દોષથી સંભવે છે. માટે અહિં तदुदयवंत એ પાઠને અનુસારે અર્થ લખ્યો છે.

૩ આજ પ્રકરણની ૬૩ મી ગાથાના ટીકાર્થમાં સમ્યક્ત્વ સહિત ૩૦ પ્રકૃતિયો ઉદયસંક્રમોત્કૃષ્ટ કહેલી છે, પરન્તુ અહિં ઉત્કૃ૦ ઉદીરણાના ભિન્ન સ્વામિત્વને લઇને સમ્યક્ત્વની ઉદીરણા ભિન્ન કહેલી હોવાથી ઉ૦ સક્રમોત્કૃષ્ટ પ્રકૃતિયો ૨૯ ગણાવી છે માટે ઉ૦સં૦ પ્રકૃતિયોની ૩૦ ની અને ૨૯ ની સંખ્યા વિરોધવાળી નથી.

અદ્ધાચ્છેદ ૩ આવલિકા પ્રમાણ છે, ને તેના ઉદયવાળા તે ઉદીરણાના સ્વામિ જાણવા, એ પ્રમાણે આગળ પણ **જેટલી જેટલી સ્થિતિયો ઉદીરણાને અયોગ્ય છે તેટલો તેટલો અદ્ધાચ્છેદ**, અને તેના ઉદયવંત તે ઉદીરણાં સ્વામિ છે એમ જાણવું.

તથા મિથ્યાદૃષ્ટિપણે મિથ્યાત્વની ૭૦ કોડાકોડિ પ્રમાણ સ્થિતિ બાંધીને, તદનંતર અન્તર્મુહુર્ત પર્યન્ત મિથ્યાત્વને અનુભવીને સમ્યક્ત્વને પ્રાપ્ત કરે, ત્યારે અન્તર્મુ૦હીન સર્વ મિથ્યાત્વ સ્થિતિને ( દેશૂણ ૭૦ કો૦ કો૦ સાગરને ) મિશ્રમાં અને સમ્યક્ત્વમાં સંક્રમાવે છે, અને સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ ઉદી૦ યોગ્ય થાય છે, ત્યાં સંક્રમાવલિકા વ્યતિક્રમ્યેપણ અન્તર્મુહુર્તહીનજ[1] કહેવાય છે, તેથી સમ્યક્ત્વીજીવને **સમ્યક્ત્વની** અન્તર્મુહુર્તહીન ૭૦ કો૦ કો૦ સાગર ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય છે. તદનંતર કોઇ જીવ સમ્યક્ત્વમાં પણ અન્તર્મુ૦ માત્ર રહીને મિશ્ર સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, તેથી મિશ્ર સમ્યક્ત્વને અનુભવતા જીવને **મિશ્રમોહનીયની** ૨ અન્તર્મુ૦હીન ૭૦ કો૦ કો૦ પ્રમાણ ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે.

તથા અપ્રમત્તપણે તત્ પ્રાયોગ્ય ઉત્કૃ૦ સંક્લેશવડે આહારક સપ્તકને ઉ૦ સ્થિતિ યુક્ત બાંધેલું હોય તે સમયે ( બંધ પ્રથમ સમયે ) તત્કાલોચિત ઉ૦ સ્થિતિસત્તાવાળી શેષ નામ પ્રકૃતિનું દલિક તે આહારકમાં સંક્રમીને સર્વોત્કૃષ્ટ અન્તઃ કોડાકોડિ સાગર પ્રમાણ આહારક સપ્તક થાય છે, અને આહારક નામકર્મને બાંધ્યા બાદ અન્તર્મુ૦ વ્યતીત થયેજ આહારક શરીરની રચનાનો આરંભ થાય છે, અને તે આહારકને રચનાર મુનિ લબ્ધિના સ્ફોરવવાથી ઔત્સુક્ય ભાવ વર્તતાં પ્રમાદી થાય છે, તેથી તે પ્રમત્તને આહારક

---

૧ મિથ્યાત્વાનુભવરૂપ અન્તર્મુહૂર્તમાં સંક્રમાવલિકા મેળવતાં પણ અન્તર્મુહૂર્તજ થાય છે, માટે અહિં સંક્રમાવલિકાને મિથ્યાત્વાનુભવ રૂપ અન્તર્મુહુર્તમાં અન્તર્ગતપણે કહેલી છે.

શરીર રચવાને સમયે **આહા૦ સપ્તકની** અન્તર્મુ૦ હીન ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે. અહિં પ્રમત્તભાવે વર્તતાનેજ આહારક રચનાનો પ્રારંભ હોવાથી આહારકની ઉ૦ સ્થિતિની ઉદીરણાના સ્વામિ પ્રમત્ત મુનિજ જાણવા. અને શેષ પ્રકૃતિયોના ઉદી૦ સ્વામિ-તો સૂત્રકારજ વિશેષપણે કહેશે.

**निरय गइए वा वि**=નરકગતિની અને अवि શબ્દથી નરકાનુપૂર્વીની પણ તિર્યં૦પંચે૦ જીવ ઉ૦ સ્થિતિ બાંધીને, ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધ્યા બાદ અન્તર્મુ૦ વ્યતીત થતાં તે જીવ નીચેની ૩ પૃથ્વિયોમાંની કોઈ પણ પૃથ્વીમાં ઉત્પન્ન થાય, તે જીવને પ્રથમ સમયેજ **નરકગતિની** અન્તર્મુ૦હીન સર્વ ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે, અને **નરકાનુપૂર્વીની** તો ગતિના અપાન્તરાલમાં ૩ સમય સુધીજ ઉ૦ સ્થિતિ ઉદી૦ યોગ્ય થાય છે.

**પ્રશ્ન**:—નીચેની ૩ પૃથ્વીયોને ગ્રહણ કરવાનું અત્રે શું પ્રયોજન છે ?

**ઉત્તર**:—અહિં નરકગત્યાદિની ઉ૦ સ્થિતિને બાંધતો જીવ અવશ્ય કૃષ્ણલેશ્યાના પરિણામવાળો થાય છે, અને કૃષ્ણલેશ્યાના પરિણામવાળો જીવ કાળ કરીને નરકમાં ઉત્પન્ન થતો જઘન્ય કૃષ્ણ લેશ્યા પરિણામી જીવ પાંચમી પૃથ્વીમાં, મધ્યમ(કૃ૦ લે૦) પરિણામી જીવ છઠ્ઠી માં, અને ઉ૦ કૃષ્ણલેશ્યા પરિણામી જીવ સાતમી નરકમાં ઉત્પન્ન થાય છે, માટે અત્રે નીચેની ૩ પૃથ્વીઓનું ગ્રહણ કરેલું છે.

**देवगति देवमणुया—णुपुव्वि आयाव विगलसुहुमतिगे**
**अंतोमुहुत्तभग्गा, तावयगूणं तदुक्कस्स ॥३३॥**

ગાથાર્થ:—ટીકાર્થપ્રારંભવત્.

**ટીકાર્થ**:—દેવગતિ—દેવાનુપૂર્વી—મનુષ્યાનુપૂર્વી–આતપ—વિકલત્રિક–સૂક્ષ્મત્રિક–એ ૧૦ પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિની ઉદીરણા આ પ્રમાણેઃ–સ્વ સ્વ ઉદયમાં વર્તતા, અને અન્તર્મુહુર્ત ભગ્ન એટલે ઉ૦ સ્થિતિ બંધાધ્યવસાયથી અનંતર અન્તર્મુહુર્તકાળ સુધી પરિભ્રષ્ટ થયા છતાં તે અન્તર્મુ૦ હીન દેવગત્યાદિની ઉ૦ સ્થિતિને ઉદીરે છે. ( ઇતિ ગાથાર્થોઽપિ ) અહિં તાત્પર્ય આ પ્રમાણે છે–અહિં કોઇ જીવ તથાવિધ પરિણામ વિશેષથી નરકગતિની ૨૦ કો૦ કો૦ સાગરોપમ પ્રમાણ ઉ૦ સ્થિતિ બાંધીને તદનંતર શુભ પરિણામ વિશેષથી દેવગતિનો ૧૦ કો૦ કો૦ સાગર પ્રમાણ ઉ૦ સ્થિતિ બંધ પ્રારંભે તેથી તે બધ્યમાન દેવગતિની સ્થિતિમાં આવલિકાથી ઉપર બન્ધાવલિકાહીન આવલિકાથી ઉપરની સર્વ નરકગતિની સ્થિતિને સંક્રમાવે છે, તેથી દેવગતિની પણ આવલિકામાત્રહીન ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ સ્થિતિ થાય છે. પુનઃ દેવગતિને બાંધતો જઘન્યથી પણ અન્તર્મુ૦ પર્યન્ત ( સતત ) બાંધે, અને દેવગતિ બાંધ્યા બાદ કાળ કરીને અનન્તર સમયમાં દેવ થાય, તેથી દેવત્વનો અનુભવ કરતા તે જીવને દેવગતિની અન્તર્મુહુર્તહીન ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે.

**પ્રશ્નઃ**—એ યુક્તિને અનુસારે તો આવલિકાધિક અન્તર્મુ૦ હીન સ્થિતિ પ્રાપ્ત થાય છે, તો માત્ર અન્તર્મુ૦ હીનજ કેમ કહેવાય ?

**ઉત્તરઃ**—એમાં કોઇ વિરોધ નથી, કારણ કે તે અન્તર્મુહુર્તમાં આવલિકાનો પ્રક્ષેપ કરતાં પણ અન્તર્મુહુર્તજ થાય છે; માત્ર બૃહત્ અન્તર્મુ૦ થાય એ વિશેષ છે.

એ પ્રમાણે દેવાનુપૂર્વીની ઉ૦ સ્થિતિયો ઉદીરણા યોગ્ય જાણવી. તથા કોઇક જીવ નરકાનુપૂર્વીની ઉ૦ સ્થિતિ ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ બાંધીને તદનંતર શુભ પરિણામ વિશેષથી ૧૫ કો૦ કો૦ સાગર પ્રમાણ મનુષ્યાનુપૂર્વીની ઉ૦ સ્થિતિનો બંધ પ્રારંભે,

-તેથી તે બંધ્યમાનમાં મનુષ્યાનુપૂર્વીની -સ્થિતિમાં આવલિકાથી ઉપર બન્ધાવલિકાહીન આવલિકાથી ઉપરની નરકાનુપૂર્વીની સર્વ સ્થિતિને સંક્રમાવે તેથી મનુષ્યાનુપૂર્વી પણ આવલિકા માત્ર હીન ૨૦. કો૦ કો૦ સાગર પ્રમાણ થાય, પુનઃ મનુષ્યાનુપૂર્વીને બાંધતો જઘન્યથી પણ અન્તમુહુર્ત પર્યન્ત બાંધે તે અન્તર્મુહુર્ત આવલિકાહીન ૨૦ કો૦ કો૦ સાગરમાંથી કમી થાય અને મનું૦આનુપૂ૦ બાંધ્યા બાદ કાળ કરીને મનુષ્યાનુપૂર્વીને અનુભવતા જીવને તે મનુષ્યાનુપૂર્વીની અન્તર્મું૦હીન ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ ઉ૦સ્થિતિ ઉદીરણા પ્રાયોગ્ય છે.

શંકા—મનુષ્યગતિની પણ ૧૫ કો૦ કો૦ સાગર પ્રમાણ સ્થિતિ બંધોત્કૃષ્ટ છે, તેમ મનુષ્યાનુપૂર્વીની પણ બન્ધોત્કૃષ્ટા સ્થિતિ છે, પરન્તુ કોઇની પણ ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ સ્થિતિ નથી. પુનઃ એ બન્ને સ્થિતિયો સંક્રમ વડે ઉત્કૃષ્ટ થાય છે, તો બન્નેમાં સંક્રમોત્કૃષ્ટત્વનું અવિશેષપણું હોતે મનુષ્યગતિવત્ મનુષ્યાનુપૂર્વીની ૩ આવલિકાહીન ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય કેમ ન હોય ?

ઉત્તરઃ—એ વાત અયુક્ત છે, કારણ કે મનુષ્યાનુપૂર્વી તો અનુદયસંક્રમોત્કૃષ્ટ છે કહ્યું છે કે—

मणुयाणुपुव्वि मीसग, आहारग देवजुयल विगलाणि
सुहुमाइतिगं तित्थं, अणुदयसंकमणउक्कोसा ॥ १ ॥

" અર્થઃ—મનુષ્યાનુપૂર્વી, મિશ્ર મોહનીય, આહારક યુગલ, દેવદ્વિક, વિકલત્રિક, સુક્ષ્મત્રિક જીનનામ, એ સર્વ અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિયો છે, " અને અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિયોની જઘન્યથી પણ અન્તર્મુહુર્તહીનજ ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે, અને મનુષ્ય ગતિ તો ઉદયસંક્રમોત્કૃષ્ટ છે યતઃ—

मणुगइ सायं सम्मं, थिर हासाइच्छ वेय सुभखगइ
रिसभ चउरंसगाइ, पणु च्च उदसंकमुक्कोसा ॥ २ ॥

" અર્થ:—મનુષ્યગતિ–શાતા–સમ્યક્ત્વ–સ્થિરછક–હાસ્યાદિ છક–વેદ ૩–શુભ વિહા૦–વજ્રર્ષભાદિ ૫–સમચતુરસ્રાદિ ૫–ઉચ્ચ-ગોત્ર–એ ૩૦ પ્રકૃતિયો ઉદયસંક્રમોત્કૃષ્ટ છે. " તેથી તે મનુષ્ય ગતિની ૩ આવલિકાહીનજ ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે. એ પ્રમાણે આતપાદિ પ્રકૃતિયોની પણ અન્તર્મુ૦ હીન ઉ૦ સ્થિતિ ઉદી૦ યોગ્ય જાણવી.

શંકા:—ઉદયસંક્રમોત્કૃષ્ટ સ્થિતિવાળી પ્રકૃતિયોની તો અન્તર્મુ૦હીન ઉ૦ સ્થિતિ ઉદી૦ યોગ્ય ભલે હોય, પરન્તુ આતપ નામકર્મ તો બંધોત્કૃષ્ટ છે તેથી તે આતપની બંધાવલિકા અને ઉદયાવલિકાહીનરૂપ ૨ આવલિકાહીન જ ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોઇ શકે છે તો અન્તર્મુ૦હીન ઉ૦ સ્થિ૦ ઉદીરણા યોગ્ય કેમ કહો છો ?

ઉત્તર:—અહિં ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્તતા દેવોજ એકેન્દ્રિય પ્રાયોગ્ય આતપ–સ્થાવર–એકેન્દ્રિય જાતિ–એ ૩ પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિ બાંધે છે બીજા નહિં. તે દેવો તે ઉ૦ સ્થિતિ બાંધીને ત્યાંજ દેવભવમાં અન્તર્મુ૦ કાળ પર્યન્ત રહે છે, ને તદનંતર કાળ કરીને બાદર પૃથ્વિકાયિકપણે ઉત્પન્ન થાય છે, ને ઉત્પન્ન થયા બાદ શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત થયો છતો આતપ નામોદયમાં વર્તે છે તે સમયે આતપની ઉદીરણા પણ કરે છે, તો એ પ્રમાણે હોવાથી આતપાદિની ( આતપ–સ્થાવર–એકેન્દ્રિયની ) અન્તર્મુ૦હીનજ ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે, અહિં આતપનું ગ્રહણ ઉપ-લક્ષણિક હોવાથી બીજી પણ સ્થાવર–એકેન્દ્રિય–નરકદ્વિક–તિર્યગ્દ્વિક ઔદા૦ ૭–સેવાર્ત–નિદ્રા ૫–એ ૧૯ અનુદયબંધોત્કૃષ્ટ પ્રકૃતિયોની અન્તર્મુ૦હીન ઉ૦ સ્થિતિ ઉદીરણા યોગ્ય જાણવી. ત્યાં સ્થા૦–એકે૦ અને નરકદ્વિક–એ ૪ [1]પ્રકૃતિયોની ઉ૦ ઉદીરણાની પદ્ધતિ દર્શાવી,

[1] આ સ્થાને તિર્યગ્દ્વિકાના ભાવના કૃતા એવો પાઠ છે પરન્તુ તિર્ય-ગ્દ્વિકની ભાવના તો આગળ ( આગળની પંક્તિમાંજ ) કહેવાશે છતાં

અને શેષ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટ ઉદીરણાની ભાવના આ પ્રમાણે છે— નારકજીવ તિર્યંગ્ ૨-ઔદા૦ ૭-સેવાર્ત-એ ૧૦ પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિ બાંધીને તદનંતર મધ્યમ પરિણામે વર્તતો ત્યાંજ અન્તર્મુ૦ રહીને તિર્યંચને વિષે ઉત્પન્ન થાય તો એ પ્રકૃતિયોની ઉ૦ ઉદીરણા કરે છે. નિદ્રા પંચકની પણ ઉદય વર્તતે છતેજ ઉ૦ સંક્લેશથી ઉ૦ સ્થિતિ બાંધીને તદનંતર અન્તર્મુ૦ વ્યતીત થયે છતે નિદ્રા ( પંચક ) નો ઉદય થયે છતે ઉ૦ ઉદીરણા કરે છે.

**तित्थयरस्स य पल्ला-संखिज्ज इमे जहन्नगे इत्तो**
**थावर जहन्न संतेण, समं अहिगंव बंधंतो ॥ ३४ ॥**

**गंतूणावलि मित्तं, कसायबारसग भय दुगंछाणं**
**निद्दा य पंचगस्स उ, आयावुज्जोय नामस्स ॥३५॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અહિં પ્રથમ જીનનામની સ્થિતિને અપવર્તી અપવર્તીને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ માત્ર શેષ રાખીને તદ-નંતર અનંતર સમયમાંજ કેવલ જ્ઞાન ઉત્પન્ન થતાં તે જીનનામની સ્થિતિને ઉદીરે છે ત્યાં પ્રથમ સમયે જીનનામની ઉ૦ સ્થિતિ ઉદીરણા હોય છે. સદાકાળ જીનનામની ઉદીરણા પ્રાયોગ્ય સ્થિતિ એટલીજ હોય છે, પરન્તુ અધિક નહિ. ( इति उ०स्थि० उदी० स्वामित्व ).

। હવે ज० स्थितिउदीरणामां स्वामित्वप्ररुपणा કહેવાય છે ।

जहन्नगे इत्तो= અહિંથી આગળ હવે જઘન્યસ્થિતિની ઉદી-

છપાયલી ટીકામાં અહિં તિર્યગ્દ્વિક શબ્દ આવ્યો છે તે અશુદ્ધ સંભવે છે તેથી મેં ૬ ને બદલે ૪ પ્રકૃતિયો ગણાવી છે.

રણામાં સ્વામિત્વ કહેવાય છે, એ પ્રમાણે કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરે છે (એટલે હવે સ્વામિત્વપણું કહેવાય છે તે આ પ્રમાણે-)થાવર= સ્થાવરની જે સર્વાલ્પ સ્થિથિસત્તા તે તુલ્ય વા કિંચિત્ માત્ર અધિક તે નવા કર્મને તેજ સર્વ જઘન્યસ્થિતિસત્તાક સ્થાવર–એકેન્દ્રિયજીવ બાંધતો છતો બન્ધાવલિકાનન્તર પહેલા ૧૨ કષાય–ભય–કુચ્છા–નિદ્રા ૫–આતપ–ઉદ્યોત–એ **૨૧ નામ પ્રકૃતિયોની** ૭૦ સ્થિતિની ઉદીરણા કરે છે. અહિં આતપ અને ઉદ્યોતસિવાયની ૧૯ પ્રકૃતિયોને તો ધ્રુવબંધિપણું હોવાથી અને આતપ ઉદ્યોતને તો પ્રતિપક્ષ પ્રકૃતિ-યોનો અભાવ હોવાથી બીજા જીવમાં જઘન્યસ્થિતિની પ્રાપ્તિ હોય નહિ, તેથી યથોક્ત સ્વરૂપવાળો એકેન્દ્રિય જીવજ એ પ્રકૃતિયોની ૭૦ સ્થિતિ ઉદીરણાનો સ્વામિ છે.

**एगिंदियजोग्गाणं, इयरा बंधित्तु आलिगं गंतुं**
**एगिंदियागए, तट्ठिइए जाईण मवि एवं ॥३६॥**

ગાથાર્થ:—એકેન્દ્રિય યોગ્ય પ્રકૃતિયોથી પ્રતિપક્ષી પ્રકૃતિ-યો બાંધીને એક આવલિકા વ્યતીત થયા બાદ પુનઃ એકેન્દ્રિય પ્રાયો-ગ્ય પ્રકૃતિયોને બાંધતો તદ્દેહી જીવ ( એકેન્દ્રિયજીવ ) તે એકેન્દ્રિય જાતિની ૭૦ સ્થિ૦ ઉદીરણા કરે, એ પ્રમાણે એકેન્દ્રિયના ભવમાંથી નિકળીને એકેન્દ્રિયયોગ્ય ૭૦સ્થિતિસત્તાક જીવ શેષ જાતિની પણ ૭૦ સ્થિ૦ ઉદીરણા કરે.

ટીકાર્થ:—એકેન્દ્રિયોને જે ઉદીરણા પ્રાયોગ્ય છે તે એકેન્દ્રિય યોગ્ય પ્રકૃતિયો કહેવાય છે, તે એકેન્દ્રિય–સ્થાવર–સૂક્ષ્મ–સાધારણ– એ ૪ પ્રકૃતિયોની જઘન્ય સ્થિતિસત્તાવાળો એકેન્દ્રિય જીવ છે તેથી ઇતર એટલે એકેન્દ્રિય જાત્યાદિથી પ્રતિપક્ષી દ્વીન્દ્રિય જાત્યાદિ પ્રકૃતિયોને બાંધીને ( તે આ પ્રમાણે–એકેન્દ્રિય જાતિથી પ્રતિપક્ષી દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય–ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય જાતિને અને સ્થાવર સૂક્ષ્મ સાધારણની પ્રતિપક્ષી ત્રસ બાદર ને પ્રત્યેકને બાંધીને) તદનં-

તર પુનઃ એકેન્દ્રિય જાત્યાદિ પ્રકૃતિયોને બાંધે છે, તદનંતર એક આવલિકા વ્યતિત થયા બાદ બન્ધાવલિકાના અન્ત્ય સમયે એકેન્દ્રિય જાત્યાદિની જ૦ સ્થિ૦ ઉદીરણા કરે છે. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે—સર્વાલ્પ સ્થિતિસત્તાવાળો એકેન્દ્રિય જીવ દ્વીન્દ્રિયાદિ પ્રકૃતિયોને સર્વને અનુક્રમે બાંધે છે, તેથી તે દ્વીન્દ્રિયાદિ જાતિને બાંધ્યા બાદ એકેન્દ્રિય જાતિનો બંધ પ્રારંભે છે, ને તદનંતર બન્ધાવલિકાના અંત્ય સમય પૂર્વે બાંધેલી તે એકેન્દ્રિય જાતિની જ૦ સ્થિ૦ ઉદીરણા કરે છે. **बन्धावलिकाना अनन्तर समये बंधावलिकाना प्रथम समये बांधेली लता पण उदीरणा प्राप्त थाय छे,** તેથી જઘ૦સ્થિતિઉદીરણા થતી નથી તે કારણથી "બન્ધાવલિકાના અન્ત્ય સમયે" એમ કહ્યું છે. તથા પ્રતિપક્ષ પ્રકૃતિયોને બાંધવામાં જેટલો કાળ લાગે છે તેટલા કાળવડે હીન એકેન્દ્રિય જાતિની સ્થિતિ થાય છે, તેથી અતિ અલ્પ સ્થિતિ પ્રાપ્ત થાય છે, એ હેતુથીજ પ્રતિપક્ષ પ્રકૃતિના બન્ધનું અત્રે ગ્રહણ કરેલું છે. એ પ્રમાણે **સ્થાવર સૂક્ષ્મ, અને સાધારણ** એ ત્રણ પ્રકૃતિયોની પણ જ૦ સ્થિતિ ઉદીરણા વિચારવી, માત્ર એઓની પ્રતિપક્ષ પ્રકૃતિયો તે ત્રસ બાદર ને પ્રત્યેક એ ત્રણ કહેવી.

તથા **पर्गिंदियागए तट्ठिइए जाईण मवि=** દ્વીન્દ્રિય જાતિયોની પણ પૂર્વોક્ત પ્રકારે એકેન્દ્રિય ભવમાંથી આવેલો અને **तत् स्थितिकः**=એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિવાળો જીવ જ૦ સ્થિ૦ ઉદીરણા કરે છે. અહિં પણ તાત્પર્ય આ પ્રમાણે છે—જઘન્યસ્થિતિ સત્તાવાળો એકેન્દ્રિય ભવમાંથી નીકળીને દ્વીન્દ્રિયપણે ઉત્પન્ન થાય, તદનંતર પૂર્વબદ્ધ દ્વીન્દ્રિય જાતિના અનુભવનો આરંભ કરે છે, અને અનુભવના પ્રથમ સમયથી પારંભીનેજ ઘણા દીર્ઘકાળ પર્યન્ત એકેન્દ્રિય જાતિને બાંધવા માંડે; તદનંતર દીર્ઘકાળ પર્યન્ત ત્રીન્દ્રિય જાતિને બાંધવા માડે, તદનંતર ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જાતિને અનુક્રમે બાંધે, તેથી ઘણા મોટા પ્રમાણવાળાં ૪ અન્તર્મુ૦ વ્યતિક્રાન્ત થયાં, તદનંતર પુનઃ દ્વીન્દ્રિય જાતિને બાંધવા માંડે, તદનંતર બન્ધા-

વલિકાના અન્ત્ય સમયે તે દ્વીન્દ્રિય જાતિની એકેન્દ્રિયભવોપાર્જીત સ્થિતિસત્તાપેક્ષાએ ૪ અન્તર્મુ૦ અને ૧ બંધાવલિકા ન્યૂન જ૦ સ્થિતિ ઉદીરણા કરે છે. બન્ધાવલિકાનો અન્ત્ય સમય કહેવાનું કારણ પ્રથમજ કહેલું છે. એ પ્રમાણે ત્રીન્દ્રિય-ચતુરિન્દ્રિય જાતિની જ૦ સ્થિ૦ ઉદીરણા પણ વિચારવી.

**वेयणिय नोकसाया, समत्त संघयण पंच नीयाणं**
**तिरियदुग अयस दूभग, णाइज्जाणं च सन्निगए॥३७॥**

ગાથાર્થ:—વેદનીય-નોકષાય-અપર્યા૦—સંઘયણ ૫-નીચ ગોત્રની, તથા તિર્યગ્દ્વિક-અયશ-દુર્ભગ-અને અનાદેયની જ૦ સ્થિ૦ ઉદી૦ સંજ્ઞિમાં ઉત્પન્ન થયેલા જીવને હોય છે.

ટીકાર્થ:-શાતા-અશાતા૦-હાસ્ય-રતિ-શોક-અરતિ-અપર્યાપ્ત-અન્ત્ય ૫ સંઘ૦-નીચગોત્ર-તિર્યગ્દ્વિક-દુર્ભગ-અના૦-અયશ૦ એ ૧૮ પ્રકૃતિયોની જ૦ સ્થિતિઉદીરણા સંજ્ઞિપંચેન્દ્રિય ગતિમાં છે તે આ પ્રમાણે-જઘન્યસ્થિતિસત્તાવાળો એકેન્દ્રિય જીવ એકેન્દ્રિય ભવમાંથી નિકળીને પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયપણે ઉત્પન્ન થાય, ત્યાં ઉત્પત્તિના પ્રથમ સમયથીજ શાતા વેદનીયને અનુભવતો છતો દીર્ઘ અન્તર્મુહુર્ત કાળ પર્યન્ત અશાતા વેદનીય બાંધે, તદનંતર પુનઃ પણ શાતાવેદનીયનો બંધ પ્રારંભે; ત્યાં બંધાવલિકાના અન્ત્ય સમયે પૂર્વબદ્ધ શાતાવેદનીયની જ૦ સ્થિતિ ઉદીરણા કરે છે. એ પ્રમાણે અશાતાવેદનીયની જ૦ ઉદી૦ પણ જાણવી, પરન્તુ શાતાને સ્થાને અશાતા શબ્દ કહેવો, તથા હાસ્ય-રતિની જ૦ ઉદી૦ શાતાવત્ કહેવી, અને શોક-અરતિની જ૦ ઉદી૦ અશાતાવત્ કહેવી.

તથા અપર્યાપ્ત નામની જઘન્ય સ્થિતિસત્તાવાળો એકેન્દ્રિય જીવ એકેન્દ્રિય ભવમાંથી નિકળીને અપર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં પ્રથમ સમયથી પ્રારંભીનેજ દીર્ઘ અન્તર્મુ૦ કાળ

પર્યન્ત પર્યાપ્ત નામ બાંધીને તદનંતર પુનઃ પણ અપર્યાપ્ત નામ કર્મને બાંધે, ત્યાં બંધાવલિકાના અન્ત્ય સમયે પૂર્વબદ્ધ અપર્યાપ્ત નામની જ૦ સ્થિ૦ ઉદીરણા કરે છે.

તથા ૫ સંઘયણમાં ઉદિત સંઘયણને વર્જીને શેષ ૪ સંઘયણનો અતિ દીર્ઘ બન્ધકાળ કહેવો, તદનંતર વેદ્યમાન સંઘયણના બંધમાં બંધાવલિકાના અન્ત્ય સમયે જ૦ સ્થિ૦ ઉદીરણા કહેવી. નીચ ગોત્રની વકતવ્યતા અશાતાવત્ કહેવી. તથા બાદર અગ્નિકાય અથવા વાયુકાય જે સર્વ જઘન્ય સ્થિતિ સત્તાવાળો છે તે પર્યાપ્ત-તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તદનંતર દીર્ઘ અન્તર્મુ૦ કાળ પર્યન્ત મનુષ્યગતિને બાંધે, તદનંતર તિર્યગ્ ગતિનો બંધ પ્રારંભે, ત્યાં બન્ધાવલિકાના અન્ત્ય સમયે તે તિર્યગ્ગતિની જ૦ સ્થિ૦ ઉદી૦ કરે.

તિર્યંગાનુપૂર્વીની વકતવ્યતા પણ એ પ્રમાણેજ જાણવી, પરન્તુ ગત્યપાન્તરાલે વર્તતાં ત્રીજે સમયે જ૦ સ્થિ૦ ઉદીરણા કહેવી તથા દુર્ભગ, અનાદેય, અને અયશની વકતવ્યતા અશાતાવત્ કહેવી.

**अमणागयस्स चिरठिइ, अंते सुरनरयगइ उवंगाणं**
**अणुपुव्वी तिसमइगे, नराण एगिंदियागयगे ॥३८॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—અસંજ્ઞિ પંચેન્દ્રિયમાંથી નિકળીને દેવભવમાં અથવા નારક ભવમાં ઉત્પન્ન થયેલા જીવને દેવગતિ, નરકગતિ, અને વૈક્રિય ઉપાંગની આપ આપણા દીર્ઘ સ્થિતિ આયુષ્યને અન્તે જ૦ સ્થિ૦ ઉદીરણા થાય છે. અહિં તાત્પર્ય એ છે કે—અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવ દેવગત્યાદિની સર્વ જઘન્ય સ્થિતિ બાંધીને તદનંતર દીર્ઘ કાળ પર્યન્ત ત્યાંજ રહીને પલ્યોપમના અસંખ્યાતમા ભાગના

આયુષ્યપણે દેવભવમાં અથવા નારકભવમાં ઉત્પન્ન થાય, તદનંતર આપ આપણા દીર્ઘ સ્થિતિવાળા આયુષ્યને અન્તે વર્તતા તે દેવને અથવા નારકને યથાયોગપણે **દેવગતિ નરકગતિ અને વૈક્રિયોપાંગની** જ૦ સ્થિ૦ ઉદીરણા હોય છે–તથા દેવ વા નરક ગતિના અપાન્તરાલમાં વર્તતો તેજ અસંજ્ઞિ પંચેન્દ્રિયજીવ ત્રીજે સમયે અનુક્રમે **દેવાનુપૂર્વીની અને નરકાનુપૂર્વીની** જ૦ સ્થિ૦ ઉદીરણા કરે છે, તથા **नराण एगिंदियागयगे**=મનુષ્યાનુપૂર્વીની સર્વાલ્પ સત્તાવાળો એકેન્દ્રિય જીવ એકેન્દ્રિય ભવમાંથી નિકળીને મનુષ્યપણે ઉત્પન્ન થતાં અપાન્તરાલે વર્તતો ત્રીજે સમયે **મનુષ્યાનુપૂર્વીની** જઘન્ય સ્થિતિની ઉદીરણાનો સ્વામિ હોય છે.

**समयाहिगालिगाए, पढमठिइए उ सेसवेलाए**
**मिच्छत्ते वेयेसु य, संजलणासु वि य समत्ते ॥३९॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે ( ગાથાનો અંત્ય શબ્દ '**सम्मत्तं**' એવો પણ છે ).

ટીકાર્થઃ—અહિં અન્તરકરણ કર્યે છતે નીચેની સ્થિતિ તે પ્રથમ સ્થિતિ, અને ઉપરની તે દ્વિતીય સ્થિતિ કહેવાય છે. ત્યાં પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા શેષ રહયે છતે **મિથ્યાત્વ ૩ વેદ, ૪ સંજ્વલન, અને સમ્યક્ત્વની** જ૦ સ્થિ૦ ઉદીરણા થાય છે. પુનઃ વિશેષ એ છે કે સમ્યક્ત્વની અને સં૦ લોભની ક્ષય વા ઉપશમ થતાં જ૦ સ્થિ૦ ઉદી૦ જાણવી.

**पल्लासंखियभागू, णुदही एगिंदियागए मिस्से**
**बेसत्तभाग वेउ—व्वियाए पत्रणस्स तस्संते ॥४०॥**

ગાથાર્થઃ—પલ્યોપમના અસંખ્યાતમાભાગહીન ૧ સાગરોપમની સત્તાવાળાએકેન્દ્રિયભવમાંથી આવેલા જીવને મિશ્રની જ૦ સ્થિ૦ ઉદીરણા હોય છે. તથા પલ્યાસંખ્યાતમાભાગહીન $\frac{2}{7}$ સાગરની

સત્તાવાળા બાદર વાયુકાયિક જીવને અન્ત્ય સમયે જ૦ સ્થિ૦ ની ઉદીરણા થાય છે.

**ટીકાર્થ**:—પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન જે ૧ સાગરોપમ તેટલી મિશ્રની સ્થિતિ સત્તાવાળો એકેન્દ્રિયજીવ એકેન્દ્રિભવથી નિકળીને સંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તેને જે સમયથી આરંભીને મિશ્રની ઉદીરણા ટળી જવાની છે તે સમયે મિશ્રપ્રતિપન્ન જીવને અન્ત્ય સમયે મિશ્રની જ૦ સ્થિતિની ઉદીરણા થાય છે. એકેન્દ્રિય સંબંધિ જઘન્ય સ્થિતિ સત્તાથી હીન સ્થિતિવાળું મિશ્ર મોહનીયકર્મ ઉદીરણા યોગ્ય હોતું નથી, કારણ કે તેટલા પ્રમાણની સ્થિતિવાળું થયે છતે અવશ્ય મિથ્યાત્વ મોહનીયનો ઉદય થવાથી તે મિશ્ર મોહનીય ઉદ્વલના યોગ્ય થઈ જાય છે.

તથા જે પ્રમાણના ૭ ભાગો વડે ૧ સાગરોપમ સંપૂર્ણ થાય છે તેટલા પ્રમાણના ( સાતીયા ) બે ભાગ જે વૈક્રિયછક્કના ( વૈ૦ શરીર–વૈ૦ સંઘાતન–વૈ૦ બંધન ચતુષ્કના ) છે તે દ્વિસપ્તભાગવાળું વૈક્રિય કહેવાય છે. એમાં " દ્વિસપ્તભાગવાળું " એ વિશેષણ છે, અને " વૈક્રિય " એ વિશેષ્ય છે. તે બેનો વિશેષણ સમાસ ( વિશેષણને વિશેષ્યનો સમાસ કરવો તે વિશેષણ સમાસ ) કરતાં **बेसत्त भाग वेउव्वियाए** થાય છે એમાં પ્રાકૃત નિયમને અનુસરીને **वेउव्वियाए** પદ સ્ત્રીલિંગપણે નિર્દેશ કર્યું છે. પુનઃ અહિં **पल्लाऽसंखियभागुण** એ વાક્યનો અર્થ પણ અનુસરે છે તેથી (અર્થ એવો થાય છે કે ) પલ્યોપમાસંખ્યભાગહીન ૨/૭ સાગરોપમ પ્રમાણ તે વૈક્રિયછક્કની સ્થિતિ સત્તાવાળા પવનને એટલે બાદરવાયુકાયિક જીવને તે વૈક્રિયના અન્ત્ય સમયે જ૦ સ્થિ૦ ઉદીરણા થાય છે. અહિ તાત્પર્ય એ છે કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગહીન ૨/૭ સાગર પ્રમાણની વૈક્રિય છક્કની જઘન્ય સ્થિતિ સત્તાવાળો બાદરવાયુકાયિક જીવ ઘણીવાર વૈક્રિય વિકુર્વણા કરીને અન્ત્ય વૈક્રિય વિકુર્વણા કરે ત્યાં અન્ત્ય સમયે વૈક્રિય છક્કની જ૦ સ્થિ૦ ઉદીરણા કરે છે,

અને અનન્તર સમયમાં તો વૈક્રિય છક્કની સ્થિતિ સત્તા એકેન્દ્રિય સંબંધિ જઘન્ય સ્થિતિ સત્તાથી પણ હીન હોય છે, તેથી તે વૈક્રિય છક્કક ઉદીરણા યોગ્ય થતું નથી, પરન્તુ ઉદ્વલના યોગ્ય હોય છે.

**चउरुवसमेत्तु पेज्जं–पच्छा मिच्छं खवेत्तु तेत्तीसा**
**उक्कोससंजमध्धा–अंते सुतणू उवंगाणं ।.४१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—સંસારમાં પરિભ્રમણ કરવાથી ૪ વાર મોહનીયનો ઉપશમ કરીને તદનંતર મિથ્યાત્વને અને ઉપલક્ષણથી સમ્યક્ત્વને અને મિશ્રને પણ ખપાવીને ૩૩ સાગરોપમપ્રમાણની સ્થિતિવાળો દેવ થાય, તદનંતર દેવભવમાંથી ચવીને મનુષ્ય મધ્યે ઉત્પન્ન થાય, તદનંતર આઠ વર્ષની વયે ચારિત્ર પ્રાપ્ત કરીને અપ્રમત્ત થઇ આહારક સપ્તક બાંધે, તદનંતર દેશૂણપૂર્વક્રોડ વર્ષ પર્યન્ત ચારિત્ર પાલન કરીને દેશૂણપૂર્વક્રોડ વર્ષને અન્તે આહારક શરીર રચીને **सुतणु** =આહારક શરીરની અને **उवंग** = આહારક ઉપાંગની તથા **उवंगाणं** એ બહુવચનાન્ત હોવાથી આહારક બન્ધનચતુષ્ક તથા આહારક સંઘાતનને ગ્રહણ કરતાં **આહારક સપ્તકની** જઘન્ય સ્થિ૦ ઉદીરણા કરે. અહિં મોહનીયને ઉપશમાવતો જીવ [1]સ્થિતિઘાતાદિ વડે શેષ નામકર્મની પ્રકૃતિયોની ઘણી સ્થિતિસત્તાનો ઘાત કરે છે, અને દેવભવમાં [2]અપવર્તનાકરણથી અપવર્તે છે, તેથી આહારક સપ્તકના બન્ધકાળે અતિ અલ્પસ્થિતિ સત્તાજ સંક્રમે છે તેથી ચાર વાર મોહોપશમાદિની વિવક્ષા કરી છે. દેશૂણપૂર્વક્રોડ વર્ષ સુધીમાં આહારકસપ્તકની ઘણી સ્થિતિસત્તા ક્ષય પામે છે તેથી દેશૂણપૂર્વક્રોડ વર્ષનું અત્રે ગ્રહણ કર્યું છે.

---

૧–૨ સ્થિતિઘાતથી અપવર્ત્તના સર્વથા ભિન્ન નથી, કારણ કે સ્થિતિઘાત એ વ્યાઘાતાપવર્ત્તના વિશેષ છે, અને અપવર્ત્તના એ નિર્વ્યાઘાતાપવર્ત્તના રૂપ છે.

**छउमत्थखीणरागे, चउदससमयाहिगालिगठिईए**
**सेसाणुदीरणंते , भिन्नमुहुत्तो ठिईकालो ॥४२॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ક્ષીણમોહ ગુણસ્થાનકવર્ત્તી છદ્મસ્થજીવને ૫ જ્ઞાના૦-૫ દર્શના૦-૫ અન્તરાય. એ ૧૪ પ્રકૃતિયોની સમયાધિક આવલિકા શેષ રહે છતે જ૦ સ્થિ૦ ઉદીરણા થાય છે. શેષ મનુષ્યગતિ-પંચે૦-વજ્રર્ષ૦-ઔદા૦૭-સંસ્થાન ૬-ઉપ૦-પરા૦-ઉશ્વાસ-૨ ખગતિ-ત્રસાદિ ૪-સુભગાદિ ૪-જીન-ઉચ્ચ-દુઃસ્વર એ ૩૨ પ્રકૃતિયોની, તથા પૂર્વોક્ત ૩૩ નામની ધ્રુવોદીયં પ્રકૃતિયોની સર્વ સંખ્યાએ ૬૫ પ્રકૃતિયોની જ૦ સ્થિત્યુદીરણા સયોગિ કેવલિને અન્ત્યસમયે હોય છે. તેનો જઘન્યકાળ અન્તર્મું૦ પ્રમાણનો હોય છે, તથા આયુષ્યની પણ અન્ત્ય સમયે ( ઉદીરણાન્ત્ય સમયે ) જ૦ સ્થિ૦ ઉદીરણા હોય છે. ( इति स्थिति उदीरणा ).

॥ अथ अनुभाग उदीरणा ॥

એ પ્રમાણે સ્થિતિ ઉદીરણા કહીને હવે અનુભાગ ઉદીરણાનો પ્રસંગ છે ત્યાં સંજ્ઞા-શુભાશુભપ્રરૂ૦-વિપાક પ્રરૂ૦-પ્રત્યય પ્રરૂ૦-સાધનાદિપ્રરૂ૦-અને સ્વામિ પ્રરૂપણા એ ૬ અનુયોગ છે. તેમાં પ્રથમ संज्ञा-शुभाशुभ અને विपाक એ ત્રણની પ્રરૂપણા માટે અન્ય ગ્રન્થની ભલામણ કરે છે.

**अणुभागुदीरणाए, सन्ना य सुभासुभा विवागो य**
**अणुभागबंधि भणिया, नाणत्तं पच्चया चेमे ॥४३॥**

ગાથાર્થ:—અનુભાગ ઉદીરણામાં સંજ્ઞા, શુભાશુભ, અને

વિપાક એ ત્રણની પ્રરૂપણાઓ શતકગ્રન્થોક્ત અનુભાગ બન્ધ પ્રકરણમાં કહ્યા પ્રમાણે જાણવી, પુનઃ અનુભાગબંધ પ્રકરણમાં નહિ કહેલ સંજ્ઞાદિકનો વિશેષ અને પ્રત્યયપ્રરૂપણા તે આ પ્રમાણે છે.

**ટીકાર્થ:**—અનુભાગ ઉદીરણામાં કહેવા યોગ્ય જે સંજ્ઞા-શુભાશુભ-અને વિપાક અનુયોગ તે શતકનામના ગ્રંથમાં અનુભાગ બંધ કથનને અવસરે કહેલા છે તે પ્રમાણે જાણવા. ત્યાં **स्थान संज्ञा** અને **घातिसंज्ञा** એ પ્રમાણે સંજ્ઞા ૨ પ્રકારે કહી છે તેમાં સ્થાન સંજ્ઞા તે **एकस्थानक-द्विस्थानक-त्रिस्थानक**-અને **चतुःस्थानक** એમ ૪ પ્રકારે છે. તથા ઘાતિસંજ્ઞા તે **सर्वघाति-देशघाति** અને **अघाति** એમ ૩ પ્રકારે છે. તથા શુભ કર્મનો અનુભાગ તે [1]ક્ષીર શર્કરાતુલ્ય **शुभ** છે, અને અશુભ કર્મનો અનુભાગ તે [2]ઘોષાતકી અને લિંબડાના રસ સરખો **अशुभ** છે એ પ્રમાણે શુભાશુભ પ્રરૂપણા છે. એ સ્થાનસંજ્ઞા, ઘાતિસંજ્ઞા, અને શુભાશુભપ્રરૂપણા તે પ્રથમ અનુભાગસંક્રમ પ્રસંગે સવિસ્તર કહેલી છે તેથી અત્રે પુનઃ કહેવાશે નહિ.

તથા વિપાક તે **पुद्गलविपाक-क्षेत्रविपाक-भवविपाक**-અને **जीवविपाक** એમ ૪ પ્રકારે છે. ત્યાં પુદ્ગલને અંગે જે રસનો વિપાકોદય હોય તે **पुद्गलविपाक** કહેવાય છે ને તે ૬ સંસ્થાન-૬ સંઘયણ—આતપ-૫ શરીર-૩ ઉપાંગ-ઉદ્યોત-નિર્માણ-સ્થિર-અસ્થિર-વર્ણાદિ ૪-અગુ૦-શુભ-અશુભ-પરા૦-ઉપ૦-પ્રત્યેક-અને સાધારણ એ ૩૬ પ્રકૃતિયોનો અનુભાગ **पुद्गलविपाक** રૂપ છે. કારણ કે સંસ્થાનાદિ પ્રકૃતિયો તે ઔદારિકાદિ પુદ્ગલને અવલંબીને

૧-૨ જીવને સુખ દુઃખ રૂપે ભોગવાતા પુન્ય પાપમાં એ ક્ષીર લીંબનું દૃષ્ટાંત ઉપમા વાચક જાણવું પરંતુ તે કર્માણુઓમાં ( મધુર તિક્તાદિ પૌદ્ગલિક રસ પર્યાય એવા પ્રકારના રહ્યા છે એમ નહિ. એ સંબંધિ વિશેષવક્તવ્ય બંધનકરણ પ્રસંગેજ કરેલ છે.

જ ઉદયમાં આવી સ્વવિપાક દર્શાવે છે, તેથી એ ૩૬ નો રસ પુદ્ગલ વિપાક રૂપ છે.

પ્રશ્ન—એ પ્રમાણે તો રતિ અરતિનો રસ પણ પુદ્ગલવિપાક રૂપજ કહેવાય, કારણ કે કંટકાદિના સ્પર્શથી અરતિનો, અને પુષ્પમાલા, ચંદનાદિના સ્પર્શથી રતિનો વિપાકોદય થાય છે, તો એ બે પ્રકૃતિયોના રસને વિપાકોદયરૂપ કેમ ન કહ્યો?

ઉત્તર:—રતિ અને અરતિનો વિપાકોદય પુદ્ગલાવલંબી છે એવો એકાન્ત નિયમ નથી, કારણ કે કંટકાદિ સ્પર્શ વિના પણ પ્રિયાપ્રિયના મરણાદિકથી કદાચિત્ રતિ અરતિનો વિપાકોદય થાય છે, તેથી એ બેના અનુભાગને જીવવિપાકરૂપ કહેલ છે, તેજ યુક્ત છે પરન્તુ પુદ્ગલ વિપાકરૂપ નહિ. એ પ્રમાણે ક્રોધાદિનો અનુભાગ પણ જીવવિપાક રૂપ જાણવો. કહ્યું છે કે—

अरइरइणं उदओ, किं न भवे पोग्गलानि संपप्पा
अपुट्ठेहि वि किं नो, एवं कोहाइयाणं पि ॥ १ ॥

અર્થ:—અરતિરતિનો ઉદય શું પુદ્ગલોને પામીને નથી થતો? અર્થાત થાય છેજ. તો તે બેના રસને પુદ્ગલવિપાક કેમ નથી કહેતા? અહિં આચાર્યશ્રી [1]કાકુવા પ્રત્યુત્તર આપે છે— अपुट्ठेहि विं किं नो અહિં તૃતિયા વિભકિતનો અર્થ સપ્તમીના રૂપમાં હોવાથી અર્થ એવો થાય કે-પુદ્ગલોનો સ્પર્શ નહિ થયે છતે

---

૧ પ્રશ્નનો ઉત્તર સીધે રીતે નહિ આપતાં આડકતરી રીતે એવો પ્રશ્ન પૂછવો કે જેનો ભાવાર્થ ઉત્તરના રૂપમાંજ હોય છે. અથવા જે વાક્યમો "અર્થાત્" ના વ્યપદેશથીજ સીધો અર્થ આવે તે જેમકે "આત્મા અનંતજ્ઞાની છતાં કર્માવરણવડે અજ્ઞાની કેમ કહેવાય?" એના ઉત્તરમાં "સૂર્ય મહા તેજસ્વી છતાં મેઘની ઘટાવડે ઘેરાયલો નિસ્તેજ કેમ કહેવાય?" એનો ભાવ અર્થાતથી નિકળતો હોવાથી કાકુવા ઉત્તર કહેવાય છે.

પણ તે એનો વિપાકોદય શું નથી થતો ? અર્થાત્ થાયજ છે. તેથી પુદ્‌ગલ પ્રાપ્તિના અનૈકાન્તિક નિયમથી તે એનો રસ પુદ્‌ગલવિપાક નહિ પરન્તુ જીવ વિપાકજ કહેવાય છે. એ પ્રમાણે ક્રોધાદિકનો પણ જીવવિપાકાનુભાગ જાણવો.

તથા ક્ષેત્રને અવલંબીને ( પામીને ) જેના રસનો વિપાકોદય થાય છે તે रस क्षेत्रविपाक રૂપ કહેવાય છે, તે ૪ આનુપૂર્વીયોનો જાણવો.

તથા ભવને આશ્રયિને રસનો વિપાકોદય હોય તે भवविपाक ને તે ૪ આયુષ્યનોજ રસ છે.

**પ્રશ્ન**—ગતિયોનો પણ ભવને આશ્રયિ વિપાકોદય વર્તે છે, તો તે ગતિયોનો રસ ભવવિપાક કેમ નહિ ?

**ઉત્તર**—એ નિયમ અનેકાન્ત હોવાથી અયુક્ત છે, કારણ કે **આયુષ્યનો તો સ્વભવ વિના અન્યભવમાં સંક્રમથી પણ ઉદય નથી**તેથી સર્વથા સ્વભવની સાથે [1]અવ્યભિચારી હોવાથી ( પરભવે કોઇ પણ પ્રકારે ઉદય નહિ હોવાથી ) તે આયુષ્યોનો રસ ભવવિપાકજ કહેવાય છે. કહ્યું છે કેઃ—

आउव्व भवविवागा, गई न आउस्स परभवे जम्हा
नो सव्वहावि उदओ गईण पुण संकमे णत्थि ॥१॥ (गतार्थैव)

શેષ ૭૮ પ્રકૃતિયોનો રસ જીવને આશ્રયિજ ઉદયમાં આવે

---

૧ જે હેતુ સાધ્યથી અન્ય પણ વ્યાપ્ત હોય તો તે હેતુ વ્યભિચાર દોષવાળો કહેવાય છે, તેમ આયુષ્યોદય રૂપ હેતુ તદ્‌ભવરૂપ સાધ્યથી અન્યત્ર વ્યાપ્ત નહિં હોવાથી ( અર્થાત જે આયુષ્યનો ઉદય હોય તેજ ભવનો ઉદય હોય, માટે ) " જે આયુષ્યનો ઉદય તેજ ભવનો ઉદય " એ વ્યભિચાર દોષ વર્જીત છે.

છે માટે તે जीवविपाक છે. તથા नाणत्तं નાનાપણું એટલે જે વિશેષ ત્યાં શતક ગ્રંથે અનુભાગબન્ધ પ્રકરણમાં નથી કહ્યો તે વિશેષ, અર્થાત્ જે કહેલું છે તેથી પણ જે કંઇ વિશેષ હશે તે સર્વ અત્રે કહેવાશે. તથા ત્યાં બન્ધને આશ્રયિ મિથ્યાત્વાદિ અન્ય હેતુઓ કહ્યા છે, અને અહિં ઉદીરણા આશ્રયિને જે હેતુઓ છે તે આગળ કહેવાશે તે પ્રમાણે જાણવા.

હવે નાનાત્વ ( વિશેષ ) પ્રરુપણા કહે છે.

**मीसं दुट्ठाणे सव्व, घाइ दुट्ठाण एगठाणे य**
**सम्मत्त मंतरायं, च देसघाइ अचरकू य ॥ ४४ ॥**

ગાથાર્થ:—મિશ્ર મોહનીય તે દ્વિસ્થાનક અને સર્વઘાતિ રસયુકત છે. સમ્યકત્વ મોહનીય તે દ્વિસ્થાનક એકસ્થાનકરૂપ દેશ-ઘાતિ રસયુકત છે, અને અન્તરાય પણ સમ્યક્ત્વવત્ છે. તથા અચક્ષુ દર્શન દેશઘાતિ છે.

ટીકાર્થ:—मिश्रमोहनीयकर्म તે સ્થાનસંજ્ઞાને અધિકરીને દ્વિસ્થાનક એટલે દ્વિસ્થાનક રસ સહિત છે, અને ઘાતિ સંજ્ઞાને અધિકરીને સર્વઘાતિ છે પુનઃ सम्यक्त्व मोहनीय कर्म ઉત્કૃષ્ટ ઉદીરણાની અપેક્ષાએ દ્વિસ્થાનક રસયુકત અને જઘન્ય ઉદીરણાની અપેક્ષાએ એક સ્થાનક રસયુકત છે. ઘાતિની અપેક્ષાએ દેશઘાતિ જાણવું એ વાત ત્યાં અનુભાગબંધ અવસરે સર્વથા કહી નથી પરન્તુ અહિંજ કહી છે. કારણ કે ત્યાં તો અનુભાગબન્ધને આશ્રયિ શુભાશુભપ્રરૂપણા કરી છે, અને સમ્યક્ત્વ તથા મિશ્રનો બંધ સંભવે નહિ તેથી એ બેને વર્જીનેજ ત્યાં અશુભ પ્રકૃતિયો દર્શાવી છે, અને અત્રે ઉદીરણા તો એ બન્નેની થાય છે, માટે અહિં તે બેનું વિશેષપણે ગ્રહણ કર્યું છે.—તથા ૫ પ્રકારનું अन्तरायकर्म તે ઉત્કૃષ્ટાનુભાગોદીરણાની અપેક્ષાએ દ્વિસ્થાનક અને એકસ્થાનક

રસયુકત છે, અને ઘાતિસંજ્ઞાને આશ્રયિ દેશઘાતિ છે. પુનઃ બન્ધને આશ્રયિ તો એક સ્થાનક–દ્વિસ્થાનક–ત્રિસ્થાનક–ચતુઃસ્થાનક–એમ ચારે પ્રકારના રસવાળું છે.—તથા [1]अचक्षु दर्शन घातिसंज्ञा આશ્રયિ દેશઘાતિ છે.

**ठाणेसु चउसु अपुमं, दुट्ठाणे कक्कडं च गुरुकं च**
**अणुपुव्वीओ तीसं, नरतिरिएगंतजोग्गा य ॥४५॥**

ગાથાર્થઃ—નપુંસક વેદનો ચારે-સ્થાનકનો રસ, કર્કશ અને ગુરૂસ્પર્શનો દ્વિસ્થાનક રસ, તથા આનુપૂર્વી અને એકાન્તમનુષ્ય તિર્યંચ પ્રાયોગ્ય ૩૦ પ્રકૃતિયોનો દ્વિસ્થાનક રસ ઉદીરણા યોગ્ય છે.

ટીકાર્થઃ—नपुंसकवेदनो બંધને આશ્રયિ એકસ્થાનક–દ્વિસ્થાનક ને ત્રિસ્થાનક [2]એમ ત્રણે પ્રકારનો રસ છે, પરંતુ અત્રે ઉ૦ ઉદીરણાને અંગે ચતુઃસ્થાનક રસ, અનુત્કૃષ્ટોદીરણાને અંગે ચતુઃસ્થાનક–ત્રિસ્થાનક [3]દ્વિસ્થાનક ને એકસ્થાનક રસ હોય છે.

પ્રશ્નઃ—બંધને અભાવે ઉદીરણામાં નપુંસકવેદનો એકસ્થાનક રસ કેવી રીતે પ્રાપ્ત થાય છે?

ઉત્તરઃ—નપુંસકવેદના ક્ષયકાળે રસઘાત કરતાં એકસ્થાનક રસનો પણ સંભવ છે.

---

૧. અત્રે અચક્ષુ દર્શનનો ઉદીરણા યોગ્ય રસ કહ્યો નથી તો અગ્રગાથાથી एकस्थानक અને द्विस्थानक રસ ઉદીરણા યોગ્ય હોય છે એમ જાણવું.

૨. ૨–૩–૪ સ્થાનક રસ નપુંસક વેદનો બંધ આશ્રયી છે. (ઇતિ પંચસંગ્રહાદૌ).

૩ અહિં દ્વિસ્થાનક રસ છાપેલી ટીકામાં કહ્યો નથી. પરન્તુ પંચ સંગ્રહમાં દ્વિસ્થાનક રસ કહેલ હોવાથી મેં પણ કહ્યો છે.

તથા કર્કશનામ અને ગુરુસ્પર્શનો બંધને આશ્રયિ ચતુઃસ્થાનક–ત્રિસ્થાનક–દ્વિસ્થાનક એ ત્રણે પ્રકારનો રસ છે, પરંતુ અહિં ઉદીરણાના સંબંધમાં તો દ્વિસ્થાનક રસજ ઉદીરણા યોગ્ય છે.

તથા ૪ आनुपुर्वी, તથા મનુષ્ય તિર્યંચનેજ એકાન્ત ઉદયમાં વર્તતી જે [1]नरगति–तिर्यग्गति–नरायु–तिर्यगायु–कुजातिचतुष्क —औदा०७–मध्यसंस्थान–संह०६—आतप—स्थावर चतुष्क એ ૩૦ પ્રકૃતિયોનો પણ બંધને આશ્રયિ ચતુઃસ્થાનક–ત્રિસ્થાનક અને દ્વીસ્થાનક રસ છે, પરન્તુ અહિં ઉત્કૃષ્ટ વા અનુત્કૃષ્ટ ઉદીરણાને અંગે તો માત્ર દ્વિસ્થાનક રસજ જાણવો.

**वेया एगट्ठाणे, दुट्ठाणे वा अचक्खु चक्खू य ।**
**जस्स त्थि एगमवि, अक्खरं तु तस्सेगठाणाणि ॥४६॥**

ગાથાર્થઃ—સ્ત્રિવેદ, પુંવેદ, અચક્ષુદ૦, ચક્ષુદ૦, નો ઉદીરણા યોગ્ય દ્વિસ્થાનક રસ છે, તથા જેને એક પણ અક્ષર સર્વ પર્યાય પૂર્વક પરિજ્ઞાત છે તેવા શ્રુતકેવલિને મતિ, શ્રુત, અને અવધિદર્શન, એ ત્રણનો એકસ્થાનકરસ ઉદીરણામાં પ્રાપ્ત થાય છે.

ટીકાર્થઃ—स्त्रिवेद, અને पुरुषवेदनो ઉત્કૃષ્ટ ઉદીરણાને આશ્રયિ દ્વિસ્થાનક રસ છે, અને અનુત્કૃષ્ટોદીરણાને અંગે દ્વિસ્થાનક અને એકસ્થાનક રસ જાણવો अचक्षुदर्शनावरण અને चक्षुदर्शनावरणમાં પણ એ પ્રમાણે જાણવું. સ્ત્રિવેદનો બંધને આશ્રયિને તો ચતુઃ–ત્રિ–દ્વિસ્થાનક રસ છે, અને પુંવેદ, અચક્ષુ, તથા ચક્ષુદર્શ૦નો બંધને આશ્રયિ એકસ્થાનકાદિ ચારે પ્રકારનો રસ જાણવો. देसघाइ

[1] અહિં નરગત્યાદિ ૪ પ્રકૃતિયો માટે શ્રી ઉપાધ્યાયજી કૃત છપાયલી ટીકામાં तिर्यग्द्विक नरद्विक એવો પાઠ છે જેથી ગતિ અને આનુપૂર્વીનું સૂચન થાય છે, પરન્તુ તેવો અર્થ બંધ બેસતો નથી અથવા તો તે સ્થાને द्विक શબ્દથી ગતિ અને આયુ એ બે ગ્રહણ કરવાં.

अचक्खु य એ પ્રમાણે પૂર્વોક્ત (૪૪) મી ગાથામાં અચક્ષુદર્શનનું ગ્રહણ કર્યું છે તો અહિં પુનઃ અચક્ષુનું ગ્રહણ કેમ કર્યું ? તેના ઉત્તરમાં જાણવાનું કે સ્થાનના નિયમને અર્થે, અર્થાત્ પ્રથમ તો અચક્ષુનું દેશઘાતિત્વ કહ્યું અને અત્રે તો રસસ્થાનનો નિયમ દર્શાવવાને અર્થે અચક્ષુનું પુનઃગ્રહણ કર્યું છે.

તથા **जस्स त्थि एगमवि अरकरं**=જે જીવને એક પણ અક્ષર [1]સર્વ પર્યાય સહિત જ્ઞાનમાં વર્તે છે તેવા શ્રુતકેવલિને **મતિજ્ઞા૦-શ્રુતજ્ઞા૦-**[2]**અવધિજ્ઞાના૦** અને **अवधि दर्शनावरण** એ ૪ પ્રકૃતિયોમાં ઉદીરણા યોગ્ય એકસ્થાનકરસ હોય છે—તથા **संज्वलनना** બન્ધમાં અને ઉદીરણામાં પણ ચતુઃસ્થાનકાદિ ચારે પ્રકારનો રસ હોય છે.

## मणनाण सेससमं, मीसग सम्मत्तमवि य पावेसु
## छट्ठाणवडियहीणा, संतुक्कसा उदीरणया ॥ ४७ ॥

**ગાથાર્થઃ**—મનઃ પર્યવને શેષ કર્મ સમાન જાણવું. સમ્યક્ત્વ અને મિશ્રનો ઉદી૦ યોગ્ય રસ પાપ પ્રકૃતિવત્ જાણવો, તથા અનુભાગસત્તાની છસ્થાનપતિત હાનીથી પણ ઉત્કૃષ્ટોદીરણા પ્રવર્તે છે.

**ટીકાર્થઃ**—**મનઃપર્યવનો** ઉદીર્ય રસ શેષ કર્મ સમાન જા-

૧ મત્યાદિ ૪ છાદ્મસ્થિક જ્ઞાનનો વિષય સર્વદ્રવ્યમાં અને અસર્વ પર્યાયમાં છે એમ તત્ત્વાર્થાદિ સૂત્રમાં પ્રસિદ્ધ છે તથા ચાલુ પ્રકરણની ૪૮ મી ગાથામાં પણ એવોજ ભાવાર્થ છે છતાં અહિં શ્રુત કેવલિને એક અક્ષરના સર્વ પર્યાયના જ્ઞાતા કહ્યા તેથી સંભવે છે કે આ સ્થાને સર્વ પર્યાયો તે શ્રુતજ્ઞાન સંબંધિજ ગ્રહણ કરવા પરન્તુ બીજા કેવલજ્ઞાન વિષયિક નહિં.

૨ છાપેલી ટીકામાં અવધિજ્ઞાનાવરણ પ્રકૃતિ ગણાવી નથી પરન્તુ પ્રકૃતિ ત્રુટક ન પડે માટે મેં અત્રે ગણાવી છે.

ણુવો અર્થાત્ શેષકર્મનો ચતુઃસ્થાનક-ત્રિસ્થાનક-ને દ્વિસ્થાનક રસ-ઉદીર્યં છે, તેમ મનઃપર્યવનો પણ એ ત્રણે પ્રકારનો રસ ઉદીર્યં છે. પુનઃ બંધને આશ્રયિ તો મનઃપર્યવનો રસ ચારે પ્રકારનો બંધાય છે, અને શેષકર્મોનો ત્રણ પ્રકારનો રસ બંધાય છે, તે શેષ-કર્મ તે કેવલજ્ઞાના૦-નિદ્રા૫-કેવલદર્શં૦-વેદનીય૨-મિથ્યાત્વ-૧૨ કષાય-૯ નોકષાય-નરકાયુ-દેવાયુ-નરકગતિ-દેવગતિ-પંચે૦-તૈ૦ ૭-વૈ૦ ૭-આહા૦ ૭-સમચ૦-હું-વર્ણ ૫-રસ ૫-ગંધ ૨-સ્નિ૦-રૂ૦-મૃ૦-લ૦-શી૦-ઉષ્ણ-અગુ૦-ઉપ૦-પરા૦-ઉશ્વા૦-ઉદ્યોત-૨ ખગતિ-ત્રસાદિ ૧૦-અસ્થિરાદિ ૬-નિર્મા૦-જીન-ગોત્ર ૨-એ ૧૦૧ પ્રકૃતિ રૂપ શેષકર્મનો ઉદીરણા પ્રાયોગ્ય ઉ૦ અનુભાગ ચતુઃસ્થાનક અને અનુત્કૃષ્ટાનુભાગ ચતુઃસ્થાનક-ત્રિસ્થાનક ને દ્વિસ્થાનક એમ ૩ પ્રકારનો છે. તથા મતિ, શ્રત, અવધિ મનઃપર્યવ જ્ઞા૦-ચક્ષુ, અચક્ષુ, અવધિ દ૦ એ ૭ પ્રકૃતિયોનો ઉત્કૃષ્ટોદીરણાપેક્ષાએ સર્વઘાતિ અને દેશઘાતિ અનુભાગ છે, તથા કેવલદ્વિક-નિદ્રા ૫ મિથ્યાત્વ-૧૨ કષાય-એ ૨૦ નો ઉત્કૃષ્ટોદીરણાપેક્ષાએ અથવા અનુત્કૃષ્ટોદીરણાપેક્ષાએ પણ સર્વઘાતિરસ છે-તથા વેદનીયદ્વિક આયુ ૪-સર્વ નામ પ્રકૃતિ-ગોત્ર ૨-એ સર્વનો ઉત્કૃષ્ટ વા અનુત્કૃષ્ટો દીરણા પ્રાયોગ્ય અનુભાગ સર્વઘાતિમાંનો છે. તથા ૪ સંજ્વલન અને ૯ નોકષાયનો ઉત્કૃષ્ટ ઉદી૦ યોગ્ય સર્વઘાતિ અને અનુ૦ ઉદીરણા યોગ્ય સર્વઘાતિ અને દેશઘાતિ રસ છે.

હવે અશુભ પ્રકૃતિના સંબંધમાં જે વિશેષ છે તે કહેવાય છે **मीसगसम्मत्तमवियं पावेसु**=પુનઃ પણ મિશ્રમોહનીય તે અનુભાગોદીરણાને આશ્રયિ પાપકર્મમાં એટલે અશુભ પ્રકૃતિયોમાં જાણવી, કારણ કે એ બે ઘાતિ સ્વભાવને લઇને અશુભ રસવાળી છે, અને શેષ પ્રકૃતિયો તો જેમ શતક ગ્રન્થમાં શુભ અને અશુભ કહી છે તેમ અત્રે પણ જાણવી.

હવે કઇ અનુભાગસત્તામાં વર્તતો જીવ ઉત્કૃષ્ટાનુભાગની

ઉદીરણા કરે ? તે કહેવાય છે. છટ્ઠાણવડિયહીણા=છસ્થાનપતિત હીન અનુભાગસત્તાથી પણ ઉત્કૃષ્ટાનુભાગ ઉદીરણા પ્રવર્તે છે. અહિં તાત્પર્ય એ છે કે:—જે સર્વોત્કૃષ્ટાનુભાગ સત્તા છે તે અનન્તભાગહીન સંખ્યભાગહીન, સંખ્યગુણહીન, અસંખ્યગુણહીન, અને અનન્તગુણ હીન થયે છતે પણ ઉત્કૃષ્ટાનુભાગ ઉદીરણા પ્રવર્તે છે, કારણ કે અનુભાગના અનંતાનંત સ્પર્ધકો ક્ષય થયે છતે પણ અદ્યાપિ પર્યન્ત ઉત્કૃષ્ટાનુભાગવાળાં અનંતસ્પર્ધકો શેષ રહે છે, તેથી અનન્ત ભાગ શેષ રહ્યે છતે પણ મૂળ અનુભાગ સત્તાથી અનન્તગુણહીન અનુભાગની ઉત્કૃષ્ટોદીરણા પ્રવર્તે છે, તો પછી [1]અસંખ્યગુણહીનાદિ અનુભાગની ઉદીરણા પ્રવર્તે તેમાં શું આશ્ચર્ય ?

હવે વિપાકપ્રરૂપણામાં જે વિશેષતા છે તે કહેવાય છે.

**विरियंतरायकेवल-दंसणमोहणीयणाणवरणाणं**
**असमत्तपज्जएसु, य सव्वदव्वेसु उ विवागो ॥४८॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

---

૧ અહિં અનુભાગસ્થાનો સર્વ સંખ્યાએ અસંખ્યલોકપ્રદેશ પ્રમાણજ છે, તેથી સ્થાન આશ્રયિ છસ્થાનપતિતપણું હોઈ શકે નહિં પરન્તુ પ્રત્યેક અનુભાગસ્થાનમાં સ્પર્ધકો અનંતાનંત હોવાથી સ્પર્ધકાપેક્ષાએજ છસ્થાનપતિતપણું હોય છે. તે આ પ્રમાણે—ઉત્કૃષ્ટાનુભાગ અનંતાનંત સ્પર્ધકો ક્ષય થાય ત્યારે જે સ્પર્ધકો શેષ રહે છે તે અનંત ગુણહીન સ્પર્ધકો કહેવાય છે, તે અતિ અલ્પ સંખ્યાવાળાં છે ને ઉત્કૃષ્ટાનુભાગસ્થાન સંબંધિનાં છે માટે અનંતગુણહીન અનુભાગ રહયે છતે પણ ઉ૦ અનુભાગોદીરણા પ્રાપ્ત થાય છે. પુનઃ અનંતગુણહીનથી અસંખ્યગુણહીન સ્પર્ધકો સંખ્યાએ અધિક છે, ને તે કરતાં સંખ્યગુણહીન સ્પર્ધકો અધિક છે, એ પ્રમાણે યાવત્ અનંતભાગહીન સ્પર્ધકો તે પૂર્વોક્ત પાંચે હાની કરતાં ઉત્કૃષ્ટ સંખ્યાવાળાં છે, તો તે સર્વમાં ઉત્કૃષ્ટોદીરણાપણું પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ? ઇતિભાવઃ

ટીકાર્થ:—વીર્યાન્તરાય-કેવલદ૦-૫ જ્ઞાના૦-૨૮ મોહનીય એ ૩૫ પ્રકૃતિયોનો વિપાકવિષય સર્વ જીવદ્ર૦યોમાં અને અસર્વ-પર્યાયોમાં છે. તે આ પ્રમાણે—આ વીર્યાન્તરાયાદિ ૩૫ પ્રકૃતિયો સર્વ જીવદ્ર૦યોને ઉપઘાત કરે છે, પરન્તુ જીવદ્રવ્યના સર્વપર્યાયોને ઉપઘાત કરતી નથી. જેમ અતિ ઘનવાદળાંઓ વડે સૂર્ય ચંદ્ર સર્વથા આવૃત થયે છતે પણ સૂર્યચંદ્રની પ્રભા સર્વથા (સર્વાંશે) આવૃત થતી નથી, કહ્યુ છે કે—सुट्ठु वि मेहसमुदए होइ पहा चंदसूराणं ઇતિ. તેમ અત્રે પણ વિચારવું.

**गुरुलघुगाणंतपए-सिएसु चरकूस्स रुविदव्वेसु**
**ओहीस्स गहणधारण-जोग्गे सेसंतरायाणं ॥४१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—જે અનન્તપ્રદેશી [1]ગુરૂલઘુપરિણામી સ્કંધો છે તેમાં ચક્ષુ અને अचक्षुदर्शनावरणનો વિષય-વિપાક છે. તથા अवधिद०નો વિષય રૂપી દ્ર૦યોમાં છે, અને શેષ अन्तराय જે દાન, લાભ, ભોગ, અને ઉપભોગ તેનો વિષય ગ્રહણ ધારણ યોગ્ય પુદ્ગલોમાં છે, પરન્તુ શેષપુદ્ગલોમાં નહિં. તથા જેટલા ક્ષેત્ર વા દ્રવ્યાદિકમાં ચક્ષુ તથા અચક્ષુનો વ્યાપાર પ્રવર્તે છે તેટલોજ વિષયચક્ષુ તથા અચક્ષુ દર્શનાવરણનો હોય છે, તેથી પૂર્વોક્ત (ગુરૂલઘુ અનંતપ્રદેશી સ્કંધોરૂપ) વિષયનો નિયમ વિરોધવાળો સંભવતો નથી. શેષ પ્રકૃતિયોનો તો જે વિષય પૂર્વે પુદ્ગલવિપાકાદિરૂપે કહ્યો છે તે પ્રમાણેજ જાણવો. ( इति विपाकप्ररूपणा ).

---

૧ અહિં "ગુરૂ લઘુ પરિણામી" એ સામાન્ય શબ્દ હોવાથી પથ્થર વગેરે गुरु परिणामी, ધૂમ વગેરે लघु परिणामि, અને વાયુ જ્યોતિષનાં વિમાન વગેરે गुरुलघु परिणामी એ ત્રણે સ્કંધોમાં (ચક્ષુનો વિષય હોવાથી) ચક્ષુ દર્શનાવરણનો, અને એજ સ્કંધોમાંથી ઉત્પન્ન થતા ગંધાદિ ગુરૂ લઘુ પરિણામી હોવાથી અચક્ષુદર્શનાવરણનો વિષય ગણી શકાય. કારણ કે ધર્મા૦ આકાશ વગેરે અગુરૂ લઘુ સ્કંધો અતીન્દ્રિય છે.

હવે પ્રત્યયપ્રરૂપણા કરવા યોગ્ય છે, ત્યાં પરિણામપ્રત્યય અને ભવપ્રત્યય એ પ્રમાણે પ્રત્યયના બે પ્રકાર છે. તેમાં પ્રથમ પરિણામ પ્રત્યય પ્રરૂપણા કહેવાય છે.

**वेउव्विय तेयगं कम्म--वन्न रस गंध निद्ध लुरकाओ**
**सो उन्ह थिर सुभेयर--अगुरुलघु गोय नरतिरिए ॥५०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—વૈક્રિયસપ્તક, અને ( ગાથામાં ) તૈજસકાર્મણ કહેવાથી તૈજસસપ્તક, તથા વર્ણ ૫–ગન્ધ ૨–રસ ૫–સ્નિગ્ધ–રૂક્ષ–શીત–ઉષ્ણ–સ્થિર–અસ્થિર–શુભ–અશુભ અગુ૦–એ ૩૯ પ્રકૃતિયો તે અનુભાગોદીરણાની અપેક્ષાએ તિર્યંચ–મનુષ્યોને પરિણામપ્રત્યય રૂપ છે, કારણ કે વૈક્રિયસપ્તક તે તિર્યંચમનુષ્યોને ગુણવિશેષથી ઉત્પન્ન થતી લબ્ધિરૂપ છે તે તેની ઉદીરણા પણ ગુણપરિણામ પ્રત્યય રૂપ જાણવી. પુનઃતિર્યંચ મનુષ્યો અન્ય અન્ય પ્રકારે પરિણમાવીને ઉદીરે છે, તેથી તે પ્રકૃતિયોની અનુભાગોદીરણા પણ તિર્યંચમનુષ્યોને પરિણામ પ્રત્યયિક જાણવી.

**चउरंस मउय लहुगा, परघा उज्जोय इट्ठ खगइ सरा**
**पत्तेगतणु उत्तर–तणुसु दोसु विय तणु तइया ॥५१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—સમચ૦–મૃ૦–લઘુ–પરા૦–ઉદ્યો૦–સુખગ૦—સુસ્વર પ્રત્યેક એ ૮ પ્રકૃતિયો અને ઉત્તરદેહરૂપ વૈક્રિય તથા આહારક એ ૧૦ પ્રકૃતિયો ઉદીરણાને આશ્રયિ પરિણામપ્રત્યયિક જાણવી. કારણ કે ઉત્તર વૈક્રિય તથા આહારક શરીર હોતે છતે સમચતુરસ્રાદિની અનુભાગોદીરણા પ્રવર્તે છે તે ઉત્તર વૈક્રિયાદિ દેહ

પરિણામની અપેક્ષાએ પ્રવર્તે છે, તેથી એ પ્રકૃતિયો પણ પરિણામ પ્રત્યયિક જાણવી. ( તથા तइयातणु =ત્રીજું આહારક શરીર ગ્રહણ કરવાથી આહારકની સાતે પ્રકૃતિયો ગ્રહણ થયેલી સમજવી ) તેથી અનુભાગોદીરણા પણ પરિણામ પ્રત્યયિક જાણવી. આહારક સપ્તક તે મનુષ્યોને ગુણ પરિણામ પ્રત્યયથી હોય છે. તેથી તેની અનુભાગોદીરણા પણ ગુણ પરિણામ પ્રત્યયિક જાણવી.

**देसविरय विरयाणं, सुभगाएज्ज जसकित्ति उच्चाणं**
**पुव्वाणुपुव्विगाए, असंखभागो थियाईणं ॥ ५२ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—દેશવિરત અને સર્વવિરત જીવોને સુભગ, આદેય યશ, અને ઉચ્ચગોત્ર એ ૪ प्रकृतियोनी અનુભાગોદીરણા પરિણામ પ્રત્યયિક જાણવી. કારણ કે સુભગાદિની પ્રતિપક્ષી દુર્ભગાદિના ઉદય યુક્ત પણ જે જીવ દેશવિરતિને અથવા સર્વ વિરતિને પ્રાપ્ત કરે છે, તે જીવને પણ દેશવિરત્યાદિ ગુણના પ્રભાવથી સુભગાદિ પ્રકૃતિયોનીજ ઉદયપૂર્વક ઉદીરણા પ્રવર્તે છે, માટે પરિણામ પ્ર૦ છે.

તથા स्त्री वेदादि ૯ નોકષાયનો પુર્વાનુપૂર્વિના અનુક્રમે અસંખ્યાયતમો ભાગ દેશવિરત અને સર્વવિરત જીવોને પ્રત્યેકને ઉદીરણાયોગ્ય હોય છે તે ગુણ પરિણામ પ્રત્યયરૂપ જાણવો. અહિં તાત્પર્ય એ છે કે સ્ત્રીવેદાદિના અતિ જઘન્યાનુભાગસ્પર્ધકથી પ્રારંભીને અનુક્રમે અસંખ્યાતમો ભાગ દેશવિરતાદિ જીવોને જે ઉદીરણા યોગ્ય છે તે ગુણપ્રત્યયિક કહેવાય છે. અને બીજો શેષભાગ ઉદીરણા પ્રાપ્ત થતો નથી.

**तित्थयरं घाईणि य, परिणाम प्पच्चयाणि सेसाओ**
**भवपच्चइया पुव्वुत्ता, वि य पुव्वुत्तसेसाणं ॥ ५३ ॥**

ગાથાર્થ:—જીનનામ-અને ઘાતિ કર્મની અનુભાગોદીરણા પરિણામ પ્રત્યયિક છે. શેષ પ્રકૃતિયોની, તથા પૂર્વોકત પ્રકૃતિયોની પૂર્વોકતથી શેષ જીવોને અનુભાગોદીરણા ભવપ્રત્યયિક જાણવી.

ટીકાર્થ:—તીર્થંકરનામકર્મ, અને ૫ જ્ઞાના૦–૯ દર્શ૦–૨૫ કષાયમો૦–૩ દર્શ૦મો૦–૫ અન્તરાય–એ પ્રમાણે સર્વ સંખ્યાએ ૩૯ घाति प्रकृतियोनी અનુભાગોદીરણા તિર્યંચ મનુષ્યોને પરિણામ પ્રત્યયિક છે, ( અર્થાત્ એ ૩૯ પ્રકૃતિયોની અનુભાગોદીરણા તિર્યંચ મનુષ્યોને પરિણામ પ્રત્યયિક થાય છે ) અહિં અન્યથાભાવની પ્રાપ્તિ તે પરિણામ કહેવાય છે. ત્યાં તિર્યંચ અથવા મનુષ્યો એ પ્રકૃતિયોના અનુભાગને અન્યથા બાંધીને અન્યભાવે પરિણમાવીને ઉદીરે છે માટે એ પરિણામ પ્રત્યયિક છે.

તથા सेसाओ=શેષ વેદનીય ૨–આયુ ૪–ગતિ ૪–જાતિ ૫–આ-હા૦ ૭–સંઘ૦ ૬–કુસંસ્થાન ૫–કર્કશ–અગુરૂ–આનુપૂર્વી ૪–ઉપ૦–આત૦–ઉશ્વા૦–કુખગતિ–ત્રસત્રિક–સ્થાવચતુષ્ક–નિર્મા૦–નીચ૦–એ ૫૬ प्रकृतियो અનુભાગોદીરણાને આશ્રયિ ભવપ્રત્યયિક જાણવી, અર્થાત એ ૫૩ પ્રકૃતિયોની અનુભાગોદીરણા ભવ પ્રત્યયથી થાય છે.

તથા पुवुत्ता वि य पुवुत्त सेसाणं=પૂર્વે કહેલી તિર્યગ્ મનુષ્યથી વ્યતિરિકત પ્રકૃતિયોની (પૂર્વોકત શેષ જીવોને) અનુભાગોદીરણા ભવ પ્રત્યયિક જાણવી. તે આ પ્રમાણે—દેવ અને નારકો તથા વ્રતરહિત તિર્યંચ અને મનુષ્યો ૯ નોકષાયના પશ્ચાનુપૂર્વીએ એટલે ઉત્કૃષ્ટાનુ-ભાગસ્પર્ધકથી આરંભીને અસંખ્ય અનુભાગ સ્પર્ધકો ભવ પ્રત્યયથીજ ઉદીરે છે. તથા વૈ૦ ૭–તૈ૦ ૭–વર્ણ ૫–ગંધ ૨–રસ ૫–સ્નિ૦–રૂક્ષ શીત–ઉષ્ણ–સ્થિર–અસ્થિર–શુભ–અશુભ–અગુરૂલઘુ–એ ૩૯ प्रकृतियोनी દેવ નારકો ભવ પ્રત્યયથીજ અનુભાગોદીરણા કરે છે. તથા ભવધારણીય દેહમાં વર્તતા દેવો समचतुरस्रनी અનુભાગો-દીરણા ભવ પ્રત્યયથીજ કરે છે. તથા ઉત્તર વૈક્રિય સિવાયના શેષ જીવો મૃદુ–લઘુ–પરા૦–ઉદ્યોત-સુખગતિ–સુસ્વર અને પ્રત્યેક

એ ૭ પ્રકૃતિયોની અનુભાગોદીરણા ભવ પ્રત્યયથી પ્રવર્તે છે. તથા સુભગ-આદેય-યશ અને ઉચ્ચગોત્રની અનુભાગોદીરણા ગુણહીન (લબ્ધિહીન) જીવને ભવપ્રત્યયથી અને ગુણવંતને ગુણપ્રત્યયથી પ્રવર્તે છે. તથા દેવનારકોને સર્વઘાતિ કર્મની અનુભાગોદીરણા ભવ પ્રત્યયથી પ્રવર્તે છે.

એ પ્રમાણે પ્રત્યયપ્રરૂપણા કરીને હવે સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે. ત્યાં સાદ્યાદિપ્રરૂપણા તે મૂળપ્રકૃતિસંબંધિ, અને ઉત્તરપ્રકૃતિ સંબંધિ, એમ ૨ પ્રકારે છે. તેમાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદ્યાદિ પ્રરૂપણા કહેવાય છે.

**घाईणं अजघन्ना, दोण्ह मणुक्कोसया य तिविहा उ**
**वेयणिए णुक्कोसा, अजहन्ना मोहणीए उ ॥५४॥**
**साइ अणाइ धुव अधुवा, य तस्सेसिगा य दु विगप्पा**
**आउस्स साइअधुवा, सवविगप्पा उ विन्नेया॥५५॥**

ગાથાર્થ:—૩ ઘાતિકર્મની અજઘ૦ઉદી૦, તથા નામ અને ગોત્ર એ બેની અનુત્કૃષ્ટોદીરણા, ૩ પ્રકારે છે. તથા વેદનીયની અનુત્કૃષ્ટ, અને મોહનીયની અજઘન્ય અનુભાગોદીરણા ॥ ૫૪ ॥

આદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે. તથા વેદનીયના અને મોહનીયના શેષ વિકલ્પોમાં ૨ પ્રકારની ઉદીરણાછે. અને આયુષ્યના સર્વે વિકલ્પો આદિ ને અધ્રુવ એમ ૨ પ્રકારે જાણવા. ॥ ૫૫ ॥

ટીકાર્થ:—મોહનીય સિવાય ૩ ઘાતિકર્મની અજ૦ અનુ૦ઉદીરણા અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે—એ ૩ ઘાતિકર્મની ક્ષીણકષાયી જીવને સમયાધિક આવલિકા શેષ રહે છતે જ૦ અનુભાગોદીરણા હોય છે તે સાદિ

અને અધ્રુવ છે, અને શેષકાળમાં નિરન્તર અજઘન્યાનુભાગોદીરણા હોય છે માટે અનાદિ, અને ધ્રુવાધ્રુવતા તે અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

તથા **નામ અને ગોત્ર** આ બેની અનુત્કૃષ્ટાનુભાગોદીરણા અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે—એ બે કર્મની ઉત્કૃષ્ટાનુભાગોદીરણા સયોગિકેવલિને છે તે આદિ અધ્રુવ છે, અને શેષકાળમાં **અનુત્કૃષ્ટઉદીરણા** નિરન્તર પ્રવર્તતી હોવાથી અનાદિ, તથા ભવ્યને અધ્રુવ, અને અભવ્યને ધ્રુવ છે.

તથા **વેદનીયની** અનુત્કૃષ્ટ અને **મોહનીયની** અજઘન્યાનુભાગોદીરણા સાદિ, અનાદિ, ધ્રુવ ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે. તે આ પ્રમાણે—ઉપશમશ્રેણીમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને જે શાતા વેદનીય બાંધેલ છે, તેની સર્વાર્થસિદ્ધ વિમાનને પ્રાપ્ત કર્યા પછી પ્રથમ સમયે જે ઉદીરણા પ્રવર્તે છે તે ઉત્કૃષ્ટાનુભાગ ઉદીરણા સાદિ અધ્રુવ છે, અને તેથી અન્ય સર્વ પણ અનુત્કૃષ્ટઉદીરણા તે અપ્રમત્તાદિ ગુણસ્થાનમાં નથી હોતી અને ત્યાંથી પડતાં પુનઃ પ્રવર્તે છે. તેથી સાદિ, તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્. તથા **મોહનીયની** જઘન્યાનુભાગોદીરણા સૂક્ષ્મસંપરાયવર્તી ક્ષપક જીવને સમયાધિક આવલિકા શેષ રહ્યે છતે હોય છે તે સાદિ, તેના અનંતર સમયે ઉદીરણાનો અભાવ હોવાથી અધ્રુવ. શેષ કાળમાં પુનઃ અજ૦ ઉદીરણા હોય છે તે ઉપશાંત મોહગુણસ્થાને નથી હોતી, અને ત્યાંથી પડતાં પુનઃ પ્રારંભાય છે માટે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવને અનાદિ અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

તથા તસ્સેસિગા ય દુવિગપ્પા=પૂર્વોક્ત વિકલ્પથી વ્યતિરિક્ત બે પ્રકારના વિકલ્પ સાદિ, ને અધ્રુવ એમ બે પ્રકારે હોય છે. તે આ પ્રમાણે—**ચાર ઘાતિકર્મની** ઉ૦ અને અનુ૦ અનુભાગોદીરણા મિથ્યાત્વીજીવને પરાવૃત્તિએ પ્રાપ્ત થાય છે, તેથી બન્ને

ઉદીરણા સાદિ અધ્રુવ છે, અને ૭૦ અનુ૦ ઉ૦ તો પ્રથમ કહેલી છે. તથા નામ, ગોત્ર, ને વેદનીયની જઘન્ય અને અજઘન્યાનુભાગોદીરણા મિથ્યાદૃષ્ટિ જીવમાં પરાવૃત્તિથી પ્રાપ્ત થાય છે તેથી એ બન્ને ઉદીરણા સાદિ અધ્રુવ છે, અને ઉત્કૃષ્ટોદીરણા તો પ્રથમજ કહેલી છે, અને આયુષ્યના તો સર્વે પણ વિકલ્પો સાદિ અધ્રુવ જ છે, ને તે સાદિ અધ્રુવતા આયુષ્યની અધ્રુવોદીરણાને અંગે જાણવી.

એ પ્રમાણે મૂળપ્રકૃતિ વિષયિક સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે उत्तर प्रकृतियोमां साद्यादि प्ररुपणा करे छे.

**मउ लहुगा णुक्कोसा, चउविहा तिण्हमवि य अजहन्ना**
**णाइग धुवा य अधुवा, वीसाए होय णुक्कोसा ॥ ५६ ॥**
**तेविसाए अजहन्ना, वि य एयासि सेसगविगप्पा**
**सव्वविगप्पा सेसाण, वावि अधुवा य साईया ॥ ५७ ॥**

ગાથાર્થ:—મૃદુ અને લઘુની અનુત્કૃષ્ટ, તથા મિથ્યાત્વ, ગુરૂ અને કર્કશ એ ૩ ની અજઘન્ય અનુભાગોદીરણા ૪ પ્રકારે છે. તથા તૈજસાદિ ૨૦ પ્રકૃતિયોની અનુત્કૃષ્ટાનુભાગોદીરણા અનાદિ ધ્રુવ ને અધ્રુવ છે. ॥ ૫૬ ॥

તથા જ્ઞાનાવરણાદિ ૨૩ પ્રકૃતિયોની અજઘન્ય અનુભાગોદીરણા પણ અનાદિ ધ્રુવ ને અ વ છે. તથા એ (૪૮) પ્રકૃતિયોના શેષ વિકલ્પો અને શેષ ૧૧૦ પ્રકૃતિયોના સર્વ વિકલ્પો પણ સાદિ અને અધ્રુવ છે. ॥ ૫૭ ॥

**ટીકાર્થ:**—મૃદુ અને લઘુ સ્પર્શની અનુત્કૃષ્ટાનુભાગોદીરણા સાદ્યાદિ ચાર પ્રકારે છે તે આ પ્રમાણે—એ બેની ઉ૦ અનુભાગોદીરણા આહારકદેહસ્થ મુનિને હોય છે તે સાદિ અધ્રુવ છે, ને

તેથી અન્ય સર્વપણ અનુત્કૃષ્ટ ઉદીરણા છે; તે પણ આહારક-દેહને ઉપસંહરતાં સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવને અનાદિ અને ધ્રુવાધ્રુવ પૂર્વવત.

તથા મિથ્યાત્વ, ગુરૂ, અને કર્કશ, એ ત્રણની અજ૦ અનુભાગોદીરણા સાદ્યાદિ ૪ પ્રકારે છે, ત્યાં સમ્યકત્વ અને સંયમને સમકાળે પ્રાપ્ત કરતા પ્રાણીને મિથ્યાત્વની જ૦ અનુભાગોદીરણા હોય છે, તે સાદિ અધ્રુવ છે,તેથી અન્ય સર્વ પણ અજ૦ ઉદીરણા તે સમ્યકત્વથી પડતાં સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવને અનાદિ, ને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્—તથા કર્કશ અને ગુરૂસ્પર્શની જ૦ અનુભાગોદીરણા કેવલસમુદ્ઘાતથી નિવર્ત્તતાં સાતમે સમયે હોય છે માટે સાદિ અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત.

તથા તૈ૦ ૭–અશુભવર્ણાદિ ૯ (મૃ૦ લ૦ વિના)–અગુ૦–સ્થિ૦–શુભ અને નિર્માણ એ ૨૦ પ્રકૃતિયોની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે–એ ૨૦ ની ઉ૦ અનુભાગોદીરણા સયોગિકેવલિને અન્ત્યસમયમાં હોય છે; તેથી અન્ય સર્વપણ અનુત્કૃષ્ટઉદીરણા નિરંતર હોવાથી અનાદિ, ને ધ્રુવાધ્રુવતા પૂર્વવત.

તથા ૫ જ્ઞા૦–૪ દર્શ૦–કૃ૦–નીલ૦–દુરભિ–તિક્ત–કટુ–રૂક્ષ–શીત–અસ્થિર–અશુભ–૫ અન્ત૦–એ ૨૩ પ્રકૃતિયોની અજ૦ અનુભાગોદીરણા અનાદિ, ધ્રુવ ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે—એ ૨૩ ની જ૦ ઉદીરણા આપઆપણી ઉદીરણાના અન્તે હોય છે, તેથી તે સાદિ અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વપણ અજ૦ ઉદીરણા તે ધ્રુવોદીર્ય હોવાથી અનાદિ અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત.

તથા એ પૂર્વોક્ત સર્વ પ્રકૃતિયોના શેષ (કથિત વિકલ્પોથી અન્ય) વિકલ્પો અને (અર્થાત્ મૃદુલઘ્વાદિ ૨૦ના જ૦–અજ૦–

ઉ૦, મિથ્યાત્વાદિ ૩, અને જ્ઞાનાવરણાદિ ૨૩ ના ઉ૦–અનુ૦–ને જ૦ ) તે સર્વ સાદિ અધ્રુવ છે તે આ પ્રમાણે—મૃદ્વાદિ ૨૦ ની જ૦ અને અજ૦ અનુભાગોદીરણા મિથ્યાદૃષ્ટિજીવને પરાવૃત્તિએ હોય છે તેથી એ બન્ને વિકલ્પ સાદિ અધ્રુવ છે, અને ( ઉત્કૃષ્ટાનુભાગોદીરણા તો પ્રથમ કહેલીજ છે. તથા કર્કશાદિ ૨૬ પ્રકૃતિયોની ઉ૦ અને અનુ૦ અનુભાગોદીરણા મિથ્યાદૃષ્ટિ જીવને પરાવૃત્તિએ હોય છે કારણકે એ ૨૬ અશુભ પ્રકૃતિયો છે, તેથી એ બન્ને ઉદીરણા સાદિ અધ્રુવ છે, અને જ૦ ઉદીરણાતો પ્રથમજ કહીછે.

તથા પૂર્વોકત પ્રકૃતિયોથી અન્ય ૧૧૦ પ્રકૃતિયોના સર્વે વિકલ્પો ( ઉ૦—અનુ૦–જ૦–અજ૦ ) સાદિ અધ્રુવ જાણવા, અને એ સાદિ અધ્રુવતા તે અધ્રુવોદીર્યપણાના હેતુથી જાણવી. ( ઇતિ સાદ્યાદિ પ્રરૂપણા )

એ પ્રમાણે સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે સ્વામિત્વ કહેવાનો પ્રસંગ છે ત્યાં ઉ૦ ઉદીરણા સંબંધિ—અને જ૦ ઉદીરણા સંબંધિ એમ ૨ પ્રકારે સ્વામિત્વ છે તેમાં પ્રથમ उत्कृष्टानुभागोदीरणास्वामित्व કહેવાય છે.

**दाणाइ अचक्खुणं, जेठा आइम्मि हीण लध्धिस्स**
**सुहुमस्स चक्खुणो पुण, तेइंदिय सव्वपज्जते ॥५८॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

**ટીકાર્થ:**—સર્વાલ્પ દાનાદિ અને અચક્ષુદર્શન વિજ્ઞાન લબ્ધિરૂપ હીન લબ્ધિવાળા અને ભવના પ્રથમ સમયે વર્તતા સૂ૦ એકેન્દ્રિ જીવને ૫ અન્તરાય અને અચક્ષુદર્શનાવરણ એ ૬ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટાનુભાગ ઉદીરણા હોય છે. તથા સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત ત્રીન્દ્રિય જીવને પર્યાપ્તિના અન્ત્ય સમયે ચક્ષુદર્શનાવરણની ઉ૦ અનુભાગોદીરણા હોય છે.

निद्दाइ पंचगस्स य, मज्झिम परिणामसंकिलिठस्स
अपुमादि असायाणं, नरए जेठठिइसंमत्तो ॥५९॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—મધ્યમ પરિણામી અર્થાત્ તત્પ્રાયોગ્ય સંકલેશ યુકત અને સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત એવા જીવને નિદ્રાપંચકની ઉ૦ અનુભાગોદીરણા હોય છે. અતિ વિશુધ્ધ અને અતિ સંકિલષ્ટ જીવને નિદ્રા પંચકનો ઉદયજ હોતો નથી તેથી અહિં મધ્યમ પરિણામી જીવનું ગ્રહણ કર્યું છે, તથા अपुमादिनां=નપુંસકવેદાદિની એટલે નપુંસક–અરતિ–શોક–ભય–અને કુચ્છા તથા અસાતાની ઉ૦ ઉદારણાના સ્વામી ઉત્કૃષ્ટસ્થિતિ વાળા, સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત અને સર્વોત્કૃષ્ટ સંકલેશવર્તીનારક જીવો જાણવા.

पंचिंदिय तस बायर–पज्जत्तग साय सुस्सर गईणं
वेउव्वु स्सासाणं, देवो जेट्ठ ठिइ समत्तो ॥६०॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ—૩૩ સાગરોપમ પ્રમાણ ઉ૦ સ્થિતિયુકત, સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિવંત દેવો પં૦–ત્રસાદિ ૩–શાતા–સુસ્વર–દેવગતિ–વૈ૦ ૭–ઉશ્વાસ એ–૧૫ પ્રકૃતિયોની ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ છે.

सम्मत्तमीसगाणं, से काले गण्भिहित्ति मिच्छत्तं
हासरईणं सहसा–रगस्स पज्जत्तदेवस्स ॥६१॥

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ—અનન્તર સમયે જે મિથ્યાત્વને પ્રાપ્ત કરશે તેવા

સંકિલષ્ઠ જીવને સમ્યકત્વ અને મિશ્રની યથાયોગપણે ઉદય વર્તતાં ઉ૦ અનુભાગોદીરણા હોય છે, તથા સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત એવા સહસ્રાર કલ્પના દેવોને હાસ્ય અને રતિની ઉ૦ અનુભાગોદીરણા હોય છે.

गइ हुंड वघायाणि–ट्ठ खगइ नीयाण दुहचउक्कस्स
निरउक्कस्स समत्ते, असमत्ताए नरस्सं ते ॥६२॥

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થઃ**—ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્તતો, સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, અને સર્વોત્કૃષ્ટ સંકલેશયુક્ત એવો નારક નરકગતિ[1]–હુંડ૦–ઉપ૦–કુખ૦–નીચ–દુર્ભગાદિ ૪–એ પ્રમાણે સર્વ સંખ્યાએ ૯ પ્રકૃતિયોની અનુભાગોદીરણાનો સ્વામિ છે–તથા અન્ય સમયે વર્તતો, અને સર્વોત્કૃષ્ટ સંકલેશે વર્તતો એવો અપર્યાપ્ત મનુષ્ય તે અપર્યાપ્ત નામની ઉ૦ અનુભાગોદીરણાનો સ્વામિ જાણવો, અપર્યાપ્ત સંજ્ઞિ-તિર્યંચ પંચેન્દ્રિયથી પણ અપર્યાપ્ત મનુષ્ય અતિ સંકિલષ્ટ હોય છે માટે અહિં મનુષ્યનું ગ્રહણ કર્યું છે.

करकड गुरु संघयणा, थी पुम संठाण तिरियनामाणं
पंचिंदिओ तिरिरको, अट्ठमवासे ट्ठवासाऊ ॥६३॥

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થઃ**—૮ વર્ષના આયુષ્યવાળો, આઠમા વર્ષમાં વર્તતો, અને સર્વસંકિલષ્ટ એવો તિર્યંચસંજ્ઞિ પંચેન્દ્રિય જીવ કર્કશ–ગુરૂ

---

૧ છાપેલી ટીકામાં નરગતિ છે. પરંતુ નારકને નરગતિની ઉદીરણા (ઉદયવિના) હોઇ શકે નહિ માટે મેં અત્રે નરગતિ ને બદલે નરકગતિ નો અર્થ લખ્યો છે.

-કુસંઘ૦ ૫-સ્ત્રી૦-પુરૂ૦—મધ્યસંસ્થાન ૪-ને તિર્યંચગતિ-એ ૧૪ પ્રકૃતિયોની ઉ૦ અનુભાગોદીરણાનો સ્વામિ જાણવો.

**मणुओरालियवज्जरि-सहाण मणुओ तिपल्लपज्जत्तो**
**नियगठिई उक्कोसो, पज्जत्तो आउगाणं पि ॥६४॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ત્રણ પલ્યોપમના આયુષ્યની સ્થિતિવાળો સર્વ-પર્યાપ્તિએ પર્યાપ્ત, અને સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિયુકત મનુષ્ય તે મનુષ્ય-ગતિ–ઔદા૦ ૭–અને વજર્ષભનારાચ એ ૯ પ્રકૃતિયોની ઉત્કૃષ્ટાનુ-ભાગોદીરણાનો સ્વામિ છે. તથા આપ આપણી ઉ૦ સ્થિતિમાં વર્તતા અને સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, એવો સર્વ વિશુદ્ધિવાળો જીવ ૩ આયુષ્યની ઉ૦ અનુભાગોદીરણાનો સ્વામિ છે. તથા ઉત્કૃષ્ટ-સંકલેશવર્તી એજ જીવ નરકાયુષ્યની ઉ૦ અનુભાગોદીરણાનો સ્વામિ જાણવો.

**हस्सट्ठिइ पज्जत्ता, तन्नामा विगलजाइसुहुमाणं**
**थावर निगोय एगिं-दियाणमवि बायरो नवरिं ॥६५॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:--અલ્પ સ્થિતિવાળા પર્યાપ્ત જીવો તત્નામકર્મો-દયી એટલે વિકલેન્દ્રિયનામોદયી અને સૂક્ષ્મનામોદયી જીવો અનુ-ક્રમે વિકલ જાતિ અને સૂ૦ નામની ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ જાણવા. અહિં કથ્ય એ છે કે–સર્વજઘન્યસ્થિતિમાં વર્તતા,સર્વપર્યા-પ્તિએ પર્યાપ્તા, અને સર્વસંકિલષ્ટ એવા દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય—અને ચતુરિન્દ્રિય જીવો તથા સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો અનુક્રમે દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય–ચતુરિન્દ્રિય જાતિની અને સૂક્ષ્મનામકર્મની ઉ૦અનુ-ભાગોદીરણાના સ્વામિ છે, જઘન્ય સ્થિતિમાં વર્તતા જીવો અતિસં-

ક્લિષ્ટ હોય છે માટે અહિં જઘન્ય સ્થિતિનું ગ્રહણ કર્યું છે. તથા જઘન્ય સ્થિતિમાં વર્તતો, સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, અને સર્વ-સંક્લિષ્ટ એવો બા૦ સ્થાવર જીવ સ્થાવરનામની બા૦ સાધારણ જીવ સાધારણ નામની અને એ બન્ને જીવ ( સ્થા૦ સાધા૦ ) એકેન્દ્રિય નામ કર્મની ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ છે. બાદર જીવને સંક્લેશ અત્યંત હોય છે માટે અત્રે બાદર જીવનું ગ્રહણ કર્યું છે.

**आहारतणू पज्जत्तगो य चउरंस मउय लहुगाणं**
**पत्तेय खगइ परघा–या हारतणूण य विसुद्धो ॥६६॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, અને સર્વવિશુદ્ધિવંત એવા આહારક શરીરી મુનિ સમચ૦–મૃ૦–લઘુ–પ્ર૦–સુખ૦–પરા૦–આહા૦ ૭ એ ૧૩ પ્રકૃતિયોની ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ જાણવા.

**उत्तरवेउव्वि जई, उज्जोयस्सायवस्स खरपुढवी**
**नियगगईणं भणिया, तइए समए णुपुव्वीणं ॥६७॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત અને સર્વવિશુદ્ધ એવા ઉત્તર વૈક્રિય દેહમાં વર્તતા મુની ઉદ્યોત નામની ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ છે. તથા સર્વ પર્યાપ્તએ પર્યાપ્ત, સર્વ વિશુદ્ધ, અને ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્તતો બાદર પૃથ્વીકાયિક જીવ આતપ નામની ઉ૦ અનુભાગોદીરણાનો સ્વામિ છે. તથા આપ આપણી ગતિના ત્રીજા સમયમાં વર્તતા સર્વવિશુદ્ધ જીવો નરાનુપૂર્વીની

અને દેવાનુપૂર્વીની, તથા એજ સર્વસંકિલષ્ટ જીવો નરકાનુપૂર્વીની અને તિર્યંગાનુપૂર્વીની ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ છે.

**जोगंते सेसाणं, सुभाणं मियरासि चउसु वि गईसु**
**पज्जत्तुक्कडमिच्छ–स्सोहीण मणोहिलद्धिस्स ॥६८॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—પૂર્વોક્ત પ્રકૃતિયોથી અન્ય તૈ૦ ૭–શુભ વર્ણાદિ ૯ (મૃ૦–લ૦ વિના) અગુ૦–સ્થિર–શુભ–સુભગ–આદેય–યશ–નિર્માણ–ઉચ્ચ–જીન–એ ૨૫ શુભ પ્રકૃતિયોની ઉ૦ અનુભાગોદીરણા સર્વાપવર્તનાના અન્ત્ય સમયમાં વર્તતા સયોગિ કેવલીને હોય છે. એથી અન્ય ૪ જ્ઞાના૦ (અ૦ વિના) કેવલદ૦–મિથ્યા૦–૧૬ કષાય–કુવર્ણાદિ ૭ (કર્ક૦–ગુ૦ વિના) અસ્થિર અને અશુભ એ ૩૧ અશુભ પ્રકૃતિયોની ઉ૦ અનુભાગોદીરણા સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, અને ઉત્કૃષ્ટ સંકલેશમાં વર્તતા ચારે ગતિના મિથ્યાદૃષ્ટિ જીવોને હોય છે. તથા અવધિલબ્ધિ રહિત એજ ચારે ગતિના મિથ્યાદૃષ્ટિ જીવોને અવધિદ્વિકની ઉ૦ અનુભાગોદીરણા હોય છે, કારણ કે અવધિલબ્ધિ યુક્ત જીવને ઘણા અનુભાગનો ક્ષય થઇ જાય છે તેથી ઉ૦ અનુભાગ હોતો નથી માટે અવધિલબ્ધિ રહિત જીવનું ગ્રહણ કરેલું છે.

એ પ્રમાણે ઉ૦ અનુભાગોદીરણાસ્વામિત્વ કહીને હવે જઘન્યાનુભાગોદીરણા સ્વામિત્વ કહે છે.

**सुयकेवलिणो मइ सुय–अचक्खु चक्खू णुदीरणा मंदा**
**विपुलपरमोहिगाणं, मणणाणोहिदुगस्सा वि ॥६९॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—ક્ષીણકષાયગુણસ્થાનવર્તી ચઉદ પૂર્વધર શ્રુત કેવલિને સમયાધિક આવલિકા શેષ રહેતાં મતિશ્રુત જ્ઞાના૦ અને ચક્ષુ અચક્ષુ દર્શ૦ ની જ૦ અનુભાગોદીરણા પ્રવર્તે છે. તથા સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિમાં વર્તતા ક્ષીણ કષાયી વિપુલમતિ મનઃ પર્યવ જ્ઞાનીને મનઃ પર્યવ જ્ઞાનાવરણની જ૦ અનુભાગોદીરણા પ્રવર્તે છે. તથા સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિમાં વર્તતા ક્ષીણકષાયી પરમાવધિ લબ્ધિવંતને અવધિદ્વિકની જ૦ અનુભાગોદીરણા પ્રવર્તે છે.

**खवणाए विग्घ केवल—संजलणाण य सनोकषायाणं**
**सयसयउदीरणंते, निद्दापयलाण मुवसंते ॥७०॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—કર્મનો ક્ષય કરવાને પ્રવૃત્ત થયેલા જીવને ૫ અન્ત૦-કેવલ ૨- સંજ્વ૦ ૪-નોક૦ ૯-એ ૨૦ પ્રકૃતિયોની આપ આપણી ઉદીરણાના અન્ત્ય સમયે જ૦ અનુભાગોદીરણા પ્રવર્તે છે. ત્યાં ૫ અન્તરાય અને કેવલદ્વિકની જ૦ અનુ૦ ઉદી૦ ક્ષીણ કષાયી જીવને, અને સંજ્વલન તથા વેદ ૩ની ઉદી૦ અનિવૃત્તિ બાદર ગુણસ્થાને આપ આપણી ઉદીરણાના અન્તે, સંજ્વ૦ લોભ ની સૂક્ષ્મ સંપરાયને અન્તે, અને ૬ નોકષાયની અપૂર્વકરણ ગુણ સ્થાનકના અન્તસમયે પ્રવર્તે છે. તથા નિદ્રા ને પ્રચલાની જ૦ અનુ૦ઉદી૦ ઉપશાન્ત મોહ ગુણસ્થાનકે હોય છે, કારણ કે ત્યાં અતિ વિશુદ્ધિ છે.

**निद्दानिद्दाईणं, पमत्तविरए विसुज्झमाणंम्मि**
**वेयगसम्मत्तस्स उ, सगखवणोदीरणाचरमे ॥७१॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અપ્રમત્તભાવને સન્મુખ થયેલા એવા વિશુદ્ધિવાળા પ્રમત્તમુનિને નિદ્રાનિદ્રા-પ્રચલાપ્રચલા અને થિણુદ્ધિની જ૦ અનુભાગોદીરણા પ્રવર્તે છે. તથા ક્ષાયિક સમ્યકત્વને ઉત્પન્ન કરતાં મિથ્યાત્વ અને મિશ્રનો જેણે ક્ષય કરેલો છે તેવા જીવને ક્ષયોપશમ સમ્યકત્વના ક્ષય કાળના અન્ત્ય ઉદીરણાકાળે એટલે સમયાધિક આવલિકા શેષ રહે છતે સમ્યકત્વમોહનીયની જ૦અનુભાગોદીરણા પ્રવર્તે છે, તે ઉદીરણા ચાતુર્ગતિક જીવોમાંના કોઇપણ ગતિવાળા જીવને પવર્તે એમ જાણવું.

**से काले सम्मत्तं, ससंजमं गिण्हओ य तेरसगं**
**सम्मत्तमेव मीसे, आऊण जहन्नग ठिईसु ॥७२॥**

ગાથાર્થ:—અનન્તર સમયે સંયમસહિત સમ્યકત્વને પ્રાપ્ત કરતો જીવ મિથ્યાત્વાદિ ૧૩ પ્રકૃતિઓની જ૦ અનુભાગોદીરણા કરે છે. તથા અનન્તર સમયે સમ્યકત્વ પ્રાપ્ત કરનાર મિશ્ર સમ્યગ્દૃષ્ટિ-જીવને મિશ્રમોહનીયની જ૦ અનુભાગોદીરણા હોય છે. તથા ચારે આયુષ્યની આપઆપણી જ૦ સ્થિતિમાં વર્તતો જીવ જઘન્ય ઉદીરણા કરે છે.

ટીકાર્થ:—અનન્તર કાળે એટલે બીજે સમયે જે જીવ સંયમ સહિત સમ્યકત્વને ગ્રહણ કરશે તે જીવને મિથ્યાત્વ અને પ્રથમના ૧૨ કષાય એ ૧૩ પ્રકૃતિઓની જ૦અનુભાગોદીરણા હોય છે. અહિં સંપ્રદાય ( તાત્પર્ય ) આ પ્રમાણે છે—જે જીવ અનન્તર સમયે સંયમસહિત સમ્યકત્વને ગ્રહણ કરશે તે મિથ્યાદૃષ્ટિજીવને મિથ્યાત્વની અને અનંતાનુબંધિની જ૦ અનુભાગોદીરણા હોય છે. તથા જે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવ અનન્તર સમયે સંયમને પ્રાપ્ત કરશે તે જીવને અપ્રત્યાખ્યાની ચતુષ્કની જ૦અનુભાગોદીરણા હોય છે. તથા જે દેશવિરત જીવ અનંતર સમયે ચારિત્રને પ્રાપ્ત કરશે તે જીવને પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્કની જ૦ અનુભાગોદીરણા

હોય છે. મિથ્યાદૃષ્ટિ જીવની અપેક્ષાએ અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવ અનંતગુણ વિશુદ્ધ છે, તેથી પણ દેશવિરતજીવ અનંતગુણ વિશુદ્ધ છે, માટે પૂર્વોક્ત પદ્ધતિએ જ૦ અનુભાગોદીરણા હોય છે.

તથા सम्मत्तमेव मीसे જે મિશ્રદૃષ્ટિ જીવ અનંતર સમયે સમ્યકત્વને પ્રાપ્ત કરશે તે જીવને મિશ્ર મોહનીયની જ૦ અનુભાગોદીરણા હોય છે. મિશ્રદૃષ્ટિ જીવ સંયમ અને સમ્યકત્વને તથા વિધ વિશુદ્ધિને અભાવે સમકાળે પ્રાપ્ત ન કરે, પરન્તુ માત્ર સમ્યકત્વજ પામે છે તે કારણથી सम्मत्तमेवમાં एवकार કહેલો છે.

તથા आऊण जहन्नगठिइसु=ચારે આયુષ્યની આપ આપણી જઘન્ય સ્થિતિમાં વર્તતો જીવ આયુષ્યના જઘન્યાનુભાગને ઉદીરે છે. ત્યાં ૩ આયુષ્યનો ( શુભનો ) જ૦ સ્થિતિબંધ સંક્લેશથીજ થાય છે, માટે જઘન્યાનુભાગ પણ ત્યાંજ પ્રાપ્ત થાય છે. તથા નરકાયુનો જ૦ સ્થિતિબંધ વિશુદ્ધિથી થાય છે માટે નરકાયુનો જ૦ અનુભાગ પણ ત્યાંજ પ્રાપ્ત થાય છે. એમ હોવાથી ૩ આયુષ્યના જઘન્યાનુભાગની ઉદીરણા અતિ સંક્લિષ્ટ જીવને હોય છે, અને નરકાયુની જ૦ અનુભાગોદીરણા અતિ વિશુદ્ધ જીવને હોય છે.

**पोग्गलविवागियाणं, भवाइसमये विसेसमवि चासिं**
**आइतणूणं दोण्हं, सुहुमो वाउ य अप्पाउ ॥७३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

*ટીકાર્થ:*—જે પુદ્ગલવિપાકી પ્રકૃતિયો છે તે સર્વની પણ જઘન્યાનુભાગોદીરણા ભવના પ્રથમ સમયે હોય છે. એ પ્રમાણે સામાન્યથી કહીને હવે અમુક પ્રકૃતિની ઉદીરણા અમુક જીવને હોય એ પ્રમાણે એ પ્રકૃતિયોની વિશેષ વિવક્ષા કરીશ એ પ્રતિજ્ઞાના નિર્વાહમાં હવે વિશેષ વિવક્ષા કરે છે—ઔદારિક અને વૈક્રિયરૂપ પ્રથમના બે શરીરની જ૦ અનુભાગોદીરણા અનુક્રમે અલ્પ આયુષ્યવાળા સૂક્ષ્મ

જીવને અને વાયુકાયિકને હોય છે. અહિં શરીર ગ્રહણ કરવાથી બંધન અને સંઘાતનનું પણ ગ્રહણ જાણવું. તેથી તાત્પાર્યાર્થ એવો થાય છે કે–ઔદા૦ શરીર–ઔદા૦ સંઘાતન–અને ઔદા૦ બંધન ચતુષ્ક–એ ઔદારિક છકકનો જ૦ અનુભાગોદીરક અપર્યાપ્ત સૂ૦ એકેન્દ્રિય વાયુકાયિક છે અને વૈક્રિયછકકનો જઘન્યાનુભાગોદીરક અલ્પ આયુષ્યવાળો [1]પર્યાપ્તબાદર વાયુકાયિક છે.

**बेइंदियअप्पाउग–निरय चिरट्ठिई असन्निणो वा वि**
**अंगोवंगाणाहा–रगाए जइणोऽप्पकालम्मि ॥७४॥**

**ગાથાર્થ**:––ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:––ઔદારિકઉપાંગ અને વૈક્રિયઉપાંગ રૂપ બન્ને ઉપાંગનો અનુક્રમે અલ્પાયુષ્યવાળો દ્વીન્દ્રિયજીવ તથા અસંજ્ઞિપણાથી નીકળીને જે દીર્ઘસ્થિતિવાળો થયેલો નારક તે જ૦ અનુભાગોદીરક છે. અહિં તાત્પર્ય એ છે કે–અલ્પ આયુષ્યવાળો દ્વીન્દ્રિયજીવ ઔદારિકોપાંગના ઉદયના પ્રથમ સમયે ઔદારિકોપાંગની જ૦ અનુભાગોદીરણા કરે છે, તથા પૂર્વે વૈક્રિયની વિસંયોજના (ઉદ્વલના) કરી છે એવો અસંજ્ઞિ-પંચેન્દ્રિય જીવ વૈક્રિયોપાંગને અલ્પકાળપર્યન્ત બાંધીને સ્વભૂમિકાનુસારે દીર્ઘસ્થિતિવાળો નારક થયેલો હોય તેને વૈક્રિયોપાંગ ઉદયના પ્રથમ સમયે વર્તતાં વૈક્રિયોપાંગની જ૦ અનુભાગોદીરણા હોય છે. તથા આહારક શરીર ( મૂળમાં आहारगा પદ પ્રાકૃતશૈલીને અનુસારે સ્રીલિંગે છે) અને શરીર ગ્રહણ કરવાથી બંધન અને સંઘાતન પણ ગ્રહણ કરાય છે માટે આહારક સપ્તક ની જ૦ અનુભાગોદીરણા આહારક શરીરને રચતા એવા સંક્લેશવર્તી મુનિને પ્રથમ સમયે હોય છે.

---

૧ એ પ્રકૃતિયોની જ૦ અનુભાગોદીરણા ભવના પ્રથમ સમયે હોય છે એ પ્રથમ કહ્યું છે ને અહિં પર્યાપ્ત બાદરવાયુકાયિક જીવને સ્વામિપણે કહ્યો છે. તેથી સંભવે છે કે આ પર્યાપ્ત શબ્દ લબ્ધિ પર્યાપ્તની અપેક્ષાવાળો છે. કરણ પર્યાપ્ત નહિ.

अमणो चउरंससुभा--ण प्पाऊसगचिरट्ठिई सेसे
संघयणाण य मणुओ, हुंडुवघायाणमवि सुहुमो ॥७५॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અલ્પઆયુષ્યવાળો, અતિસંક્લિષ્ટ, પ્રથમસમયેજ સ્વભવસ્થ અને આહારક થયેલો અસંજ્ઞિપંચેન્દ્રિયજીવ સમચતુરસ્ર અને વજ્રર્ષભનારાચની જ૦ અનુભાગોદીરણા કરે છે. અહિં અતિ સંક્લેશને માટે અલ્પઆયુષ્યનું ગ્રહણ કર્યું છે. તથા અસંજ્ઞિ પંચેન્દ્રિયજીવજ આપ આપણી આયુષ્યની ઉ૦સ્થિતિમાં વર્તતો ભવના પ્રથમ સમયે આહારક હોય છે. તેથી તે અસંજ્ઞિ પં૦ જીવ સેસે=( અહિં ષષ્ઠી વિભક્તિના અર્થમાં સપ્તમીનો પ્રયોગ છે અને સમુદાયાર્થે એક વચન છે તેથી અર્થ એવો થાય છે કે ) હુંડક સિવાયનાં ૪ સંસ્થાનના જ૦ અનુભાગને ઉદીરે છે. તથા સ્વભવના પ્રથમ સમયે વર્તતો પૂર્વક્રોડવર્ષાયુવાળો આહારક જીવ સેવાર્ત્ત અને વજ્રર્ષભ સિવાયનાં ૪ સંઘયણના જ૦ અનુભાગને ઉદીરે છે. અહિં દીર્ઘઆયુષ્યનું ગ્રહણ તે વિશુદ્ધિને અર્થે છે. પુનઃતિર્યંચપં-ચેન્દ્રિયની અપેક્ષાએ મનુષ્યો પ્રાયઃ અલ્પબળવાળા હોય છે તેથી અહિં મનુષ્યનું ગ્રહણ કર્યું છે. તથા અતિ દીર્ઘઆયુષ્યવાળો પ્રથમ સમયમાં આહારક એવો સૂ૦ એકેન્દ્રિયજીવ હુંડક અને ઉપઘાતનામની જ૦ અનુભાગોદીરણા કરે છે.

सेवट्टस्स बेइंदिय, बारस वासस्स मउय लहुगाणं
सन्नि विसुद्धाणाहा—रगस्स वीसा अइकिलिट्ठो ॥७६॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—૧૨ વર્ષના આયુષ્યવાળા દ્વીન્દ્રિય જીવને બારમે વર્ષે સેવાર્ત સંઘયણની જઘન્યાનુભાગોદીરણા હોય છે. તથા

સ્વભૂમિકાનુસારે અતિવિશુદ્ધ અને અનાહારક સંજ્ઞિ પંચેન્દ્રિય જીવને મૃદુ લઘુ સ્પર્શની જ૦ અનુભાગોદીરણા હોય છે. તથા અપાન્તરાલે વર્તતો એવો સંક્લિષ્ટ અનાહારી મિથ્યાદૃષ્ટિ જીવ વૈ૦ ૭-શુભ વર્ણાદિ ૯ ( મૃ૦ લ૦ વિના ) અગુ૦-સ્થિર-શુભ-નિર્માણ એ ૨૦ પ્રકૃતિયોની જ૦ અનુભાગોદીરણા કરે છે.

**पत्तेगमुरालसमं, इयरं हुंडेण तस्स परघाओ**
**अप्पाउस्स य आया-वुज्जोयाणमवि तज्जोगो ॥७७॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—પ્રત્યેકનામની ઉદીરણા ઔદારિક સરખી કહેવી અર્થાત્ ઔદારિકની જઘન્યાનુભાગોદીરણાવત્ પ્રત્યેકનામની જઘન્યાનુભાગોદીરણા પણ ભવપ્રથમસમયવર્તી સૂ૦ એકેન્દ્રિય જીવ કરે છે. તથા તત્ પ્રતિપક્ષી સાધારણ નામની ઉદીરણા હુંડક સંસ્થાનવત્ કહેવી, અર્થાત્ જેમ આહારકપણાના પ્રથમ સમયે વર્તતા સૂક્ષ્મ એકેન્દ્રિય જીવને હુંડક નામની જ૦ અનુભાગોદીરણા પૂર્વે કહી છે તેમ સાધારણ નામની જ૦ અનુભાગોદીરણા પણ જાણવી. તથા શીઘ્ર પર્યાપ્ત, અલ્પાયુષ્યવંત, અતિ સંક્લિષ્ટ, અને પર્યાપ્તિના અન્ત્ય સમયમાં વર્તતા સૂ૦ એકેન્દ્રિય જીવને પરાઘાત નામની જઘન્યાનુભાગોદીરણા હોય છે. તથા દેહ પર્યાપ્તિએ પર્યાપ્ત અતિ સંક્લિષ્ટ અને આતપોદ્યોતને યોગ્ય એવા પૃથ્વીકાયિક જીવને પ્રથમ સમયે વર્તતાં આતપની અને ઉદ્યોતની જઘન્યાનુભાગોદીરણા હોય છે.

**जा ना उज्जियकरणं, तित्थगरस्स नवगस्स जोगंते**
**करकड गुरूण मंते, नियत्तमाणस्स केवलिणो ॥७८॥**

ગાથાર્થ:—જ્યાં સુધી હજી આવર્જીકરણનો આરંભ થયો નથી ત્યાંથી પૂર્વના સમયે જીનનામની જ૦ અનુભાગોદીરણા થાય છે. તથા સયોગિકેવલિને યોગાંત સમયે (અન્ત્યસમયે) નીલાદિ ૯ પ્રકૃતિની જ૦ અનુભાગોદીરણા થાય છે. તથા સમુદ્ઘાતથી નિવર્તતા કેવલિને કર્કશ અને ગુરૂસ્પર્શની જ૦ અનુભાગોદીરણા હોય છે.

ટીકાર્થ:—આયોજીકાકરણ તે કેવલિ સમુદ્ઘાતથી પૂર્વે થાય છે, ત્યાં आङ्-ઉપસર્ગ મર્યાદાવાચક હોવાથી आ=સર્વજ્ઞદૃષ્ટ મર્યાદાએ योजना=વ્યાપાર પ્રવૃત્તિ, તે પુનઃ (વ્યાપાર) અતિ શુભ યોગ સંબંધિ છે, માટે आयोजनं=आयोजिका તેનું કરણ તે आयोजिकाकरण કહેવાય છે. પુનઃ કેઇક આચાર્ય એને आवर्जित-करण કહે છે તેનો શબ્દાર્થ આ પ્રમાણે છે—આવર્જીત=સન્મુખ કરેલ, લોકમાં પણ કહેવાય છે કે મેં આને આવર્જ્યો એટલે સન્મુખ કર્યો છે, એ પ્રમાણે તથા ભવ્યત્વપણે મોક્ષગમનપ્રત્યે आवर्जित એટલે સન્મુખ કરેલ તેનો करण=શુભયોગરૂપ વ્યાપાર તે आवर्जित करण કહેવાય છે. પુનઃ કેઇક આચાર્યો તો આ સ્થાને "ज नाउस्सय करणं" એવો પાઠ કહે છે તેનો શબ્દાર્થ આ પ્રમાણે છે—आउस्सय करणं=આવશ્યક કરણ એટલે જે કરણ અવશ્ય ભાવ-વાળું છે તે आवश्यककरण કહેવાય છે, કારણ કે સમુદ્ઘાત તો કોઇ કરે ને કોઇ ન પણ કરે અને આ आवश्यककरण તો સર્વે કેવલિઓ કરે છે.

તે આયોજીકાકરણ અન્તર્મુ૦ કાળ પ્રમાણનું છે. શ્રીપ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે "कइ समये भंते आउंजियाकरणे पन्नत्ते? गोयमा असंखिज्जसमइए अंतोमुहुत्तिए पन्नत्ते" (સુગમાર્થ:) તે આયોજીકાકરણ અદ્યાપિપર્યન્ત જ્યાં સુધી પ્રારંભ્યું નથી ત્યાંથી પૂર્વલાસમયે તીર્થંકર કેવલિને જીનનામની જઘન્યાનુભાગોદીરણા પ્રવર્તે છે. આવર્જીકાકરણ કરતાં અધિક અનુભાગોદીરણા પ્રવર્તે છે માટે આયોજીકાકરણથી પૂર્વે એમ કહ્યું છે.

તથા **નીલ-કૃષ્ણ-દુરભિ-તિકત-કટુ-શીત-રૂક્ષ-અસ્થિર** ને અશુભ એ ૯ પ્રકૃતિયોની જઘન્યાનુભાગોદીરણા-સયોગિકેવલિને અન્ત્ય સમયે હોય છે, કારણ કે સયોગિપણાના અન્ત્ય સમયેજ તદ્યોગ્ય વિશુદ્ધિ છે. તથા **કર્કશ** અને **ગુરૂ** સ્પર્શની જઘન્યાનુભાગોદીરણા કેવલસમુદ્ઘાતથી નિવર્તતા એવા કેવલિને મંથાનોપસંહાર સમયે હોય છે.

**सेसाण पगइवेई, मज्झिमपरिणाम परिणओ होज्जा**
**पच्चय सुभासुभा वि य, चिंतिय नेओ विवागे य ॥७८॥**

**ગાથાર્થ**:—શેષ ૩૪ પ્રકૃતિયોની જ૦ અનુભાગોદીરણા મધ્યમ પરિણામે પરિણત જીવને હોય છે, એ પ્રમાણે સર્વ પ્રકૃતિયોમાં પરિણામાદિ પ્રત્યય, શુભાશુભતા, અને ચારે પ્રકારના વિપાકને વિચારીને જઘન્ય વા ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાના સ્વામિ જાણવા.

**ટીકાર્થ**:—શેષ વેદનીય ૨-ગતિ ૪- જાતિ ૫-આનુ૦ ૪-ઉશ્વાસ-ખગતિ ૨-ત્રસાદિ ૩-સ્થાવરાદિ ૩-દુર્ભગાદિ ૪-સુભગાદિ ૪-ગોત્ર ૨-એ ૩૪ પ્રકૃતિયોની જ૦ અનુભાગોદીરણાના સ્વામિ તે તે પ્રકૃતિના ઉદયમાં વર્તતા એવા મધ્યમ પરિણામે પરિણત સર્વે જીવો જાણવા. હવે સર્વ પ્રકૃતિયોમાં સામાન્યતઃ જઘન્ય વા ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાના સ્વામિ જાણવાનો ઉપાય દર્શાવે છે

पच्चय सुभासुभा वि य=પ્રત્યય તે પરિણામપ્રત્યય અને ભવપ્રત્યય, તથા પ્રકૃતિયોની શુભાશુભતા, તથા પુદ્ગલવિપાકાદિ ૪ પ્રકારનો વિપાક એ ત્રણને સમ્યક્ પ્રકારે વિચારીને યથાયોગપણે જઘન્ય અને ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાના સ્વામિ જાણવા. તે આ પ્રમાણે—પરિણામપ્રત્યયાનુભાગોદીરણા પ્રાયઃ ઉત્કૃષ્ટ હોય છે, અને ભવપ્રત્યયાનુભાગોદીરણા પ્રાયઃ જઘન્ય હોય છે. શુભ પ્રકૃતિયોની પ્રાયઃ સંક્લેશથી જઘન્યાનુભાગોદીરણા અને અશુભની

વિશુદ્ધિએ જ૦ અનુ૦ ઉદીરણા હોય છે અને એથી વિપરીતપણે ઉત્કૃષ્ટાનુભાગોદીરણા હોય છે, એ પ્રમાણે વિચારીને તે તે પ્રકૃતિના ઉદયવંતજીવોને જ૦ ઉ૦ અનુભાગોદીરણાના સ્વામિ જાણવા.

॥ इति अनुभागोदीरणा ॥

## ॥ अथ प्रदेशोदीरणा ॥

એ પ્રમાણે અનુભાગોદીરણા કહીને હવે પ્રદેશોદીરણા કહેવાનો પ્રસંગ છે. ત્યાં સાદ્યાદિપ્રરૂપણા અને સ્વામિત્વપ્રરૂપણા એ બે અનુયોગ છે. તેમાં પણ સાદ્યાદિપ્રરૂપણા મૂળ પ્રકૃતિવિષયિક અને ઉત્તર પ્રકૃતિવિષયિક એમ ૨ પ્રકારે છે તેમાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદ્યાદિપ્રરૂપણા કહેવાય છે.

**पंचण्हमणुक्कोसा, तिहा पएसे चउव्विहा दोण्हं**
**सेसविगप्पा दुविहा, सव्वविगप्पो य आउस्स ॥८०॥**

ગાથાર્થ:—૫ કર્મની અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા ૩ પ્રકારે, તથા ૨ કર્મની અનુ૦ ઉદી૦ ૪ પ્રકારે, અને એ ૭ કર્મના શેષ વિકલ્પો, તથા આયુષ્યના સર્વ વિકલ્પો ૨ પ્રકારે છે.

**ટીકાર્થ**:—જ્ઞાના૦-દર્શ૦-નામ-ગોત્ર-ને અન્ત૦-એ ૫ મૂળપ્રકૃતિની અનુત્કૃષ્ટપ્રદેશોદીરણા-અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે. તે આ પ્રમાણે—ગુણિતકર્માંશજીવમાં આપઆપણી ઉદીરણાના અન્તે એ ૫ ની ઉત્કૃષ્ટ [illegible] છે તે સાદિ અધ્રુવ છે, ને તથા અન્ય સર્વપણ અનુત્કૃષ્ટ પ્ર૦ ઉદીરણા નિરંતર પ્રવર્તતી હોવાથી અનાદિ અને ધ્રુવાધ્રુવતા અભવ્ય તથા ભવ્યજીવની અપેક્ષાએ છે.

તથા વેદનીય અને મોહનીય એ બે કર્મની અનુ૦પ્ર૦ઉદીરણા આદિ-અનાદિ-ધ્રુવ-ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે-

વેદનીયની ઉ૦પ્ર૦ઉદીરણા અપ્રમત્તભાવને સન્મુખ થયેલા એવા સર્વ વિશુદ્ધ પ્રમત્ત મુનીને હોય છે, અને મોહનીયની ઉ૦ પ્ર૦ ઉદીરણા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે સ્વઉદીરણાને અંન્તે હોય છે. તેથી એ બન્ને કર્મની પણ ઉ૦ પ્ર૦ ઉદીરણા સાદિ અધ્રુવ છે. તેથી અન્ય સર્વ પણ અનુત્કૃષ્ટ પ્ર૦ ઉદીરણા તે પણ અપ્રમત્તથી પડતા મુનિને વેદનીયની, અને ઉપશાન્તમોહથી પડતા મુનિને વેદનીયની અનુ૦ઉદી૦ સાદિ હોય છે, અને તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવોને એ બે કર્મની અનુ૦ઉદી૦ અનાદિ અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

તથા સેસવિગપ્પા દુવિહા=એ સાતે મૂળ પ્રકૃતિયોના ઉક્ત વ્યતિરિક્ત શેષ જઘ૦-અજઘ૦-ને ઉત્કૃષ્ટ એ ૩ વિકલ્પો તે સાદિ અને અધ્રુવ એમ ૨ પ્રકારે જાણવા. તે આ પ્રમાણે-અતિ સંક્લિષ્ટ મિથ્યાદષ્ટિજીવમાં એ ૭ કર્મની જ૦ ઉદીરણા હોય છે તે સાદિ અધ્રુવ છે. અને સંક્લેશ પરિણામથી ઉતરેલા મિથ્યાદષ્ટિને અજ૦ પ્ર૦ ઉદીરણા હોય છે તેથી તે પણ સાદિ અધ્રુવ છે, અને ઉત્કૃષ્ટ પ્ર૦ ઉદીરણા તો પ્રથમજ કહી છે.

તથા આયુષ્યના જ૦-[1]અજ૦-ઉ૦-અનુ૦ એ ચારે વિકલ્પો સાદિ ને અધ્રુવ એમ બે પ્રકારે છે, અને એ સાદિ અધ્રુવતા આયુષ્યના અધ્રુવોદીર્યપણાથીજ જાણવી.

( इति मूळ प्रकृतिगत साद्यादि प्ररु० )

हवे उत्तर प्रकृति संबंधि साद्यादि प्ररुपणा કહેવાય છે.

---

૧ છાપેલી ટીકામાં जघन्योत्कृष्टानुत्कृष्टा પાઠ હોવાથી ત્રણજ વિકલ્પ ગણાવેલા છે, પરંતુ તે પાઠ લિખિત દોષથી વા દૃષ્ટિદોષથી અશુદ્ધ હશે એમ ધારી મેં અત્રે પાછળના सर्वेपि શબ્દથી, અને આયુષ્યની સર્વ રીતે અધ્રુવતા વિચારી ૪ વિકલ્પ ગણાવ્યા છે.

**मिच्छत्तस्स चउद्धा, सगयालाए तिहा अणुक्कोसा**
**सेसविगप्पा दुविहा, सव्वविगप्पा य सेसाणं ॥ ८१ ॥**

ગાથાર્થઃ—મિથ્યાત્વની અનુ૦ પ્ર૦ ઉદી૦ ૪ પ્રકારે, તથા ૪૭ પ્રકૃતિયોની અનુ૦ પ્ર૦ ઉદી૦ ૩ પ્રકારે છે. એ ૪૮ પ્રકૃતિયોના શેષ વિકલ્પો અને શેષ પ્રકૃતિયોના સર્વ વિકલ્પો ૨ પ્રકારે છે.

ટીકાર્થઃ—મિથ્યાત્વની અનુ૦ પ્ર૦ ઉદીરણા સાદિ–અનાદિ ધ્રુવ ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે–જે અનંતર સમયે સંયમ સહિત સમ્યક્ત્વને પ્રાપ્ત કરશે તે મિથ્યાદૃષ્ટિ જીવને મિથ્યાત્વની ઉ૦ પ્ર૦ ઉદીરણા હોય છે તે સાદિ-અધ્રુવ છે, કારણ કે સમયમાત્ર એ ઉદીરણા હોય છે, ને તેથી અન્ય સર્વ પણ અનુત્કૃષ્ટ પ્ર૦ ઉદીરણા, તે પણ સમ્યક્ત્વથી પડતા ને સાદિ, તે સ્થાનને અપ્રાપ્ત જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

તથા ૪૭ પ્રકૃતિયોની ઉ૦ પ્ર૦ ઉદીરણા અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણેઃ–૫ જ્ઞાના૦–૫ અન્ત૦–ને ૪ દર્શ૦–એ ૧૪ પ્રકૃતિયોની ગુણિતકર્માંશ ક્ષીણકષાયી જીવને સ્વ સ્વઉદીરણાને અન્તે ઉ૦ પ્ર૦ ઉદીરણા થાય છે તે સાદિ અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ પણ અનુ૦ પ્રદેશોદીરણા તે નિરંતર પ્રવર્તતી હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્

તથા તૈ૦ ૭–વર્ણાદિ ૨૦–સ્થિર–અસ્થિર–શુભ–અશુભ–ગુરુલઘુ–અને નિર્માણ એ ૩૩ પ્રકૃતિયોની ગુણિતકર્માંશ સયોગિ કેવલિને ઉ૦ પ્રદેશોદીરણા હોય છે તે સાદિ અધ્રુવ છે. ને તેથી અન્ય સર્વ પણ અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા તે નિરંતર ઉદીર્યમાણ હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્

તથા सेसविगप्पा दुविहा પૂર્વોક્ત વિકલ્પોથી અન્ય૦ જ૦ અજ૦–ને ઉત્કૃ૦–એ ૩ વિકલ્પો સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે

છે તે આ પ્રમાણેઃ-પૂર્વોક્ત સર્વ પ્રકૃતિયોની જ૦ પ્રદેશોદીરણા અતિ સંક્લિષ્ટ પરિણામી મિથ્યાદૃષ્ટિ જીવને હોય છે, અને તેવા પરિણામથી ઉતરતા જીવને અજ૦ હોય છે માટે એ બંને ઉદીરણા सादि अध्रुव ભાંગે થાય છે, અને ઉત્કૃષ્ટનો સાદિ ભાંગો તો પ્રથમજ કહેલ છે. અને सव्वविगप्पा य सेसाणं શેષ ૧૧૦ પ્રકૃતિયોના જ૦ અજ૦ ઉ૦ અનુ૦-એ સર્વે વિકલ્પો सादि ને अध्रुव એમ ૨ પ્રકારે છે, અને એ સાદિ અધ્રુવતા આપ આપણા અધ્રુવોદીયપણાથીજ જાણવી. ( इति साद्यनादि प्ररूपणा )

એ પ્રમાણે સાદ્યાદિપ્રરૂપણા કરીને હવે स्वामित्व प्ररूपणा કરાય છે. ત્યાં ઉ૦ પ્રદેશોદીરણાસ્વામિ ને જઘન્ય પ્રદેશોદીરણા સ્વામિ એ બે અનુયોગ છે તેમાં પ્રથમ उ० प्रदेशोदीरणा स्वामि કહેવાય છે.

अणुभागुदीरणाए, जहन्नसामी पएसजेट्ठाए
घाईणं अन्नयरो, ओहीण विणोहि लंभेण ॥८२॥

ગાથાર્થઃ—ટીકાર્થના પ્રારંભમાં કહ્યો છે.

ટીકાર્થઃ—સર્વે ઘાતિકર્મની અનુભાગોદીરણામાં જે જે જઘન્યાનુભાગોદીરણાના સ્વામિ પૂર્વે કહ્યા છે તે તે સ્વામિ અત્રે ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણામાં ગુણિતકર્માંશ જાણવા. વિશેષ એ છે કે अन्नयरो=શ્રુતકેવલિ વા અન્ય કોઇ મત્યાવરણાદિકના ઉ૦ પ્ર૦ ઉ૦ સ્વામિ છે. અને અવધિદ્વિકાવરણના ઉ૦ પ્રદેશોદીરણાસ્વામિ અવધિલબ્ધિ રહિત જીવ છે. એ અતિ સંક્ષેપથી કહ્યુ ને હવે વિશેષથી કહેવાય છે.

અવધિજ્ઞાનાવરણ વિના શેષ ૪ જ્ઞાનાવરણની તથા ચક્ષુ ને કેવલ દર્શનાવરણની ઉ૦ પ્રદેશોદીરણા ક્ષીણ કષાયી- ગુ૦ કર્માંશ શ્રુતકેવલિને વા અન્ય ગુણિતકર્માંશને સમયાધિક આવલિકા

શેષ રહે છતે હોય છે અને **અવધિજ્ઞાનાવરણ** અને **અવધિદર્શનાવરણ**ની ઉ૦ પ્રદેશોદીરણા અવધિલબ્ધિરહિત ક્ષીણ કષાયી જીવને સમયાધિક આવલિકા શેષ રહેતાં હોય છે. તથા **નિદ્રાદ્વિક**ની ઉ૦ પ્રદેશશોદીરણા ઉપશાન્ત કષાયી જીવને, તથા **સ્ત્યાનર્દ્ધિત્રિક**ની ઉ૦ પ્રદેશોદીરણા અપ્રમત્તાભિમુખી પ્રમત્તમુનીને, તથા **મિથ્યાત્વ** અને **અનંતાનુબંધી**ની ઉ૦પ્રદેશોદીરણા અનન્તર સમયે સંયમ સહિત સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર મિથ્યાદૃષ્ટિને અન્ત્ય સમયે હોય છે. **મિશ્રમોહિનીય**ની ઉ૦ પ્રદેશોદીરણા સમ્યક્ત્વપ્રાપ્તિના ઉપાન્ત્ય સમયે હોય છે, **અપ્રત્યાખ્યાની** કષાયની ઉ૦ પ્રદેશોદીરણા અનન્તર સમયે દેશવિરતિ પ્રાપ્ત કરનાર એવા અવરતિ સમ્યગદૃષ્ટિ જીવને હોય છે. **પ્રત્યાખ્યાનાવરણ** કષાયની ઉ૦ પ્રદેશોદીરણા અનંતર સમયે સર્વ વિરતિને પ્રતિપન્ન કરનાર એવા દેશ વિરત જીવને હોય છે. તથા **સંજ્વલનત્રિક**ની ઉ૦ પ્રદેશોદીરણા તે તે કષાયોદયી જીવને સ્વસ્વઉદયને અન્તે હોય છે. તથા **વેદત્રિક** અને **સંજ્વલન લોભ**ની ઉ૦ પ્રદેશોદીરણા તદ્વેદીક્ષપક જીવને સમયાધિકાવલિકાના અન્ત્ય સમયે હોય છે. તથા **હાસ્યાદિછક્ક**ની ઉ૦ પ્રદેશોદીરણા અપૂર્વકરણ ગુણસ્થાનના અન્ત્ય સમયે હોય છે. અહિં સર્વત્ર "ગુણિતકર્માંશ" એ વિશેષણ યોજવું.

**वेयणियाणं गहिहिई, से काले अप्पमायमिय विरओ**
**संघयणपणग तणुदुग–उज्जोया अप्पमत्तस्स ॥८३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ—જે પ્રમત્ત જીવ અનન્તર સમયે અપ્રમત્ત થશે તે પ્રમત્ત જીવને શાતા અને અશાતા રૂપ વેદનીયની ઉ૦ પ્રદેશોદીરણા થાય છે કારણ તેનેજ સર્વ વિશુદ્ધિપણું છે.—તથા

અપ્રમત્ત મુનિને કુસંઘયણ ૫–વૈ૦૭–આહા૦૭–ને ઉદ્યોત–એ ૨૦ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશોદીરણા થાય છે.

**देवनिरयाउगाणं, जहन्नजेट्ठट्ठिई गुरुअसाए**
**इयराऊण वि अट्ठम--वासे णेयोऽट्ठवासाऊ ॥८४॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—જઘન્યસ્થિતિવાળા, અને ઉત્કૃષ્ટ દુઃખોદયમાં વર્તતા એવા દેવને દેવાયુની, અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળા ઉત્કૃષ્ટ દુઃખોદયી નારકને નરકાયુની ઉ૦ પ્રદેશોદીરણા હોય છે. અહિં તાત્પર્ય એ છે કે—૧૦૦૦૦ વર્ષની સ્થિતિવાળો, અને ઉ૦ દુઃખોદયમાં વર્તતો દેવ દેવાયુનો ઉ૦ પ્રદેશોદીરક છે. તથા ૩૩ સાગર પ્રમાણ સ્થિતિમાં વર્તતો ઉ૦ દુખોદયવાળો નારક નરકાયુનો ઉ૦ પ્રદેશોદીરક છે, અતિ દુઃખના અનુભવમાં આયુનાં ઘણાં પુદ્ગલો નિર્જરે છે. માટે " ઉ૦ દુઃખોદયી " એ વિશેષણ કહ્યું છે. અને ઇતર જે તિર્યંગાયુ અને મનુષ્યાયુના ઉ૦ પ્રદેશોદીરક આઠ વર્ષના આયુષ્યવાળા અને આઠમા વર્ષમાં વર્તતા અનુક્રમે અતિ દુખી તિર્યંચ અને મનુષ્ય હોય છે

**एगंततिरियजोग्गा, नियगविसिट्ठेसु तह अपज्जत्ता**
**संमुच्छिममणुयंते, तिरियगई देसविरयस्स ॥ ८५ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—એકાન્તે તિર્યંચોનેજ જે પ્રકૃતિયો ઉદયમાં આવે છે તે કુજાતિ૪–આતપ–સ્થા૦–સૂ૦–ને સાધારણ એ ૮ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશોદીરણા પ્રકૃતિવિશિષ્ટ જીવોમાં હોય છે, તે આ પ્રમાણે –એકેન્દ્રિય જાતિ અને સ્થાવર નામ એ બે પ્રકૃતિની ઉ૦ પ્રદેશો-

દીરણા સર્વ વિશુદ્ધ બાદર પૃથ્વિકાયિક જીવને જાણવી. **આતપ** નામની પ્રદેશોદીરણા ખર બાદર પૃથ્વીકાયિક જીવમાં જાણવી, **સૂક્ષ્મની** પર્યાપ્ત સૂક્ષ્મમાં, **સાધારણ** અને **વિકલેન્દ્રિય** જાતિની ઉ૦ પ્રદેશોદીરણા તે નામોદયવાળા સર્વ વિશુદ્ધ પર્યાપ્ત જીવોમાં હોય છે. તથા **અપર્યાપ્ત** નામની ઉ૦ પ્રદેશોદીરણા અપ૦ સમ્મુ૦ મનુષ્યને અન્ત્ય સમયે હોય છે, અને **તિર્યંચગતિની** ઉ૦ પ્રદેશોદીરણા દેશવિરત જીવને હોય છે કારણ કે તે અતિ વિશુદ્ધ હોય છે.

**अणुपुव्विगइदुगाणं, सम्मद्दिट्ठि उ दूभगाईणं**
**नीयस्सयसे काले, गहिहिइ विरयत्ति सोचेव॥८६॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—તે તે ગતિમાં વર્તતા સર્વ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ જીવને ત્રીજે સમયે ૪ **આનુપૂર્વીની** ઉ૦ પ્રદેશોદીરણા હોય છે, પરન્તુ નરકાનુ૦ અને તિર્યંગાનુ૦ માં ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવ કહેવો. તથા **દેવગતિ** અને **નરકગતિનો** ઉ૦ પ્રદેશોદીરક પણ તેજ ક્ષાયિક સમ્યગ્ દૃષ્ટિ જીવ છે. તથા જે અનન્તર સમયે સંયમને પ્રાપ્ત કરશે તેવા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવને દુર્ભગાદિ ૪ પ્રકૃતિયોની અને **નીચ ગોત્રની** ઉ૦ પ્રદેશોદીરણા થાય છે.

**जोगंतुदीरगाणं, जोगंते सरदुगाणुपाणूणं**
**नियगंते केवलिणो, सव्वविसुद्धिए सव्वासिं ॥८७॥**

ગાથાર્થ:—સયોગિને અન્ત્ય સમયે ઉદીરણા યોગ્ય જે પ્રકૃતિયો છે તેની ઉ૦ પ્રદેશોદીરણા સયોગિ કેવલિને અન્ત્ય સમયે હોય છે. સુરદ્ધિક ને શ્વાસોશ્વાસની ઉ૦ પ્રદેશોદીરણા સ્વસ્વનિરોધને

અન્તે હોય છે. સર્વ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશોદીરણા સર્વ વિશુદ્ધ જીવને હોય છે.

ટીકાર્થ:—योग्यन्तोदीरक એટલે જે પ્રકૃતિયો સયોગિ કેવલિને અન્ત્ય સમયે ઉદીરણા યોગ્ય હોય છે, તે મનુષ્યગતિ–પંચે૦–ઔદા૦૭–તૈ૦૭–સંસ્થા૦૬–વજર્ષભ–વર્ણાદિ ૨૦–અગુ–ઉપ.–પરા.–ખગતિ ૨–ત્રસાદિ૭–આદેશ–યશ–અસ્થિર–અશુભ–જીન–ઉચ્ચ–નિર્માણ એ ૬૨ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશોદિરણા સયોગિ કેવલિને અન્ત્ય સમયે હોય છે. તથા સ્વરદ્વિક ને ઉશ્વાસની સ્વસ્વનિરોધ કાળે ઉ૦ પ્રદેશોદીરણા હોય છે, અર્થાત્ સ્વરનિરોધકાળે સુસ્વર દુઃસ્વરની, અને ઉશ્વાસનિરોધકાળે ઉશ્વાસ નામની ઉ૦ પ્રદેશોદીરણા હોય છે. અહિં સર્વ કર્મની ઉ૦ પ્રદેશોદીરણા માટે સામાન્ય નિયમ એ છે કે જે જે કર્મનો જે જે ઉદિરણાધિકારી છે તે તે જીવ સર્વ વિશુદ્ધકાળે તે તે કર્મનો ઉ૦ પ્રદેશોદીરક જાણવો. પુનઃ આયુ સિવાય સર્વ કર્મની ઉ૦ પ્રદેશોદીરણા ગુણિતકર્માંશ જીવને કહેવી. તેથી દાનાન્તરાયાદિ ૫ પ્રકૃતિયોની પણ ઉ૦ પ્રદેશોદિરણા ક્ષીણ કષાયી ગુણિત કર્માંશ જીવને સમયાધિક આવલિકા શેષ રહેયે છતે હોય છે. ( इति उ० प्रदेशोदीरणा स्वामित्व )—

એ પ્રમાણે ઉ૦ પ્રદેશોદીરણાના સ્વામિ કહીને હવે जघन्य प्रदेशोदीरणाना स्वामि કહે છે

**तप्पगओदोरगति–संकिलिट्ठभावो अ सव्वपगईण**
**नेयो जहन्नसामि, अणुभागुत्तो य तिथ्थयरे ॥८८॥**

ગાથાર્થ:—સર્વ પ્રકૃતિયોનો જ૦ ઉદીરણા સ્વામિ અતિ સંકિલષ્ટ ભાવવાળો તે તે પ્રકૃતિનો ઉદીરક જીવ જાણવો. અને તીર્થ

કર નામનો જ૦ પ્રદેશોદીરક જ૦ અનુભાગોદીરણુમાં કહ્યા પ્રમાણે જાણુવો.

ટીકાર્થઃ—જે તે તે પ્રકૃતિયોનો ઉદીરક છે તે અતિ સંક્લિષ્ટ પરિણામવાળો ક્ષપિતકર્માંશ જીવ સ્વ સ્વયોગ્ય સર્વ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદીરણા સ્વામિ જાણુવો. ત્યાં અવધિવિના ૪ જ્ઞાનાવરણુ અને ૩ દર્શનાવરણુ—૨ વેદનીય-મિથ્યાત્વ-૧૬ કષાય-૯ નોકષાય—એ સર્વ સંખ્યાએ ૩૫ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદીરણાનો સ્વામિ સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત અને સર્વ સંક્લિષ્ટ મિથ્યાદ્રષ્ટિ જીવ જાણુવો. તથા તત્પ્રાયોગ્ય સંક્લેશ યુક્ત જીવ નિદ્રાપંચકનો જ૦ પ્રદેશોદીરક છે. તથા અનંતર સમયે મિથ્યાત્વને પામશે તેવો અતિ સંક્લિષ્ટ જીવ સમ્યક્ત્વનો અને મિશ્રનો જ૦ પ્રદેશોદીરક છે. તથા ગતિ ૪-પં૦-ઔદા૦ ૭-વૈ૦ ૭-સંસ્થાન ૬ સંઘ૦ ૬-વર્ણાદિ ૨૦-પરા૦-ઉપઘાત-અગુ૦-ઉશ્વાસ-ઉદ્યોત-ખગતિ ૨-ત્રસાદિ૧૦-અસ્થિરાદિ ૬-નિર્મા૦-ગોત્ર ૨-અન્ત૦ ૫-એ ૮૯ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદીરણા સ્વામિ સર્વોત્કૃષ્ટ સંક્લેશયુક્ત સંજ્ઞિપર્યાપ્તજીવ છે. તથા તત્પ્રાયોગ્ય સંક્લેશયુક્ત આહારક શરીરી જીવ આહારકસપ્તકનો જ૦ પ્રદેશોદીરક છે. તથા આનુપૂર્વીઓનો પણુ જ૦ પ્રદેશોદીરક તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ જીવ છે. તથા સર્વ સંક્લિષ્ટ ખર બાદર પૃથ્વી કાયિક જીવ આતપ નામનો જ૦ પ્રદેશોદીરક છે. તથા એકેન્દ્રિય સ્થાવર-ને સાધારણુ એ ૩ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદિરક સર્વોત્કૃષ્ટ સંક્લેશયુક્ત એકેન્દ્રિય જીવ છે. તથા સર્વ સંક્લિષ્ટ સૂ૦ એકેન્દ્રિયજીવ સૂક્ષ્મ નામનો જ૦ પ્રદેશોદીરક છે. તથા વિકલજાતિના જ૦ પ્રદેશોદીરક સર્વસંક્લિષ્ટ ને તત્ તત્ નામોદયી વિકલેન્દ્રિય જીવો છે.

તથા अणुभागुत्तोयतित्थयरे=તીર્થંકર નામકર્મનો જ૦ પ્રદેશોદીરક તે જઘન્યાનુભાગોદીરણામાં જે પૂર્વે કહ્યો છે તે જાણુવો. અર્થાત્ જ્યાં સુધી આયોજીકાકરણુને આરંભ્યું નથી ત્યાંથી પૂર્વલા સમયે વર્તતા કેવલિ તીર્થંકર નામના જ૦ પ્રદેશોદીરક જાણુવા.

**ओहीणं ओहिजुए, अइसुहवेई य आउगाणं तु**
**पढमस्स जहन्नठिइ, सेसाणु क्कोसगठिइओ॥८९॥**

ગાથાર્થઃ--ટીકાર્થાનુસારે

**ટીકાર્થ**--સર્વ સંક્લિષ્ટ એવા અવધિલબ્ધિ યુક્ત જીવ અવધિદ્વિકને જ૦ પ્રદેશોદીરક છે, કારણ કે અવધિલબ્ધિને ઉત્પન્ન કરતાં જીવને ઘણા પુદ્ગલો પરિક્ષીણ થયેલા હોય છે, માટે " અવધિલબ્ધિ યુક્ત " એ વિશેષણ કહ્યું છે, તથા સ્વ સ્વ ભૂમિકાનુસારે અત્યંત સુખને અનુભવતા જીવો ચારે આયુષ્યના જ૦ પ્રદેશોદીરક હોય છે. ત્યાં પ્રથમ ૧૦૦૦૦ વર્ષ પ્રમાણની જ૦ સ્થિતિમાં વર્તતોનારક તે શેષ નારકોની અપેક્ષાએ અતિ સુખી હોય છે, માટે નરકાયુનો જ૦ પ્રદેશોદીરક છે. શેષ તિર્યંગાયુ મનુષ્યાયુ ને દેવાયુની ઉ૦ સ્થિતિમાં વર્તતા અને સ્વસ્વસ્થાન યોગ્યતાનુસારે અત્યંત સુખી એવા તિર્યંચ મનુષ્ય ને દેવો અનુક્રમે તિર્યંગાયુ, મનુષ્યાયુ, ને દેવાયુના જ૦ પ્રદેશોદીરક જાણવા.

( इति ज० प्रदेशोदीरणा स्वामित्व )

इति श्रीमलयगिरिकृत कर्मप्रकृति टीकायां जैनाचार्य श्रीमद्
बुद्धिसागरसूरी प्रसादेन पं. चंदुलाल कृतोदीरणा
करणस्य गूर्जरभाषांतरं समाप्तं.

# ॥ अथ उपशमनाकरण ॥

એ પ્રમાણે સવિસ્તરપણે ઉદીરણાકરણ કહીને હવે ઉપશમનાકરણ કહેવાનો અવસર છે, ત્યાં

| | |
|---|---|
| ૧ પ્રથમ સમ્યક્ત્વોત્પાદ પ્રરૂ૦ | ૫ દર્શન મોહનીયક્ષપણા |
| ૨ દેશવિરતિ લાભ પ્રરૂપણા | ૬ દર્શન મોહનીયોપશમના |
| ૩ સર્વવિરતિ લાભ પ્રરૂપણા | ૭ ચારિત્ર મોહનીયોપશમના |
| ૪ અનંતાનુબંધિ વિસંયોજના | ૮ દેશોપશમના |

એ ૮ દ્વાર ભેદાનુભેદ સહિત કહેવાનાં છે, તેમાં પ્રથમ ભેદાનુભેદ સહિત ઉપશમનાકરણ સર્વ પ્રકારે કહેવું અતિ અશક્ય છે, તેથી જેટલે અંશે વ્યાખ્યાન કરવામાં પોતાની અશક્તિ છે તેટલે અંશે તેના ( ઉપ૦ ના ) જાણકાર આચાર્યોને આ આચાર્ય ( શ્રી શિવશર્મસૂરિ ) નમસ્કાર ( પ્રથમ ગાથા વડે ) કરે છે.

**करणकयाऽकरणा वि य, दुविहा उवसामणा य बिइयाए**
**अकरण अणुइन्नाए, अणुयोगधरे पणिवयामि ॥१॥**

ગાથાર્થઃ—અહિં કરણકૃત અને અકરણકૃત એ બે પ્રકારની ઉપશમના ( દેશોપશમના ) છે, તેમાં અકરણકૃત અને અનુદીર્ણ એ બે નામ પર્યાયવાળી બીજી ઉપશમનાના ( અકરણોપશમનાના ) જ્ઞાનને ધારણ કરનાર આચાર્યોને હું ( શિવશર્મસૂરિ ) નમસ્કાર કરૂં છું.

*ટીકાર્થઃ*—અહિં કરણકૃત અને અકરણકૃત એ પ્રમાણે બે પ્રકારની ઉપશમના છે, ત્યાં યથાપ્રવૃત્ત, અપૂર્વ, અને અનિવૃત્તિ એ ૩ કરણને સાધ્ય જે ક્રિયા વિશેષ તે કરણ કહેવાય છે. ને તે

ક્રિયાવડે કરાયલી જે ઉપશમના તે करणकृत उपशमना કહેવાય છે, અને એ લક્ષણથી વિપરિત લક્ષણવાળી કે જે સંસારિ જીવોને ગિરિપરથી પડતી નદીના પ્રવાહે વૃત્તાદિ આકારને પ્રાપ્ત થતા પત્થર વત્ યથાપ્રવૃત્તાદિ કરણરૂપ ક્રિયાવિશેષ વિના પણ વેદનાનુભવાદિ કારણોથી ઉપશમના થાય છે તે अकरणकृतोपशमना કહેવાય છે. પુનઃ આ કરણકૃત ને અકરણકૃતરૂપ બે પ્રકાર તે દેશોપશમનાનાજ જાણવા પરન્તુ સર્વોપશમનાના બે પ્રકાર નથી, કારણ કે સર્વોપશમના તો કરણપૂર્વકજ થાય છે, પંચસંગ્રહ મૂળ ટીકામાં કહ્યું છે કે– " देशोपशमना करणकृता करणरहिता वा सर्वोपशमना तु करणकृतैव " આ અકરણોપશમનાનાં અકરણોપશમના અને અનુદીર્ણોપશમના એ બે નામ છે, ને તે અકરણોપશમનાનું જ્ઞાન હાલમાં વિચ્છેદ થયેલું છે, તેથી આચાર્ય પોતેજ તેના જ્ઞાનવાળા જે ઉત્કૃષ્ટ મતિ જ્ઞાનરૂપપ્રભાવાળા ચતુર્દશ પૂર્વધરો તેઓને નમસ્કાર કરતા છતા કહે છે કે बिइयाए ઇત્યાદિ=અકરણ અને અનુદીર્ણ રૂપ બે નામવાળી બીજી અકરણોપશમનાના અનુયોગધરને એટલે વ્યાખ્યાકુશલ ( ચૌદ પૂર્વીઓને ) નમસ્કાર કરૂં છું.

તે અકરણોપશમનાનું જ્ઞાનવિચ્છેદ હોવાથી હવે અહિં કરણકૃતોપશમનાનો અધિકાર કહેવાશે. તે કરણકૃતોપશમના પણ બે પ્રકારે છે તે કહે છે

**सव्वस्स य देसस्स य–करणुवसमया हु सन्नि एक्किका**
**सव्वस्स गुणपसत्था–देसस्स वि तासि विवरीया ॥२॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—તે કરણકૃતોપશમના સર્વ વિષયા ને દેશ વિષયા એમ બે પ્રકારની છે. અને એકેકનાં બે બે નામ છે તે આ પ્રમાણે—ગુણોપશમના અને પ્રશસ્તોપશમના એ બે નામ સર્વોપશ-

મનાનાં છે. તથા દેશોપશમનાનાં બે નામ પૂર્વોક્ત બે નામથી વિપરીત છે, અર્થાત્ અગુણોપશમના અને અપ્રશસ્તોપશમના એ બે નામ દેશોપશમનાનાં છે.

सव्वुवसमणा मोह-स्सेव उ तस्सुवसमकिया जोग्गो
पंचेंदिओ उ सन्नी-पज्जत्तो लद्धितिगजुत्तो ॥३॥

पुव्वं पि विसुज्झंतो-गंठियसत्ताण इक्कमिय सोहिं
अन्नयरे सागारे, जोगे य विसुद्धलेसासु ॥४॥

ठिइ सत्तकम्ममंतो-कोडीकोडी करेत्तु सतण्हं ।
दुट्ठाणं चउट्ठाणे, असुभसुभाणं च अणुभागं ॥५॥

बंधंतो धुवपगडी, भवपाउग्गा सुभा अणाऊ य
जोगवसा य पएसं, उक्कोसं मज्झिम जहन्नं ॥६॥

ठिइबंधद्धापूरे, नवबंधं पल्लसंखभागूणं
असुभसुभाणणुभागं, अणंतगुणहाणिवुड्ढीहिं ॥७॥

करणं अहापवत्तं, अपुव्वकरण मनियट्टिकरणं च
अंतोमुहुत्तियाइं, उवसंतद्धं च लहइ कमा ॥८॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—અહિં સર્વોપશમના તે મોહનીયકર્મનીજ હોય છે, અને શેષ કર્મોની દેશોપશમના હોય છે. ત્યાં સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત, સંજ્ઞિ, અને પંચેન્દ્રિય એ ત્રણ લબ્ધિ યુક્ત અર્થાત્ પંચે-

ન્દ્રિયત્વ-સંજ્ઞિત્વ-અને પર્યાપ્તત્વ રૂપ ત્રણ લબ્ધિ સહિત જીવ તે મોહનીયકર્મની સર્વોપશમના રૂપ ક્રિયાની યોગ્યતાવાળો હોય છે. અથવા ઉપશમલબ્ધિ-ઉપદેશશ્રવણલબ્ધિ-અને ત્રણ કરણમાં હેતુભૂત એવી ઉત્કૃષ્ટયોગ લબ્ધિ, એ ત્રણ લબ્ધિયુક્ત જીવ મોહનીયની સર્વોપશમના કરવાને યોગ્ય ગણાય છે. ॥ ૩ ॥

તથા કરણકાળથી પૂર્વે પણ અન્તર્મુહુર્તકાળ પર્યન્ત પ્રતિસમય અનંતગુણ વિશુધ્ધીએ વૃદ્ધિ પામતો અર્થાત્ અધિક વિશુદ્ધિએ વધેલી છે મનઃ પરિણામની ધારા તે જેની એવો, તથા [1]ગ્રંથી સુધી આવેલા અભવ્યજીવોને જે વિશુદ્ધિ હોય છે તેથી પણ અધિક વિશુદ્ધિમાં વર્તતો, ( અર્થાત્ તેથી અનંતગુણ વિશુદ્ધિમાં વર્તતો, ) તથા મતિ શ્રુત ને વિભંગ જ્ઞાનમાંથી કોઇપણ એક જ્ઞાન રૂપ સાકારોપયોગમાં વર્તતો, તથા મનયોગ વચન યોગ ને કાયયોગમાંથી કોઇપણ એક યોગમાં વર્તતો, તથા ત્રણ વિશુદ્ધ લેશ્યામાંની કોઇ પણ એક વિશુદ્ધલેશ્યામાં વર્તતો અર્થાત્ જઘન્યથી તેજોલેશ્યામાં, મધ્યમથી પદ્મલેશ્યામાં, અને ઉત્કૃષ્ટ પણે શુકલલેશ્યામાં વર્તતો ॥ ૪ ॥

તથા આયુષ્ય સિવાયનાં ૭ કર્મની અંતઃકોડાકોડી પ્રમાણ સ્થિતિ કરીને અશુભ પ્રકૃતિયોની ચતુઃસ્થાનકરસસંત્તાને દ્વિસ્થાનક સત્તારૂપ કરે, અને શુભ પ્રકૃતિયોની જે દ્વિસ્થાનકરસની સત્તા છે તેને ચતુઃસ્થાનક સત્તારૂપ કરે ॥ ૫ ॥

તથા ૫ જ્ઞાના૦-૯ દર્શના૦-મિથ્યા૦-૧૬ કષાય-ભય-કુચ્છા

---

૧ અભવ્યને પ્રથમવિશુદ્ધિ તથા યથાપ્રવૃત્ત કરણ હોય છે પરન્તુ તે કોઇ પણ મોહનીયની સર્વોપશમના કરી શકતો નથી, અને અહિં સર્વોપશમનાને અધિકરીને જે જીવો પ્રથમ વિશુદ્ધિમાં વર્તે તેઓની વિશુદ્ધ, સર્વથા શર્વોપશમના નહિં કરનાર અભવ્યજીવોની યથાપ્રવૃત્ત કરણાંતવર્ત્તિ વિશુદ્ધિથી પણ અનંતગુણ વિશુદ્ધિ હોઇ શકે છે, માટે આ વાકય સમુચ્ચયપણે વિશુદ્ધિમાં વર્ત્તનાર જીવોનું નથી પરંતુ સર્વોપશમના કરનાર એવા વિશુધ્ધિમાં વર્તતા જીવોનું છે.

તૈ૦-કા૦-વર્ણાદિ-૪-અગુ૦-ઉપ૦-નિર્માણ-અન્ત૦૫-એ-૪૭-ધ્રુવબંધિપ્રકૃતિયોને બાંધતો છતો સ્વસ્વભવપ્રાયોગ્ય પરાવર્તમાન પ્રકૃતિયોમાં શુભનોજ બંધ કરે તે પણ આયુષ્ય વર્જીનેજ શુભનો બંધ કરે કારણ કે અતિવિશુદ્ધ પરિણામિ જીવ આયુબંધનો આરંભ ન કરે તેથી અત્રે આયુષ્યનું વર્જવું કહ્યું છે. તથા "ભવપ્રાયોગ્ય" કહેવાનું તાત્પર્ય એ છે કે જો તિર્યંચ વા મનુષ્ય પ્રથમસમ્યક્ત્વને ઉત્પન્ન કરે તો દેવ ગતિ પ્રાયોગ્ય દેવદ્વિક-પંચે૦-વૈ૦ ૨-સમચ૦-પરા૦-ઉશ્વાસ-સુખ૦-ત્રસાદિ ૧૦-શાતા- ઉચ્ચ એ ૨૧ શુભ પ્રકૃતિયોને બાંધે, તથા દેવ વા નારક જો પ્રથમ સમ્યક્ત્વને ઉત્પન્ન કરતો હોય તો મનુષ્ય ગતિપ્રાયોગ્ય મનુ૦૨-પં૦-સમ૦-વજ્રર્ષ૦-ઔ૦૨-પરા૦-ઉશ્વાસ-સુખગતિ-ત્રસાદિ ૧૦-શાતા-ને ઉચ્ચ-એ ૨૨ શુભપ્રકૃતિયોનો બંધ કરે છે. માત્ર જો સપ્તમી પૃથ્વીનો નારક જીવ પ્રથમ સમ્યક્ત્વને ઉત્પન્ન કરતો હોય તો ( ગતિદ્વિકને સ્થાને ) તિર્યગ્દ્વિક અને ( ઉચ્ચગોત્રને સ્થાને ) નીચગોત્ર કહેવું, શેષ સર્વ દેવ નારકવત્ કહેવું. તથા બધ્યમાન પ્રકૃત્તિની અંતઃ કોડા કોડી સાગર પ્રમાણજ સ્થિતિ બાંધે છે પરન્તુ અધિક નહિ. યોગને અનુસારે પ્રદેશબંધ પણ ઉત્કૃષ્ટ-મધ્યમ-અને જઘન્યપણે કરે છે તે આ પ્રમાણે—જઘ૦યોગે વર્તતો જઘન્યપ્રદેશ બંધ કરે, મધ્યમયોગે વર્તતો મધ્યમપ્રદેશ બંધ કરે અને ઉત્કૃષ્ટયોગે વર્તતો ઉત્કૃષ્ટ પ્રદેશ બંધ કરે છે. ॥ ૬ ॥

તથા સ્થિતિ બંધ પણ પૂર્ણ થયે છતે અન્યસ્થિતિબંધ એટલે પૂર્વ સ્થિતિબંધની અપેક્ષાએ પલ્યોપમના [1]અસંખ્યાતમાભાગે હીન સ્થિતિબંધ કરે છે. તે પણ પૂર્ણ થયે છતે પૂર્વ સ્થિતિબંધની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યુન દ્વિતીય અન્યસ્થિતિ બંધ કરે છે. એ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિબંધની અપેક્ષાએ પલ્યો-

૧ પંચસંગ્રહમાં તથા શ્રી ઉપાધ્યાયકૃત ટીકામાં પલ્યોપમનો સંખ્યાતમો ભાગ હીન સ્થિતિબંધ કહ્યો છે.

77

પમાસંખ્યતમભાગન્યૂન રૂપ અન્ય અન્ય સ્થિતિબંધ કરે છે. તથા અશુભ પ્રકૃતિયોના દ્વિસ્થાનક અનુભાગને બાંધે છે તે પણ પ્રતિ સમય અનન્ત ગુણ હીન અનુભાગને બાંધે છે તથા શુભ પ્રકૃતિયોના ચતુઃસ્થાનક અનુભાગને બાંધે છે તે પણ પ્રતિ સમય અનન્ત ગુણ અધિક અનુભાગને બાંધે છે. એ પ્રમાણે કરતો છતો જીવ શું કરે છે ? તે કહે છે ॥ ૭ ॥

પૂર્વોકત વિશેષણોએ વિશિષ્ટ એવો જીવ પ્રથમ યથાપ્રવૃત્તકરણ કરે છે, તદનંતર અપૂર્વકરણ, અને તદનંતર અનિવૃત્તિકરણ કરે છે. અહિં करण परिणामोऽत्र એ સૂત્ર વચનથી કરણ તે પરિણામ વિશેષ છે. એ ત્રણ કરણમાં પ્રત્યેક કરણનો કાળ અન્તર્મુ૦ પ્રમાણ છે, અને સર્વનો એકત્રકાળ પણ અન્તર્મુ૦ પ્રમાણજ છે. તદનંતર પૂર્વોકત અનુક્રમથી ચોથી ઉપશાન્તાદ્ધા પ્રાપ્ત થાય છે, ને તે પણ અન્તર્મુ૦ કાળ પ્રમાણની છે. ॥ ૮ ॥

। હવે करणोंनुं સ્વરુપ પ્રગટપણે કહેવાય છે. ।

**अणुसमयं वड्ढंतो, अज्झवसाणाणऽणंतगुणणाए**
**परिणामट्ठाणाणं, दोसु वि लोगा असंखिज्जा ॥९॥**

ગાથાર્થ:—પ્રતિ સમયે અધ્યવસાયોની અનંતગુણ વિશુદ્ધિમાં ( કરણ સમાપ્તિ સુધી ) વર્તે છે—અને યથાપ્ર૦ તથા અપૂર્વ એ બે કરણમાં અસંખ્યલોકપ્રદેશ પ્રમાણ અધ્યવસાયસ્થાનો છે.

ટીકાર્થ:—अनुसमयं એટલે સમયે સમયે અધ્યવસાયોની અનંતગુણ વિશુદ્ધિએ અર્થાત્ પ્રતિ સમયે અનંતગુણ અધિક એવી અધ્યવસાયોની વિશુદ્ધિવડે વધતો છતો જ્યાં સુધી ત્રણ કરણોની સમાપ્તિ થાય છે ત્યાં સુધી નિરન્તરપણે વૃદ્ધિ પામે છે. હવે પ્રત્યેક કરણમાં અધ્યવસાયસ્થાનો કેટલાં છે ! તે કહીએ છીએ.

પરિણામટ્ઠાણાણ=યથાપ્રવૃત્ત અને અપૂર્વ એ બન્ને કરણના અધ્યવસાયસ્થાનો પ્રતિ સમયે અસંખ્યલોકપ્રદેશ પ્રમાણ છે. અહિં તાત્પર્ય એ છે કે–યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણમાં પ્રતિ સમયે અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ અધ્યવસાયસ્થાનો છે તે આ પ્રમાણે–યથાપ્રવૃત્તકરણના પ્રથમ સમયમાં [1]અનેક જીવોની અપેક્ષાએ અસંખ્યલોકાકાશના પ્રદેશ રાશિ પ્રમાણ અધ્યવસાયસ્થાનો છે અને દ્વિતીય સમયમાં તેથી વિશેષાધિક અધ્યવસાયો છે, તથા તૃતીય સમયે તેથી પણ વિશેષાધિક અધ્યવસાયસ્થાનો છે, એ પ્રમાણે યાવત્ અન્ત્ય સમય સુધી કહેવું. એ પ્રમાણે અપૂર્વકરણમાં પણ અધ્યવસાયોની વિવક્ષા જાણવી. આ યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણના અધ્યવસાયોને સ્થાપનામાં ઉતારીયે તો [2]વિષમચોરસક્ષેત્ર થાય છે. અને તેથી ઉપર અનિવૃત્તિકરણના અધ્યવસાયસ્થાનો [3]મોતીના

૧ યથાપ્રવતકરણના પ્રથમ સમયમાં અસંખ્યલોક પ્રદેશપ્રમાણ જીવો યદિ વર્તતા હોય તો સર્વે જીવોના અધ્યવસાયો ભિન્ન ભિન્ન પણ હોઇ શકે, અને દ્વિતીય સમયમા તેથી પણ અધિક જીવો યદિ વર્તતા હોય તો તે સર્વના પણ ભિન્ન ભિન્ન અધ્યવસાયો હોઇ શકે ઇતિભાવ.

૨ विषमचतुरस्रक्षेत्रस्थापना ૩ मुक्तावलिस्थापना

(અહિ ૦ એ શૂન્ય અધ્યવ૦સ્થાન સૂચક છે)

યથા પ્ર૦ ક૦

અપૂર્વ ક૦

( ગણિતાદિપૂર્વક વિશેષ સ્થાપના સ્વકૃત સ્થાપના સંગ્રહાનુસારે )

अनिवृत्तिकरणाध्यवसायस्थानानि

જ.

ઉ.

(ઉત્તરોત્તર વિશુદ્ધિની વૃદ્ધિની અપેક્ષાએ)

(ઉત્તરોત્તર નાનાં મોટાં મોતી સ્થાપેલાં છે)

હારને આકારે સ્થાપનાક્ષેત્ર રોકે છે. પુનઃ અધ્યવસાયસ્થાનો ઉપરોપરિ[1] વિચારતાં પ્રતિસમય અનંતગુણવૃદ્ધિએ વધતાં જાણવાં અને તિર્છી[2] રીતે વિચારતાં [3]ષટ્સ્થાનપતિત થાય છે.

**मंदविसोही पढम–स्स संखभागाहि पढमसमयम्मि**
**उक्कस्सं उप्पिमहो, एक्केक्कं दोण्ह जीवाणं ॥१०॥**

**आचरमाओ सेसु–क्कोसं पुव्वप्पवत्त मिइनामं**
**बिइयस्स बिइयसमए, जहन्नमवि ऽणंतरुक्कस्सा ॥११॥**

ગાથાર્થ:—કરણપ્રતિપન્ન એ જીવોમાં પ્રથમ જીવને પ્રથમ સમયે મંદ વિશુદ્ધિ અલ્પ છે તેથી દ્વિતીયાદિક સમયમાં યાવત્ સંખ્યાતમાભાગ સુધી અનંતગુણવિશુદ્ધિ છે તેથી બીજા જીવને

---

૧ અર્થાત્ પૂર્વ સમયગત અધ્યવ૦સ્થાનોની વિશુદ્ધીથી પર સમયગત.(અનંતર ઉર્ધ્વ સમયગત અર્થાત્ આગળના સમયમાં રહેલાં) અધ્યવ૦સ્થાનો અનંતગુણ વિશુદ્ધ છે.

૨ કોઇપણ એક સમયગતાધ્ય૦ સ્થાનોને તિર્છાં પંક્તિબદ્ધ સ્થાપીને તેમાંજ પરસ્પર વિશુદ્ધિ તપાસીએ તો ઇતિભાવ:

૩ સર્વ અધ્યવ૦ સ્થાનોજ અસં૦ લોકપ્રદેશપ્રમાણ છે તો ષટ્સ્થાનપતિતપણું કેમ સંભવે? અર્થાત્ ચતુઃસ્થાન પતિતપણાનોજ સંભવ હોય; એ શંકા થાય તો અત્રે સમજવા યોગ્ય એ છે કે અત્રે ષટ્સ્થાનપતિતપણું તે કોઇપણ એકજ સમયગતાધ્યવ૦ સ્થાનોમાં સંખ્યાપેક્ષાએ કહેલ નથી પરંતુ એકજ સમયગતાધ્યવ૦સ્થાનોમાં સર્વમાં પરસ્પર વિશુદ્ધિ માત્રની તરતમતાની અપેક્ષાએજ ષટ્સ્થાન પતિતપણું કહ્યું છે એ તાત્પર્ય છે. એ પ્રમાણે કરણના સર્વ સમયોમાં (પ્રતિસમયમાં) ભિન્ન ભિન્ન ષટ્સ્થાનપતિતત્વ તીર્છી રીતે વીચારતાં વિશુદ્ધિની અપેક્ષાએ પ્રાપ્ત થાય છે.

પ્રથમ સમયે ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ છે એ પ્રમાણે ઉપરના દ્વિતીયાદિક સમયનીજ૦ અને નીચેના દ્વિતીયાદિક સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ અનંતગુણ કહેવી.

શેષ અંતિમ સંખ્યાતમાભાગમાં અંતિમસમય સુધી ઉ૦ વિશુદ્ધિ નિરંતર પણે અનંતગુણ કહેવી. એનું પૂર્વપ્રવૃત્ત એવું બીજું પણ નામ છે. હવે બીજા અપૂર્વકરણના બીજા સમયમાં જે જઘન્ય વિશુધ્ધિ છે તે પણ પૂર્વાનંતર (પ્રથમ) સમયની ઉ૦ વિશુધ્ધિથી અનંતગુણ છે.

ટીકાર્થઃ—અહિં કલ્પના વડે સમકાલે યથાપ્રવૃત્ત કરણને પ્રાપ્ત થયેલા એવા બે પુરૂષોની વિવક્ષા કરીએ, તેમાં એક પુરૂષને સર્વ જઘન્ય વિશુદ્ધિએ કરણ પ્રાપ્ત થયેલો અને બીજા પુરૂષને સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિએ કરણ પ્રાપ્ત થયેલો કલ્પીયે, ત્યાં કરણના પ્રથમ સમયે પ્રથમ જીવની વિશુદ્ધિ અતિ અલ્પ હોય છે, તેથી દ્વિતીય સમયે અનંતગુણ, અને તેથી પણ તૃતીય સમયની જ૦ વિશુદ્ધિ અનંતગુણ છે. એ પ્રમાણે યથાપ્રવૃત્ત કરણનો સંખ્યાતમો ભાગ વ્યતિક્રાન્ત થાય ત્યાં સુધી કહેવું. તેથી ( સંખ્યાતમાભાગના અન્ત્ય સમયની જ૦ વિશુદ્ધિથી ) પ્રથમ સમયવર્તી દ્વિતીયજીવની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ હોય છે. તેથી પણ જ્યાં જઘન્ય વિશુદ્ધિસ્થાનથી નિવર્ત્યા છે ( જ૦ વિશુદ્ધિ કહેતાં નિવર્ત્યા છે ) ત્યાંથી ઉપરની જ૦ વિશુદ્ધિ અનંતગુણી છે. તેથી પણ દ્વિતીય ( નીચેના દ્વિતીય ) સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ છે. તેથી પણ ઉપરની દ્વિતીયસમયની જ૦ વિશુદ્ધિ અનંતગુણ છે એ પ્રમાણે ઉપર અને નીચેનાં બે જીવોનાં વિશુદ્ધિસ્થાનોનું અનંતગુણપણું ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી અન્ત્યસમયની જ૦ વિશુદ્ધિ અનન્તગુણ આવે તદનંતર આચરમાત્=જે નહિ કહેલાં એવાં ઉત્કૃષ્ટ વિશુદ્ધિસ્થાનો તેને અનુક્રમે નિરંતર પણે અનન્તગુણ અનન્તગુણ [1]કહેવાં. એ

૧ અસત કલ્પનાએ ૧૦૦ સમયાત્મક યથાપ્રવૃત્ત કરણમાં પ્રથમ

પ્રમાણે યથાપ્રવૃત્ત કરણની વક્તવ્યતા સમાપ્ત થઇ. આ યથાપ્રવૃત્ત

સમયની જ૦ વિ૦ સર્વથી અલ્પ છે, તેથી દ્વિતીય સમયની જ૦ વિ૦ અનંતગુણ તેથી તૃતીય સમયની જ૦ વિશુદ્ધિ અનંતગુણ એ પ્રમાણે યાવત્ ૧૦ મા સમયની જ૦ વિશુદ્ધિ અનંતગુણ—તેથી પ્રથમ સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ તેથી ૧૧ મા સમયની જ૦ વિ૦ અનં૦, તેથી દ્વિતીયસમયની ઉ૦ વિ૦ અનં૦, તેથી ૧૨ મા સમયની જ૦ વિ૦ અનં૦ તેથી તૃતિયસમયની ઉ૦ વિ૦ અનં૦ તેથી ૧૩ મા સમયની જ૦ વિ૦ અનંતગુણ એ પ્રમાણે યાવત્ ૧૦૦ મા સમયની જ૦ વિ૦ થી ૯૧ મા સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ તેથી ૯૧ મા સમયની ઉ૦ ત્રિ૦ અનંત ગુણ તેથી ૯૨-૯૩-૯૪-૯૫-૯૬-૯૭-૯૮ ને ૯૯ મા સમયની ઉ૦ વિ૦ અનુક્રમે અનંતગુણ જાણવી.

## સ્થાપના.

| | |
|---|---|
| | ૧૦૦ ની ઉ૦ અ૦ થી |
| | ૯૯ ની ઉ૦ અ૦ થી |
| | ૯૮ ની ઉ૦ અ૦ થી |
| | ૯૭ ની ઉ૦ અ૦ થી |
| | ૯૬ ની ઉ૦ અ૦ થી |
| | ૯૫ ની ઉ૦ અ૦ થી |
| | ૯૪ ની ઉ૦ અ૦ થી |
| | ૯૩ ની ઉ૦ અ૦ થી |
| | ૯૨ ની ઉ૦ અ૦ થી |
| ૧૦૦ ની જ૦ અ૦ થી | ૯૧ ની ઉ૦ અ૦ થી |
| ૯૯ ની જ૦ અ૦ થી | ૯૦ ની ઉ૦ અ૦ થી |
| ૯૮ ની જ૦ અ૦ થી | ૮૯ ની ઉ૦ અ૦ થી |
| ૯૭ ની જ૦ અ૦ થી | ૮૮ ની ઉ૦ અ૦ થી |
| ૯૬ ની જ૦ અ૦ થી | ૮૭ ની ઉ૦ અ૦ થી |
| ૯૫ ની જ૦ અ૦ થી | ૮૬ ની ઉ૦ અ૦ થી |
| ૯૪ ની જ૦ અ૦ થી | ૮૫ ની ઉ૦ અ૦ થી |
| ૯૩ ની જ૦ અ૦ થી | ૮૪ ની ઉ૦ અ૦ થી |
| ૯૨ ની જ૦ અ૦ થી | ૮૩ ની ઉ૦ અ૦ થી |

કરણનું પૂર્વપ્રવૃત્ત એવું અપર નામ છે, કારણ કે શેષ કરણોથી પૂર્વ એટલે પ્રથમ પ્રવર્તે છે માટે પૂર્વપ્રવૃત્ત એ બીજું નામ છે. પુનઃ આ યથાપ્રવૃત્ત કરણમા સ્થિતિઘાત–રસઘાત–અથવા ગુણશ્રેણિ વિગેરે પ્રવર્તતી નથી, પરંતુ પૂર્વે કહેલી એવી અનંતગુણ વિશુદ્ધિજ

| | |
|---|---|
| ૯૧ ની જ૦ અ૦ થી | ૮૨ ની ઉ૦ અ૦ થી |
| ૯૦ ની જ૦ અ૦ થી | ૮૧ ની ઉ૦ અ૦ થી |
| યાવત્ | યાવત્ |
| ૨૦ ની જ૦ અ૦ થી | ૧૧ ની ઉ૦ અ૦ થી |
| ૧૯ ની જ૦ અ૦ થી | ૧૦ ની ઉ૦ અ૦ થી |
| ૧૮ ની જ૦ અ૦ થી | ૯ ની ઉ૦ અ૦ થી |
| ૧૭ ની જ૦ અ૦ થી | ૮ ની ઉ૦ અ૦ થી |
| ૧૬ ની જ૦ અ૦ થી | ૭ ની ઉ૦ અ૦ થી |
| ૧૫ ની જ૦ અ૦ થી | ૬ ની ઉ૦ અ૦ થી |
| ૧૪ ની જ૦ અ૦ થી | ૫ ની ઉ૦ અ૦ થી |
| ૧૩ ની જ૦ અ૦ થી | ૪ ની ઉ૦ અ૦ થી |
| ૧૨ ની જ૦ અ૦ થી | ૩ ની ઉ૦ અ૦ થી |
| ૧૧ ની જ૦ અ૦ થી | ૨ ની ઉ૦ અ૦ થી |
| ૧૦ ની જ૦ અ૦ થી | ૧ ની ઉ૦ અ૦ થી |
| ૯ ની જ૦ અ૦ | |
| ૮ ની જ૦ અ૦ | |
| ૭ ની જ૦ અ૦ | |
| ૬ ની જ૦ અ૦ | |
| ૫ ની જ૦ અ૦ | |
| ૪ ની જ૦ અ૦ | |
| ૩ ની જ૦ અ૦ | |
| ૨ ની જ૦ અ૦ | |
| ૧ ની જ૦ અ૦ | |

વક્તવ્યપ્રારંભ ઉર્ધ્વમુખે ( ૧ ) થી.

માત્ર પ્રવર્તે છે. પુનઃ આ યથાપ્રવૃત્ત કરણમાં વર્તતો જીવ જે અશુભ કર્મો બાંધે છે તે અશુભ કર્મના દ્વિસ્થાનક અનુભાગને બાંધે છે, અને જે શુભકર્મ બાંધે છે તેના ચતુઃસ્થાનક અનુભાગને બાંધે છે. તથા સ્થિતિબંધ પણ પૂર્ણ પૂર્ણ થયે છતે [1]પલ્યોપમાસંખ્યેયભાગન્યુનરૂપ અન્ય અન્યસ્થિતિબંધને બાંધે છે. ઇતિ યથા પ્રવૃત્તકરણ.

હવે અપૂર્વકરણ કહેવાય છે–ત્યાં **बिइयस्स बिइयसमये**= અપૂર્વ કરણનામના દ્વિતીય કરણનો જે દ્વિતીય સમય તેનું જઘન્યવિશુદ્ધિસ્થાન પણ અનન્તરોત્કૃષ્ટ વિશુદ્ધિ સ્થાનથી અર્થાત્ પ્રથમ સમયગત ઉત્કૃષ્ટ વિશુદ્ધિ સ્થાનથી અનંતગુણ છે. અહિં તાત્પર્ય એ છે કે–અહિં યથા પ્રવૃત્તવત્ પ્રથમથીજ નિરંતરપણે જઘન્યવિશુદ્ધિસ્થાનો અનંતગુણપણે ન કહેવાં પરન્તુ પ્રથમ સમયે પ્રથમથીજ જ૦ વિશુદ્ધિ સર્વથી અલ્પ કહેવી ને તે પણ યથાપ્રવૃત્તના અન્ય સમયની વિશુદ્ધિથી અનંતગુણ જાણવી. તેથી એજ પ્રથમ સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ, તેથી દ્વિતીય સમયની જ૦ વિશુદ્ધિ અનંતગુણ, તેથી એજ દ્વિતીય સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ, તેથી પણ તૃતિય સમયગત જ૦ વિશુદ્ધિ અનંતગુણ, તેથીપણ એજ તૃતિય સમયગત ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ છે. એ પ્રમાણે આગળના દરેક સમયોમાં ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી અપૂર્વ કરણના અન્ત્ય સમયની ઉ૦ વિશુદ્ધિ અનંતગુણ આવે.

**निव्वयणमवि ततो से, ठिइरसघाय ठिइबंधगद्धा उ**
**गुणसेढी वि य समगं, पढमे समये पवत्तंति ॥१२॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

---

૧ પલ્યોપમસંખ્યેયભાગહીન ઇતિ ઉપા૦કૃત ટીકાયાં.

**ટીકાર્થ**:—તદનંતર (તેથી) તે અપૂર્વકરણનું निर्वचन એટલે જેવું નામ છે તેવા પ્રકારનો અર્થરૂપ ( નિ=નિશ્ચય ) વચનને કહીશ. તે આ પ્રમાણે-अपुर्वाणि એટલે પૂર્વે નહિ પ્રાપ્ત થયેલ એવાં સ્થિતિઘાત-રસઘાત ગુણશ્રેણિ અને અન્યસ્થિતિ બંધને ઉત્પન્ન કરનાર કરણ=અધ્યવસાય વિશેષ જેને વિષે છે તે अपर्वकरण કહેવાય છે. કારણ કે અપૂર્વકરણમાં પ્રવેશ કરતો જીવ પ્રથમ સમયેજ સ્થિતિઘાત-રસઘાત-ગુણશ્રેણિ અને અન્ય સ્થિતિબંધને સમકાલે પ્રારંભે છે તે વાત મૂળ ગાથાથી કહે છે—ठिइरसघाय ठिइबंधगद्धा ઉ=સ્થિતિઘાત—રસઘાત—ગુણશ્રેણિ અને અન્ય સ્થિતિબંધ એ ચારે પદાર્થ પ્રથમ સમયે સમકાળે પ્રવર્તે છે.

। હવે સ્થિતિઘાતનું સ્વરૂપ કહે છે ।

**उयहिपुहुत्तुक्कुस्सं, इयरं पल्लस्स संखतमभागो**
**ठिइकंडगमणुभागा, णणंतभागा मुहुत्तंतो ॥१३॥**

**अणुभागकंडगाणं, बहुहिं सहस्सेहिं पूरए एक्कं**
**ठिइकंडगं सहस्सेहिं, तेसिं बीयं सहस्सेहिं ॥१४॥**

**ગાથાર્થ**:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—સ્થિતિસત્તાના અગ્રિમભાગથી ઉત્કૃષ્ટથી સેંકડો સાગરોપમ પ્રમાણ અને જઘન્યથી પુનઃ પલ્યોપમના [1]અસંખ્યાતમા ભાગ માત્ર સ્થિતિખંડને ઉકેરે છે, અને ઉકેરીને જે સ્થિતિ

૧ " પલ્યોપમના સંખ્યાતમાભાગ માત્ર સ્થિતિ કંડકને " ઇતિ-ઉપા૦ કૃત ટીકાસાં " પલ્યોપમના અસંખ્યાતમા ભાગ માત્ર સ્થિ૦ -કંડકને " ઇતિપંચસંગ્રહે.

નીચે ખંડીત થવાની નથી તે સ્થિતિમાં દલિકને પ્રક્ષેપે છે, અને તે સ્થિતિખંડ અન્તર્મુહુર્તકાળે સંપૂર્ણ ઉકેરાય છે, તદનંતર પુનઃ પણ નીચેથી પલ્યોપમાસંખ્યતમભાગ પ્રમાણ દ્વિતીય સ્થિતિ ખંડને અન્તર્મુ૦કાળે ઉકેરે છે. અને પૂર્વોક્ત પ્રકારેજ પ્રક્ષેપે છે. એ પ્રમાણે અપૂર્વકરણમાં ઘણા હજારો સ્થિતિખંડની ઉત્કિરણા થાય છે, અને તેમ થવાથી અપૂર્વકરણના પ્રથમ સમયે જેટલી સ્થિતિ સત્તા હોય છે, તેથી તેના અન્ત્ય સમયે-સંખ્યગુણહીન સ્થિતિસત્તા હોય છે.

। હવે रसघात કહેવાય છે ।

अणुभागाण ઇત્યાદિ=અશુભ પ્રકૃતિયોની જે અનુભાગ સત્તા છે તેનો અનંતમો ભાગ વર્જીને શેષ અનંત અનુભાગખંડોને સર્વને અન્તર્મુહૂર્ત કાળમાં વિનાશ પમાડે છે, તદનંતર પુનઃપણ પૂર્વે વર્જેલા અનંત ભાગમાંથી પણ એક અનંતમો ભાગ વર્જીને શેષ સર્વ અનંત અનુભાગખંડને અન્તર્મુહૂર્ત કાળે વિનાશ પમાડે છે, એ પ્રમાણે એક સ્થિતિ ખંડનો ઘાત થતાં ઘણા હજાર અનુભાગખંડોનો ઘાત થઇ જાય છે તેવા હજારો સ્થિતિખંડોના ઘાત વડે બીજું અપૂર્વકરણ સમાપ્ત થાય છે.

। હવે अन्यस्थितिबंध કહેવાય છે ।

અપૂર્વ કરણના પ્રથમ સમયે પૂર્વે નહિ થયેલો એવો [1]પલ્યોપમાસંખ્યેયભાગહીનરૂપ અન્યસ્થિતિબંધ આરંભાય છે. અન્ય સ્થિતિબંધ અને સ્થિતિઘાત સમકાળે આરંભાય છે અને સમકાળે જ સંપૂર્ણ પણ થાય છે.

હવે अन्य स्थितिबंध નું સ્વરૂપ કહેવાય છે

**गुणसेढो निरकेवो, समए समये असंखगुणणाए**
**अद्धादुगाइरित्तो, सेसे सेसे य निरकेवो ॥१५॥**

૧ " પલ્યોપમ સંખ્યેયભાગહીન " ઇતિ ઉપા૦કૃત ટીકાયાં

ગાથાર્થ—સમયે સમયે અસંખ્ય ગુણ દલિકનો જે પ્રક્ષેપ કરવો તે ગુણશ્રેણી કહેવાય છે. પુનઃ એ નિક્ષેપ તે અન્ત્યના બે કરણના કાળથી કંઇક અધિક જાણવો તથા દલિક નિક્ષેપ તે શેષ શેષ સમયોમાં થાય છે.

ટીકાર્થઃ—જે સ્થિતિકંડકનો ( ખંડરૂપકંડકનો ) ઘાત થાય છે તે મધ્યેથી દલિક ગ્રહણ કરીને ઉદય સમયથી આરંભીને પ્રતિસમયમાં અસંખ્યગુણ પ્રક્ષેપે છે તે આ પ્રમાણે—પ્રથમ સમયમાં અલ્પ, દ્વિતીય સમયમાં અસંખ્યગુણ, તેથી તૃતીય સમયમાં અસંખ્યગુણ એ રીતે અન્તર્મુહુર્તના અન્ત્ય સમય સુધી દલિક પ્રક્ષેપ કરે. એ અન્તર્મુહૂર્ત તે અપૂર્વ કરણ ને અનિવૃત્તિ કરણના કાળથી કંઇક અધિક જાણવું. હવે ગાથાનો અક્ષરાર્થ આ પ્રમાણે છે—ગુણશ્રેણિમાં સમયે સમયે અસંખ્ય એટલે પૂર્વ પૂર્વ સમયની અપેક્ષાએ ઉત્તરોત્તર સમયમાં અસંખ્યગુણ વૃદ્ધિપણે દલિકનો નિક્ષેપ હોય છે. તે નિક્ષેપ પણ બેના કાળથી અતિરિક્ત એટલે અપૂર્વ કરણ અને અનિવૃત્તિ કરણના કાળથી કંઇક અધિક કાળ પ્રમાણ છે. એ પ્રથમ સમયે ગ્રહણ કરેલા દલિકનો નિક્ષેપવિધિ કહયો તે પ્રમાણે દ્વિતીયાદિ સમયે ગ્રહણ કરેલા દલિકનો નિક્ષેપવિધિ પણ જાણવો.

અથવા બીજી રીતે કહીએ તો ગુણશ્રેણિ રચનાને માટે પ્રથમ સમયે જે દલિક ગ્રહણ કરાય છે તે સર્વથી અલ્પ છે, તેથી દ્વિતીય સમયે જે દલિક ગ્રહણ કરાય છે તે અસંખ્યગુણ, તેથી તૃતીય સમયે ગ્રહણ કરાતું દલિક અસંખ્યગુણ છે એ પ્રમાણે ગુણશ્રેણિકરણના અન્ત્ય સમય સુધી કહેવું. તથા અપૂર્વ કરણના અને અનિવૃત્તિ કરણના સમયોનો અનુભવતાં અનુભવતાં ક્ષય થયે છતે ગુણશ્રેણિ દલિકનો નિક્ષેપ બાકી રહેલા સમયોમાં થતો જાય છે પણ ( નિક્ષેપ વિષયના ) સમયો ઉપરથી વધતા જતા નથી.

। હવે અનિવૃત્તિકરણનું સ્વરૂપ કહેવાય છે ।

अनियट्टिम्मि वि एवं, तुल्ले काले समा तओ नामं
संखिज्जइमे सेसे, भिन्नमुहुत्तं अहो मुच्चा ॥ १६ ॥

किंचूणमुहुत्तसमं, ठिइबंधद्धाए अंतरं किच्चा
आवलिदुगेक्क सेसे, आगाल उदीरणा समिया ॥१७॥

ગાથાર્થ:—એ પ્રમાણે (સ્થિતિઘાતાદિની પ્રવૃત્તિ) અનિવૃત્તિકરણમાં પણ જાણવી, એના સમાન કાળમાં સમવિશુદ્ધિ હોય છે માટે અનિવૃત્તિકરણ એવું નામ છે. એનો સંખ્યાતમો ભાગ શેષ રહયે એક અંતર્મુહૂર્તને નીચે મુકીને ॥ ૧૬ ॥

અને દેશૂણમુહૂર્ત (અંત૦) સ્થિતિબંધાદ્ધા જેટલું (અભિનવસ્થિતિબંધ જેટલું) અંતર કરીને બે આવલિકા શેષ રહેતાં આગાલનો અને એક આવલિ શેષ રહેતાં ઉદીરણાનો વિચ્છેદ થાય છે.

ટીકાર્થ—જેમ અપૂર્વકરણના પ્રથમ સમયથી આરંભીને સ્થિતિઘાતાદિકને સમકાલે પ્રવર્તતા કહ્યા છે તે પ્રમાણે અનિવૃત્તિ કરણમાં પણ કહેવા. तुल्ले काले समा तओ नामं=સમાનકાળમાં અનિવૃત્તિકરણ પ્રવિષ્ટ સર્વે જીવોની વિશુદ્ધિ એક સરખી હોય છે પરન્તુ વિષમ હોતી નથી તેથી "અનિવૃત્તિ કરણ" એવું નામ સાન્વય એટલે અર્થયુકત છે. તાત્પર્ય એ છે કે—અનિવૃત્તિકરણના પ્રથમ સમયમાં જે જીવો વર્તે છે, વર્ત્યા છે, અને વર્તશે તે સર્વ જીવોની વિશુદ્ધિ એક સરખી હોય છે, તથા દ્વિતીય સમયમાં પણ જે જીવો વર્તે છે, વર્ત્યા છે, ને વર્તશે તે સર્વ જીવોની વિશુદ્ધિ એક સરખી હોય છે, પરન્તુ પ્રથમ સમયગતવિશુદ્ધિથી આ દ્વિતીયસમયગત વિશુદ્ધિ અનંતગુણ જાણવી. એ પ્રમાણે અનિવૃત્તિકરણના અન્ત્ય સમય સુધી કહેવું. તેથી એ પ્રમાણે આ કરણમાં પ્રવેશેલા તુલ્ય-

કાળવાળા જીવોના અધ્યવસાયોની જે પરસ્પર નિવૃત્તિ=વ્યાવૃત્તિ તે અત્રે નહિ હોવાથી अनिवृत्तिकरण એવું નામ છે. આ અનિવૃત્તિકરણમાં જેટલા સમયો છે તેટલાજ અધ્યવસાયો છે, ને તે પૂર્વ પૂર્વથી અનંતગુણ અધિકવિશુદ્ધિવાળા છે.

તથા संखिज्जइमे सेसे=અનિવૃત્તિકરણના સંખ્યાતભાગ વ્યતીત થયે છતે અને એક સંખ્યાતમો ભાગ બાકી રહયે છતે અન્તર્મુહૂર્ત પ્રમાણ સ્થિતિને નીચે મુકીને મિથ્યાત્વનું અંતરકરણ કરે છે. આ અન્તર કરણ કરવાનો કાળ અન્તર્મુહુર્તપ્રમાણ જે પ્રથમની અધોસ્થિતિ તેથી ન્યુન અન્યસ્થિતિબંધના કાળ જેટલો જાણવો. તે આ પ્રમાણે—અન્તરકરણ ક્રિયાના પ્રથમ સમયેજ મિથ્યાત્વનો અન્યસ્થિતિબંધ આરંભે છે અને તે અન્યસ્થિતિબંધ તથા અંતરકરણની ક્રિયા એ બેને સમકાળેજ સંપૂર્ણ કરે છે. પુનઃ અન્તરકરણ કરતે છતે ગુણશ્રેણિના સંખ્યાતમાભાગને અન્તરકરણ-સત્કે દલિક સહિત ઉકેરે છે અને ઉત્કિર્યમાણ દલિકને પ્રથમ સ્થિતિમાં અને દ્વિતીય સ્થિતિમાં પ્રક્ષેપે છે. અહિં અન્તરકરણથી નીચેની તે પ્રથમ સ્થિતિ અને ઉપરની તે દ્વિતિયસ્થિતિ કહેવાય છે. પ્રથમ સ્થિતિમાં વર્તતો જીવ ઉદીરણા પ્રયોગથી પ્રથમ સ્થિતિ સંબંધિ દલિકને આકર્ષીને જે ઉદયસમયોમાં પ્રક્ષેપે છે તે ઉદીરણા, ને પુનઃ દ્વિતીય સ્થિતિમાંથી ઉદીરણાપ્રયોગવડે દલિકને સમાકર્ષીને ઉદયસમયોમાં પ્રક્ષેપે છે તે आगाल કહેવાય છે. આ આગાલ તે ઉદીરણાનુંજ વિશેષાર્થ સૂચક નામ છે, ને પૂર્વાચાર્યોએ વિશેષાર્થ જણાવવાને અર્થેજ એ દ્વિતીય સ્થિતિ સંબંધિ ઉદીરણાનું आगाल એવું નામ રાખેલું છે. ઉદય અને ઉદીરણાવડે પ્રથમ સ્થિતિને અનુભવતો અનુભવતો યાવત્ બે આવલિકા બાકી રહે ત્યાં સુધી જાય, તે અવસરે સ્થિતિનો આગાલ બંધ પડે (અર્થાત્ આગાલરૂપ ઉદીરણા ન પ્રવર્તે) પરન્તુ માત્ર ઉદીરણાજ પ્રવર્તે. તે ઉદીરણા પણ ત્યાં સુધીજ પ્રવર્તે કે જ્યાં સુધી આવલિકા બાકી ન રહે, અને આવલિકા બાકી રહયે છતે તો ઉદીરણા પણ નિવર્તે,

તેથી માત્ર ઉદય વડેજ તે એક આવલિકાનો અનુભવ કરે પુનઃ તે અન્ત્યાવલિકા વ્યતીત થયે મિથ્યાત્વનો ઉદયપણ નિવર્તે કારણ કે આગળ વેદ્યમાન દલિકનો અભાવ છે માટે,અને મિથ્યાત્વનો ઉદય ગયે છતે જીવ उपशमसम्यक्त्व પ્રાપ્ત કરે છે.

**मिच्छत्तुदए खीणे, लहए सम्मत्तमोवसमियं सो**
**लंभेण जस्स लब्भइ, आयहिय मलद्धपुव्वं जं ॥१८॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—મિથ્યાત્વના ઉદયનો ક્ષય થયે છતે તે જીવ પૂર્વોક્ત પ્રકારે ઉપશમ સમ્યક્ત્વને પામે છે કે જે સમ્યક્ત્વના લાભવડે પૂર્વે પ્રાપ્ત થયેલ એવા અરિહંત દેવાદિક તત્વના શ્રદ્ધાનરૂપ આત્મહિતને પ્રાપ્ત કરે છે. તે આ પ્રમાણે—સમ્યક્ત્વનો લાભ થયે છતે જેમ જાત્યન્ધ પુરૂષને ચક્ષુની પ્રાપ્તિ થાય તેમ યથાવસ્થિત વસ્તુતત્વનો બોધ થાય છે, અને મહાવ્યાધિવાળાને વ્યાધિ દૂર થવાથી જેવો પ્રમોદભાવ થાય છે તેવો સમ્યક્ત્વપ્રાપ્ત પુરૂષને પણ પ્રમોદ થાય છે. કહ્યું છે કે—

" जात्यन्धस्य यथा पुंस-श्चक्षुर्लाभे शुभोदये
सद्दर्शनं तथैवास्य, सम्यक्त्वे सति जायते ॥ १ ॥
(ગતાર્થઃ)

आनन्दो जायते ऽत्यन्तं, तात्त्विको ऽस्य महात्मनः
सद्व्याध्यपगमे यद्वद्, व्याधितस्य सदौषधात् ॥ २ ॥

મહાવ્યાધિવાળા પુરૂષને ઉત્તમ ઔષધથી વ્યાધિનો વિનાશ થયે જેવો આનંદ થાય છે તેવો અત્યન્ત તાત્વિક આનંદ એ મહાત્માને થાય છે."

**तं कालं बीयठिइं, तिहाणुभागेण देसघाइत्थ**
**सम्मत्तं सम्मिस्सं, मिच्छत्तं सव्वघाईओ ॥ १९ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—तं कालं=તે કાળે એટલે જે સમયથી અનન્તર સમયે ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ થશે તે સમયે અર્થાત્ પ્રથમસ્થિતિના [1]અન્ત્ય સમયે મિથ્યા૦ રહ્યો છતોજ દ્વિતીયસ્થિતિગત દલિકને અનુભાગભેદ વડે શુદ્ધ-અર્ધશુદ્ધ-ને અશુદ્ધ એમ ૩ પ્રકારનાં કરે છે. ત્યાં શુદ્ધદલિક તે સમ્યકત્વ છે ને તે દેશઘાતિ રસયુક્ત હોવાથી દેશઘાતિ પ્રકૃતિ છે. તથા અર્ધશુદ્ધ દલિક તે મિશ્રમોહનીય છે ને તે સર્વઘાતિ રસયુક્ત હોવાથી સર્વઘાતિ પ્રકૃતિ છે, અને અશુદ્ધદલિક તે મિથ્યાત્વમોહનીય છે ને તે પણ સર્વઘાતિ પ્રકૃતિ છે. એજ વાત મૂળગાથાથી કહે છે કે सम्मिस्सं=મિશ્રસહિત मिच्छत्तं=મિથ્યાત્વ તે सव्वघाइओ=સર્વઘાતિ છે.

**पढमे समए थोवो, सम्मत्ते मीसए असंखगुणो**
**अणुसमयमवि य कमसो, भिन्नमुहुत्ता हि विज्झाओ**
**॥२०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ઔપશમિક સમ્યકત્વના લાભથી પ્રથમ સમયથી

---

૧ કર્મગ્રંથે " ઉપશમસમ્યકત્વની પ્રાપ્તિ સમયથી કહેલ છે પરન્તુ સમજવા પ્રમાણે અનિ૦ના અન્ત્ય ૧ સમયની અવિવક્ષા રાખીને કહેલ હોવાથી વિરોધ સંભવે નહિં પુનઃ કર્મપ્રકૃતિમાં ઉપશમાદ્ધામાં ત્રિપુંજ-કરણ પ્રવૃત્તિ ચાલુ રહેવાનું પણ સંક્રમ પદ્ધતિએ કહેલ છે માટે કર્મગ્રંથમાં પણ તે પ્રમાણે અનુસરવું.

આરંભીનેજ મિથ્યાત્વનું દલિક ગુણસંક્રમવડે સમ્યક્ત્વમાં અને મિશ્રમાં સંક્રમે છે તે આ પ્રમાણે—પ્રથમ સમયે અલ્પ દલિકનિક્ષેપ સમ્યક્ત્વમાં, તેથી મિશ્રમાં અસંખ્યગુણ તેથી દ્વિતીયસમયે સમ્યક્ત્વમાં અસંખ્યગુણ અને એજ દ્વિતીયસમયે મિશ્રમાં તેથી પણ અસંખ્યગુણ દલિકનિક્ષેપ થાય છે, એ પ્રમાણે પ્રતિસમય અનુક્રમે અન્તર્મુ૦ના અન્ત્યસમય સુધી કહેવું. તદનંતર પૂર્વોક્ત સ્વરૂપવાળો વિધ્યાત સંક્રમ પ્રવર્તે છે.

**ठिइरसघाओ गुणसेढी, वि य तावं पि आउवज्जाणं**
**पढमठिइए एगदुगा, वलिसेसम्मि मिच्छत्ते ॥२१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—જ્યાં સુધી ( મિથ્યાત્વનો ) ગુણસંક્રમ પ્રવર્તે છે ત્યાં સુધી આયુ સિવાયનાં ૭ કર્મનો સ્થિતિઘાત, રસઘાત, અને ગુણશ્રેણિ પ્રવર્તે છે, અને ગુણસંક્રમ નિવર્ત્યે છતે તે સ્થિતિઘાતાદિ પણ નિવર્તે છે. મિથ્યાત્વની પુનઃ એક આવલિકા બાકી ન રહે ત્યાં સુધી મિથ્યાત્વનો સ્થિતિઘાત ને રસઘાત પ્રવર્તે છે, અને આવલિકા શેષ રહયે તે બન્ને નિવૃત્ત પામે છે. તથા મિથ્યાત્વની પ્રથમસ્થિતિ યાવત્ બે આવલિકા બાકી ન રહે ત્યાં સુધી મિથ્યાત્વની ગુણશ્રેણિ પણ પ્રવર્તે છે, અને બે આવલિકા બાકી રહેતાં ગુણશ્રેણી નિવર્તે છે. એ પ્રમાણે અન્તરકરણમાં જીવ પ્રવેશ્યો છતો પ્રથમ સમયથીજ યાવત્ અન્તર્મુહુર્ત સુધી ઔપશમિકસમ્યગ્દૃષ્ટિ થાય છે.

**उवसंतद्धा अंते, विहिणा ओकड्ढियस्स दलियस्स**
**अज्झवसाणणुरूव-स्सुदओ तिसु एक्कयरयस्स ॥२२॥**

ગાથાર્થ—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—ઔપશમિકસમ્યક્ત્વના અન્તર્મુ૦ને અન્તે વિં-

ચિત્ સમધિક એક આવલિકા શેષ સ્થિતિ વર્તતાં દ્વિતીયસ્થિતિગત સમ્યકત્વાદિ ત્રણે પુંજના દલિકને અધ્યવસાયવિશેષથી સમાકર્ષીને અન્તરકરણની અન્ત્યાવલિકામાં પ્રક્ષેપે છે, તે એવી રીતે કે પ્રથમ સમયમાં ઘણું દ્વિતિય સમયમા અલ્પ તેથી પણ તૃતીય સમયમાં અલ્પતર એ પ્રમાણે આવલિકાના અન્ત્યસમય સુધી હીનહીનતર દલિકને પ્રક્ષેપે છે. એ રીતે પ્રક્ષેપાતાં તે દલિકોની સ્થાપના ગોપુચ્છાકારે થાય છે. તદનંતર આવલિકાપ્રમાણ અન્તરકરણનો કાળ શેષ રહ્યે છતે એ ત્રણપુંજમાંથી કોઇપણ એક પુંજના દલિકનો ઉદય થાય છે. તે દલિકોદય કેવા પ્રકારે થાય છે ? તે કહીએ છીએ કે અધ્યવસાયને અનુસારે તે દલિકનો ઉદય થાય છે તે આ પ્રમાણે—જો તે અવસરે શુભપરિણામ હોય છે તો સમ્યકત્વ પુંજરૂપ દલિકનો ઉદય થાય છે, જો મધ્યમપરિણામ હોય તો મિશ્રપુંજનો અને જઘન્યપરિણામ હોય તો મિથ્યાત્વદલિકનો ઉદય થાય છે.

**सम्मत्त पढमलंभो, सव्वोवसमा तहा विगिट्ठा य**
**छालिगसेसाए परं, आसाणं कोइ गच्छेज्जा ॥२३॥**

**ગાથાર્થ:**—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—આ ઔપશમિકસમ્યકત્વનો પ્રથમ લાભ તે મિથ્યાત્વની સર્વોપશમનાથી થાય છે, અન્યથા નહિ. તથા પ્રથમ સ્થિતિની અપેક્ષાએ ઘણા મોટા અન્તર્મુહુર્ત પ્રમાણવાળો આ પ્રથમસમ્યકત્વ લાભ છે. પુનઃ આ સમ્યકત્વને પામ્યો છતો કોઇક જીવ[1] સમ્યકત્વસહિત દેશવિરતિને વા સર્વવિરતિને પણ પામે છે.શતકબૃહત્ચૂર્ણિમાં

[1] અહિં "સહિત" એ શબ્દનો "સમકાળે" એવો અર્થ સંભવે નહિ પરંતુ સમ્યકત્વને પ્રાપ્ત કર્યાનંતર કંઇ સમય વ્યતીત થયા બાદ અન્તરકરણને અનુભવતો છતોજ દેશવિરત્યાદિભાવ પામે. જો એમ ન માનીયે તો અનાદિ મિથ્યાત્વીને પ્રથમજ દેશવિરતિ વા સર્વવિરતિનો લાભ થયો એમ કહેવાય, અને એ વાત ઇષ્ટ નથી.

કહ્યું છે કે "उवसमसम्मद्दिट्ठी अंतरकरणट्ठिओ कोइ देसविरयंपि लभेइ; कोइ पमत्तापमत्तभावंपि, सासायणो पुण न किंपि लभेइ ઉપશમ સમ્યગ્દ્રષ્ટિજીવ અંતરકરણમાં રહેચો છતો કોઇ દેશવિરતિપણું પામે ને કોઇ સર્વવિરતિપણું પણ પામે, પરન્તુ સાસ્વાદનમાં વર્તતો જીવ કંઇ પણ ન પામે " એ ઔપ૦ સમ્યકત્વનો કાળ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી ૬ આવલિકાપ્રમાણ બાકી રહે ત્યારે કોઇક જીવ આસાદન એટલે સાસ્વાદન ભાવને પણ પામે છે, ને તે ( સાસ્વાદનપ્રાપ્ત જીવ ) નિશ્ચયથી ત્યારબાદ મિથ્યાત્વને જ પામે છે.

॥ હવે સમ્યગ્દ્રષ્ટિ નું સ્વરૂપ કહે છે ॥

सम्मद्दिट्ठी जीवो, उवइट्ठं पवयणं तु सद्दहइ
सद्दहइ असब्भावं, अजाणमाणो गुरुनियोगा ॥२४॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થ—સમ્યગ્દ્રષ્ટિજીવ ગુરૂએ ઉપદેશેલા પ્રવચનને નિશ્ચયથી યથાર્થપણે સર્દહે છે. મૂળગાથામાં તુ પદ નિશ્ચય વાચક અને ભિન્નક્રમસૂચક પણ છે. પુનઃ જે સમ્યગ્દ્રષ્ટિ પણ અસદ્ભૂત પ્રવચનને સર્દહે છે; તે અવશ્ય પોતે અજાણ છતોજ એટલે સમ્યક્ પરિજ્ઞાન રહિત હોતો છતોજ સર્દહે છે, અથવા તથાવિધ સમ્યક્ પરિજ્ઞાનરહિત ગુરૂના અને જમાલિ જેવા મિથ્યાદ્રષ્ટિના નિયોગથી એટલે પરતંત્રપણાથીજ સર્દહે છે. અન્યથા નહિ.

॥ હવે મિથ્યાદ્રષ્ટિનું સ્વરૂપ કહે છે ॥

मिच्छद्दिट्ठी नियमा, उवइट्ठं पवयणं न सद्दहइ
सद्दहइ असब्भावं उवइट्ठं वा अणुवइट्ठं ॥ २५ ॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—મિથ્યાદ્રષ્ટિજીવ ગુરૂએ ઉપદેશેલા વચનને નિશ્ચય પણે સર્દ્દહતો નથી, અર્થાત્ પોતાના આત્મામાં સમ્યક્પણે પરિણમાવતો નથી, અને ઉપદેશેલા વા નહિ ઉપદેશેલા વચનને જો સર્દ્દહે છે તો અન્યથાભાવે એટલે મિથ્યારૂપે સર્દ્દહે છે, અર્થાત્ સમ્યક્પણે યથાર્થ શ્રદ્ધાન કરી શકતો નથી.

**सम्मामिच्छद्दिठी सागारे वा तहा अणागारे**
**अह वंजणोग्गहंम्मि अ, सागारे होइ नायव्वो ॥२६॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ઉપયોગમાં સમ્યગ્મિથ્યાદ્રષ્ટિ જીવને વિચારતાં સમ્યગ્મિથ્યાદ્રષ્ટિ જીવ સાકારોપયોગમાં ને નિરાકારોપયોગમાં હોય. યદિ સાકારોપયોગમાં હોય તો અવ્યક્તજ્ઞાનરૂપ વ્યવહારિક[1] વ્યંજનાવગ્રહમાંજ હોય પરંતુ અર્થાવગ્રહમાં ન હોય. કારણ કે શંશયજ્ઞાનવાળો એવો પ્રવચનપર રાગદ્વેષ રહિત જીવ સમ્યગ્મિથ્યાદ્રષ્ટિ કહેવાય છે, પરન્તુ સમ્યગ્નિશ્ચયજ્ઞાનીને મિશ્રદ્રષ્ટિ કહેવાય નહિ અને શંશયજ્ઞાનપણું તે વ્યંજનાવગ્રહમાંજ હોય છે.

( ઇતિ પ્રથમ સમ્યક્ત્વોત્પાદપ્રરૂ૦ )

---

૧ ઇન્દ્રિયોને વર્ણાદિ સ્વવિષયના જ્ઞાનનું કારણ નૈશ્ચયિક વ્યંજનાવગ્રહાદિ છે, ને નૈશ્ચયિક અપાય તે આગળના વિશેષ જ્ઞાનની અપેક્ષાએ વ્યવ૦ અર્થાવગ્રહ છે. પણ વ્યવ૦ વ્યંજનાગ્રહ તો વિશેષા૦ વગેરેમાં ક્યાંય દેખાતો નથી છતા નૈ૦અપાય તેજ વ્યાવ૦ અર્થાવ૦ છે તો નૈ૦ અપાય પહેલાં જે નૈ૦ઇહાદિ તેને વ્યવ૦ વ્યંજનાવ૦ ગણવાનો અવકાશ સંભવે છે. પછી જે બહુ શ્રુત કહે તે સત્ય. વળી આ વાત મિશ્ર સમ્યક્ત્વની પ્રતિપત્તિકાળે સંભવે છે.

॥ अथ चारित्रमोहनीयोपशमना ॥

હવે ચારિત્રમોહની ઉપશમનાનો વિધિ કહેવાય છે. ત્યાં કયો જીવ ચારિત્રમોહનીયને ઉપશમાવવાનો પ્રારંભ કરે છે? તે કહેવાય છે.

**वेयग सम्मदिट्ठी, चरित्तमोहुवसमाए चिट्ठंतो**
**अजओ देसजई वा, विरतो व विसोहि अद्धाए ॥२७॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—વેદકસમ્યગ્દ્રષ્ટિ એટલે ક્ષયોપશમસમ્યક્ત્વી જીવ ચારિત્ર મોહનીયને ઉપશમાવવાનો પ્રારંભ કરે છે પરંતુ પૂર્વે વર્ણવેલો એવો ઉપશમસમ્યગ્દ્રષ્ટિ નહિ. તે વળી અયત એટલે અવિરતિ, દેશયતિ એટલે દેશવિરતિ અને વિરતો એટલે સર્વવિરતિજીવ, એ ત્રણમાં પ્રત્યેકને બે બે અધ્ધા (પરિણામયુક્ત કાળ વિભાગ) હોય છે. તેમાં પ્રથમ संक्लेशाद्धा ને બીજી विशुध्ध्यद्धा. ત્યાં વિશુધ્ધ્યદ્ધામાં વર્તતો જીવ ચારિત્રમોહનીયને ઉપશમાવવાનો પ્રારંભ કરે છે, પરંતુ સંક્લેશાદ્ધામાં વર્તતો જીવ નહિ.

। હવે એ અવિરતાદિ ત્રણે પ્રકારના જીવોનું લક્ષણ કહે છે ।

**अन्नाणाणब्भुवगम, जयणाहजओ अ वज्जविरईए**
**एगवयाइ चरिमो, अणुमइमित्तो त्ति देसजई ॥२८॥**

**अणुमइविरओ य जई, दोन्हवि करणाणि दोन्हि न उ तइयं**
**पच्छा गुणसेढी सिं, तावइया आलिगा उप्पिं ॥२९॥**

ગાથાર્થ:—અજ્ઞાન-અનભ્યુપગમ-અને અયતન એ ત્રણ

વડે અવિરતપણું હોય છે, તથા એકવ્રત ગ્રહણાદિથી યાવત્ અંતે અનુમતિમાત્ર સુધીના અવદ્ય=પાપની વિરતિવાળો જીવ દેશવિરતિ કહેવાય છે ॥ ૨૮ ॥

પુનઃ જે અનુમતિ માત્રથી પણ વિરક્ત થયો તે સર્વવિરતિવંત યતિ કહેવાય છે. તથા દેશવિરતિ અને સર્વવિરતિ એ બન્ને ભાવની પ્રાપ્તિમાં પ્રથમનાં બે કરણોજ પ્રાપ્ત થાય છે, પરંતુ ત્રીજું કરણ પ્રાપ્ત થાય નહિ. અને દેશવિરત્યાદિ ભાવને પામ્યા બાદ એ બન્ને સંબંધી જે ગુણશ્રેણિ રચના તે પણ તેટલાજ ( અન્તર્મુ૦ ) પ્રમાણવાળી પરન્તુ ઉદયાવલિકાથી ઉપર થાય છે. ॥ ૨૯ ॥

*ટીકાર્થ*—વ્રતને જે ન જાણે ન અંગીકાર કરે ને ન પાળવાને યત્ન કરે તે (અનુક્રમે) અજ્ઞાન-અનુભ્યુપગમ-અને અયતના એ ત્રણ વડે અવિરત કહેવાય છે. અહિં ત્રણ પદ સંબંધિ ૮ ભાંગા થાય છે તે આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| ૧ | ન જાણે-ન આદરે-ન પાળે | સર્વલોકવત્ |
| ૨ | ન જાણે-ન આદરે- પાળે | બાળ તપસ્વીવત્ |
| ૩ | ન જાણે- આદરે-ન પાળે | પાર્શ્વસ્થવત્ |
| ૪ | ન જાણે- આદરે- પાળે | અગીતાર્થમુનિવત્ |
| ૫ | જાણે-ન આદરે-ન પાળે | શ્રેણિકકૃષ્ણાદિવત્ |
| ૬ | જાણે-ન આદરે- પાળે | અનુત્તરદેવવત |
| ૭ | જાણે- આદરે-ન પાળે | સંવિગ્નપાક્ષિકમુનિવત્ |
| ૮ | જાણે- આદરે- પાળે | મહાવ્રતધારી ગીતાર્થવત્ |

એ ૮ ભાંગામાં પ્રથમના ૭ ભાંગામાં વર્તતો જીવ નિશ્ચયથી અવિરતિજીવ જાણવો. કારણ કે ઘુણાક્ષરવત પાલન કરાતાં વ્રતો તે ફલદાયી થતાં નથી પરંતુ સમ્યગ્ જ્ઞાનપૂર્વક સમ્યગ્ રીતે ગ્રહણ કરીને પાળેલાં વ્રતોજ મોક્ષફલને અર્થે થાય છે.

ત્યાં પ્રથમના ૪ ભાંગામાં સમ્યગ્ જ્ઞાનનો અભાવ છે અને આગળના ૩ ભાંગામાં સમ્યગ્ ગ્રહણ પાલનાનો અભાવ છે. માટે એ પ્રથમના સાતે ભાંગામાં વર્તતો જીવ નિશ્ચયતઃ અવિરતિ કહેવાય છે, અને અન્ત્ય ભાંગામાં એટલે આઠમા ભાંગામાં વર્તતો જીવ દેશવિરતિ થાય છે, કારણ કે દેશથી પણ અવદ્ય એટલે પાપની વિરતિનો સદ્ભાવ છે. પુનઃ તે એક વ્રતાદિવાળો એટલે એક વ્રતને ગ્રહણ કરનારો અથવા બે વ્રતને ગ્રહણ કરનારો એ પ્રમાણે યાવત અન્ત્ય દેશવિરતિ તે અનુમતિ માત્રનેજ સેવનારો હોય છે, અને શેષ સર્વપાપનું તેણે પ્રત્યાખ્યાન કરેલું છે (ત્યાગ કરેલો છે). પુનઃ અનુમતિ પણ प्रतिसेवना-प्रतिश्रवणा-ने संवासानुमति એ પ્રમાણે ૩ પ્રકારે છે. ત્યાં પોતે કરેલા અથવા પરના કરેલા પાપની શ્લાઘા કરે છે અથવા સાવદ્યારંભથી ઉત્પન્ન થયેલા અશનાદિકનો ઉપભોગ કરે છે તે प्रतिसेवनानुमति કહેવાય છે. પુનઃ જ્યારે પુત્રાદિકે કરેલા પાપમાં સંમ્મત્તપણું રાખે છે ને નિષેધ કરતો નથી તે प्रतिश्रवणानुमति કહેવાય છે. પુનઃ જ્યારે સાવદ્યારંભકાર્યોમાં પ્રવૃત્ત એવા પુત્રાદિકોમાં મમત્વમાત્ર યુક્ત છે પરન્તુ તેઓનાં કરેલાં કાર્યોને સાંભળે નહિ અને શ્લાઘા પણ કરે નહિ ત્યારે તે संवासानुमति કહેવાય છે, ત્યાં જે સંવાસાનુમતિ માત્રનેજ સેવનારો છે તે સર્વોત્કૃષ્ટ દેશવિરતિ કહેવાય છે, અને તે અન્ય સર્વ શ્રાવકોમાં ગુણાધિક જાણવો. અને જે પુનઃ સંવાસાનુમતિથી પણ વિરક્ત થયો હોય તે यति કહેવાય છે.

। હવે देशविरतिनो अने सर्वविरतिनो लाभ કેવી રીતે થાય છે તે કહેવાય છે ।

दोन्ह वि करणाणि दोन्हि न उ तइयं=દેશવિરતિની અને

સર્વવિરતિની એ બન્નેની પ્રાપ્તિમાં યથાપ્રવૃત્ત અને અપૂર્વ નામનાં બે કરણોજ હોય છે, પરંતુ ત્રીજું અનિવૃત્તિકરણ પ્રાપ્ત થતું નથી તે કરણ કેવી રીતે પ્રાપ્ત થાય છે? તે કહેવાય છે. અહિં કરણકાળથી પૂર્વે પણ અંતર્મુહુર્ત પર્યન્ત પ્રતિસમય અનંતગુણ વૃદ્ધિરૂપ વિશુદ્ધિએ વૃદ્ધિ પામતો જીવ અશુભ કર્મોની અનુભાગસત્તાને દ્વિસ્થાનક કરે છે ઇત્યાદિ. તે પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જે રીતે પ્રથમ યથાપ્રવૃત્ત કરણમાં કહ્યું છે તે રીતે સર્વ કહેવું. તદનંતર અપૂર્વકરણ કરે તે પણ તેવીજ રીતે કહેવું, પરંતુ અહિં ગુણશ્રેણિ ન કહેવી, અને અપૂર્વકરણાદ્ધા સમાપ્ત થયે છતે અનન્તર સમયે નિશ્ચયથી દેશવિરતિને વા સર્વવિરતિને પ્રાપ્ત કરે છે, તેથી ત્રીજું અનિવૃત્તિકરણ પ્રાપ્ત થતું નથી. અહિં જો અવિરત હોતે છતેજ યથોક્ત બે કરણને કરે તો દેશવિરતિ વા સર્વવિરતિપણું પ્રાપ્ત કરે છે, અને દેશવિરતિ હોતે છતેજ યથોક્ત બે કરણ કરે છે તો સર્વવિરતિનેજ પ્રાપ્ત કરે છે. તથા पच्छागुणसेढीसिं=બે કરણ વ્યતિક્રાન્ત થયે છતે પશ્ચાત્ દેશવિરતિને વા સર્વવિરતિભાવને પામ્યો છતો જીવ ઉદયાવલિકાથી ઉપર ગુણશ્રેણિ રચના કરે છે, ને તે પણ તેટલાજ અંતર્મુ૦ના પ્રમાણવાળી અને પ્રતિસમય દલિક રચનાની અપેક્ષાએ અસંખ્યગુણ વૃદ્ધિ પામતી એવી ગુણશ્રેણિને રચે છે. તથા દેશવિરત અને સર્વવિરતજીવ સ્વપ્રતિપત્ત્યનંતર ( દેશવ્રતપણું ને સર્વવ્રતપણું પામ્યા બાદ ) અંતર્મુ૦ સુધી અવશ્ય વધતા પરિણામે રહે છે, અને અન્તર્મુ૦ બાદ અનિયમિત પરિણામે એટલે કોઈ વધતા પરિણામે, કોઇ સ્વભાવસ્થ, ને કોઇ હીન પરિણામે વર્તે છે. ત્યાં સ્વભાવસ્થ અને હીન પરિણામે વર્તતા દેશવિરત અને સર્વવિરત જીવને સ્થિતિઘાત ને રસઘાત થતા નથી.

**परिणामपच्चया उ, णाभोगगया गया अकरणा उ**
**गुणसेढी सिं निच्चं, परिणामा हाणिवुड्ढिजुया ॥३०॥**

ગાથાર્થ:—પરિણામહાનિના હેતુથી અનાભોગપણે જેઓ દેશવિરત્યાદિભાવથી ઉતરી ગયા છે (ભ્રષ્ટ થયા છે) તે જીવો કરણ કર્યાવિના જ પુનઃ તે ભાવને પામે છે. તથા દેશવિરતિ અને સર્વવિરતિ એ બંને સંબંધિ ગુણશ્રેણિ નિત્ય પરિણામની હાનિ વૃદ્ધિ યુક્ત હોય છે.

ટીકાર્થ:—પરિણામ પ્રત્યયથી એટલે પરિણામ હાનિરૂપ કારણથી અનાભોગપણે તત્ ભાવથી ગયેલા (નિવર્તેલા) અર્થાત્ ઉપયોગ રહીતપણે જેઓ દેશવિરતિ પરિણામથી વા સર્વવિરતિ પરિણામથી પરિભ્રષ્ઠ થયા તેઓ કરણ કર્યા વિનાજ પુનઃ પણ તે પૂર્વપ્રતિપન્ન દેશવિરતિને વા સર્વવિરતિભાવને પામે છે. અહિં તાત્પર્ય એ છે કે—ઉપયોગ રહિત (અનાભોગપણે) કોઇક વખત પરિણામની હાની થવાથી જે દેશવિરત જીવો અવિરતિ ભાવને પ્રાપ્ત થયા હોય અથવા સર્વવિરતિવંત જીવો દેશવિરતિભાવને પ્રાપ્ત થયા હોય તેઓ પરિણામના વશ થકી પુનઃ પણ તે પૂર્વપ્રતિપન્ન દેશવિરતિને વા સર્વવિરતિને પામે તો કરણકર્યા વિનાજ તે ભાવને પામે છે, અને જે જીવો પુનઃ ઉપયોગપૂર્વકજ દેશવિરતિથી વા સર્વ વિરતિથી પરિભ્રષ્ટ થયા હોય ને ઉપયોગ પૂર્વકજ મિથ્યાત્વભાવને પામ્યા હોય તેઓ પુનઃ પણ જઘન્યથી અન્તર્મું૦કાળે અને ઉત્કૃષ્ટથી ઘણાકાળે દેશવિરતિને વા સર્વવિરતિને પ્રાપ્ત કરે તો પૂર્વોક્ત પ્રકારે કરણ પૂર્વકજ પ્રાપ્ત કરે છે.

તથા જ્યાં સુધી દેશવિરતિની વા સર્વવિરતીની પ્રતિપાલના કરે છે ત્યાં સુધી પ્રતિ સમયે ગુણશ્રેણિને પણ રચે છે, પરન્તુ વધતા પરિણામવાળો જીવ પરિણામ વૃદ્ધિને અનુસારે કદાચિત અસંખ્ય ભાગાધિક કદાચિત્ સંખ્યભાગાધિક કદાચિત્ સંખ્યગુણાધિક ને કદાચિત અસંખ્યગુણાધિક શ્રેણિને પણ રચે છે. અને ઘટતા પરિણામવાળો જીવ પરિણામ હાનીને અનુસારે પૂર્વોકત ચાર પ્રકારે ઘટતી ગુણશ્રેણિને રચે છે. અને અવસ્થિત પરિણામવાળો જીવ

તેટલા પ્રમાણવાળીજ ગુણશ્રેણિને રચે છે. આ હાની વૃદ્ધિ તે દલિક-ની અપેક્ષાએ જાણવી, અને કાળથી તો પુનઃ સર્વદા તેટલા પ્રમાણનીજ જાણવી ( અંતર્મું૦ પ્રમાણની જાણવી ), અને નીચેના સમયોને અનુભવતાં જેમ જેમ સમયો ક્ષય થતા જાય છે તેમ તેમ ઉપરના સમયોમાં દલિકનિક્ષેપ અધિકાધિક થતો જાય છે.

॥ अथ अनंतानुबंधिविसंयोजना ॥

એ પ્રમાણે દેશવિરતિનો અને સર્વવિરતિનો લાભ કહીને અનંતાનુબંધિની વિસંયોજના કહેવાય છે. કદાચ શંકા થાય કે ચારિત્રમોહોપશમનાના અધિકારમાં અનંતા૦ ની વિસંયોજના શા કારણથી કહેવાય છે ? તો કહીએ છીએ કે જે જીવ ચારિત્ર મોહનીયને ઉપશમાવવાનો પ્રારંભ કરે છે તે જીવ અનંતાનુબંધિની વિસંયોજના અવશ્ય કરે છે, તે કારણથી અહિં અનંતા૦ ની વિસંયોજના અવશ્ય કહેવાય છે. તે અનંતાનુબંધિને અશ્રેણિગત એવા ચાતુર્ગતિક ક્ષયોપશમ સમ્યગદૃષ્ટિ જીવો પણ વિસંયોજે છે તે સંબંધ ગાથાથી કહે છે.

चउगइया पज्जत्ता, तिन्नि वि संयोयणा विजोयंति
करणेहिं तिहिं सहिया, नंत करणं उवसमो वा
॥ ३१ ॥

ગાથાર્થઃ—ચારે ગતિના પર્યાપ્તા તે પણ યથાયોગ્ય અવિરત દેશવિરત–ને સર્વવિરત એ ત્રણે પ્રકારના જીવો સંયોજના(અનંતા૦) કષાયને વિસંયોજે છે. તે વિસંયોજના ૩ કરણ સહિત હોય છે પરંતુ અહિં ( અનંતા૦નું ) અંતરકરણ તથા ઉપશમ ન થાય.

ટીકાર્થઃ—ચાર ગતિવાળા એટલે નારક, તિર્યંચ, મનુષ્ય, અને દેવો સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત થયેલા, અને અવિરત. દેશ-

વિરત, ને સર્વ વિરત એ ત્રણે જીવો, તેમાં અવિરત સમ્યગદૃષ્ટિ ચારેગતિવાળા, અને દેશવિરત તે તિર્યંચો વા મનુષ્યો, અને સર્વવિરત તે મનુષ્યોજ, સંયોજના એટલે અનંતાનુબંધિ કષાયને વિસંયોજે છે. કેવા જીવો તે વિસંયોજના કરે છે? તે કહીએ છીએ કે ત્રણકરણ સહિત જીવો અનંતા૦ની વિસંયોજના કરે છે. અહિં કરણોની વકતવ્યતા પૂર્વોકત પ્રકારે કહેવી, પરન્તુ અત્રે અન્તરકરણ અથવા ઉપશમ ન કહેવો. કારણ કે અનંતાનુબંધિની ઉપશમના થતી નથી. એ ગાથાનો અક્ષરાર્થ કહ્યો. હવે વિશેષ ભાવના આ પ્રમાણે છે—અનંતાનુબંધિને વિસંયોજવાને અર્થે પ્રથમ યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણને પ્રારંભે છે, ત્યાં કરણની વક્તવ્યતા સર્વે પૂર્વોક્ત પ્રકારે જાણવી, પરંતુ વિશેષ એ કે અહિં અપૂર્વકરણમાં પ્રથમ સમયથીજ આરંભીને અનંતાનુબંધિનો ગુણસંક્રમ પણ કહેવો તે આ પ્રમાણે—અપૂર્ણકરણના પ્રથમ સમયે અનંતાનુબંધિના દલિકને શેષકષાયરૂપ પરપ્રકૃતિમાં અલ્પ સંક્રમાવે છે, તેથી દ્વિતીય સમયે અસંખ્યગુણ સંક્રમાવે છે, તેથી પણ ત્રીજે સમયે અસંખ્યગુણ દલિકને સંક્રમાવે છે, એ પ્રમાણે કહેવું તે ગુણસંક્રમ કહેવાય છે. તથા અનિવૃત્તિકરણમાં પ્રવેશેલો જીવ પૂર્વોકત સ્વરૂપ વાળા ઉદ્વલના સંક્રમવડે અનંતાનુબંધિનો સર્વથા વિનાશ કરે છે. પરંતુ નીચે એક આવલિકા માત્ર સ્થિતિને બાકી રાખે છે, અને તેને પણ સ્તિબુક સંક્રમવડે વેદ્યમાન પ્રકૃતિયોમાં સંક્રમાવે છે. તદનંતર અંતર્મુહુર્તથી આગળ અનિવૃત્તિકરણને અન્તે શેષકર્મોના સ્થિતિઘાત, રસઘાત, ને ગુણશ્રેણિ થતી નથી, પરંતુ જીવ સ્વભાવસ્થજ રહે છે.

એ પ્રમાણે અનંતાનુબંધિની વિસંયોજના કહીને હવે જે આચાર્યો અનંતાનુબંધિની પણ ઉપશમના માને છે તેઓને મતે ઉપશમનાનો વિધિ ષડશિતિક ગ્રંથની વૃત્તિથી જાણવો. હવે દર્શનમોહનીયની ક્ષપણાનો વિધિ કહે છે.

**दंसणमोहे वि तहा, कयकरणद्धाए पच्छिमे होइ।**
**जिणकालगो मणुस्सो, पट्ठवगो अट्ठ वासुप्पिं ॥३२॥**

ગાથાર્થ—ટીકાર્થ પ્રારંભાનુસારે.

ટીકાર્થ—અહિં દર્શનમોહનીયની ક્ષપણાનો પ્રસ્થાપક એટલે પ્રારંભક જીનકાલિક એટલે જે કાળમાં કેવલી ભગવાન વર્તતા હોય તે કાળમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય જાણવો. અહિં જીનકાલિક મનુષ્ય ઋષભદેવના વિહારકાળથી પ્રારંભીને જંબુસ્વામિની કેવલોત્પત્તિ સુધીનો[1] મનુષ્ય જાણવો. તથા તે આઠ વર્ષથી અધિક વયવાળો અને વજ્રર્ષભ નારાચ સંઘયણવાળો હોય છે. પૂર્વે જે રીતે અનંતાનુબંધિની વિસંયોજનાનો વિધિ કહ્યો છે તે રીતે દર્શનમોહનીય ક્ષપણાનો વિધિ પણ જાણવો. એ વાત જો કે સામાન્યથી કહી છે તોપણ હવે કિંચિદ્ વિશેષપણે કહેવાય છે ( ઇતિ ગાથાર્થોઽપિ )

અહિં દર્શન મોહનીયની ક્ષપણાને અર્થે તત્પર થએલો જીવ યથાપ્રવૃત્ત, અપૂર્વ અને અનિવૃત્તિ એ ૩ કરણોને પ્રારંભે છે, એ ત્રણે કરણોનું સ્વરૂપ પૂર્વવત્ કહેવું, પરંતુ વિશેષ એ છે કે અપૂર્વ કરણના પ્રથમ સમયેજ નહિ ઉદયમાં આવેલા મિથ્યાત્વનું અને મિશ્રનું દલિક ગુણ સંક્રમવડે સમ્યક્ત્વમાં પ્રક્ષેપે છે. એ પ્રમાણે તે બેનો ઉદ્વલના સંક્રમપણ કરે છે તે આ પ્રમાણેઃ—પ્રથમ ઘણા મોટા સ્થિતિખંડને ઉવેલે છે, બીજે સમયે તેથી વિશેષહીન સ્થિતિખંડને ઉવેલે છે, ત્રીજે સમયે તેથી પણ વિશેષહીન સ્થિતિખંડને ઉવેલે છે, એ પ્રમાણે યાવત્ અપૂર્વકરણના અન્ત્ય સમયસુધી કહેવું.

---

૧ વર્તમાન કાળમાં જેઓ ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિ માને છે તેઓનું કહેવું આ પાઠને અનુસારે વ્યર્થ થાય છે માટે ખ્યાલમાં રહેવું જોઇએ કે વર્તમાન કાળમાં ક્ષાયિ૰ સમ્ય૰ પ્રતિપદ્યમાન ભાવે ન હોય પણ પૂર્વપ્રતિપન્ન ભાવે હોય તો વિરોધ સંભવે નહિ,

એ પ્રમાણે ઉદ્વલના થતાં અપૂર્વકરણના પ્રથમ સમયે જે સ્થિતિ સત્તા હતી તે અપૂર્વના અન્ત્યસમયે સંખ્યાતગુણ હીન સ્થિતિ સત્તા થઇ.

તદનંતર જીવ અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. અહિં પણ સ્થિતિઘાતાદિ સર્વવસ્તુ પૂર્વવત્ કરે છે, અને અનિવૃત્તિના પ્રથમ સમયે દર્શનમોહનીયત્રિકની દેશોપશમના, નિધત્તિકરણ, ને નિકાચના કરણનો વિચ્છેદ થાય છે. અને અનિવૃત્તિના પ્રથમ સમયથી આરંભીને સ્થિતિઘાતાદિકથી ઘાત પામતી જે દર્શનત્રિકની સ્થિતિસત્તા તે હજારો સ્થિતિખંડ વ્યતીક્રાન્ત થયે છતે અસંજ્ઞિ પંચેન્દ્રિયની સ્થિતિસત્તા સમાન થાય છે. તદનંતર ઘણા હજારો સ્થિતિખંડ ગયે છતે ( નો ઘાત થયે છતે ) ચતુરિન્દ્રિય જેટલી સ્થિતિસત્તા રહે છે. તેથી પણ આગળ તેટલા સ્થિતિખંડોનો ઘાત થયે છતે ત્રીન્દ્રિયના જેટલી સ્થિતિસત્તા રહે છે. ત્યાંથી પણ આગળ તેટલા સ્થિતિખંડનો ઘાત થતાં દ્વીન્દ્રિયના જેટલી, તેથી પણ આગળ તેટલા સ્થિ૦ ખં૦ નો ઘાત થતાં એકેન્દ્રિયના જેટલી સ્થિતિસત્તા રહે છે, ને તેથી પણ આગળ તેટલા સ્થિતિખંડોનો ઘાત થતાં માત્ર પલ્યોપમ પ્રમાણ સ્થિતિસત્તા રહે છે. આ કથન શ્રી ચૂર્ણિકારના મતને અનુસરીને કહ્યું છે, ને શ્રી પંચસંગ્રહકારના મતે તો પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસત્તા થાય એમ કહ્યુ છે યતઃ—

" ठितिखंडसहस्साइ–एक्केक्के अन्तरम्मि गच्छन्ति
पलिओवमसंखंसे–दंसणसंते तओ जाए ॥ १ ॥
( संखेज्जम ) सखेज्जाभागाखंडेइ ઇત્યાદિ.

**ભાવાર્થઃ**—એકેક અન્તરમાં એટલે અસંજ્ઞિ પંચેન્દ્રિયની અને ચતુરિંદ્રિયની સ્થિતિસત્તાની ભાવનાના અપાન્તરાલમાં, તેના એક સંખ્યાતમા ભાગને વર્જીને શેષ સર્વ દર્શનત્રિકની સ્થિતિ

સત્તાનો વિનાશ કરે, તદનંતર તેનો પણ એટલે પૂર્વે જે એક સંખ્યાતમો ભાગ મુકયો છે તેમાંથી પણ એક સંખ્યાતમા ભાગને વર્જીને શેષ સંખ્યાત ભાગોનો વિનાશ કરે છે. એ પ્રમાણે હજારો સ્થિતિઘાત જાય તદનંતર મિથ્યાત્વના અસંખ્યાતભાગને વિનાશે, અને સમ્યકત્વના તથા મિશ્રના સંખ્યાતભાગોને વિનાશે, તેથી એ પ્રમાણે પણ હજારો સ્થિતિ ખંડ વ્યતીત થતાં મિથ્યાત્વનું દલિક એક આવલિકા પ્રમાણ રહે છે, અને સમ્યકત્વનું તથા મિશ્રનું દલિક પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલું રહે છે. આ સ્થિતિ ખંડોનો ઘાત કરતાં મિથ્યાત્વ દલિકને સમ્યકત્વમાં અને મિશ્રમાં પ્રક્ષેપે છે અને મિશ્રનાં દલિકને સમ્યકત્વમાં પ્રક્ષેપે છે, તથા સમ્યકત્વનાં દલિકના સ્વસ્થાને અધઃસ્થિતિમાં પ્રક્ષેપે છે. અને પુનઃ આવલિકા પ્રમાણ રહેલા મિથ્યાત્વ દલિકને સ્તિબુક સંક્રમવડે સમ્યકત્વમાં પ્રક્ષેપે છે. તદનંતર પુનઃપણ સમ્યકત્વના અને મિશ્રના અસંખ્યાત ભાગોનો વિનાશ કરે છે, અને એક ભાગ બાકી રાખે છે. તદનંતર તે એક ભાગમાંથી પણ અસંખ્યાત ભાગોનો વિનાશ કરીને એક ભાગને રાખે છે એ રીતે કંઇક સ્થિતિઘાત ગયે છતે મિશ્રનું દલિક આવલિકા પ્રમાણ રહે છે. અને તે વખતે સમ્યકત્વની સ્થિતિ સત્તા ૮ વર્ષ પ્રમાણ રહે છે. એજ કાળમાં સર્વ વિઘ્નોનો નાશ થવાથી નિશ્ચય નયના મતે दर्शनमोहनीयनो क्षपक કહેવાય છે.

અહિંથી આગળ અન્તર્મું० પ્રમાણ સમ્યકત્વના સ્થિતિ ખંડને ઉકરે છે, ને તે ઉકરેલા દલિકને ઉદય સમયથી પ્રક્ષેપે છે તે આ પ્રમાણેઃ–ઉદય સમયમાં સર્વથી અલ્પ, દ્વિતીય સમયે તેથી અસંખ્યગુણ દલિકને પ્રક્ષેપે છે, એ પ્રમાણે ગુણશ્રેણિના શિર્ષ સુધી કહેવું. અને તેથી આગળ વિશેષ વિશેષ હીન દલિકનો પ્રક્ષેપ ચાવત્ અન્ત્ય સ્થિતિ સુધી કહેવો, એ પ્રમાણે અન્તર્મું० પ્રમાણવાળા અનેક સ્થિતિખંડોને ઉકેરે છે ને પ્રક્ષેપે છે તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી સમ્યકત્વનો ઉપાન્ત્ય સ્થિતિખંડ શેષ રહે. ઉપાન્ત્ય

સ્થિતિખંડથી, અન્યસ્થિતિખંડ સંખ્યાતગુણો છે, તેમાં પણ ગુણશ્રેણિનો સંખ્યાતમો ભાગ છે, ને તે ઉપર બીજી સ્થિતિયો સંખ્યાતગુણી છે, અને તેનું દલિક ઉકેરી ઉકેરીને ઉદય સમયથી આરંભીને અસંખ્યાતગુણું પ્રક્ષેપે છે તે આ પ્રમાણે—ઉદય સમયમાં અલ્પ તેથી બીજે સમયે અસંખ્યગુણ, તેથી ત્રીજે સમયે અસંખ્યગુણ એ પ્રમાણે યાવત્ ગુણશ્રેણિના શિર્ષ સુધી કહેવું. અહિંથી આગળ અન્ત્ય સ્થિતિખંડની ઉત્કિરણા થવા માંડી છે તેથી ( પૂર્વોક્ત દલિકને ) ત્યાં પ્રક્ષેપે નહિ, અને અન્ત્યખંડની ઉત્કિરણા થયે છતે આ દર્શન મોહનીયનો ક્ષપક જીવ कृतकरण એ નામે કહેવાય છે. તેજ વાત મૂળગાથાથી કહે છે કે—कयकरणद्धाए पच्छिमे होइ= પશ્ચિમ એટલે અન્ત્ય સ્થિતિખંડને ઉકેર્યે છતે કૃતકરણાદ્ધામાં વર્તે છે અર્થાત્ કૃતકરણ થાય છે.

આ કૃતકરણાદ્ધામાં વર્તતો કોઇક જીવ મરણ પણ પામીને ચાર ગતિમાંની કોઇ પણ ગતિમાં ઉત્પન્ન થાય છે, પુનઃ લેશ્યામાં પણ પ્રથમ શુકલ લેશ્યાવંત હતો અને હવે કોઇ પણ લેશ્યાને પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે દર્શનક્ષપણાનો પ્રસ્થાપક મનુષ્ય અને નિષ્ઠાપક ( સમાપ્તકારક ) ચાર ગતિમાંનો જીવ હોય છે. કહ્યું છે કે "पट्ठवगो य मणुस्सो–निट्ठवगो चउसु वि गइसु । ( ગતાર્થઃ ). હવે સાત પ્રકૃતિયોને ક્ષય કરીને ( ૩ દર્શ૦ ૪ અનં૦ ને ખપાવીને) અન્ય ગતિને પ્રાપ્ત કરતો જીવ કેટલા ભવે મોક્ષે જાય ? તે કહીએ છીએ કે ત્રીજે વા ચોથે ભવે મોક્ષે જાય છે તે આ પ્રમાણેઃ– જો દેવગતિમાં અથવા નરક ગતિમાં જાય તો દેવભવનો વા નરકભવનો એક આંતરો પડવાથી ત્રીજે ભવે મોક્ષે જાય છે. અને જો તિર્યંચમાં વા મનુષ્ય ભવમાં ઉત્પન્ન થાય, તો અસંખ્યવર્ષાયુવાળા યુગલિકમાંજ ઉત્પન્ન થાય પરન્તુ સંખ્યાતવર્ષાયુષ્યવાળા તિર્યંચમાં વા મનુષ્યમાં ન ઉપજે, તેથી તે ભવ કર્યા બાદ તુર્ત દેવભવમાં જાય, અને ત્યાંથી ચવીને પુનઃ મનુષ્ય ભવમાં આવીને મોક્ષે જાય છે, માટે ચોથે ભવે મોક્ષગમન કહ્યું છેઃ–

तइय चउत्थे तम्मि व–भवंमि सिज्झंति दंसणे खीणे
जं देवनिरइअसंखाउ–चरम देहेसु ते होंति ॥१॥ (ગતાર્થ)

તથા પૂર્વે જેણે આયુષ્ય બાંધ્યું છે ને તદનંતર ક્ષાયિક સમ્યક્ત્વને પામ્યો છે તેવો જીવ જો તે વખતે કાળ ન કરે તો કોઇક વૈમાનિક દેવ સંબંધિ બદ્ધાયુષ્ક એવો ક્ષીણ સપ્તક જીવ ચારિત્ર મોહનીયને ઉપશમાવવાનો પણ પ્રારંભ કરે છે. અને જો અબદ્ધાયુ હોય તો દર્શન સપ્તકને ક્ષય કર્યા બાદ ક્ષપકશ્રેણિનેજ પ્રાપ્ત કરે છે.

હવે પ્રકારાન્તરે ઉપશમ શ્રેણિને અંગીકાર કરનાર જીવ કેવો હોય? અર્થાત્ પૂર્વે કહેલા પ્રકારથી ભિન્ન પ્રકારવાળો જીવ પણ ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરવાને યોગ્ય હોય છે તે દર્શાવે છે.

अहवा दंसणमोहं, पुव्वं उवसामइत्तु सामन्ने
पढमट्ठिइमावलियं, करेइ दोण्हं अणुदियाणं ॥३३॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અથવા ( પ્રકારાન્તરે ) અહિં જો ક્ષયોપશમસમ્યગ્દૃષ્ટિ છતોજ ઉપશમશ્રેણિને આરંભે તો ત્રણ દર્શનમોહનીયને નિશ્ચય પ્રથમજ ઉપશમાવે છે, ને તેપણ સંયતપણામાં રહ્યો છતોજ ઉપશમાવે છે તેજ વાત મૂળ ગાથાથી કહે છે-સંયમમાં રહ્યો છતો જીવ ત્રણ દર્શનમોહનીયને ઉપશમાવીને ( ઉપશમનાનો સર્વ વિધિ-પૂર્વે કહેલા ૩ કરણ પૂર્વકજ જાણવો. પરંતુ અંતરકરણ કરતો છતો) મિથ્યાત્વની અને મિશ્રની સ્થિતિને એક આવલિકા પ્રમાણ કરે છે, અને સમ્યક્ત્વને અન્તર્મું૦ પ્રમાણનું કરે છે, અને અંતરકરણ સંબંધિ ઉકેરાતા ત્રણેના દલિકને સમ્યક્ત્વની પ્રથમ સ્થિતિમાં પ્રક્ષેપે છે, શેષ વક્તવ્યતા પૂર્વ પ્રકારેજ કહેવી.

હવે ૩ દર્શનને ઉપશમાવીને શું કરે? તે કહે છે,

**अद्धापरिवित्तीओ, पमत्तइयरे सहस्ससो किच्चा**
**करणाणि तिन्नि कुणए, तइयविसेसे इमे सुणसु ॥३४॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અદ્ધાપરાવૃત્તિ એટલે સંકલેશ અને વિશુદ્ધિના વશથી પ્રમત્તભાવમાં અને તત્પ્રતિપક્ષી અપ્રમત્ત ભાવમાં જે કાળ-પરાવૃત્તિ તેને હજારો વાર કરીને ચારિત્રમોહને ઉપશમાવવાને અર્થે યથાપ્રવૃતાદિ ૩ કરણ કરે છે. તે કારણોની વકતવ્યતા પૂર્વવત કહેવી, પરંતુ ત્રીજા અનિવૃત્તિ કરણમાં જે કંઇ વિશેષ છે તે આગળ કહેવાય છે તે સાંભળો.

હવે તે અનિવૃત્તિ કરણમાં જે વિશેષ છે તે કહે છે.

**अंतोकोडाकोडी, संतं अनियट्टिणो य उदहीणं**
**बंधो अंतोकोडो, पुव्वकमा हाणि अप्पबहू ॥३५॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—અનિવૃત્તિકરણના પ્રથમ સમયે આયુવિના ૭ કર્મની સ્થિતિસત્તા અન્તઃ કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોય છે અને બન્ધ પણ અન્તઃ કોડાકોડી સાગર પ્રમાણ હોય છે, અને તેપણ પૂર્વક્રમ પ્રમાણે હીન હીન થતો જાય છે તે આ પ્રમાણે–પૂર્વ સ્થિતિ-બંધ પૂર્ણ થયે છતે અન્ય સ્થિતિબંધ પલ્યોપમનો સંખ્યાતમો ભાગ હીન કરે છે ઇત્યાદિ અલ્પબહુત્વ પણ પૂર્વના અનુક્રમેજ જાણવું તે આ પ્રમાણે-નામ અને ગોત્રનો સ્થિ૦ બંધ સર્વથી અલ્પ અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તેથી જ્ઞા૦દ૦વે૦ અન્ત૦ એ ૪ કર્મનો સ્થિ૦ બંધ વિશેષાધિક છે ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, તેથી પણ ચારિત્રમોહનીયનો સ્થિ૦ બંધ વિશેષાધિક છે ને જ્યાં સુધી આ

અનિવૃત્તિ સ્થાન છે ત્યાં સુધી સર્વ કાળ એજ અલ્પબહુત્વ છે.

**ठिइकंडग मुक्कसं, पि तस्स पल्लस्स संखतमभागो**
**ठिइबंधबहुसहस्से, सेक्केक्कं जं भणिस्सामो॥ ३६॥**

ગાથાર્થ:—ઉત્કૃષ્ટથી પણ પલ્યોપમના સંખ્યાતમાભાગ સ્થિતિકંડકનો સ્થિતિઘાત થાય છે. ઘણા હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે સાત કર્મમાં પ્રત્યેક કર્મનું જે જે થાય છે તે કહીશ.

ટીકાર્થ:—અનિવૃત્તિ કરણમાં પ્રવેશેલા ચારિત્રમોહોપશમક જીવને ઉત્કૃષ્ટથી પણ પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ કંડકનો ઘાત થાય છે, અને જઘન્યથી પણ તેટલોજ સ્થિતિ ખંડ હણાય છે, પરંતુ જઘન્યપદ ભાવી સ્થિતિ ખંડ તે ઉત્કૃષ્ટપદીય સ્થિતિ ખંડથી અતિલઘુ જાણવો. અહિં તાત્પર્ય એ છે કે:—અનિવૃત્તિકરણમાં પ્રવેશેલા જીવને ઉ૦ સ્થિતિઘાત પણ પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણનોજ થાય છે, પરંતુ અધિક નહિ, અને અનિવૃત્તિના પ્રથમ સમયે તેની ( ચારિત્ર મોહની ) દેશોપશમના, નિધત્તિ અને નિકાચના કરણો વિચ્છેદ પામે છે, અને હજારો સ્થિતિઘાત વ્યતીત થયે છતે બધ્યમાન પ્રકૃતિયોનો સ્થિતિબંધ ઘણા હજાર ( સહસ્ર પૃથક્ત્વ ) સાગરોપમ પ્રમાણ થાય છે, તેથી અનિવૃત્તિકરણ કાળના સંખ્યાત ભાગ વ્યતીત થયે છતે અસંજ્ઞિ પંચેન્દ્રિયના સ્થિતિબંધ જેટલો સ્થિતિબંધ થાય છે. તદનંતર ઘણા સ્થિતિખંડ વ્યતીત થયે છતે ચતુરિન્દ્રિય સમાન સ્થિ૦બંધ થાય છે. તદનંતર પુનઃ પણ ઘણા સ્થિતિખંડ વ્યતીત થયે છતે ત્રીન્દ્રિય તુલ્ય સ્થિતિબંધ થાય છે. તદનંતર એ પ્રમાણેજ દ્વીન્દ્રિય તુલ્ય સ્થિ૦બંધ થાય છે, તદનંતર પણ એ પ્રમાણે એકેન્દ્રિય તુલ્ય સ્થિ૦ બંધ થાય છે. અહિંથી આગળ હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે આયુ વિના ૭ કર્મોનું પ્રત્યેકનું જે કંઇ થાય છે તે કહીશ.

पल्लदिवड्ढ बिपल्लाणि, जाव पल्लस्स संखगुणहाणि
मोहस्स जाव पल्लं, संखेज्जइ भागहा ऽमोहा ॥३७॥

तो नवर मसंखगुणा, एक्कपहारेण तीसगाण महो
मोहे वीसग हेट्ठा–य तीसगाणुप्पि तइयं च ॥३८॥

तो तीसगाण मुप्पिं–च वीसगाइं असंखगुणणाए
तइयं च वीसगाहिय–विसेसमहियं कमेणेति ॥३९॥

ગાથાર્થ:— ( એકેન્દ્રિયતુલ્યબંધાનંતર નામગોત્રનો ) ૧ પલ્યોપમ ( જ્ઞાનાવરણાદિ ૪ નો ) ૧॥ પલ્યોપમ અને ( મોહનીયના ) ૨ પલ્યોપમ સ્થિતિબંધની ક્રમહાનિ યાવત્ ( મોહનીયનો ) પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય ત્યાં સુધી પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ હાની કહીને તદનંતર એટલે મોહનીયના પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધથી આગળ અન્ય સ્થિતિબંધ સંખ્યાત ગુણહીન કહેવો. તદનંતર મોહનો સ્થિ બંધ પલ્યોપમના સંખ્યાતમા ભાગ માત્ર થાય છે અને મોહ વિના શેષ કર્મ જે નામગોત્રનો સ્થિ૦બંધ આગળ કહેવાય છે. ॥ ૩૭ ॥

નામગોત્રનો અસંખ્યગુણહીનસ્થિ૦બંધ થાય છે, અને એકી વખતે ૩૦ કો૦ કો૦ સાગરપ્રમાણવાળા ૪ કર્મની નીચે મોહનીયનો સ્થિ૦બંધ અસંખ્યગુણ હીન થાય છે. તદનંતર એકી વખતે ૨૦ કો૦ કો૦ સાગરવાળા નામગોત્રથી નીચે અસંખ્યગુણહીન સ્થિ૦ બંધ કરે છે, ને ત્રીજું વેદનીયકર્મ તે સ્થિ૦સત્તાને આશ્રયિ ૩૦ કો૦ કો૦ વાળા કર્મોથી ઉપર થાય છે. ॥ ૩૮ ॥

તદનંતર ૩૦ કો૦ કો૦ વાળાં કર્મોથી ઉપર ૨૦ કો૦ કો૦ વાળાં કર્મો થાય છે, અને મોહનીય તે અસંખ્યગુણહીન થાય છે,

અને ત્રીજું વેદનીય તે ૨૦ કો૦ કો૦ વાળાં કર્મોથી ઉપર વિશેષાધિક થાય છે. ॥ ૩૯ ॥

**ટીકાર્થ**:—પલ્યોપમ-દોઢ પલ્યોપમ-બે પલ્યોપમ યાવત્ પૂર્વક્રમ પ્રમાણે હાનિ અને અલ્પબહુત્વ કહેવું તે આ પ્રમાણે— એકેન્દ્રિય બંધતુલ્ય સ્થિતિબંધ થયા બાદ હજારો સ્થિતિખંડ વ્યતીત થયે છતે નામગોત્રનો સ્થિતિબંધ પલ્યોપમ માત્ર થાય છે, જ્ઞાનાવરણાદિ ચારનો દોઢ પલ્યોપમ પ્રમાણ, અને મોહનીયનો બે પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય છે. આ પલ્યોપમ ને દોઢ પલ્યોપમાદિ સ્થિતિબંધ સુધી પૂર્વનો સર્વ સ્થિતિબંધ પૂર્વ પૂર્વ સ્થિતિબંધથી પલ્યોપમના સંખ્યાતમા ભાગે હીનહીનતર જાણવો. સ્થિતિ સત્તાનું અલ્પબહુત્વ પણ એ પ્રમાણે જાણવું. તથા **पल्लस्ससंखगुणहाणि** એટલે પલ્યોપમની નીચેનો સ્થિતિબંધ સંખ્યાતગુણહાનીએ થાય છે, અહિં તાત્પર્ય એ છે કે—જે કર્મનો જે વખતે પલ્યોપમ પ્રમાણનો સ્થિતિબંધ થાય તે કર્મનો તે વખતે તે કાળથી પ્રારંભીને અન્ય અન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણહીન કરે છે, તે કારણથી આ વખતે નામગોત્રનો પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થએલો છે તો હવે અહિંથી નીચેનો અન્યઅન્ય સ્થિતિબંધ તે પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધથી સંખ્યગુણ સંખ્યગુણ હીન કરે છે. એ પ્રમાણે કેટલાએક ઘણા હજાર સ્થિતિબંધ વ્યતિક્રાન્ત થતાં જ્ઞાનાવરણાદિ ૪ નો પલ્યોપમમાત્ર અને મોહનીયનો દોઢ પલ્યોપમ માત્ર સ્થિતિબંધ થાય છે

તદનંતર જ્ઞાનાવરણાદિ ૪ નો સ્થિતિબંધ સંખ્યાતગુણહીન, અને મોહનીયનો સંખ્યાતભાગહીન સ્થિ૦ બંધ થાય છે. તદનંતર હજારો સ્થિ૦ બંધ વ્યતીત થયે મોહનીયને પલ્યોપમ પ્રમાણ સ્થિ૦ બંધ થાય છે, તેથી આગળનો મોહનીય સ્થિતિબંધ (પૂર્વોક્ત નિયમાનુસારે) સંખ્યાતગુણહીન થાય છે, અને તે વખતે શેષ કર્મોનો સ્થિ૦ બંધ પલ્યોપમના સંખ્યાતમાભાગપ્રમાણ થાય છે. અહિં

અલ્પબહુત્વ આ પ્રમાણે થાય છે. નામગોત્રની સ્થિ૦ સત્તા સર્વથી અલ્પ, તેથી જ્ઞાનાવરણાદિ ૪ ની સંખ્યાતગુણ, ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, અને તેથી પણ મોહનીયની સ્થિ૦ સત્તા સંખ્યેયગુણ છે ( એજ વાતને મૂળ ગાથાથી કહે છે કે ) **मोहस्सजावपल्लं संखिज्ज-भागहा** એટલે જ્યાં સુધી મોહનીયનો પલ્યોપમ માત્ર સ્થિ૦ બંધ ન થાય ત્યાં સુધી પૂર્વલો સર્વ મોહનીયનો અન્ય સ્થિતિબંધ પલ્યોપમના સંખ્યાતમાભાગે હીનહીનતર જાણવો, અને પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થયા બાદ હજારો અન્ય સ્થિતિબંધ થાય તે સંખ્યાતગુણહીન થાય છે એ પ્રથમજ કહ્યુ છે. મોહનીયના આ સંખ્યાતગુણહીન સ્થિતિબંધથી હજારો સ્થિતિબંધ ગયે છતે મોહનીયના અન્ય સ્થિતિબંધ પલ્યોપમના સંખ્યાતમાભાગ પ્રમાણ થાય છે અને તે વખતે બીજું શું થાય છે ? તે કહે છે.

**अमोहा तो नवर मसंखिज्जगुणा**=અહિં **अमोहा** એ પદના અર્થમાં નામ અને ગોત્રનું ગ્રહણ કરવું, અર્થાત્ સર્વ કર્મોનો પલ્યોપમના સંખ્યાતમાભાગ પ્રમાણનો સ્થિતિબંધ થયે છતે અમોહનો એટલે નામગોત્રનો અન્ય સ્થિ૦ બંધ અસંખ્યગુણહીન કરે છે, અને શેષકર્મોનો સંખ્યાતગુણહીન સ્થિ૦ બંધ કરે છે. અહિં સ્થિ૦ સત્તાની અપેક્ષાએ અલ્પ બહુત્વ વિચારતાં આ પ્રમાણે છે-નામ ગોત્રની સ્થિ૦ સત્તા સર્વથી અલ્પ, તેથી જ્ઞાનાવરણાદિ ૪ ની અસંખ્યગુણ, અને તેથી પણ મોહનીયની સંખ્યાતગુણ સ્થિ૦ સત્તા છે.

તદનંતર હજારો સ્થિતિઘાત વ્યતિક્રાન્ત થયે છતે જ્ઞાનાવરણાદિ ૪ નો અન્ય સ્થિ૦ બંધ અસંખ્યગુણહીન થાય છે. આ વખતે સ્થિતિસત્તાનું અલ્પ બહુત્વ આ પ્રમાણે છે-નામ ગોત્રની સ્થિતિસત્તા સર્વથી અલ્પ, તેથી જ્ઞાનાવરણાદિ ૪ ની અસંખ્યગુણ, અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, તેથી મોહનીયની સ્થિ૦ સત્તા અસંખ્યગુણ છે.

તદનંતર હજારો સ્થિતિઘાત વ્યતીત થયે છતે **एक पहारेण तीसगाण महोमोहे** એટલે એક પ્રહારે અર્થાત્ એકી વખતે **तीसगाण** એટલે ૩૦ કો૦ કો૦ સાગરોપમની સ્થિતિવાળાં જે જ્ઞાનાવરણાદિ ૪ કર્મ તેની સ્થિતિથી પણ નીચે મોહનીયની (સ્થિતિ) અસંખ્યગુણહીન થઇ જાય છે, અહિં કંઇ પણ આશ્ચર્ય પામવા જેવું નથી અથવા અહિં કોઇ પણ અન્ય વિકલ્પ કરવા યોગ્ય નથી, તાત્પર્ય આ પ્રમાણે છે કે–પૂર્વે મોહનીયની સ્થિતિ સત્તા જ્ઞાનાવરણાદિ ૪ ની સ્થિતિસતાથી પણ અસંખ્યગુણ (ઉપર–અધિક) હતી, અને આ વખતે પુનઃ એકદમ તે ચાર કર્મની સ્થિતિ સત્તાથી પણ નીચે અસંખ્યગુણહીન થઇ ગઇ. અહિં અલ્પબહુત્વ આ પ્રકારે છે—નામ ગોત્રની સ્થિ૦ સત્તા સર્વથી અલ્પ, તેથી મોહનીયની અસંખ્યગુણ, ને તેથી પણ જ્ઞાનાવરણાદિ ૪ ની અસંખ્યગુણસ્થિતિ સત્તા છે, ને પરસ્પર તુલ્ય છે.

તદનંતર હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે **वीसग हेठाय** એટલે મોહનીયનો અન્યસ્થિતિબંધ એક પ્રહારે ૨૦ કો૦ કો૦ સાગરોપમની સ્થિતિવાળાં નામ ગોત્રથી પણ નીચે અસંખ્યગુણહીન સ્થિ૦ બંધ થાય છે, અહિં સ્થિ૦ બંધ સંબંધિ અલ્પબહુત્વ આ પ્રમાણે છે—મોહનીયનો સ્થિ૦બંધ સર્વથી અલ્પ છે, તેથી નામ ગોત્રનો અસંખ્યગુણ ને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, તેથી જ્ઞાનાવરણાદિ ૪ નો સ્થિ૦ બંધ અસંખ્યગુણ અને સ્વસ્થાને તુલ્ય છે.

તદનંતર ઘણા હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે **तीसगाणुप्पि तइयं च** એટલે ત્રીજું વેદનીયકર્મ તે સ્થિતિસત્તાની અપેક્ષાએ ૩૦ કો૦ કો૦ વાળાં જ્ઞાનાવરણાદિથી અધિક થઇ જાય છે, અર્થાત્ મોહનીય નામ અને ગોત્ર એ ત્રણની સ્થિતિસત્તા પૂર્વે જ્ઞાનાવરણાદિની સ્થિતિ સત્તાથી હીણ સ્થિતિસત્તાવાળાં થયાં, અને વેદનીય તે સર્વાધિક સત્તાવાળું થયું, હવે અહિંથી આગળ તે વેદનીયનો અન્યસ્થિતિબંધ શેષ સર્વ કર્મથી અસંખ્ય ગુણો થાય છે,

અને એ પ્રમાણે થતા સ્થિતિબંધનું અલ્પબહુત્વ આ પ્રકારે થાય છે—મોહનીયનો સ્થિ૦ બંધ સર્વથી અલ્પ, તેથી નામ ગોત્રનો અસંખ્યગુણ, ને સ્વસ્થાને તુલ્ય, તેથી પણ જ્ઞાનાવરણાદિ ત્રણનો અસંખ્યગુણ ને સ્વસ્થાને તુલ્ય, ને તેથી પણ વેદનીયનો અસંખ્ય-ગુણ સ્થિ૦ બંધ છે.

તદનંતર આ વિધિએજ હજારો સ્થિતિબંધ વ્યતીત થતાં ૩૦ કો૦ કો૦ સ્થિતિવાળાં જ્ઞાનાવરણાદિક ત્રણના સ્થિતિબંધથી ૨૦ કો૦ કો૦ વાળાં નામ ગોત્રનો સ્થિ૦ બંધ અધિક થાય છે. ત્યાં અલ્પબહુત્વ આ પ્રમાણે છે—મોહનીયનો સ્થિ૦ બંધ સર્વથી અલ્પ, તેથી જ્ઞાનાવરણાદિ ત્રણનો અસંખ્યગુણ, ને સ્વસ્થાને તુલ્ય, તેથી નામ[1] ગોત્રનો અસંખ્યગુણ, ને સ્વસ્થાને તુલ્ય, ને તેથી પણ વેદનીયનો વિશેષાધિક સ્થિ૦બંધ છે ( એજ વાતને મૂળગાથાથી કહેવાય છે ) असंखगुणणाए ઇત્યાદિ—જે સ્થાને મોહનીયનો સ્થિ૦બંધ જ્ઞાનાવરણાદિકથી અસંખ્યગુણ હીન થાય તે સ્થાનથી આગળ સર્વત્ર મોહનીયનો અસંખ્યગુણહીન સ્થિ૦બંધ અનુક્રમે પ્રવર્તે છે. તથા ત્રીજું વેદનીયકર્મ તે જ્યારે ૨૦ કો૦ કો૦ વાળાં નામ ગોત્રથી વિશેષાધિક થાય છે ત્યારથી સર્વત્ર વેદનીયનો વિશેષાધિક સ્થિ૦ બંધ અનુક્રમે પ્રવર્તે છે.

**अहुदीरणा असंखे-ज्जसमयबद्धाए देसघाइ त्थ**
**दाणंतराय मणपज्ज-वं च तो ओहिदुगलाभो ॥ ४० ।**

**सुयभोगाचक्खुओ-चक्खु य ततो मई सपरिभोगा**
**विरियं च असेढिगया-बंधंति उ सव्वघाईणि ॥ ४१ ।**

---

१ આ નામ ગોત્રના સંબંધિ અલ્પબહુત્વનો પાઠ છપાયલી પ્રતમાં છેજ નહિ. લેખિત દોષ થયો હોય તેમ સંભવે છે. અને તેથી પંચ-સંગ્રહમાંથી પાઠ કાઢીને અહિંનો અર્થ પૂર્ણ કર્યો છે.

ગાથાર્થ:—હવે ઉદીરણા અસંખ્યસમયબધ્ધકર્મની પ્રવર્તે છે, તદનંતર દાનાન્તરાય ને મનઃપર્યવ, નો રસ દેશઘાતિ કરે છે, તદનંતર અવધિદ્વિક અને લાભાન્તરાયને દેશઘાતિ પણે બાંધે છે. ॥ ૪૦ ॥

તદનંતર શ્રુતાવરણ, અચક્ષુદ૦—અને ભોગાન્તરાયને દેશઘાતિ બાંધે છે તદનંતર ચક્ષુદ૦ ને તદનંતર મત્યાવરણ અને ઉપભોગાન્તરાયને, અને તદનંતર વીર્યાન્તરાયને દેશઘાતિ બાંધે છે. અને અશ્રેણિગત જીવો પૂર્વોક્ત પ્રકૃતિયોને સર્વઘાતિપણેજ બાંધે છે. ॥ ૪૧ ॥

ટીકાર્થ:—ગાથામાં अह શબ્દ અન્ય અધિકારનો સૂચક છે, અર્થાત્ હવે જે કાળે પલ્યોપમના અસંખ્યાતમાભાગ માત્ર જેટલો સર્વ કર્મનો સ્થિતિબંધ થાય છે તે કાળે અસંખ્યસમયબધ્ધ કર્મોનીજ ઉદીરણા પ્રવર્તે છે. એ કેવી રીતે જણાય ? તો કહીએ છીએ કે—અહિં જ્યારે પલ્યોપમનો સંખ્યાતમોભાગ માત્ર સ્થિતિ બંધ થાય છે, ત્યારે બધ્યમાન સ્થિતિની અપેક્ષાએ જે પૂર્વબધ્ધ સમયાદિહીન સ્થિતિયો છે તેનીજ ઉદીરણા થાય છે, પરન્તુ બીજી સ્થિતિયોની નહિ. પુનઃ ઘણા કાળ પ્હેલાં બંધાયલી હોવાથી ઘણી ખરી ક્ષીણ થઇ ગયેલી હોય છે, તેથી અસંખ્ય સમય પૂર્વે બંધાયલી સ્થિતિયોની જ તે વખતે ઉદીરણા સંભવે છે.

તથા देसघाइत्थ ઇત્યાદિ-તદનંતર હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે તે કાળે દાનાન્તરાય અને મનઃપર્યવાવરણનો દેશઘાતિ અનુભાગ બાંધે છે. તદનંતર હજારો સ્થિતિબંધ ગયે છતે અવધિદ્વિકાવરણ અને લાભાન્તરાયના દેશઘાતિ અનુભાગને બાંધે છે. તદનંતર હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે અચક્ષુ દર્શનાવરણીયના શ્રુતજ્ઞા૦—અને ભોગાન્તરાયના દેશઘાતિ અનુભાગને બાંધે છે, ત્યાંથી આગળ પણ હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે

ચક્ષુદર્શનાવરણના દેશઘાતિ અનુભાગને બાંધે છે, ત્યાંથી પણ આગળ ઘણા હજારો સ્થિતિબંધ ગયે છતે મત્યાવરણના અને ઉપભોગાન્તરાયના દેશઘાતિ અનુભાગને બાંધે છે. તદનંતર પુનઃપણ ઘણા હજારો સ્થિતિબંધ ગયે છતે વીર્યાન્તરાયના દેશઘાતિ અનુભાગને બાંધે છે, અને असेढीगया बंधंति उ सव्वघाईणि=અશ્રેણિગત એટલે ક્ષપકશ્રેણિ વા ઉપશમ શ્રેણિ રહીત પૂર્વોક્ત પ્રકૃતિઓના (દાના૦–મન૦–અવધિ૦ ૨–લાભા૦–શ્રુતા૦–ભો૦–અચક્ષુ૦–ચક્ષુ૦ –મતિ૦–ઉપ૦–વીર્યા૦ના) સર્વઘાતિ અનુભાગનેજ બાંધે છે.

**संजमघाईणंतर–मेत्थ उ पढमट्ठिइ य अन्नयरो**
**संजलणा वेयाणं, वेइज्जंतीण कालसमा ॥ ४२ ॥**

ગાથાર્થઃ—અહિં વળી સંયમઘાતિ કષાયોનું (૧૨ ક૦–૯ નો ક૦ નું) અન્તરકરણ કરે છે, ત્યાં સંજ્વલન અને વેદમાંની કોઇપણ વેદાતી પ્રકૃત્તિની પ્રથમા સ્થિતિ ઉદયકાળ જેટલી હોય છે.

**ટીકાર્થઃ**—વીર્યાન્તરાયનો દેશઘાતિ અનુભાગ બંધ થયા બાદ હજારો સ્થિતિબંધ ગયે છતે સંયમઘાતિ કર્મોનું એટલે અનંતાનુબંધિ વિના ૧૨ કષાયો અને ૯ નોકષાય એ ૨૧ પ્રકૃતિ ઓનું અન્તકરણ કરે છે. ત્યાં સંજ્વલન ચતુષ્કમાંથી કોઇપણ એક વેદ્યમાન સંજ્વલનની અને ત્રણ વેદમાંના કોઇ પણ એક વેદ્યમાન વેદની પ્રથમ સ્થિતિ આપ આપના ઉદયકાળ જેટલી હોય છે, અને શેષ ૧૧ કષાયની અને ૮ નોકષાયની પ્રથમ સ્થિતિ એક આવલિકા માત્ર હોય છે. ચાર સંજ્વલનના અને ત્રણ વેદના ઉદયકાળનું પ્રમાણ આ રીતે છે—સ્ત્રી વેદનો અને નપુંસકવેદનો ઉદયકાળ સર્વથી અલ્પ, અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે, તેથી પુરૂષવેદનો સંખ્યગુણ, તેથી સં૦ક્રોધનો વિશેષાધિક, તેથી સં૦ માનનો વિ૦, તેથી સં૦ માયાનો વિ૦, તેથી પણ સં૦ લોભનો વિ૦, ઉદયકાળ છે. કહ્યું છે કેઃ—

" थी अपुमोदयकाला–संखेज्जगुणा उ पुरिसवेदस्स
तस्स वि विसेसअहिओ, कोहे तत्तो वि जह कमसो ॥१॥"

( ગતાર્થ )

સંજ્વલન ક્રોધ સહિત ઉપશમશ્રેણિ પ્રતિપન્ન જીવને જ્યાં સુધી અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની ક્રોધનો ઉપશમ ન થાય ત્યાં સુધી સં૦ક્રોધનો ઉદય હોય છે, સંજ્વલન માનયુક્ત ઉપશમશ્રેણિ પ્રતિપન્નજીવને જ્યાંસુધી અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની માનનો ઉપશમ ન થાય ત્યાં સુધી સં૦માંનનો ઉદય હોય છે, સંજ્વલનમાયાએ ઉપશમશ્રેણિ પ્રતિપન્ન જીવને જ્યાં સુધી અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની માયાનો ઉપશમ ન થાય ત્યાં સુધી સં૦ માયનો ઉદય હોય છે, અને સંજ્વલન લોભે ઉપશમશ્રેણિ પ્રતિપન્ન જીવને જ્યાં સુધી અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની લોભનો ઉપશમ ન થાય ત્યાં સુધી બાદર સં૦ લોભનો ઉદય હોય છે.

ત્યાંથી આગળ સૂક્ષ્મસંપરાયનો અનુભવકાળ હોય છે, તેથી એ પ્રમાણે અન્તરકરણ તે ઉપરિતન ભાગની અપેક્ષાએ સમસ્થિતિવાળું અને અધોભાગની અપેક્ષાએ પૂર્વોક્તરિતીએ વિષમસ્થિતિવાળું છે. પુનઃ સ્થિતિખંડનો જેટલે કાળે ઘાત કરે છે અથવા અન્યસ્થિતિ બંધ કરે છે, તેટલા કાળે અન્તરકરણ પણ કરે છે, એથી એ ત્રણેને સમકાળે પ્રારંભે છે અને સમકાળેજ સંપૂર્ણ કરે છે, પુનઃ તે અંતર પ્રથમસ્થિતિથી સંખ્યાત ગુણ છે, અને અંતરકરણના દલિકને પ્રક્ષેપવાનો વિધિ આ પ્રમાણે છે—તે અવસરે જે કર્મોનો બન્ધ અને ઉદય બન્ને વિદ્યમાન છે તે કર્મના દલિકને પ્રથમસ્થિતિમાં અને દ્વિતીયસ્થિતિમાં નાખે છે, જેમ પુરૂષ વેદોદયે શ્રેણિ પ્રતિપન્નજીવ-પુરૂષવેદના દલિકને બન્ને સ્થિતિઓમાં નાખે છે તદ્વત્. પુનઃ જે કર્મોનો ફક્ત ઉદય છે પરન્તુ બન્ધ નથી તેઓના અંતરકરણ સંબંધિ દલિકને પ્રથમ સ્થિતિમાંજ પ્રક્ષેપે છે, પરંતુ દ્વિતીય સ્થિતિમાં નહિ, જેમ સ્ત્રીવેદોદયે શ્રેણિ પ્રતિપન્નજીવ સ્ત્રીવેદના દલિકને પ્રથમ

સ્થિતિમાંજ નાખે તદ્વત્. પુનઃ જે કર્મોનો તે વખતે ઉદય નથી પરન્તુ માત્ર બન્ધજ છે તે કર્મોના અન્તરકરણ સંબંધિ દલિકને દ્વિતીયસ્થિતિમાંજ નાખે છે, પરન્તુ પ્રથમસ્થિતિમાં નહિ, જેમ સંજ્વલનક્રોધોદયે શ્રેણિ પ્રતિપન્નજીવ શેષ સંજ્વલનના દલિકને દ્વિતીયસ્થિતિમાંજ પ્રક્ષેપે છે તદ્વત્. પુનઃ જે કર્મોનો તે વખત બંધ પણ નથી અને ઉદય પણ નથી તેઓ તો અન્તરકરણ સંબંધિ દલિકને પરપ્રકૃતિમાં પ્રક્ષેપે છે, જેમ દ્વિતીય અને તૃતીયકષાયના દલિકને તે વખતે પરપ્રકૃતિમાંજ પ્રક્ષેપે છે તદ્વત્. તથા अन्नयरे એ પદ આર્ષત્વયુક્ત ( મહામુનિને ઇષ્ટ પ્રયોગવાળું ) હોવાથી પુલ્લિંગે અને એક વચનમાં છે તેથી અર્થ આ પ્રમાણે થાય છે—સંજ્વલન અને વેદોમાંની કોઇપણ એકેક એમ વેદ્યમાન બે પ્રકૃતિયોની પ્રથમ સ્થિતિ ઉદયકાળ જેટલી છે.

**दुसमयकयंतरे आ–लिगाण छन्हं उदीरणाभिनवे**
**मोहे एक्कठाणे, बंधुदया संखवासाणि ॥ ४३ ॥**

**संखगुणहाणिबंधो, एत्तो सेसाण संखगुणहाणि**
**पउवसमए नपुंसं असंखगुणणाए जावंतो ॥ ४४ ॥**

ગાથાર્થઃ—અન્તરકરણ કર્યે છતે દ્વિતીયાદિ સમયોમાં ૬ આવલિકા પર્યન્ત ઉદીરણા ન હોય, અને મોહનીયનો એક સ્થાનક રસબંધ તથા સંખ્યાત વર્ષનો બંધ, ઉદય ને ઉદીરણા પ્રવર્તે છે ॥ ૪૩ ॥

તદનંતર મોહનીયનો અન્ય સ્થિતિબંધ સંખ્યગુણહીન અને એથી શેષકર્મોનો અસંખ્યગુણહીન સ્થિતિબંધ પ્રવર્તે છે. તથા નપુંસકવેદને યાવત્ અન્ત્ય સમય સુધી અસંખ્યગુણ વૃદ્ધિએ ઉપશમાવે છે. ॥ ૪૪ ॥

ટીકાર્થઃ—दुसमय कयंतरे ઇત્યાદિ=અન્તરકરણ કર્યે છતે બીજે સમયે ૭ વસ્તુઓ સમકાળે પ્રવર્તે છે તે આ પ્રમાણે—(૧) પુરૂષવેદનો અને સંજ્વલન ચતુષ્કનો પૂર્વાનુપૂર્વીએ સંક્રમ હોય છે, અને સંજ્વલન લોભના સંક્રમનો અભાવ હોય છે. (૨) અન્તરકરણ કર્યે છતે અનન્તરાદિ સમયોમાં જે મોહનીય સંબંધી વા મોહની સિવાયની પ્રકૃતિયો બંધાય છે તે પ્રકૃતિયોની ૬ આવલિકાના મધ્યમાં ઉદીરણા થતી નથી, પરન્તુ ૬ આવલિકા વ્યતીક્રાન્ત થયેજ ઉદીરણા થાય છે. (૩) તથા મોહનીય કર્મનો રસબંધ એક સ્થાનક થાય છે. (૪) તથા મોહનીયનો અભિનવ સ્થિતિબંધ સંખ્યેય વર્ષ પ્રમાણનો થાય છે અને સંખ્યેય વર્ષ પ્રમાણની ઉદીરણા તથા ઉદય થાય છે, (૫) તથા મોહનીયના સંખ્યેય વાર્ષિક સ્થિતિબંધથી આગળના અભિનવસ્થિતિબંધ પૂર્વ પૂર્વથી સંખ્યગુણહીન થાય છે. (૬) તથા મોહનીય સિવાયના અન્ય કર્મના અભિનવ સ્થિતિબંધ અસંખ્યગુણહીન હીનતર થાય છે. (૭) તથા અન્તરકરણ કર્યે છતે દ્વિતીય સમયથીજ નપુંસક વેદને અસંખ્યગુણપણે ઉપશમાવવા માંડે છે. તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી અન્ત્ય સમય આવે. તે આ પ્રમાણેઃ–પ્રથમ સમયે (ઉપશમન ક્રિયાના પ્રથમ સમયે અને અન્તરકરણના દ્વિતીય સમયે) નપુંસક વેદના અલ્પ પ્રદેશસમૂહને ઉપશમાવે છે, તેથી દ્વિતીય સમયે અસંખ્યગુણ, અને તૃતિયસમયે તેથી પણ અસંખ્યગુણ દલિકને ઉપશમાવે છે. એ પ્રમાણે અન્તરકરણના અન્ત્ય સમય સુધી પ્રતિસમયે અસંખ્યગુણ પ્રદેશાગ્રની ઉપશમના કહેવી. અને અન્તર કરણના ઉપાન્ત્ય સમય સુધી પ્રતિસમયે ઉપશમિત દલિકાપેક્ષાએ અસંખ્યગુણ દલિકને પર પ્રકૃતિમાં સંક્રમાવે છે, અને અન્ત્યસમયે ઉપશમેલું દલિક પુનઃ પર પ્રકૃતિમાં પ્રક્ષિપ્તદલિકાપેક્ષાએ અસંખ્યગુણ જાણવું. નપુંસક વેદોપશમના પ્રારંભના પ્રથમ સમયથી માંડીને સર્વકર્મની ઉદીરણા દલિકની અપેક્ષાએ અલ્પ હોય છે અને ઉદય અસંખ્યગુણ હોય છે. તથા નપુંસક વેદનો ઉપશમ

થયા બાદ પૂર્વોકત વિધિએજ સ્ત્રી વેદને ઉપશમાવવાનો પ્રારંભ કરે છે.

**एवित्थी संखतमे, गयम्मि घाईण संखवासाणि**
**संखगुणहाणि एत्तो, देसावरणाणुदगराई ॥ ४५ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—એ રીતે પૂર્વોકત પ્રકારે ઉપશમતા સ્ત્રી વેદની ઉપશમનાદ્ધાનો સંખ્યાતમો ભાગ ગયે છતે જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અન્તરાય એ ૩ ઘાતિકર્મનો સ્થિતિબંધ સંખ્યાતવર્ષ પ્રમાણ થાય છે. અને આ સંખ્યેય વાર્ષિક સ્થિતિબંધથી ઘાતિકર્મોનો આગળ આગળનો અન્ય સ્થિતિબંધ પૂર્વ પૂર્વ સ્થિતિબંધથી સંખ્ય-ગુણ હીન હીન થાય છે. આ સંખ્યેય વર્ષ પ્રમાણ ઘાતિકર્મના સ્થિતિબંધથી પ્રારંભીને કેવલ જ્ઞનાવરણ કેવલ દર્શનાવરણ સિવાય શેષ જ્ઞાનાવરણ દર્શનાવરણના જલરેખા સમાન રસને એટલે એક સ્થાનક રસને બાંધે છે, તદનંતર એ પ્રમાણે હજારો સ્થિતિબંધ વ્યતીત થયે સ્ત્રી વેદ પણ ઉપશાન્ત થાય છે.

**ता सत्तन्हं एवं, संखतमे संखवासितो दोन्हं**
**बिइयो पुण ठिइबंधो, सव्वेसिं संखवासाणि ॥४६॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—સ્ત્રી વેદ ઉપશાન્ત થયે છતે તદનંતર શેષ ૭ નોકષાયને ઉપશમાવવાનો આરંભ કરે છે. તેઓનો પણ પૂર્વોકત પ્રકારે ઉપશમતાં ઉપશમનાદ્ધાનો સંખ્યાતમો ભાગ ગયે છતે નામનો અને ગોત્રનો એ બેનો સંખ્યાત વર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને વેદનીયનો પુનઃ અસંખ્ય વર્ષ પ્રમાણજ સ્થિતિબંધ

થાય છે. તે સ્થિતિબંધ પૂર્ણ થયે વેદનીયનો પણ અન્ય સ્થિતિબંધ સંખ્યાત વર્ષ પ્રમાણનો થાય છે, અને તેમ થવાથી ત્યારથી માંડીને સર્વે કર્મોનો સંખ્યેય વર્ષ પ્રમાણજ સ્થિતિબંધ થાય છે, અને પૂર્વ પૂર્વથી અન્ય અન્ય સ્થિતિબંધ સંખ્યેયગુણ હીન પ્રવર્તે છે, તદનંતર હજારો સ્થિતિબંધ વ્યતીત થયે છતે સર્વે ( સાતે ) નોકષાય ઉપશાન્ત થાય છે. પરન્તુ વિશેષ એ છે કે—

**छस्सुवसामिज्जमाणे, सेक्का उदयट्ठिई पुरिससेसा**
**समऊणावलिगदुगे, बध्धा वि य तावदध्धाए ॥ ४७ ॥**

ગાથાર્થઃ—૭ નોકષાય ઉપશમતે છતે પુરૂષવેદની એક ઉદયસ્થિતિ શેષ રહે છે. અને તે સમયે સમયોન બે આવાલિકા સુધીના બાંધેલા દલિકને તેટલા કાળે ( સમયોન બે આવલિકાએ ) ઉપશમાવે છે.

ટીકાર્થઃ—૭ નોકષાયને ઉપશમાવતાં જે સમયે ૬ નોકષાય ઉપશાન્ત થાય છે તે સમયે પુરૂષવેદની પ્રથમ સ્થિતિમાં એક સમય માત્ર સ્થિતિશેષ [1] રહે છે, તે વખતે પુ૦ વેદનો બન્ધ ૧૬ વર્ષ પ્રમાણ થાય છે, અને સંજવલનોનો પુનઃ સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિ૦ બંધ થાય છે. તથા પુરૂષવેદની પ્રથમ સ્થિતિ બે આવલિકા પ્રમાણ બાકી રહે ત્યારે પૂર્વોક્તસ્વરૂપવાળો આગાલ વિચ્છેદ પામે છે, અને ઉદીરણા માત્ર પ્રવર્તે છે, અને તેજ સમયથી આરંભીને ૬ નોકષાય સંબંધિ દલિકને પુરૂષવેદમાં નહિ, પરન્તુ સંજવલનમાં સંક્રમાવે છે: અને જ્યારે પુરૂષવેદ સંબંધિ પૂર્વે કહેલી એક ઉદયસ્થિતિ પણ વ્યતિક્રાન્ત થાય છે, ત્યારે આ જીવ

૧ અહિં તફાવત—પંચમ ૫૪ કર્મગ્રંથની ટીકામાં તો જે સમયે નોકષાય ઉપશાન્ત થાય તેજ સમયે પુંવેદનો ઉદયબંધાદિ વિચ્છેદ પામે એમ કહ્યું છે ને પંચસંગ્રહ તથા શ્રીયશોવિજયકૃત કર્મપ્રકૃતિ ટીકામાં સમય માત્ર સ્થિતિ બાકી રહે એમ કહ્યું છે.

અવેદી થાય છે, અને અવેદકાધ્ધાના પ્રથમ સમયે બે સમયોન બે આવલિકા સુધીનું બાંધેલુ દલિક તેજ માત્ર અનુપશાન્ત રહે છે, ને શેષ સર્વ દલિક નપુંસક વેદોપશમનાની પદ્ધતિએ ઉપશાન્ત થયેલું છે. પુનઃ તે બે સમયોન બે આવલિકાનું બાંધેલું જે દલિક તેને તેટલાજ કાળે એટલે બે સમયહીન બે આવલિકા પ્રમાણ કાળે ઉપશમાવે છે, તેને ઉપશમાવવાનો વિધિ આ પ્રમાણે છે—પ્રથમ સમયે અલ્પ, દ્વિતીય સમયે અસંખ્યગુણ, તેથી તૃતીયસમયે અસંખ્યગુણ, એ પ્રમાણે સમયોન બે આવલિકાના અન્ત્ય સમય સુધી કહેવું. અને પરપ્રકૃતિમાં સમયોન બે આવલિકા સુધી પ્રતિસમયે યથાપ્રવૃત્ત સંક્રમ વડે સંક્રમાવે છે, પરન્તુ પ્રથમ સમયે ઘણું દ્વીતીય સમયે વિશેષહીન, તેથી તૃતીય સમયે વિશેષહીન એ પ્રમાણે અન્ત્યસમય સુધી કહેવું, તદનંતર પુરૂષવેદ ઉપશાન્ત થાય છે, અને તે વખતે સંજવલનોનો અન્તર્મુ૦ હીન ૩૨ વર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને શેષ જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અન્તરાયનો સંખ્યાત હજાર વર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે.

**तिविहमवेओ कोहं, कमेण सेसे वि तिविह तिविहे वि**
**पुरिससमा संजलणा, पढमट्ठिई आलिगा अहिगा ॥४८॥**

---

૧ આ સ્થાને **समयोनावलिकाद्विक कालबध्धं** એ પાઠ છાપેલી પ્રતમાં છે તે દૃષ્ટિદોષ વાળો સંભવે છે. કારણ કે ચાલુ પ્રકરણના ભાવાર્થમાં અસંબધ્ધ માલુમ પડે છે. માટે **समयद्वयोनावलिकाद्विक कालबध्धं** એ પાઠની આવશ્યકતા સમજાય છે.

પુનઃ સપ્તતિકાની ટીકામાં પણ **समयोनावलिकाद्विक** અને **समयद्वयोनावलिकाद्विक** એવા બે સ્થાને બે પાઠ છે. તે પણ સમ્યગ્રીત્યા સમજાય તેમ નથી પરન્તુ પંચસંગ્રહમાં સર્વસ્થાને **समयद्वयोनावलिकाद्विक** એવો પાઠ છે તેજ ઠીક રીતે સમજી શકાય તેવો છે. અને પૂર્વોકત પ્રતોમાં જે ભિન્ન પાઠ છે તે શા કારણથી હશે તેનો નિર્ણય શ્રી બહુશ્રુતગમ્ય છે.

ગાથાર્થ:—અવેદક થયો છતો જીવ ત્રણ પ્રકારના ક્રોધને ઉપશમાવે છે, અને એ રીતે શેષ ૩ કષાયોના ત્રણ ત્રણ પ્રકારને (ત્રણ માન-ત્રણ માયા-ત્રણ લોભને) પણ ઉપશમાવે છે ત્યાં સંજ્વલનની ઉપશમના પુરૂષ વેદવત્ (શેષની નોકષાયવત) જાણવી. પરન્તુ પ્રથમ સ્થિતિ આવલિકા અધિક છે.

ટીકાર્થ:—જે સમયે પુરૂષ વેદનો અવેદક થાય છે તેજ સમયથી પ્રારંભીને અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની, ને સંજ્વલન ક્રોધને સમકાળે ઉપશમાવવા માંડે છે, અને ઉપશમના કરતો છતો (પ્રથમ સ્થિતિબંધ પૂર્ણ થયે છતે) સંજ્વલનનો અન્ય સ્થિતિબંધ સંખ્યાત ભાગ હીન કરે છે, અને શેષ કર્મોનો સંખ્યાતગુણ હીન અન્ય સ્થિતિબંધ કરે છે. ને શેષ સ્થિતિઘાતાદિ તે પ્રકારેજ કરે છે. સંજ્વલન ક્રોધની પ્રથમ સ્થિતિ સમયહીન ૩ આવલિકા શેષ રહ્યે છતે મધ્યમ બે ક્રોધનું દલિક સંજ્વલન ક્રોધમાં પ્રક્ષેપાતું નથી, કિંતુ સંજ્વલન માનાદિકમાં પ્રક્ષેપાય છે. પુનઃ બે આવલિકા શેષ રહેતાં આગાલ થતો નથી, પરન્તુ ઉદીરણાજ થાય છે; તે ઉદીરણા પણ એક આવલિકા બાકી રહે ત્યાં સુધી પ્રવર્તે છે, અને ઉદીરણાવલિકાના અન્ત્ય સમયે સંજ્વલનનો સ્થિતિબંધ ૪ માસનો થાય છે, ને શેષ કર્મોનો સ્થિતિબંધ સંખ્યાત હજાર વર્ષ પ્રમાણ થાય છે. પુનઃ સંજ્વલન ક્રોધનો બંધ ઉદય ઉદીરણાનો વિચ્છેદ થાય છે, અને અપ્રત્યાખ્યાની તથા પ્રત્યાખ્યાની ક્રોધ ઉપશાન્ત થાય છે, અને તે વખતે એક આવલિકા પ્રમાણ તથા સમયોન બે આવલિકનું બાંધેલું દલિક એ બેને વર્જીને શેષ સં૦ ક્રોધનું સર્વ દલિક ઉપશાન્ત થયું છે, તે પ્રથમ સ્થિતિ સંબંધિ એક અન્ત્યાવલિકાને પણ સ્તિબુક સંક્રમવડે માનમાં પ્રક્ષેપે છે, અને સમયોનાવલિકાદ્વિકબદ્ધ દલિકને પુરૂષવેદોપશમનાની પદ્ધતિએ ઉપશમાવે છે અને સંક્રમાવે છે. પુનઃ આ અનુક્રમે શેષ માન, માયા, ને લોભરૂપ ૩ પ્રકારના કષાયોને પુનઃ તે કષાયો કેવા? તે કહે છે કે તેમાંથી પ્રત્યેકના ત્રણ ત્રણ પ્રકાર વાળા તે ત્રણ કષાયોને (ઉપશમાવે છે—ઇતિ શેષઃ) તે આ પ્રમાણે—

અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની, ને સંજ્વલન એ ૩ પ્રકારનું માન, અને એજ ૩ પ્રકારવાળી માયા, તથા એજ ત્રણ પ્રકારવાળા લોભને ઉપશમાવે છે. ત્યાં સંજ્વલનત્રિકની ઉપશમના પુરૂષવેદવત્ જાણવી. અને મધ્યમ માનની અને મધ્યમ માયાદ્વિકની ઉપશમના ૬ નોકષાયવત્ જાણવી. પરન્તુ **पढमठिइ आलिगा अहिगा** એટલે સંજ્વલનોની પ્રથમ સ્થિતિમાં પુ૦ વેદની અપેક્ષાએ એક આવલિકા અધિક જાણવી, તે આ પ્રમાણેઃ–૬ નોકષાય ઉપશાન્ત થયે છતે પુરૂષવેદની એક સમય માત્ર પ્રથમ સ્થિતિ અનુપશાન્ત હોય છે, અને અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની માનાદિ ઉપશાન્ત થયે છતે સંજ્વલન માનાદિકની એક આવલિકા પ્રમાણ પ્રથમ સ્થિતિ અનુપશાન્ત હોય છે, એ વાત અતિ સંક્ષેપથી કહી, અને હવે વિશેષથી કહેવાય છે.

જ્યારે સં૦ ક્રોધનો બંધ ઉદય ને ઉદીરણા વિચ્છેદ પામે તેજ વખતે સં૦ માનની દ્વિતીય સ્થિતિમાંથી દલિકને આકર્ષીને પ્રથમ સ્થિતિરૂપ કરે અને વેદે, ત્યાં ઉદય સમયમાં અલ્પ પ્રક્ષેપે છે, દ્વિતીય સ્થિતિમાં અસંખ્યગુણ, અને તૃતીય સમયમાં અસંખ્યગુણ પ્રક્ષેપે છે, એ પ્રમાણે પ્રથમ સ્થિતિના અન્ત્ય સમય સુધી પ્રક્ષેપે છે. અહિં પ્રથમ સ્થિતિના પ્રથમ સમયેજ સંજ્વલનમાનનો સ્થિ૦ બંધ ૪ માસનો થાય છે, અને શેષ જ્ઞાનાવરણાદિનો સંખ્યાત હજાર વર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને તેજ વખતે ત્રણે માનને સમકાળે ઉપશમાવવા માંડે છે. પુનઃ સંજ્વલનમાનની પ્રથમ સ્થિતિ સમયોન ૩ આવલિકા શેષ રહ્યે છતે અપ્રત્યા૦ પ્રત્યા૦ માનના દલિકને સં૦ માનમાં પ્રક્ષેપે નહિં, પરન્તુ સં૦ માયાદિકમાં પ્રક્ષેપે છે. પુનઃ આવલિકાદ્વિક શેષ રહેતાં આગાલ વિચ્છેદ થાય છે, અને ઉદીરણા પ્રવર્તે છે. તે પણ (સ્વ) આવલિકાના અન્ત્ય સમય સુધી પ્રવર્તે છે. તદનંતર પ્રથમ સ્થિતિની એક આવલિકા બાકી રહે છે, તે સમયે સંજ્વલન કષાયોનો બે માસનો સ્થિતિબંધ થાય છે, અને શેષકર્મોનો સંખ્યાતવર્ષ સ્થિતિબંધ થાય છે. પુનઃ તે વખતે

સંજ્વલનમાનનો બંધ ઉદય ને ઉદીરણા વિચ્છેદ પામે છે, અને અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની માન ઉપશાન્ત થાય છે. પુનઃ સંજ્વલનમાનની પણ એક આવલિકા પ્રમાણ પ્રથમ સ્થિતિ, તથા સમયોન બે આવલિકા બદ્ધલતાને વર્જીને શેષ સર્વ દલિક ઉપશાન્ત થયું છે, તેજ વખતે સં૦ માયાની દ્વિતીય સ્થિતિમાંથી દલિકને આકર્ષીને પ્રથમ સ્થિતિરૂપ કરે છે અને વેદે છે, અને પૂર્વોક્ત સં૦ માનની પ્રથમ સ્થિતિ સંબંધિ એક આવલિકાને સ્તિબુક સંક્રમવડે આ સં૦ માયામાં પ્રક્ષેપે છે, અને સમયોન બે આવલિકાબદ્ધ લતાને પુરૂષવેદોપશમનાની પદ્ધતિએ ઉપશમાવે છે અને સંક્રમાવે છે. અહિં સં૦ માયા ઉદયના પ્રથમ સમયે સં૦ માયા અને લોભનો સ્થિ૦બંધ ૨ માસનો થાય છે, અને શેષકર્મોનો સંખ્યાતવર્ષ સ્થિતિબંધ થાય છે.

તથા તેજ સમયથી આરંભીને ત્રણે પણ માયાને સમકાળે ઉપશમાવવા માંડે છે,તદનંતર સંજ્વલન માયાની પ્રથમસ્થિતિ ત્રણ આવલિકા પ્રમાણ શેષ રહે ત્યારે અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની માયાના દલિકને સં૦ માયામાં પ્રક્ષેપે નહિં પરન્તુ સં૦ લોભમાં પ્રક્ષેપે છે. પુનઃ બે આવલિકા બાકી રહેતાં આગળ વિચ્છેદ પામે છે, અને એક ઉદીરણાજ પ્રવર્તે છે, તે પણ સ્વ આવલિકાના અન્ત્ય સમય સુધી પ્રવર્તે છે, તે અવસરે સં૦ માયા અને લોભનો સ્થિ૦ બંધ ૧ માસનો થાય છે, અને શેષ કર્મોનો સંખ્યેય વર્ષ પ્રમાણ સ્થિ૦ બંધ થાય છે. તે વાર પછી અનન્તર સમયે સં૦ માયાનો બન્ધ ઉદય ને ઉદીરણા વિચ્છેદ પામે છે, અને અપ્રત્યા૦ પ્રત્યા૦ માયા ઉપશાન્ત થાય છે. આ વખતે સં૦ માયાનું પ્રથમ સ્થિતિસંબંધી એક આવલિકાનું દલિક તથા સમયોન બે આવલિકા બધ્ધલતા સિવાયનું બીજું સર્વ દલિક ઉપશાન્ત થયું છે. તેજ સમયે સં૦ લોભની દ્વિતીય સ્થિતિમાંથી દલિકને આકર્ષીને પ્રથમ સ્થિતિરૂપ કરે છે. અને વેદે છે, અને માયાના પૂર્વોક્ત પ્રથમ સ્થિતિસંબંધી એક આવલિકા પ્રમાણ દલિકને સ્તિબુક સંક્રમ વડે સં૦ લોભમાં

સંક્રમાવે છે. અને સમયોન બે આવલિકા બંધલતાને પુરૂષવેદોપશમનાની પદ્ધતિએ ઉપશમાવે છે અને સંક્રમાવે છે.

હવે સં૦ લોભની પ્રથમ સ્થિતિનું પ્રમાણ નિરૂપણ કરે છે.

**लोभस्स बे ति भागा ठिइ य निभागो त्थ किट्टिकरणद्धा**
**एगफड्डगवग्गण—अणंतभागो उ ता हेट्ठा ॥४९॥**

**ગાથાર્થ**:—સં૦ લોભના બે ત્રિભાગ સ્થિતિમાં પ્રથમ ત્રિભાગ અશ્વકર્ણ કરણાધ્ધા, અને બીજો ત્રિભાગ કિટ્ટિકરણાધ્ધા નામે છે. ત્યાં તે કિટ્ટિ એક સ્પર્ધક ગત વર્ગણાઓના અનંતમા ભાગે અને સર્વજ૦ અનુ૦સ્પર્ધકથી પણ હીન રસવાળી છે.

**ટીકાર્થ**:—સં૦ લોભની પ્રથમ સ્થિતિના ૩ ભાગ છે. ત્યાં પ્રથમના બે ત્રિભાગો પ્રથમ સ્થિતિ રૂપે કરે છે, અર્થાત્ દ્વિતીયસ્થિતિમાંથી દલિકને આકર્ષીને પ્રથમના બે ત્રિભાગમાં [1]પ્રક્ષેપે છે. ત્યાં પ્રથમ ત્રિભાગ અશ્વકર્ણકરણાદ્ધા અને બીજો ત્રિભાગ કિટ્ટિકરણાદ્ધા નામે છે.

હવે સંજ્વલન લોભોદયના પ્રથમ સમયથીજ પ્રારંભીને અપ્રત્યાખ્યાની વિગેરે ૩ લોભને ઉપશમાવવા માંડે છે, એની ઉપશમનાનો વિધિ પૂર્વવત્ જાણવો. ત્યાં અશ્વકર્ણકરણાદ્ધાનામના પ્રથમ ત્રિભાગમાં વર્તતો જીવ પૂર્વ સ્પર્ધકોમાંથી પ્રતિસમયે દલિકને ગ્રહણ કરીને અને અત્યન્તહીન રસવાળાં કરીને અપૂર્વસ્પર્ધકો કરે

---

૧ ભાવાર્થ એ છે કે—લોભની દ્વિતીય સ્થિતિમાથી દલિકને આકર્ષીને ત્રણ વિભાગાત્મક પ્રથમ સ્થિતિ કરે છે તેમાં પ્રથમ અશ્વકર્ણકરણાદ્ધા—બીજો કિટ્ટિકરણાદ્ધા અને ત્રીજો કિટ્ટિવેદનાદ્ધા વિભાગ છે. એમાં દલિક પરિણમન તો પ્રથમના બે ભાગ રૂપે થાય છે અને ત્રીજો વિભાગ તો અનુભવકાળનો છે. અર્થાત્ દ્વિતીયસ્થિતિમાંથી ગ્રહણ કરેલા દલિકને પ્રથમના બે વિભાગમાં પ્રક્ષેપીને ત્રીજે વિભાગે અનુભવે છે.

છે. અદ્યાપિપર્યન્ત સંસારમાં પરિભ્રમણ કરતા જીવે બંધની અપેક્ષાએ આવાં હીનરસવાળાં સ્પર્ધકો કદી પણ કર્યાં નથી, પરન્તુ આ વખતેજ અત્યન્ત વિશુદ્ધિના વશથી આવાં સ્પર્ધકો કરે છે માટે अपूर्व स्पर्धक કહેવાય છે. તદનંતર એ પ્રમાણે અપૂર્વ સ્પર્ધકો કરતાં સંખ્યાત સ્થિતિબંધ વ્યતીત થયે છતે અશ્વકર્ણકરણાદ્ધા સમાપ્ત થાય છે. તદનંતર કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશ કરે છે, તે વખતે સં૦ લોભનો સ્થિ૦બંધ ઘણા (પૃથકત્વ) દીવસ પ્રમાણનો થાય છે, અને શેષ કર્મોનો સ્થિ૦બંધ ઘણા (પૃથકત્વ) વર્ષ પ્રમાણ થાય છે. અહિં પૂર્વસ્પર્ધકોમાંથી અને અપૂર્વસ્પર્ધકોમાંથી દલિકને ગ્રહણ કરીને પ્રતિસમય અનન્તકિટ્ટિ કરે છે. किट्टि એટલે પૂર્વ સ્પર્ધકોમાંથી અને અપૂર્વસ્પર્ધકોમાંથી વર્ગણાઓ ગ્રહણ કરીને તેઓને અનન્તગુણ હીન રસવાળી કરીને ઘણા અન્તરે સ્થાપવી, જેમકે જે વર્ગણાઓના અસત્ કલ્પનાએ ૧૦૧-૧૦૨-૧૦૩-૧૦૪-૧૦૫ એ પ્રમાણે અનુક્રમે અનુભાગાવિભાગો હોય તે વર્ગણાઓના અનુભાગાવિભાગોને ૫-૧૫-૨૫-૩૫-૪૫ એવા અનનુક્રમે કરવા તે કિટ્ટિ કહેવાય છે. હવે એજ કિટ્ટિ સબંધિ વિશેષ પ્રરૂપણા કરાય છે.

पगफड्डगवग्गण ઈત્યાદી=એક અનુભાગસ્પર્ધકમાં જેટલી વર્ગણાઓ છે, તેના અનન્તમા ભાગે જેટલી વર્ગણાઓ થાય તેટલા પ્રમાણવાળી કિટ્ટિઓ પ્રથમ સમયે થાય છે, ને તે પણ અનન્ત થાય છે. અહિં પ્રશ્ન છે કે:—

તે કિટ્ટિઓ શું સર્વ જઘન્યાનુભાગ સ્પર્ધકથી સદૃશ છે કિંવા હીન છે? તો કહીએ છીએ કે—તેથી પણ હીન છે તે વાત મૂળ ગાથાથી કહે છે કે हेट्ठा એટલે જે સર્વ જઘન્યાનુભાગ સ્પર્ધક છે તેથી પણ હેઠે કરે છે અર્થાત્ તેથી પણ અનન્તગુણહીન રસવાળી કિટ્ટિઓ કરે છે.

**अणुसमयं सेढीए-असंखगुणहाणि जा अपुव्वाओ**
**तव्विवरीयं दलियं-जहन्नगाई विसेसूणं ॥ ५० ॥**

ગાથાર્થ:—જે અપૂર્વ કિટ્ટિ કરે છે તે પ્રતિસમય અસંખ્ય ગુણ હાનીની શ્રેણિએ જાણવી, અને દલિક તે કટ્ટિશ્રેણિથી વિપરીત જાણવું. અને જઘન્ય કિટ્ટિથી આગળની કિટ્ટિયો વિશેષ હીન હીનતર જાણવી.

ટીકાર્થ:—પ્રતિસમયે જે અપૂર્વ એટલે નવી નવી કિટ્ટિ કરે છે તે પ્રતિસમયે ગણનાથી અસંખ્યગુણહીન શ્રેણિએ જાણવી, અને અપૂર્વપણું તે પ્રતિસમયે અનુક્રમે અનંતગુણહીન રસપણાથી જાણવું. તે આ પ્રમાણે—પ્રથમ સમયે ઘણી કિટ્ટિ કરે, દ્વિતીય સમયે અસંખ્યગુણહીન, તેથી પણ તૃતિયસમયે અસંખ્યગુણહીન કિટ્ટિ કરે, એ પ્રમાણે કિટ્ટિકરણાદ્ધાના અન્ત્ય સમય સુધી કહેવું. તથા तव्विवरीयं दलियं એટલે દલિકને તેથી વિપરીત એટલે કિટ્ટિસંખ્યાથી વિપરીત જાણવું. તે આ પ્રમાણે—પ્રથમ સમયે સર્વ કિટ્ટિગત દલિક સર્વથી અલ્પ, તેથી દ્વિતિય સમયે સર્વ કિટ્ટિગત દલિક અસંખ્યગુણ, તેથી પણ ત્રીજે સમયે સર્વ કિટ્ટિગત દલિક અસંખ્યગુણ છે, એ પ્રમાણે કિટ્ટિકરણાદ્ધાના અન્ત્યસમય પર્યન્ત કહેવું.

તથા પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાં સામાન્યથી સર્વોત્કૃષ્ટ અનુભાગ હોય છે, તેથી દ્વિતીય સમયકૃત કિટ્ટિયોમાં અનન્તગુણહીન[1] ને તેથી પણ તૃતિયસમયકૃત કિટ્ટિયોમાં અનન્તગુણહીન અનુભાગ હોય છે એ પ્રમાણે કિટ્ટિકરણાદ્ધાના અન્ત્ય સમય સુધી કહેવું હવે પ્રથમ સમયકૃતકિટ્ટિયોનું પરસ્પર પ્રદેશ પ્રમાણ કહે છે.— जहन्नगाई विसेसूणं=જઘન્યકિટ્ટિથી માંડીને આગળ અનુક્રમે પ્રત્યેક કિટ્ટિ વિશેષહીન વિશેષહીન પ્રદેશસમૂહવાળી કહેવી તે આ પ્રમાણે—પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાં જે સર્વજઘન્યાનુભાગ યુક્ત કિટ્ટિ છે તેનો પ્રદેશસમૂહ સર્વથી અધિક છે. તેથી અનન્તર અનન્ત-

૧ આ સ્થાને છાપેલી પ્રતમાં अनन्तगुण એટલોજ પાઠ છે પરન્તુ अनन्तगुणहीन એવો પાઠ જોઇએ.

ગુણાનુભાગાધિક એવી દ્વિતીયકિટ્ટિમાં વિશેષહીન પ્રદેશાગ્ર છે. એથી પણ અનન્તર અનન્તગુણાધિકાનુભાગયુક્ત ત્રીજીકિટ્ટિમાં વિશેષહીન પ્રદેશ સમૂહ છે. એ પ્રમાણે અનુક્રમે અધિક અધિક અનુભાગવાળી કિટ્ટિયોમાં વિશેષહીન વિશેષહીન પ્રદેશાગ્ર ત્યાં સુધી કહેવો કે જ્યાં સુધી પ્રથમ સમયકૃતકિટ્ટિયોમાં સર્વોત્કૃષ્ટ કિટ્ટિ આવે, એવી રીતે સર્વ સમયે. સંબંધિ પ્રત્યેક કિટ્ટિની ભાવના કરવી.

**अणुभागो ऽणंतगुणो, चाउम्मासाइ संखभागूणो**
**मोहे दिवसपुहुत्तं, किट्टीकरणाइ समयम्मि ॥५१॥**

ગાથાર્થ:—પ્રતિ સમયમાં કિટ્ટિયોનો અનુભાગ અનુક્રમે અનંતગુણ કહેવો, અને મોહનીયના ચાતુર્માસિક સ્થિતિબંધથી આગળના અન્ય સ્થિતિબંધો સંખ્યાતભાગ હીન થતાં કિટ્ટિકરણાદ્ધાના પ્રથમ સમયે દીવસ પૃથકત્વનો સ્થિતિબંધ થાય.

ટીકાર્થ:—પ્રથમ સમયકૃત કિટ્ટિયોનો અનુભાગ અનુક્રમે અનંતગુણ કહેવો. તે આ પ્રમાણે—પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાં જે સર્વ. જઘન્યાનુભાગવાળી કિટ્ટિ છે તેનો અનુભાગ સર્વથી અલ્પ છે. તેથી દ્વિતીય કિટ્ટિ અનતગુણ અનુભાગ વાળી છે, તેથી પણ તૃતિય કિટ્ટિ અનંતગુણ અનુભાગવાળી છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાં સર્વોત્કૃષ્ટાનુભાગવાળી કિટ્ટિ આવે, એ પ્રમાણે દ્વિતીયાદિ સમયકૃત કિટ્ટિયોમાં પણ પ્રરૂપણા કરવી. હવે એજ કિટ્ટિયોનું પરસ્પર અલ્પ બહુત્વ કહેવાય છે.

પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાં જે સર્વોત્કૃષ્ટ પ્રદેશાગ્રવાળી કિટ્ટિ તેના પ્રદેશો સર્વથી અલ્પ છે. તેથી દ્વિતીય સમયકૃત કિટ્ટિયોમાં જે સર્વાલ્પ પ્રદેશવાળી કિટ્ટિ તેના પ્રદેશો અસંખ્યગુણ છે. તેથી પણ તૃતિય સમયકૃત કિટ્ટિયોમાંની જે સર્વાલ્પ પ્રદેશવાળી કિટ્ટિ તેના પ્રદેશો અસંખ્યગુણ છે. એ પ્રમાણે કિટ્ટિ કરણાદ્ધાના અન્ત્ય સમય પર્યન્ત કહેવું.

તથા પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાં જે સર્વ જઘન્યાનુભાગવાળી કિટ્ટિ તે સર્વોત્કૃષ્ટાનુભાગવાળી ( ઉત્તર સમયકૃત કિટ્ટિની અપેક્ષાએ) છે. તેથી દ્વિતીય સમયકૃત કિટ્ટિયોમાં જે સર્વોત્કૃષ્ટાનુભાગવાળી કિટ્ટિ તેનો અનુભાગ અનંતગુણ હીન છે, તેથી પણ તૃતિય સમયકૃત કિટ્ટિયોમાંની સર્વોત્કૃષ્ટ અનુભાગવાળી જે કિટ્ટિ તેનો અનુભાગ અનંતગુણ હીન છે. એ રીતે કિટ્ટિ કરણાદ્ધાના અન્ત્ય સમય પર્યન્ત કહેવું.

તથા चाउम्मासाइ संखभागूणो मोहे ઇત્યાદિ=મોહનીય કર્મમાં સંજ્વલનોના ચાતુર્માસિક સ્થિતિબંધથી પ્રારંભીને અન્ય અન્ય સ્થિતિબંધ સંખ્યાત ભાગ હીન હીનતર ત્યાં સુધી જાણવો કે જ્યાં સુધી કિટ્ટિ કરણાદ્ધાના પ્રથમ સમયે દિવસ પૃથક્ત્વ પ્રમાણ ( ઘણા દિવસ પ્રમાણ ) સ્થિતિબંધ થાય. ને તે ( સ્થિ૦બંધ ) પ્રાયઃ તેવીજ રીતે કહ્યો છે.

**भिन्नमुहुत्तो संखि–ज्जेसु य घाईणि दिणपुहुत्तं तु**
**वाससहस्स पुहुत्तं, अंतोदिवसस्स अंते सिं ॥५२॥**

**वाससहस्सपुहुत्ता, बिवरसअंतो अघाइकम्माणं**
**लोभस्स अणुवसंतं, किट्टिओ जं च पुव्वुत्तं ॥५३॥**

ગાથાર્થ:—સંખ્યાત સ્થિતિબંધ વ્યતીત થયે સં૦ લોભનો અન્તર્મુ૦ સ્થિતિબંધ થાય છે, અને ઘાતિકર્મોનો ઘણા દિવસ પ્રમાણ તથા નામગોત્ર વેદનીયનો ઘણા હજાર વર્ષ પ્રમાણ સ્થિ૦ બંધ થાય છે. પુનઃ કિટ્ટિકરણાદ્ધાના અન્તે એ ત્રણે કર્મોનો અનુક્રમે અંતર્મુહુર્ત અંતર્દિવસ. ॥ ૫૨ ॥

તથા અઘાતિ કર્મોના ઘણા હજાર વર્ષ પ્રમાણથી હીન હીનતર થતો અન્ત્ય સમયે સ્થિ૦ બંધ બે વર્ષથી ન્યૂન થાય છે.

તથા સં૦ લોભની જે પૂર્વોક્ત ( સમયોનાવલિકાદ્વિકબદ્ધ ) અને કિટ્ટિકૃત દલિક તે અનુપશાન્ત છે. ॥ ૫૩ ॥

*ટીકાર્થ*—અત્ર ષષ્ઠી ને સપ્તમિનો અર્થ પ્રાયઃ એક સરખો હોવાથી अस्या એટલે આ કિટ્ટિકરણાદ્ધાના સંખ્યાતભાગ ગયે છતે સં૦ લોભનો સ્થિતિબંધ અન્તર્મું૦ પ્રમાણ થાય છે, અને ૩ ઘાતિકર્મોનો પૃથક્ત્વ દિવસ પ્રમાણ અને નામ ગોત્ર વેદનીયનો ઘણા હજાર વર્ષ પ્રમાણ સ્થિ૦ બંધ થાય છે. અહિં પૃથક્ત્વ શબ્દ બહુત્વ વાચક છે. તથા કિટ્ટિકરણાદ્ધાના અન્તે અન્ત્ય સમયે સં૦ લોભનો સ્થિ૦ બંધ અંતર્મું૦ પ્રમાણ છે, પરન્તુ આ અન્તર્મું૦ અતિ અલ્પ પ્રમાણવાળું જાણવું. તથા સિં=તે ઘાતિકર્મોનો અન્તર્દિવસ એટલે દેશૂણ એક અહોરાત્રિનો સ્થિ૦ બંધ થાય છે. પુન નામ ગોત્ર ને વેદનીયરૂપ અઘાતિકર્મોનો ઘણા હજાર વર્ષ પ્રમાણ સ્થિ૦બંધથી અન્ય હીન હીનતર સ્થિ૦ બંધ થતો તે કિટ્ટિકરણાદ્ધાના અન્ત્ય સમયે બે વર્ષથી ન્યૂન સ્થિ૦બંધ થાય છે.

તથા કિટ્ટિકરણાદ્ધાની સમયોન ૩ આવલિકાશેષ રહેતાં અપ્રત્યા૦ પ્રત્યા૦ લોભનું દલિક સં૦ લોભમાં સંક્રમે નહિ, પરન્તુ સ્વસ્થાને રહ્યું છતું ઉપશાન્ત થાય છે, પુનઃ બે આવલિકા શેષ રહેતાં આગાલ વિચ્છેદ પામે છે અને માત્ર ઉદીરણા પ્રવર્તે છે. પુનઃ તે ઉદીરણાવલિકાના અન્ત્ય સમયે જે કિટ્ટિરૂપ થયેલું દ્વિતીય સ્થિતિ સંબંધિ દલિક અને જે પૂર્વોક્ત સમયોનાવલિકાદ્વિકબદ્ધ દલિક અને જે કિટ્ટિકરણાધ્ધાની એક આવલિકા બાકી રહી છે, એ ત્રણ દલિક ( સં૦ લોભનાં ) અનુપશાન્ત છે, ને શેષ સર્વ દલિક ઉપશાન્ત થયેલું છે. તથા તેજ સમયે અપ્રત્યા૦ ને પ્રત્યા૦ એ બન્ને લોભ ઉપશાન્ત થયા. અને સં૦ લોભના બંધનો તથા બા૦ સં૦ લોભના ઉદય ઉદીરણાનો વિચ્છેદ થાય છે, આજ અનિવૃત્તિ બા૦ સંપરાય ગુણ સ્થાનકનો અન્ત્ય સમય છે.

**सेसद्धं तणुरागो, तावइया किट्टिओ अ पढमठिई**
**वज्जिय असंखभागं, हेठुवरि मुदिरई सेसा ॥५४॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—શેષાધ્ધામાં એટલે શેષકાળમાં અર્થાત્ ત્રીજા ત્રિભાગમાં સૂક્ષ્મરાગી એટલે સૂક્ષ્મ સંપરાયી થાય છે, ને પૂર્વે કરેલી તે કિટ્ટિયોને દ્વિતીય સ્થિતિમાંથી કેટલીએકને સમાકર્ષીને સૂક્ષ્મ સંપરાય કાળ જેટલી પ્રથમ સ્થિતિરૂપ કરે છે, અને કિટ્ટિકરણાદ્ધાની અન્ત્યાવલિકા માત્રને સ્તિબુક સંક્રમવડે સંક્રમાવે છે, તથા પ્રથમ સમયકૃત અને અન્તિમ સમયકૃત કિટ્ટિયો સિવાય શેષ સમયકૃત કિટ્ટિયો સૂ૦ સંપરાયાદ્ધાના પ્રથમ સમયે ઉદયમાં આવે છે. તથા **वज्जिय असंखभागं** ઇત્યાદિ=અન્ત્ય સમયકૃત કિટ્ટિયોમાંથી નીચેના અસંખ્યાતમાભાગને અને પ્રથમ સમયકૃત કિટ્ટિયોમાંથી ઉપરના અસંખ્યાતમાભાગને વર્જી વર્જીને શેષ કિટ્ટિયોની ઉદીરણા કરે છે.

**गिन्हंतो य मुयंतो, असंखभागं तु चरिमसमयम्मि**
**उवसामेइ य बिइय–ट्ठिइं पि पुव्वं व सव्वद्ध ॥५५॥**

ગાથાર્થ:—સૂ૦ સંપરાયાદ્ધાના અન્ત્યસમય સુધી અસંખ્યતમા ભાગ જેટલા દલિકને ગ્રહણ કરતો અને મુકતો એવો જીવ સૂ૦ સંપરાયની સર્વાદ્ધા સુધી દ્વિતીયસ્થિતિ ગત દલિકને પૂર્વવત્ ઉપશમાવે છે.

ટીકાર્થ:—સૂ૦ સંપરાયાદ્ધાના દ્વિતીય સમયે ઉદય પ્રાપ્ત કિટ્ટિયોમાં અસંખ્યાતમો ભાગ મુકી દે છે અર્થાત્ તેટલી કિટ્ટિયો ઉપશાન્ત થયેલી હોવાથી ઉદયમાં આવતી નથી, અને અપૂર્વ અસંખ્યાતમા ભાગને અનુભવવાને અર્થે ઉદીરણાકરણ વડે ગ્રહણ

કરે છે. એ પ્રમાણે સૂ૦ સંપરાયઅદ્ધાના અન્ત્યસમય સુધી અસંખ્યાતમા ભાગનું ગ્રહણ વર્જન ચાલુ રહે છે. તથા દ્વિતીય સ્થિતિગત દલિકને પણ સૂ૦સંપરાયાદ્ધાના પ્રથમ સમયથી પ્રારંભીને સર્વાદ્ધાપર્યન્ત એટલે સર્વ સૂ૦ સંપરાયના કાળ પર્યન્ત પૂર્વની વિધિએ ઉપશમાવે છે, પુનઃ સમયોનાવલિકાદ્વિક બદ્ધ દલિકને પણ ઉપશમાવે છે પુનઃ સૂક્ષ્મ સંપરાય અદ્ધાના અન્ત્ય-સમયે જ્ઞાના૦ દર્શના૦ અને અન્તરાયનો સ્થિતિબંધ અન્તર્મુ૦ પ્રમાણ અને નામગોત્રનો ૧૬ મુહુર્ત પ્રમાણ સ્થિતિબંધ, અને વેદનીયનો ૨૪ મુહુર્ત પ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને તેજ અન્ત્ય સમયમાં સર્વ મોહનીય દલિક ઉપશાન્ત થાય છે, અને તેથી અનન્તર સમયે ઉપશાન્ત મોહ ગુણસ્થાનકને પ્રાપ્ત કરે છે.

**उवसंतद्धा भिन्नमुहु-त्तो तीसे य संखतमतुल्ला .**
**गुणसेढी सवद्धं, तुल्ला य पएसकालेहिं ॥ ५६ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—ઉપશાન્તઅદ્ધા એટલે ઉપશાન્તમોહ ગુણસ્થાનકનો કાળ ભિન્નમુહુર્ત એટલે અન્તર્મુ૦ પ્રમાણ છે. ને તે કાળમાં ઉપશાન્તાદ્ધાના કાળથી અસંખ્યાતમાભાગ પ્રમાણની ગુણશ્રેણિ રચે છે. તે સર્વ ગુણશ્રેણિ ઉપશાન્તાદ્ધાના સર્વકાળ પર્યન્ત (અવસ્થિત પરિણામ હોવાથી) પ્રદેશાપેક્ષાએ અને કાળ અપેક્ષાએ તુલ્ય રચે છે.

**उवसंता य अकरणा, संकमणोवट्टणा य दिट्ठितिगे**
**पच्छाणुपुव्विगाए, परिवडइ पमत्तविरतो त्ति ॥५७॥**

ગાથાર્થઃ—ઉપશાન્ત થયેલી પ્રકૃતિઓ સર્વકરણને અસાધ્ય થાય છે, પરન્તુ ઉપશાન્ત થયેલી ૩ દર્શન મોહનીયમાં સંક્રમણ

અને અપવર્તનાકરણ પ્રવર્તે છે. અને ઉપશાન્ત મોહથી પડતો પ્રાણી પશ્ચાનુપૂર્વીએ પ્રમત્ત સંયતગુણસ્થાન સુધી આવે છે.

**ટીકાર્થ**:—ઉપશાન્ત થયેલી મોહનીયની પ્રકૃતિયો અકરણા એટલે કરણરહિત થાય છે, અર્થાત્ સંક્રમણ-ઉદ્વર્તના-અપવર્તના-ઉદીરણા-નિધત્તિ-અને નિકાચના એ ૬ કરણોને અયોગ્ય થાય છે. પુનઃ દર્શન મોહનીયની ૩ પ્રકૃતિનો તો ઉપશાન્ત થયે છતે પણ તેઓની સંક્રમણા અને અપવર્તના થાય છે. તેમાં મિથ્યાત્વનો અને મિશ્રનો સમ્યકત્વમાં સંક્રમ થાય છે, અને અપવર્તના તો ત્રણેની થાય છે. આ ઉપશમનાનો સર્વવિધિ ક્રોધસહિત શ્રેણિ પ્રતિપન્ન જીવની અપેક્ષાએ જાણવો, અને જ્યારે માનસહિત શ્રેણિને અંગીકાર કરે છે તે વખતે માનને અનુભવતો છતોજ નપુંસક વેદોપશમનાની પદ્ધતિએ પ્રથમ ૩ ક્રોધને ઉપશમાવે છે. તદનંતર ક્રોધોપશમનાની પદ્ધતિએ માનત્રિકને ઉપશમાવે છે, અને શેષવિધિ પૂર્વોક્ત રીતેજ જાણવો. પુનઃ જ્યારે માયાસહિત શ્રેણિ માંડે ત્યારે માયાનેજ અનુભવતો છતો નપુંસકોપશમનાની રીતીએ પ્રથમ ક્રોધત્રિકને, અને તદનંતર માનત્રિકને ઉપશમાવે છે, ને તદનંતર ક્રોધોપશમનાની રીતીએ માયાત્રિકને ઉપશમાવે છે, અને શેષવિધિ તે પ્રમાણેજ જાણવો, તથા જ્યારે લોભસહિત શ્રેણિ માંડે ત્યારે લોભનેજ અનુભવતો છતો નપુંસકોપશમનાની વિધિએ પ્રથમ ક્રોધત્રિકને, તદનંતર માનત્રિકને અને તદનંતર માયાત્રિકને ઉપશમાવે છે, અને તદનંતર પૂર્વોક્ત પ્રકારે લોભત્રિકને ઉપશમાવે છે.

હવે પ્રતિપાત વિધિ કહેવાય છે—ભવક્ષયથી, અને અધ્ધાક્ષયથી એ પ્રમાણે બે પ્રકારે ઉપશમશ્રેણીથી પડવું થાય છે, ત્યાં આયુપૂર્ણ થતાં મરણ પામતા જીવને **ભવક્ષય પ્રતિપાત**, અને ઉપશાન્તમોહ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ થતાં પડતા જીવને **અધ્ધાક્ષય પ્રતિપાત** હોય છે. તેમાં જે ભવક્ષયથી પડે છે તે જીવને પ્રથમ સમયથીજ સર્વકરણો પ્રવર્તે છે, અને પ્રથમ સમયે જે કર્મો ઉદી-

રાય છે તેને ઉદયાવલિકામાં દેવાય છે, અને જે કર્મો ઉદીરણામાં આવતાં નથી તેઓનાં દલિકને ઉદયાવલિકાથી બહાર ગોપુચ્છાકારે રચે છે. પુનઃ જે ઉપશાન્તમોહગુણસ્થાનથી અધ્ધાક્ષય વડે પડે છે તે જીવ જે અનુક્રમે સ્થિતિઘાતાદિકને કરતો ચઢયો હતો તેવાજ અનુક્રમે પશ્ચાનુપૂર્વિએ સ્થિતિઘાતાદિક કરતો છતો પડે છે, અને તે પણ યાવત્ પ્રમત્તગુણસ્થાનક સુધી પડે છે.

**ओकड्डित्ता बिइठिइहिं, उदयादिसुं खिवइ दव्वं**
**सेढीए विसेसूणं, आवलिउप्पिं असंखगुणं ॥५८॥**

ગાથાર્થઃ—દ્વિતીય સ્થિતિમાંથી દલિકને આકર્ષીને પ્રથમ સ્થિતિરૂપ કરે અને ઉદયાદિ સમયોમાં વિશેષહીનશ્રેણિએ દલિકને પ્રક્ષેપે છે, અને આવલિકાથી ઉપર અસંખ્યગુણ દલિક પ્રક્ષેપે છે.

ટીકાર્થઃ—ઉપશાન્તમોહ-ગુણસ્થાનકથી પડતો જીવ અનુક્રમે સંજ્વલન લોભાદિકકર્મોને અનુભવે છે તે આ પ્રમાણે—પ્રથમ સં૦ લોભને, તદનંતર જે સ્થાને માયાનો ઉદય વિચ્છેદ પામ્યો હતો તે સ્થાને માયા, તદનંતર જે સ્થાને માનના ઉદયનો વિચ્છેદ થયો હતો તે સ્થાનથી અવીકૃમાન, તદનંતર જે સ્થાને ક્રોધનો ઉદય વિચ્છેદ પામ્યો હતો તે સ્થાનથી ક્રોધ, એ પ્રમાણે ઉદયસમયને પ્રાપ્ત થયેલા કર્મોના અનુભવને અર્થે દ્વિતીયસ્થિતિમાંથી દલિકને આકર્ષી આકર્ષીને પ્રથમ સ્થિતિરૂપ કરે છે, અને ઉદયસમય વિગેરે સ્થિતિઓમાં વિશેષહીન વિશેષહીનશ્રેણિએ પ્રક્ષેપે છે. તે આ પ્રમાણે—ઉદયસમયમાં ઘણું, તેથી દ્વિતીયસમયમાં વિશેષહીન, ને તેથી પણ તૃતિયસયયમાં વિશેષહીન, એ રીતે યાવત ઉદયાવલિકાના અન્ત્ય સમય સુધી કહેવું તદનંતર ઉદયાવલિકાથી ઉપર અસંખ્યગુણ પ્રક્ષેપે છે, તે આ પ્રમાણે—ઉદયાવલિકાથી ઉપરના પ્રથમ સમયમાં પૂર્વના અનંતર સમયમાં જે દલિક નિક્ષેપ કર્યો છે તેથી અસંખ્યગુણ દલિક પ્રક્ષેપે છે. તેથી પણ દ્વિતીયસમયે અસંખ્યગુણ, ને

તેથી પણ ત્રીજે સમયે અસંખ્યગુણ દલિકને પ્રક્ષેપે છે એ પ્રમાણે શ્રેણિના શીર્ષ સુધી કહેવું. તદનંતર આગળ પુનઃપણ પૂર્વોક્ત અનુક્રમે વિશેષહીન દલિક નિક્ષેપ થાય છે.

**वेइज्जंतीणेवं, इयरासिं आलिगाए बाहिरओ**
**न हि संकमो णुपुव्विं, छावलिगोदीरणाउप्पिं ॥५९॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

**ટીકાર્થ**ઃ—આ પૂર્વોક્ત દલિક નિક્ષેપ તે તત્સમયેવેદ્યમાન પ્રકૃતિયોનો જાણવો, અને બીજી અવેદ્યમાન પ્રકૃતિયોનો દલિક નિક્ષેપ તો આવલિકાથી ઉપરજ જાણવો. ને તે પણ ગુણશ્રેણિના શિર્ષ સુધી અસંખ્યગુણ પણે જાણવો. ત્યાંથી આગળ પુનઃપણ પૂર્વોક્તક્રમ પ્રમાણે વિશેષહીન હીનતર દલિક નિક્ષેપ હોય છે. તથા नहि संकमोणुपुव्विं એ વાક્યમાં हि પદ અવધારણના અર્થમાં છે તેથી અર્થ આ પ્રમાણે થાય છે કે—આનુપૂર્વિએજ સંક્રમ થાય એમ નહિ પરન્તુ અનાનુપૂર્વિએ પણ સંક્રમ થાય છે. તથા બન્ધ થયા બાદ ૬ આવલિકા ઉપર ઉદીરણા થાય છે એમ જે પ્રથમ કહી ગયા છીએ તેમ અહિં ન થાય, પરન્તુ બન્ધાવલિકા માત્ર વ્યતિક્રમ્યે પણ ઉદીરણા થાય છે.

**वेइज्जमाण संजल, णद्धा अहिगा उ मोहगुणसेढी**
**तुल्ला य जयारूढो, अतो हि सेसेहिं तुल्लत्ति ॥६०॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**ઃ—શ્રેણિથી પડતો જીવ મોહનીયકર્મની પ્રકૃતિયોની ગુણશ્રેણિ કાળની અપેક્ષાએ વેદ્યમાન સંજ્વલનના કાળથી અધિકકાળ વાળી રચે છે, અને ચઢવાના કાળની ગુણશ્રેણિની અપેક્ષાએ તુલ્ય

રૂપે છે. તથા ( ગાથામાં जय શબ્દ પ્રાકૃતપણાથી સ્ત્રીલિંગે કહ્યો છે) જે સંજ્વલન સહિત ઉપશમશ્રેણિ પ્રારંભી હોય, તે સંજ્વલનના ઉદયને પ્રાપ્ત થયો છતો ત્યાંથી પ્રારંભીને તે કષાયની ગુણશ્રેણિને શેષકર્મસંબંધિ ગુણશ્રેણિ તુલ્ય કરે છે. જેમ કોઇક જીવ સંજ્વલન ક્રોધે શ્રેણિ પ્રારંભીને તે શ્રેણિથી પડતો. જ્યારે પુનઃ સંજ્વલન ક્રોધના ઉદયને પ્રાપ્ત કરે, ત્યાંથી પ્રારંભીને તે સં૦ ક્રોધની ગુણશ્રેણિ શેષકર્મોની ગુણશ્રેણિ તુલ્ય કરે. એ પ્રમાણે માન માયાસહિત શ્રેણિ પતિપન્ન જીવને માન માયાની ગુણશ્રેણિ પણ ત્યારથી પ્રારંભીને તુલ્ય જાણવી. અને સં૦ લોભસહિત જો ઉપશમ શ્રેણિને પ્રારંભી હોય તો તે જીવને પડતાં પ્રથમ સમયથી આરંભીનેજ સં૦ લોભની ગુણશ્રેણિ શેષ કર્મસંબંધિ ગુણશ્રેણિ તુલ્ય પ્રવર્તે છે. શેષકર્મોનું પુનઃ શ્રેણિએ ચઢતાં જે સ્થાને જે બંધન સંક્રમણાદિ પ્રવર્ત્યું હતું તે તેવીજ રીતે પડતાં પણ અનુક્રમે પશ્ચાનુપૂર્વીએ અન્યૂનાધિકપણે પ્રવર્તે એમ જાણવું.

**खवगुवसामगपडिवय, माण दुगुणो तहिं तहिं बंधो**
**अणुभागोऽणंतगुणो, असुभाण सुभाण विवरीओ॥६१॥**

ગાથાર્થ:—ક્ષપકશ્રેણિમાં જે સ્થાને જેટલો સ્થિ૦ બંધ છે તે સ્થાને ઉપ૦ શ્રેણિમાં ચડતા જીવને બમણો સ્થિ૦ બંધ હોય છે. અશુભ પ્રકૃતિયોનો અનુભાગ અનંતગુણ, અને શુભનો અનંતગુણહીન અનુભાગ બંધાય છે.

ટીકાર્થ:—ક્ષપક જીવને ક્ષપકશ્રેણિએ ચડતાં જે જે સ્થાને જેટલો સ્થિ૦ બંધ થાય છે, તે તે સ્થાને ઉપશમશ્રેણિએ ચઢતા જીવને દ્વિગુણ સ્થિ૦બંધ થાય છે, અને તે તે સ્થાને ઉપશમ શ્રેણિથી પડતા જીવને તેથી પણ દ્વિગુણ સ્થિ૦ બંધ થાય છે, અર્થાત્ ક્ષપક સંબંધિ સ્થિતિબંધથી ચાર ગુણો સ્થિ૦બંધ થાય છે તથા ક્ષપકને જે સ્થાને અશુભ પ્રકૃતિનો જેટલો અનુભાગ થાય છે તે સ્થાને તેજ અશુભ

प्रकृतियोना उपशमकने ते अपेक्षाए अनन्तगुण अनुभाग थाय छे. अने तेथी पण ते अशुभ प्रकृतियोनो अनन्तगुण अनुभाग श्रेणिथी पडता जीवने होय छे, अने सुभाण विवरीओ=शुभ प्रकृतियोनो अनुभाग एथी विपरितपणे कहेवो ते आ प्रमाणे- उपशमश्रेणिथी पडतां जे स्थाने जेटलो अनुभाग शुभ प्रकृतियोनो थाय छे ते अपेक्षाए तेज शुभ प्रकृतियोना उपशमक जीवने अनंतगुण अनुभाग थाय छे, अने तेथी पण तेज प्रकृतियोनो अनंतगुण अनुभाग क्षपक जीवने थाय छे. शेष सर्व जेम चढताने तेम पडताने पण यावत् प्रमत्त संयत गुणस्थान सुधी कहेवुं.

**किच्चा पमत्त तदियर–ठाणे परिवत्ति बहु सहस्साणि**
**हिट्ठिल्लाणंतरदुगं, आसाणं वा वि गच्छेज्जा ॥ ६२ ॥**

गाथार्थः—टीकार्थानुसारे

टीकार्थः—प्रमत्त अने अप्रमत्तगुणस्थानकमां हजारोवार प्ररावृत्ति ( गमनागमन ) करीने कोइक जीव नीचेना अनन्तर बे गुणस्थानकमां जाय छे, अर्थात् कोइ देशविरत पण थाय छे अने कोइक अविरतसम्यग्द्रष्टि पण थाय छे, अने जेओना मते अनन्तानुबन्धिनी उपशमना थाय छे तेओना मते कोइक सास्वादन भावने पण पामे छे.

**उवसमसम्मत्तद्धा, अंतो आउक्खया धुवं देवो**
**तिसु आउगेसु बद्धे–सु जेण सेढिं न आरुहइ ।६३॥**

गाथार्थः—टीकार्थानुसारे

टीकार्थः—औपशमिक सम्यक्त्वना काळमां वर्तता कोइक जीव आयुष्यनो क्षय थवाथी काळ करे तो अवश्य देव थाय छे. पुनःसा-

સ્વાદન ભાવને પામેલો જીવ ત્યાંજ કાળ કરે તો પણ તે દેવજ થાય છે. જેથી કરીને કહે છે કે—દેવાયુ વિના ૩ આયુષ્યમાંના કોઇ પણ આયુષ્યને બાંધે છે તે જીવ ઉપશમ શ્રેણિ માંડે નહિં તેથી કરીને શ્રેણિમાં રહ્યો છતો જીવ કાળ કરીને અવશ્ય દેવજ થાય છે.

**उग्घाडियाणि करणाणि, उदयट्ठिइ माइगं इयरतुल्लं**
**एगभवे दुरकुत्तो, चरित्तमोहं उवसमेइ ॥ ६४ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—ઉપશમશ્રેણિએ ચઢતાં જે જે સ્થાને બન્ધન સંક્રમણાદિ જે જે કરણો વિચ્છેદ પામવાનાં સ્થાન હતાં તે તે સ્થાનને પ્રાપ્ત થયેલા ઉપશમ શ્રેણિથી પડતા જીવને તે તે કરણો પ્રગટ થાય છે, અર્થાત્ તે તે સ્થાને તે તે કારણો પ્રવર્તે છે. તથા ઉદયસ્થિત્યાદિક એટલે ઉદય સ્થિતિબંધ વિગેરે ઇતર તુલ્ય એટલે ઉપશમશ્રેણિએ ચઢતાં થનારા ઉદય સ્થિત્યાદિ સરખાં થાય છે, અર્થાત્ ઉપશમશ્રેણિએ ચઢતાં જે જે સ્થાને જે જે ઉદયને સ્થિતિવિગેરે વિચ્છેદ પામ્યાં હતાં, તે તે સ્થાને તે તે ઉદય સ્થિતિ વિગેરે ઉપશમશ્રેણિથી પડતાં પણ પ્રવર્તે છે. તથા એક ભવમાં બે વાર ચારિત્ર મોહનીયને ઉપશમાવે છે અર્થાત્ બે વાર ઉપશમશ્રેણિ પામે છે, પરન્તુ ત્રીજીવાર ઉપશમ ણિની પ્રાપ્તિ થાય નહિં.

એ પ્રમાણે પુરૂષવેદોદયે ઉપશમશ્રેણિપ્રતિપન્ન જીવની અપેક્ષાએ એ સર્વવિધિ કહ્યો, ને હવે સ્ત્રીવેદ શ્રેણિપ્રતિપન્નજીવને ઉપશમનાનો વિધિ કહેવાય છે.

**उदयं वज्जिय इत्थी, इत्थिं समयइ अवेयगा सत्त**
**तह वरिसवरो वरिसवरिं, इत्थिं समगं कमारद्धे ॥६५॥**

**ગાથાર્થ**:—અન્ત્ય સમય માત્ર ઉદય સ્થિતિ સિવાયનું સર્વ સ્ત્રીવેદ દલિક જેનું ઉપશાન્ત થયું છે એવી ઉપશમશ્રેણિગત સ્ત્રી તે સમકાળે સાત પ્રકૃતિયોને ઉપશમાવવા માંડે છે. તથા તેવીજ રીતે (નપું૦ વેદની એક ઉદયસ્થિતિ વર્જીને) નપુંશકવેદને અને સ્ત્રીવેદને સમકાળે ક્રમપૂર્વક ઉપશમનાનો પ્રારંભ કર્યે છતે ઉપશમાવે છે.

**ટીકાર્થ**:—અહિં કોઇક સ્ત્રી ઉપશમશ્રેણિને પામી છતી પ્રથમ નપુંશકવેદને શમાવે છે. અને પશ્ચાત્ સ્ત્રીવેદને ઉપશમાવે છે. તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી સ્વવેદોદયનો ઉપાન્ત્ય સમય પ્રાપ્ત થાય ત્યાં સુધી ઉપશમાવે છે. તે સમયે અન્ત્ય સમય માત્ર એક ઉદયસ્થિતિવર્જીને શેષ સ્ત્રીવેદ સંબંધિ દલિક ઉપશાન્ત થયું છે. તદનંતર તે અન્ત્ય સમય વ્યતિક્રાન્ત થયે છતે વેદોદય રહીત થઈ પુરૂષવેદ અને હાસ્ય છક્ક એ સાત પ્રકૃતિયોને સમકાળે ઉપશમાવા માંડે છે. શેષ અધિકાર પુરૂષવેદે શ્રેણિપ્રતિપન્ન જીવવત્ જાણવો.

હવે નપુંસકવેદે શ્રેણિપ્રતિપન્ન જીવનો વિધિ કહે છે. તહ વરિસવરો ઇત્યાદિ=વર્ષવર એટલે નપુંસક જીવ ઉપશમ શ્રેણિને પામ્યો છતો તથા એટલે એક ઉદય સ્થિતિને વર્જીને સમકં એટલે સમકાળે નપુંસકવેદને અને સ્ત્રીવેદને ઉપશમાવે છે ॥ "કમારદ્ધે"=એ અનુક્રમે ઉપશમના પ્રારંભ કર્યે છતે ॥ અહિં સંપ્રદાય આ પ્રમાણે છે—સ્ત્રીવેદે વા પુરૂષવેદે ઉપશમશ્રેણિને પ્રાપ્ત કરતો જે સ્થાને નપુંસક વેદને ઉપશમાવે છે તે વાત તો દૂર રહો પરંતુ યાવત્ નપુંસક વેદે શ્રેણિને પામ્યો છતો પણ માત્ર નપુંસકવેદનેજ ઉપશમાવે છેઃ ને ત્યાંથી આગળ નપુંસક વેદને અને સ્ત્રી વેદને સમકાળે ઉપશમાવવા માંડે છે, તે પણ ત્યાં સુધી કે જ્યાં સુધી નપુંસક વેદોદયના કાળનો ઉપાન્ત્ય સમય પ્રાપ્ત થાય તેજ સમયે સ્ત્રીવેદ ઉપશાન્ત થાય છે, અને નપુંસકવેદની એક સમયમાત્ર ઉદયસ્થિતિ શેષ રહે છે, શેષ સર્વ દલિક ઉપશાન્ત થયું છે. પુનઃ તે ઉદયાસ્થિતિ વ્યતિક્રમ્યે અવેદક થાય છે, તદનંતર

પુરૂષવેદાદિ સાત પ્રકૃતિયોને સમકાળે ઉપશમાવાનો યત્ન કરે છે. શેષ અધિકાર પૂર્વોક્ત રીતે જાણવો. ( ઇતિ *સર્વોપશમના ).

*उपशमश्रेणि ( मां उपशान्त थती मोहनीयनी २८ प्रकृतियोनो ) अनुक्रम.

( पुरुष प्रारंभकनी अपेक्षाए. )

| |
|---|
| ११ मुं उप० मोहगु० |
| સંજ્વ૦ લોભ ૧ |
| અપ્ર૦ પ્ર૦ લોભ ૨ |
| સંજ્વ૦ માયા ૧ |
| અપ્ર૦ પ્ર૦ માયા ૨ |
| સંજ્વ૦ માન ૧ |
| અપ્ર૦ પ્ર૦ માન ૨ |
| સંજ્વ૦ ક્રોધ ૧ |
| અપ્ર૦ પ્ર૦ ક્રોધ ૨ |
| પુંવેદ ૧ |
| નોકષાય ૬ |
| સ્ત્રીવેદ ૧ |
| નપું૦ વેદ ૧ |
| દર્શન મોહ૦ ૩ |
| અનંતાનુ૦ ૪ |

प्रारंभ अहिंथी

| |
|---|
| સિદ્ધિ સ્થાનમ્ |
| મનુ૦ ત્રિકાદિ ૧૩ |
| દેવદ્વિકાદિ ૭૨ |
| જ્ઞાનાવરણાદિ ૧૪ |
| નિદ્રા–પ્રચ૦ ૨ |
| સંજ્વ૦ લોભ ૧ |
| સંજ્વ૦ માયા ૧ |
| સંજ્વ૦ માન ૧ |
| સંજ્વ૦ ક્રોધ ૧ |
| પુવેદ ૧ |
| નોકષાય ૬ |
| સ્ત્રીવેદ ૧ |
| નપું૦ વેદ ૧ |
| મધ્યકષાય ૮ |
| સ્ત્યાન૦ ત્રિકાદિ ૧૬ |
| આયુષ્ય ૩ |
| સમ્ય૦ મો૦ ૧ |
| મિશ્ર મો૦ ૧ |
| મિથ્યા૦ ૧ |
| અનંતાનુ૦ ૪ |

ક્ષીયમાણ પ્રકૃતિયોનો પ્રારંભ અહિંથી

ક્ષપકશ્રેણિ ( માં ક્ષય પામતી ૧૪૮ પ્રકૃતિયોનો ) અનુક્રમ.
( આ સ્થાપના પ્રસંગથીજ અત્રે દર્શાવી છે. )

॥ अथ देशोपशमना ॥

એ પ્રમાણે સર્વોપશમના કહી. અને હવે દેશોપશમના કહેવાય છે.

पगइ ठिइ अणुभाग, प्पएस मुलुत्तराहि पविभत्ता
देसकरणोवसमणा, तीए समियस्स अट्ठ पयं ॥६६॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણ નામના બે કરણોથી પ્રકૃત્યાદિકની જે દેશથી (સર્વાંશે નહિ) ઉપશમના થાય છે તે દેશકરણોપશમના કહેવાય છે. તાત્પર્ય એ છે કે—યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણ એ બે કરણથી પ્રકૃત્યાદિકને જે દેશથી ઉપશમાવે છે, પરન્તુ સર્વાંશે નહિ તે દેશકરણોપશમના તે પ્રકૃતિ દેશોપશમના-સ્થિતિ દેશોપશમના-અનુભાગ દેશોપશમના-અને પ્રદેશ દેશોપશમના એમ ૪ પ્રકારે છે. પુનઃ તે પ્રત્યેક દેશોપશમના મૂળ પ્રકૃતિ વિષયિક—અને ઉત્તર પ્રકૃતિ વિષયિક એમ બે બે પ્રકારે છે. તથા દેશોપશમના કરણવડે શમિત થયેલ એટલે ઉપશાન્ત થયેલું કર્મનું આ તાત્પર્ય છે (અર્થાન્તરે—આ લક્ષણ છે) તે કહે છે.

उव्वट्टणं ओवट्टण—संकमणइं च तिन्नि करणाइं
पगइत्तया समईओ,[1] पहू नियट्टिंमि वट्टंतो ॥६७॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—દેશોપશમનાથી ઉપશાન્ત થયેલા કર્મોમાં ઉદ્વર્તના-અપવર્તના ને સંક્રમણ એ ૩ કરણો પ્રવર્તી શકે છે, પરન્તુ

૧ उवसमिओ એવો પણ પાઠ છે.

ઉદીરણા વિગેરે અન્ય કરણો પ્રવર્તી શકતાં નથી, એજ દેશોપશમનાનો વિશેષભાવ છે. તથા મૂળપ્રકૃતિને અથવા ઉત્તરપ્રકૃતિને તે દેશોપશમના વડે ઉપશમાવવાને સમર્થ નિવૃત્તિકરણમાં એટલે અપૂર્વકરણમાં વર્તતો જીવ છે. અહિં " નિવૃત્તિકરણમાં " એમ કહેલું છે તે અન્ત્યાર્થસૂચક છે, તેથી અર્થ એવો થાય છે કે—સર્વે પણ એકેન્દ્રિય–દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય–ચતુરિન્દ્રિય–અસંજ્ઞિપંચેન્દ્રિય–તિર્યંચ–નારક–દેવ–ને મનુષ્યો યથાયોગ્યપણે અપૂર્વકરણ સુધીના જીવો સર્વ કર્મોની દેશોપશમનાના સ્વામિ જાણવા. તેજ વાત ગાથાથી કહે છે.

दंसणमोहाणंता–णुबंधिणं सगनियट्टिओ णुप्पि
जा उवसमे चउद्धा, मूलुत्तरणाइ संताओ ॥६८॥

ગાથાર્થ:—દર્શનમોહનીય અને અનન્તાનુબન્ધિની આપઆપણા અપૂર્વકરણ ઉપરાંત દેશોપશમના થાય નહિં તથા દેશોપશમનામાં મૂળપ્રકૃતિ–ઉત્તરપ્રકૃતિ–અને અનાદિસત્તાક પ્રકૃતિયોની દેશોપ૦ ૪ પ્રકારે જાણવી.

ટીકાર્થ:—દર્શનમોહનીય અને અનન્તાનુબન્ધિની આપઆપણા અપૂર્વકરણથી આગળ દેશોપશમના થાય નહિં. ત્યાં દર્શનત્રિકના ક્ષપક, અવિરતિ દેશવિરતિ વા સર્વ વિરતિવર્ત જીવો જાણવા, અને ઉપશમક તો સર્વ વિરત જીવોજ જાણવા. તેઓ સ્વ અપૂર્વકરણના અન્ત્યસમય સુધી દર્શનત્રિકની દેશોપશમના કરે છે. પુનઃ અનન્તાનુબન્ધિની વિસંયોજના કરતા ચારે ગતિના જીવો અનંતાનુબંધિ સંબંધિ અપૂર્વકરણના અન્ત્યસમય સુધી અનન્તાનુબંધિની દેશોપશમના કરે છે, પરન્તુ આગળ નહિ. પુનઃ ચારિત્રમોહનીયકર્મની પ્રકૃતિયોની દેશોપશમના તે ઉપશમના વા ક્ષપણા થતાં અપૂર્વકરણ ગુણસ્થાનકના અન્ત્યસમય સુધી હોય છે, અને શેષ

કર્મોની સર્વોપશમના થતી નથી પરન્તુ દેશોપશમનાજ થાય છે, ને તે પણ અપૂર્વકરણ ગુણસ્થાનક સુધીજ જાણવી.

તથા જે મૂળપ્રકૃતિયો–ઉત્તરપ્રકૃતિયો–અને અનાદિસત્તાવાળી પ્રકૃતિયો તે ઉપશમમાં એટલે દેશોપશમનાને અધિકરીને સાદિ–અનાદિ–ધ્રુવ અને અધ્રુવ, એમ ચાર પ્રકારે છે. ત્યાં આઠે પણ મૂળ પ્રકૃતિયોની દેશોપશમના ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—અપૂર્વકરણ ગુણસ્થાનકથી આગળ જઇને પડતા પ્રાણીને તે દેશોપશમના પુનઃ પ્રવર્તે છે માટે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવોની અપેક્ષાએ અનાદિ, અભવ્યને ધ્રુવ, અને ભવ્યને અધ્રુવ છે.

( ઇતિ મૂળપ્રકૃતિ દેશોપ૦ સાદ્યાદિ પ્રરૂ૦ )

। હવે ઉત્તરપ્રકૃતિ સંબધિ દેશોપશમનામાં સાદ્યાદિ પ્રરૂ૦ કહેવાય છે ।

વૈ૦ ૭–આહા૦ ૭–મનુ૦ ૨–દેવ૦ ૨–નરક૦ ૨–સમ્ય૦–મિશ્ર–ઉચ્ચ–એ ઉદ્વલના યોગ્ય ૨૩ પ્રકૃતિ, તથા જીન નામ અને ૪ આયુષ્ય એ ૨૮ પ્રકૃતિયો સિવાયની ૧૩૦ પ્રકૃતિયો અનાદિ ધ્રુવસત્તાક છે, તેઓની દેશોપશમના સાદ્યાદિ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—મિથ્યાત્વ અને અનન્તાનુબંધિની આપ આપણા અપૂર્વકરણથી આગળ દેશોપશમના થતી નથી, અને શેષકર્મની પુનઃ અપૂર્વકરણ ગુણસ્થાનકથી આગળ દેશોપશમના થતી નથી, ને તેથી આગળ જઇને પડતા પ્રાણીને પુનઃ દેશોપશમના પ્રવર્તે છે માટે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્. અને શેષ ઉદ્વલનયોગ્ય ૨૩ ઇત્યાદિ ૨૮ પ્રકૃતિયોની દેશોપશમના તો અધ્રુવ સત્તાપણાથીજ સાદિ અધ્રુવ છે. ( ઇતિ ઉત્તર પ્રકૃતિ દેશોપ૦ સાદ્યાદિ પ્રરૂ૦ )

હવે દેશોપશમનાને અધિકરીને પ્રકૃતિસ્થાન પ્રરૂપણા કહેવાય છે.

चउरादिजुया वीसा, एक्कवीसा य मोहठाणाणि
संकमनियट्टिपाउ–ग्गाइं सजसाइं नामस्स ॥६१॥

ગાથાર્થ:—ચાર વગેરેથી યુક્ત ૨૦ અને ૨૧ મોહનીયની દેશોપશમનાનાં સ્થાન છે. તથા પ્રકૃતિસ્થાન સંક્રમમાં જે યશ સહિત નામકર્મનાં સંક્રમસ્થાનો કહ્યાં છે તે સ્થાનો અપૂર્વકરણમાં દેશોપશમના સંબંધિ નામનાં પ્રકૃતિસ્થાનો છે.

ટીકાર્થ:—દેશોપશમનાની અપેક્ષાએ મોહનીયનાં ૬ પ્રકૃતિસ્થાન તે ચાર વિગેરેથી યુક્ત વીસ અને એકવીસ એટલે ૨૪–૨૫–૨૬–૨૭–૨૮–૨૧ એ પ્રમાણે છે. શેષ પ્રકૃતિસ્થાનો અનિવૃત્તિ ગુણસ્થાને પ્રાપ્ત થાય છે માટે અહિં દેશોપશમનામાં તેનો સંભવ નથી. ત્યાં મિથ્યાદૃષ્ટિ–સાસ્વાદન–મિશ્ર–અને ક્ષયોપશમસમ્યગ્દૃષ્ટિ જીવને ૨૮ નું સ્થાન પ્રાપ્ત થાય છે. તથા જેને સમ્યક્ત્વની ઉદ્વલના થઇ ગઇ છે એવા મિથ્યાદૃષ્ટિ વા મિશ્રદૃષ્ટિ જીવને ૨૭ નું સ્થાન છે. તથા જેને સમ્યક્ત્વની અને મિશ્રની ઉદ્વલના થયેલી છે એવા મિથ્યાદૃષ્ટિને અથવા અનાદિ મિથ્યાદૃષ્ટિને ૨૬ નું સ્થાન છે. તથા ૨૬ ની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિ જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન કરતાં અપૂર્વકરણથી આગળ ૨૫ નું સ્થાન છે, કારણ કે તેને મિથ્યાત્વની દેશોપશમનાનો અભાવ છે. તથા અનંતાનુબંધિ ઉવેલ્યાબાદ અપૂર્વકરણથી આગળ વર્તતા જીવને અથવા ચોવીશની સત્તાવાળા જીવને ૨૪ નું સ્થાન છે, અને જેણે દર્શન સપ્તકનો ક્ષય કર્યો છે તેવા જીવને ૨૧ નું સ્થાન છે.

હવે નામકર્મની દેશોપશમનાનાં પ્રકૃતિસ્થાન કહે છે–પ્રકૃતિસ્થાનસંક્રમાધિકારે યશ સહિત નામ કર્મનાં જે જે સ્થાનો કહેલાં છે તેજ સ્થાનો કહેલાં છે તેજ સ્થાનો નિવૃત્તિ પ્રાયોગ્ય એટલે અપૂર્વકરણ પ્રાયોગ્ય. અર્થાત્ દેશોપશમનાનાં છે. તે ૧૦૩–૧૦૨–૯૬–૯૫–૯૩–૮૪–૮૨ એ પ્રમાણે સાત સ્થાનો છે. તેમાં પ્રથમનાં

ચાર અપૂર્વ કરણ ગુણસ્થાનના અન્ત્ય સમય સુધી જાણવાં, પરન્તુ આગળ નહિં, અને શેષ ૯૩-૮૪-૮૨ રૂપ ત્રણ સ્થાનો એકેન્દ્રિયાદિક જીવને હોય છે, પરન્તુ શ્રેણિગત જીવને નહિં. અને શેષ સ્થાનો તો અપૂર્વ કરણથી આગળ પ્રાપ્ત થાય છે પરન્તુ તે પહેલાં નહિં, માટે તે સ્થાનો દેશોપશમનાને અયોગ્ય છે. તથા ज्ञानावरण-दर्शनावरण-वेदनीय-अने अन्तरायनुं એકેક સ્થાન દેશોપશમના યોગ્ય છે. તેમાં જ્ઞાનાવરણ-અને અન્તરાયનું પાંચ પાંચ પ્રકૃત્યાત્મક એક સ્થાન છે અને દર્શનાવરણનું ૯ પ્રકૃત્યાત્મક એક સ્થાન, વેદનીયનું બે પ્રકૃત્યાત્મક એક સ્થાન અને आयुष्य तथा गोत्रनां એકેક અને બે બે પ્રકૃત્યાત્મક બે બે પ્રકૃતિસ્થાન છે. (इति प्रकृति देशोपशमना)

એ પ્રમાણે પ્રકૃતિ દેશોપશમના કહી ને હવે स्थिति देशोपशमना કહે છે.

**ठिइसंकमव्व ठिइउव-समणा णवरिं जहन्निया कज्जा**
**अप्भवसिद्धिजहन्ना-उव्वलगनियट्टिगे वि यरा॥७०॥**

ગાથાર્થઃ—સ્થિતિસંક્રમવત્ સ્થિતિદેશોપશમના પણ જાણવી, પરન્તુ જઘન્ય સ્થિતિદેશોપશમનામાં અભવ્યસિદ્ધિક જીવ પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિ જાણવી ને તેથી ઇતર સ્થિતિવાળી પ્રકૃતિયોની દેશોપશમના ઉદ્વલનામાં વા અપૂર્વકરણમાં જાણવી.

ટીકાર્થ—સ્થિતિસંક્રમવત્ સ્થિતિદેશોપશમના પણ જાણવી, પરન્તુ અહિં અભવ્યસિદ્ધિક પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિ તે જઘન્ય સ્થિતિદેશોપશમના પ્રાયોગ્ય જાણવી. તાત્પર્ય એ છે કે—मूळ प्रकृति संबंधि, અને उत्तर प्रकृति संबंधि એ પ્રમાણે સ્થિતિ દેશોપશમના બે પ્રકારે છે, તે પ્રત્યેક પણ જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે બે પ્રકારે છે. ત્યાં મૂલ પ્રકૃતિયોની અને ઉત્તર પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિદેશોપશમનાનો स्वामि પૂર્વે જે પ્રમાણે ઉ૦ સ્થિતિ

સંક્રમમાં કહ્યો છે તે પ્રમાણેજ જાણવો, અને જઘન્ય સ્થિતિદેશોપશમનાનો સ્વામિ પણ જ૦ સ્થિતિસંક્રમનો સ્વામિજ જાણવો; પરન્તુ વિ. કે જ૦ સ્થિતિ દેશોપ૦ નો સ્વામિ અભવ્ય પ્રાયોગ્ય જ૦ સ્થિતિમાં વર્તતો એકેંદ્રિયજીવ જાણવો, કારણ કે તેનેજ પ્રાયઃ સર્વ કર્મોની અતિ જઘન્ય સ્થિતિ પ્રાપ્ત થાય છે, અને ઇતર એટલે બીજી પ્રકૃતિયો કે જે અભવ્ય પ્રાયોગ્ય સ્થિતિવાળી નથી તેઓની ઉદ્વલનાકારક જીવંમાં વા અપૂર્વ કરણમાં જઘ૦ સ્થિતિદેશોપ૦ જાણવી. ત્યાં ઉદ્વલનાકારક જીવમાં એટલે ઉદ્વલના પ્રાયોગ્ય પ્રકૃતિયોના પલ્યોપમના અસંખ્યાંતમા ભાગ માત્ર અન્ત્ય સ્થિતિખંડમાં વર્તતો જીવ, ને તેમાં પણ આહા૦ ૭–સમ્ય૦ ને મિશ્ર એ ત્રણનો એકેન્દ્રિય વા ઇતર, અને શેષ ઉદ્વલના યોગ્ય વૈ૦ ૭–દે૦ ૨–નરક ૨–નર ૨–ઉચ્ચ એ ૧૪ નો ઉદ્વલક તો એકેન્દ્રિયજીવજ, અને બીજી પ્રકૃતિયોનો અપૂર્વ કરણના અન્ત્ય સમયમાં વર્તતો જીવ જ૦ સ્થિતિદેશોપશમનાનો સ્વામિ જાણવો.

( इति स्थिति देशोपशमना )

હવે अनुभाग देशोपशमना તથા प्रदेश देशोपशमना કહેવાય છે.

## अणुभागसंकमसमा, अणुभागुवसामणा नियट्टिम्मि संकमपएसतुल्ला, पएसुवसामणा चेत्थ ॥७१॥

ગાથાર્થઃ—અનુભાગસંક્રમ તુલ્ય અનુભાગદેશોપશમના પણ અપૂર્વકરણમાં જાણવી, અને અહિં પ્રદેશદેશોપશમના તે પ્રદેશસંક્રમ તુલ્ય જાણવી.

ટીકાર્થઃ—અનુભાગ સંક્રમ પ્રમાણે अनुभाग देशोपशमना કહેવી પરન્તુ અપૂર્વકરણના અન્ત્ય સમય પર્યન્ત કહેવી, અર્થાત્ જે ઉત્કૃષ્ટાનુભાગ સંક્રમનો સ્વામિ પૂર્વે કહ્યા છે તેજ ઉ૦ અનુભાગ

દેશોપશમનાનો પણ સ્વામિ જાણવો, ત્યાં અશુભ પ્રકૃતિનો મિથ્યા દ્રષ્ટિ અને શુભ પ્રકૃતિની ઉ૦ અનુભાગોપશમનાનો સ્વામિ સમ્યગ્-દ્રષ્ટિ જીવ જાણવો, પરન્તુ શાતા–યશ–અને ઉચ્ચગોત્રના ઉ૦ અનુ-ભાગ સંક્રમ સ્વામિ અપૂર્વકરણ ગુણસ્થાનકથી આગળ પણ હોય છે, પરન્તુ ઉ૦ અનુભાગ દેશોપશમનાના સ્વામિ તો ઉત્કૃષ્ટથી પણ અપૂર્વકરણના અન્ત્ય સમય સુધીનાજ જીવો જાણવા. અને જીન નામ સિવાય સર્વ પ્રકૃતિયોની જ૦ અનુભાગ દેશોપશમના અભવ્ય પ્રાયોગ્ય જ૦ સ્થિતિમાં વર્તતા એકેન્દ્રિય જીવમાંજ હોય છે, અને જીનનામની જઘ૦ અનું૦ દેશોપ૦ તો જ૦ અનુ૦ સંક્રમવંત જાણવી.

પુનઃ અહિં પ્રદેશદેશોપશમના તે પ્રદેશ સંક્રમ તુલ્ય જાણવી તાત્પર્ય એજ કે–ઉ૦ પ્રદેશદેશોપશમના ઉ૦ પ્ર૦સંક્રમ તુલ્ય છે, પરન્તુ જે કર્મોનો ઉ૦ પ્ર૦ સંક્રમ અપૂર્વકરણથી આગળ પણ હોય છે, તે કર્મોની પણ પ્રદેશદેશોપશમના અપૂર્વકરણ ગુણસ્થાનનો અન્ત્ય સમય સુધીજ કહેવી. અને જ૦ પ્રદેશદેશોપશમના પુનઃ જ૦ પ્રદેશ સંક્રમ તુલ્યજ જાણવી.

॥ इतिश्रीमलयगिरिविरचितकर्मप्रकृतिटीकायां जैनाचार्यश्रीमद् बुद्धिसागरसूरिप्रसादेन पं० चंदुलालकृतोपशमनाकरणस्य गुर्जरभाषान्तरम् समाप्तम् ॥

॥ इति उपशमना करण ॥

## ॥ अथ निधत्ति अने निकाचना करण ॥

એ પ્રમાણે ઉપશમનાકરણ કહીને હવે નિધત્તિ અને નિકાચના કરણ કહેવાય છે.

**देसोवसमणतुल्ला,-होइ निहत्ती निकायणा नवरं**
**संकमणंपि निहत्तीए, नत्थि सेसाणि वियरस्स॥७२॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—નિધત્તિ અને નિકાચનાકરણ દેશોપશમના તુલ્ય જાણવાં, અર્થાત્ દેશોપશમનાના જે જે ભેદો અને જે સ્વામિ તે અન્યૂનાધિકપણે નિધત્તિ અને નિકાચનાના પણ જાણવા, પરન્તુ નિધત્તિ અને નિકાચનાનો અર્થ આ પ્રમાણે છે-संकमणं पि= સંક્રમણ પણ એટલે પરપ્રકૃતિમાં સંક્રમ અને अपि શબ્દથી ઉદીરણાદિ પણ નિધત્ત થયેલા કર્મમાં સંભવે નહિ; પુનઃ ઉદ્વર્તના અને અપવર્તના તો થાય છે, અને ઇતર જે નિકાચના તેમાં અર્થાત નિકાચિત કર્મોમાં તો બાકી રહેલાં ઉદ્વર્તના ને અપવર્તના પણ ન થાય, અર્થાત્ નિકાચિત કર્મો સર્વ કરણને અસાધ્ય છે.

અહિં જ્યાં ગુણશ્રેણિ રચાય છે ત્યાં પ્રાયઃ દેશોપશમના-નિધત્તિ-નિકાચના અને યથાપ્રવૃત્ત સંક્રમ પણ સંભવે છે, તેથી ત્યાં અલ્પબહુત્વ કહેવાય છે.

**गुणसढिपएसग्गं, थोवं पत्तेगसो असंखगुणं**
**उवसामणाइ तीसु वि-संकमणेहापवत्ते य ॥७३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ગુણશ્રેણિનો પ્રદેશ સમૂહ સર્વથી અલ્પ છે, તેથી પએગસો=દેશોપશમનાદિ ત્રણમાં પ્રત્યેકનો અને યથાપ્રવત્ત સંક્રમણનો પ્રદેશાગ્ર અસંખ્યગુણ કહેવો અર્થાત્-જે તે કર્મની ગુણ શ્રેણિનો પ્રદેશાગ્ર સર્વથી અલ્પ તેથી દેશોપશમનાનો અસંખ્યગુણ તેથી નિધત્તનો અસંખ્યગુણ તેથી નિકાચનાનો અસંખ્યગુણ અને તેથી પણ યથાપ્રવૃત્ત સંક્રમથી સંક્રમતો પ્રદેશાગ્ર અસંખ્યગુણ છે.

હવે આઠે કરણોના અધ્યવસાયોનું પ્રમાણ કહેવાય છે.

**थोवा कसायउदया, ठिइबंधोदीरणाइ (य) संकमणे**
**उवसमणाइसु अज्झव-साया कमसो असंखगुणा ।७४।**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

ટીકાર્થ:—સ્થિતિબંધના અને ઉપલક્ષણથી અનુભાગબન્ધના પણ જે અધ્યવસાયો તે સર્વથી અલ્પ છે, (પ્રકૃતિબંધ અને પ્રદેશ બંધ યોગથી થાય છે માટે અત્રે તેના અધ્યવસાયો કહ્યા નથી અને અનુભાગબંધને અહિં ઉપલક્ષણથી ગ્રહણ કર્યો છે, અને તેથી અનુભાગબંધાધ્યવસાયોથી સ્થિતિ બંધાધ્યવસાયો અલ્પ છે છતાં) અહિં તાત્પર્ય એ છે કે બન્ધનકરણના અધ્યવસાયો સર્વથી અલ્પ છે, તેથી ઉદીરણાધ્યવસાયો અસંખ્યગુણ છે, તેથી પણ સંક્રમણના અધ્યવસાયો અસંખ્યગુણ છે. (અહિં સંક્રમને ગ્રહણ કરવાથી ઉદ્વર્તના અને અપવર્તનાનું ગ્રહણ પણ જાણવું, કારણ કે એ બે તેનાજ ભેદ છે) તેથી ઉપશમનાના અધ્યવસાયો અસંખ્યગુણ, તેથી નિધત્તિના અધ્યવસાયો અસંખ્યગુણા ને તેથી પણ નિકાચનાના અધ્યવસાયો અસંખ્યગુણ છે.

॥ इतिश्रीमलयगिरिविरचितकर्मप्रकृतिटीकायां जैनाचार्यश्रीमद् बुद्धिसागरसूरिप्रसादेन पं० चंदुलालकृतनिधत्तिनिकाचना-करणद्वयस्य गुर्जरभाषान्तरम् समाप्तम् ॥

। इति निधत्ति निकाचना करणद्वयम् ।

॥ इति करणाष्टकम् ॥

# ॥ अथ उदयप्रकरणम् ॥

એ પ્રમાણે આઠે કરણોનું સ્વરૂપ કહીને હવે અનુક્રમે પ્રાપ્ત થયેલા એવા ઉદય પ્રકરણનુ સ્વરૂપ કહેવાય છે.

**उदओ उदीरणाए, तुल्लो मोत्तूण एक्कचत्तालं ।**
**आवरणविग्घसंजल–णलोभवेए य दिट्ठिदुगं ॥१॥**

**आलिगमहिगं वेइं–ति आउगाणं पि अप्पमत्ता वि**
**वेयणियाणि य दुसमय, तणुपज्जत्ता य निद्दाओ ॥२॥**

**मणुयगइ जाइ तस बा–यरं च पज्जत्त सुभग माएज्जं**
**जसकित्ति मुच्चगोयं, चाजोगी(गा)केइ तित्थयरं॥३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ઉદય તે ઉદીરણા તુલ્ય છે, અર્થાત્ જે પ્રમાણે ઉદીરણાના પ્રકૃત્યાદિ ભેદો પૂર્વે કહ્યા છે, અને જે સાદિ અનાદિ પ્રરૂપણા અને સ્વામિત્વ કહ્યું છે તે પ્રમાણે ઉદયમાં પણ અન્યૂનાધિક પણે સર્વ સદૃશ જાણવું. કારણ કે ઉદય અને ઉદીરણા એ બે પ્રાયઃ સાથે પ્રવર્તે છે તે આ પ્રમાણે—જ્યાં ઉદય, ત્યાં ઉદીરણા, અને જ્યાં ઉદીરણા ત્યાં ઉદય હોય છે. પુનઃ આ ઉદય ઉદીરણાની સમાનતા શું સર્વ પ્રકૃતિયોમાં છે કે કેટલીએક પ્રકૃતિયોમાં છે? તે કહીએ છીએ કે—૪૧ પ્રકૃતિયોને વર્જીને, કારણ કે એ ૪૧ પ્રકૃતિયોમાં તો ઉદીરણા વિના પણ કેટલાક કાળ સુધી ઉદય હોય છે, તે આ પ્રમાણે—જ્ઞા૦ ૫-દર્શ૦ ૪-અન્ત૦ ૫-સં૦ લો૦-વેદ ૩-સમ્ય૦-

મિશ્ર-એ ૨૦ પ્રકૃતિયો આપ આપણા ઉદયને અન્તે ॥ ૧ ॥ એક આવલિકા અધિક ઉદયમાં રહે છે, અર્થાત્ ઉદીરણા વિના માત્ર ઉદય વડેજ ૧ આવલિકા માત્ર કાળને અનુભવે છે. તેમાં ૩ વેદ અને મિથ્યાત્વ એ ૪ પ્રકૃતિયોના અન્તરકરણની પ્રથમ સ્થિતિ એક આવલિકા માત્ર બાકી રહ્યે છતેજ કેવલ ઉદયાવલિકા અનુભવાય છે, અને શેષ કર્મોમાં તો આપ આપણી સત્તાવિચ્છેદના પર્યન્તે; તથા ૪ આયુષ્યમાં આપ આપણા ઉદયના પર્યન્તે આવલિકા માત્ર કાળ કેવલ ઉદયવાળોજ હોય છે, પરન્તુ તે વખતે ઉદીરણા હોય નહિ. તથા મનુષ્યાયુ અને વેદનીયમાં અપ્રમત્તસંયત વગેરે ઉદીરણા વિના કેવળ ઉદયજ વેદે છે. તથા શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત દ્વિતીય સમયથી આરંભીને એટલે શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ અનન્તર-સમયથી ઇન્દ્રિયપર્યાપ્તિના અન્ત્ય સમય સુધી ઉદીરણા વિના કેવલ ઉદય વડેજ ૫ નિદ્રાઓનેઅનુભવે છે ॥ ૨ ॥ તથા મનુષ્યગતિ પંચે૦-ત્રસાદિ ૩-સુભગ-આદેય-યશ-ને ઉચ્ચ ગોત્ર-એ ૯ પ્રકૃતિ-યોને અયોગી કેવલી ઉદીરણા વિનાજ અયોગિ ગુણસ્થાનના અન્ત્ય સમય પર્યન્ત કેવલ ઉદય વડેજ અનુભવે છે. પુનઃ જેઓ તીર્થંકર કેવલિ હોય છે તેઓ તીર્થંકર નામકર્મને પણ એ પ્રમાણે કેવલ ઉદય વડેજ અનુભવે છે ॥ ૩ ॥ ( इति प्रकृति उदय )

એ પ્રમાણે પ્રકૃતિ ઉદય કહીને હવે સ્થિતિ उदय કહે છે.

**ठिइउदओवि ठिइखय, पयोगसो ठिइ उदीरणा अहिगो**
**उदयठिईइ हस्सो; छत्तीसा एग उदयठिई॥ ४ ॥**

**ગાથાર્થ**:—સ્થિતિ ઉદય પણ સ્થિતિના ક્ષયથી, અને પ્રયો-ગથી ( =ઉદીરણાથી ) થાય છે, અને તે ( =ઉત્કૃષ્ટ સ્થિ૦ ઉદય ) ઉદીરણા સ્થિતિ કરતાં ઉદય સ્થિતિ જેટલો અધિક છે, અને જઘન્ય

સ્થિતિ ઉદય તે ૩૬ પ્રકૃતિયોની એક સમય માત્ર ઉદયસ્થિતિ જેટલો જાણવો.

**ટીકાર્થ**:—અહિં સ્થિતિના ક્ષયથી અને પ્રયોગથી એમ ઉદય બે પ્રકારે છે. ત્યાં સ્થિતિ જે અબાધા કાળ તેના ક્ષયથી દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભવ–ને ભાવ રૂપ ઉદય હેતુઓ પ્રાપ્ત થયે જે સ્વભાવથીજ ઉદય પ્રવર્તે તે **સ્થિતિ ક્ષયથી ઉદય** કહેવાય. અને તે સ્થિતિક્ષયોદય પ્રવર્ત્યે છતે ઉદીરણા કરણ રૂપ પ્રયોગ વડે દલિકને આકર્ષીને જે અનુભવે છે તે **પ્રયોગથી ઉદય** કહેવાય. તેજ વાત મૂળગાથાથી કહે છે કે–સ્થિતિનો ઉદય પણ સ્થિતિના ક્ષયથી અને પ્રયોગથી થાય છે, તે પુનઃ ઉત્કૃષ્ટ ને જઘન્ય એમ બે પ્રકારે છે. ત્યાં ઉ૦ સ્થિત્યુદય છે તે ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા કરતાં (થી) વેદ્યમાન ૧ સમય જેટલો અધિક છે, તે આ પ્રમાણે–ઉ૦ સ્થિતિ બંધાયે છતે અબાધા કાળમાં પણ પૂર્વ બધ્ધં દલિક છે, તે કારણથી બન્ધાવલિકા વ્યતીત થયે અનન્તર સ્થિતિમાં વિપાકોદયથી વર્તતો જીવ ઉદયાવલિકાથી ઉપરની સર્વે પણ સ્થિતિયોને ઉદીરે છે, અને ઉદીરીને પુનઃ અનુભવે છે, તેથી બન્ધાવલિકા ને ઉદયાવલિકા હીન શેષ સર્વ સ્થિતિની ઉદય ને ઉદીરણા તુલ્ય છે, અને વેદ્યમાન સ્થિતિમાં ઉદીરણા નહિ પણ કેવલ ઉદયજ પ્રવર્તે છે, તેથી સ્થિ૦ ઉદીરણા કરતાં વેદ્યમાન સમય માત્ર સ્થિતિએ અધિક ઉ૦ સ્થિતિઉદય છે, અને તે ઉદયોત્કૃષ્ટબંધ પ્રકૃતિયોનોજ ઉ૦ સ્થિતિ ઉદય બન્ધાવલિકા અને ઉદયાવલિકા હીન જાણવો, અને શેષ પ્રકૃતિયોનો ઉ૦ સ્થિતિ ઉદય યથાયોગ્ય પણે જાણવો, ત્યાં પણ પૂર્વોક્ત રીતે (૧ સમય) ઉદય સ્થિતિએ અધિક જાણવો.

તથા હ્રસ્વ એટલે જઘન્ય સ્થિતિઉદય ૩૬ પ્રકૃતિયોમાં ૧ સમય માત્ર ઉદયસ્થિતિ જેટલો છે. અહિં તાત્પર્ય એ છે કે—૩૬ પ્રકૃતિયોનો જઘન્ય સ્થિતિઉદય સમય માત્ર એક ઉદયસ્થિતિ પ્રમાણ છે, અને સમયમાત્ર એક સ્થિતિ તે અન્ત્ય સમય સ્થિતિ જાણવી.

તથા એ ૩૬ પ્રકૃતિયો તે પૂર્વે કહી છે તે ( ૪૧ ) માંથી નિદ્રાપંચક રહિત જાણવી, અને નિદ્રાપંચકની ઉદીરણાનો અભાવ હોતે છતે પણ શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ કેવલ ઉદયકાળમાંજ અપવર્તના કરે છે, તેથી એક સ્થિતિ પ્રાપ્ત થતી નથી, માટે ૫ નિદ્રાઓને અહિં ગ્રહણ કરી નથી, શેષ સર્વ જઘન્ય ઉદીરણા તુલ્ય જાણવું. ( इति स्थिति उदय ).

એ પ્રમાણે સ્થિતિઉદય કહીને હવે अनुभाग उदय કહે છે.

**अणुभागुदओ वि जहन्न, नवरिं आवरण विग्घ वेयाणं**
**संजलणलोभ सम्म–त्ताण य गंतूण मावलिगं॥५॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—જેમ પૂર્વે અનુભાગોદીરણા સવિસ્તર કહી છે તેમ અનુભાગોદય પણ જાણવો, પરન્તુ જ્ઞાના૦ ૫–દર્શ૦ ૪–અંત૦ ૫–વેદ ૩–સં૦ લો૦–સમ્ય૦ એ ૧૯ પ્રકૃતિયોની ઉદીરણા વિચ્છેદ પામ્યા બાદ એક આવલિકા વ્યતિક્રમ્યે તે આવલિકાના અન્ત્ય સમયે જ૦ અનુભાગોદય કહેવો. ( इति अनुभागोदय. )

એ પ્રમાણે અનુભાગ ઉદય કહીને હવે प्रदेशोदय કહેવાનો અવસર છે, ત્યાં સાદ્યાદિપ્રરૂપણા—અને સ્વામિત્વ એ બે અનુયોગ છે, તે સાદ્યાદિ પ્રરૂ૦ મૂળ પ્રકૃતિસંબંધિ અને ઉત્તરપ્રકૃતિ સંબંધિ એમ બે પ્રકારે છે, ત્યાં પ્રથમ મૂળ પ્રકૃતિસંબંધિ साद्यादि प्ररुपणा કહેવાય છે.

**अजहन्नाणुक्कोसा, चउ त्तिहा छन्ह चउविहा मोहे**
**आउस्स साइ अधुवा, सेस विगप्पा य सव्वेसिं॥६॥**

ગાથાર્થ:—૬ કર્મોનો અજઘન્ય પ્રદેશોદય ૪ પ્રકારે-અને અનુત્કૃષ્ટ પ્રદે૦ ૩ પ્રકારે, તથા મોહનીયનો અજ૦ ને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ ૪ પ્રકારે, અને આયુષ્યના ૪ વિકલ્પો અને સર્વકર્મોના શેષ વિકલ્પો સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે.

ટીકાર્થ:—મોહનીય અને આયુ વિના શેષ ૬ કર્મનો અજઘન્ય પ્રદેશોદય સાદિ, અનાદિ, ધ્રુવ, ને અધ્રુવ, એમ ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે-કોઇક ક્ષપિતકર્માંશ જીવ દેવલોકમાં દેવ થાય, ને તે ત્યાં અતિ સંક્લિષ્ટ થઇને ઉ૦ સ્થિતિ બાંધતો ઉ૦ પ્રદેશની ઉદ્વર્તના કરે, તદનંતર બન્ધાવસાને ( બન્ધને અન્તે ) કાળ કરીને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, તેને પ્રથમ સમયે પૂર્વોક્ત ૬ કર્મોનો જ૦ પ્રદેશોદય હોય છે, ને તે ૧ સમય પ્રમાણ હોવાથી સાદિ અધ્રુવ છે અને તેથી અન્ય સર્વ પણ અજ૦ પ્રદેશોદય છે, તે દ્વિતીય સમયે પ્રવર્તે ત્યારે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્. તથા એજ ૬ કર્મોનો અનુત્કૃષ્ટ પ્રદેશોદય અનાદિ ધ્રુવ ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે-આ ૬ કર્મોનો ઉ૦ પ્રદેશોદય આપણા ઉદયને અન્તે ગુણશ્રેણિ શિર્ષમાં વર્તતા પૂર્વોક્ત સ્વરૂપવાળા ગુણિતકર્માંશ જીવને હોય છે, ને તે એક સમયમાત્ર હોવાથી સાદિ-અધ્રુવ છે. તેથી અન્ય સર્વ પણ અનુત્કૃષ્ટ પ્રદેશોદય તે નિરંતર પ્રવર્તતો હોવાથી અનાદિ, અને ધ્રુવ અધ્રુવ પૂર્વવત

તથા મોહનીય કર્મનો અજઘન્ય અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય સાદ્યાદિ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—ક્ષપિતકર્માંશ જીવને અન્તરકરણ કર્યે છતે અન્તરકરણને અન્તે થનારા ગોપુચ્છાકારે એક આવલિકા માત્ર દલિકના અન્ત્ય સમયે મોહનીયનો જ૦ પ્રદેશોદય હોય છે, ને તે એક સમય માત્ર હોવાથી સાદિ-અધ્રુવ છે, અને તેથી અન્ય સર્વ પણ અજઘન્ય પ્રદેશોદય તે દ્વિતીય સમયે પ્રવર્તે ત્યારે સાદિ, તે સ્થાનને નહિ પ્રાપ્ત થયેલા જીવને અનાદિ, અને ધ્રુવ અધ્રુવ પૂર્વવત્. । તથા ગુણિત કર્માંશ જીવને સૂ૦ સંપરાયના અન્ત્ય સમયે મોહનીયનો ઉ૦ પ્રદેશોદય હોય છે, ને તે એક સમય

માત્ર હોવાથી સાદિ-અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ પણ અનુ૦ પ્રદેશોદય તે ઉપશમ શ્રેણિથી પડતાં પ્રારંભાય માટે સાદિ, તત્સ્થાના-પ્રાપ્ત જીવને અનાદિ અને ધ્રુવા ધ્રુવ પૂર્વવત્

તથા આયુષ્ય કર્મના ઉત્કૃષ્ટ-અનુત્કૃષ્ટ-જઘન્ય અને અજઘન્ય એ ચારે વિકલ્પ સાદિ-અધ્રુવ છે, કારણ કે એ ચારે ભેદ યથાયોગ્ય પણ અમુક વખતે જ હોય છે.

તથા સર્વે કર્મોના એટલે પૂર્વોક્ત ૬ કર્મોના તથા મોહનીયના નહિ કહેલા ઉત્કૃષ્ટ પ્રદેશોદય ને જઘન્ય પ્રદેશોદય રૂપ બે વિકલ્પો સાદિ-અધ્રુવ છે તે પ્રથમજ કહ્યા છે. ( इतिमूळ प्रकृतिप्रदेशोदये साद्यादि प्र०

એ પ્રમાણે મૂળપ્રકૃતિયોમાં સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે उत्तरप्रकृति संबंधि साद्यादि प्ररुपणा કરે છે.

**अजहन्नाणुक्कोसो, सगयालाए चउ त्तिहा चउहा**
**मिच्छत्ते सेसासिं, दुविहा सव्वे य सेसाणं ॥ ७ ॥**

ગાથાર્થઃ—૪૭ પ્રકૃતિયોનો અજ૦ પ્રદેશોદય ૪ પ્રકારે, અને અનુ૦ પ્રદેશોદય ૩ પ્રકારે, તથા મિથ્યાત્વનો અજ૦-અનુ૦-પ્રદેશોદય ૪ પ્રકારે છે. તથા ઉક્તપ્રકૃતિયોના શેષ વિકલ્પો અને શેષ પ્રકૃતિયોના સર્વ વિકલ્પો બે પ્રકારે છે.

ટીકાર્થઃ—તૈ૦ ૭-વર્ણાદિ ૨૦-સ્થિ૦-અસ્થિ૦-નિર્માણ-અગુ૦-શુભ-અશુભ-જ્ઞા૦ ૫-દર્શ૦ ૪-અન્ત૦ ૫-એ ૪૭ પ્રકૃતિયોનો અજ૦ પ્રદેશોદય સાદિ-અનાદિ-ધ્રુવ-ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે—કોઇક ક્ષપિતકર્માંશ દેવ ઉત્કૃષ્ટ સંક્લેશે વર્તતાં ઉ૦ સ્થિતિને બાંધતો ઉ૦ પ્રદેશાગ્રને ઉદ્વર્તે છે, ને તદનંતર બન્ધને અન્તે કાળ કરીને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, તેને પ્રથમ

સમયે પૂર્વોક્ત ૪૭ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદય જાણવો, પરન્તુ એ દેવને અવધિદ્વિકનો જ૦ પ્રદેશોદય બન્ધાવલિકાના અન્ત્ય સમયે જાણવો, ને તે એક સમય પ્રમાણનો હોવાથી સાદિ–અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ અજઘન્ય પ્રદેશોદય તે દ્વિતીય સમયે પ્રારંભાતો હોવાથી સાદિ, તત્સ્થાનાપ્રાપ્ત જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્. તથા એજ ૪૭ પ્રકૃતિયોનો અનુ૦ પ્રદેશોદય અનાદિ–ધ્રુવ–ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે, તે આ પ્રમાણે—ગુણિતકર્માંશ જીવને આપ આપણા ઉદયને અન્તે ગુણશ્રેણિના શિર્ષસ્થાને વર્તતાં ઉ૦ પ્રદેશોદય છે, ને તે એક સમયમાત્ર, હોવાથી સાદિ–અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ અનુ૦ પ્રદેશોદય તે નિરંતર પ્રવર્તતો હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્.

તથા મિથ્યાત્વનો અજ૦ ને અનુ૦ પ્રદેશોદય સાદ્યાદિ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે—જે ક્ષપિત કર્માંશ જીવે પ્રથમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરતાં અન્તરકરણ કરેલું હોય, ને ઉપશમ સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વે ગયેલ હોય, ને ત્યાં અન્તરકરણને અન્તે થનારા ગોપુચ્છાકારે રચેલા આવલિકા માત્ર દલિકના અન્ત્ય સમયે વર્તતો હોય તેવા જીવને જ૦ પ્રદેશોદય હોય છે, ને તે એક સમય માત્ર હોવાથી સાદિ–અધ્રુવ છે. તેથી અન્ય સર્વપણ અજ૦ પ્રદેશોદય તે દ્વિતીય સમયે પ્રારંભાતો હોવાથી સાદિ, અથવા તો ક્ષયોપશમ સમ્યક્ત્વથી પડતા જીવને સાદિ, તત્સ્થાનાપ્રાપ્ત જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્. તથા કોઇક ગુણિતકર્માંશ જીવ જ્યારે દેશવિરતિ સંબંધિ ગુણશ્રેણિમાં વર્તતો સર્વવિરતિને પ્રાપ્ત કરી સર્વવિરતિ સંબંધિ ગુણશ્રેણિ રચે, અને રચીને બન્ને ગુણશ્રેણિના મસ્તકે જાય, અને તે વખતેજ કોઇક મિથ્યાત્વ પામે તો તે જીવને મિથ્યાત્વનો ઉ૦ પ્રદેશોદય હોય છે, ને તે એક સમય માત્ર હોવાથી સાદિ–અધ્રુવ છે, અને તેથી અન્ય સર્વ પણ અનુ૦ પ્રદેશોદય તે દ્વિતીય સમયે પ્રવર્તતો હોવાથી સાદિ, અથવા ક્ષયોપશમ સમ્યક્ત્વથી પડતા જીવને સાદિ, તત્સ્થાનાપ્રાપ્ત જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવ પૂર્વવત્.

તથા એ ૪૭ પ્રકૃતિઓના અને મિથ્યાત્વના નહિ કહેલા જઘન્ય અને ઉત્કૃષ્ટ પ્રદેશોદયરૂપ એ વિકલ્પો સાદિ અધ્રુવ છે, તે પૂર્વે વર્ણવ્યાં છે, અને શેષ અધ્રુવોદયી ૧૧૦ પ્રકૃતિઓના જઘન્યાદિ ચારે વિકલ્પો સાદિ અધ્રુવ છે, ને તે સાદિ અધ્રુવતા અધ્રુવોદયિપણાના કારણથીજ છે ( इति साद्यादि प्ररूपणा )

એ પ્રમાણે સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે स्वामित्व કહેવાનો અવસર છે, ત્યાં સ્વામિત્વ બે પ્રકારે છે—ઉ૦ પ્રદેશોદય સ્વામિત્વ, અને જ૦ પ્રદેશોદય સ્વામિત્વ. તેમાં પણ પ્રથમ ઉ૦ પ્રદેશોદય સ્વામિત્વ કહેવાને ઉ૦ પ્રદેશોદયપણું ગુણશ્રેણિને અંગેજ સંભવે છે માટે તે સર્વ ગુણશ્રેણિઓની પ્રરૂપણા કરાય છે.

**सम्मत्तुप्पा सावय, विरए संजोयणाविणासे य**
**दंसणमोहक्खवगे, कसायउवसामगुवसंते ॥ ८ ॥**

**खवगे य खीणमोहे, जिणे य दुविहे असंखगुणसेढी**
**उदओ तव्विवरीओ, कालो संखेज्जगुणसेढी ॥९॥**

ગાથાર્થઃ—૧ સમ્યક્ત્વોત્પત્તિમાં-૨ શ્રાવકોત્પત્તિમાં-૩ સર્વવિરતિ સંબંધિ-૪ અનંતા૦ની વિસંયોજના સંબંધિ-૫ દર્શનમોહનીય ક્ષય સંબંધિ-૬ ચારિત્ર મોહનીયને ઉપશમાવવા સંબંધિ-૭ ઉપશાન્ત મોહનીય સંબંધિ-૮ મોહનીય ક્ષય સંબંધિ-૯ ક્ષીણમોહ સંબંધિ-૧૦ સયોગિ કેવલિ સંબંધિ-૧૧ અયોગિ કેવલિ સંબંધિ (એ પ્રમાણે કેવલીની બે પ્રકારે ). એ [1]ગુણશ્રેણિઓમાં દલિકની ઉદય રચના અનુક્રમે અસંખ્યગુણ છે, અને કાળ તેથી વિપરીત ક્રમે ( સંખ્યગુણ ) કાળ ગુણશ્રેણિઓમાં છે. ॥ ૯ ॥

૧ શ્રી આચારાંગજીની વૃત્તિમાં ગુણશ્રેણિયો આ પ્રમાણે કહી છે—

ટીકાર્થ:—અહિં ૧૧ ગુણશ્રેણિછે તેનાં નામ.

| | |
|---|---|
| १ सम्यक्त्वोत्पत्ति प्रत्ययिक | ६ चारित्रमोहोपशमप्रत्ययिक |
| २ देशविरति प्रत्ययिक | ७ उपशान्तमोह प्रत्ययिक |
| ३ सर्वविरति प्रत्ययिक | ८ मोहक्षय प्रत्ययिक |
| ४ अनंतानुबन्धिविसंयोजना प्रत्ययिक | ९ क्षीणमोह प्रत्ययिक |
| | १० सयोगिकेवलि प्रत्ययिक |
| ५ दर्शनमोहक्षय प्रत्ययिक | ११ अयोगिकेवलि प्रत्ययिक |

એ ૧૧ ગુણશ્રેણિયો છે. તથા असंखगुणसेढिउदओ એટલે

| | |
|---|---|
| ૧ અલ્પસ્થિતિકગ્રંથિસત્વ | ૧૪ પ્રતિપત્ત્યભિમુખ અનંતાનુ૦ વિસંયોજક (વા ક્ષપક) |
| ૨ ધર્મપ્રશ્નાભિમુખી | ૧૫ પ્રતિપદ્યમાન ,, |
| ૩ ધર્મપ્રશ્નાર્થેગમનકર્તા | ૧૬ પ્રતિપન્ન ,, |
| ૪ ધર્મપૃચ્છક | ૧૭ પ્રતિપત્ત્યભિમુખદર્શનમોહક્ષપક |
| ૫ ધર્મસ્વીકારાભિલાષી | ૧૮ પતિપદ્યમાન ,, |
| ૬ ધર્મપ્રતિપદ્યમાન | ૧૯ પ્રતિપન્ન ,, |
| ૭ પ્રતિપન્નધર્મી | ૨૦ પ્રતિપત્ત્યભિમુખ ચારિત્રમોહોપશમક |
| ૮ પ્રતિપત્ત્યભિમુખદેશવિ૦ | ૨૧ પ્રતિપદ્યમાન ,, |
| ૯ પ્રતિપદ્યમાન દેશવિ૦ | ૨૨ પ્રતિપન્ન ,, |
| ૧૦ પ્રતિપન્ન દેશવિરતિ | ૨૩ પ્રતિપત્ત્યભિમુખ ચારિત્રમોહ ક્ષપક |
| ૧૧ પ્રતિપત્ત્યભિમુખસર્વવિ૦ | ૨૪ પ્રતિપદ્યમાન ,, |
| ૧૨ પ્રતિપદ્યમાન સર્વ વિ૦ | ૨૫ પ્રતિપન્ન ,, |
| ૧૩ પ્રતિપન્ન સર્વવિરતિ | ૨૬ ભવસ્થ સર્વજ્ઞ |
| | ૨૭ શૈલેશીવંત |

એ ૨૭ પ્રકારના જીવોને અનુક્રમે સંખ્યાતગુણ હીનહીન અંતર્મુહૂર્તમાં અનુક્રમે અસંખ્યગુણ અધિક અધિક કર્મપ્રદેશની નિર્જરા હોય. એમાં પ્રથમની ૭ શ્રેણિયોને સમ્યક્ત્વ પ્રત્યયિક ગુણશ્રેણિ કહી છે. બાકીનાં નામ પ્રગટ છે.

દલિક રચના અસંખ્યગુણશ્રેણિએ હોય તે આ પ્રમાણે—સમ્યક્ત્વ પ્રત્યયિક ગુણશ્રેણિ સંબંધિ દલિક રચના સર્વથી અલ્પ છે. તેથી પણ દેશવિરતિ ગુણશ્રેણિ અસંખ્યગુણ છે. તેથી પણ સર્વવિરતિ ગુણશ્રેણિ અસંખ્યગુણ છે, એ પ્રમાણે દલિકાપેક્ષાએ યાવત્ અયોગિ-કેવલિ સુધી અનુક્રમે અસંખ્યગુણતા કહેવી, તે કારણથી પ્રદેશોદયની અપેક્ષાએ પણ એ ગુણશ્રેણિઓ અનુક્રમે અસંખ્યગુણ જાણવી.

તથા **તવ્વિવરીઓ કાલો સંખિજ્જગુણસેઢિ** એટલે એ સર્વ ગુણશ્રેણિયોનો કાળ પ્રદેશોદયથી વિપરીતપણે સંખ્યગુણ કહેવો, તે આ પ્રમાણે—અયોગિકેવલિ ગુણશ્રેણિનો કાળ સર્વથી અલ્પ છે, ને તેથી સયોગિ કેવલિ ગુણશ્રેણિનો કાળ સંખ્યગુણ છે, ને તેથી પણ ક્ષીણમોહ ગુણશ્રેણિનો કાળ સંખ્યગુણો છે. એ પ્રમાણે યાવત્ સમ્યક્ત્વ ગુણશ્રેણિનો કાળ સંખ્યગુણો છે ત્યાં સુધી કહેવું. તેની સ્થાપના [1]આ પ્રમાણે છે. જે આ સમ્યક્ત્વ ગુણશ્રેણિ તે પુનઃ દલિકથી અસંખ્યગુણ ને કાળથી સંખ્યાતગુણ છે અને તેથી ઉપર ઉપરની ગુણશ્રેણિ રચના સ્થૂલપણા વડે અનુક્રમે અધિક અધિક વિસ્તીર્ણ છે.

હવે ગુણશ્રેણિયોમાં અનુક્રમે અસંખ્યગુણ દલિક રચના કેમ થાય છે? તે કહીએ છીએ—સમ્યક્ત્વને ઉત્પન્ન કરનારો જીવ મિથ્યાદૃષ્ટિ હોય છે, તે કારણથી તત્સંબંધિ ગુણશ્રેણિ દલિક સર્વથી અલ્પ હોય છે, અને સમ્યક્ત્વ ઉત્પન્ન થયે છતે અતિ વિશુદ્ધિ પ્રાપ્ત થવાથી પૂર્વ ગુણશ્રેણિની અપેક્ષાએ અસંખ્યગુણ દલિક રચના થાય છે. તેથી દેશવિરતિ ગુણશ્રેણિ અસંખ્યગુણ દલિકવાળી છે, કારણ કે સમ્યક્ત્વની અપેક્ષાએ દેશવિરતિપણું અતિ વિશુદ્ધિવાળું છે. તેથી પણ સર્વવિરતિ ગુણશ્રેણિ અસંખ્યગુણ દલિક રચનાવાળી છે, કારણ

૧ ઉર્ધ્વમુખે સ્થાપના કરતાં પ્રદેશ સંબંધિ ગુણશ્રેણિ  એ આકારે અને ગુ૦ શ્રે૦ ના કાળની સ્થાપના  એ આકારે છે.

કે દેશવિરતિથી સર્વવિરતિપણું અતિવિશુદ્ધિવાળું છે, તેથી પણ સર્વવિરતની અનંતાનુબન્ધિવિસંયોજના પ્રત્યયિક ગુણશ્રેણિ અસંખ્યગુણદલિકવાળી છે, કારણકે પૂર્વથી અત્રે અધિક વિશુદ્ધિપણું છે, એ પ્રમાણે ઉત્તરોત્તર અધિક વિશુદ્ધિના હેતુથી ગુણશ્રેણિ પણ અસંખ્યગુણ અસંખ્યગુણદલિકવાળી જાણવી.

હવે કઇ ગુણશ્રેણિ કઇ ગતિમાં હોય છે ? તે કહેવાય છે.

**तिन्निवि पढमिल्लाओ, मिच्छत्तगए वि होज्ज अन्नभवे**
**पगयं तु गुणियकम्मे, गुणसेढीसोसगाणुदये ॥१०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

*ટીકાર્થ*:—સમ્યકત્વ પ્રત્યયિક-દેશવિરતિ પ્રત્યયિક-ને સર્વવિરતિ પ્રત્યયિક એ ૩ પ્રથમની ગુણશ્રેણિયો શિઘ્ર મિથ્યાત્વે જઇને અપ્રશસ્ત મરણવડે શિઘ્ર મરણ પામેલા જીવને અન્યભવમાં એટલે નારકાદિરૂપ પરભવમાં કેટલોક કાળપર્યન્ત ઉદયની અપેક્ષાએ હોય છે, ને શેષ ગુણશ્રેણિયો નરકાદિરૂપ પરભવમાં હોય નહિ, કારણકે નરકાદિ ભવ અપ્રશસ્ત મરણથી પમાય છે, અને શેષ ગુણશ્રેણિયોમાં વર્તતા જીવને અપ્રશસ્ત મરણનો સંભવ નથી, પરન્તુ ગુણશ્રેણિ સમાપ્ત થયેજ અપ્રશસ્ત મરણ થાય છે. કહ્યું છે કે—

मित्ति गुणाओ पडिए-मिच्छत्तगयम्मि आइमा तिन्नि
लब्मंति न सेसाओ-जं झीणासु असुभमरणं ॥१॥ (ગતાર્થો).

તથા અહિં ચાલુ અધિકારરૂપ ઉત્કૃષ્ટ પ્રદેશોદય સ્વામિમાં ગુણશ્રેણિ શિર્ષપર વર્તતા ગુણિતકર્માંશ જીવનું પ્રયોજન છે.

**आवरणविग्घमोहाण, जिणोदइयाण वावि नियगंते**
**लहुखवणाए ओहीण, णोहि लद्धिस उक्कोसो ॥११॥**

ગાથાર્થ:—શિઘ્ર ક્ષપણા કરનાર જીવને ૯ આવરણ ૫ અન્તરાય ૮ મોહનીય અને પર જીનોદયિક પ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય સ્વસ્વ ઉદયના અન્ત્યસમયે હોય છે, પરન્તુ અવધિદ્વિકનો ઉ૦ પ્રદેશોદય અનવધિલબ્ધિવંતને હોય છે.

ટીકાર્થ:—આવરણ એટલે ૫ જ્ઞાનાવરણ ને ૪ દર્શનાવરણ, તથા વિઘ્ન એટલે ૫ અન્તરાય એ ૧૪ પ્રકૃતિયોને શિઘ્ર ક્ષપણાવડે ક્ષય કરવાને તત્પર થયેલા એવા અને ક્ષીણમોહ ગુણસ્થાનકના અન્ત્યસમયે ગુણશ્રેણિના શિર્ષપર વર્તતા ગુણિતકર્માંશજીવને એ ૧૪ પ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય હોય છે. અહિં લઘુક્ષપણા અને ચિરક્ષપણા એ પ્રમાણે ક્ષપણા બે પ્રકારની છે. ત્યાં ૭ માસ અધિક ૮ વર્ષના જીવે સંયમને અંગીકાર કર્યો હોય ને સંયમ પામ્યા બાદ અન્તર્મુહુર્તમાં ક્ષપકશ્રેણિ આરંભે તેવા જીવની જે ક્ષપણા તે લઘુક્ષપણા એટલે શિઘ્રક્ષપણા કહેવાય, અને જે જીવ ઘણાકાળે ચારિત્ર પામીને તદનંતર પણ ઘણા કાળે ક્ષપકશ્રેણિ આરંભે તેવા જીવને જે ક્ષપણા થાય છે તે ચિરક્ષપણા કહેવાય છે. એ ચિરક્ષપણા વડે ઘણા પુદ્ગલો નિર્જરીને થોડાજ બાકી રહે છે તેથી એ ક્ષપણાવડે ઉ૦ પ્રદેશોદય થતો નથી, તે કારણથી " લઘુ ક્ષપણાવડે ક્ષય કરવાને તત્પર થયેલા જીવને " એમ કહ્યું છે, પરન્તુ ओहीणणोहिलद्धिस्स એટલે અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણનો અનવધિલબ્ધિક જીવને એટલે અવધિ લબ્ધિ રહીત જીવને શિઘ્ર ક્ષપણા વડે તત્પર થયેલા જીવને ઉ૦ પ્રદેશોદય કહેવો, કારણ કે અવધિલબ્ધિને ઉત્પન્ન કરવાવાળા જીવને ઘણા પુદ્ગલો નિર્જરે છે, તે કારણથી અવધિલબ્ધિ વાળા જીવને એ બે કર્મનો ઉ૦ પ્રદેશોદય થતો નથી માટે " અવધિ લબ્ધિ રહિત જીવને " એમ કહ્યું છે.

તથા સમ્ય૦-સં૦ ૪-ને વેદ ૩, એ ૮ મોહનીય પ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય ગુણિતકર્માંશ ક્ષપક જીવને આપ આપણા ઉદયના અન્ત્ય સમયે હોય છે-તથા જે પ્રકૃતિયોનો ઉદય કેવલિ ભગવાનને

હોય છે તે ઔદા૦ ૭–તૈ૦ ૭–સંસ્થા૦ ૬–વજ્રર્ષ૦–વર્ણાદિ ૨૦–પરા૦–ઉપ૦–અગુ૦–ખગતિ ૨–પ્રત્યે૦–સ્થિર–અસ્થિર–શુભ–અશુભ–, ને નિર્માણ–એ ૫૨ જીનોદયિક પ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય ગુણિતકર્માંશ અયોગિકેવલિને સ્વગુણસ્થાનના અન્ત્યસમયે હોય છે. સુસ્વર દુઃસ્વરનો ઉ૦ પ્રદેશોદય સ્વરનિરોધ કાળે, ઉશ્વાસ નામનો ઉ૦ પ્રદેશોદય ઉશ્વાસનિરોધકાળે, તથા ૧ વેદનીય–મનુષ્યગતિ–મનુષ્યાયુ–પંચે૦–ત્રસાદિ ૩–સુભગ–આદેય–યશ–જીન–ઉચ્ચગોત્ર–એ ૧૨ પ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય ગુણિતકર્માંશ અયોગિકેવલિને અન્ત્યસમયે હોય છે.

## उवसंत पढमगुणसे–ढीए निद्दादुगस्स तस्सेव
## पावइ सीसग मुदयं–ति जायदेवस्स सुरनवगे ॥१२॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—પોતાની પ્રથમ ગુણશ્રેણિના શીર્ષપર વર્તતા ઉપશાન્તકષાયી ગુણિતકર્માંશજીવને નિદ્રાદ્વિકનો એટલે નિદ્રા અને પ્રચલાનો ઉ૦પ્રદેશોદય હોય છે. તથા તેજ ઉપશાન્તકષાયી જીવ પોતાની પ્રથમ ગુણશ્રેણિના શીર્ષને અનન્તર સમયમાં પ્રાપ્ત થશે (જો તે સ્થાને ૧ સમય વધારે ટકે તો ગુણ૦શિર્ષને પ્રાપ્ત થાય) તે જીવ જો પાશ્ચાત્ય સમયમાં દેવ થાય તો પોતાની પ્રથમ ગુણશ્રેણિના શીર્ષપર વર્તતાં સુરનવકનો એટલે વૈક્રિયસપ્તક અને દેવદ્વિકનો ઉ૦ પ્રદેશોદય કરે.

## मिच्छत्तमीसणंता–णुवंधिअसमत्तथीणगिद्धीणं
## तिरिउदएगंताण य, विइया तइया य गुणसेढी ॥१३॥

ગાથાર્થઃ—બીજી અને ત્રીજી ગુણશ્રેણિના શિર્ષપર એકત્ર યોગે વર્તતા જીવને મિથ્યાત્વ–મિશ્ર–અનંતા૦–અપર્યા૦–થીણદ્ધિ

૩-ને એકાન્તતિર્યં ચપ્રાયોગ્ય પ્રકૃતિયો નો ઉ૦ પ્રદેશોદય હોય છે.

ટીકાર્થ:—અહિં કોઇ જીવ દેશવિરતિ પામ્યો છતો દેશવિરતિ પ્રત્યયિક ગુણશ્રેણિ રચીને તદનંતર તે જીવને ચારિત્ર પ્રાપ્ત થતાં પુનઃ સર્વ વિરતિ પ્રત્યયિક ગુણશ્રેણિ રચે, ત્યાં જે કાળે એ બન્ને ગુણશ્રેણિનાં શીર્ષ એકત્ર મલે તે કાળમાં વર્તતો કોઇ ગુણિતકર્માંશ જીવ મિથ્યાત્વને પામે તો તે કાળે તે જીવને મિથ્યાત્વનો અને અનંતાનુબંધિનો ઉ૦ પ્રદેશોદય હોય છે, ને જો પુનઃ મિશ્રસમ્યક્ત્વ પામે તો મિશ્રનો, અને મિથ્યાત્વે ગયેલા વા મિથ્યાત્વથી આવતા જીવને થીણદ્ધિ ત્રિકનો ઉ૦ પ્રદેશોદય હોય છે, કારણકે થિણદ્ધિત્રિકનો ઉદય પ્રમત્ત સંયતને પણ હોય છે. તથા જે પ્રકૃતિયો એકાન્ત તિર્યંચનેજ ઉદય પ્રાયોગ્ય છે તે કુજાતિ ચતુષ્ક-સ્થા૦-સૂ૦-ને સાધારણ-એ ૭ એકાન્ત તિર્યંગુદયપ્રાયોગ્ય પ્રકૃતિયોનો તથા અપર્યાપ્ત નામકર્મનો ઉ૦ પ્રદેશોદય, તિર્યંચગતિ પામ્યો છતો દેશવિરતિ સર્વવિરતિની ગુણશ્રેણિના શીર્ષપર એકત્ર યોગે વર્તતા મિથ્યાદૃષ્ટિ જીવને આપ આપણો ઉદય વર્તતાં હોય છે.

**अंतरकरणं होहि–त्ति जायदेवस्स तं मुहुत्तंतो।**
**अट्ठण्ह कसायाणं, छन्हं पि य नोकसायाणं॥१४॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અહિં ઉપશમશ્રેણિને પામેલો કોઇક જીવ અનન્તર સમયમાં અંતરકરણ કરશે, તેના પાશ્ચાત્ય સમયે કાળ કરીને દેવપણે ઉત્પન્ન થાય, તે દેવને ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહુર્ત વ્યતીત થયે ગુણશ્રેણિ શિર્ષપર વર્તતાં અપ્રત્યાખ્યાનાદિ કષાય ૮ ને (૩ વેદ વિના) ૬ નોકષાયનો ઉ૦ પ્રદેશોદય હોય છે.

**हस्सठिइं बंधित्ता, अध्धाजोगाइ ठिइनिसेगाणं।**
**उक्कस्सपए पढमो–दयम्मि सुरनारगाऊणं॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અદ્ધા એટલે બન્ધકાળ, યોગ એટલે મન વચન ને કાયા સંબંધી વીર્ય, અને આદિ સ્થિતિ એટલે પ્રથમ સ્થિતિ તેમાં જે દલિક નિક્ષેપ થાય તે આદિ સ્થિતિ દલિક નિક્ષેપ, એ સર્વ ઉત્કૃષ્ટપદે હોતે છતે અર્થાત્ ઉત્કૃષ્ટ બંધકાળપૂર્વક ઉત્કૃષ્ટ યોગમાં વર્તતો જીવ જઘન્ય સ્થિતિ બાંધીને અને પ્રથમ સ્થિતિમાં ઉ૦ દલિક નિક્ષેપ કરીને મરણ પામીને દેવ અથવા નારક થાય તે પ્રથમ સ્થિતિ ઉદયમાં વર્તતા દેવને દેવાયુનો અને નારકને નરકાયુનો ઉ૦ પ્રદેશોદય હોય છે.

**अद्धा जोगुक्कोसो, बंधित्ता भोगभूमिगेसु लहुं ।**
**सव्वप्पजीवियं वज्ज–इत्तु ओवट्टिया दोण्हं ॥१६॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ઉત્કૃષ્ટ બન્ધકાળમાં અને ઉત્કૃષ્ટ યોગમાં વર્તતો જીવ અકર્મભૂમિ સંબંધિ મનુષ્ય વા તિર્યંચ સંબંધિ કોઇક જીવ મનુષ્યાયુ વા તિર્યગાયુને ૩ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિએ બાંધીને અને શિઘ્ર મરણ પામીને કોઇક ૩ પલ્યોપમના આયુષ્યવાળા મનુષ્યમાં ને કોઇક તિર્યંચમાં ઉત્પન્ન થાય, ને ત્યાં અન્તર્મું૦ પ્રમાણ સર્વજઘન્ય આયુને વર્જીને એટલે એક અન્તર્મું૦ સિવાયના શેષ સમસ્ત તે બન્ને આયુષ્યને આપ આપણા અપવર્તનાકરણથી અપવર્તે,[1] તો તે અપવર્તના થયા બાદ પ્રથમ સમયે તે અનુક્રમે મનુષ્યાયુ અને તિર્યંચાયુનો ઉ૦ પ્રદેશોદય થાય છે.

---

૧ અનપવર્તનીય આયુષ્યવાળા એવા યુગલિકોના ઉત્કૃષ્ટ આયુષ્યની અપવર્તના અપ૦ અવસ્થામાં યુગલિકોને શ્રી સૂયગડાંગજીમાં તથા શ્રી આચારાંગજીમાં કહી છે તે શ્રી આચા૦જી વૃત્તિનો પાઠ આ પ્રમાણે— **द्वयोस्तिर्यग्मनुष्ययोरपवृत्तिका-अपवर्त्तनं भवति, पततश्चाप-** र्यामिकान्तर्मुहूर्त्तान्तर्द्धमृत्यं तत उर्ध्वमनपवर्त्तनमेवेति ( = તિર્યંચ

दूभगणाएज्जाजस–गइदुगअणुपुव्वितिगसनीयाणं ।
दंसणमोहक्खवणे, देसविरइ विरइगुणसेढी ॥१७॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અહિં અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવ દર્શનમોહની- યત્રિકને ક્ષય કરવાને તત્પર થયો છતો ગુણશ્રેણિ કરે છે, તદનંતર તેજ દેશવિરતિને પામતો છતો તત્પ્રત્યયિક ગુણશ્રેણિ કરે છે, તદ- નંતર તેજ જીવ સર્વવિરતિને પામતો છતો તત્પ્રત્યયિક ગુણશ્રેણિ કરે છે, તદનંતર કરણ સમાપ્તિ થયે છતે સંક્લિષ્ટ થઇને પુનઃ પણ અવિરતિ થાય, એ પ્રમાણે ત્રણે ગુણશ્રેણિના શિર્ષપર વર્તતા તે જીવને તેજ ભવમાં રહેતાં દુર્ભગ, અનાદેય, અયશ, ને નીચ ગોત્રનો ઉ૦ પ્રદેશોદય થાયછે, તથા બધ્ધનરકાયુજીવ જો નારક થાય તો તે જીવને નરકદ્વિક સહિત પૂર્વોક્ત પ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય થાય છે, અને જો તિર્યંચમાં ઉપજે તો તિર્યંચદ્વિક સહિત પૂર્વોક્ત પ્રકૃતિયોનો ઉ૦પ્રદેશોદય થાય છે, અને જો મનુષ્ય થાય તો મનુષ્યાનુપૂર્વિસહિત પૂર્વોક્તપ્રકૃતિયોનો ઉ૦ પ્રદેશોદય થાય છે.

---

અને મનુ૦ એ બેને (આયુ૦ની) અપવૃત્તિકા એટલે અપવર્ત્તન હોય છે, અને તે અપર્યાપ્તપણાના અન્તર્મુ૦માં જાણવું (કારણ કે ત્યાંથી આગળ (—અપર્યાપ્તપણાનું અન્તર્મુ૦ વ્યતીત થયા બાદ આયુષ્યનું) અનપવર્ત્તનજ છે.—આ પાઠમાં યુગ૦નું નામ નથી પણ ત્યાં શ્રી આચા૦જીમાં યુગ- લિકના સંબંધમાંજ એ પાઠ આપેલો છે.

વળી આયુષ્યની અપવર્ત્તના કર્મપ્રકૃતિમાં દેવ—નારકને સર્વને કહી છે. પરંતુ તે અપવર્ત્તના મૂળ સ્થિતિબંધમાથી ન્યૂન સ્થિતિ કરનારી નથી અને આ યુગ૦ના આયુષ્યની અપવર્ત્તના તો ૩ પલ્યો૦ની મૂળ સ્થિતિ- માંથી ઘટાડો કરી અન્તર્મુ૦ માત્ર સ્થિતિ કરી દેછે. આ ઉપરથી સમજી શકાય છે કે યુગલિકો પણ અપર્યા૦ અવસ્થામાં મરણ પામી જાય છે. આ વ્યાખ્યામાં કંઇ ભૂલ હોય તો શ્રી બહુશ્રુતની સ્હાયથી સુધારી વાંચવું.

**संघयणपंचगरस य, बिइयादी तिन्नि होंति गुणसेढी**
**आहारग उज्जोया–णुत्तरतणुअप्पमत्तस्स ॥१८॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અહિં કોઇ દેશવિરતિ પ્રતિપન્ન જીવ દેશવિરતિ પ્રત્યયિક ગુણશ્રેણિ કરે, તદનંતર તે જીવ અત્યંત વિશુદ્ધિના વશથી સર્વવિરતિ પ્રતિપન્ન થયો છતાં સર્વવિરતિ પ્રત્યયિક ગુણશ્રેણિ કરે, તદનંતર તેજ જીવ તથા પ્રકારની વિશુદ્ધિ પામીને અનંતાનુબંધિની વિસંયોજના કરવાને તત્પર થયો છતો તત્પ્રત્યયિક ગુણશ્રેણિ કરે, એ પ્રમાણે એ જીવને દ્વિતીયાદિ ૩ ગુણશ્રેણિયો થાય છે, તે ગુણશ્રેણિયો કરીને તેના શિર્ષપર વર્તતાં વર્જર્ષભ૦ સિવાય ૫ સંઘયણનો યથાયોગ્ય ઉદય પામતાં ઉ૦ પ્રદેશોદય કરે. તથા ઉત્તર શરીર જે આહારકદેહ તેના ઉદયમાં વર્તતાં અપ્રમત્તભાવને પામેલા મુનિને પ્રથમ ગુણશ્રેણિ શિર્ષપર વર્તતાં આહારક સપ્તકનો અને ઉદ્યોતનો ઉ૦ પ્રદેશોદય હોય છે.

**बेइंदिय थावरगो, कम्मं काऊण तस्समं खिप्पं**
**आयवस्स तव्वे-इ पढमसमयम्मि वट्टंतो ॥१९॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ગુણિત કર્માંશ પંચેન્દ્રિય જીવ સમ્યગ્દૃષ્ટિ થયે છતે સમ્યક્ત્વ પ્રત્યયિક ગુણશ્રેણિ કરે, તદનતર તે ગુણશ્રેણિથી પડીને પુનઃ મિથ્યાત્વે જાય, અને મિથ્યાત્વે જઇને બેઇન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ને ત્યાં દ્વીન્દ્રિયપ્રાયોગ્યે સ્થિતિ વર્જીને શેષ સર્વ સ્થિતિને અપવર્તે, તદનંતર ત્યાંથી પણ મરણ પામીને એકેન્દ્રિય થાયે, ત્યાં એકેન્દ્રિયતુલ્ય સ્થિતિ કરીને શિઘ્ર શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત થાય તેવા ખર બાદર પૃથ્વીકાયિક આતપોદયી જીવને શરીર-

પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ બીજે સમયે ( પ્રથમ સમયે ) આતપ ની-મનો ઉ૦ પ્રદેશોદય હોય, એકેન્દ્રિય જીવ દ્વીન્દ્રિય સંબંધિ સ્થિતિ શિઘ્રપણે સ્વસ્થિતિસમાન કરે છે પરન્તુ ત્રીન્દ્રિયાદિ સ્થિતિને શિઘ્ર સ્વસમાને કરી ન શકે માટે અહિં દ્વીન્દ્રિય સ્થિતિનું ગ્રહણ કર્યું છે. ( इति उ० प्रदेशोदय स्वामित्व ).

એ પ્રમાણે ઉ૦ પ્રદેશોદય સ્વામિ કહીને હવે જ૦ प्रदेशोदय स्वामित्व કહે છે.

**पगयं तु खवियकम्मे, जहन्नसामी जहन्नदेवठिइ।**
**भिन्नमुहुत्ते सेसे, मिच्छत्तगतो अतिकिलिट्ठो॥२०॥**

**कालगए गिंदियगो, पढमे समये य मइसुयावरणे।**
**केवलदुग मणपज्जव-चरकु अचरकू य आवरणा॥२१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ગાથામાં जहन्नसामि એ પદ મુખ્ય ભાવદર્શક છે અર્થાત્ હવે જઘન્ય સ્વામિ અધિકાર કહેવાય છે એવો ભાવ દર્શાવવાને અર્થે છે અને અહિં પ્રાકૃતપણાથી આગળ સપ્તમીના પ્રત્યયનો લુક્ ( લોપ વિશેષ ) થયેલો હોવાથી સપ્તમી અનુસારે અર્થ " જઘન્યપ્રદેશોદય સ્વામિત્વમાં ". એવો થાય છે. તથા અહિં ચાલુ અધિકારમાં ક્ષપિત કર્માંશ જીવથી પ્રયોજન છે ( સૂત્રમાં खविय कम्मे એ પદમાં સપ્તમિનો પ્રયોગ છે પરંતુ અર્થમાં તૃતિયા જાણવી ) ત્યાં કોઇક ૧૦,૦૦૦ વર્ષ પ્રમાણ જ૦ સ્થિતિવાળો ક્ષપિતકર્માંશ દેવ ઉત્પન્નં થયા બાદ અન્તર્મુ૦ વ્યતીત થયે મિથ્યાત્વે જાય, અને તે અતિ સંક્લિષ્ટ પરિણામવાળો થયો છતો આગળ કહેવાશે તે કર્મોની ઉ૦ સ્થિતિ બાંધવાનો પ્રારંભ કરે, તે વખતે અન્તર્મુ૦ પર્યન્ત ઘણાં દલિકની ઉદ્વર્તના કરીને

संक्लिष्ट परिणाममां वर्ततोज काळ करीने एकेन्द्रिय थाय, तेने प्रथम समये मति०-श्रुत०-केवल० २-मन०-चक्षु०-अने अचक्षु० ए ७ प्रकृतियोनो ज० प्रदेशोदय होय. अहिं प्रायः सर्व (घणा) दलिकनी उद्वर्तना करी छे माटे प्रथम समये अल्प दलिकज होय छे. पुनः उत्कृष्ट संक्लेशवर्ती जीवने प्रदेशोदीरणा अल्प होय छे, कारण के तेने अनुभागोदीरणा घणी होय छे, अने ज्यां अनुभागोदीरणा बहु होय त्यां प्रदेशोदीरणा अल्प होय छे, ते कारणथी "मिच्छत्तगतो अतिकिलिट्ठो" एम कह्युं छे.

**ओहीण संजमाओ, देवत्तगए गयस्स मिच्छत्तं।**
**उक्कोसट्ठिइबंधे, विकड्ढणे आलिगं गंतुं॥ २२॥**

गाथार्थ;—टीकार्थानुसारे.

टीकार्थः—क्षपित कर्मांश जीवे चारित्र पामीने अवधिज्ञान अने अवधिदर्शन लब्धि (प्राप्त) करीने ते अवधिलब्धिथी नहि पडयो छतोज देवपणे उपजे, तदनंतर त्यां अन्तर्मु० व्यतीत थये मिथ्यात्व पामे, तदनंतर मिथ्यात्व हेतुथी उ० स्थिति बांधवा मांडे, अने घणा दलिकनी उद्वर्तना करे, तदनंतर आवलिका गये एटले बन्धावलिका व्यतीत थये छते ते जीवने अवधिज्ञानावरण अने दर्शनावरणनो ज० प्रदेशोदय होय.

**वेयणियंतरसोगा-रउच्च ओहिव्व निद्दपयला य।**
**उक्कस्सट्ठिइबंधा, पडिभग्गपवेइया नवरं॥ २३॥**

गाथार्थः—टीकार्थानुसारे.

टीकार्थः—शाता अशातारूप बे वेदनीयनो, पांच अन्तरायनो, शोक अरति, अने उच्च गोत्रनो, जघन्यप्रदेशोदय अवधिज्ञानावरणवत् जाणवो. तथा निद्रापचलानो पण ते प्रमाणेज ज०

પ્રદેશોદય જાણવો, પરન્તુ ઉ० સ્થિતિબંધથી પડેલા અને નિદ્રાપ્રચલાને અનુભવતા જીવને જ० પ્રદેશોદય હોય એમ કહેવું કારણકે ઉ० સ્થિતિબંધ અતિસંકિલષ્ટ જીવને થાયછે, અને અતિ સંક્લેશે વર્તતા જીવને નિદ્રાનો ઉદય (કોઇપણ નિદ્રાનો ઉદય) હોય નહિ. તે કારણથી "ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી પડેલા" એમ કહ્યું છે.

**वरिसवर तिरिय थावर-नीयं पि य मइसमं नवरि तिन्नि**
**निद्दा निद्दा इंदिय-पज्जत्ती पढमसमयम्मि ॥ २४ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—વર્ષવર એટલે નપુંસકવેદ એવો અર્થ છે તેથી નપુંસકવેદ, તિર્યંગગતિ, સ્થાવર—નીચગોત્ર એ ૪ નો જ० પ્રદેશોદય મતિજ્ઞાનાવરણની રીતે જાણવો, તથા નિદ્રાનિદ્રાદિ ૩ પ્રકૃતિયોનો (થિણદ્ધિત્રિકનો) જ० પ્રદેશોદય પણ મતિજ્ઞાનાવરણની રીતે જાણવો પરન્તુ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પ્રથમ સમયે જ० પ્રદેશોદય કહેવો, કારણકે તદનંતર અનંતર સમયે ઉદીરણા પ્રવર્તતી હોવાથી જ० પ્રદેશોદયનો અસંભવ છે.

**दंसणमोहे तिविहे, उदीरणुदए उ आलिगं गंतुं**
**सत्तरसन्ह त्ति एवं, उवसमइत्ता गए देवे॥२५॥**

ગાથાર્થઃ—ઉદીરણોદયાવલિના અન્ત્ય સમયે ત્રણ દર્શન મોહનીયનો જ० પ્રદેશોદય હોય છે. તથા ૧૭ પ્રકૃતિયોને ઉપશમાવીને દેવલોકે ગએલા જીવને પણ એ રીતેજ ૧૭ પ્રકૃતિયોનો જ० પ્રદેશોદય હોય છે.

ટીકાર્થઃ—ક્ષપિતકર્માંશ ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ જીવ એટલે ઔપશમિક સમ્યક્ત્વથી પડતો જીવ અન્તરકરણમાં રહીને દ્વિતીય સ્થિતિમાંથી જે સમ્યક્ત્વાદિકનાં દલિકને આકર્ષીને અનુસરે-

કરણની અન્ત્યઆવલિકામાં ગોપુચ્છાકારે રચે છે તે જેમકે-પ્રથમ સમયે ઘણાં, દ્વિતીય સમયે વિશેષહીન, તૃતિય સમયે વિશેષહીન એ પ્રમાણે યાવત્ અન્ત્ય સમય સુધી વિશેષ હીન શ્રેણિએ જે રચેલાં દલિક તેનો ઉદય તે उदीरणोदय કહેવાય છે. તે ઉદીરણોદયની આવલિકા ગયે એટલે આવલિકાના અન્ત્ય સમયે સમ્યકત્વ-મિશ્ર-ને મિથ્યાત્વનો તત્તત્ ઉદયવર્તી જીવને જ૦ પ્રદેશોદય હોય છે.

તથા અન્ત્ય ૧૨ કષાય-પુંવેદ-હાસ્ય-રતિ-ભય-ને કુચ્છા એ ૧૭ પ્રકૃતિયોને ઉપશમાવીને દેવલોકે ગયેલા જીવને પણ એજ રીતે એટલે ઉદીરણોદયના અન્ત્ય સમયે એ ૧૭ પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદય હોય છે. આ ૧૭ પણ પ્રકૃતિયોનું અન્તરકરણ કરીને દેવ-લોકે ગયેલો જીવ પ્રથમ સમયેજ દ્વિતિય સ્થિતિમાંથી દલિકને આકર્ષીને ઉદય સમયથી આરંભીને દલિકને ગોપુચ્છકારે પૂર્વે કહ્યા પ્રમાણે ઉદયસમયમાં ઘણાં, દ્વિતીય સમયમાં વિશેષહીન ઈત્યાદિ રીતે આવલિકાના અન્ત્ય સમય સુધી રચે છે તેથી આવલિકાના અન્ત્ય સમયે જ૦ પ્રદેશોદય થાય છે.

**चउरुवसमित्तु पच्छा-संजोइय दीहकालसम्मत्ता**
**मिच्छत्तगए आवलि-गाए संजोयणाणं तु ॥२६॥**

ગાથાર્થઃ—ચારવાર મોહનીયને ઉપશમાવીને પુનઃ અનંતા-નુબંધિને બાંધે, તદનંતર ઘણા કાળ સુધી સમ્યકત્વમાં રહીને ત્યાંથી પુનઃ મિથ્યાત્વે જઈને પુનઃ અનંતાનુબંધિને બાંધે તો બન્ધા-વલિકાના અન્ત્યસમયે અનંતા૦ નો જ૦ પ્રદેશોદય થાય.

ટીકાર્થઃ—ચારવાર મોહનીયને ઉપશમાવીને પશ્ચાત્ અન્ત-મુહુર્ત વ્યતીત થયે છતે મિથ્યાત્વ પામે, તદનંતર પણ મિથ્યાત્વરૂપ હેતુથી સંયોજના એટલે અનંતાનુબંધિ કષાયને બાંધે, તદનંતર સમ્યક્ત્વ પામે, અને તે સમ્યકત્વને પણ ઘણા લાંબા કાળ સુધી

એટલે ૧૩૨ સાગરોપમ સુધી અનુપાલન કરીને સમ્યકત્વના અભાવથી, ઘણા પુદ્ગલોને-અર્થાત્ અનંતાનુબંધિ સંબંધિ ઘણા પુદ્ગલોને પ્રદેશસંક્રમથી નિર્જરે (તદ્દસત્તારૂપકરે), તદનંતર પુનઃ પણ મિથ્યાત્વે જઇને મિથ્યાત્વરૂપ હેતુથી પુનઃ પણ અનંતાનુબંધિને બાંધે, તે આવલિકાના એટલે બન્ધાવલિકાના અન્ત્યસમયે પૂર્વબદ્ધ અનંતાનુબંધિનો જ૦ પ્રદેશોદય થાય. આવલિકાથી અનંતર સમયમાંજ પ્રથમસમયબદ્ધદલિકનો ઉદય થાય છે, તે કારણથી જઘન્ય પ્રદેશોદય થતો નથી, માટે આવલિકાના અન્તસમયે જ૦ પ્રદેશોદય થાય એમ કહ્યું છે. તથા આખા સંસારચક્રમાં એક જીવને ૪ વાર મોહનીયનો ઉપશમ થાય છે, પરંતુ પાંચ (૫) વાર નહિ, માટે ચાર વાર મોહનીયોપશમ કહ્યો છે. તથા કદાચ શંકા થાય કે અહિં મોહનીયના ઉપશમથી શું પ્રયોજન છે? તો કહીએ છીએ કે— અહિં મોહનીયને ઉપશમાવતો જીવ અપ્રત્યાખ્યાનાદિ કષાયના દલિકને ગુણસંક્રમથી ઘણું સંક્રમાવે છે, તેથી ઘણો ક્ષય થઇને અતિ અલ્પ શેષ રહેલું તે ત્રણ કષાયોનું દલિક બંધાતા એવા અનંતાનુબંધિમાં અતિઅલ્પજ સંક્રમે છે, તે કારણથી અહિં મોહનીયના ઉપશમનું ગ્રહણ કર્યું છે.

**इत्थीए संजमभवे, सव्वनिरुद्धम्मि गंतु मिच्छत्तं**
**देवीए लहु मिच्छी, जेट्ठठिइ आलिगं गंतुं ॥२७॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

**ટીકાર્થઃ**—સંયમવડે યુકત એવો જે ભવ તે સંયમભવ કહેવાય છે તે સંયમભવમાં સર્વનિરૂદ્ધે એટલે અન્તર્મુહૂર્ત શેષ રહે મિથ્યાત્વે ગયેલી, અને તદનંતર અનંતરભવમાં દેવી થયેલી અને ત્યાંપણ શિઘ્ર પર્યાપ્ત થયેલી એવી સ્રીને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થયા પછી એક અવલિકા ગયે એટલે આવલિકાના અન્ત્ય સમયે સ્રીવેદનો જ૦ પ્રદેશોદય થાય. અહિં ભાવાર્થ એ છે કે—કોઇક

ક્ષપિતકર્માંશ જીવ દેશૂણપૂર્વક્રોડ વર્ષ પર્યન્ત ચારિત્ર પાલન કરીને અન્તર્મુ૦ આયુષ્ય શેષ રહે મિથ્યાત્વે જઈને અનન્તર ભવમાં દેવી થઈને શીઘ્ર પર્યાપ્ત થાય, તદનંતર ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્તતી ઉ૦ સ્થિતિ બંધ કરે, ને પૂર્વબદ્ધ સ્થિતિની ઉદ્વર્તના કરે, તદનંતર ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી આગળ આવલિકાના અન્ત્ય સમયે સ્ત્રીવેદનો જ૦ પ્રદેશોદય કરે.

अप्पद्धाजोगचिया-णाऊणुक्कस्सगठिइणंते
उवरिं थोवनिसेगे चिरतिव्वासायवेईणं ॥ २८ ॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

ટીકાર્થઃ—અલ્પ બંધકાળ વડે અને અલ્પ યોગ વડે બાંધેલાં ચારે આયુષ્યોની ઉત્કૃષ્ટ સ્થિતિના અન્તે સર્વથી ઉપરના સમયમાં અત્યંત અલ્પ દલિકનિક્ષેપ થયે દીર્ઘકાળ સુધી તીવ્ર અશાતા વડે પરાભવ પામેલા તે તે આયુષ્યોદયવાળા ક્ષપિતકર્માંશ જીવોને તે તે આયુનો જ૦ પ્રદેશોદય હોય છે. તીવ્ર અશાતાવડે અતિવ્યાકુલ થયેલા જીવોને ( આયુનાં ) ઘણાં પુદ્ગલો નિર્જરે છે, તે કારણથી અશાતા વેદી જીવોનું ગ્રહણ કર્યું છે.

संजोयणा विजोजिय देवभवजहन्नगे अइनिरुद्धे
वंधिय उक्कस्सठिइं-गंतूणेगिंदिया सन्नी ॥ २९ ॥

सव्वलहुं नरयगए निरयगइ तम्मि सव्वपज्जत्ते
अणुपुव्वीओ य गई तुल्ला नेया भवादिम्मि ॥३०॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—અનંતાનુબન્ધિની વિસંયોજના કરીને ( અનંતા૦

ની વિસંયોજના થતાં બીજાં કર્મોનાં પણ ઘણાં પુદ્ગલો નિર્જરે છે તેથી અનંતા૦ ની વિસંયોજનાનું ગ્રહણ કર્યું છે ) તદનંતર જઘન્ય સ્થિતિએ દેવ થાય ત્યાં, અન્ત્ય અન્તર્મુહુર્તે મિથ્યાત્વ પામીને ઉ૦ સ્થિતિયુક્ત એકેન્દ્રિયપ્રાયોગ્યપ્રકૃતિયોને બાંધીને સર્વોત્કૃષ્ટ સંક્લેશ સહિત એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, અને ત્યાં અન્તર્મું૦ માત્ર રહીને અસંજ્ઞિપંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય ( દેવ મરણ પામીને અસંજ્ઞિમાં ઉત્પન્ન ન થાય માટે વચ્ચે એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવાનું કહ્યું છે ), તદનંતર અસંજ્ઞિભવમાંથી શીઘ્રમરણપામીને નારક થાય, અને શીઘ્ર સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત થાય, તેવા સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત નારક જીવને નરકગતિનો જ૦ પ્રદેશોદય થાય છે, કારણ કે પર્યાપ્તિ જીવને ઘણી પ્રકૃતિયો વિપાકોદયમાં આવે છે, અને ઉદયપ્રાપ્તપ્રકૃતિયોને સ્તિબુકસંક્રમથી સંક્રમાવે નહિ તેથી અન્યપ્રકૃતિમાં પ્રદેશસંક્રમનો અભાવ હોવાથી જ૦ પ્રદેશોદય હોય, તે કારણથી " सव्वपज्जत्त " એ વિશેષણ કહ્યું છે.

તથા ચારે આનુપૂર્વીયોનો જ૦ પ્રદેશોદય સ્વસ્વગતિતુલ્ય જાણવો પરન્તુ ભવની આદિમાં એટલે ભવના પ્રથમ સમયે જ૦ પ્રદેશોદય કહેવો, કારણ કે દ્વિતીયસમયે બન્ધાવલિકાતીત થયેલી એવી બીજી પણ પ્રકૃતિલતાઓ ઉદયમાં આવે છે તેથી ".ભવપ્રથમ સમયે " એમ કહ્યું છે.

**देवगई ओहिसमा नवरिं उज्जोयवेयगो ताहे**
**आहारिजाय अइचिर-संजममणुपालिऊणंते ॥३१॥**

ગાથાર્થ:—દેવગતિનો જ૦ પ્રદેશોદય અવધિજ્ઞાનાવરણ તુલ્ય કહેવો, પરન્તુ જ્યારે ઉદ્યોતનો વેદક હોય ત્યારે દેવગતિનો જ૦ પ્રદેશોદય કહેવો. તથા જે અતિ દીર્ઘકાળ પર્યન્ત સંયમ પાલન કરીને અન્તે આહારકશરીરી થાય તેને આહારક સપ્તકનો જ૦ પ્રદેશોદય હોય છે.

ટીકાર્થઃ--દેવગતિ અવધિસમાન એટલે અવધિજ્ઞાનાવરણ સમાન જાણવી અર્થાત્ અવધિજ્ઞાનાવરણની જેમ દેવગતિનો પણ જ૦ પ્રદેશોદય જાણવો. જો એમ પૂછતા હો કે તેનું કારણ શું? તો કહીએ છીએ કે--જ્યાં સુધી ઉદ્યોતનો ઉદય થતો નથી ત્યાં સુધી તે ઉદ્યોતને દેવગતિમાં સ્તિબુક સંક્રમ વડે સંક્રમાવે છે, તે કારણથી જ૦ પ્રદેશોદય થતો નથી તદનંતર પુનઃ ઉદયપ્રાપ્ત ઉદ્યોતનો સ્તિબુકસંક્રમ થતો નથી તે કારણથી ઉદ્યોતવેદી જીવનું અત્રે ગ્રહણ કર્યું છે, અને ઉદ્યોતવેદીપણું તો પર્યાપ્ત જીવનેજ હોય છે, પરંતુ અપર્યાપ્તને નહિં, તે કારણથી પર્યાપ્ત અવસ્થામાં દેવગતિનો જ૦ પ્રદેશોદય હોય છે.

તથા જે દેશૂણ પૂર્વક્રોડ વર્ષ પ્રમાણ દીર્ઘકાળ પર્યન્ત સંયમનું અનુપાલન કરીને અન્તે આહારક શરીરી થાય, અને ઉદ્યોતનો અનુભવ કરે તેને આહારક સપ્તકનો જ૦ પ્રદેશોદય હોય છે. ઘણા કાળ સુધી ચારિત્રની પાલના કરવાથી ઘણાં કર્મ પુદ્ગલો નિર્જરે છે તે કારણથી દીર્ઘકાળ પર્યન્ત સંયમનું ગ્રહણ કર્યું છે, અને ઉદ્યોતવેદી કહેવામાં તો પૂર્વે કહેલુ કારણ અત્રે પણ અનુસરવું.

**सेसाणं चक्खुसमं, तंमि व अन्नंमि वा भवे अचिरा**
**तज्जोगा वहुगीओ, पवेययं तस्स ता ताओ ॥३२॥**

ગાથાર્થ—ઉક્ત શેષ પ્રકૃતિયોનો ચક્ષુદર્શનાવરણ સમાન જ૦ પ્રદેશોદય જાણવો, અને જે કર્મોનો એકેન્દ્રિય ભવમાં ઉદય છે તે કર્મોનો જ૦ પ્રદેશોદય ત્યાંજ જાણવો, અને જે કર્મોનો અન્ય ભવમાં ઉદય છે તે કર્મોનો તત્તદ્યોગ્ય અન્ય ભવમાં તત્તદ્ભવયોગ્ય ઘણી પ્રકૃતિયોને વેદતાં તે પર્યાપ્ત જીવને જ૦ પ્રદેશોદય હોય છે.

ટીકાર્થઃ—ઉક્ત શેષ પ્રકૃતિયોનો યાવત્ એકેન્દ્રિયપણે ઉત્પન્ન થાય ત્યાં સુધી ચક્ષુદર્શનાવરણ તુલ્ય જ૦ પ્રદેશોદય કહેવો.

તદનંતર જે કર્મોનો તેજ ભવમાં એટલે એકેન્દ્રિયભવમાં ઉદય હોય છે તે કર્મોનો તે ભવમાંજ જ૦ પ્રદેશોદય કહેવો, અને નરગતિ-દ્વીન્દ્રિયાદિ જાતિ ૪-આદિ સંસ્થાન ૫-ઔ૦ઉ૦-વૈ૦ઉ૦ સંઘયણ ૬-ખગતિ ૨-ત્રસ-સુભગ-સુસ્વર-દુઃસ્વર-ને આદેયરૂપ જે કર્મોનો ત્યાં (એકેન્દ્રિયભવમાં) ઉદય નથી, તે કર્મોનો એકેન્દ્રિય ભવમાંથી નિકળીને તે તે પ્રકૃતિને ઉદયયોગ્ય ભવમાં ઉત્પન્ન થયેલા અને તે તે ભવયોગ્ય ઘણી પ્રકૃતિયોને અનુભવતા જીવને જ૦ પ્રદેશોદય હોય છે. તે તે ભવયોગ્ય બહુ પ્રકૃતિયોનું વેદવું પર્યાપ્ત જીવને હોય છે, તેથી સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત થયેલા જીવને જ૦ પ્રદેશોદય હોય છે. પર્યાપ્ત જીવને ઘણી પ્રકૃતિયો ઉદયમાં આવે છે, અને ઉદયવતી પ્રકૃતિયોનો સ્તિબુક સંક્રમ થતો નથી, અને તેમ હોવાથી વિવક્ષિત પ્રકૃતિયોનો જ૦ પ્રદેશોદય હોય છે તે કારણથી પર્યાપ્તાને જ૦ પ્રદેશોદય હોવાનું કહ્યું છે.

તથા ક્ષપિતકર્માંશને ઉદયના પ્રથમ સમયમાં જીનનામકર્મનો જ૦ પ્રદેશોદય હોય છે, અને ત્યાંથી આગળ (દ્વિતીયાદિ સમયમાં) ગુણશ્રેણિ સંબંધિ ઘણું દલિક ઉદયમાં આવે છે તે હેતુથી જ૦ પ્રદેશોદય થતો નથી. ( इति ज० प्रदेशोदय स्वामित्व )

। इतिश्रीमलयगिरिविरचितकर्मप्रकृतिटीकायां जैनाचार्यश्रीमद्
बुद्धिसागरसूरिप्रसादेन पं० चंदुलालकृत
प्रकरणस्य गुर्जरभाषान्तरम् -समाप्तम् ॥
इति उदय प्रकरणम्

# ॥ अथ सत्ताप्रकरण ॥

એ પ્રમાણે ઉદય પ્રકરણ કહીને હવે सत्ताप्रकरण કહેવાનો અવસર છે, ત્યાં ભેદ–સાદ્યાદિપ્રરૂપણા– અને સ્વામિત્વ–એ ૩ અનુયોગ છે તેમાં પ્રથમ ભેદ અનુયોગનું નિરૂપણ કરાય છે.

**मूलुत्तरपगइगयं, चउव्विहं संतकम्ममवि नेयं**
**धुव मधुवणाईयं, अट्ठन्हं मूलपगइणं ॥ १ ॥**

**ગાથાર્થ**:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—સત્તા બે પ્રકારે છે. ૧ મૂળપ્રકૃતિગત, ૨ ઉત્તર પ્રકૃતિગત. ત્યાં જ્ઞાનાવરણ, દર્શનાવરણાદિ ભેદે મૂળપ્રકૃતિગત સત્તા ૮ પ્રકારે છે, અને મતિજ્ઞાનાવરણાદિ ભેદે ઉત્તર પ્રકૃતિગત સત્તા ૧૫૮ પ્રકારે છે. પુનઃ તે પ્રત્યેક પ્રકૃતિસત્તા–સ્થિતિસત્તા–અનુભાગ-સત્તા–ને પ્રદેશસત્તા એમ ચાર ચાર પ્રકારે છે, એ પ્રમાણે ભેદ અનુયોગ કહ્યો. ( ઇતિ ભેદ અનુયોગ )

। અથ મૂળ પ્રકૃતિગત સત્તામાં સાદ્યાદિ પ્રરૂપણા ।

૮ મૂળ પ્રકૃતિયોની સત્તા ધ્રુવ–અધ્રુવ–ને અનાદિ એમ ૩ પ્રકારે છે. ત્યાં આઠ પ્રકૃતિયોની નિરન્તર સત્તા હોવાથી અનાદિ, અને ધ્રુવતા તથા અધ્રુવતા અનુક્રમે અભવ્ય તથા ભવ્યની અપેક્ષાએ જાણવી ( इति मूळ प्रकृति सत्तामां साद्यादि प्ररुपणा )

॥ અથ ઉત્તરપ્રકૃતિગત સત્તામાં साद्यादिप्ररूपणा ॥

**दिट्ठिदुगाउगछग्गति, तणुचोद्दसगं च तित्थगर मुच्चं**
**दुविहं पढमकसाया, होंति चउद्धा तिहा सेसा ॥२॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—दिट्ठिदुग=સમ્યકત્વ અને મિશ્રરૂપ બે દૃષ્ટિ, आउग=૪ આયુષ્ય, छग्गइ=મનુષ્યાદ્વિક-દેવદ્વિક-નરકદ્વિક, तणुवोइसगं=વૈક્રિય સપ્તક અને આહારક સપ્તકરૂપ શરીર સંબંધી ૧૪ પ્રકૃતિયો, तित्थगरमुच्चं=જીનનામ અને ઉચ્ચગોત્ર એ ૨૮ પ્રકૃતિયોની સત્તા સાદિ ને અધ્રુવ એમ બે પ્રકારે છે, તે એ પ્રકૃતિયો અધ્રુવ સત્તાક હોવાથીજ સાદિ-અધ્રુવ જાણવી. તથા ૪ અનન્તાનુબન્ધિરૂપ પ્રથમ કષાય ચતુષ્ક સાદિ-અનાદિ-ધ્રુવ-ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે-કોઇક સમ્યગદૃષ્ટિ જીવે તે અનંતાનુબંધિ ૪ કષાયોને ઉવેલ્યા હોય, ને તદનંતર મિથ્યાત્વને પ્રાપ્ત થયેલો તે જીવ મિથ્યાત્વરૂપ હેતુથી પુનઃ બાંધે તે સમયે સાદિ, તે સ્થાનને નહિ પામેલા જીવની અપેક્ષાએ અનાદિ અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્ તથા શેષ ૧૨૬ પ્રકૃતિયોની સત્તા અનાદિ-ધ્રુવ-ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે. ત્યાં એ પ્રકૃતિયો ધ્રુવ સત્તાક હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્ (इति साद्यादि प्ररूपणा.)

એ પ્રમાણે સાદ્યાદિ પ્રરૂપણા કહીને હવે स्वामित्व કહેવાય છે, તે એકૈક પ્રકૃતિગત સ્વામિત્વ અને પ્રકૃતિસ્થાનગત સ્વામિત્વ એમ બે પ્રકારે છે. તેમાં પ્રથમ एकैक प्रकृतिगत स्वामित्व કહેવાય છે.

**छउमत्थंता चउदस, दुचरमसमयम्मि अत्थि दो निद्दा ।**
**बद्धाणि ताव आउणि, वेइयाइं ति जा कसिणं ॥३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—જ્ઞાના૦૫-અન્ત૦૫-ને દર્શ૦૪ એ ૧૪ પ્રકૃતિયો છદ્મસ્થાન્ત છે એટલે ક્ષીણમોહવીતરાગછદ્મસ્થગુણસ્થાનક (૧૨ મા ગુણસ્થાનક) પર્યન્ત સત્તાવાળી છે, ને આગળ તે પ્રકૃતિયોનો અભાવ છે. એ પ્રમાણે વક્ષ્યમાણ સંબંધમાં પણ જે ગુણસ્થાનકે અન્ત

કહેલો હોય તે ગુણસ્થાનકથી આગળ તે પ્રકૃતિયોનો અભાવ જાણવો. તથા બારમા ગુણસ્થાનકના ઉપાન્ત્ય સમય પર્યન્ત બે નિદ્રાની સત્તા છે, અને ચારે આયુષ્યની સત્તા બંધથી માંડીને યાવત્ સંપૂર્ણ વેદાયાં ન હોય ત્યાં સુધી છે.

**तिसु मिच्छत्तं नियमा, अट्ठसु ठाणेसु होइ भइयव्वं**
**आसाणे सम्मत्तं, नियमा सम्मं दससु भज्जं ॥४॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

***ટીકાર્થઃ***—મિથ્યાત્વ, સાસ્વાદન, ને મિશ્રરૂપ ત્રણ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વની સત્તા નિશ્ચય છે (અવશ્ય છે) અને ઉપશાન્ત મોહ પર્યન્તના શેષ ૮ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વની સત્તા વિકલ્પે (હોય ને ન પણ હોય) છે, કારણ કે—અવિરતસમ્યગ્દૃષ્ટયાદિજીવે જો મિથ્યાત્વનો ક્ષય કર્યો હોય તો ન હોય, અને ઉપશમ કર્યો હોય તો હોય, પુનઃ ક્ષીણમોહાદિ ગુણસ્થાનકોમાં તો મિથ્યાત્વનો નિશ્ચય અભાવજ હોય છે. તથા સમ્યક્ત્વ મોહનીયની સત્તા સાસ્વાદન ગુણસ્થાનકે અવશ્ય છે, અને મિથ્યાત્વાદિ ઉપશાન્તમોહ પર્યન્તનાં ૧૦ ગુણસ્થાનકોમાં સમ્યક્ત્વની સત્તા કદાચિત્ હોય ને કદાચિત્ ન પણ હોય; કારણ કે મિથ્યાત્વગુણસ્થાનકે અભવ્ય જીવને સમ્યક્ત્વની સત્તા અવશ્ય ન હોય અને ભવ્ય જીવને પણ કદાચિત્ હોય ને કદાચિત્ ન પણ હોય. અને સમ્યક્ત્વની ઉદ્વલના થયે છતે પણ કેટલોક કાળ મિશ્ર દૃષ્ટિપણું રહે છે તે કારણથી ત્યાં પણ (મિશ્રગુણસ્થાનકે પણ) તેની (સમ્યક્ત્વની) ભજના (અનવશ્યભાવ—અનિયમ) જાણવી. પુનઃ અવિરત સમ્યગ્દૃષ્ટયાદિ ક્ષપક જીવોમાં સમ્યક્ત્વની સત્તા ન હોય અને અવિરત્યાદિ ઉપશમક જીવોમાં સમ્યક્ત્વની સત્તા હોય છે માટે અવિરત્યાદિ ૯ ગુણસ્થાનકોમાં પણ સમ્યક્ત્વની સત્તા વિકલ્પે હોય છે.

विइयतइएसु मिस्सं, नियमा ठाणनवगम्मि भयणिज्जं
संजोयणा उ नियमा, दुसु पंचसु होइ भइयव्वं ॥५॥

ગાથાર્થ:—દ્વિતીય અને તૃતિય ગુણસ્થાને મિશ્રની સત્તા નિશ્ચયથી છે અને નવગુણસ્થાને મિશ્રસત્તા વિકલ્પે છે; પ્રથમનાં બે ગુણસ્થાનમાં અનંતા૦ની સત્તા નિશ્ચયથી છે અને આગળનાં ૫ ગુણસ્થાનોમાં વિકલ્પે છે.

ટીકાર્થ:—બીજે અને ત્રીજે ગુણસ્થાને મિશ્રમોહનીયની સત્તા નિશ્ચયથી છે, કારણ કે સાસ્વાદની જીવ નિશ્ચયથી ૨૮ મોહનીયની સત્તાવાળોજ હોય છે, અને મિશ્રદૃષ્ટિજીવ મિશ્રમોહનીય (ના ઉદય) વિના હોયજ નહિ, તે કારણથી સાસ્વાદનમાં અને મિશ્રમાં મિશ્ર મોહનીયની સત્તા અવશ્ય જાણવી. તથા નવસ્થાનકે એટલે મિથ્યાદૃષ્ટિ અવિરત સમ્યગ્દૃષ્ટયાદિ ઉપશાન્ત મોહ ગુણ સ્થાનક પર્યન્તનાં નવ ગુણસ્થાનકોમાં મિશ્રની સત્તા વિકલ્પે જાણવી અર્થાત્ કદાચિત્ હોય ને કદાચિત્ ન પણ હોય, એનું કારણ સુગમ હોવાથી પૂર્વોક્ત પ્રકારે સ્વયં વિચારી લેવું.

તથા સંયોજના એટલે અનન્તાનુબન્ધિની સત્તા મિથ્યાત્વ અને સાસ્વાદન એ બે ગુણ સ્થાનકે નિશ્ચયથી હોય છે, કારણ કે એ બે ગુણસ્થાન વર્તી જીવો અનન્તાનુબન્ધિને અવશ્ય બાંધે છે, અને મિશ્રથી યાવત્ અપ્રમત્ત પર્યન્તનાં ૫ ગુણસ્થાનકોમાં અનંતા૦ ની સત્તા વિકલ્પે જાણવી કારણ કે જો ઉદ્વલના કરી હોય તો એ પૅ ગુણસ્થાનકે અનંતા૦ ની સત્તા ન હોય, અને જો ઉદ્વલના ન કરી હોય તો (ક્ષયોપશમ અને ઉપશમ ભાવમાં વર્તતા હોય છે માટે) સત્તા હોય છે.

खवगानियट्टि अद्धा, संखिज्जा होंति अट्ठवि कसाया
निरय तिरय तेरसगं, निद्दानिद्दातिगेणुवरिं ॥ ६ ॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—ક્ષપક જીવને અનિવૃત્તિ ગુણસ્થાનકાળના સંખ્યાતભાગ પર્યન્ત અપ્રત્યાખ્યાની નામના આઠે કષાયોની સત્તા હોય છે, ને ત્યાંથી આગળ ક્ષય થવાથી સત્તાનો અભાવ થાય છે. પુનઃ ઉપશમશ્રેણિની અપેક્ષાએ ઉપશાન્તમોહ ગુણસ્થાનક પર્યન્ત એ આઠ કષાયોની સત્તાનો સદ્‌ભાવ જાણવો. જે પ્રકૃતિયો નારકને અને તિર્યંચને એકાન્ત પ્રાયોગ્ય છે તે નરકદ્વિક–તિર્યગ્દ્વિક–કુજાતિ ૪–સ્થા૦–આતપ–ઉદ્યોત–સૂ૦–સાધા૦–એ નામકર્મની ૧૩ પ્રકૃતિયો અને નિદ્રાનિદ્રાત્રિક સહિત ( થીણદ્ધિત્રિકસહિત ) ૧૬ પ્રકૃતિયોની સત્તા મધ્યકષાયાષ્ટક ક્ષયથી આગળ હજારો સ્થિતિખંડ વ્યતીત થયે છતે સમકાળે વિચ્છેદ પામે છે તે કારણથી જ્યાં સુધી એ પ્રકૃતિયોનો ક્ષય નથી થયો ત્યાં સુધી સત્તા, ને ક્ષય થયે છતે અસત્તા જાણવી. પુનઃ ઉપશમશ્રેણીમાં તો એ ૧૬ પણ પ્રકૃતિયો ઉપશાન્તમોહ ગુણસ્થાનક પર્યન્ત સત્તાવાળી જાણવી.

**अपुमित्थी य समं वा, हासछक्कं च पुरिस संजलणा**
**पत्तेगं तस्स कमा, तणुरागंतो त्ति लोभो य ॥७॥**

ગાથાર્થઃ—તદનંતર નપુંસકવેદ, તદનંતર સ્ત્રીવેદ અથવા (નપું૦ વેદે પ્રતિપન્ન શ્રેણિ ગતને) નપુંસક વેદ અને સ્ત્રી વેદનો સમકાળે ક્ષય થાય છે. તદનંતર હાસ્યાદિ છક્કનો સમકાળે ક્ષય થાય છે. તદનંતર પુંવેદ અથવા ( સ્ત્રી વા નપુંસકે માંડેલી ક્ષપકશ્રેણિની અપેક્ષાએ ) હાસ્ય છક્ક ને પુંવેદનો સમકાળે ક્ષય થાય છે. તદનંતર જે સંજ્વલન કષાય તેનો એકેક કષાયને અનુક્રમે ક્ષય થાય છે, ( તે કારણથી જ્યાં સુધી તેઓનો ક્ષય નથી થયો ત્યાં સુધી તેઓની સત્તા જાણવી. ) અને સં૦ લોભની સત્તા સૂક્ષ્મ સંપરાયના અન્ત્ય સમય પર્યન્ત જાણવી.

ટીકાર્થઃ—પૂર્વોક્ત ૧૬ પ્રકૃતિયોનો ક્ષય થયા બાદ સંખ્યાત

સ્થિતિખંડો વ્યતીત થયે છતે નપુંસકવેદનો ક્ષય થાય છે, અને જ્યાં સુધી ક્ષય થતો નથી ત્યાં સુધી સત્તા હોય છે. તદનંતર પુનઃ પણ સંખ્યાયસ્થિતિખંડોવ્યતિક્રાન્ત થતાં સ્ત્રી વેદનો ક્ષય થાય છે, તેનો પણ જ્યાં સુધી ક્ષય ન થાય ત્યાં સુધી સત્તા હોય છે. એ પ્રમાણે સ્ત્રી વેદે વા પુ વેદે ક્ષપકશ્રેણિ પ્રતિપન્ન જીવને આશ્રયિ જાણવું, અને નપુંસકવેદે ક્ષપક શ્રેણિ પ્રતિપન્ન જીવને તો સ્ત્રીવેદ અને નપુંસક વેદનો સમકાળે ક્ષય થાય છે, અને જ્યાં સુધી ક્ષય ન પામે ત્યાં સુધી સત્તા હોય છે.

પુનઃ ઉપશમશ્રેણિની અપેક્ષાએ તો ઉપશાન્તમોહ ગુણસ્થાનક પર્યન્ત સ્ત્રી અને નપુંસકવેદની સત્તા હોય છે.

તથા સ્ત્રી વેદનો ક્ષય થયા બાદ સંખ્યાત સ્થિતિખંડો વ્યતિક્રમ્યે છતે હાસ્યાદિ છકકનો સમકાળે ક્ષય કરે છે. તદનંતર સમયહીન બે આવલિકા વ્યતિક્રમ્યે પુંવેદનો ક્ષય થાય છે. એ પ્રકાર પુરૂષવેદે ક્ષપકશ્રેણિ પ્રતિપન્ન જીવને આશ્રયિ જાણવો.

તથા સ્ત્રીવેદે વા નપુંસકવેદે ક્ષપકશ્રેણિ પ્રતિપન્ન જીવને પુનઃ પુંરૂષવેદ અને હાસ્યાદિ છકકનો સમકાળે ક્ષય થાય છે. તદનંતર પુરૂષવેદનો ક્ષય થયા બાદ સંખ્યાત સ્થિતિખંડો વ્યતિક્રાન્ત થયે સંજ્વલન ક્રોધનો ક્ષય થાય છે. તદનંતર પુનઃ પણ સંખ્યાત સ્થિતિખંડો વ્યતિક્રાન્ત થયે સંજ્વ૦માનનો ક્ષય થાય છે. તદનંતર પણ સંખ્યાત સ્થિતિખંડો વ્યતિક્રાન્ત થયે સં૦ માયનો ક્ષય થાય છે, અને જ્યાં સુધી હાસ્યાદિ પ્રકૃતિયો ક્ષય પામતી નથી ત્યાં સુધી સત્તાભાવે હોય છે.

તથા सुहुमरागंतो त्ति लोभो य=સં૦ લોભ સૂક્ષ્મરાગના અન્ત સુધી અર્થાત્ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના અન્ત્ય સમય પર્યન્ત સત્તાભાવે અને ત્યાંથી આગળ અસત્તાભાવે જાણવો, અને ઉપશમ શ્રેણિની અપેક્ષાએ તો પુનઃ હાસ્યાદિ સર્વે પ્રકૃતિયો ઉપશાન્તમોહ ગુણસ્થાનક પર્યન્ત સત્તાભાવે જાણવી.

**मणुयगइ जाइ तस बा-यरं च पज्जत्त सुभग आएज्जं**
**जसकित्ती तित्थयरं, वेयणि उच्चं च मणुयाऊ ॥८॥**

**भवचरिमस्समयम्मि उ, तस्सग्गिल्लसमयम्मिसेसाउ**
**आहारग तित्थयरा, भज्जा दुसु नत्थि तित्थयरं ॥९॥**

**ગાથાર્થ**:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—નરગતિ—પંચે૦-ત્ર૦-બા૦-પર્યા૦-સુભ૦-આદેય-યશ-જીનનામ-એમાંથી ૧ વેદનીય-ઉચ્ચ-મનુષ્યાયુ-એ ૧૨ પ્રકૃતિયો ભવના અન્ત્ય સમય સુધી સત્તા ભાવે છે અર્થાત્ ચૌદમા-ગુણુસ્થાનના અન્ત્ય સમય પર્યન્ત વિદ્યમાન છે, ને ત્યાંથી આગળ અવિદ્યમાન છે, અને પૂર્વોકત પ્રકૃતિયોથી શેષ સર્વ ૮૩ પ્રકૃતિયો तस्सग्गिल्ल समयम्मि=ભવના અન્ત્ય સમયથી પૂર્વના સમયમાં અર્થાત્ અયોગિગુણુસ્થાનકના ઉપાન્ત્ય સમયમાં સત્તાભાવે છે, ને ત્યાંથી આગળ અન્ત્ય સમયે અસત્તા ભાવે છે. તથા આહારકનામ અને જીનનામની સત્તા સર્વ ગુણુસ્થાનોમાં વિકલ્પે હોય છે, અને સાસ્વાદન તથા મિશ્ર એ બે ગુણુસ્થાનોમાં તો જીનનામની સત્તા નિશ્ચયથી હોય નહિ, કારણકે જીનનામની સત્તાવાળા જીવોને પૂર્વોકત બે ગુણુસ્થાનમાં જવાનોજ અસંભવ છે. ॥ ૮-૯ ॥ ( इतिपर्यैक प्रकृतिसत्ता स्वामित्व प्ररुपणा )

॥ અથ प्रकृत्तिस्थान सत्ता प्ररुपणा કહેવાય છે. ॥

**पढमचरिमाण मेगं, छ न्न व चत्तारि वीयगे तिन्नि**
**वेयणियाउयगोएसु, दोन्नि एग त्ति दो होंति ॥१०॥**

**ગાથાર્થ**:—પ્રથમ અને અન્ત્ય કર્મનું ૫-૫ નું એકેક

સ્થાન, બીજા દર્શનાવરણીયમાં ૬-૯-૪ એ ત્રણ સ્થાન, વેદનીય આયુ અને ગોત્રમાં ૨-૧ પ્રકૃત્યાત્મક એમ બે બે સત્તાસ્થાન હોય છે.

**ટીકાર્થઃ**—જ્ઞાનાવરણ અને અન્તરાય રૂપ પ્રથમ અને અન્ત્ય કર્મમાં પાંચ પાંચ પ્રકૃત્યાત્મક એકેક સત્તાસ્થાન છે,ને તે ક્ષીણ કષાયગુણસ્થાનના અન્ત્ય સમય પર્યન્ત છે, અને ત્યાંથી આગળ અસત્તા છે. તથા બીજા દર્શનાવરણીયકર્મમાં ૬-૯-૪ એ ત્રણ પ્રકૃતિસ્થાનની સત્તા છે. ત્યાં દર્શનાવરણની સર્વ પ્રકૃતિયોની સત્તા હોતે ૯ નું પ્રકૃતિસત્તાસ્થાન છે. ને તે ૮ પ્રકૃત્યાત્મક સત્તાસ્થાન ઉપશમશ્રેણિની અપેક્ષાએ ૧૧ મા ગુણસ્થાન પર્યન્ત છે, અને ક્ષપકશ્રેણિની અપેક્ષાએ ૯ મા ગુણસ્થાનના સંખ્યાતભાગ પર્યન્ત છે, ને ત્યાંથી આગળ પુનઃ થિણદ્ધિત્રિકનો ક્ષય થયે ૬ નું પ્રકૃતિસત્તાસ્થાન થાય છે, ને તે ૬ પ્રકૃત્યાત્મક સત્તા ૧૨ મા ગુણસ્થાનના ઉપાન્ત્ય સમય પર્યન્ત છે, ને ત્યાં ઉપાન્ત્ય સમયે નિદ્રા પ્રચલાનો વિચ્છેદ થાય છે, તે કારણથી ૪ નુંજ પ્રકૃતિસ્થાન રહે છે, પુનઃ તે પણ ત્યાં વિચ્છેદ પામે છે. ( ત્યારે દર્શના૦ અસત્ ભાવે થાય છે. ઇતિ શેષઃ )

તથા વેદનીય, આયુ, અને ગોત્રનાં ૨-૧ એ પ્રમાણે બે બે પ્ર૦ સ૦ સ્થાનો છે. ત્યાં જ્યાં સુધી એક પણ વેદનીયનો ક્ષય ન થાય ત્યાં સુધી ૨ વેદનીયની સત્તા, અને એક વેદનીયનો ક્ષય થયે ૧ ની સત્તા. તથા ગોત્રમાં પણ જ્યાં સુધી એક ગોત્રનો ક્ષય ન થાય અથવા ઉવેલાય નહિ ત્યાં સુધી ૨ ની સત્તા, અને નીચ ગોત્રનો ક્ષય થયે અથવા ઉચ્ચ ગોત્રની ઉદ્વલના થયે પુનઃ ૧ ની સત્તા હોય છે. તથા આયુષ્યમાં પણ બાંધેલું આયુષ્ય જ્યાં સુધી ઉદયમાં આવ્યું નથી ત્યાં સુધી ૨ આયુની સત્તા, અને બદ્ધ આયુષ્યનો ઉદય થયે પૂર્વનું ( પૂર્વોદિતાયુ ) ક્ષય થયું માટે ૧ ની સત્તા.

હવે મોહનીયનાં પ્ર૦સ૦સ્થાન પ્રતિપાદન કરે છે.

**एगाइ जाव पंचग, मेक्कारस बार तेरसि गवीसा**
**बिय तिय चउरो छ सत्त, अट्ठवीसा य मोहस्स॥११॥**

ગાથાર્થઃ—૧ થી ૫ સુધી તથા ૧૧-૧૨-૧૩-૨૧-૨૨-૨૩-૨૪-૨૬-૨૭-૨૮ એ ૧૫ મોહનાં પ્રકૃતિસત્તા સ્થાનો છે.

ટીકાર્થઃ—મોહનીયનાં ૧-૨-૩-૪-૫-૧૧-૧૨-૧૩-૨૧-૨૨-૨૩-૨૪-૨૬-૨૭-૨૮ એ ૧૫ પ્ર૦ સત્તાસ્થાનો છે. એ સ્થાનોને સુગમતાથી સમજવાને માટે ગાથોક્તક્રમથી વિપરીતક્રમે કહેવાય છે—ત્યાં મોહનીયની સર્વ પ્રકૃતિયોની સત્તા હોતે ૨૮ નું પ્ર૦ સત્તાસ્થાન છે, સમ્યકત્વની ઉદ્વલના થયે ૨૭ નું, તથા ૨૭ માથી પણ મિશ્રની ઉદ્વલના થયે ૨૬ નું અથવા અનાદિ મિથ્યા દૃષ્ટિજીવને ૨૬ નું, તથા ૨૮ માંથી અનંતા૦ ચતુષ્કનો ક્ષય થયે ૨૪ નું, તેમાંથી પણ મિથ્યાત્વનો ક્ષય થયે ૨૩ નું, તેમાંથી પણ મિશ્રનો ક્ષય થયે ૨૨ નું, તેમાંથી સમ્યકત્વનો ક્ષય થયે ૨૧ નું તેમાંથી ૮ મધ્ય કષાયોનો ક્ષય થયે ૧૩ નું, તેમાંથી નપું૦ વેદનો ક્ષય થયે ૧૨ નું, તેમાંથી સ્ત્રી વેદ ક્ષીણ થયે ૧૧ નું, તેમાંથી હાસ્ય છક્ક ક્ષીણ થયે ૫ નું, તેમાંથી સં૦માન ક્ષીણ થયે ૨ નું, અને તેમાંથી પણ સં૦ માયા ક્ષીણ થયે ( સં૦ લોભ રૂપ ) ૧ નું, પ્ર૦ સત્તાસ્થાન થાય છે.

હવે મોહનીયનાં પ્રકૃતિસત્તાસ્થાનોને ગુણસ્થાનકોમાં અવતારે છે.

**तिन्नेग तिगं पणगं, पणगं पणगं च पणग मह दोन्नि**
**दस तिन्नि दोन्नि मिच्छा-इगेसु जावोवसंतो त्ति॥१२॥**

ગાથાર્થઃ—મિથ્યાત્વથી ઉપશાન્ત મોહ પર્યન્ત ગુણસ્થાનોમાં અનુક્રમે ૩-૧-૩-૫-૫-૫-૫-૨-૧૦-૩-૨ પ્રકૃતિસ્થાનો સત્તા ભાવે હોય છે.

ટીકાર્થ:—મિથ્ય દૃષ્ટયાદિ ઉપશાન્તમોહ પર્યન્ત ગુણસ્થાનો માં ત્રણ વિગેરે પ્ર૦ સત્તાસ્થાનો છે. ત્યાં મિથ્યાદ્રષ્ટિગુણસ્થાને ૨૮–૨૭–ને ૨૬ એ ત્રણ પ્રકૃતિ સત્તાસ્થાનો છે તે પૂર્વેજ કહ્યાં છે, અને સાસ્વાદનગુણસ્થાનકે ૨૮ પ્રકૃતિ રૂપ એક સત્તા સ્થાન છે. તથા મિશ્રગુણસ્થાનકે ૨૮–૨૭–૨૪ એ ત્રણ પ્ર૦ સત્તાસ્થાન છે. અહિં અઠ્ઠાવીશની સત્તાવાળો જીવ મિશ્રમોહનીયને પામ્યો હોય (મિશ્રગુણસ્થાનકે આવ્યો હોય) તેવા જીવની અપેક્ષાએ ૨૮ ની સત્તા, પુનઃ મિથ્યાદૃષ્ટિપણામાંજ જેણે સમ્યકત્વની ઉદ્વલના કરી છે, તદનંતર ૨૭ ની સત્તા સહિત મિશ્રમોહનીયના ઉદયને પ્રાપ્ત થાય તે જીવને આશ્રયિ ૨૭ ની સત્તા, તથા ૨૪ ની સત્તાવાળા મિશ્રદૃષ્ટિજીવને આશ્રયિ ૨૪ ની સત્તા હોય છે. તથા અવિરતિ સમ્યગ્દૃષ્ટિગુણસ્થાને ૨૮–૨૪–૨૩–૨૨–૨૧ એ પાંચ પ્ર૦ સત્તાસ્થાનો છે. ત્યાં ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ અથવા ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિજીવની અપેક્ષાએ ૨૮ ની સત્તા, પુનઃ અઠ્ઠાવીસની સત્તાવાળા જીવને અનન્તાનુબન્ધિ ચતુષ્કનો ક્ષય થયે ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિજીવને મિથ્યાત્વ ક્ષીણ થયે ૨૩ ની સત્તા, તથા તેજ જીવને મિશ્રમોહનીય ક્ષીણ થયે ૨૨ ની સત્તા, તથા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિજીવને ૨૧ ની સત્તા હોય છે. તથા દેશવિરતિ ગુણસ્થાને પાંચ પ્ર૦ સત્તાસ્થાનો છે ને તે પણ પૂર્વે કહ્યા પ્રમાણેજ જાણવાં, પુનઃ તેજ પાંચ સ્થાનકો પ્રમત્તસંયતગુણસ્થાને છે.

તથા अह दोन्नि–અથ એટલે તદનંતર અપૂર્વકરણ ગુણસ્થાનકે ૨૪ અને ૨૧ એ બે પ્ર૦ સત્તાસ્થાનો છે. ત્યાં ઉપશમશ્રેણિ પ્રતિપન્ન જીવને ૨૪ નુ અને ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને આશ્રયિ બન્ને શ્રેણિમાં ૨૧ નું સત્તાસ્થાન છે તથા અનિવૃત્તિ બાદર સંપરાયગુણસ્થાનકે ૨૪–૨૧–૧૩–૧૨–૧૧–૫–૪–૩–૨–૧ એ દશ પ્ર૦ સત્તાસ્થાનો છે. ત્યાં ઉપશમશ્રેણિ આશ્રયિ ૨૪ નું, ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ આશ્રયિ બન્ને શ્રેણિયોમાં ૨૧ નું, અને શેષ ૮

સ્થાનકો ક્ષપકશ્રેણિમાંજ હોય છે, ને તે પૂર્વે સવિસ્તરપણે કહ્યાં છે. તથા સૂક્ષ્મ સંપરાયગુણસ્થાને ૨૪–૨૧–૧ એ ત્રણ સત્તાસ્થાનો છે, ત્યાં ઉપશમ સમ્યક્ત્વીને ૨૪ નું, ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ૨૧ નું એ બન્ને સ્થાનો ઉપશમશ્રેણિમાં હોય છે, અને ૧ નું સ્થાન ક્ષપક શ્રેણિમાં હોય છે. તથા ઉપશાન્તમોહગુણસ્થાને ૨૪ અને ૨૧ એ બે સત્તાસ્થાન છે, ને એ બન્ને સ્થાનોની સમજ પૂર્વે દર્શાવી છે.

હવે મતાન્તર કહે છે.

**संखीणदिट्ठिमोहे, केई पणवीसइं पि इच्छंति ।**
**संजोयणाण पच्छा, नासं तेसिं उवसमं च ॥१३॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—કેટલાએક આચાર્યો ૨૫ પ્રકૃત્યાત્મક પ્ર૦ સત્તાસ્થાન હોય એમ પણ કહે છે, કારણ કે તે આચાર્યો પ્રથમ દૃષ્ટિમોહ એટલે ત્રણ દર્શનમોહનીય ક્ષય થયા બાદ અનન્તાનુબન્ધિનો નાશ માને છે તે કારણથી તેઓના મતે પ્રથમ ત્રણ દર્શન મોહનીયનો ક્ષય થયે ૨૫ પ્રકૃતિરૂપ પ્ર૦ સત્તાસ્થાન પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન:—જો એમ છે તો તેઓના મતને અહીં કેમ અંગીકાર ન કરવો ?

ઉત્તર:—પૂર્વાચાર્યોના કથનથી વિરૂદ્ધ છે માટે,—શ્રી ચૂર્ણિકારે કહ્યું છે કે, " तं आरिसे न मिलइ तेण न इच्छिज्जए " (= તે પૂર્વર્ષિઓના કથન સાથે મળતું નહિ હોવાથી અત્રે તે અંગીકૃત ન થાય. ) તથા તેજ આચાર્યો અનન્તાનુબન્ધિના ઉપશમને પણ માને છે, પરન્તુ તત્વને જાણનારા અન્ય આચાર્યો તેમ માનતા નથી, તે કારણથીજ પૂર્વે અનન્તાનુબન્ધિની ઉપશમના અમોએ દર્શાવી નથી.

**हवे नामकर्मनां प्र० सत्तास्थानो दर्शावाय छे.**

**तिदुगसयं छप्पंचग--तिगनउई नउई गुणनउई य**
**चउतिगदुगाहिगासी--नव अट्ठ य नामठाणाइं ॥१४॥**

ગાથાર્થઃ—૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૯૦-૮૯-૮૪-૮૩-૮૨-૯ ને ૮ એ નામ કર્મનાં ૧૨ પ્ર૦ સત્તાસ્થાનો છે.

ટીકાર્થઃ—નામકર્મનાં ૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૯૦-૮૯-૮૪-૮૩-૮૨-૯-ને ૮ એ ૧૨ સત્તાસ્થાનો છે. ત્યાં નામકર્મની સર્વ પ્રકૃતિયોના સમુદાયે ૧૦૩ ની સત્તા, તેમાંથી જીનનામ રહિત કરતાં ૧૦૨, તથા ૧૦૩ માંથી આહારક સપ્તક જતાં ૯૬, ને એમાંથી જીનનામ જતાં ૯૫ પુનઃ એમાંથી દેવદ્વિક અથવા નરકદ્વિક જતાં ૯૩, તથા ૧૦૩ માંથી નામત્રયોદશકરૂપ ૧૩ પ્રકૃતિયો જતાં ૯૦, ને એમાંથીજ જીનનામ જતાં ૮૯, તથા ૯૩માંથી નરકદ્વિક અને વૈક્રિય સપ્તક અથવા દેવદ્વિક અને વૈક્રિય સપ્તક જતાં ૮૪, તથા ૯૬ માંથી નામ ત્રયોદશક જતાં ૮૩ તથા ૯૫ માંથી નામત્રયોદશક જતાં ૮૨, અથવા ૮૪ માંથી નરદ્વિક જતાં ૮૨, અને નરગતિ-પંચે૦-ત્રસાદિ ૩-સુભગ-આદેય-યશ ને જીનનામ એ ૯, તથા એમાંથીજ જીનનામ જતાં ૮-નું પ્ર૦ સત્તાસ્થાન હોય છે.

હવે નામનાં પ્ર૦ સત્તાસ્થાનોને ગુણસ્થાનકોમાં અવતારાય છે.

**एगे छ द्दोसु दुगं, पंचसु चतारि अट्ठगं दोसु**
**कमसो तीसु चउक्कं, छ तु अजोगम्मि ठाणाणि ॥१५॥**

ગાથાર્થઃ—એક ગુણસ્થાનમાં ૬, બે ગુણસ્થાનમાં ૨, પાંચ ગુણસ્થાનમાં ૪, બે ગુણસ્થાનમાં ૮, ત્રણ ગુણસ્થાનમાં ૪, અને અયોગિમાં ૬ એ પ્રમાણે અનુક્રમે ગુણસ્થાનોમાં પ્ર૦ સત્તાસ્થાનો છે.

ટીકાર્થઃ—મિથ્યાદૃષ્ટિ રૂપ પ્રથમના ૧ ગુણસ્થાનમાં ૧૦૨–૯૬–૯૫–૯૩–૮૪–ને ૮૨–એ ૬ સત્તાસ્થાસ્થાનો છે. અહિં શંકા થાય કે ૯૬ નું સ્થાન મિથ્યાદષ્ટિ જીવમાં કેવી રીતે હોય ? તો કહીએ છીએ કે–અહિં પૂર્વે જેણે નરકાયુ બાંધ્યું છે એવો જીવ પશ્ચાત્ સમ્યકત્વ પામીને તત્ નિમિત્ત જીનનામ કર્મને બાંધીને નરકમાં જવાને સન્મુખ થયો છતો સમ્યકત્વ વમીને મિથ્યાદષ્ટિ થાય ને તદનંતર નરકમાં ઉત્પન્ન થાય· ત્યાં અન્તર્મું૦ બાદ પુનઃ સમ્યકત્વ પામે, તે કારણથી અન્તર્મું૦ કાળ પર્યન્ત મિથ્યાદષ્ટિ જીવમાં પણ ૯૬ નું સ્થાન હોઇ શકે છે. પુનઃ આહારક સપ્તક અને જીનનામ એ આઠની (યુગપત્). સત્તાવાળો જીવ મિથ્યાત્વ પામે નહિં. કહ્યું છે કે उभये संति न मिच्छो (આહારકને જીનનામ એ બેની યુગપત્ સત્તા હોતે મિથ્યાત્વી ન હોય) તેથી મિથ્યાદષ્ટિ જીવમાં ૧૦૩ પ્રકૃતિની સત્તા હોય નહિં. તથા સાસ્વદન અને મિશ્ર એ બે ગુણસ્થાનકમાં ૧૦૨–૯૫ એ બે બે સત્તાસ્થાન છે. તથા ચતુર્થ ગુણસ્થાનથી અષ્ટમગુણસ્થાન પર્યન્ત ૧૦૩–૧૦૨–૯૬–૯૫ એ ચાર ચાર સત્તાસ્થાનો છે, ને શેષ સ્થાનો ક્ષપકશ્રેણિમાં અને એકેન્દ્રિયાદિને સંભવે છે માટે અહિં પ્રાપ્ત થાય નહિં. તથા નવમા અને દશમા ગુણસ્થાનમાં ૧૦૩–૧૦૨–૯૬–૯૫–૯૦–૮૯–૮૩–૮૨ એ આઠ આઠ સત્તાસ્થાનો છે. ત્યાં અનિવૃત્તિબાદર સંપરાયી જીવને ઉપશમશ્રેણિમાં વા ક્ષપકશ્રેણિમાં જ્યાં સુધી નામ ત્રયોદશકરૂપ ૧૩ પ્રકૃતિયોનો ક્ષય ન થાય ત્યાં સુધી પ્રથમનાં ચાર સ્થાનો હોય છે અને શેષ ૪ સ્થાનો ક્ષપકશ્રેણિમાંજ હોય છે. તથા સૂક્ષ્મ સંપરાયી જીવને પ્રથમનાં ચાર સ્થાનો ઉપશમશ્રેણિમાં અને શેષ ચાર સ્થાનો ક્ષપક શ્રેણિમાં હોય છે. તથા ઉપશાન્તમોહ· ક્ષીણમોહ–ને સયોગિ એ ત્રણ ગુણસ્થાનોમાં ચાર ચાર સત્તાસ્થાનો હોય છે તે આ પ્રમાણે— ઉપશાન્તમોહમાં ૧૦૩–૧૦૨–૯૬–૯૫ એ ચાર, તથા ક્ષીણ મોહ અને સયોગિ ગુણસ્થાનકે ૯૦–૮૯–૮૩–૮૨ એ ચાર સત્તાસ્થાનો છે.

તથા છ તુઅજોગમ્મિં ઠાણાણિં એટલે અયોગિગુણસ્થાનકમાં ૯૦-૯૧-૮૩-૮૨-૯-૮ એ છ સત્તાસ્થાનો છે. એમાંથી પ્રથમનાં ચાર સ્થાનો અયોગિના ઉપાન્ત્ય સમય પર્યન્ત અને તીર્થંકર તથા સામાન્ય કેવલિને આશ્રયિ છેલ્લાં બે સત્તાસ્થાનો (અન્ત્ય સમયે) હોય છે. ( इति प्रकृति सत्तास्थान प्ररूपणा )

## अथ स्थिति सत्ता प्रकरण.

એ પ્રમાણે પ્રકૃતિ સત્તા પ્રકરણ કહીને હવે સ્થિતિસત્તા કહેવા યોગ્ય છે, ત્યાં ભેદ-સાદ્યાદિ-અને સ્વામિત્વ એ ૩ અનુયોગ છે તેમાં પ્રથમ ભેદ તો પૂર્વ પ્રમાણેજ ( પ્રકૃતિ સત્તા પ્રમાણે ) જાણવો અને સાદ્યાદિ પ્રરૂપણા મૂળપ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબંધિ એમ બે પ્રકારે છે તેમાં પ્રથમ મૂળ પ્રકૃતિ સંબંધિ સાદ્યાદિપ્રરૂપણા કહેવાય છે.

**मूलठिइ अजहन्नं, तिहा चउद्धा य पढमगकसाया**
**तित्थयरुव्वलणाउग-वज्जाण तिहा दुहाणुत्तं ॥१६॥**

ગાથાર્થ—મૂળ પ્રકૃતિ સંબંધી અજઘન્ય સ્થિ૦ સત્તા ૩ પ્રકારે, પ્રથમ કષાય ચતુષ્કની અજ૦ સ્થિ૦ સત્તા ૪ પ્રકારે, તથા જીનનામ અને ઉદ્વલન યોગ્ય ૨૩ પ્રકૃતિ ને ૪ આયુ વિના શેષ ૧૨૬ ની અજ૦ સ્થિ૦ સત્તા ૩ પ્રકારે અને અનુક્ત વિકલ્પ ૨ પ્રકારે છે.

ટીકાર્થ:—મૂળ પ્રકૃતિ સંબંધિ અજ૦ સ્થિતિસત્તા અનાદિ ધ્રુવ-ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે તે આ પ્રમાણે—મૂળ પ્રકૃતિની જ૦ સ્થિતિ સત્તા આપ આપણા ક્ષયને અન્તે એક સમય સ્થિતિ શેષ રહે હોય છે ને તે સાદિ-અધ્રુવ છે, અને તેથી અન્ય સર્વ અજ૦ સ્થિતિ સત્તા તે સદાકાળ હોવાથી અનાદિ છે, અને ધ્રુવા-

ધ્રુવતા પૂર્વોક્ત પ્રકારે જાણવી. તથા ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિ૦ સત્તા બન્ને પર્યાયોનું (ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટનું) વારંવાર પરિવર્તન થવાથી સાદિ-અધ્રુવ છે. એ પ્રમાણે મૂળ પ્રકૃતિ સંબંધિ સાદ્યાદિ પ્રરૂપણા કરી. (इति मूळ प्र० स्थि० सत्ता सत्क साद्यादि प्ररू० )

હવે उत्तर प्रकृतिनी स्थिति सत्ता संबंधि साद्यादि प्ररू० કહેવાય છે.

चउधा य पढमकसाया અહિં પઢમગકસાયા એ પદ ષષ્ઠી અર્થે પ્રથમાવિભક્તિમાં છે તેથી અર્થ એ પ્રમાણે છે કે—પ્રથમ અનન્તાનુબન્ધિ કષાયોની અજ૦ સ્થિ૦ સત્તા સાદ્યાદિ ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે.—એ ચારની જ૦ સ્થિ૦ સત્તા આપ આપણા ક્ષયના ઉપાન્ત્ય સમયે સ્વરૂપની અપેક્ષાએ એક સમય માત્ર સ્થિતિ રૂપ અને અન્યથા દ્વિ સમય સ્થિતિરૂપ હોય છે તે સાદિ અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ પણ અજઘન્ય સ્થિતિ સત્તા છે, તે પણ ઉદ્વલિતનો પુનઃ બંધ થતાં સાદિ, તત્સ્થાન અપ્રાપ્ત જીવને અનાદિ અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

તથા જીનનામ અને ઉદ્વલના યોગ્ય ૨૩ તથા ૪ આયુ એ ૨૮ વિના શેષ ૧૨૬ પ્રકૃતિયોની અજ૦ સ્થિ૦ સત્તા અનાદિ-ધ્રુવ-ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે, તે આ પ્રમાણે—એ પ્રકૃતિઓની જ૦ સ્થિ૦ સત્તા આપ આપણા ક્ષયને અન્તે ઉદયવતીની ૧ સમયરૂપ અને અનુદયવતીની સ્વરૂપથી ૧ સમયરૂપ અને અન્યથા દ્વિસમયરૂપ હોય છે તે સાદિ-અધ્રુવ છે, ને તેથી અન્ય સર્વ અજ૦ સ્થિ૦ સત્તા તે સદાકાળ હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

તથા दुहाणुत्तं=અનુક્ત એટલે ઉક્ત પ્રકૃતિયોના ઉ૦-અનુ૦-ને જ૦ રૂપ ૩ વિકલ્પો તથા જીનનામ અને ઉદ્વલનયોગ્ય દેવદ્વિક-નરકદ્વિક-મનુષ્યદ્વિક-વૈ૦૭—આહા૦૭—ઉચ્ચ-સમ્ય૦-મિશ્ર એ ૨૩, તથા ૪

આયુના જ૦-અજ૦ ઉ૦-અને અનુ૦ એ ૪ વિકલ્પો સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે, તે આ પ્રમાણે—ઉક્ત પ્રકૃતિયોની ઉ૦ ને અનુ૦ સ્થિ૦ સત્તા પર્યાયવડે અનેકવાર થાય છે તેથી આ બન્ને વિકલ્પ સાદિ-અધ્રુવ છે, અને જઘન્ય વિકલ્પ તો પૂર્વેજ કહ્યો છે. પુનઃ જીનનામ વગેરે પ્રકૃતિયોના ચારે વિકલ્પો સાદિ-અધ્રુવ જાણવા તથા મૂળ પ્રકૃતિયોના અનુકત (નહિ કહેલા) જ૦-ઉ૦-અનુ૦ રૂપ ત્રણે વિકલ્પોના બે પ્રકાર પૂર્વેજ કહ્યા છે. (इति उत्तर प्रकृति स्थिति सत्ता सत्क साद्यादि प्ररुपणा).

એ પ્રમાણે સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે સ્વામિત્વ કહેવાનું છે તે બે પ્રકારે છે. ૧ ઉ૦ સ્થિતિસત્તા સંબંધિ, ૨ જ૦ સ્થિ૦ સત્તા સંબંધિ. ત્યાં પ્રથમ ઉ૦ સ્થિ૦ સત્તા સ્વામિત્વ દર્શાવાય છે.

**जेट्ठठिइ बंधसमं, जेट्ठं बंधोदया उ जासि सह**
**अणुदयबंधपराणं, समऊणा जट्ठिई जेट्ठं ॥१७॥**

ગાથાર્થઃ—જે પ્રકૃતિયોનો ઉદય ને બન્ધ સમકાળે (યુગપત્) હોય છે તે પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિબંધ તુલ્ય ઉ૦ સ્થિતિ સત્તા હોય છે, અને અનુદય બન્ધપર પ્રકૃતિયોની સમયોન ઉ૦ સ્થિતિતુલ્ય ઉ૦ સ્થિતિસત્તા છે.

ટીકાર્થઃ—જે પ્રકૃતિયોનો સહ એટલે યુગપત્=સમકાળે બંધ અને ઉદય થાય છે, તે યુગપત્ બંધોદય કોનો થાય છે? તે કહીએ છીએ—જ્ઞાના૦ ૫-દર્શના૦ ૪-અશાતા-મિથ્યા૦-૧૬ કષાય-પંચે૦-તૈ૦ ૭ -હું૦-વર્ણાદિ ૨૦ -અગુ૦-પરા૦-ઉશ્વાસ-કુખગતિ-ઉદ્યોત-ત્રસાદિ ૪-અસ્થિરાદિ ૬-નિર્માણ-નીચ-૫ અન્ત૦ અને તિર્યંચ મનુષ્યને આશ્રયિ વૈક્રિય સપ્તક એ સર્વસંખ્યાએ ૮૬ પ્રકૃતિયો તેની ઉ૦ સ્થિતિસત્તા તે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સમ એટલે ઉ૦ સ્થિતિબંધ જેટલી છે, કારણકે તેઓનું દલિક ઉ૦ સ્થિતિબંધા-

રંભે અબાધા કાળમાં પણ હોય છે. પુનઃ તે પ્રકૃતિયો ઉદયવતી હોવાથી તેઓની પ્રથમ સ્થિતિ સ્તિબુકસંક્રમવડે અન્ય પ્રકૃતિમાં સંક્રમતી નથી, તે કારણથી તેઓની ઉ૦ સ્થિતિસત્તા ઉ૦ સ્થિતિબંધ તુલ્ય હોય છે.

તથા અનુદયબન્ધપર પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિસત્તા એક સમયહીન ઉ૦ સ્થિતિતુલ્ય હોય છે. ત્યાં ઉદયના અભાવે પર એટલે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જે પ્રકૃતિયોનો હોય છે તે અનુદયબન્ધપર પ્રકૃતિયો નિદ્રા નરકદ્વિક–તિર્યંગ્દ્વિક–ઔદા૦ ૭–એકે૦ જાતિ–સેવાર્ત–આતપ–અને સ્થાવર–એ ૨૦ છે, તેઓની ઉ૦સ્થિતિસત્તા સમયોનઉત્કૃ૦ સ્થિતિ જેટલી છે તે આ પ્રમાણે–એ પ્રકૃતિયોના ઉ૦સ્થિતિબન્ધારંભે જો કે અબાધા કાળમાં પણ પૂર્વબદ્ધ દલિક છે તોપણ તેઓની પ્રથમ સ્થિતિને ઉદયવતી પ્રકૃતિયોમાં સ્તિબુક સંક્રમથી સંક્રમાવે છે, તે કારણથી તે પ્રથમ સ્થિતિરૂપ ૧ સમયમાત્ર હીન ઉ૦ સ્થિતિ તેજ ઉ૦ સ્થિતિસત્તા છે. અહિં શંકા થાય છે કે નિદ્રાદિક પ્રકૃતિયોના અનુદયે બન્ધવડે ઉ૦સ્થિતિ કેમ હોય? તો કહીએ છીએ કે ઉ૦ સ્થિતિબંધ ઉ૦ સંક્લેશવડે થાય છે, અને ઉ૦ સંક્લેશમાં વર્તતા જીવને પાંચ નિદ્રાના ઉદયનો સંભવ નથી. તથા નરકદ્વિકની ઉ૦ સ્થિતિના બન્ધક તિર્યંચ વા મનુષ્યો હોય છે, અને તેઓને નરકદ્વિકનો ઉદય સંભવતો નથી, અને શેષકર્મોના ઉ૦ સ્થિતિબન્ધક તો યથાયોગપણે નારક વા દેવો હોય છે, અને તે પ્રકૃતિયોનો ઉદય તે નારકદેવોમાં ઘટી શકતો નથી (માટે નિદ્રાપંચકાદિ અનુદયોત્કૃષ્ટ સ્થિતિબંધ પ્રકૃતિયો છે–ઇતિશેષઃ)

**संकमओ दीहाणं, सहालिगाए उ आगमो संतो**
**समऊणमणुदयाणं, उभयासिं जट्ठिई तुल्ला ॥१८॥**

ગાથાર્થઃ—સંક્રમથી દીર્ઘ સ્થિતિવાળી પ્રકૃતિયોનો જે આગમ (દ્વયાવલિકાહીન ઉ૦ સ્થિતિ સમાગમ) તે આવલિકા

સહિત તેઓની ઉ૦ સ્થિતિસત્તા છે. તથા સંક્રમકાળે અનુદયપ્રકૃતિ-ચોની ઉ૦ સ્થિતિસત્તા પૂર્વોક્તમાથી સમયહીન જાણવી, અને ઉભય પ્રકારની પ્રકૃતિચોની ( સંક્રમકાળે ઉદયવતી અનુદયવતીની ) ઉ૦ સ્થિ૦ સત્તા યતૂસ્થિતિ તુલ્ય જાણુવી.

ટીકાર્થ:—જે પ્રકૃતિચોની સંક્રમથી ઉ૦ સ્થિતિસત્તા થાય છે પરન્તુ બન્ધથી નહિ, અને ઉદયપણ હોય છે તે સંક્રમથી દીર્ઘ અર્થાત્ સંક્રમના વશથી પ્રાપ્ત થયેલી છે ઉ૦ સ્થિતિ તે જેની એવી પ્રકૃતિચોને જે આગમ એટલે સંક્રમવડે બે આવલીકાહીન ઉ૦ સ્થિતિના જે સમાગમ તે ઉદયાવલિકારૂપ આવલિકા સહિત કરતાં તે પ્રકૃતિચોની ઉ૦સ્થિતિસત્તા થાય છે. અહિં તાત્પર્ય એ છે કે—શાતાને અનુભવતો એવો કોઇક જીવ ઉ૦ સ્થિતિ યુક્ત અશાતાને બાંધે છે, ને તે બાંધીને પુનઃ શાતાનો બન્ધ પ્રારંભે, અને બંધાવલિકા જેની વ્યતીત થઇ છે એવા આવલિકાથી ઉપર બે આવલિકા હીન ૩૦ કોડાકોડી સાગર પ્રમાણ સ્થિતિસત્તાવાળી સર્વ અશાતાને તે વેદ્યમાન અને બધ્યમાન શાતામાં ઉદયાવલિકાથી ઉપર સંક્રમાવે છે, તે કારણથી તે ઉદયાવલિકા સહિત સંક્રમ વડે બે આવલિકાહીન ઉ૦ સ્થિતિ સમાગમ પ્રમાણ શાતાવેદનીયની ઉ૦ સ્થિતિ સત્તા છે. એ પ્રમાણે ૯ નોક૦—નરગતિ—આદિ સંઘયણ ૫—પ્રથમસંસ્થા૦૫—સુખગતિ—સ્થિર—શુભ—સુભગ—સુસ્વર—આદેય—યશ—ને ઉચ્ચગોત્ર—એ ૨૮ પ્રકૃતિચોની બે આવલિકાહીન અને ઉદયાવલિકા સહિત આપણી જાતિના ઉ૦ સ્થિ૦ સમાગમ પ્રમાણ ઉ૦ સ્થિતિ સત્તા જાણવી.

પુનઃ અન્તર્મુ૦ હીન અને ઉદયાવલિકા સહિત ઉ૦ સ્થિતિ સમાગમ પ્રમાણ સમ્યક્ત્વની ઉ૦ સ્થિતિ સત્તા છે, તે આ પ્રમાણે—મિથ્યાત્વની ઉ૦ સ્થિતિ બાંધીને ત્યાં મિથ્યાત્વમાંજ અન્તર્મુ૦ પર્યન્ત રહીને તદનંતર સમ્યક્ત્વ પામે, ને તે સમ્યક્ત્વ પામ્યે છતે મિથ્યાત્વની ઉ૦ સ્થિતિને ( આવલિકાથી ઉપરની સ્થિતિને ) તે

પણ સંખ્યા વડે અન્તર્મુ૦ હીન ૭૦ કો - કો૦ સાગરોપમ પ્રમાણ સર્વ પણ સ્થિતિને સમ્યક્ત્વમાં ઉદયાવલિકાથી ઉપર સંક્રમાવે છે, તે કારણથી અન્તર્મુ૦હીન અને ઉદયાવલિકા સહિત સમ્યક્ત્વની ઉ૦ સ્થિતિ સત્તા હોય છે.

પુનઃ જે પ્રકૃતિયોની સંક્રમથી ઉ૦ સ્થિતિ થાય છે, ને સંક્રમકાળે ઉદય નથી તે સંક્રમ કાળે અનુદય પ્રકૃતિયોની પૂર્વે જે સ્થિતિસત્તા કહી તેટલીજ સમયહીન સ્થિતિસત્તા જાણવી, અર્થાત્ તે પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિસત્તા એક આવલિકા સહિત ને સમયાધિક આવલિકા હીન ઉ૦ સ્થિતિ સમાગમ પ્રમાણ છે. તે આ પ્રમાણે—કોઇ મનુષ્ય ઉ૦ સંક્લેશના વશથી ઉ૦ નરકગતિની સ્થિતિ બાંધીને પરિણામની પરાવૃત્તિ થતાં પુનઃ દેવગતિનો બંધ પ્રારંભે અને તે બધ્યમાન દેવગતિમાં આવલિકાથી ઉપર (દેવગતિ સ્થિતિમાં) બન્ધાવલિકા રહીત ઉદયાવલિકાથી ઉપરની ૨૦ કો૦ કો૦ સાગર પ્રમાણ નરકગતિની સર્વ ઉત્કૃષ્ટ સ્થિતિને વેદ્યમાન મનુષ્યગતિમાં સ્તિબુક સંક્રમ વડે સંક્રમાવે, તે કારણથી દેવગતિની ઉ૦ સ્થિતિ સત્તા તે સમય માત્ર સ્થિતિએ હીન એક આવલિકાધિક ને બે આવલિકા હીન ઉ૦ સ્થિતિસમાગમ પ્રમાણ જાણવી. એ પ્રમાણે દ્વિ૦ ત્રિ૦–ચતુ૦–આહા૦૭–નરાનુપુ૦–દેવાનુ૦–સૂ૦–અપ૦–સાધા૦ જીનનામ એ ૧૬ પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિસત્તા પૂર્વોક્ત પ્રમાણ વાળી (દેવગતિવંત્) જાણવી.

તથા એક આવલિકા અધિક ને એક સમયહીન અન્તર્મુહુર્તોન ઉ૦ સ્થિતિ સમાગમ પ્રમાણ મિશ્રમોહનીયની ઉ૦ સ્થિતિસત્તા તે પણ સમ્યક્ત્વની ઉ૦ સ્થિ૦ સત્તાને અનુસારે વિચારવી.

તથા **उभयासिं जठ्ठिइतुल्ला**=ઉદયવતી અને અનુદયવતી એ બન્ને પ્રકારની સંક્રમોત્કૃષ્ટ સ્થિતિવાળી પ્રકૃતિયોની ઉ૦ સ્થિતિ સત્તા, સંક્રમકાળે યત્ સ્થિતિ એટલે સર્વસ્થિતિ તુલ્ય જાણવી.

કારણ કે તે વખતે અનુદયવતી પ્રકૃતિયોની પણ પ્રથમ સ્થિતિ સ્તિબુક સંક્રમવડે ઉદયવતી પ્રકૃતિયોમાં સંક્રમતી છતી પણ દલિક રહીત વિદ્યમાન હોય છે. સ્થિતિરૂપ કાળ ને સંક્રમાવી શકાય નહિ પરન્તુ તે સ્થિતિગત દલિકનેજ સંક્રમાવી શકાય છે, તે કારણથી પ્રથમ સ્થિતિગત દલિક સંક્રાન્ત થયે છતે પણ તે વખતે દલિક રહીત પ્રથમ સ્થિતિ વિદ્યમાનજ હોય છે, એ હેતુથી ઉદયવતી ને અનુદયવતી એ બન્ને પ્રકારની પ્રકૃતિઓની પણ ઉ० સ્થિ० સત્તા યતુસ્થિતિ તુલ્ય હોય છે અને જે જીવ જે પ્રકૃતિયોની ઉ० સ્થિતિને બાંધે છે અને જે જીવ જે પ્રકૃતિઓમાં ઉ० સ્થિતિને સંક્રમાવે છે તે જીવ તે પ્રકૃતિયોની ઉ० સ્થિતિસત્તાનો સ્વામિ જાણવો.
( इति उ० स्थि० सत्ता स्वामित्व. )

એ પ્રમાણે ઉ० સ્થિતિસત્તાના સ્વામિ કહીને હવે જ० સ્થિ० સત્તા ના સ્વામિ કહે છે.

**संजलणतिगे सत्तसु य नोकसाएसु संकमजहन्नो**
**सेसाण ठिइ एगा, दुसमयकाला अणुदयाणं ॥१९॥**

ગાથાર્થઃ—સંજ્વ० ત્રિક અને ૭ નોકષાયમાં જ० સ્થિ० સત્તા જ० સ્થિ० સંક્રમ પ્રમાણ જાણવી, અને શેષ ઉદયવતી પ્રકૃતિયોની જ० સ્થિ० સત્તા ૨ સમયકાળ પ્રમાણ જાણવી.

ટીકાર્થઃ—ક્રોધ માન માયારૂપ સંજ્વ० ત્રિકની અને પુંવેદ હાસ્યાદિ છક્કરૂપ સાત નોકષાયની જ० સ્થિ० સત્તા જ० સ્થિતિ સંક્રમ પ્રમાણ છે. એ પ્રકૃતિયો બંધથી અને ઉદયથી વિચ્છેદ પામ્યે છતે સંક્રમ વડે અન્ય પ્રકૃતિમાં ક્ષય પામે છે, તે કારણથી એ પ્રકૃતિયોનો જે અન્ત્ય સંક્રમ તેજ જ० સ્થિતિ સત્તા છે. કહ્યું છે કે—

हासाइ पुरिस कोहा–दि तिन्नि संजलण जेण बंधुदए
वोच्छिन्ने संकमइ, तेणं इह संकमो चरिमो ॥ १ ॥ ( કથિતાર્થો ).

આ ગાથામાં અર્થને અન્તે " તેટલી જ૦ સ્થિતિ સત્તા છે." એ સંબંધ ( અધ્યાહારથી ) જોડવો.

પુનઃ શેષ જ્ઞાના૦૫–દર્શ૦૪–સમ્ય૦–સંજ્વ૦–લોભ–આયુ ૪–નપુંસક–સ્ત્રી–શાતા–અશાતા–ઉચ્ચ–નરગતિ–પંચે૦–ત્રસાદિ ૩· સુભગ–આદેય–યશ–જીન૦–અન્ત૦૫–એ ઉદયવતી ૩૪ પ્રકૃતિયો-ની આપ આપણા ક્ષયને અન્ત્ય સમયે જે ૧ સમય માત્ર સ્થિતિ તે જ૦ સ્થિ૦ સત્તા જાણવી, અને પુનઃ અનુદયવતી પ્રકૃતિયોની જ૦ સ્થિ૦ સત્તા આપ આપણા ક્ષયને ઉપાન્ત્ય સમયે જે સ્વરૂપા-પેક્ષાએ સમય માત્ર અને સંક્રમાપેક્ષાએ ( અન્યથા ) બે સમય માત્ર સ્થિતિ પ્રમાણ છે. અનુદયવતી પ્રકૃતિયોને અન્ત્ય સમયે સ્તિબુક સંક્રમથી ઉદયવતી પ્રકૃતિયોમાં પ્રક્ષેપે છે ને તે સ્વરૂપે અનુભવે છે, તે કારણથી અન્ત્ય સમયે તેઓનું દલિક સ્વરૂપ પ્રાપ્ત થતું નથી પરન્તુ પરપ્રકૃતિરૂપે પ્રાપ્ત થાય છે, તે કારણથી કહ્યું છે કે " ઉપાન્ત્ય સમયે સ્વરૂપાપેક્ષાએ એક સમય માત્ર અને અન્યથા બે સમય માત્ર કાળ પ્રમાણ જ૦ સ્થિતિ સત્તા છે "

હવે સામાન્યતઃ સર્વ કર્મોના જ૦ સ્થિતિસત્તાના સ્વામિ કહેવાય છે—ત્યાં અનન્તાનુબન્ધિ અને દર્શનમોહનીયત્રિક એ ૭ પ્રકૃતિયોની જ૦ સ્થિ૦ સત્તાના સ્વામિ ચોથાથી સાતમા ગુણસ્થાન સુધીના જીવો યથાયોગ પણે જાણવા. નારકાયુ–તિર્યગાયુ–અને દેવા-યુના જ૦ સ્થિ૦ સત્તાના સ્વામિ આપ આપણા ભવના અન્ત્ય સમ-યમાં વર્તતા નારક તિર્યંચ અને દેવો અનુક્રમે જાણવા. મધ્ય કષાય ૮–થિણદ્ધિત્રિક ( ૩ )–નામ ત્રયોદશક ( ૧૩ )–નો કષાય ૯–અને સંજ્વ૦ ત્રિક–એ ૩૬ પ્રકૃતિયોની જ૦ સ્થિ૦ સત્તાના સ્વામિ ૧૦ મા ગુણસ્થાનવાળા, જ્ઞાના૦ ૫–દર્શ૦ ૬–અન્ત૦૫ એ ૧૬ પ્રકૃ-તિયોની જ૦ સ્થિ૦સત્તાના સ્વામિ ૧૨ મા ગુણસ્થાનવાળા જીવો,

અને શેષ ૯૫ પ્રકૃતિયોની જ૦ સ્થિ૦સત્તાના સ્વામિ ૧૪ મા ગુણુસ્થાનવાળા જીવો જાણુવા. (इति ज० स्थि० सत्तास्वामित्व)

એ પ્રમાણે જ૦ સ્થિતિસત્તાના સ્વામિ કહીને હવે સ્થિતિભેદ ની પ્રરૂપણા કરે છે.

**ठिइसंतट्ठाणाइं, नियगुक्कस्सा हि थावरजहन्नं**
**नेरंतरेण हेट्ठा, खवणाइसु संतराइं पि ॥ २० ॥**

ગાથાર્થ:—સ્વકીય ઉ૦ સ્થિતિસ્થાનથી નીચે સ્થાવર પ્રાયોગ્ય જ૦ સ્થિતિસ્થાન પર્યન્તનાં સ્થિતિ સત્તાસ્થાનો નિરન્તર પણે પ્રાપ્ત થાય છે, અને ક્ષપણાદિકમાં સાન્તર સ્થિતિસત્તા સ્થાનો પણ પ્રાપ્ત થાય છે.

ટીકાર્થ:—સર્વે કર્મોની આપ આપણા ઉ૦ સ્થિતિસ્થાનથી સમય માત્રથી આરંભીને નીચે જ્યાં સુધી સ્થાવરની જઘન્ય એટલે એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તા આવે ત્યાં સુધી ઉતરવું. એટલા પ્રમાણના સ્થિતિકંડકમાં જેટલા સમયો તેટલાં સ્થિતિસ્થાનો અનેક જીવોની અપેક્ષાએ નિરંતર પણે પ્રાપ્ત થાય છે, તે જેમ કે—ઉ૦ સ્થિતિસ્થાન તે એક સ્થિતિસ્થાન, સમયહીન ઉ૦ સ્થિતિ તે દ્વિતીયસ્થિતિસ્થાન, બે સમયહીન ઉ૦ સ્થિતિ તે તૃતીય સ્થિતિસ્થાન, એ પ્રમાણે એકેન્દ્રિય પ્રાયોગ્ય જ૦ સ્થિતિસત્તા પર્યન્ત કહેવું. અને એકેન્દ્રિય પ્રાયોગ્ય જ૦ સ્થિતિસત્તાથી નીચેનાં સ્થિતિસ્થાનો ક્ષપણાદિમાં એટલે ક્ષયકાળે વા ઉદ્વલન કાળે સાન્તર પ્રાપ્ત થાય છે, અને ( ગાથોક્ત ) अपि શબ્દથી નિરન્તર પણ પ્રાપ્ત થાય છે. તે કેવી રીતે ? એમ જો પૂછતા હો તો કહીએ છીએ કે એકેન્દ્રિય પ્રાયોગ્ય જ૦ સ્થિતિસત્તાના ( માં ) ઉપરના અગ્રભાગથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિખંડને ખંડવા ( ક્ષય કરવા વા ઉવેલવા ) માંડે છે, અને ખંડનકરણ આરંભના પ્રથમ

સમયથી આરંભીને પ્રતિસમયે નીચેથી ઉદયવતી પ્રકૃતિની અનુભવ પૂર્વક અને અનુદયવતી પ્રકૃતિની સ્તિબુક સંક્રમ પૂર્વક એકૈક સમય પ્રમાણુ સ્થિતિ ક્ષય પામતી જાય છે, તે કારણુથી પ્રતિ સમયે સ્થિતિ વિશેષો ( સ્થિતિ ભેદો–ભિન્ન ભિન્ન સ્થિતિ ) પ્રાપ્ત થાય છે તે આ પ્રમાણે—પ્રથમ સમય વ્યતીત થયે તે સ્થાવર પ્રાયોગ્ય જ૦ સ્થિતિસત્તા એક સમયહીન, દ્વિતીય સમય વ્યતીત થયે બે સમય હીન, તૃતીય સમય વ્યતીત થયે ત્રણુ સમય હીન ઈત્યાદિ ( રીતે પ્રતિ સમય ભિન્ન સ્થિતિ લભ્યમાન થાય છે--ઇતિ શેષઃ ) પુનઃ અન્તર્મુહુર્ત કાળે તે સ્થિતિખંડને સંપૂર્ણ ખંડે છે–વિનાશ પમાડે છે, તે કારણુથી એટલી સ્થિતિ સમકાળેજ ત્રુટેલી હોવાથી અન્તર્મું૦ થી ઉપર નિરંતર સ્થિતિસ્થાનો પ્રાપ્ત થાય છે. તદનંતર પુનઃ પણુ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ દ્વિતીય સ્થિતિખંડને ખંડે ૦, ત્યાં પણુ પ્રત્યેક સમયે નીચે સમય સમય ( એકૈક સમય) માત્ર સ્થિતિ ક્ષયની અપેક્ષાએ પૂર્વોક્ત પ્રકારે નિરન્તર સ્થિતિસ્થાનો પ્રાપ્ત થાય છે, અને દ્વિતીય સ્થિતિખંડ ખંડિત થયે છતે પુનઃ પણુ પલ્યોપમાસંખ્યેયભાગ પ્રમાણુ સ્થિતિ સમકાળે ત્રુટી, તે કારણુથી પુનઃ પણુ અન્તર્મું૦ થી ઉપર નિરન્તર સ્થિતિસ્થાનો પ્રાપ્ત થતાં નથી એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી એક આવલિકા શેષ રહે, અને તે આવલિકા પણુ ઉદયવતી પ્રકૃતિની અનુભવ વડે, અને અનુદયવતીની સ્તિબુક સંક્રમ વડે પ્રતિ સમયે એક સમય શેષ રહે ત્યાં સુધી પ્રતિ સમયે ક્ષય પામે છે, તે કારણુથી આ આવલિકામાત્ર સ્થિતિસ્થાનો [1]નિરન્તર પણે પ્રાપ્ત થાય છે. ( इति स्थिति भेद परूपणा )

[1] ઉદાહરણુ તરીકે એક સ્થિતિને ૭૪ સમયાત્મક કલ્પીએ, તો ૭૪ થી ૬૦ નંબર સુધી ૧૫ સમયાત્મક સ્થિતિ તો નિરન્તરપણે અનેક જીવોની અપેક્ષાએ પ્રાપ્ત થાય છે, અને તેની નીચેની-૫૯ થી ૫૦ સુધીનાં પલ્યાસંખ્યેયભાગ પ્રમાણુ સ્થિતિ કંડકને અન્તર્મુહુર્ત્ત સુધી તોડે તે વખતે પ્રદેશોદય પ્રાપ્ત સર્વાધ્સ્તન અન્તર્મુહુર્ત્ત પણુ સ્તિબુક સંક્રમવડે ત્રુટે, અને વિપાકોદય પ્રાપ્ત અન્તર્મુહુર્ત્ત વિપાકોદયે ત્રુટે, જેથી

## ॥ अथ अनुभाग सत्ता प्ररुपणा ॥

એ પ્રમાણે સ્થિતિભેદ પ્રરૂપણા પણ કરી, અને હવે અનુભાગ સત્તાની પ્રરૂપણા કરે છે.

**संकमसममणुभागे, नवरि जहन्नं तु देसघाईणं**
**छन्नोकसायवज्जाण, एगठाणंमि देसहरं ॥ २१ ॥**

---

અન્તર્મુહુર્તને ૪ સમયરૂપ કલ્પતાં ૫૯-૫૮-૫૭ અને ૫૬ નંબરની સ્થિતિયો પણ નિરન્તરપણેજ પ્રાપ્ત થઇ કહેવાય, અને શેષ ૫૫ થી ૪૬ સુધીના નંબરવાળી સ્થિતિયો તુટેલી હોવાથી અન્તર ગણાય, કારણ કે ૫૯ સ્થિતિયોમાંથી ૧૦ ઉપરની અને ૪ નીચેની મળી ૧૪ સ્થિતિયો તુટતાં ૪૫ સ્થિતિયો કાયમ રહી અને ૪૬ થી ૫૯ સુધીની સ્થિતિયોમાં પણ પ્રથમ ૪ સ્થિતિયો (૫૯-૫૮-૫૭-૫૬ નંબરની) નિરન્તર હતી અને ત્યારપછી ૧૦ સ્થિતિયો અને અન્તર્મુહુ૦રૂપ ૪ સ્થિતિયો એકી વખતે તુટવાથી ૫૫ થી ૪૬ સુધીની ૧૦ સ્થિતિયોનુ અન્તર પડ્યું, એજ વખતે સર્વ સ્થિતિયો ૪૫ વિદ્યમાન છે.

પુનઃ એ ૪૫ સ્થિતિયોમાંની ઉપરની ૧૦ સ્થિતિયો જ્યાં સુધી (અન્તર્મુહુર્ત્ત સુધી) તુટી નથી ત્યાં સુધી ૪૫-૪૪-૪૩-૪૨ નંબરરૂપ અન્તર્મુ૦ પ્રમાણ સ્થિતિયો નિરન્તરપણે વર્તે છે, ને ત્યારબાદ (અન્તર્મુહુર્તબાદ) તે ઉપરનું સ્થિ૦કંડક અધસ્તન અન્તર્મુ૦ એકી વખતે તુટતાં સર્વ સ્થિતિયો ૩૧ જ કાયમ રહેવાથી ૪૧ થી ૩૨ સુધીની ૧૦ સ્થિતિયો તુટેલી હોવાથી સાન્તર ગણાય છે. એ પ્રમાણેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| પ્રથમ સ્થિ૦ કંડકઘાતે | નિરન્તરા | ૫૯-૫૮-૫૭-૫૬ | તુટેલી | ૫૫ થી ૪૬ |
| દ્વિતીય | ,, | ,, | ૪૫-૪૪-૪૩-૪૨ | ,, | ૪૧ થી ૩૨ |
| તૃતીય | ,, | ,, | ૩૧-૩૦-૨૯-૨૮ | ,, | ૨૭ થી ૧૮ |
| અન્ત્ય | ,, | ,, | ૧૭-૧૬-૧૫-૧૪ | ,, | ૧૩ થી ૪ |
| ચરમોદયાવલિકા | ,, | | ૩-૨-૧ | | |

આ સંબંધિ વિશેષ સમજ મત્કૃત **कर्मप्रकृति यंत्र चित्रसंग्रह** થી જોવી.

**मणनाणे दुट्ठाणं, देसहरं सामिगो य सम्मत्ते**
**आवरणविग्घसोलस–ग किट्टिवेएसु य सगंते ॥२२॥**

**ગાથાર્થ**:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—અનુભાગસંક્રમતુલ્ય અનુભાગસત્તા પણ કહેવી, તાત્પર્ય એ છે કે જેમ અનુભાગ સંક્રમમાં સ્થાન–પ્રત્યય–વિપાક–શુભત્વ–અશુભત્વ–સાદ્યાદિ–અને સ્વામિત્વાદિ પૂર્વે કહ્યાં છે તેજ પ્રમાણે અહિં અનુભાગસત્તાના સંબંધમાં પણ કહેવું, પરન્તુ તફાવત એ છે કે—હાસ્યાદિ છક્ક વર્જીત મતિ–શ્રુત–ચક્ષુ–અચક્ષુ અવધિદ્વિક–સંજ્વ૦–વેદ૦ ૩–ને અન્તરાય ૫–એ ૧૮ દેશઘાતિ પ્રકૃતિયોની જ૦ અનુભાગ સત્તાસ્થાનને આશ્રયિ એક સ્થાનીય, અને ઘાતિસંજ્ઞા આશ્રયિ દેશહર એટલે દેશઘાતિ જાણવી. તથા મનઃપર્યાય જ્ઞાનાવરણમાં પુનઃ જ૦ અનુભાગસત્તા સ્થાનને આશ્રયિ દ્વિસ્થાનીય, અને ઘાતિસંજ્ઞાને આશ્રયિ દેશઘાતિ જાણવી. અહિં ઉ૦ અનુભાગસત્તાના સ્વામિને ઉ૦ અનુભાગ સંક્રમના સ્વામિતુલ્ય જાણવા, પુનઃ જ૦ અનુભાગસત્તાના સ્વામિ કહે છે—सामिगो य सम्मत्ते ઇત્યાદિ=સમ્ય૦–જ્ઞા૦૫–દર્શ૦૬–અન્ત૦૫–એ ૧૬ પ્રકૃતિ તથા કિટ્ટિરૂપ સં૦ લોભ અને ત્રણવેદની જ૦ અનુ૦સત્તાના સ્વામિ સ્વસ્વ અન્ત્ય સમયમાં વર્તતા જીવો જાણવા. એમાં જે કંઇ વિશેષ છે તે અગ્રગાથાએ કહે છે.

**मइ सुय चक्खु अचक्खूण, सुयसम्मत्तस्स जेट्ठलद्धिस्स**
**परमोहिस्सोहिदुगं, मणनाणं विउलनाणस्स ॥२३॥**

**ગાથાર્થ**:—મતિ શ્રુત–ચક્ષુ અને અચક્ષુ આવરણની જ૦ અનુ૦સત્તાના ઉત્કૃષ્ટ શ્રુત લબ્ધિવંત શ્રુતસમાસને (ચતુર્દશપૂર્વધરને) હોય, અને અવધિદ્વિક આવરણની જ૦ અનુ૦સત્તા પરમા-

વધિયુકત જીવને હોય, અને મનઃપર્યવની જ૦ અનુ૦સત્તા વિપુલ-મતિ મનઃપર્યવજ્ઞાનીને હોય છે.

**ટીકાર્થ**:—મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ–ચક્ષુદર્શનાવરણ અચક્ષુદર્શનાવરણ એ ૪ પ્રકૃતિયોની જ૦ અનુ૦સત્તા શ્રુતસમાપ્તને એટલે સકલશ્રુતના પારગામિને અર્થાત્ ચતુર્દશપૂર્વધરને હોય છે, અને તે પણ જ્યેષ્ટલબ્ધિકને એટલે શ્રુતઅર્થની ઉ૦ લબ્ધિમાં વર્તતાને જ૦ અનુભાગસત્તા હોય છે. અહિં તાત્પર્ય એ છે કે મતિજ્ઞાનાવરણાદિ ૪ પ્રકૃતિયોની જ૦ અનુભાગસત્તાનો સ્વામિ ઉત્કૃષ્ટ શ્રુતાર્થને પ્રાપ્ત થયેલ ચતુર્દશપૂર્વધર જાણવા. તથા અવધિ જ્ઞાનાવરણ અને અવધિ દર્શનાવરણરૂપ અવધિદ્વિકની જ૦ અનુભાગ સત્તા પરમાવધિજ્ઞાન વડે હોય છે, અર્થાત્ અવધિ જ્ઞાનાવરણ અને અવધિ દર્શનાવરણની જ૦ અનુ૦ સત્તાનો સ્વામિ પરમાવધિયુક્ત જીવ જાણવો. તથા મનોજ્ઞાન એટલે જઘન્યાનુભાગ સત્તાવાળું મનઃપર્યાયજ્ઞાન વિપુલમનઃપર્યાયજ્ઞાનીને જાણવું. એમાં સ્વામિત્વ ભાવના અવધિ જ્ઞાનાવરણવત્ જાણવી. ( અર્થાત્ મનઃપર્યવાવરણની જ૦ સત્તાનો સ્વામિ વિપુલમનઃ પર્યાયી જાણવો ). લબ્ધિ સહિત જીવને ઘણો અનુભાગ વિનાશ પામે છે તે કારણથી परमोहिस्स ઇત્યાદિ કહ્યું છે. તથા જે જઘ૦ અનુભાગસત્તાના સ્વામિ તેજ જ૦ અનુ૦સત્તાના પણ સ્વામિ જાણવા. ( इति ज० उ० अनुभाग-सत्तास्वामि ).

હવે અનુભાગસત્તાસ્થાનની भेदप्ररूपणा કરે છે.

## बंधहयहयहउप्प–त्तिगाणि कमसो असंखगुणियाणि
## उदयोदीरणवज्जाणि, होंति अणुभागठाणाणि॥२४॥

ગાથાર્થ:—બંધોત્પત્તિક, હતોત્પત્તિક, ને હતહતોત્પત્તિક એ ત્રણે અનુ૦સત્તાસ્થાનો અનુક્રમે અસંખ્યગુણ છે, ઉદય ને ઉદીરણા જન્ય અનુ૦સ્થાનો વર્જીને બંધોત્પત્તિક હતોત્પત્તિક ને હતહતોત્પત્તિ અનુ૦ સત્તાસ્થાનો અનુક્રમે અસંખ્યગુણ છે.

**ટીકાર્થ**:—અહિં અનુભાગસ્થાનો બન્ધોત્પત્તિક, હતોત્પત્તિક, અને હતહતોત્પત્તિક, એ ૩ પ્રકારે છે, ત્યાં જેઓની ઉત્પત્તિ બંધથી જ છે તે बंधोत्पत्तिक, અને તે સ્થાનો અસંખ્ય લોક પ્રદેશપ્રમાણુ છે, કારણુ કે તેના હેતુઓ અસંખ્યલોક પ્રદેશપ્રમાણુ છે. તથા ઉદ્વર્તના અને અપવર્તનાકરણુના વશથી વૃદ્ધિ અને હાનિવડે અનુભાગસ્થાનો જે અન્યથા અન્યથા (ભિન્ન ભિન્ન પ્રકારે) અર્થાત્ વિચિત્ર પ્રકારે થાય છે તે हतोत्पत्तिक કહેવાય છે. હતથી એટલે ઘાતથી અર્થાત્ પૂર્વઅવસ્થાના વિનાશરૂપથી જેઓની ઉત્પત્તિ છે તે हतोत्पत्तिक, અને તે પણુ પૂર્વનાં બન્ધોત્પત્તિક સ્થાનોથી અસંખ્ય ગુણુ છે. એકેક બંધોત્પત્તિ સ્થાનમાં અનેક જીવોની અપેક્ષાએ ઉદ્વર્તના અપવર્તના વડે અસંખ્યભેદ થાય છે તે હેતુથી (બન્ધોત્પત્તિકથી હતોત્પત્તિક અસંખ્યગુણુ છે. પુનઃ સ્થિતિઘાત અને રસ ઘાતવડે અન્યથા અન્યથા થવાથી જે અનુભાગ સ્થાનો થાય છે તે हतहतोत्पत्तिक કહેવાય છે. હત થયે છતે એટલે ઉદ્વર્તના અને અપવર્તનાવડે ઘાત થયે છતે પુનઃ પણુ ઘાત થવાથી એટલે સ્થિતિ ઘાત વા રસઘાત વડે ઘાત થવાથી જેઓની ઉત્પત્તિ છે તે हतहतोत्पत्तिक કહેવાય છે ને તે ઉદ્વર્તના અપવર્તના જન્ય સ્થાનોથી (હતોત્પત્તિકથી) અસંખ્યગુણુ છે.

હવે ગાથાનો અક્ષરાર્થ કહે છે—જે સ્થાનો ઉદય વડે અને ઉદીરણુા વડે પ્રતિસમયે ક્ષય-થવાથી અન્યથાન્યથા અનુભાગસ્થાનો ઉપજે છે તેને વર્જીને શેષ બંધોત્પત્તિકાદિ અનુભાગસ્થાનો અનુક્રમે અસંખ્યગુણુ કહેવાં. અહિં ઉદયોદીરણુાજન્ય સ્થાનોનું વર્જન કેમ કર્યું છે? તો કહીએ છીએ કે ઉદય અને ઉદીરણુા પ્રવર્તમાન થયે બન્ધ, ઉદ્વર્તના, અપવર્તના, સ્થિતિઘાત અને રસઘાતજન્ય સ્થાનોમાંથી કોઇ પણુ સ્થાનો અવશ્ય હોય છે, તે કારણુથી ઉદયોદીરણુાજન્ય સ્થાનો તેમાંજ (બન્ધોત્પત્તિકાદિમાંજ) અન્તર્ગત થાય છે માટે ઉદયોદીરણુાજન્ય સ્થાનોને પૃથક્ ગણુવામાં આવ્યાં નથી. ( इति अनुभाग सत्ता प्र० )

## ॥ अथ प्रदेशसत्ता प्ररुपणा ॥

એ પ્રમાણે અનુભાગસત્તા કહીને હવે પ્રદેશસત્તા કહેવા યોગ્ય છે ત્યાં ભેદ–સાદ્યાદિ પ્રરૂ૦–ને સ્વામિત્વ એ ૩ અનુયોગ છે. તેમાં ભેદ પ્રરૂપણા પૂર્વવત્ જાણવી, અને હવે સાદ્યાદિ પ્રરૂપણા કરવા યોગ્ય છે. તે સાદ્યાદિ પ્રરૂ૦ મૂળપ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબંધિ એમ બે પ્રકારે છે, ત્યાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદ્યાદિ પ્રરૂ૦ કરે છે.

**सत्तण्हं अजहन्नं, तिविहं सेसा दुहा पएसम्मि**
**मूलपगईसु आउसु, साइ अधुवा य सवे वि ॥२५॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—આયુ વિના ૭ મૂળકર્મની પ્રદેશસત્તા અનાદિ–ધ્રુવ–ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે, ત્યાં આયુ વિના ૭ કર્મની જ૦ પ્રદેશસત્તા આપ આપણા ક્ષયકાળે અન્ત્યસમયમાં વર્તતા ક્ષપિત્ કર્માંશ જીવને હોય છે તે સાદિ–અધ્રુવ, ને તેથી અન્ય સર્વ અજ–ઘન્ય પ્ર૦ સત્તા તે સદાકાળ હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવત્વ અભવ્યભવ્યની અપેક્ષાએ જાણવું. તથા सेसादुहा=શેષ ઉ૦ અનુ૦ અને જ૦ રૂપ ત્રણે વિકલ્પ સાદિ–અધ્રુવ એમ બે પ્રકારે છે. ત્યાં સાતમી પૃથ્વીમાં વર્તતા ગુણિતકર્માંશ મિથ્યાદૃષ્ટિ જીવને ઉ૦ પ્રદેશસત્તા હોય છે. શેષકાળમાં એજ જીવને અનુ૦ પ્રદેશસત્તા હોય છે, તે કારણથી એ બન્ને સત્તા સાદિ–અધ્રુવ છે, અને જ૦ પ્ર૦ સત્તા તો પૂર્વે કહીજ છે. તથા આયુષ્યના ઉ૦–અનુ૦–જ૦–અને અજ૦ રૂપ સર્વે વિકલ્પો અધ્રુવ સત્તાક હોવાથી સાદિ અધ્રુવજ છે. ( ઇતિ મૂ૦ પ્ર૦ પ્ર૦ સત્તા૦ સાદ્યાદિ પ્રરૂ૦ ).

હવે उत्तर प्रकृतियोमां साद्यादि प्ररू० કરે છે.

**बायालाणुक्कस्सं, चउवीससया जहन्न चउतिविहं**
**होइह छण्ह चउद्धा, अजहन्न मभासियं दुविहं॥२६॥**

ગાથાર્થ:—૪૨ પ્રકૃતિયોની અનુત્કૃષ્ટ પ્ર૦ સત્તા ૪ પ્રકારે, તો ૧૨૪ પ્રકૃતિયોની અજ૦ પ્ર૦ સત્તા ૩ પ્રકારે, તથા ૬ પ્રકૃતિયોનો અજ૦ પ્ર૦ સત્તા ૪ પ્રકારે, અને અનુક્ત વિકલ્પો બે પ્રકારે જાણવા.

ટીકાર્થ:—શાતાવેદનીય-સંજ્વ૦૪--પુ૦વેદ-પંચે૦-તૈ૦૭-વજ્રર્ષ૦-સમચ૦-શુભવર્ણાદિ ૧૧-અગુ૦-પરા૦-ઉશ્વાસ-સુખગ૦-ત્રસાદિ ૧૦-ને નિર્માણ એ ૪૨ પ્રકૃતિયોની અનુ૦ પ્રદેશસત્તા સાદિ અનાદિ-ધ્રુવ ને અધ્રુવ એમ ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે-વજ્રર્ષભનારાચ વિના શેષ ૪૧ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશસત્તા ક્ષપકશ્રેણિમાં આપ આપણા બન્ધના અન્ત્ય સમયમાં વર્તતા ગુણિતકર્માંશ જીવને હોય છે, ને તે એક સમય માત્ર હોવાથી સાદિ-અધ્રુવ, તેથી અન્ય સર્વ પણ અનુ૦પ્રદે૦સત્તા તે પણ દ્વિતીય સમયે થવાથી સાદિ, તે સ્થાન અપ્રાપ્ત જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્ જાણવી. પુનઃ મિથ્યાત્વ સન્મુખ થયેલા સપ્તમી પૃથ્વીના સમ્યગદષ્ટિ નારક જીવને ઉ૦પ્ર૦સત્તા હોય છે, ને તે સાદિ-અધ્રુવ છે. તેથી અન્ય સર્વસત્તા અનુત્કૃષ્ટ છે, તે દ્વિતીય સમયે થતી હોવાથી સાદિ, તે સ્થાન નહિ પામેલા જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવત્વ પૂર્વવત્.

તથા અનન્તા૦-યશ-સં૦લોભ-સિવાય ૧૨૪ ધ્રુવસત્તાક પ્રકૃતિયોની અજ૦પ્ર૦સત્તા અનાદિ-ધ્રુવ ને અધ્રુવ એમ ૩ પ્રકારે છે, તે આ પ્રમાણે-ક્ષપિતકર્માંશ જીવને સ્વસ્વક્ષયના અન્ત્ય સમયે એ પ્રકૃતિયોની જ૦ પ્રદેશસત્તા હોય છે, ને તે એક સમય પ્રમાણ હોવાથી સાદિ-અધ્રુવ, તેથી અન્ય અજ૦ પ્રદેશસત્તા સદાકાળ હોવાથી અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

ગાથામાં चउतिविहं એ બે શબ્દો અનુક્રમે જોડવા અર્થાં

૪૨ પ્રકૃતિયોની અનુ૦પ્ર૦સત્તા ૪ પ્રકારે, અને ધ્રુવસત્તાકની (૧૨૪ ની) અજ૦પ્ર૦સત્તા ૩ પ્રકારે છે. તથા અનન્તા૦૪-સં૦ લો૦-ને યશ એ ૬ પ્રકૃતિયોની અજ૦ પ્રદેશસત્તા સાદ્યાદિ ૪ પ્રકારે છે તે આ પ્રમાણે-અનંતાનુબન્ધિની ઉદ્વલના કરનાર ક્ષપિત કર્માંશ જીવને જ્યારે ૧ સમય પ્રમાણ સ્થિતિ રહે છે ત્યારે અનંતા૦ ની જ૦ પ્રદેશસત્તા હોય છે ને તે એક સમય પ્રમાણ હોવાથી સાદિ-અધ્રુવ છે, તેથી અન્ય સર્વ અજ૦ પ્રદેશસત્તા, તે પુનઃ ઉદ્વલિત અનંતાનુબન્ધિને મિથ્યાત્વહેતુથી પુનઃ બાંધતાં સાદિ, તે સ્થાન નહિં પામેલા જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્ તથા ક્ષય કરવાને સન્મુખ થયેલા ક્ષપિતકર્માંશ જીવને યથાપ્રવૃત્ત કરણના અન્ત્ય સમયે યશ અને સં૦ લોભની જ૦ પ્રદેશસત્તા હોય છે, ને તે એક સમય પ્રમાણ હોવાથી સાદિ અધ્રુવ છે, તેથી અન્ય સર્વ અજ૦પ્રદેશસત્તા તે પણ અનિવૃત્તિકરણના પ્રથમ સમયે ગુણ સંક્રમવડે ઘણા દલિકની પ્રાપ્તિ થવાથી અજ૦ પ્રદેશસત્તા થાય છે તે સાદિ, તે સ્થાન નહિ પામેલા જીવને અનાદિ, અને ધ્રુવાધ્રુવતા પૂર્વવત્.

તથા **अभासियं दुविहं**=અભાષિત એટલે સર્વે પ્રકૃતિયોના નહિ કહેલા બે વિકલ્પો તે સાદિ ને અધ્રુવ એમ બે પ્રકારે જાણવા. ત્યાં ૪૨ પ્રકૃતિયોના તો નહિ કહેલા જ૦-અજ૦-અને ઉ૦ એ ત્રણ વિકલ્પો જાણવા. તથા ઉત્કૃષ્ટ પ્ર૦ સત્તાના ૨ પ્રકાર પૂર્વે કહ્યા છે, અને જ૦પ્ર૦સત્તા તથા અજ૦પ્ર૦સત્તા તો આગળ કહેવાતા સ્વામિત્વને દેખીને સ્વયમેવ વિચારી લેવી. અને ૧૨૪ ધ્રુવ સત્તાક પ્રકૃતિયોના ઉ૦-અનુ૦-ને જઘન્ય એ ૩ અનુક્ત (નહિ કહેલા) વિકલ્પો છે, ત્યાં જઘન્ય પ્ર૦ સત્તા પૂર્વે કહી છે. અને ઉ૦ તથા અનુ૦ પ્રદેશસત્તા ગુણિતકર્માંશ મિથ્યાદૃષ્ટિમાં હોય છે, તે કારણથી એ બન્ને વિકલ્પ સાદિ-અધ્રુવ છે. એ પ્રમાણે અનંતા૦ ૪-સં૦ લો૦-ને યશ એ ૬ પ્રકૃતિયોના ઉ૦ અનુ૦ વિકલ્પો પણ જાણવા, અને જ૦ વિકલ્પ તો પૂર્વે કહ્યો છે, અને શેષ અધ્રુવસત્તાક

કર્મોના ચારે વિકલ્પો અધ્રુવસત્તાપણાનેજ લઈનેજ સાદિ-અધ્રુવ જાણવા. ( इतिउत्तरप्रकृत्तिप्रदेशसत्तामां साद्यादि प्ररुपणा ).

એ પ્રમાણે સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે સ્વામિત્વ કહેવા યોગ્ય છે. તે ઉ૦ પ્રદેશસત્તા સ્વામિત્વ, અને જ૦ પ્રદેશસત્તા સ્વામિત્વ એમ બે પ્રકારે છે, ત્યાં પ્રથમ उ० प्रदेशसत्ता स्वामित्व કહે છે.

**संपुन्नगुणियकम्मो, पएसउक्कस्स संतसामी उ**
**तस्सेव उ उप्पविणी, गयस्स कासिंचि वन्नेऽहं॥२७॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—પ્રાયઃ સર્વ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ સપ્તમી પૃથ્વીમાં અન્ત્યસમયે વર્તતો સંપૂર્ણ ગુણિતકર્માંશ નારક જીવ જાણવો. પુનઃ કંઇક પ્રકૃતિયોનો તેજ સંપૂર્ણ ગુણિતકર્માંશ જીવને સપ્તમી પૃથ્વીમાંથી નિકળેલાને અન્યભવમાં વિશેષ છે, તે કારણથી હું તે વિશેષને ( જે કંઇ તફાવત છે તે ) વર્ણવું છું અર્થાત્ વર્ણવીશ.

હવે કૃત પતિજ્ઞાનો નિર્વાહ કરે છે ( હું વર્ણવીશ એમ કહ્યું છે તેથી હવે વર્ણવે છે. )

**मिच्छत्ते मिस्सम्मि य, संपरिक्खत्तम्मि मीससुद्धाणं**
**वरिसवरस्स उ ईसा, णगस्स चरमंमि समयम्मि॥२८**

ગાથાર્થ:—ટીકામાં કહેલી અક્ષર યોજનાનુસારે.

ટીકાર્થ:—પૂર્વે કહેલા સ્વરૂપવાળો તે ગુણિત કર્માંશ જીવ સપ્તમી પૃથ્વીમાંથી નીકળીને તિર્યંચમાં ઉત્પન્ન થાય, ત્યાં

પણ અન્તર્મુ૦ માત્ર રહીને પુનઃ મનુષ્ય ગતિમાં ઉત્પન્ન થાય, ત્યાં સમ્યક્ત્વ પામીને દર્શન સપ્તકનો ક્ષય કરવાને શીઘ્ર તત્પર થાય, તદનંતર જે સમયે મિથ્યાત્વને મિશ્રમાં સર્વ સંક્રમથી પ્રક્ષેપે તે સમયે મિશ્રની ઉ૦ પ્રદેશસત્તા હોય છે. વળી તે મિશ્રને જે સમયે સર્વ સવંક્રમવડે સમ્યક્ત્વમાં પ્રક્ષેપે તે સમયે સમ્યક્ત્વની ઉ૦ પ્રદેશસત્તા થાય છે. અહિં અક્ષરયોજના ( અક્ષરાર્થઃ ) આ પ્રમાણે છે- મિથ્યાત્વમાં અને મિશ્રમાં અનુક્રમે મિશ્રને અને સમ્યક્ત્વને પ્રક્ષેપ્યે છતે તે મિશ્ર અને શુદ્ધનો એટલે મિશ્ર અને સમ્યક્ત્વની ઉ૦ પ્રદેશસત્તા થાય છે. તથા તેજ ગુણિત કર્માંશ નારકજીવ તિર્યંચ થઇને કોઇક ઇશાન કલ્પમાં દેવ થાય, તે પણ ત્યાં અતિસંક્લિષ્ટ થઇને પુનઃ પુનઃ નપુંસકવેદ બાંધે, તે વખતે તે દેવને સ્વભવના અન્ત્ય સમયે વર્તતાં નપુંસક વેદની ઉ૦ પ્રદેશસત્તા થાય છે.

**इसाणे पूरित्ता, नपुंसगं तो असंखवासासु**
**पल्लासंखियभागेण, पूरिए इत्थिवेयस्स ॥ २९ ॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—પૂર્વોક્ત પ્રકારે ઇશાન દેવલોકમાં નપુંસકવેદને આપૂરીને એટલે નપુંસક વેદનો ઉ૦ પ્રદેશોપચય કરીને ત્યાંથી સંખ્યાત વર્ષાયુ ભવમાં ઉત્પન્ન થઇ પુનઃ અસંખ્ય વર્ષાયુવાળા ભવમાં ઉત્પન્ન થાય, અને ત્યાં તે સંક્લિષ્ટવેદ સહિત થઇને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ માત્ર કાળ સુધી બન્ધવડે સ્ત્રીવેદ પુરાયે છતે અને નપુંસકવેદ દલિકના સંક્રમવડે સ્ત્રીવેદ અત્યંત પુરાયે છતે તે વખતે તે સ્ત્રીવેદની ઉ૦ પ્રદેશસત્તા થાય છે.

**पुरिसस्स पुरिससंकम, पएसउक्कस्स सामिगस्सेव**
**इत्थी जं पुण समयं, संपक्खित्ता हवइ ताहे ॥३०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—પુરૂષવેદની ઉ૦ પ્રદેશસત્તા ઉ૦ પુરૂષવેદ સંક્રમ સ્વામીનેજ જાણવી. અહિં તાત્પર્ય એ છે કે–જે ઉ૦ પુરૂષવેદ સંક્રમનો સ્વામિ તેજ ઉ૦ પુરૂષવેદ પ્રદેશસત્તાનો સ્વામિ પણ જાણવો, પરંતુ વિશેષ એ છે કે–જે સમયે પુરૂષવેદમાં સ્ત્રીવેદને સંક્રમાવે છે તે સમયે પુરૂષવેદની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ (તે જીવ–ઇતિશેષ:) હોય છે.

तस्सेव उ संजलणा, पुरिसाइ कमेण सव्वसंछोभे
चउरुवसमित्तु खिप्पं, रागंते सायउच्चजसा ॥३१॥

ગાથાર્થ:—જે પુ૦ વે૦ ઉ૦ પ્રદેશસત્તા સ્વામિ છે તેનેજ ક્રોધાદિ ચારસંજ્વલન કષાયો અનુક્રમે પુ૦ વેદાદિ સંબંધિ દલિકનો સર્વ સંક્રમ થતાં ઉ૦ પ્રદેશ સત્તાવાળા થાય છે. તથા ચાર વાર મોહને ઉપશમાવીને શિઘ્રક્ષપણા સન્મુખ થયેલા જીવને દશમગુણ સ્થાનકાન્તે શાતા–ઉચ્ચગોત્ર–અને યશની ઉ૦ પ્રદેશાત્તા હોય છે.

ટીકાર્થ:—જે પુરૂષવેદની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ છે તે જીવને અનુક્રમે પુરૂષવેદાદિ સંબંધિ દલિકનો સર્વ સંક્રમ થતાં ક્રોધાદિ ચાર સં૦ કષાયોની ઉ૦ પ્રદેશસત્તા થાય છે, તે આ પ્રમાણે– જે પુરૂષવેદોત્કૃષ્ટપ્રદેશસત્તાનો સ્વામિ જ્યારે પુરૂષવેદને સં૦ ક્રોધમાં સર્વ સંક્રમવડે સંક્રમાવે છે, ત્યારે તે જીવ તે વખતે સં૦ ક્રોધની ઉ૦ પ્રદેશ સત્તાનો સ્વામિ થાય છે, અને તેજ જીવ જ્યારે સ૦ ક્રોધને સર્વ સંક્રમ વડે સં૦ માનમાં સંક્રમાવે છે, ત્યારે તે સમયે તે જીવ સં૦ માનની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે, અને તેજ જીવ સં૦ માનને સર્વ સંક્રમવડે સં૦ માયામાં સંક્રમાવે છે ત્યારે સં૦ માયાની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે.

અને તેજ જીવ જ્યારે સં૦ માયાને સર્વ સંક્રમવડે સં૦ લોભમાં સંક્રમાવે ત્યારે સં૦ લોભની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે.

તથા ૪ વાર મોહનીયને ઉપશમાવીને ગુણિતકર્માંશ જીવ શિઘ્ર ક્ષપણાને અર્થે તત્પર થયેલો હોય તેને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનના અન્ત્ય સમયમાં વર્તતાં શાતા–ઉચ્ચગોત્ર–અને યશની ઉ૦ પ્રદેશસત્તા હોય છે, કારણ કે શ્રેણિપર આરૂઢ થયેલો જીવ એ ત્રણ પ્રકૃતિયોમાં અશુભ પ્રકૃતિયોનાં ઘણાં દલિકને ગુણસંક્રમવડે સંક્રમાવે છે, તે કારણથી સૂ૦ સંપરાયના અન્ત્ય સમયે એ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશસત્તા થાય છે. કહ્યું છે કે—

चउरुवसामिय मोहं, जसुच्चसायाण सुहुमखवगंते
जं असुभपगइदलिया–ण संकमो होइ एयासु ॥१॥(ગતાર્થ)

**देवनिरियाउगाणं, जोगुक्कस्सेहिं जेट्ठगद्धाए**
**बद्धाणि ताव जावं, पढमे समए उदिन्नाणि ॥३२॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—ઉત્કૃષ્ટયોગ અને ઉ૦ બંધાદ્ધાવડે દેવાયુ અને નરકાયુ એ બન્નેની સત્તામાં ઉ૦ પ્રદેશસત્તા ત્યાં સુધી હોય છે કે જ્યાં સુધી પ્રથમ સમયે ઉદય પ્રાપ્ત થાય છે. અહિં તાત્પર્ય એ છે કે-બંધથી આરંભીને ઉદયના પ્રથમ સમય પર્યન્ત પૂર્વોક્ત પ્રકારે દેવાયુ અને નારકાયુ એ બન્નેની ઉ૦ પ્રદેશસત્તા હોય છે.

**सेसाउगाणि नियगेसु, चेव आगम्म पूव्वकोडीए**
**सायबहुलस्स अचिरा, बंधंते जाव नो वट्टे ॥३३॥**

ગાથાર્થ—શેષ મનુષ્યાયુ અને તિર્યગાયુને પૂર્વક્રોડવર્ષ

પ્રમાણ બાંધીને સ્વસ્વભવમાં આવીને અત્યંત શાતાવેદનીયને અનુભવતો છતો થોડા કાળ સમાનજાતીય આયુના બન્ધાન્ત સમયે જ્યાં સુધી અપવર્તના ન કરે ત્યાં સુધી તે જીવને સ્વ આયુની ઉ૦ પ્ર૦ સત્તા હોય છે.

**ટીકાર્થ:**—શેષ આયુષ્ય એટલે તિર્યંચાયુ ને નરાયુ એ બેને પુव्वकोडिपर=પૂર્વકોટી પ્રમાણ ઉ૦ બન્ધાદ્ધા અને ઉત્કૃષ્ટયોગવડે બાંધે, અને બાંધીને આપ આપણા ભવમાં આવીને શાતાબહુલ થયો છતો બે આયુષ્યને યથાયોગપણે અનુભવે, (સુખી જીવને આયુષ્યના ઘણા પુદ્ગલોની નિર્જરા થાય નહિં તે કારણથી અહિં શાતાબહુલનું ગ્રહણ કર્યું છે.) તદનંતર અલ્પકાળમાં बंधंते= ઉત્પત્તિ સમયથી આગળ અન્તર્મુ૦ માત્રજ રહીને મરણ સંન્મુખ થયો છતો ઉ૦ બન્ધકાળ પર્યન્ત ઉત્કૃષ્ટ યોગવડે બીજું પરભવસંબંધિ સમાન જાતીય આયુષ્ય બાંધે, અર્થાત્ મનુષ્ય હોય તો મનુષ્યાયુ અને તિર્યંચ હોય તો તિર્યંચાયુ બાંધે, તદનંતર બન્ધાન્ત સમયે જ્યાં સુધી હજી પણ આયુને અપવર્તે નહિં ત્યાં સુધી તે શાતા બહુલ મનુષ્યને આયુષ્યની અને તિર્યંચને તિર્યંચાયુની ઉ૦ પ્રદેશસત્તા થાય છે, કારણ કે તે જીવને તે વખતે સ્વભવાયુષ્ય કિંચિત્ હીન દલિકવાળું છે અને સમાનજાતીયપરભવાયુષ્ય પરિપૂર્ણ દલિકવાળું છે (તે કારણથી એ બે આયુની તે સમયે ઉ૦ પ્ર૦ સત્તા હોય-ઇતિ શેષઃ). તથા બન્ધ પૂર્ણ થયા બાદ વેદ્યમાન આયુષ્યની બીજે સમયેજ અપવર્તના થવા માંડે છે તે કારણથી "બન્ધાન્ત સમયે" એમ કહ્યું છે.

**पूरित्तु पुव्वकोडी–पुहुत्त नारगदुगस्स बंधंते**
**एवं पल्लतिगंते, वेउव्वियसेसनवगम्मि ॥ ३४ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—પૂર્વક્રોડ પૃથક્ત્વ એટલે સાત ક્રોડ પૂર્વ સુધી સંક્લિષ્ટ અધ્યવસાય વડે નરક ગતિ અને નરકાનુપૂર્વી રૂપ નરક દ્વિકને વારંવાર આપૂરીને અર્થાત્ બંધવડે અતિ પ્રદેશોપચિત કરીને નરક સન્મુખ થયો છતો નરક દ્વિકની ઉ૦ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે. તથા એ પ્રકારેજ પૂર્વ ક્રોડ પૃથક્ત્વ સુધી અને અકર્મ ભૂમિઓમાં (યુગલિક ભવોમાં) ૩ પલ્યોપમ સુધી વિશુદ્ધ અધ્યવસાયવડે વૈક્રિયાદિ ૧૧ પ્રકૃતિયોમાંથી નરક દ્વિક બાદ કરતાં શેષ જે દેવદ્વિક ને વૈ૦ સપ્તક રૂપ વૈક્રિયનવકને તે બંધવડે પૂરીને દેવપણાને સન્મુખ થયો છતો તે દેવદ્વિક ને વૈક્રિયસપ્તક રૂપ નવ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશ સત્તાનો સ્વામિ હોય છે.

**तमतमगो सव्वलहुं, सम्मत्तं लभिय सव्वचिरमद्धं।**
**पूरित्ता मणुयदुगं, सवज्जरिसहं सबंधंते ॥३५॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ**:—તમસ્તમક એટલે સપ્તમિ પૃથ્વીનો નારક સવ્વ લહું=અતિ શિઘ્ર અર્થાત્ જન્મ પછી અન્તર્મુ૦ વીત્યાબાદ સમ્યક્ત્વ પામીને સવ્વ ચિરમદ્ધં=અતિ દીર્ઘકાળ પર્યન્ત સમ્યક્ત્વને ધારણ કરતો જીવ મનુષ્યદ્વિકને અને વજ્રર્ષભનારાચને બંધ વડે પૂરીને જે સમયથી અનન્તર સમયમાં મિથ્યાત્વ પામશે તે બન્ધાદ્ધાના અન્ત્યભૂત સમયે તે મનુષ્યદ્વિકની અને વજ્રર્ષભનારાચની ઉ૦ પ્રદેશસત્તા થાય છે.

**सम्मद्दिट्ठिधुवाणं, बत्तीसुदहीसयं चउरक्खुत्तो**
**उवसामइत्तु मोहं, खवेंतगे नियगबंधंते ॥ ३६ ॥**

ગાથાર્થ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—જે પંચે૦–સમચ૦–પરા૦–ઉશ્વાસ–સુખગ–ત્ર-આદિ ૪–સુભગાદિ ૩–એ ૧૨ પ્રકૃતિયો સમ્યગ્દૃષ્ટિના બંધને આશ્રયિ ધ્રુવબંધિ ને ૧૩૨ સાગરોપમ સુધી બંધવડે અતિ પ્રદેશોપચિત થયેલી તેની ૪ વાર મોહનીયને ઉપશમાવીને ( મોહનીયને ઉપશમાવતો જીવ ઘણાં દલિકને ગુણ સંક્રમવડે સંક્રમાવે છે માટે “ ૪ વાર મોહનીયને ઉપશમાવીને ” કહ્યું છે ) તદનંતર પ્રકૃતિયોનો ક્ષય કરવાને તત્પર થયેલા જીવને આપ આપણા બંધ વિચ્છેદ સમયે ઉ૦ પ્રદેશ સત્તા હોય છે.

धुवबंधीण सुभाणं, सुभथिराणं च नवरि सिग्घयरं
तित्थगराहारगतणू, तेत्तीसुदही चिरच्चियाय ॥३७॥

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે.

ટીકાર્થઃ—જે તૈ૦ ૭–શુભવર્ણાદિ ૧૧–અગુ૦–નિર્માણ–રૂપ ૨૦ શુભ ધ્રુવબંધિ પ્રકૃતિયો છે તેઓની અને સ્થિર તથા શુભની ઉ૦ પ્રદેશસત્તા પૂર્વોક્ત પ્રકારે વિચારવી. પરન્તુ વિશેષ એ છે કે– “ ૪ વાર મોહનીયને ઉપશમાવ્યા બાદ અતિ શિઘ્ર પણે તે પ્રકૃતિયોનો ક્ષય કરવાને સન્મુખ થયેલા જીવને ” એમ કહેવું. તથા ગુણિતકર્માંશ વડે દેશૂણ બે પૂર્વ ક્રોડ વર્ષાધિક ૩૩ સાગરોપમ પર્યન્ત બન્ધથી પૂરીને સ્વબન્ધાન્ત્ય સમયે જીન નામની ઉ૦ પ્રદેશ સત્તા થાય છે. તથા આહારક સપ્તકના રચનાર દેશૂણ પૂર્વ ક્રોડ પર્યન્ત વારંવાર બન્ધવડે અતિ પ્રદેશોપચિત કરેલા મુનિને આપ આપણા બન્ધવિચ્છેદ સમયે આહારક સપ્તકની ઉ૦ પ્રદેશસત્તા હોય છે.

तुल्ला नपुंसवेएण, णेगिंदियथावरायवुज्जोया
विगलसुहुमत्तिया वि य, नरतिरियचिरज्जिया होंति
॥ ३८ ॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—એકેન્દ્રિય જાતિ-સ્થાવર-આતપ-ને ઉદ્યોત એ ૪ ની ઉ૦ પ્રદેશસત્તા નપુંસક વેદ સમાન વિચારવી. જેમ નપુંસક વેદની ઉ૦ પ્રદેશસત્તા ઇશાન દેવભવના અન્ત્ય સમયે કહી તેમ એ ૪ પ્રકૃતિયોની ઉ૦ પ્રદેશસત્તા પણ જાણવી. તથા દ્વીન્દ્રિય-ત્રીન્દ્રિય-ને ચતુરિન્દ્રિય જાતિરૂપ વિકલત્રિક, અને સૂક્ષ્મ-અપર્યાપ્ત ને સાધારણ રૂપ સૂક્ષ્મત્રિક, જ્યારે તિર્યંચ અને મનુષ્યના ભવોવડે પૂર્વક્રોડ પૃથક્ત્વ વર્ષો સુધી ઉપાર્જન કરેલું હોય ત્યારે સ્વબન્ધાન્ત સમયે તે તિર્યંચ મનુષ્યોને તે વિકલત્રિકાદિકની ઉ૦ પ્રદેશસત્તા થાય છે. ( इति उ० प्रदेशसत्ता स्वामित्व प्ररूपणा ).

એ પ્રમાણે ઉ૦ પ્રદેશસત્તા સ્વામિત્વ કહીને હવે ज० प्रदेशसत्ता स्वामित्व કહેવાય છે.

**खवियंसयम्मि पगयं, जहन्नगे नियगसंतकम्मंते**
**खणसंजोइयसंजो–यणाण चिरसम्मकालंते ॥३९॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—जहन्नगे=અહિં જઘન્ય પ્રદેશસત્તા સ્વામિત્વમાં આ઼લુ અધિકાર ક્ષપિતકર્માંશ જીવ આશ્રયિ ગણવો. ( ગાથામાં खवियंसयम्मि એ પદ સપ્તમી વિભક્તિમાં છે પરન્તુ અર્થથી તૃતિયા વિભક્તિ જાણવી. ) તથા नियगसंतकम्मंते એટલે સ્વસ્વસત્તાના અન્ત્ય સમયે એમ સામાન્યથી સર્વ કર્મને માટે પ્રથમ કહ્યું છે. અને હવે જે કર્મોમાં વિશેષ છે તેને ભિન્ન કરીને કહે છે—

खणसंजोइय ઇત્યાદિ=અહિં ક્ષપિતકર્માંશ જીવે સમ્યગ્દૃષ્ટિ થયે છતે અનંતાનુબન્ધિની ઉદ્વલના કરી હોય, ને તદનંતર પુનઃ પણ સમ્યક્ત્વ પામે, ને તે સમ્યક્ત્વને બે છાસઠ સાગરોપમ

યાવત્ પાલન કરીને તે પ્રકૃતિયોનો ક્ષય કરવાને તત્પર થયેલા જીવને અનંતાનુબન્ધિનો ક્ષય કરતાં જ્યારે સ્વરૂપ અપેક્ષાએ એક સમય પ્રમાણની અને અન્યથા બે સમય પ્રમાણની એક સ્થિતિ શેષ રહે ત્યારે તે પ્રકૃતિયોની જ૦ પ્રદેશસત્તા હોય છે.

**उव्वलमाणीणुव्वल–णाए एगट्ठिई दुसामइगा**
**दिट्ठिदुगे बत्तीसे, उदहिसए पालिए पच्छा ॥४०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—ઉદ્વલ્યમાન ૨૩ પ્રકૃતિયોની ઉદ્વલનકાળે સ્વરૂપાપેક્ષાએ એક સમયમાત્ર અને અન્યથા દ્વિસમયમાત્ર જે એક સ્થિતિ તેજ તેઓની જ૦ પ્રદેશસત્તા છે, એ સામાન્યપણે કહ્યું, અને અત્રે તેમાં જે વિશેષ છે તે કહે છે दिट्ठिदुगे ઈત્યાદિ=૧૩૨ સાગરોપમ પર્યન્ત સમ્યક્ત્વ પાલન કરીને તદનંતર મિથ્યાત્વ પામ્યો છતો પલ્યોપમાસંખ્યેયભાગ માત્ર પ્રમાણ મંદોદ્વલના (જઘન્યોદ્વલના કાળ) વડે સમ્યક્ત્વને અને મિશ્રને ઉવેલવા માંડે, અને ઉવેલતો છતો તેનાં દલિકને મિથ્યાત્વમાં સંક્રમાવે, ત્યાં આવલિકાથી ઉપરનું સર્વદલિક સર્વસંક્રમવડે સંક્રમ્યું હોય છે, ને આવલિકાગત દલિકને સ્તિબુક સંક્રમવડે સંક્રમાવે છે, તે સંક્રમતાં જ્યારે સ્વરૂપાપેક્ષાએ એક સમયમાત્ર અને અન્યથા દ્વિસમયમાત્ર એક સ્થિતિ રહે, ત્યારે તે સમ્યક્ત્વ અને મિશ્ર એ બેની જ૦ પ્રદેશસત્તા હોય છે.

**अंतिमलोभजसाणं, मोहं अणुवसमइत्तु खीणाणं**
**( सेसाणं )**
**नेयं अहापवत्तक–रणस्स चरमम्मि समयम्मि ॥४१॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—અન્તિમલોભ એટલે સંજ્વલનલોભ તે સં૦ લોભ અને યશની જ૦ પ્રદેશસત્તા, ૪ વાર મોહનીયને નહિ ઉપશમાવીને એટલે મોહનો ઉપશમ નહિં કરીને અર્થાત્ ઉપશમશ્રેણિ નહિં કરીને શેષ ક્ષપિતકર્માંશ ક્રિયાઓ વડે ક્ષય થતાં તે એની યથાપ્રવૃત્તકરણના અન્ત્ય સમયે જ૦ પ્રદેશસત્તા જાણવી. મોહનીયનો ઉપશમ કર્યે છતે ગુણસંક્રમવડે ઘણાં દલિકની પ્રાપ્તિ થાય છે, ને તે ઘણા દલિકનું અત્રે પ્રયોજન નહિ હોવાથી અહિં મોહનીયના ઉપશમનો નિષેધ કરેલો છે.

वेउव्विक्कारसगं, खणबंधगते उ नरय जिट्ठट्ठिई
उव्वट्टितु अबंधिय, एगेंदिगए चिरुव्वलणे ॥ ४२ ॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—નરકદ્વિક-દેવદ્વિક-ને વૈક્રિય સપ્તકરૂપ વૈક્રિય એકાદશકને પૂર્વે ક્ષપિતકર્માંશ જીવે ઉવેલ્યું હોય, ને તદનંતર પુનઃ પણ અન્તર્મુ૦ કાળ પર્યન્ત બાંધ્યું હોય, અને બાંધીને ઉત્કૃષ્ટ સ્થિતિવાળી નરકમાં એટલે અપ્રતિષ્ઠાન નામના નરકાવાસમાં ઉત્પન્ન થાય, અને ત્યાં રહ્યાં છતાં તે જીવ તે વૈક્રિય એકાદશકને ૩૩ સાગરોપમ પર્યન્ત વિપાકથી અને સંક્રમથી યથાયોગપણે અનુભવે તદનંતર તે નરકાવાસથી નિકળીને તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, અને ત્યાં તથાવિધ અધ્યવસાયના અભાવથી વૈક્રિય એકાદશકનો પુનઃ પણ બંધ ન કરે, ત્યાંથી નિકળીને એકેન્દ્રિય થાય, અને તે એકેન્દ્રિય જીવ દીર્ઘ ઉદ્વલનાવડે ઉવેલવા માંડે, અને એ દીર્ઘોદ્વલનાએ ઉવેલતાં જ્યારે સ્વરૂપાપેક્ષાએ એક સમયમાત્ર ને અન્યથા બે સમયમાત્ર પ્રમાણની એક સ્થિતિ શેષ રહે ત્યારે તે વૈક્રિયાદિ ૧૧ પ્રકૃતિયોની જ૦ પ્રદેશસત્તા થાય છે.

मणुयदुगुच्चागोए--सु सुहुमखणबद्धगेसु सुहुमतसे
तित्थयराहारतणू, अप्पद्धा बंधिया सुचिरं ॥ ४३ ॥

ગાથાર્થ—મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રને સૂક્ષ્મત્રસજીવે ઉવેલ્યું હોય, ને સૂ૦ એકેન્દ્રિયજીવે પુનઃ અન્તર્મુ૦ સુધી બાંધ્યું હોય ને બાંધીને સૂક્ષ્મત્રસમાં ઉત્પન્ન થાય, ત્યારે (પૂર્વોક્ત પ્રકારે) એ ૩ પ્રકૃતિની જ૦ પ્રદેશસત્તા હોય તથા જીનનામ અને આહારક સપ્તકને અલ્પકાળ બાંધીને ચિરોદ્વલનાએ ઉવેલતાં એ આઠની જ૦ પ્રદેશસત્તા હોય છે.

ટીકાર્થઃ—મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રને પૂર્વે સૂક્ષ્મત્રસજીવે ઉવેલ્યું હોય, તદનંતર सुहुमखणबद्धगेसु=સૂક્ષ્મ એકેન્દ્રિયજીવે પૃથિવ્યાદિપણામાં અન્તર્મુ૦ કાળ સુધી પુનઃ બાંધ્યું હોય, અને બાંધીને સૂક્ષ્મત્રસમાં એટલે અગ્નિકાય ને વાયુકાયમાં ઉત્પન્ન થાય, અને ત્યાં ચિરોદ્વલનાએ ઉવેલવા માંડે, અને ઉવેલતાં જ્યારે તે પ્રકૃતિઓની બે સમયમાત્ર અવસ્થાનવાળી એક સ્થિતિ શેષ રહે ત્યારે તે સૂક્ષ્મજીવે અન્તર્મુ૦ સુધી બાંધેલ મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રની જ૦ પ્રદેશ સત્તા હોય છે.

તથા જીનનામને अप्पद्धाबंधिय=અલ્પકાળ એટલે સાધિક ૮૪૦૦૦ વર્ષપર્યન્ત બાંધીને કેવલી થાય, તદનંતર सुचिर=ઘણા કાળ સુધી એટલે દેશૂણ ક્રોડ પૂર્વવર્ષ પર્યન્ત કેવલિપર્યાય પાળીને અયોગિકેવલી થયેલા ક્ષપિતકર્માંશ જીવને અન્ત્ય સમયે વર્તતાં જીનનામની જ૦ પ્રદેશસત્તા હોય છે. તથા आहारतणु ઇત્યાદિ=આહારક-શરીર વડે ઉપલક્ષિત જે આહારકસપ્તક તેને અલ્પકાળ બાંધીને મિથ્યાત્વે જાય, તદનંતર ચિરોદ્વલનાએ ઉવેલતાં છતાં જ્યારે બે સમયમાત્ર અવસ્થાનવાળી એક સ્થિતિ શેષ રહે ત્યારે તે આહારક સપ્તકની જ૦ પ્રદેશસત્તા હોય છે. (इति ज० प्रदेशसत्ता स्वामित्व).

એ પ્રમાણે જ૦ પ્રદેશ સત્તા સ્વામિત્વ કહીને હવે પ્રદેશ સત્તાસ્થાન પ્રરૂપણાને અર્થે પ્રથમ સ્પર્ધક પ્રરૂપણા કરે છે.

**चरमावलियपविट्ठा, गुणसेढी जासिमत्थि न य उदओ**
**आवलिगासमयसमा, तासिं खलु फडगाइं तु ॥४४**

ગાથાર્થ—ટીકાર્થ પ્રારંભે સંક્ષિપ્તાર્થવત્.

ટીકાર્થઃ—ચરમા=ક્ષયકાળે જે સર્વાન્તિમ આવલિકા તે પ્રત્યે જે પ્રકૃતિઓની ગુણ શ્રેણિ પ્રવેશેલી છે, અને ઉદય નથી, તે થીણદ્ધિત્રિક-મિથ્યાત્વ-પ્હેલા ૧૨ કષાય-નરકદ્વિક-તિર્યંચદ્વિક-કુજાતિ ૪-આતપ-ઉદ્યોત-સ્થા૦-સૂ૦-સાધા૦-એ ૨૯ પ્રકૃતિઓની આવલિકામાં જેટલા સમયો છે તેટલાં સ્પર્ધકો છે. ગાથામાં खलु શબ્દ વાક્યના અલંકાર માટે છે અને तु શબ્દ એવકાર ( નિશ્ચય દર્શક ) માટે છે. અહિં તાત્પર્ય આ પ્રમાણે છે—

અભવ્ય પ્રાયોગ્ય જ૦ પ્રદેશસત્તા યુક્ત જીવ ત્રસ જીવોમાં ઉત્પન્ન થાય, ને ત્યાં સર્વવિરતિ તથા દેશ વિરતિને અનેકવાર પ્રાપ્ત કરીને અને ૪ વાર મોહનીયને ઉપશમાવીને, પુનઃ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળ સુધી રહીને મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં પ્રકૃતિઓનો ક્ષય કરવાને તત્પર થાય, તે જીવને અન્ત્ય સ્થિતિખંડ વ્યતીત થયે છતે અનેસ્તિબુક સંક્રમવડે અન્ત્યાવલિકા ક્ષય થયે છતે જ્યારે બેસમયાવસ્થાન માત્ર એક સ્થિતિ શેષ રહે ત્યારે જે સર્વથી જઘન્ય પ્રદેશ સત્તા તે પ્રથમ પ્રદેશસત્તાસ્થાન કહેવાય છે. તેમાં એક પરમાણુ પ્રક્ષેપતાં દ્વિતીય પ્રદેશસત્તાસ્થાન થાય છે, તથા બે પરમાણુ પ્રક્ષેપતાં બીજું તૃતિય પ્ર૦ સત્તાસ્થાન થાય છે.તથા ત્રણ પરમાણુ પ્રક્ષેપતાં બીજું ચતુર્થ પ્ર૦ સત્તાસ્થાન થાય છે.એ પ્રમાણે એકેક અધિક પરમાણુનાપ્રક્ષેપ વડે અનેક જીવોની આપેક્ષાએ અનન્ત પ્ર૦ સત્તાસ્થાનો ત્યાં

સુધી કહેવાં કે જ્યાંસુધી તેજ અન્ત્ય સ્થિતિવિશેષમાં ગુણિતકર્માંશ જીવનું ઉ૦ પ્રદેશસત્તા સ્થાન થાય. અહિંથી આગળ અન્ય પ્ર૦-સત્તાસ્થાન ( એક પરમાણુ અધિક ) નથી માટે અહિં સુધીના સ્થાનોનો સમુદાય તે એક સ્પર્ધક, અને આ સ્પર્ધક અન્ત્ય સ્થિતિને આશ્રયિ છે. એ પ્રમાણે બે અન્ત્ય સ્થિતિયોમાં બીજું સ્પર્ધક કહેવું, અને ત્રણ સ્થિતિયોમાં ત્રીજું સ્પર્ધક કહેવું, એ પ્રમાણે સમયોન આવલિકાના સમયો જેટલાં સ્પર્ધકો થાય છે.[1]

તથા અન્ત્ય સ્થિતિઘાતના અન્ત્ય પ્રક્ષેપથી માંડીને [2]પશ્ચાનુપૂર્વીએ અનુક્રમે વૃદ્ધિ પામતાં પ્ર૦-સત્તાસ્થાનો આપ આપણી ઉ૦

---

૧ અહિં ભાવાર્થ એ છે કે—અન્ત્ય પ્રદેશોદયાવલિકાથી ઉપાન્ત્ય સમયમાં વર્તતા જીવને વર્તમાન ઉપાન્ત્ય સમય, અને શેષ રહેલ અન્ત્ય સમય, એ પ્રમાણે બે સમયરૂપ અન્ત્ય સ્થિતિસ્થાન પ્રદેશસત્તા સ્પર્ધકના વર્ણનમાં ઉપયોગી છે. શંકા થાય કે અન્ત્ય સમય માત્રમાં વર્તતા જીવને અન્ત્યના ૧ સમયરૂપ અન્ત્ય સ્થિતિસ્થાનો પણ સંભવે છે, તો બે સમયરૂપજ અન્ત્ય સ્થિતિસ્થાન કેમ ગણાય ? ત્યાં સમજવાનું એ પ્રમાણે છે કે વર્તમાન અન્ત્ય સમય ત્રુટતો હોવાથી અહિં પ્રદેશસત્તાના સંબંધમાં ગણી શકાતો નથી, એ પ્રમાણે પ્રાયઃ સર્વત્ર પ્રદેશસત્તાના સંબંધમાં પ્રદેશોદયે વર્તતા સમયો ( ત્રુટતા હોવાથી ) ગણેલા નથી ને તે કારણથી અન્ત્યસ્થિતિસ્થાન બે સમયરૂપ શેષ રહે તે વખતે અનેક જીવાપેક્ષાએ જઘન્યાદિ પ્રદેશસત્તાનું પ્રથમ સ્પર્ધક થાય છે ને એજ રીતે ત્રણ સમય શેષ રહે બીજું, ચાર સમય શેષ રહે ત્રીજું, પાંચ સમયશેષ રહે ચોથું, યાવત્ આવલિકાશેષ રહયે ( સર્વ મળી ) સમયોન આવલિકા પ્રમાણ સ્પર્ધકો થાય છે. એ સ્પર્ધકોની ગણત્રી પશ્ચાનુપૂર્વીની પરિપાટીએ કરવી.

૨ " પશ્ચાનુપૂર્વીએ અનુક્રમે " એ વાક્યનો સંબંધ " અન્ત્ય પ્રક્ષેપથી માંડીને ' એ વાક્ય સાથે નહિ જોડતાં " વૃદ્ધિ પામતાં પ્ર૦ સત્તાસ્થાનો " એ વાક્ય સાથે જોડવો. જેથી અર્થ સમજવામાં ગુંચવણ નહિં રહે.

પ્રદેશ સત્તા સુધી કહેવાં.[1] તથા એટલા પ્રમાણના આ ચેથાયોગપણે સર્વ સ્થિતિગત જેમ એક સ્પર્ધકની વિવક્ષા થાય છે, તેમ એ સ્પર્ધક[2] સહિત આવલિકાના સમય પ્રમાણ સ્પર્ધકો થાય છે

**संजलणतिगे चेवं, अहिगाणि य आलिगाए समएहिं**
**दुसमयहीणेहिं गुणाणि, जोगट्ठाणाणिकसिणाणि॥४५**

**ગાથાર્થ:**—સંજ્વલન ત્રિકમાં પણ એ પ્રકારે જાણવું. તથા સમસ્ત યોગસ્થાનોને બે સમયહીન આવલિકાના સમયો સાથે ગુણતાં જેટલાં યોગસ્થાનો થાય તેટલાં પ્રથમ સ્થિતિ વિચ્છેદે અધિક સ્પર્ધકો થાય છે.

**ટીકાર્થ:**—ક્રોધ, માન, માયા રૂપ સંજ્વલનત્રિકમાં પણ પૂર્વોક્ત પ્રકારે સ્પર્ધકો કહેવાં, અહિં તાત્પર્ય આ પ્રમાણે છે કે ક્રોધાદિકની પ્રથમ સ્થિતિ જ્યાં સુધી એક આવલિકા જેટલી શેષ ન રહે ત્યાં સુધીના સ્થિતિઘાતમાં રસઘાત, બન્ધ, ઉદય, ને ઉદીરણા પ્રવર્તે છે, અને પ્રથમ સ્થિતિ આવલિકા માત્ર શેષ રહે છતે (રસઘાતાદિ)[3] વિચ્છેદ પામે છે, તેથી અનન્તર સમયે સમયહીન આવલિકા સંબંધિ અને બે સમયહીન બે આવલિકા સુધીનું

---

૧ અહિં અન્ત્ય સ્થિતિઘાતના અન્ત્ય પ્રક્ષેપથી માંડીને જે સત્તા સ્પર્ધક બનાવવાની વિધિ દર્શાવી છે તે સ્પર્ધક માત્ર અન્ત્ય સ્થિ૰ ઘાતના અન્ત્ય પ્રક્ષેપ સંબંધિ છે ? કે અન્ત્ય સ્થિતિઘાતના સર્વ પ્રક્ષેપોનું મલીને છે ? તે સંબંધમાં સ્પષ્ટતા નથી પરંતુ અક્ષરમાત્રના આધારે તો અન્ત્ય પ્રક્ષેપમાત્ર સંબંધિ સંભવે છે. વિશેષ તાત્પર્યાર્થ બહુ શ્રુતથી સમજવા યોગ્ય છે.

૨ પૂર્વે કહેલાં સમયોનાવલિકા પ્રમાણ (અન્ત્ય પ્રદેશોદયાવલિકા સંબંધિ) સ્પર્ધકોમાં આ અન્ત્ય સ્થિતિઘાત સંબંધિ ૧ સ્પર્ધક મેળવતાં સંપૂર્ણાવલિકા પ્રમાણ સ્પર્ધકો થાય—ઇતિ તાત્પર્ય.

૩ કહેવાનું તાત્પર્ય એ છે કે—એક આવલિકા શેષ રહેતાં સ્થિતિ

બાંધેલું દલિક માત્ર સત્તામાં છે, અને શેષ સર્વ દલિક ક્ષય પામ્યું છે, ત્યાં સમયહીન આવલિકાગત દલિકનો સ્પર્ધક વિચાર જેમ પૂર્વે કર્યો છે તેમ અત્રે પણ કરવો, અને જે બે સમયહીન બે આવલિકાનું બાંધેલું દલિક છે તેનો સ્પર્ધક વિચાર ભિન્ન પ્રકારે કરાય છે, કારણ કે પૂર્વોક્ત પ્રકારે સ્પર્ધકોની પ્રાપ્તિ આ દલિકમાં (દ્વિસમયોનાવલિકાદ્વિકબધ્ધ દલિકમાં) થતી નથી.[1]

**શંકાઃ**—સ્થિતિઘાત, રસઘાત, બન્ધ, ઉદય, ને ઉદીરણા, એ સર્વ વિચ્છેદ પામ્યા બાદ અનન્તર સમયમાં બે સમયહીન બે આવલિકાનું બાંધેલું દલિકજ છે ને શેષ નથી તે કેવી રીતે જાણવું?

**ઉત્તરઃ**—અહિં અન્ત્ય સમય સંબંધિ ક્રોધાદિને વેદનારા જીવે જે દલિક બાંધેલું છે, તે દલિકને બન્ધાવલિકા વ્યતીત થયા બાદ આવલિકામાત્ર કાળમાં સંપૂર્ણપણે સંક્રમાવે છે, અને તેમ કરવાથી આવલિકાના અન્ત્ય સમયે સ્વરૂપાપેક્ષાએ તે જીવ તત્કર્મરહિત થાય છે, તથા ઉપાન્ત્ય સમય સંબંધિ ક્રોધાદિને વેદનારા જીવે જે દલિક (ઉપાન્ત્ય સમયે) બાંધેલું છે, તે દલિકને પણ બન્ધાવલિકા વીત્યા બાદ અન્ય એક આવલિકા જેટલા કાળે સંપૂર્ણ સંક્રમાવે છે, અને આવલિકાના (અન્યાવલિકાના) અન્ત્ય સમયે સ્વરૂપાપેક્ષાએ અકર્મી થાય છે. એ પ્રમાણે જે કર્મ જે સમયે બાંધ્યું હોય તે કર્મ તે સમયથી આરંભીને દ્વિતીય આવલિકાના અન્ત્ય સમયે (સ્વ-

---

ઘાતાદિ વિચ્છેદ પામતા હોવાથી અત્રે સ્થિતિઘાત સંબંધિ સ્પર્ધક બને નહિ, પરંતુ વક્ષ્યમાણ રીતે શેષ રહેલી પ્રદેશોદયાવલિકા, અને સમયોન બે આવલિકાનું બાંધેલુ દલિક જે સત્તામાં રહ્યું છે તે, એ બેના સ્પર્ધકો બનશે.

1 પૂર્વે જેમ એકેક પ્રદેશ વૃદ્ધિ વડે સ્પર્ધક બન્યું, તેમ અત્રે એકેક પ્રદેશની વૃદ્ધિએ સ્પર્ધક બનતું નથી પરન્તુ યોગસ્થાનની નિરંતર વૃદ્ધિએ અને પ્રદેશોની સાન્તર વૃદ્ધિએજ બદ્ધસત્ દલિકોનું સ્પર્ધક બને છે. એ તાત્પર્ય.

રૂપાપેક્ષાએ ) અકર્મ થાય છે અને તેમ થવાથી બન્ધાદિ અભાવના પ્રથમ સમયે બે સમયહીન બે આવલિકાનું બાંધેલું દલિકજ વિદ્યમાન હોય છે, પરન્તુ શેષદલિક વિદ્યમાન હોતું નથી, તે અસત્ કલ્પનાએ આ પ્રમાણે છે—

તત્ત્વથી આવલિકા અસંખ્ય સમયાત્મક છે તોપણ અસત્ કલ્પનાએ નિશ્ચયથી ૪ સમયની માનીયે, તો બન્ધાદિ વિચ્છેદના અન્ત્ય સમયથી પૂર્વે આઠમા સમયમાં બાંધેલું જે દલિક તે ૪ સમયાત્મક બંધાવલિકા વ્યતીત થયા બાદ બીજી ૪ સમયાત્મક આવલિકાએ અન્યત્ર સંક્રમતાં બંધાદિ વિચ્છેદ સમયરૂપ અન્ત્ય સમયે સર્વથા ( તે દલિક ) સ્વરૂપે ન રહે, કારણ કે સર્વ દલિક અન્યત્ર સંક્રમેલું છે.[1] તથા સાતમે સમયે બાંધેલું જે દલિક તે ચતુઃ સમયાત્મક બંધાવલિકા વીત્યા બાદ અન્ય ચતુઃ સમયાત્મક આવલિકા જેટલા કાળે અન્ય પ્રકૃતિમાં સંક્રમતાં બંધાદિ વિચ્છેદ સમયથી અનન્તર સમયમાં ( આઠ સમય સંબંધિ આવલિકાના અન્ત્ય સમયમાં ) સ્વરૂપે ન રહે, કારણ કે અન્ય પ્રકૃતિમાં સર્વ દલિક સંક્રમેલું છે, ને જે ષષ્ઠાદિ સમયબદ્ધ દલિક તે વિદ્યમાન છે, તે કારણથી બન્ધાદિ વિચ્છેદ પામ્યે છતે અનન્તર સમયમાં બે સમયહીન બે આવલિકાનું બાંધેલું દલિકજ વિદ્યમાન હોય છે પરન્તુ શેષ નહિ.

ત્યાં બન્ધાદિ વિચ્છેદ સમયે જીવે જઘન્યયોગી હોતે જે દલિક બાંધ્યું હોય, તે દલિકને બન્ધાવલિકા વીત્યા બાદ અન્ય આવલિકા



પ્રમાણકાળે અન્ય પ્રકૃતિમાં સંક્રમતાં અન્ત્ય સમયમાં જેટલું દલિક સંક્રમશે, પરન્તુ હજી સંક્રમતું નથી તેટલા દલિક પ્રમાણ સંજ્વલન ક્રોધની જ૦ પ્રદેશસત્તા કહેવાય છે. એ પ્રમાણે દ્વિતિયયોગસ્થાન વર્તી જીવે બંધાદિ વિચ્છેદ સમયે જે દલિક બાંધ્યું હોય તે જીવનું દલિક પણ અન્ત્યસમયમાં દ્વિતીય પ્ર૦ સત્તાસ્થાન કહેવાય છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી ઉત્કૃષ્ટ યોગસ્થાન વર્તી જીવે બંધાદિ વિચ્છેદ સમયે જે દલિક બાંધેલું હોય તે જીવનું તે દલિક અન્ત્ય સમયમાં સર્વોત્કૃષ્ટ પ્રદેશ સત્તાસ્થાન કહેવાય. એ રીતે જઘન્યયોગસ્થાનથી પ્રારંભીને જેટલાં યોગસ્થાનો ( ઉ૦ યોગસ્થાન સુધી ) છે તેટલાં પ્રદેશસત્તાસ્થાનો અન્ત્ય સમયમાં પ્રાપ્ત થાય છે, આ સર્વ પ્ર૦ સત્તાસ્થાનોનો સમુદાય તે એક સ્પર્ધક જાણવું. પુનઃ એ પ્રમાણે બન્ધાદિ વિચ્છેદના ઉપાન્ત્ય સમયે જઘન્ય યોગાદિ જીવે જે દલિક બાંધ્યું હોય છે ત્યાં પણ દ્વિતીય આવલિકાના અન્ત્ય સમયે પૂર્વવત્ તેટલાં પ્રદેશ સત્તાસ્થાનો વિચારવાં, ને તે માત્ર બે સ્થિતિથી ઉત્પન્ન થયેલાં પ્ર૦ સત્તાસ્થાનો જાણવાં, કારણ કે બંધાદિ વિચ્છેદના અન્ત્ય સમયે બદ્ધ દલિકની પણ તે સમયે બેસમય સ્થિતિને પ્ર૦ સત્તાસ્થાનો પ્રાપ્ત થાય છે, આ બીજું સ્પર્ધક જાણવું. એ પ્રમાણે બંધાદિ વિચ્છેદના તૃતિયાન્ત સમયે જઘન્યયોગાદિવાળા જીવે જે દલિક બાંધેલું હોય, ત્યાં પણ દ્વિતીય આવલિકાના અન્ત્ય સમયે પૂર્વવત્ તેટલાં પ્ર૦ સત્તાસ્થાનો થાય છે, પરન્તુ તે સત્તાસ્થાનો ત્રણ સ્થિતિ સંબંધિ જાણવાં, કારણ કે તે સમયે બંધાદિ વિચ્છેદના અન્ત્ય સમયે બાંધેલા દલિકની પણ ત્રણ સમય પ્રમાણ સ્થિતિને પ્ર૦ સત્તાસ્થાનો પ્રાપ્ત થાય છે, આ ત્રીજું સ્પર્ધક જાણવું. એ રીતે બે સમયહીન બે આવલિકાના જેટલા સમયો તેટલાં સ્પર્ધકો પણ થાય છે, તે કારણથી મૂળ ગાથામાં કહ્યું છે કે **अहिगाणि य आवलिगाए** ઇત્યાદિ=સમસ્ત યોગસ્થાનકૃતસત્તાસ્થાનોને સમુદાયથી એક ( સ્પર્ધક ) રૂપે વિવક્ષા કરતાં સર્વ યોગસ્થાનકૃતસ્પર્ધક સમુદાય તે બે સમયહીન એક આવલિકાના સમયો જેટલા અધિક

કરીએ, ને અધિક કર્યે છતે જેટલા સર્વ યોગસ્થાનનાં સમુદાય થાય તેટલાં પ્રથમ સ્થિતિ વિચ્છેદમાં [1]અધિક સ્પર્ધકો થાય છે, તે આ પ્રમાણે— બંધાદિ વિચ્છેદના અનન્તર સમયે બે સમય હીન બે આવલિકાના સમય પ્રમાણ સ્પર્ધકો પ્રાપ્ત થાય છે, તે સંબંધ પૂર્વે કહ્યો છે, અને બંધાદિ વિચ્છેદથી આગળ પ્રથમ સ્થિતિ આવલિકામાત્ર રહે છે, તેથી તે આવલિકામાત્ર પ્રથમ સ્થિતિ સંક્રમ વડે વિચ્છેદ પામ્યે છતે આગળ આવલિકાના સમય પ્રમાણ સ્પર્ધકો અન્ય પ્રકૃતિમાં સંક્રમ વડે વિચ્છેદ [2]પામે છે, તે કારણથી તે સ્પર્ધકોની ભિન્ન ગણત્રી ન કરીયે, માટે તે સ્પર્ધકો વિચ્છેદ પામ્યે છતે

---

૧ અહિં ભાવાર્થ આ પ્રમાણે—પૂર્વે અન્ત્ય પ્રદેશોદયાવલિકાના ને સ્થિ૦ઘાતના મલીને જેટલા સ્પર્ધકો આવલિકા પ્રમાણ કહ્યા; તે સર્વ સ્પર્ધકો ઘણા કાળ પહેલાં બાંધેલ સત્તાગત દલિકના એકૈક પ્રદેશની વૃદ્ધિએ હતા, અને આ બે સમયોન બે આવલિકાના સ્પર્ધકો નવા બદ્ધ દલિકના યોગ્યસ્થાનની નિરંતર વૃદ્ધિએ અને પ્રદેશોની અંતર વૃદ્ધિએ બનેલા છે, તો એ બેમાં કયા સ્પર્ધકો કેટલા અધિક છે ? તેના જવાબમાં કહેવાય છે કે—પ્રદેશોદયાવલિકા અને સ્થિ૦ ઘાત સંબંધિ સ્પર્ધકોથી યોગસ્થાનકૃત બદ્ધ દલિક સંબંધ સ્પર્ધકો બે સમયોન આવલિકાના સમય પ્રમાણ અધિક છે, કારણ કે ઉદયાવલિકા અને સ્થિ૦ઘાત સંબંધિ સ્પર્ધકો ૧ આવલિકા પ્રમાણ છે, અને બદ્ધસત્ દલિકના સ્પર્ધકો બે સમયોન ૨ આવલિકા પ્રમાણ છે, માટે બદ્ધદલિક સ્પર્ધકો બે સમયોનાવલિકાસમય જેટલા અધિક છે.

૨ બંધવિચ્છેદાનંતર ઉદયાવલિકા ઉદયવતીસત્તામાં અને બંધાવલિકા બધ્યમાનલતામાં એ પ્રમાણે બન્ને આવલિકાઓ યુગપત્ (સમકાળે) સંક્રમથી ત્રુટે છે માટે એ બેના સ્પર્ધકો ભિન્ન ગણાય નહિં માટે ઉદયાવલિસંબંધિ સ્પર્ધકોથી બધ્ધાવલિકાના સ્પર્ધકો બે સમયોન આવલિકા જેટલા અધિક છે પરંતુ બે સમયોન બે આવલિકા જેટલા અધિક નહિં. અહિં મૂળ ગાથામાં **गुणाणि** શબ્દ ( ગુણાકાર વાચક નહિં પણ ) અધિક વાચી સમજાય છે, અને તે સિવાય અર્થ સમીચીન રીતે બેસતો નથી.

અને પ્રથમ સ્થિતિ વિચ્છેદ પામ્યે છતે શેષ બે સમયહીન એક આવલિકાના સમય પ્રમાણ સ્પર્ધકોજ અધિક પ્રાપ્ત થાય છે, પરન્તુ બીજાં નહિં.

**वेएसु फड्डग दुगं, अहिगा पुरिसस्स बे उ आवलिया।**
**दुसमयहीणा गुणिया, जोगट्ठाणेहिं कसिणेहिं ॥४६॥**

**ગાથાર્થ:**—વેદમાં બે બે સ્પર્ધક થાય છે, પુરૂષવેદમાં સર્વ યોગસ્થાન સમુદાયને બે સમયહીન બે આવલિકાથી ગુણે તેટલાં સ્પર્ધકો બે સમયહીન બે આવલિકા અધિક થાય છે.

**ટીકાર્થ:**—સ્ત્રી, પુરૂષ, ને નપુંસકવેદ એ પ્રત્યેકમાં બે બે સ્પર્ધક હોય છે, તે કેવી રીતે ? તો કહીએ છીએ કે—અભવ્ય પ્રાયોગ્ય જ૦ પ્રદેશ સત્તાવાળો કોઇક જીવ ત્રસમાં ઉત્પન્ન થાય, ત્યાં ઘણીવાર દેશવિરતિ અને સર્વ વિરતિ પામીને ૪વાર મોહનીયને ઉપશમાવીને ૧૩૨ સાગરોપમ સુધી સમ્યકત્વ પાલન કરીને સમ્યકત્વથી પતિત નહિ થઇને નપુંસકવેદે ક્ષપકશ્રેણિ માંડે, તદનંતર નપુંસકવેદની પ્રથમ સ્થિતિનો ઉપાન્ત્ય સમય વર્તતે છતે ઉપરનો સ્થિતિખંડ અન્યત્ર સંક્રમેલો હોય છે, ને તેમ હોવાથી ઉપરની સર્વ સ્થિતિ નિર્લેપ ( ખાલી ) થયેલી હોય છે, તે કારણથી પ્રથમ સ્થિતિમાં અન્ત્ય સમયે જે સર્વાલ્પ પ્રદેશ સત્તા તે પ્રથમ પ્રદેશ સત્તા સ્થાન છે, તદનંતર તેમાં એક પરમાણુ પ્રક્ષેપતાં દ્વિતીય પ્ર૦ સત્તાસ્થાન થાય, બે પરમાણુ પ્રક્ષેપતાં ત્રીજું સત્તાસ્થાન થાય, એ રીતે અનેક જીવોની અપેક્ષાએ એકૈક પરમાણુની વૃદ્ધિએ અન્ત્ય પ્ર૦ સત્તાસ્થાનો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી ગુણિતકર્માંશ જીવનું ઉ૦ પ્ર૦ સત્તાસ્થાન થાય. આ સર્વ સ્થાનોનો સમુદાય તે એક [1]સ્પર્ધક જાણવું.

[1] આ સ્પર્ધક માત્ર સત્તાગત પ્રદેશાપેક્ષાએ પ્રથમ સ્થિતિમાં બનેલું છે.

તદનંતર દ્વિતીય સ્થિતિ સંબંધિ અન્તિમખંડ સંક્રમતે છતે અન્ત્ય સમયે પૂર્વોક્ત પ્રકારે જે સર્વ જઘન્ય પ્ર૦ સત્તાસ્થાન (અન્ત્ય સંક્રમાશ્રયિ) છે ત્યાંથી પ્રારંભીને અનેક જીવોની અપેક્ષાએ યથાયોગ પણ ઉત્તરોત્તર વૃદ્ધિએ નિરન્તર પ્ર૦ સત્તાસ્થાનો ત્યાં સુધી કહેવાં કે જ્યાં સુધી ગુણિતકર્માંશ જીવ પ્રાયોગ્ય ઉ૦ પ્ર૦ સત્તાસ્થાન થાય, તે સ્થાનોનો સમુદાય તે દ્વિતીય [1]સ્પર્ધક છે. અથવા જ્યાં સુધી પ્રથમ સ્થિતિ અને દ્વિતીય સ્થિતિ વિદ્યમાન છે ત્યાં સુધી એક સ્પર્ધક, અને દ્વિતીય સ્થિતિ ક્ષીણ થતાં સમય માત્ર શેષ રહેલી પ્રથમ સ્થિતિ એ દ્વિતીય સ્પર્ધક છે. એ પ્રમાણે બન્ને પ્રકારનાં સ્પર્ધકો સ્ત્રીવેદનાં પણ વીચારવાં.

પુનઃ પુરૂષવેદનાં ૨ સ્પર્ધકોનો વિચાર આ પ્રમાણે છે—ઉદયના અન્ત્ય સમયે જે જ૦ પ્ર૦ સત્તા છે ત્યાંથી પ્રારંભીને અનેક જીવોની અપેક્ષાએ એકેક પરમાણુની વૃદ્ધિએ નિરન્તર પ્ર૦સત્તાસ્થાનો ત્યાંસુધી કહેવાં કે જ્યાંસુધી ગુણિત કર્માંશ જીવનું ઉ૦ પ્રદેશ સત્તાસ્થાન થાય, એ સર્વ સ્થાનો અનંત છે, ને એ અનંત સ્થાનાત્મક એક સ્પર્ધક છે, અને ઉદયના અન્ત્ય સમયે દ્વિતીય સ્થિતિ સંબંધિ અન્ત્યખંડ સંક્રમતાં જે સર્વ જ૦ પ્રદેશ સત્તા સ્થાન છે ત્યાંથી પ્રારંભીને પૂર્વવત્ દ્વિતીયસ્પર્ધક કહેવું પરન્તુ अहिगा पुरिसस्स ઇતિ=પુરૂષવેદનાં અધિક પણ સ્પર્ધકો છે, તે કેટલાં છે ? તો કહીએ છીએ કે बेउ आवलिया ઇત્યાદિ= અહિં बे आवलिया એ પ્રથમ વિભાગનું પદ તૃતિયા વિભક્તિના અર્થમાં છે, અને जोगट्ठाणेहिं कसिणेहिं એ તૃતિયા વિભકિતનું પદ પ્રથમા વિભકિતના અર્થમાં છે, તેથી અર્થ એવો થાય છે કે કૃત્સ્નયોગસ્થાન એટલે સર્વ યોગસ્થાન સમુદાયને બે સમયહીન આવલિકા સાથે ગુણીએ, અને ગુણ્યે છતે જેટલા

[1] આ સ્પર્ધક અન્ત્ય સમયે દ્વિતીય સ્થિતિના (સર્વ જઘન્યાદિ) સંક્રમથી દ્વિતીય સ્થિતિથાં બનેલુ છે, આ દ્વિતીય સ્થિતિનો સંક્રમ પણ પ્રથમ સ્થિતિના ઉપાન્ત્ય સમયેજ સંપૂર્ણ થાય છે.

સર્વયોગ સ્થાન સમુદાયો થાય તેટલાં અધિક સ્પર્ધકો થાય છે. અર્થાત્ બે સમયહીન બે આવલિકાના સમય પ્રમાણ અધિક સ્પર્ધકો થાય છે, તે આ પ્રમાણે—પુરૂષવેદનો બંધ ઉદય વગેરે વિચ્છેદ પામ્યે છતે બે સમયહીન બે આવલિકાબધ્ધ દલિક વિદ્યમાન હોય છે, તે કારણથી અવેદક જીવને સંજ્વલનત્રિકમાં કહેલા પ્રકારે યોગસ્થાનોની અપેક્ષાએ બે સમયહીન બે આવલિકાના સમયપ્રમાણ સ્પર્ધકો કહેવાં.

હવે પૂર્વે કહેલાં અને આગળ કહેવાતાં स्पर्धकोनुं सामान्य रूप लक्षण કહે છે.

## सव्वजहन्नाढत्तं, खंधुत्तरओ निरंतरं उप्पिं
## एगं उव्वलमाणी, लोभजसा नोकसायाणं ॥४७॥

ગાથાર્થ:—સર્વ જઘન્ય પ્ર૦ સ૦ સ્થાનથી પ્રારંભીને નિરન્તરપણે સર્વોત્કૃષ્ટ સ્થાનસુધી પૂર્વપૂર્વથી આગળ આગળનાં પ્ર૦ સત્તાસ્થાનો નિરન્તરપણે એકૈક કર્મસ્કંધવડે અધિક અધિક જાણવાં તથા ઉદ્વલના યોગ્ય ૨૩ અને સં૦ લોભ–યશ–ને ૬ નોકષાય એ ૩૧ પ્રકૃતિયોમાં એક એક સ્પર્ધક છે.

ટીકાર્થ:—સર્વ જઘન્ય પ્રદેશસત્તાસ્થાનથી પ્રારંભીને એકૈક કર્મસ્કંધવડે ઉત્તરતઃ (અધિક) અર્થાત્ પૂર્વપૂર્વથી ઉત્તરોત્તરપણે નિરન્તર પ્રદેશસત્તાસ્થાનનો સમુદાય ત્યાંસુધી લેવો (ગ્રહણ કરવો) કે જ્યાંસુધી ઉપરનું સર્વોત્કૃષ્ટ પ્ર૦સત્તાસ્થાન પ્રાપ્ત થાય. એનો વિશેષ વિચાર આ પ્રમાણે છે.—સર્વ જઘન્ય પ્રદેશસત્તાસ્થાનથી આરંભીને યોગસ્થાનની અપેક્ષાએ એકૈક કર્મસ્કંધે વૃદ્ધિ પામતાં પ્રદેશસત્તાસ્થાનો નિરન્તરપણે ત્યાંસુધી ગણવાં કે જ્યાંસુધી ઉ૦ પ્રદેશ સત્તાસ્થાન પ્રાપ્ત થાય. અહિં યોગસ્થાનના વશથી પ્રાપ્ત

થયેલ સ્પર્ધકોની અપેક્ષાએ "એકૈક કર્મસ્કંધ વડે ઉત્તરોત્તર અધિક" એ પ્રમાણે કહ્યું છે, અન્યથા चरमावलिपविट्ठा ઈત્યાદિ ગાથામાં જે સ્પર્ધકો કહ્યાં છે તે સ્પર્ધકોમાં એકૈક પ્રદેશવડેજ ઉત્તરોત્તર વૃદ્ધિ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે સ્પર્ધકોનું સામાન્ય લક્ષણ કહ્યું. ( इति સ્પર્ધકોનું सामान्य लक्षण ).

**હવે उद्वल्यमान प्रकृतियोनी સ્પર્ધક પ્રરુપણા કહેવાય છે.**

एगंउव्वलमाणी=ઉદ્વલ્યમાન ૨૩ પ્રકૃતિયોનું એકએક સ્પર્ધક છે. ત્યાં પ્રથમ ઉદ્વલ્યમાન સમ્યકત્વ મોહનીયના સ્પર્ધકોનો વિચાર આ પ્રમાણે છે.—અભવ્યપ્રાયોગ્ય જ૦ સ્થિતિસત્તાવાળો જીવ ત્રસમાં ઉત્પન્ન થઈને, ત્યાં સમ્યકત્વને તથા દેશવિરતિને અનેકવાર પ્રાપ્ત કરીને, ૪ વાર મોહનીયને ઉપશમાવીને, ૧૩૨ સાગરોપમ સુધી સમ્યકત્વપાલન કરીને, પુનઃ મિથ્યાત્વે જાય; તો ચિરોદ્વલનાએ સમ્યકત્વને ઉવેલતાં જ્યારે અન્તિમખંડ સંક્રમિત થાય, અને શેષ એક ઉદયાવલિકા રહે, અને તે ઉદયાવલિકાને પણ સ્તિબુકસંક્રમથી મિથ્યાત્વમાં સંક્રમાવે, અને તે ઉદયાવલિકા સંક્રમતાં જ્યારે એ સમય માત્ર અવસ્થાનરૂપ એક સ્થિતિ શેષ રહે ત્યારે તે (શેષ રહેલી એક સ્થિતિ) સમ્યકત્વની જ૦ પ્રદેશસત્તા કહેવાય છે. ત્યાંથી આગળ (શેષ રહેલી એક સ્થિતિગત પ્રદેશોથી આગળ). અનેક જીવોની અપેક્ષાએ એકૈક પ્રદેશની વૃદ્ધિએ ગુણિતકર્માંશના ઉ૦ પ્રદેશસત્તાસ્થાન સુધી અધિકાધિક પ્રદેશસત્તાસ્થાનો ગણવાં. આ સર્વ સ્થાનોના સમુદાયરૂપ એક સ્પર્ધક છે. એ પ્રમાણે મિશ્રમોહનીયનું સ્પર્ધક પણ જાણવું, અને એ પ્રમાણે શેષ ઉદ્વલના યોગ્ય વૈક્રિયાદિ ૧૧–આહારક ૭–ઉચ્ચગોત્ર–ને મનુષ્યાદ્વિક રૂપ ૨૧ પ્રકૃતિયોનું પણ એકૈક સ્પર્ધક વિચારવું, પરંતુ પ્રકૃતિયોમાં મુળથીજ ૧૩૨ સાગરોપમ પ્રમાણ સમ્યકત્વકાળ ન કહેવો. (શેષ સર્વ વિવક્ષા પૂર્વવત્).

તથા लोभजसा =સંજ્વલન લોભ અને યશ નામકર્મમાં પણ એકૈક સ્પર્ધક છે, તે આ પ્રમાણે—તેજ અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તાવાળો જીવ ત્રસમાં ઉત્પન્ન થઇને ત્યાં ૪ વાર મોહનીયના ઉપશમ વિના શેષ ક્ષપિતકર્માંશ ક્રિયાઓથી (ક્ષપિત ક૦ જીવ-પ્રાયોગ્ય ક્રિયાઓથી) ઘણાં કર્મદલિકનો ક્ષય કરીને દીર્ઘકાળ પર્યન્ત સંયમનું પાલન કરીને ક્ષપણાર્થે તત્પર થયેલો હોય, તે જીવને યથાપ્રવૃત્તકરણના અન્ત્ય સમયે જ૦ પ્રદેશસત્તા હોય છે, તદનંતર તે જ૦ પ્ર૦ સત્તાસ્થાનથી પ્રારંભીને અનેક જીવોની અપેક્ષાએ એકૈક પ્રદેશની વૃદ્ધિએ નિરન્તર પ્રદેશસત્તાસ્થાનો ગુણિતકર્માંશ જીવના ઉ૦ પ્રદેશસત્તાસ્થાન સુધી ગણવાં. એ પ્રમાણે સં૦ લોભ અને યશ-કર્મનું એકૈક સ્પર્ધક કહ્યું.

તથા नोकसायाणं=૯ નોકષાયનું પણ પ્રત્યેકનું એક સ્પર્ધક છે તે પણ આ પ્રકારે છે—તેજ અભ૦ પ્રા૦ જ૦ પ્રદેશસત્તાવાળો જીવ ત્રસમાં ઉત્પન્ન થઇને ત્યાં સમ્યક્ત્વ અને દેશવિરતિ અનેકવાર પ્રાપ્ત કરીને ૪ વાર મોહનીયને ઉપશમાવીને સ્ત્રીવેદ અને નપુંસક-વેદને વારંવાર બંધવડે અને હાસ્યાદિ પ્રદેશના સંક્રમવડે અત્યંત પૂરીને મનુષ્ય થાય, ત્યાં દીર્ઘકાળ પર્યન્ત સંયમ પાલન કરીને ક્ષપણાર્થે તત્પર થાય, તે જીવને અન્તિમખંડના અન્ત્ય સમયે ૯ નોકષાયની પ્રત્યેકની જે પ્રદેશસત્તા વિદ્યમાન છે તે સર્વ જઘન્ય પ્રદેશ-સત્તા જાણવી. તદનંતર તે જઘન્ય પ્ર૦ સત્તા સ્થાનથી આરંભીને અનેક જીવોની અપેક્ષાએ એકૈક પ્રદેશની વૃદ્ધિએ નિરન્તર અનંત પ્ર૦ સત્તાસ્થાનો ત્યાંસુધી કહેવાં કે જ્યાંસુધી ગુણિતકર્માંશ જીવ પ્રાયોગ્ય ઉ૦ પ્ર૦ સત્તાસ્થાન પ્રાપ્ત થાય. એ પ્રમાણે ૯ નોકષાયનું પ્રત્યેકનું એકએક સ્પર્ધક કહ્યું.

હવે मोहनीय विना शेष घाति कर्मोंनी स्पर्धक प्ररुपणा કરે છે.

**ठिइखंडगविच्छेया, खीणकसायस्स सेसकालसमा**
**एगहिया घाईणं, निद्दापयलाण हिच्चेकं ॥ ४९ ॥**

ગાથાર્થ—ટીકાર્થ પ્રારંભે સંક્ષિપ્તાર્થવત્

**ટીકાર્થ:**—ક્ષીણકષાયી જીવના સ્થિતિખંડ વિચ્છેદથી અર્થાત્ સ્થિતિઘાતવિચ્છેદ થયા બાદ આગળ જે શેષ કાળ રહે છે તે પ્રમાણુ અર્થાત્ શેષ રહેલા કાળના સમયે જેટલાં ને તેથી પણ એક અધિક સ્પર્ધકો ઘાતી કર્મનાં થાય છે. અહિં નિદ્રા પ્રચલાના એક અન્ત્ય સ્થિતિગત સ્પર્ધકને વર્જીને શેષ સ્પર્ધકો કહેવાં, કારણ કે નિદ્રા પ્રચલાના ઉદયાભાવથી અન્ત્ય સમયે સ્વસ્વરૂપે દલિક પ્રાપ્ત થતું નથી, પરન્તુ પરપ્રકૃતિરૂપેજ પ્રાપ્ત થાય છે, તે કારણથી નિદ્રા ને પ્રચલા એ બેનું અન્ત્યસ્થિતિગત એક સ્પર્ધક વર્જીત કર્યું છે.

અહિં સ્પર્ધકોની ભાવના આ પ્રમાણે છે—ક્ષીણકષાય અધ્ધાના (૧૨મા ગુણસ્થાન કાળના) સંખ્યાત ભાગ ગયે છતે અને અન્તર્મુ૦ પ્રમાણુનો એક સંખ્યાતમો ભાગ રહ્યે છતે ૫ જ્ઞાનાવરણ-૪ દર્શનાવરણ-ને ૫ અન્તરાયની સ્થિતિસત્તાને સર્વાપવર્તનાએ અપવર્તીને ક્ષીણકષાય અધ્ધાતુલ્ય કરે છે, અને નિદ્રા પ્રચલાની સ્થિતિસત્તાને ૧ સમયન્યૂન ક્ષીણકષાય અધ્ધાતુલ્ય કરે છે, અહિં (૧ સમયહીનતાનું) કારણ તો પૂર્વે દર્શાવ્યુંજ છે, અને તે સમયે સ્થિતિઘાતાદિ નિવૃત્ત થાય છે. જો કે સ્થિતિસત્તાને ક્ષીણકષાય અધ્ધાતુલ્ય કરી છે, તો પણ અનુક્રમે યથાસંભવ ઉદય ઉદીરણા વડે ક્ષય પામતું કર્મ ત્યાં સુધી કહેવું કે જ્યાં સુધી એક સ્થિતિ શેષ રહે, અને તે (શેષ રહેલી) એક સ્થિતિમાં ક્ષપિતકર્માંશ જીવપ્રાયોગ્ય જે સર્વજઘન્ય પ્રદેશસત્તા છે તે પ્રથમ સત્તાસ્થાન કહેવાય છે. ત્યાંથી આગળ એક પરમાણુ પ્રક્ષેપતાં દ્વિતીય પ્ર૦ સત્તાસ્થાન થાય છે, એ પ્રમાણે એકૈક પરમાણુની વૃદ્ધિએ નિરન્તર પ્ર૦

સત્તાસ્થાનો યાવત્ ગુણિત કર્માંશ જીવયોગ્ય ઉ૦ પ્ર૦ સત્તાસ્થાન પર્યન્ત કહેવાં; આ એક સ્પર્ધક થયું, અને બે સ્થિતિ શેષ રહે છતે પૂર્વોક્ત પ્રકારે દ્વિતીય સ્પર્ધક થાય, ત્રણ સ્થિતિ શેષ રહે છતે તૃતિય સ્પર્ધક થાય, એ પ્રમાણે ક્ષીણકષાયાદ્ધા સમાન કરેલી (સ્થિતિ) સત્તામાં જેટલા સ્થિતિભેદ છે, તેટલાં સ્પર્ધકો છે, અને અન્ત્ય સ્થિતિઘાતના અન્ત્ય પ્રક્ષેપથી પ્રારંભીને પશ્ચાનુપૂર્વીએ (વિપરીત અનુક્રમે) એક પછી એક અધિક સત્તાસ્થાનો ત્યાંસુધી કહેવાં કે જ્યાં સુધી આપ આપણું સર્વોત્કૃષ્ટ પ્ર૦ સત્તાસ્થાન પ્રાપ્ત થાય, ત્યાં સુધી આ પણ સર્વ સ્વસ્વસ્થિતિગત એકેક સ્પર્ધક યથાસંભવ જાણવું. તે કારણથી સ્થિતિઘાતવિચ્છેદથી આગળનાં ક્ષીણકષાયાદ્ધાના સમય પ્રમાણ સ્પર્ધકો તે (એક સ્પર્ધક) વડે અધિક થાય છે.

सेलेसिसंतिगाणं, उदयवईणं तु तेण कालेण

तुल्लाणेगहियाइं, सेसाणं एगऊणाइं ॥ ४९ ॥

ગાથાર્થ—શૈલેશી અવસ્થામાં સત્તાયોગ્ય ઉદયવતી પ્રકૃતિઓનાં તે અયોગિકાળતુલ્ય સ્પર્ધકો એકેક સ્પર્ધક અધિક છે, અને શેષ અનુદયવતીનાં તેટલાં સ્પર્ધકો એકેક સ્પર્ધકહીન છે.

ટીકાર્થ:—શૈલેશી એટલે અયોગિ અવસ્થા તેમાં જે પ્રકૃતિઓની સત્તા હોય તે શૈલેશી સત્તાક પ્રકૃતિઓ કહેવાય છે, તે ઉદયવતી અને અનુદયવતી એમ બે પ્રકારે છે. ત્યાં નરગતિ-નરાયુ-પંચે૦-ત્રસ-સુભગ-આદેય-પર્યાપ્ત-બાદર-યશ-જીન-ઉચ્ચ-શાતા વા અશાતા એ ૧૨ પ્રકૃતિઓ ઉદયવતી શૈલેશીસત્તાક છે, તે ૧૨ પ્રકૃતિઓનાં એકેક સ્પર્ધક અધિક અયોગી કાળના સમય જેટલાં સ્પર્ધકો છે. અર્થાત્ અયોગિ ગુણસ્થાન કાળના જેટલા સમયો તેથી અધિક સ્પર્ધકો થાય છે, તે કેવી રીતે? એમ જો જાણવા ઇચ્છતા હો તો કહીએ છીએ કે—ક્ષપિતકર્માંશ જીવની અપેક્ષાએ અયોગિ

કેવલિને અન્ત્ય સમયે સર્વાલ્પ પ્રદેશસત્તાસ્થાન હોય છે તે પ્રથમ સ્થાન, તેથી એક પરમાણુ અધિક (પ્રક્ષેપતાં) દ્વિતીય પ્ર૦ સત્તાસ્થાન, એ રીતે અનેક જીવોની અપેક્ષાએ એકેક પ્રદેશની વૃદ્ધિએ ગુણિત કર્માંશ જીવના ઉ૦ પ્ર૦ સત્તાસ્થાન સુધી પ્ર૦ સત્તાસ્થાનો કહેવાં, આ એક સ્પર્ધક થયું.

તદનંતર એ પ્રકારેજ બે સ્થિતિ શેષ રહ્યે છતે દ્વિતિય સ્પર્ધક, ત્રણ સ્થિતિ શેષ રહ્યે છતે તૃતિય સ્પર્ધક, એ પ્રમાણે અયોગી કાળના પ્રથમ સમય પર્યન્ત નિરન્તર સ્પર્ધકો જાણવાં.

તથા સયોગિ કેવલિના અન્ત્ય સમયે અન્તિમ સ્થિતિખંડ સંબંધિ અન્તિમ પ્રક્ષેપથી માંડીને જ્યાંસુધી આપ આપણી સર્વોત્કૃષ્ટ પ્ર૦ સત્તા થાય ત્યાંસુધી આ પણ સર્વસ્વસ્વ સ્થિતિગત એકેક સ્પર્ધક જાણવું, તે કારણથી અયોગિ કેવલિ ગુણસ્થાન કાળના જેટલા સમયો છે તેથી એક અધિક સ્પર્ધકો પ્રત્યેક ઉદયવતી શૈલેશીસત્તાક પ્રકૃતિનાં હોય છે, અને શેષ અનુદયવતી શૈલેશીસત્તાક ૮૩ પ્રકૃતિયોનાં એક સ્પર્ધકહીન અયોગિ કાળના સમય પ્રમાણ સ્પર્ધકો જાણવાં. કારણકે તે અયોગિ કેવલિના અન્ત્ય સમયે ઉદયવતી પ્રકૃતિમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમાવાય છે, તે કારણથી તે અન્ત્ય સમય સત્ક એક સ્પર્ધકહીન (અયોગીસમય પ્રમાણ) સ્પર્ધકો તે અનુદયવતી પ્રકૃતિયોનાં હોય છે. અહિં "पगं उव्वलमाणी" એ ગાથાથી જોકે નરગત્યાદિ પ્રકૃતિયોની સ્પર્ધક પ્રરૂપણા પૂર્વેજ કરેલી છે, તોપણ તે પ્રકૃતિયોનાં સ્પર્ધકો અહિં પ્રાપ્ત થાય છે, માટે પુનઃ નરગત્યાદિમાં સ્પર્ધકોનો સંબંધ અત્રે કહેલો છે. એ પ્રમાણે બન્ધનાદિ કરણોમાં પણ યથાયોગ્યપણે સ્પર્ધકોની પ્રરૂપણા કરવા યોગ્ય છે. (તે અગ્રગાથાથી કહે છે.)

એ પ્રમાણે बन्धनादि करणोमां स्पर्धकोनी प्राप्ति કહે છે,

**संभवतो ठाणाइं, कम्मपएसेहिं होंति नेयाइं**
**करणेसु य उदयम्मि य, अणुमाणेणेवमेएणं ॥५०॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—સંભવને આશ્રયિને (યથાસંભવ) કરણોમાં એટલે બંધન વગેરેમાં અને ઉદયમાં (ઉદય એ કરણ નથી માટે અહિં ઉદયને ભિન્ન ગણેલ છે) પ્રદેશ સત્તાસ્થાનો કર્મપ્રદેશોની અપેક્ષાએ જાણવાં. તે કેવી રીતે ? તો કહીએ છીએ કે—પૂર્વે દર્શાવેલી પદ્ધતિએ, અર્થાત્ એ પૂર્વોક્ત અનુમાન પ્રકારે જાણવાં, તે આ પ્રમાણે—બન્ધનકરણમાં જઘન્ય યોગસ્થાન પર્યન્ત સુધીનાં એ સર્વ યોગસ્થાનો બન્ધાપેક્ષાએ પ્રાપ્ત થાય છે, ને તેટલાં સત્તાસ્થાન પ્રમાણનું એક સ્પર્ધક થાય છે, એ પ્રમાણે સંક્રમાદિ પ્રત્યેક કરણમાં પણ યથાયોગ્યપણે વિચારવું.

**करणोदयसंताणं, पगइट्ठाणेसु सेसगतिगे य**
**भूयक्कारप्पयरो, अवट्ठिओ तह अवत्तव्वो ॥ ५१ ॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

**ટીકાર્થ:**—આઠ કરણોનાં, ઉદયનાં, અને સત્તાનાં પ્રકૃતિસ્થાનોમાં તથા શેષ (સ્થિતિસ્થાન, અનુભાગસ્થાન, અને પ્રદેશ સત્તાસ્થાનો એ) ત્રણ સ્થાનોમાં પ્રત્યેકમાં ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિત, ને અવક્તવ્ય એ ચાર ચાર વિકલ્પ વિચારવા.

હવે એ भूयस्कारादि ૪ નું લક્ષણ કહે છે.

**एगादहिगे पढमो, एगाई ऊणगम्मि बिइओ अ**
**तत्तियमेत्तो तइओ, पढमे समए अवत्तव्वो ॥ ५२ ॥**

ગાથાર્થ:—એકાદિક પ્રકૃતિએ અધિક બંધાદિ થતાં પ્રથમ (ભૂયસ્કાર) વિકલ્પ, એકાદિક હીન થતાં દ્વિતીય (અલ્પતર) વિકલ્પ, તેટલાજવાળો બંધાદિ પ્રવર્તે તે તૃતિય (અવસ્થિત) વિકલ્પ, અને (બંધાદિ વિચ્છેદ પામ્યા બાદ) પુનઃ બંધાદિ પ્રવર્તતાં પ્રથમ સમયે અવક્તવ્ય વિકલ્પ થાય છે.

**ટીકાર્થ**:—અહિં આ ગાથાનો અર્થ બંધને આશ્રયી વિચારાય છે, ત્યાં બન્ધ તે મૂળ પ્રકૃતિનો અને ઉત્તર પ્રકૃતિનો એમ બે પ્રકારે છે, ત્યાં મૂળ પ્રકૃતિનો બન્ધ કદાચિત્ ૮ નો, કદાચિત્ ૭ નો, કદાચિત્ ૬ નો, ને કદાચિત્ ૧ પ્રકૃતિનો પણ હોય છે. ત્યાં જ્યારે થોડી પ્રકૃતિયોને બાંધતો જીવ પરિણામ વિશેષથી ઘણી પ્રકૃતિયો બાંધે, જેમ ૭ ને બાંધીને (બાંધતો) ૮ પ્રકૃતિયો બાંધે, અથવા ૬ કિંવા ૧ પ્રકૃતિને બાંધીને પુનઃ ૭ પ્રકૃતિયો બાંધવા માંડે ત્યારે તે भूयस्कार बन्ध કહેવાય એજ વાત મૂળગાથામાં કહી છે કે एगादहिगे पढमो=એકાદિક એટલે એક બે વા ત્રણ વગેરે પ્રકૃતિએ અધિક બન્ધ પ્રવર્તતે છતે પ્રથમ પ્રકાર થાય છે, અર્થાત્ ભૂયસ્કાર બન્ધ થાય છે.

ઘણી પ્રકૃતિયોને બાંધતો જીવ જ્યારે પરિણામ વિશેષથી થોડી પ્રકૃતિયો બાંધવા માંડે, જેમ ૮ ને બાંધતો ૭ બાંધવા માંડે, અથવા ૭ ને બાંધતો ૬ બાંધવા માંડે, અથવા ૬ ને બાંધતો ૧ બાંધવા માંડે ત્યારે તે બન્ધ अल्पतर કહેવાય એજ વાત મૂળગાથાથી કહે છે કે एगाइ ऊणगम्मि बिइओ उ એકાદિક એટલે એક બે ત્રણ વગેરે પ્રકૃતિયો વડે હીન (ન્યૂન) બન્ધ પ્રવર્તતાં દ્વિતીય વિકલ્પ અર્થાત્ અલ્પતર બન્ધ થાય છે.

તથા તેજ ભૂયસ્કાર વા અલ્પતર બન્ધ દ્વિતીયાદિ સમયોમાં તેટલાજ પ્રમાણનો પ્રવર્તતો 'अवस्थित' એવી સંજ્ઞા પામે છે. તે વાત મૂળ ગાથાથી કહે છે કે—तत्तियमेतो तइओ=તેટલાજ પ્રમાણનો ત્રીજો અવસ્થિત બંધ થાય છે.

પૂર્વોક્ત ત્રણ પ્રકારજ મૂળ પ્રકૃતિયોમાં સંભવે છે, પરન્તુ ચતુર્થ પ્રકાર સંભવે નહિ. કારણ કે સર્વ મૂળ પ્રકૃતિયોનો બન્ધ વિચ્છેદ થયે પુનઃ બન્ધ પ્રારંભ નથી થતો, કે જેથી ચોથો બંધ વિકલ્પ પણ હોય, તે કારણથી ઉત્તર પ્રકૃતિ આશ્રયિનેજ તે ચતુર્થ બંધ વિકલ્પ જાણવો, જેમ મોહનીયનો તત્સંબંધિ સર્વ ઉત્તર પ્રકૃતિયોનો બંધ વિચ્છેદ થયે છતે ઉપશાન્ત મોહ ગુણસ્થાનથી પડતાં પુનઃ પણ બન્ધ પ્રારંભના પ્રથમ સમયે જે બંધ તે સમયે ન ભૂયસ્કાર કહી શકાય, ન અલ્પતર કહી શકાય, કે ન અવસ્થિત કહી શકાય, કારણ કે તે ભૂયસ્કારાદિબંધનું લક્ષણ તે સમયે છે નહિ માટે આ (બન્ધ પ્રારંભના પ્રથમ સમયનો બન્ધ તે अवक्तव्य કહેવાય છે, કારણ કે ભૂયસ્કારાદિનામથી કહી શકાય નહિ માટે અવક્તવ્ય જાણવો.

એ પ્રમાણે ઉત્તર પ્રકૃતિયોને આશ્રયિ વેદનીય વિના શેષ જ્ઞાનાવરણાદિકનો અવક્તવ્યબંધ વિચારવો, વેદનીયનો અવક્તવ્ય બંધ નથી, કારણ કે તે વેદનીયનો સર્વથા બન્ધ વિચ્છેદ સયોગિ કેવલિ ગુણસ્થાનના અન્ત્ય સમયે હોય છે, ને ત્યાંથી પુનઃ પ્રતિપાત (પડવું) હોય નહિ કે જેથી પુનઃ બન્ધ પ્રવર્તતાં પ્રથમ સમયે અવક્તવ્ય બંધ હોય. એ પ્રમાણે મૂળ પ્રકૃતિ આશ્રયિ અવક્તવ્ય વિના શેષ ૩ વિકલ્પ, અને ઉત્તરપ્રકૃતિ આશ્રયિ ચારે વિકલ્પ સંભવે છે અને જેમ બન્ધમાં ચાર વિકલ્પ કહ્યા તેમ સંક્રમમાં ઉદ્વર્તનામાં અપવર્તનામાં, ઉદીરણામાં, ઉપશમનામાં, ઉદયમાં, સત્તામાં, પ્રકૃતિસ્થાનોમાં, સ્થિતિસ્થાનોમાં, અનુભાગસ્થાનોમાં અને પ્રદેશસ્થાનોમાં પણ સ્વયમેવ યથાસંભવપણે વિચારીને કહેવા.

**करणोदयसंताणं, सामित्तोघेहिं सेसगंनेयं**
**गईयाइमग्गणासु, संभवओ सुट्ठु आगमिय॥५३॥**

ગાથાર્થઃ—ટીકાર્થાનુસારે

**ટીકાર્થ**:—આઠ કરણ, ઉદય, ને સત્તા એ ત્રણનું પ્રત્યેકનું જે વિસ્તારસહિત સ્વરૂપ કહ્યું તે ( સવિસ્તર સ્વરૂપને ) ओघस्वामित्व કહેવાય છે. મૂળગાથામાં सामित्तोघेहिं એ પદ તૃતિયા વિભક્તિમાં છે પરન્તુ અર્થથી દ્વિતીયા છે, અને વ્યક્તિની અપેક્ષાએ બહુવચન છે. તેથી અર્થ એવો થાય છે કે—તે યથોક્ત આઠ કરણ-ઉદય-અને સત્તાના સવિસ્તર સ્વરૂપરૂપ ઓઘસ્વામિત્વને સમ્યક્ પ્રકારે જાણીને શેષ સ્વરૂપ પણ જાણવું, તે શેષ સ્વરૂપ કયે સ્થાને જાણવું ? તો કહીએ છીએ કે—ગત્યાદિ ચૌદ માર્ગણામાં. કેવી રીતે જાણવું ? તે કહે છે કે—સંભવપૂર્વક. અર્થાત્ જેમ સંભવે જેમ ઘટે તેમજ જાણવું પણ અન્યથા વિપરીતપણે ન જાણવું.

**बंधोदीरणसंकम, संतुदयाणं जहन्नगाईहिं**
**संवेहो पगइ ठिई, अणुभाग पएसओ नेओ ॥५४॥**

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે

**ટીકાર્થ**:—બન્ધ-ઉદીરણા-સંક્રમ-સત્તા-ને ઉદય એ ૫ પદાર્થોનો પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ, અને પ્રદેશને આશ્રયિ જઘન્ય, અજઘન્ય, ઉત્કૃષ્ટ, ને અનુત્કૃષ્ટ એ ચાર વિકલ્પો વડે સંબંધ પરસ્પર સમાનકાળે અને સિદ્ધાંતના વિરોધ રહિત જેમલતાપણું છે. જેમ જ્ઞાનાવરણીયના જઘન્ય સ્થિતિ બંધે ૪૦ અનુભાગ બન્ધ, જઘન્ય પ્રોંશ બન્ધ, અને અજઘન્ય સ્થિતિ ઉદીરણા, સ્થિતિ સંક્રમ, સ્થિતિ-સત્તા, તથા સ્થિતિઉદય ઇત્યાદિ રૂપે ( એ પાંચ પદાર્થોનો પરસ્પર સંબંધ સમાનકાળે મેળવવો. ) તે પૂર્વાપર સંબંધને સમ્યક્ પ્રકારે વિચારીને કહેવો. ॥ इति सत्ता प्रकरणम् ॥

## ॥ अथ उपसंहार ॥

એ પ્રમાણે સત્તા પ્રકરણ કહ્યું. ને તે સત્તા પ્રકરણ કહેવાથી પૂર્વે ( ગ્રન્થપ્રારંભે અભિધેય પ્રતિપાદન પ્રસંગે ) " कम्मट्ठगस्स

करणट्ठगुदय संताणि वोच्छामि "=આઠ કર્મ સંબંધિ ૮ કરણ -ઉદય-અને સત્તા કહીશ " એવી જે પ્રતિજ્ઞા કરી હતી તે પૂર્ણ થઇ. અને હવે આ કર્મ પ્રકૃતિરૂપ પ્રકરણના પરિજ્ઞાન થી જે ફલ પ્રાપ્તિ થાય તે કહે છે.

**करणोदयसंतविऊ, तन्निज्जरकरणसंजमुज्जोगा**
**कम्मट्ठगुदयनिट्ठा, जणियमणिट्ठं सुह मुवेंति ॥५५॥**

ગાથાર્થઃ—કરણ–ઉદય–ને સત્તાના જ્ઞાનવંત જીવો તેની નિર્જરા કરવાને સંયમપ્રત્યે ઉદ્યોગી થયા છતા આઠ કર્મના ઉદયાદિકના ક્ષયથી ઉત્પન્ન થયેલા મનેપ્સિત અથવા અનંત સુખને પામે.

ટીકાર્થઃ—પૂર્વોક્ત સ્વરૂપવાળા આઠ કરણોના, અને ઉદય તથા સત્તાના સમ્યક્ પરિજ્ઞાન યુકત જીવો तन्निज्जर करण संजमुज्जोगा=તે કરણ–ઉદય–અને સત્તાની જે નિર્જરા તેનું કરણ એટલે કરવું તે અર્થે ( કરવાને અર્થે ) જેઓનો સંયમ પ્રત્યે ઉદ્યોગ એટલે ઉદ્યમ છે તે तन्निर्जरा करण संयमोद्योगा=તત્ નિર્જરા કરણાર્થે સંયમોદ્યત જીવો કહેવાય. તે એવા પ્રકારના થયા છતા જીવોને શું ? તે કહે છે—कर्माष्टकोदय (सत्ता) निष्ठाजनितं આઠ કર્મની ઉદય નિષ્ઠાએ ને ઉદય ગ્રહણ કરવાથી ઉપલક્ષણતઃ બન્ધ સત્તાને ગ્રહણ કરતાં અર્થ એવો થાય છે કે—બન્ધ, ઉદય, ને સત્તા, એ ત્રણેના ક્ષયથી ઉત્પન્ન કરેલ मणिट्ठं=મનને ઇષ્ટ, અથવા अणिट्ठं=નિષ્ઠા એટલે અન્ત જેનો વિદ્યમાન નથી તે અનિષ્ઠ અર્થાત્ અન્તરહિત જે અનન્ત સુખ ( બન્ને અર્થમાં ) મોક્ષ સુખ તે પ્રત્યે પામે છે. તે કારણથી બુદ્ધિમાન્ પુરૂષોએ આ પ્રકરણમાં અવશ્ય નિરન્તર અભ્યાસ કરવો, અને અભ્યાસ કરીને શકિત અનુસારે સંયમ માર્ગમાં પ્રવૃત્તિ કરવી, અને સંયમ માર્ગમાં પ્રવૃત્ત થતા

પુરૂષે સંકિલષ્ટ અધ્યવસાયરૂપ કુમાર્ગનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો.

હવે આચાર્ય શ્રી. પોતાની ઉદ્ધત્તાઇને ત્યાગ કરતા ને પ્રકરણાર્થજ્ઞાનના વિષયમાં ( સંબંધમાં ) અન્ય બહુશ્રુતોની પ્રાર્થના કરતા છતા આ પ્રકરણના વિષયમાં બુદ્ધિમાન પુરૂષોને ઉપાદેય ( આદર ) બુદ્ધિ ઉત્પન્ન કરવાને અર્થે આ પ્રકરણની પરંપરાએ સર્વજ્ઞમૂલતા પ્રગટ કરે છે. ( અર્થાત્ આ પ્રકરણનો ભાવ સર્વજ્ઞ પરંપરાથી ચાલ્યો આવે છે એમ દર્શાવે છે. )

**इय कम्मप्पगडीओ, जहासुयं नीयमप्पमइणा वि सोहिय णाभोगकयं, कहंतु वरदिट्ठिवायन्नू ॥५६॥**

ગાથાર્થઃ—એ પ્રમાણે મેં અલ્પમતિએ પણ કર્મપ્રકૃતિ પ્રાભૃતથી જે રીતે ( ગુરૂમુખે ) શ્રવણ કર્યું તે રીતે આ પ્રકરણ તેમાંથી ઉદ્ધર્યું છે. એમાં જે કંઇ અનુપયોગપણાથી કહેવાયું હોય તે શુદ્ધ કરીને ઉત્તમ દ્રષ્ટિવાદ સૂત્રના જ્ઞાતાઓ ઉચિતાનુચિતાર્થ પ્રત્યે કહો.

ટીકાર્થઃ—અલ્પ મતિવાળા એટલે અલ્પ બુદ્ધિવાળા અને ગુરૂના ચરણકમલની સેવા કરતાં મેં ગુરૂના પાદમૂળથી તથા કર્મપ્રકૃતિથી એટલે કર્મપ્રકૃતિ નામના પ્રાભૃતથી પૂર્વોક્ત પ્રકારે જે રીતે મેં શ્રવણ કર્યું ( દ્રષ્ટિવાદ સૂત્રમાં ૧૪ પૂર્વ છે, ત્યાં અનેક વસ્તુ ( અધ્યાયવિશેષ ) સહિત અગ્રાયણીય નામે બીજા પૂર્વમાં ૨૦ પ્રાભૃત પ્રમાણ પાંચમી વસ્તુ ( પંચમ અધ્યાય વિશેષ ) છે, તેમાં ૨૪ અનુયોગદ્વાર યુક્ત कर्मप्रकृति નામે ચતુર્થ પ્રાભૃત છે). તેમાંથી આ પ્રકરણ આકર્ષ્યું છે અર્થાત્ ઉદ્ધર્યું છે. પુનઃ આ પ્રકરણમાં અનાભોગથી એટલે અનુપયોગ પણાથી જે કંઇ ભૂલ થઇ હોય ( ઘણી સંભાળ રાખતાં પણ છદ્મસ્થ જીવને આવરણના ( જ્ઞાનાવર-

ણુના ) સામર્થ્યથી ઉપયોગરહિતપણું સંભવે છે તે કારણથી કહ્યું છે કે "અનાભોગથી જે કંઇ ભૂલ થઇ હોય" તે શોધીને અર્થાત્ દૂર કરીને જે પ્રધાન એટલે શ્રેષ્ઠ બુદ્ધિરૂપ અતિશયને પ્રાપ્ત થયેલા દૃષ્ટિવાદજ્ઞ એટલે દૃષ્ટિવાદના જ્ઞાતા અર્થાત્ ૧૨ અંગના જાણકાર આચાર્યો તે મારાપર મ્હોટી કૃપાબુદ્ધિ ધારણ કરીને તે ભૂલને સ્થાને આગમાનુસારે બીજું પદ પ્રક્ષેપીને જેમ કે અહિં આ પદ હોવું સમીચીન ( ઉચીત ) છે ને આ પદ સમીચીન નથી એ પ્રમાણે કહો. પરન્તુ તે દ્વાદશાંગજ્ઞાતા સૂરિવર્યોએ મારા પર ઉપેક્ષા રૂપ ( અનાદરરૂપ ) અકૃપા ધારણ ન કરવી.

અહિં इयकम्मप्पगडीओ ઇત્યાદિ પદરૂપ ગાથાવડે આ પ્રકરણ સર્વજ્ઞ મૂળ છે એમ પ્રદર્શિત કર્યું છે. કારણ કે દૃષ્ટિવાદ તો ભગવંતે સાક્ષાત્ અર્થરૂપે કહ્યો છે, અને સૂત્રરૂપે શ્રી સુધર્મા સ્વામિએ ગુંથ્યો છે, અને કર્મપ્રકૃતિ પ્રાભૃત તે દૃષ્ટિવાદાન્તર્ગત છે, અને તેમાંથીજ આ પ્રકરણ ઉદ્ધર્યું છે માટે પરંપરાએ આ પ્રકરણ સર્વજ્ઞમૂળ છે, એમ સૂચવ્યું.

અહિં શાસ્ત્રની આદિમાં, મધ્યમાં ને અન્તમાં મંગલ અવશ્ય કરવા યોગ્ય છે, કારણ કે પ્રારંભમાં મંગલ કરવાથી શાસ્ત્ર નિર્વિઘ્ન પણે સમાપ્ત થાય છે, મધ્યમાં મંગલ કરવાથી શિષ્યપ્રશિષ્યાદિ પરંપરાગમાનયનવડે (પરંપરાગમની પ્રાપ્તિથી) સ્થિરતા ધારણ કરે છે, અને શાસ્ત્રના અન્તે મંગલ કરવાના પ્રભાવથી શિષ્યપ્રશિષ્યાદિએ અવધારણ થતું શાસ્ત્ર તેઓના ચિત્તમાં સમ્યક્ પ્રકારે પ્રતિષ્ઠિત થાય છે. ત્યાં सिद्धं सिद्धत्थसुयं ઇત્યાદિ પદોથી પ્રારંભમાં મંગલ કરેલું છે. અને अकरण अणुइन्नाए–अणुयोगधरे पणिवयामि એ ગાથાથી મધ્યમંગલ કર્યું છે. અને હવે अन्त्य मंगल કહે છે.

जस्स वरसासणावय–वफरिसपविकसियविमलमइ किरणा
विमलंति कम्ममइले, सो मे सरणं महावीरो ॥५७॥

ગાથાર્થ:—ટીકાર્થાનુસારે.

ટીકાર્થ:—જે મહાવીર સ્વામિ ભગવંતનું વર કહેતાં પ્રધાન જે શાસન તેના અવયવના સંસ્પર્શવડે પ્રકર્ષથી (ઉત્કર્ષપણે) વિકસિત એટલે પ્રકર્ષ બોધને પ્રાપ્ત થયેલાં વિમલ એટલે નાશ પામ્યો છે અજ્ઞાનપણારૂપ મલ તે જેનો એવાં મતિરૂપ કિરણો તે કર્મમલિને એટલે કર્મરૂપ અન્ધકારથી મલિન થયેલા પ્રાણીયોને નિર્મલ કરે છે, તે મહાવીર ભગવાન એટલે શ્રી વર્ધમાન સ્વામિ સંસાર ભયથી ભય પામેલા એવા મને શરણરૂપ એટલે રક્ષણ કરવાના કારણભૂત છે, અન્ય કોઇ શરણ્ય નથી.

# ॥ टीकाकारकृत उपसंहार.



कर्मप्रपंचं जगतोऽनुबन्धक्लेशात्रहं वीक्ष्य कृपापरीतः
क्षयाय तस्योपदिदेशरत्नत्रयं स जीयाज्जिनवर्धमानः ॥ १ ॥

અર્થઃ—જગતના જીવોને અનુબન્ધ થવાથી ક્લેશ આપનાર એવી કર્મપરંપરાને દેખીને જે કૃપાળુએ તેના ક્ષયને અર્થે જ્ઞાનાદિ રૂપ રત્નત્રયી દર્શાવી છે તે શ્રી વર્ધમાન જીનેશ્વર જયવંતા વર્તો.

निरस्तकुमतध्वान्तं । सत्पदार्थप्रकाशकम् ।
नित्योदयं नमस्कुर्मो । जैनसिद्धान्तभास्करम् ॥ २ ॥

पूर्वान्तर्गतकर्म—प्रकृतिप्राभृतसमुध्धृता येन ।
कर्मप्रकृतिरियमतः । श्रुतकेवलिगम्यभावार्था ॥ ३ ॥
( युग्म )

અર્થઃ—વિનાશ પમાડયો છે કુમતરૂપ અન્ધકાર જેણે, અને છતા પદાર્થોને પ્રગટ કરનાર તથા નિરન્તર ઉદય પામતો, તથા જેનો ભાવાર્થ શ્રી શ્રુતકેવલિથી જાણ્યો જાય એવી આ કર્મપ્રકૃતિને જેના પ્રભાવ વડે પૂર્વાન્તર્ગત કર્મપ્રકૃતિ નામના પ્રાભૃતમાંથી ઉદ્ધરી છે તે જૈન સિદ્ધાન્તરૂપ સૂર્યને નમસ્કાર કરીએ છીએ.

ततः क्व चैषा विषमार्थयुक्ता । क्व चाल्पशास्त्रार्थकृतश्रमोऽहं ।
तथापि सम्यग्गुरुसंप्रदायात् । किंचित्स्फुटार्था विवृता मयैषा ॥४॥

અર્થઃ—માટે ક્યાં આ વિષમ અર્થયુક્ત કર્મપ્રકૃતિ ! અને અલ્પ શાસ્ત્રોમાં કૃત પરિશ્રમ એવો હું ક્યાં ! તો પણ સમ્યક્ ગુરૂના સંપ્રદાયથી મેં આ કર્મપ્રકૃતિ કંઇક સ્ફુટ અર્થથી વર્ણવી છે.

कर्मप्रकृतिनिधानं । बह्वर्थं येन माद्दशां योग्यम्
चक्रे परोपकृतये । श्री चूर्णिकृते नमस्तस्मै ॥ ५ ॥

અર્થ:—જેણે પરોપકાર બુદ્ધિએ કર્મપ્રકૃતિરૂપ નિધાનને ઘણા અર્થ યુકત કરીને મારા સરખાને અવલોકન યોગ્ય કર્યો છે, તે શ્રી ચૂર્ણિકાર મહારાજને નમસ્કાર થાઓ.

एनामतिगंभीरां । कर्मप्रकृतिं विवृण्वता कुशलम् ।
यदवापि मलयगिरिणा । सिद्धिं तेनाश्नुतां लोकः ॥ ६ ॥

અર્થ:—આ અતિ ગંભીર એવી કર્મ પ્રકૃતિને વર્ણવતા મલયગિરિએ જે મંગલ પ્રાપ્ત કર્યું તે મંગલ વડે (કર્મ પ્રકૃતિને અવગાહનાર) જનસમુદાય મોક્ષ પ્રત્યે પામો.

अर्हन्तो मंगलं मे स्युः । सिद्धाश्च मम मंगलं ।
मंगलं साधवः सम्यग् । जैनो धर्मश्च मंगलं ॥ ७ ॥

અર્થ:—સર્વ અરિહંત ભગવંતો મને મંગલરૂપ હો, પુનઃ સર્વે સિદ્ધ પણ મને મંગલરૂપ હો, તથા સર્વ સાધુ મંગલરૂપ હો અને સમ્યક્ પ્રકારનો શ્રી જૈનધર્મ તે પણ મને મંગલિક રૂપ હો.

॥ इतिश्री मलयगिरिविरचित कर्मप्रकृतिटीकायां जैनाचार्य श्रीमद् बुद्धिसागरसूरि प्रसादेन पं. चंदुलालकृत सत्ताख्यप्रकरणस्य गुर्जरभाषान्तरम् समाप्तम् ॥

इति कर्मप्रकृति भाषान्तरम्